# ગુણસુન્દરી અને સ્ત્રીહિતોપદેશ

લવાજમ: રૂ. ૪-૬-૦ ] ( સ્ત્રી-ઉપયોગી સચિત્ર માસિક ) [ હિન્દ બહાર: ૧૦ શીલીંગ
તંત્રી: જયકૃષ્ણ ના. વર્મા
સપ્ટેમ્બર: ૧૯૩૪
ઉપતંત્રી: યજ્ઞેશ હ. શુકલ
કાર્યાલય: ૧૧૪, ગીરગામ બેકરોડ, મુંબાઇ, ૪.
પુસ્તક ૨૩ મું ] [ અંક ૧લો

## અનુક્રમણિકા



### બાલવિભાગ

તંત્રી : સોમભાઇ પટેલ



" હણાશે યૌવનમહિં સૌભાગ્ય એ ન્હોતી ખબર,
અમારાં આવાં હશે દુર્ભાગ્ય એ ન્હોતી ખબર;
ન્હોતી ખબર કે સીતમના વરસાદ આવા વરસશે,
ન્હોતી ખબર દુનિયા અમારાં આંસુ પર હસશે. "

મીસ પન્ના ]

સર્જાંગ ગુજરાતી બોલપટ
'સંસાર લીલા'માં



ચિત્રકાર : ] કૌમુદી [ સૌ. ભદ્રા દેસાઇ, પીએ.

# ગુણસુન્દરી
## અને સ્ત્રીહિતોપદેશ

પુસ્તક ૨૩ મું | સપ્ટેમ્બર : ૧૯૩૪ | અંક ૧ લો


# અનન્તને આરે

હું તો ઊભી ને આભને આરે,
અનન્તને આરે
નિસ્સીમનાં ગીત સુણવાઃ
હું તો ઊભી પૃથ્વીને પગથારે,
કે ફુલડાંને ક્યારે,
કુસુમનાં ગીત સુણવા !

હું તો બેસીને વાદળીને ઝાલે;
ચડું ચકડોળે,
નિસ્સીમનાં ગીત સુણવાઃ
હું તો ઝૂલું અમરવેલ-ઝોલે
સમીરણે ડોલે,
કુસુમનાં ગીત સુણવા !

હું તો તારાના મંડળમાં ઘૂમું
તેજ લઇને ઉછીનું,
નિસ્સીમનાં ગીત સુણવાઃ
હું તો પુષ્પોના પડળમાં ઘૂસું
ને પાંખડીઓ ચૂસું,
કુસુમનાં ગીત સુણવા !

તમે આવો એ આત્મને આરે
અનન્તને દ્વારે,
નિસ્સીમનાં ગીત સુણવાઃ
તમે આવો પૃથ્વીને પગથારે
વસન્તની સ્હવારે,
કુસુમનાં ગીત સુણવા !

જનાર્દન પ્રભાસ્કર



# કા'ન-બંસી

( રાગ-સારંગ )

કા'ન ! તારી બંસી રળિયામણી;
માંહી વિધવિધ ભરિયા નાદ:
કા'ના ! તારી બંસી રળિયામણી.

કા'ન ! શરદ પુનમ સોહામણી;
રૂડો ખીલ્યો ગગનમાં ચાંદ:
કા'ના ! તારી બંસી રળિયામણી.

કા'ન ! ઘેલી કીધી વ્રજનાર તેં,
જેણે છોડ્યા હાલેરાં બાળ:
કા'ના ! તારી બંસી રળિયામણી.

કા'ન ! ઘૂમે વને પશુ પંખીડાં,
જે ભૂલ્યાં જીવનનાં ભાન:
કા'ના ! તારી બંસી રળિયામણી.

કા'ન ! થંભ્યાં વાયુ નદી-પાણીડાં,
દીસે બંસી-સૂરે ગુલતાન:
કા'ના ! તારી બંસી રળિયામણી.

કા'ન ! જોવાને દેવ ટોળે મળ્યા,
જેણે છોડ્યાં મુનિવર ધ્યાન:
કા'ના ! તારી બંસી રળિયામણી.

ભોળાશંકર વ્યાસ

# મ ઝિ યા રો

લેખક : શ્રી ચુનીલાલ વર્ધમાન શાહ

જીવનથી તૃપ્ત થએલાઓને પણ તપાવીને વ્યાકુળ કરી મૂકે તેવો ગ્રીષ્મનો મધ્યાહ્ન હતો. લૂ વાતી અને શરીરે પ્રસ્વેદની ધારાઓ ચાલતી. એ ધારાઓ ચામડીને ક્ષણિક શીતળતા અર્પતી, બરફનું પાણી કંઠને ક્ષણિક શીતળતાથી તૃપ્ત કરતું, પરન્તુ કંઠ અને ઉદરની વચ્ચેના અંતર્માં શીતળતા તો કોઇ વિરલ આત્માઓ જ અનુભવતા.

કલ્યાણચંદ ઝવેરીનું અંતર ઉત્તપ્ત હતું. આઠેક દિવસથી તેમને પોતાનું શરીર વધારે અસ્વસ્થ જણાતું હતું. તેમને સીત્યોતેરમું વર્ષ જતું હતું. શરીર પરની કરચોલી તેમના કાનમાં રોજ ગણગણ્યા કરતી હતી કે પાકું પાન ખરી પડતાં હવે બહુ દિવસો જશે નહિ.

અત્યારે તેમણે પોતાના પલંગની પાસે બેઉ દીકરા, તેમની વહુઓ, તેમનાં દીકરા-દીકરીઓને એકઠાં કર્યાં હતાં. ડોસાનો ઇરાદો આજે બેઉ પુત્રોને મઝિયારો વહેંચી આપવાનો હતો. છેલ્લા ચારેક દિવસથી તો ડોસાએ પોતાને હાથે જ બેઉ ભાઇઓને મઝિયારો વહેંચી આપવાનો આગ્રહ પકડયો હતો. "પિતાજી! તમે શાને ચિંતા કરો છો ? અમે બેઉ ભાઇ સંપ સંપીને સાથે રહીશું, અને નહિ તો રાજી ખુશીથી કોઇને જાણવા પણ દીધા વિના સરખે ભાગે મિલ્કત વહેંચી લઇશું, પણ તમે તે બાબતની ચિંતા શાને રાખ્યા કરો છો ?" એમ મોટા દીકરા જ્ઞાનચંદે એકવાર પિતાને કહ્યું હતું, નાના દીકરા નવલચંદે પાસે ઊભા રહી મોટા ભાઇના એ કથનને મૌન સંમતિ આપી હતી, છતાં ડોસાએ પોતાની હઠ છોડી જ નહિ. તેમણે કહ્યું ! "ના ભાઇ, ના ! મારે તો તમો બેઉ ભાઇઓને મારે હાથે જ સરખે ભાગે મઝિયારો વહેંચી આપવો છે. પાછળથી તમે લડો-વઢો એવું મારે રાખવું જ નથી ને !"

કલ્યાણચંદ ઝવેરી મોટા શ્રીમંત તો નહિ, પણ ઘરના સુખી લેખાતા. ઝવેરાતની પેઢી ચાલતી હતી અને બેઉ દીકરા પેઢીના કામમાં પાવરધા થઇ ગયા હતા. ઘરનાં ઘર હતાં, દીકરાને ઘેર દીકરા-દીકરી હતાં, દુકાનમાં એક લાખની મૂડી રોકાયલી હતી તે ઉપરાંત ઘરમાં બીજું પચીસ-પચાસ હજારનું ઠામ હતું.

ડોસા પોતાના જીવનના છેલ્લા દિવસો ધર્મ ધ્યાનમાં ગાળતા. દહેરે જઇ પૂજા કરતા, ઉપાશ્રયે જઇ સાધુનું વ્યાખ્યાન સાંભળતા, રોજ સાંજે પ્રતિક્રમણ કરતા, અને પવિત્ર તિથિઓ પર વ્રત ઉપવાસ પણ કરતા. અતિ વૃદ્ધ અવસ્થાને લીધે દીક્ષા લઇ શકાય નહિ, નહિ તો પોતાને સાધુધર્મની દીક્ષા લેવાનો સંપૂર્ણ ભાવ હતો એમ પણ તે કોઇ કોઇને કહેતા.

રોજ પેઢી પર પણ તે હાજરી આપતા. જ્યારે પોતે પેઢી પર હોય, ત્યારે લ્હેણ-દેણનો દરેક સોદો પોતે જ કરતા. પોતાની નજરે છોકરા કોઇ સોદો ઉતારે તો તેથી તેમને સંતોષ થતો નહિ. પીસ્તાળીસ અને પાંત્રીસ વર્ષના દીકરાઓ પણ વેપારમાં કદાચ ઠગાઇ જશે, કે ખોટ કરશે, અથવા નફાનો ગાળો નહિ રાખી શકે, એવી ચિંતા તેમના અંતરમાં તે વખતે જરૂર જન્મતી. અ-

શક્તિને લીધે બિછાને પડયા તે દિવસથી જ તે પેઢી પર જતા અટક્યાં હતા.

કલ્યાણચંદ ઝવેરી વિધુર હતા. જ્ઞાનચંદ અને નવલચંદની માતાઓ જૂદી જૂદી હતી. અને નાના નવલચંદ ઉપર ડોસાની વિશેષ લાગણી હતી. ઓછી વધુ લાગણીના દેખાવોને કારણે કોઇ કોઇવાર સ્ત્રીઓમાં ખટપટ જાગતી, પણ પિતાની હયાતીમાં બેઉ ભાઇઓએ જૂદા થવું જ નહિ, એવી મોટા જ્ઞાનચંદની લાગણીને કારણે આજ સુધી એ કુટુંબ હજી સંયુકત રહી શક્યું હતું.

[ ૨ ]

પહેરેલી બંડીના ગજવામાંથી ડોસાએ એક ચાવી કાઢી અને નવલચંદના હાથમાં આપી કહ્યું: " તીજોરી ઉઘાડ અને તેમાંથી ખત-પત્ર, રસીદો, ઘરેણાંના દાબડા, બધું મારી સામે લાવીને મૂક. "

નવલચંદે પિતાની આજ્ઞા પ્રમાણે બધું લાવીને પલંગની પાસે એક મેજ મૂકી તે ઉપર ગોઠવ્યું. પછી પુત્રના ખભાનો ટેકો લઇને ડોસા બિછાનામાં બેઠા થયા. પોતે જીવનમાં કરેલી કમાણી ઉપર તેમણે દૃષ્ટિપાત કર્યો. મકાનોનાં ખતપત્રો હતાં, એક મોટા પરબીડિયામાં પોસ્ટ ઓફીસનાં ' કેશ-સર્ટીફિકેટ ' હતાં, ઘરેણાંના ચાર દાબડા હતા. સાડેક હજાર ઉપરાંતની એ મિલકત હતી. કલ્યાણચંદ ઝવેરી કાંઇ સિકંદર થોડા જ હતા !

ક્યા લાયાથા સિકંદરી ? દુન્યાસે લે ગયા ક્યા ?
થે દોનોં હાથ ખાલી, બાહિર કફનસે નિકલે !

આ નશ્વર સંસારમાં બાંધી મૂઠીએ આવ્યો, પણ ખાલી હાથે જઇશ, એવો ઉપદેશ સાધુઓના વ્યાખ્યાન દ્વારા તેમના કાનના પડદા સુધી જ પહોંચીને પાછો વળ્યો હતો; એટલે પોતાની કમાણીની એ બધી મિલકત સિકંદરની ત્યાગભાવનાથી નહિ, પણ જીવનયુદ્ધમાં વિજયશાલિતાની ઠરેલી આંખથી તે જોઇ રહ્યા.

જ્ઞાનચંદની અને નવલચંદની આંખો નીચી ઢળી રહી હતી અને કાન પિતાના મુખમાંથી નીકળતાં વચનો સાંભળવાને તૈયાર થઇ રહ્યા હતા.

દેરાણી—જેઠાણીની આંખો મેજ ઉપર પડેલા ઘરેણાંના દાબડા ઉપર લાગી રહી હતી.

જ્ઞાનચંદના સોળ વર્ષના ચંપક તથા નવલચંદની તેર વર્ષની મેનાની આંખો ડોસાની ફીકકી પણ તગતગતી આંખો ઉપર મીટ માંડી રહી હતી.

અને બેઉ ભાઇનાં બીજાં બે બાળકો પોતપોતાની માતાઓની ગોદમાં કોટિધ્વજ શાહુકારને પણ અલભ્ય એવી લાખેણી નિંદર લઇ રહ્યાં હતાં.

અધઘડી સુધી ડોસા કશું બોલ્યા નહિ. સૌ સ્તબ્ધ, બનીને ડોસા શું બોલે છે તે સાંભળવાને ટાંપીને બેઠાં. ડોસાની સ્થિર દૃષ્ટિ ઉપરથી એમજ લાગતું કે જાણે મનની ગોઠવણીમાં તે ગુંથાયા હશે. ઘણી વાર પછી તે બોલ્યા: " પેઢી તો તમે બેઉ ભાઇઓ ભેગીજ ચલાવજો અને સાથે રહો તો ફીકર નથી, પણ જૂદા જૂદા રહો તો બેઉ ભાઇ ઘરખર્ચ માટે વાર્ષિક બબ્બે હજાર રૂપિયા પેઢીમાંથી ઉપાડજો. વખત જતાં પેઢીની વહેંચણ કરવી હોય તો અર્ધે ભાગે વહેંચી લેજો "

બેઉ ભાઇ બોલ્યા: " હા, પિતાજી ! " સ્વરમાં આજ્ઞાંકિતતાનો રણકાર હતો.

" જુઓ, મારે તો તમે બેઉ ભાઇ ડાબી–જમણી આંખોની પેઠે સરખા છો. મારે તમને સરખે ભાગે મિલ્કત વહેંચી આપવી છે." એમ કહી ડોસાએ જ્ઞાનચંદની સામે દૃષ્ટિ ફેરવી.

જ્ઞાનચંદે ઉત્તર આપ્યો: " હા, બાપાજી."

" ત્યારે જુઓ, આપણે રહીએ છીએ તે ઘર નવલચંદ રાખે અને નાણાવટનું ઘર છે તે જ્ઞાનંદ રાખે. બેઉ ઘર સરખી કીંમતનાં છે. નવલચંદ ! હું કહું છું તે પ્રમાણે કાગળ ઉપર જરા નોંધ કરી લે. "

નવલચંદે કાગળમાં લખવા માંડ્યું જ્ઞાનચંદ તીખીનજરે પિતાનાં વચન સાંભળી રહ્યો.

નવલચંદના ભાગે જતું ઘર ત્રીસ વર્ષ પહેલાં પંદર હજાર રૂપિયામાં ખરીદેલું હતું; જ્ઞાનચંદના ભાગે જતું ઘર બે વર્ષ પહેલાંજ પંદર હજારે ખરીદેલું હતું. બેઉ ઘરની મૂળ કિંમત સરખી હતી. પરન્તુ બેઉ ઘરની ખરીદીના સમય વચ્ચેનો અઠ્ઠાવીસ વર્ષનો ગાળો બેઉના વાસ્તવિક મૂલ્યમાં મોટો ભેદ ઉપજાવતો હતો. નવલચંદના ઘરને ત્રણ માળ અને ૨૦૦ વાર જમીન હતી, જ્ઞાનચંદના ઘરને બે માળ અને ૧૨૫ વાર જમીન હતી.

પોસ્ટલ કેશ સર્ટીફીકેટોનું પરબીડિયું હાથમાં લઈને ડોસા બોલ્યા; " જુઓ આ વીસ હજારનાં કેશ સર્ટીફીકેટો છે; દસ હજારનાં સર્ટીફીકેટો નવલચંદની બા અને મારા નામ પર હતાં તે નવલચંદને આપું છું; અને બીજાં દસ હજારનાં સર્ટીફીકેટો મારા એકલાના નામ પર છે તે જ્ઞાનચંદ, તને આપું છું. બેઉ ઉપર મેં સહીઓ કરેલી છે."

એમ કહી ઝવેરીએ બેઉ પુત્રોને દસ-દસ હજારનાં કેશ સર્ટીફીકેટો આપ્યાં; પણ નવલચંદનાં કેશ સર્ટીફીકેટો એક અઠવાડિયાની અંદર પાકતાં હતાં એટલે તુરતમાંજ તેના રૂપિયા દસ હજાર મળે તેમ હતું; જ્ઞાનચંદનાં કેશ સર્ટીફિકેટ તાજાં બાંધેલાં હોવાથી તુરતમાં આઠેક હજારથી વધુ રૂપિયા ઉપજે તેમ નહોતું !

ચંપકે પૂછ્યું: " દાદાજી ! બેઉ સર્ટીફીકેટો ક્યારે લીધેલાં ? "

ડોસાએ કરડી આંખે ચંપક તરફ જોયું, પણ કશો જવાબ ન આપ્યો. મેના ભયચકિત આંખે દાદાને જોઈ રહી. થોડીવાર ચુપકી પ્રસરી રહી.

ડોસા મંદ સ્વરે બોલ્યા: " આ બે દાબડામાં ઘરેણું છે, તે તો બેઉ વહુઓના હાથપગના માપ પ્રમાણે કરાવેલું છે, અને બેઉને માટે સરખી જણસો છે, તે બેઉ વહુઓ લઈ લે."

પોતાનાં ઘરેણાંનો દાબડો દેરાણીએ ઉઠાવ્યો એટલે બાકી રહેલો દાબડો જેઠાણીએ લીધો. બ્રેસલેટ, બંગડીઓ, હાર, વગેરે બધી ચીજો દેરાણીને માટે નવી કરાવેલી અને વજનદાર હતી એ સૌ જાણતાંજ હતાં.

" અને " બાકીના બે દાબડાનો તોડ કાઢતાં ઝવેરી બોલ્યા: " જ્ઞાનચંદ ! તારી બાનું ઘરેણું તું લે, અને નવલચંદ તારી બાનું ઘરેણું તું લે."

જ્ઞાનચંદની માતાનું ઘરેણું જુનું પણ તોલદાર હતું એટલે તેને કાંઈક વધારે પડતો ભાગ મળવાનો સંભવ હતો; પરંતુ એટલામાં ડોસા બોલ્યા: " જ્ઞાનચંદ, તારી બાના દાબડામાં એક મોતીની માળા હતી તે જડતી નથી, શી ખબર ક્યાં ગઈ ! "

જ્ઞાનચંદની છાતી દબાઈ ગઈ; માળા આશરે હજારેક રૂપિયાની કીંમતની હતી.

ડોસા બોલ્યા: " બસ, હવે કશું ખાસ વહેંચવા જેવું રહેતું નથી. ઘરવાખરો સાધારણ છે, પણ તેમાં બે વસ્તુઓ અંગતની છે. એક મારાં કપડાં રહે છે તે સીસમનો કબાટ અને એક તીજોરી. તીજોરી ચંપકની અને કબાટ મેનાનો."

ચંપક દાદાને તીવ્ર આંખે જોઈ રહ્યો.

મંત્રિયારો વહેંચાઈ ચૂક્યો. પિતાએ કહ્યા પ્રમાણે નવલચંદે લખીને તૈયાર કરી હતી તે તેણે પિતાના હાથમાં મૂકી. પિતાએ તે જ્ઞાનચંદના હાથમાં આપી કહ્યું; " લે ભાઈ, તું

સહી કર, એટલે પછી નવલચંદ પણ સહી કરે."

જ્ઞાનચંદે કાગળ હાથમાં લીધો કે તુરત ચંપકે પિતાનો હાથ પકડયો અને કહ્યું "સહી કરશો નહિ બાપુજી! મઝિયારાનો મેવો ભાગ આપણને ન જોઈએ, ભલે બધું કાકાને મળે!"

"ચંપક!!" જ્ઞાનચંદે આંખ કાઢી; પોતાની આંખોના તાપમાં ચંપકનું ધૈર્ય પીગળી ગયું. તે બોલતાં શું બોલ્યો, પણ તુરતજ તે ઠંડો બની ગયો.

ક્ષણભર સૌ સ્તબ્ધ બની ગયાં. બધી આંખો ચંપકને જોઈ રહી. જ્ઞાનચંદે સહી કરી. હવે કાગળ નવલચંદના હાથમાં આવ્યો. તેણે સહી કરવા માંડી અને મેનાએ પિતાના હાથમાંથી કાગળ ઝુંટવી લીધો.

"અરે મેના!" નવલચંદ આંખ કાઢી પુત્રીને ધમકાવી રહ્યો. તગતગતી આંખે અને ગંભીર વદને મેના બોલી; "ચંપકભાઈ સાચું કહે છે, બાપુજી, વહેંચણી બરાબર નથી."

નવલચંદ સ્તબ્ધ બની ગયો. તે કશું બોલે તે પહેલાં મેનાની માતાએ ત્રાડ મારી: "દોડ ડાહી! નાને મ્હોંએ મોટી વાત! તેમાં તું શું સમજે?"

એ નવયુગની બાળાએ નિડરતાથી જવાબ આપ્યો "હું સમજું છું, બા! દાદાજીએ વહેંચણીમાં મોટા કાકાને અન્યાય કર્યો છે. વહેંચવું હોય તો બરાબર વહેંચે; પણ ધર્મિષ્ઠ દાદાજીની છેલ્લી ઘડીએ તેમને હાથે આવી અન્યાયી વહેંચણીનું પાપ આપણે ન થવા દેવું જોઈએ!"

અને વિજયી મહારાણીના જેવી અસ્મિતાપૂર્વક મેનાએ કાગળ ફાડી નાંખ્યો!

ચંપકને જોઈ રહેલી બધી આંખો હવે મેનાને જોઈ રહી હતી. વહારે ચડેલી બહેન તરફ ચંપક મમતાભીની આંખે જોઈ રહ્યો હતો. મેનાની માતા તેને એકાદ તમાચો લગાવી દેવા ઉઠતી હતી, પરંતુ આ બાજુએ ડોસા ગભરાઈ ગયા હતા. આજ સુધીમાં મોટી વયના પુત્રોએ જે વાત ડોસાને સંભળાવવાની હિંમત કરી નહોતી, તે વાત નાની પૌત્રીના મુખમાંથી સાંભળીને ડોસાનું વદન ફીક્કું પડી ગયું હતું અને છાતીમાં બોલવાનું પણ જોર રહ્યું નહોતું. જ્ઞાનચંદે તેમની બગડતી તબીયત જોઈને તેમને તુરત સુવાડી દીધા અને થોડી પળોમાં પ્રાણપંખી પણ ઉડી ગયું!

[ ૩ ]

તે વખતે મઝિયારો જે અણવહેંચાએલો રહ્યો, તે ડોસાના મૃત્યુ પછી પાંચ વર્ષ સુધી તેમ ને તેમ જ રહ્યો. બેઉ ભાઈઓએ પણ તેટલો વખત સંયુકત કુટુંબ નિભાવ્યું. ત્યાર પછી બેઉએ સંપસંપીને મઝિયારો વહેંચી લીધો અને કોઈને અસંતોષ થાય તેમ રહેવા દીધું નહિ. એ વહેંચણીમાં પણ દાદાની તીજોરી ચંપકને અને કબાટ મેનાને મળ્યાં. ત્યારપછી મેના પરણીને સાસરે ગઈ અને કબાટ પણ સાસરે લેતી ગઈ.

એક દિવસ મેના જ્ઞાનચંદને મળવા આવી. મોટાકાકાના કુશળ વર્તમાન પૂછયા પછી તેણે તેમની સમીપે મોતીની એક માળા મૂકીને કહ્યું "લ્યો આ તમારી માળા!"

"કયાંથી જડી બહેન?" જ્ઞાનચંદે સાશ્ચર્યાનંદથી પૂછયું. મેનાએ જવાબ દીધો: "દાદાજીવાળા કબાટના ચોરખાનામાંથી."

બહારથી વાજાંના સૂર સંભળાવા લાગ્યા. કોઈની દીક્ષાનો વરઘોડો ભારે ધામધૂમથી ચડયો હતો

# સવર્ણ હિન્દુઓનો હૃદયપલટો

## કેમ થઇ શકે તે શ્રી. દિલખુશ બ. દિવાનજી આ લેખમાં સમજાવે છે

[ આ લેખના લેખક શ્રી. દિલખુશ બ. દિવાનજી સત્યાગ્રહી કાર્યકર હોઇ મ. ગાંધીજીના ચૂસ્ત અનુયાયી છે. પૂ. ગાંધીજીની અનેક પ્રવૃત્તિઓમાં તેઓ ઠીક ઠીક રીતે ભાગ લે છે અને તેને પરિણામે મળેલા પ્રત્યક્ષ અનુભવ અને અભ્યાસમાંથી પ્રકટેલા વિચારો તેઓ વ્યવસ્થિત રીતે ' ગુણસુન્દરી ' દ્વારા ગુજરાતની બહેનો સમક્ષ મૂકતા રહેશે. પૂ. ગાંધીજી બહેનો પાસે જે પવિત્ર લોકસેવાનું કાર્ય માંગી રહ્યા છે તે સમજવામાં આ લેખો બહેનોને ઘણા જ ઉપયોગી થશે એવી અમે આશા રાખીએ છીએ. –ઉપતંત્રી]

અસ્પૃશ્યતા નિવારણના કાર્યના બે મુખ્ય અંગો છે. ( ૧ ) સવર્ણ હિન્દુઓમાં રહેલું અસ્પૃશ્યતાનું પાપ ધોઇ નાંખવું અને ( ૨ ) હરિજનોની સર્વ પ્રકારની ઉન્નતિ કરવી.

હજારો વર્ષોથી હિન્દુ ધર્મને અસ્પૃશ્યતાનું કલંક કોરી રહ્યું છે અને એ કોમ પ્રતિ આભડછેટની ભાવના આપણે પોષી રહ્યા છીએ. પૂ. ગાંધીજીએ જે પ્રચંડ હરિજન પ્રવૃત્તિ ઉપાડી છે તેમાં આભડછેટનું પાપ ધોઇ નાંખવું એ મુખ્ય છે. આથી જ સવર્ણના હૃદયપલટા પર પૂ. ગાંધીજી આટલો બધો ભાર મૂકે છે. પરંતુ એ હૃદયપલટો એટલે શું ? સવર્ણ હિન્દુઓમાંથી અસ્પૃશ્યતાનું પાપ ધોઇ નાંખવાનું છે એનો અર્થ શું ? આ પ્રશ્ન આપણે બહુ સ્પષ્ટતાથી સમજી લેવાની જરૂર છે કારણ કે એ વિષેના આપણા અસ્પષ્ટ ખ્યાલોથી અસ્પૃશ્યતા નિવારણની પવિત્ર ચળવળ પાંગળી જ રહેશે.

( ૧ ) પ્રથમ તો સવર્ણ હિન્દુઓએ સમજી લેવું જોઇએ કે હરિજનો કંઈ હિન્દુઓથી જુદા નથી. એમનો ધર્મ પણ હિન્દુ ધર્મ છે, અને એમની સાથે સ્પર્શાસ્પર્શનો ભેદ રાખી આપણે એને નોખા ગણવાનું પાપ આચરી રહ્યા છીએ. વૈશ્ય, બ્રાહ્મણો કે ક્ષત્રિઓના વર્ણોને જેમ આપણે એકજ દૃષ્ટિએ લેખીએ છીએ તેમ સ્વચ્છતાનું કાર્ય ઉપાડી લેનાર આપણા હરિજનોને પણ આપણે સમાન દૃષ્ટિએ જ ઓળખવા જોઇએ. જ્યાં સુધી સવર્ણ હિન્દુઓ એમને સંપૂર્ણ સમભાવથી હિંદુઓ તરીકે અપનાવતા નહિ થાય ત્યાં સુધી એમનામાંથી અસ્પૃશ્યતાનું કલંક જવાનું નથી. અસ્પૃશ્યતા નિવારણના કાર્યમાં સવર્ણ હિન્દુઓના હૃદયપલટાની પ્રથમ નિશાની એ હોવી જોઇએ કે હરિજનોને તેઓ હિન્દુ ધર્મના એક આવિભક્ત અંગ તરીકે જ ઓળખે.

( ૨ ) હરિજનોનો ધંધો સામાજીક સ્વચ્છતાનું રક્ષણ કરવાનો છે, પરંતુ આપણે એ ધંધાને મેલો ગણી કાઢી હરિજનોને હડધુત કરીએ છીએ. સવર્ણ હિન્દુઓ હરિજનો પ્રત્યે કેવળ આભડછેટનો ખ્યાલ દૂર કરીને જ સંતોષ માનશે તો એમના હૃદય હજી સ્વચ્છ નહિ થાય. જ્યાં સુધી આપણે હરિજનોને આપણાથી હલકા અને નીચ ગણીશું ત્યાં સુધી આપણો હૃદયપલટો અધુરો જ રહેવાનો.

( ૩ ) જ્યારે એ જૂદાપણું–એ તુચ્છભાવ આપણે આપણા હૃદયમાંથી કાઢી નાંખીશું ત્યારે આપણે હરિજનોને આપણા ભાઇ જેવા ગણતા શીખીશું. આનો અર્થ એ છે કે એ મલિન ભાવો નીકળી જાય એટલું બસ નથી. એ ભાવો

નીકળી જતાં આપણામાં એમના પ્રતિ કેવળ ઉદાસીનતા રહે તો આપણો હૃદયપલટો ખચકાતો છે. એ ભાઈઓને આપણે હિન્દુ તરીકે સ્વીકારીએ, એમને હલકા ન ગણીએ, હડધુત ન કરીએ છતાં એમાં તો આપણા બુદ્ધિ પ્રયોગો માત્ર થાય. એ બુદ્ધિએ માન્ય કરેલો સમભાવ હૃદયમાં તો ત્યારે જ ઉતરે જ્યારે આપણા હૃદયમાં એ તરછોડાયેલા, ભૂલી જવાયેલા આપણા ભાઈઓ માટે સાચો સક્રિય પ્રેમ ઉભરાવા લાગે. ઘણા વર્ષોથી છૂટા પડેલા ભૂલાઈ ગયેલા આપણા ભાઈ જ્યારે આપણને મળે છે ત્યારે જે પ્રેમ આપણામાં ઉભરાઈ આવે છે તેવો પ્રેમ આપણામાં ઉત્પન્ન થવો જોઈએ. હિન્દુઓ માટે હરિજનો આવા જ એક વખત તરછોડાયેલા અને હવે પાછા મળી આવતા ભાઈઓ છે, એ વાત આપણે સમજી લેવી જોઈએ. હરિજનો માટેનો સ્વજન પ્રેમ એજ ઉંચ નીચના ભેદભાવના વિસ્મરણનું સાચું સ્વરૂપ છે. એ પ્રેમ તદ્દન શુદ્ધ, નિસ્વાર્થ અને નિષ્કામ હોવો જોઈએ. હરિજનોની ઉન્નતિથી હિન્દુ સમાજને પણ લાભ છે, એમાં આપણું રાજકીય હિત રહેલું છે. આવા સ્વાર્થી અને સકામ હેતુથી આપણે હરિજનોને અપનાવી નહિ શકીએ.

( ૪ ) હરિજનો માટે આવો સ્વજન પ્રેમ સવર્ણ હિન્દુઓમાં જાગૃત થાય એટલે એમની સ્થિતિ સુધારવા સેવાપ્રવૃતિ તેઓ ઉપાડે એ સ્વાભાવિક છે. પરંતુ એમાં પણ જો વૃતિઓ શુદ્ધ ન રહે, સેવાકાર્યમાં અહંભાવ રહી જાય તો હૃદયપલટો કાચો થયેલો જ ગણાય.

હરિજન સેવકો હરિજનોની ઉન્નતિ કરતી કરતી વખતે એવો અહંભાવ પોષે કે અમે એમનો ઉદ્ધાર કરીએ છીએ–એમના પર ઉપકાર કરીએ છીએ–તો એમાં આપણું પ્રાયશ્ચિત અધુરું રહે છે. સવર્ણ હિન્દુઓએ સમજી લેવું જોઈએ કે હજારો વર્ષો પછી જો હવે એઓ હરિજનોને ભાઈ તરીકે અપનાવે છે તો તેમાં, કંઈ તેઓ એમના પર મહેરબાની કે ઉપકાર નથી કરતા. એ તો એ વર્ગ પ્રતિનું આપણું વર્ષો થયેલા ચઢેલું ઋણ માત્ર આપણે ફેડવાનું છે. હરિજનોની જેટલી સેવા આપણે કરીશું એમાં આપણે આપણા પ્રેમનું દેવું જ ફેડીએ છીએ.

હજારો વર્ષોની આપણી ભયંકર કર્તવ્યભ્રષ્ટતાને પરિણામે એ વર્ગની સ્થિતિપર કાટ ચઢી ગયો છે. એ કાટ કાઢી નાંખવામાં આપણે ખુબ ભારે મહેનત ઉઠાવવી પડશે. એમની ઉન્નતિની પ્રવૃતિ આજે અતિશય પ્રચંડ લાગશે. પરંતુ એથી કંઈ આપણે મોટી ધાડ મારી નથી દેતા. જો આજે હરિજનોની દશા ખુબ બગડી ગયેલી છે અને એમને સુધારવા ભગીરથ પ્રયાસો કરવા પડે એમ છે તો એ આપણી બધી મુશ્કેલીઓને આપણે કરેલા પાપોના પ્રાયશ્ચિત તરીકે ગણી લેવી જોઈએ. આમ હરિજનોની સેવામાં જો નમ્રતા રહેલી હશે તો જ આપણો હૃદયપલટો સાચો થશે. આજે જો હરિજનો માટે આપણે કુવાઓ, મંદિરો અને શાળાઓ ખુલ્લા કરી દઈએ છીએ તો એમાં પણ કંઈ આપણે એમની ભારે સેવા નથી કરી નાંખતા. હજારો વર્ષોથી જે વર્ગનો એ સંસ્થાઓને વિષેનો અધિકાર આપણે પચાવી બેઠા હતા તે હવે એમને પાછો સોંપીએ છીએ–લૂંટારૂઓ લૂંટનો માલ લૂંટાયેલાને પાછો આપી દે છે–એમાં કંઈ એ લૂંટાયેલાની સેવા નથી કરતા.

( ૫ ) હરિજન પ્રતિના આપણા વર્તનમાં જ્યારે આ પ્રકારની જાગૃતિ આવે અને આપણી સેવાપ્રવૃતિ નમ્ર અને પવિત્ર વૃતિઓથી પ્રેરાય ત્યારે સવર્ણ હિન્દુઓનો હૃદયપલટો થઈ રહ્યો છે એમ કહી શકાય. પરંતુ એ હૃદયપલટો આદર્શ હરિજન સેવકમાં તો ઉત્કટ અને તીવ્રતમ રૂપ લઈ શકે છે. જગતમાં



શ્રી. નાથીબાઈ દામોદર ઠાકરસી મહિલા પાઠશાળાના કૉલેજ–દિનનો ઉત્સવ
ગરબાનું એક દૃશ્ય

ચાલી રહેલા ઘોર અન્યાયથી જેનું હૃદય સદા સંતપ્ત રહે છે. જે મનુષ્ય તેમજ પશુ પક્ષી–વનસ્પતી સર્વ જીવ પ્રતિ સમભાવ કેળવી રહ્યો છે, જેના અંતરમાં કેવળ પ્રેમજ વહી રહ્યો છે, એ પુરુષ અથવા બ્હેન જો હિન્દુ હોય તો હરિજન પ્રતિના સવર્ણ હિન્દુના વર્તનથી એનું હૃદય સળગી ઉઠે. હજારો વર્ષોથી જે ધર્મે આખી દુનિયામાં સમભાવ અને ઉદારતા માટે અપ્રતિમ યશ મેળવ્યો છે તે ધર્મમાં જ્યારે અસ્પૃશ્યો પ્રતિ ચાલી રહેલો ઘોર અન્યાય, એવો જાગૃત હરિજન સેવક જુએ છે ત્યારે એનું અંતર એ ઘોર અન્યાય પ્રતિ કકળાટ કરી મૂકે છે.

આવા હરિજન સેવકનો હૃદયપલટો એટલો તીવ્રતમ હોય છે કે એનાથી આ અન્યાયને સંહન કરી લેવાતો જ નથી. એ અન્યાય દૂર કરવા સારુ–હિન્દુ ધર્મના એ કલંકને ધોઈ નાંખવા સારુ એ પોતાનું જીવન એ કાર્યમાં ઝુકાવી દે છે. રાતદિવસ અને હરહંમેશ એ અન્યાયના ડંખ એના પ્રેમાળ અંતરને વીંધી રહ્યા હોય છે. એ અન્યાય દૂર કરવાની એની તમન્ના અસ્પૃશ્યતા નિવારણની વિધવિધ પ્રવૃત્તિઓમાં એને લઈ જાય છે. હરિજનો પ્રતિનો એનો પ્રેમ એટલો બધો તીવ્ર બને છે, એમની સેવા કરવામાં એ એટલો બધો નમ્ર બની જાય છે કે ઋણ ચૂકવવા જનાર દેવાદાર માફક તે હરિજનોના ઝુંપડાઓમાં ચાલ્યો જાય છે. હરિજનો પ્રતિ થઈ રહેલો અન્યાય એને એટલો બધો સાલ્યા કરે છે કે હિન્દુધર્મનું એ મહાકલંક ધોઈ નાંખવા એ પોતાના શરીરને પણ હોડમાં મૂકવા તૈયાર થઈ જાય છે–એ કલંક નિવારણ માટે દીર્ઘકાળ માટે ભીષણ તપશ્ચર્યા કરવાને પણ એ તત્પર થાય છે. હૃદય પલટાની આ પરાકાષ્ટા છે. હૃદયપલટાની એ ઝળહળતી જ્યોતિ આગળ આખી સમાજના હરિજનો પ્રતિના પાપો બળીને ખાખ થવા માંડે છે. આવા હૃદયપલટાની ખુબી એ હોય છે કે એવો સેવક અસ્પૃશ્યતાના કોઈ પણ સ્વરૂપને સહન કરવા તૈયાર નથી હોતો. "એટલે અસ્પૃશ્યતા નિવારણ કરનાર ઠેઠ ભંગીને અપનાવીને સંતોષ નહિ માને, તે જીવ માત્રને પોતાનામાં નહિ જુએ, અને પોતાને જીવમાત્રમાં નહિ હોમી દે ત્યાં લગી શાંત થશે નહિ. અસ્પૃશ્યતા નિવારવી એટલે જગત માત્રની સાથે મૈત્રી રાખવી, તેના સેવક થવું.

## મોર...મોર...ટહુકી જજે

મોર મારે બારણિયે ટહુકી જજે
ટહુકી જજે ને જરી ગહેકી જજે...મોર૦

મોર મારે આંગણિયે નાચી જજે
નાચી જજે ને ઉર ખોલી જજે... „

મોર મીઠાં ચાંદરણાં વેરી જજે
વેરી જજે ને પીંછ ખેરી જજે... „

મોર તારી ઢેલડને સંગે લેજે
સંગે લેજે ને ઉન્હાં આંસુ દેજે... „

મોર પેલી વાદળીને કહેતો જજે
કહેતો જજે કે જરી વરસી જજે... „

મોર મારાં મોતીડાં ચણતો જજે,
ચણતો જજે ને રંગ દેતો જજે... „

મોર મારે હૈયે તું ગહેકી જજે
ગહેકી જજે ને ઉંડું રહેકી જજે... „

રમણલાલ સોની

અસ્પૃશ્યતા નિવારણ એટલે છત્ર માત્ર સાથેનો ભેદ મટાડવો. ”

આવી રીતે અસ્પૃશ્યતા નિવારણના કાર્યમાં હૃદયપલટાની વાતો થાય છે તેનો અર્થ એ હોય છે કે,

(૧) સવર્ણ હિન્દુઓ હરિજનોને હિન્દુઓથી જુદા નહિ ગણે.

(૨) તેઓ એમને તુચ્છ, હલકા ગણી હડધુત નહિ કરે.

(૩) હજારો વર્ષોથી ખોવાયેલા અને હવે મળી આવેલા પોતાના ભાઇ તરીકે જ એમને અપનાવી એમના પ્રતિ એવો જ પ્રેમ રાખે.

(૪) હરિજનો પ્રતિ થયેલી પોતાની ધર્મ જાગૃતિને અથવા એમની સેવાને પોતે એમના પર થતા ઉપકાર તરીકે નહિ ગણે પરંતુ ચડેલા ઋણને અદા કરવાની રીતે એને પ્રાયશ્ચિત સમજે.

(૫) સર્વસ્વ હોમી દેવા જેટલી એની લાગણી પ્રજ્વલિત થાય તો એ હૃદયપલટો પૂર્ણ થયેલો ગણાય.

---

## ‘ ગુણસુન્દરી ’ નું ભેટ પુસ્તક

### અર્ધું અંગ

કિંમત ૦–૧૨–૦

લેખક : રા. યજ્ઞેશ હ. શુકલ
પ્રકાશક : ગુણસુન્દરી કાર્યાલય,
૧૧૪ ગીરગામ બેકરોડ, મુંબઇ ૪.

ગુણસુન્દરીના ઉપતંત્રી રા. યજ્ઞેશ હ. શુકલની મૌલિક ટૂંકી વાર્તાઓનો સંગ્રહ ‘ ગુણસુન્દરી ’નાં ગ્રાહકોને ૧૯૩૪–૩૫ ની ભેટ તરીકે અપાયો છે. ગયે વર્ષે એજ લેખકની અનુવાદિત સોળ વાર્તાઓ પોડશીના નામથી ભેટ અપાઇ હતી. આ બાર વાર્તાઓ લેખકની પોતાની કલ્પનાશક્તિનું ફળ હોઇને ગુજરાતી ટૂંકી વાર્તાઓના સાહિત્યમાં સારો ઉમેરો કરે છે. બારે વાર્તાઓમાં સ્ત્રીજીવનના પ્રશ્નો જ ચર્ચ્યા છે, અને દરેક વાર્તામાં સ્ત્રીજીવનનું એકએક અંગ લઇ લેખકે તેને સમાજ આગળ સીધી રીતે રજુ કર્યું છે. સ્ત્રીને સમાજવ્યવસ્થામાં પત્ની તરીકે જે સમાન અને સ્વતંત્ર સ્થાન મળવું જોઇએ તે નથી મળતું અને ખાસ કરીને અસમાન લગ્નોથી સ્ત્રીને અત્યંત સહન કરવું પડે છે, વગેરે મુદ્દાઓ ઉપર આ ટૂંકી વાર્તાઓનું ચણતર થયું છે.

લેખકનું મન્તવ્ય વાર્તાઓમાં લગભગ સ્પષ્ટ દેખાઇ આવે છે, અને તે સ્ત્રીજાતિને સમાજ તરફથી અન્યાય થયો છે એવી વ્યક્તિ ઉપર સ્પષ્ટપણે રોષ લેતે, સ્વાતન્ત્ર્ય, સંપૂર્ણ સ્વાતંત્ર્ય આપવાની હિમાયત કરનારૂં દેખાય છે. ‘ નથી પરણવું ’ નામની છેલ્લી વાર્તામાં લેખકના આ વિચારો વધારે સ્પષ્ટતાથી રજુ થયા છે અને મેટ્રીક ભણતી જયા પરણવાની ઇચ્છા રાખતી નહોતી, છતાં તેનાં માબાપ તેને પરણાવવા માગતાં હતાં, તેથી તે માતપિતાના ઘરનો ત્યાગ કરી નાસી જાય છે અને અદાલતમાં , એવા પ્રકારનો એકરાર કરી માતપિતાના આશ્રયમાંથી મુક્ત બની સ્વતંત્ર થાય છે, તે ઉપરથી સમજી શકાય છે. પતિપત્નીની વાર્તામાં પણ લેખકે પુરૂષની જેમ સ્ત્રીને પણ ભણી ગણી નોકરી કરવાનો અને તે પણ પતિથી અલગ રહી દૂર દેશમાં કરવાનો હક હોવાનું પ્રતિપાદન કર્યું છે. ‘કાકી સમજ્યાં ’ની વાર્તામાં પણ એક યુવક તેની કાકીની પસંદગીની કન્યાને ન પરણતાં ગુપ્ત રીતે પર કોમની સહાધ્યાયિની સાથે લગ્ન કરે છે. × × × × ‘વિમાતા’, ‘ દાતણવાળી ’, ‘ બન્ને સરખાં ’, ‘ દેવાસૂની ’ વગેરે વાર્તાઓ વધારે ભાવવાળી અને કલાની દૃષ્ટિએ પણ વધારે આકર્ષક લાગે છે. લેખકની વાર્તા લખવાની શૈલી સાદી, સરળ, છતાં આનંદપ્રદ છે.

[ ‘ગુજરાતી’ તા. ૫–૮–૩૪ ]

ઇંગ્લાંડથી એન્જીનીયર બનીને પાછા ફરેલા યુવાને સુંદર બેરેજ ખાતે શુષ્ક જીવનથી કંટાળ્યા પછી પત્નીની

# પ * સં * દ * ગી

કેમ કરી તેનો રસિક પ્રસંગ "શ્રી અશોક" આમાં આલેખે છે

રસિક ઇંગ્લાંડથી પાછો ફરે તેની રાહ આતુરતાથી જોવાતી હતી. એની જ્ઞાતિમાં કન્યાઓની બહુ છત નહોતી, પરંતુ સાથે સાથે 'સારા' વરની પણ અછત હતી. રસિક જેવો કેળવાયલો વર પોતાની દીકરીને મળે, એવી ઇચ્છાથી કેટલાક માબાપોએ દીકરીઓને મોટી થવા દીધી હતી અને તેમને બને તેટલી કેળવણી આપવાનો પણ પ્રયત્ન કર્યો હતો. એક યા બીજા કારણે એ બધાંયને આશા હતી કે રસિક તેમની દીકરીને જ પસંદ કરશે.

કેશવલાલ શેઠની દીકરી વિલાસ અમેરિકન ધોરણ સુધી ભણી હતી, પરંતુ કેશવલાલ માનતા કે સારી પહેરામણીની લાલચે તે રસિકને પોતાનો જમાઇ બનાવી શકશે.

રસિક લંડન યુનીવરસીટીની એન્જીનીઅરીંગની ડીગ્રી અને એ. બી. સી. ડી. નાં બીજા કેટલાક અક્ષરો પોતાના નામ પાછળ લગાડવાના પૂંછડા તરીકે સાથે લઇને પાછો આવ્યો. સદભાગ્યે ઇંગ્લાંડમાં અભ્યાસ કરવા સિવાય બીજી પ્રવૃત્તિ કરી તેણે બાપના પૈસા બગાડયા ન હતા અને પરિણામે કોઇ 'લાહરૂં' તેને વળગ્યું ન હતું.

રસિક પાછો ફરતાં કન્યાઓના માબાપોએ તેના કુટુમ્બ સાથેનો સંબંધ વધારવાની દોડાદોડી કરવા માંડી. એક યા બીજા બહાને પોતાની દીકરીઓ રસિકને બતાવવાની તેમણે હરિફાઇ માંડી. કોઇએ જમવાનું આમંત્રણ આપ્યું; કોઇએ ચ્હા પીવા નોતર્યો અને

પત્ની તરીકે કરવાની એણે ધસીને ના પાડી. પ્રેમ થયા વિના એ કેવી રીતે પરણી શકે ? અને એવું લગ્ન સુખી પણ કેમ થાય ? એને હમણાં પરણવું જ નથી. આગળ ઉપર જોઈ લેવાશે. વખત થતાં નોકરી સંભાળવા રસિક ચાલ્યો ગયો.

શાન્તિલાલે બધાંય આશાભેર માબાપોને જવાબ આપી દીધો: "હમણાં રસિકનો લગ્ન કરવાનો વિચાર નથી." પરિણામે સારાનરસા જે મળ્યા તે વર શોધી માબાપોએ પોતાની દીકરીઓને ઠેકાણે પાડી દીધી. તેમના લગ્નની કંકોત્રીઓ આવવા લાગી ત્યારે શાન્તિલાલ અને તેમની પત્નીનો જીવ બળીને ખાખ થઈ જવા લાગ્યો. પૌત્રને રમાડવાની તેમની આશા પડી ભાંગી હતી !

[ ૨ ]

વતનથી દૂર સિંધમાં સક્કર બેરેજના બંધકામ પર અનેક ઇજનેરોમાંના એક તરીકે રસિકની નીમણુક થઈ હતી. એને પગાર સારો મળતો; રહેવાને નાનો પણ સુંદર બંગલો હતો; નોકર–ચાકર હતા. પરંતુ જેમનો સહવાસ એને અનુકુળ થઈ પડે એવા કુટુમ્બો બહુ ઓછાં હતાં અને તેમાંય ગુજરાતી કુટુમ્બ તો એક જ હતું. એના હાથ નીચે કામ કરતો આધેડ વયનો એક કાઠિઆવાડી ઓવરસીયર તેની પત્ની સાથે રહેતો હતો. પોતાની જમવા ખાવાની ગોઠવણ એણે એ કુટુમ્બ સાથેજ રાખી હતી. ઓવરસીયર ગોવિંદજી અને તેની પત્ની સંતોક એને ખાવાપીવાનું દુઃખ ન પડે તેની ખાસ કાળજી રાખતાં. બિચારી સંતોક નાના સાહેબની માની ખોટ પુરવાનો બનતો સર્વ પ્રયત્ન કરતી.

પરંતુ ગોવિંદજી અને સંતોકના સહવાસથી રસિકની માનસિક ભુખ ભાંગતી નહિ. આખો દિવસ સખત તાપમાં મહેનત કરીને એ થાકી જતો અને સાંજે લોથપોથ થઈને ઘેર આવતો. વારંવાર એને વિચાર આવતો કે પિતાની સૂચના સ્વીકારી લગ્ન કરી નાંખ્યું હોત તો પત્ની સહવાસનું સુખ તે મેળવી શકયો હોત. પરંતુ એ બાબત હવે જીવ બાળવો નકામો હતો.

એના પિતાના નિયમિત પત્રો આવતા અને તેમાં ઘરની તેમજ ગામની બધી ખબરો આવતી. એને માટેની ઉમેદવાર છોકરીઓ એક પછી એક બધી મંડાઈ ગઈ, એ સમાચાર પણ શાન્તિલાલે આડકતરી રીતે એને આપ્યા હતા.

છ મહિના એકધારું કામ કર્યા પછી એને લાગ્યું કે થોડોક વખત આરામ લેવાની જરૂર હતી. પરંતુ રજા લઈને આરામ માટે કયાં જવું તે તે નક્કી કરી શકયો ન હતો. એનો બાળપણનો સહાધ્યાયી મિત્ર અને દૂરનો સગો ચીમનલાલ અમદાવાદની એક મીલમાં મેનેજર હતો. પાંચ વર્ષ પહેલાં રસિક વિલાયત ગયો ત્યારે ચીમનલાલને છેલ્લો મળ્યો હતો. વિલાયતના નિવાસ દરમિયાન ચીમનલાલના પત્રો અવાર નવાર એને મળતા. એ દરમિયાન ચીમનલાલ પરણ્યો હતો. અને અત્યારે તો બે વર્ષનો બાળક પણ તેને ત્યાં રમતો હતો. ચીમનલાલના પત્રોમાં તેના પરિણિત જીવન વિષેના વર્ણનો રસિક વાંચતો ત્યારે લગ્ન માટે આટલી બધી ઉતાવળ કરનાર એ મિત્ર તરફનું એનું માન કંઈક ઘટી જતું.

સક્કર ગયા પછી પણ ચીમનલાલના પત્રો એને મળતા. રસિક વિલાયતથી આવ્યા પછી મળ્યો નહિ અને સક્કર જવા માટે બારોબાર મુંબાઈથી સ્ટીમરમાં કરાંચી ગયો, તે માટે તેણે ઠપકો લખ્યો હતો. અમદાવાદને રસ્તે ટ્રેનમાં ગયો હોત તો મળી શકાત, એની પત્નીને અને બાળકને પણ રસિક જોઈ

શકત, એવી એવી ઘણી બાબતો ચીમનલાલે પત્રમાં લખી હતી અને હવે પછી રજા મળે ત્યારે અમદાવાદ પોતાને ત્યાં આવવા તેણે રસિકને ખાસ આગ્રહ કર્યો હતો.

આ આગ્રહનો થોડો ઘણો લાભ લેવા રસિકે વિચાર કર્યો. રસ્તામાં થોડાક દિવસ અમદાવાદમાં ચીમનલાલને ત્યાં રોકાઇ, બાકીની રજા માથેરાન જઇ ગાળવાનો તેણે નિશ્ચય કર્યો અને રજા મેળવવા માટે અરજી કરી. રજા મળતાં જ તે અમદાવાદ આવવા નીકળ્યો.

ચીમનલાલને અગાઉથી પત્ર લખી પોતે કરાંચીથી કયારે નીકળશે તે રસિક જણાવી શકયો ન હતો; કારણ કે રસ્તામાં આણુરોડ થોડાક વખત એને રોકાવું પડે એમ હતું. એનો ઉપરી અમલદાર–ચીફ એન્જીનીઅર મી. આર્મસ્ટ્રોંગ હવાફેર માટે થોડાક વખત થયાં આબુ ગયો હતો, તેને કામકાજ સંબંધી રીપોર્ટ આપવાનો હતો, એટલે આબુથી અમદાવાદ જવા કયારે નીકળી શકશે તે ચોક્કસ ન હતું. પરંતુ પોતે બે ચાર દિવસમાં અમદાવાદ આવશે એવા સમાચાર તેણે ચીમનલાલને આપી દીધા હતા.

[ ૩ ]

આબુમાં મી. આર્મસ્ટ્રોંગને મળી રસિક બીજે દિવસે સવારે જ અમદાવાદ જવા નીકળ્યો, અને બપોરે અમદાવાદ સ્ટેશને ઉતર્યો. ચીમનલાલનું સરનામું ગાડીવાલાને આપી એ સીધો તેને ઘેર પહોંચ્યો.

ગાડીમાંથી ઉતરી રસિકે બ્હારથી જ બુમ મારીઃ "ચીમનભાઇ !"

અંદરથી મીઠા મોહક સુરમાં અવાજ આવતો હતોઃ "પારણીએ ઝુલાવું, હો વીરને પારણીએ ઝુલાવું" હાલરડાના ગાનમાં ગાનારે રસિકની બુમ સાંભળી નહિ હોય. તેણે ફરી બુમ મારી.

જવાબમાં અંદરથી રૂપાની ઘંટડીના રણકાર સમો અવાજ આવ્યોઃ "એ કોણ ?" અને રસિક જવાબ દે તે પ્હેલાં એક ૧૭–૧૮ વર્ષની યુવતી બારણામાં આવી ઉભી. એની પાછળ જ બે અઢી વર્ષનો જણાતો એક બાળક આવ્યો.

"મારૂં નામ રસિકલાલ. હું કરાંચીથી આવું છું. ચીમનભાઇ ઘરમાં નથી ?" રસિકે પોતાનો પરિચય આપી પ્રશ્ન પૂછયો.

"ના. એ જરા શેઠને બંગલે ગયા છે. હમણાં પાછા આવશે. તમે અંદર આવોને !" યુવતીએ કહ્યું. પેલો બાળક એનો સાળુ ખેંચી એને અંદર લઇ જવા મથી રહ્યો હતો. "ચાલોને ! ઝુલા પારણીઆ ગાઓને." હાલરડાના ગાનમાં ખલલ પડી તે એને ગમતું ન હતું.

રસિક મુંઝાતો હતો. સામાન ગાડીમાંથી ઉતારવા માટે શું કરવું તેનો એ નિર્ણય કરી શકયો નહિ. યુનીવરસીટીની કેળવણી એવી જાત મહેનત માટે જુવાનોને નાલાયક બનાવી મૂકે છે. યુવતી એની મુંઝવણ પામી ગઇ.

"જો એમ તોફાન ન કરીએ. આ કાકાને તું ઓળખે છે ? એમને 'જે જે' કર." યુવતીએ પ્હેલાં એ જુદી બાબતાજને સમજાવવાનો પ્રયત્ન કર્યો. અજાણ્યા માણસને 'જે જે' કરવાનો હુકમ બાળકને રૂચ્યો નહિ. એ મોઢું ફેરવીને ઉભો.

"બહુ તોફાની છે" એણે રસિકને બાળક માટે વણ માગ્યો અભિપ્રાય આપ્યો. "તમે અંદર આવોઃ હું સામાન ઉતારી લેવા માણસને કહું છું." યુવતીએ ઉમેર્યું અને માણસને બુમ મારીઃ "બાલુ !"

"જી." જવાબ આપતો માણસ અંદરથી દોડીને આવ્યો.

"ગાડીમાંથી સામાન ઉતારી લે."

યુવતીએ તેને સૂચના આપી; અને પોતે બાળક સાથે ઘરમાં પાછી આવી. રસિક પણ સામાન ઉતરાવી ગાડીવાળાને પૈસા ચૂકવી તેની પાછળ અંદર આવ્યો.

રસિક આ યુવતીનું નામ હજી જાણી શક્યો ન હતો. તેણે માની લીધું કે તે ચીમનલાલની પત્ની હશે અને બાળક પણ ચીમનલાલનો જ હશે. પોતે વિલાયત હતો ત્યારે ચીમનલાલના લગ્ન થયેલાં એટલે તેની પત્નીને રસિકે જોઇ ન હતી.

યુવતીએ તેને દીવાનખાનામાં લઇ જઇને બેસાડ્યો. બાલુ પાણીનો લોટો પ્યાલો મૂકી ગયો.

"તમે હજી જમ્યા નહિ હો !" યુવતીએ પૂછ્યું. "તમે થોડી વાર બેસો એટલે હું રસોઇ કરી નાંખું."

"ના ના. ખટપટ કરવાની જરૂર નથી. મેં રસ્તામાં નાસ્તો કરેલો છે." રસિકે જરા ભાવ ખાધો. તેણે નાસ્તો કર્યો હતો એ વાત સાચી પણ તે નહિ જેવો. અત્યારે તો એના પેટમાં કકડીને ભૂખ લાગી હતી.

"એમાં ખટપટ શાની ? એમ કાંઇ નાસ્તાથી ચાલે ?" યુવતીએ કહ્યું અને તેની આનાકાનીની દરકાર કર્યા વિના તે અંદર ચાલી ગઇ. બાળક પણ તેની પાછલ પાછલ ગયો. લાલુરડા માટેનો તેનો આગ્રહ ચાલુજ હતો.

યુવતીએ બાળકને સમજાવી પટાવી પોતાની પાસે રસોડામાં બેસાડ્યો અને તેણે રસોઇ કરવા માંડી. રસિક દિવાનખાનામાં નવરો પડ્યો. ટેબલ પર પડેલા બે ત્રણ માસિક તેણે ઉથાલાવવા માંડ્યા.

થોડીવારે બાલુએ આવીને કહ્યું:" શેઠ ! ન્હાવાનું પાણી તૈયાર છે."

રસિક ઉઠ્યો. પોતાનો સામાન ક્યાં મૂક્યો છે તે તેણે બાલુને પૂછ્યું. બાલુ મ્હેમાન માટેના ઓરડામાં તેને લઇ ગયો. ત્યાં કપડાં બદલી રસિક સ્નાન કરવા ગયો. સ્નાન કરી આવી તે કપડાં બદલતો હતો ત્યાં બાલુએ આવીને કહ્યું: "જમવા ચાલો."

રસોઇ આટલી જલ્દી તૈયાર થશે એમ રસિકે ધાર્યું ન હતું. તે અજાયબ થતો રસોડામાં ગયો અને પાટલા ઉપર બેઠો. થાળીમાં પૂરી, શાક, અથાણું, પાપડ વગેરે મૂક્યાં હતા. પાસે કઢેલા દુધનો કટોરો હતો. આટલી બધી તકલીફ આપવા માટે તે જરા શરમીંદો થયો. તેણે યુવતીને કહ્યું: "તમને મેં ઘણી તસ્દી આપી."

"એમાં તસ્દી શાની ?" પૂરી તળતાં તળતાં યુવતીએ જવાબ આપ્યો. બાળક પણ આનંદથી એક પાટલા પર બેસી પૂરી ખાઇ રહ્યો હતો.

વધુ શું વાતચીત કરવી તે રસિકને સમજાયું નહિ. તે મુંગે મોઢે જમવા લાગ્યો. પણ એની મુંઝવણ લાંબો વખત ટકી નહિ. થોડી વારમાંજ બારણું ખખડ્યું અને ચીમનલાલ અંદર આવ્યો. બાલુએ ખબર આપવાથી તે સીધો રસોડા તરફજ આવ્યો: "હલ્લો, રસિક ! ક્યારે આવ્યો ? ભલા માણસ, ખબર તો આપવી'તી ? સ્ટેશન પર તને લેવા આવત."

"મારે રસ્તામાં આણુ ઉતરવાનું હતું એટલે ચોક્કસ ટાઇમ જણાવી શક્યો નહિ." રસિકે ખુલાસો કર્યો.

"વિલાયત જઇને તું ઠીક ફાલ્યો લાગે છે !" ચીમનલાલે કહ્યું.

"એ ત્યાંના હવા પાણીનો દોષ છે, મારો નહિ." રસિકે જવાબ દીધો.

"કેમ કેટલી રજા લીધી છે ? હમણાં તો અહિં રોકાશેને !" ચીમનલાલે પૂછ્યું.

"બે ત્રણ દહાડા. પછી માથેરાન જવાનો

વિચાર છે. માંડ પંદર દહાડાની રજા મળી છે." રસિકે પોતાનો કાર્યક્રમ જણાવ્યો.

"હવે ગયા; માથેરાનમાં શું બળ્યું છે? અહિંજ રહી જા. અમને પણ બધાને મઝા આવશે. કેમ ખરૂં ને સુધા?" ચીમનલાલે રસિકને આગ્રહ કરતાં યુવતીની મદદ માગી.

"બરોબર છે" યુવતીએ કહ્યું.

[ ૪ ]

રસિક જમી ઉઠયો એટલે બન્ને મિત્રો દિવાનખાનામાં ગયા અને વાતોએ વળગ્યા. થોડીવારે અંદરથી બાળકનો અવાજ આવ્યો: "ઝુલા પારણીઆ ગાઓને!"

"શું છે સુધા? કિરણ કેમ હેરાન કરે છે?" ચીમનલાલે પૂછ્યું.

"એ તો જરાં ઉંઘમાં આવ્યો છે એટલે." સુધાએ જવાબ દીધો."ચાલ હાલો ગાઉં. તારે ઉંઘી જવું છે ને!" બાળકને તેણે કહ્યું, અને રસિકના આગમનથી અટકેલું ગાન ફરી ચાલુ થયું: "પારણીએ ઝુલાવું, હો વીરને .."

"કિરણ જબરો તોફાની છે. સુધાને બિચારીને હેરાન કરી નાંખે છે. એ આવી છે ત્યારથી મારો કે એની બાનો ભાવ પણ પૂછતો નથી. સુધાની પાછળ પાછળ જ ફર્યાં કરે." ચીમનલાલે રસિકને કહ્યું.

રસિક આ સાંભળી ગુંચવાડામાં પડયો. તે અત્યાર સુધી માનતો હતો કે સુધા ચીમનલાલની પત્ની છે. "ત્યારે તારી પત્ની ક્યાં છે? સુધા કોણ છે?" એણે આસ્તેથી પૂછ્યું.

ચીમનલાલ સમજી ગયો કે રસિકે આંધળે બ્હેરૂં કુટયું હતું. તે હસતો હસતો બોલ્યો: "સુમતિ એની એક બ્હેનપણી માંદી છે તેને જોવા ગઇ છે. સુધા તો એની નાની બ્હેન થાય!" તેણે ખુલાસો કર્યો.

"તે સુધા અહિં રહે છે?" રસિકે પૂછ્યું.

"હા એ અહિં મહિલા પાઠશાળામાં ભણે છે, સ્ત્રી-વિદ્યાપીઠના જી. એ. ક્લાસમાં છે. રતનપુરમાં પ્રાવેશિક પરીક્ષા પસાર કર્યા પછી ત્યાં પાઠશાળા નહિ હોવાથી એની મોટી બ્હેને એને અહિં રાખી છે." ચીમનલાલે ખુલાસો કર્યો.

"એમ? મેં તો ધાર્યું કે એ કિરણની બા છે. એ એટલો હળી ગયો લાગે છે કે અજાણ્યાને ખબર જ ન પડે." રસિકે કહ્યું.

"હા-હા-હા." ચીમનલાલ હસ્યો." બધાં નવાં આવનાર એમજ માની બેસે છે. જન્મ્યો ત્યારથીજ કિરણ એના હાથમાં ઉછર્યો છે એમ કહું તો ચાલે વળી પાઠશાળામાં એનો ઐચ્છિક વિષય સંગીત છે એટલે એ એવાં સુંદર ગીત ગાય છે કે કિરણ એની પાસેથી ખસતો જ નથી." ચીમનલાલે કહ્યું." સુધા મ્હેમાનને તારા એક બે ગીતતો સંભળાવ" છેલ્લું વાક્ય બોલાતું હતું ત્યારે કિરણને ઉપાડી સુધા દિવાનખાના તરફ આવી હતી, તેને જોઇને ચીમનલાલે ભલામણ કરી.

## મુંઝવણ

મારે ઘરઆંગણિયે વેલડી
એની કાયા લળી લળી જાય,
એને અંગે કળી શરમાય,
સખા! ક્યાંથી આપું એને આંબલિયો?

મારા ઘર પર કાળી રાતડી
એના ઉરમાં ઉડે રસછોળ,
એનાં નવલખ લોચન લોલ;
સખા! ક્યાંથી આપું એને ચાંદલિયો?

ઉમાશંકર જોષી

સુધાને ગાલે શરમના શેરડા પડયા. "એમાં એમને મઝા નહિ આવે. એમને તો વિલાયતમાં ઘણું સુંદર સંગીત સાંભળ્યું હશે." સુધાએ જરા હિંમત લાવીને કહ્યું.

"સંભળાવો તો ખબર પડે કે એમાં કયું સારૂં!" રસિકે પણ ચીમનલાલની માંગણીમાં પોતાનો આગ્રહ ઉમેર્યો. સુધાએ હારમોનીઅમ ખોલી પોતાના સંગીત-જ્ઞાનનો પરિચય કરાવ્યો.

"વિલાયતનું સંગીત આ સંગીત આગલ રદ છે." રસિકે વણમાગ્યો અભિપ્રાય આપ્યો. સુધા શરમથી નીચું જોઇ ગઈ; તેના ગાલ પર સુરખી ચઢી આવી. "કિરણ ઉઠયો તો નથી?" એ બ્હાનું કાઢી તે અંદર ચાલી ગઈ.

"કેમ મીસ્તર! શું વિચાર છે! કંઈ બહુ વખાણે ચઢયો છે!" ચીમનલાલે ટોળ કરી.

"શાનો?" રસિકે પોતાના મનના ભાવ છુપાવવાનો નિષ્ફળ પ્રયત્ન કરતાં કહ્યું.

"શાનો તે વળી પરણવાનો?" ચીમનલાલે એના મનના ભાવ કહી નાંખ્યા. રસિક જવાબ દેતાં શરમાયો.

"એમાં શરમાય છે શાનો?" ચીમનલાલે ઉમેર્યું.

× × ×

રસિકે આયેરાન જવાનો વિચાર માંડી વાળ્યો. ચીમનલાલ અને સુમતિના પ્રયાસથી બન્નેના માબાપોની સંમતિ મેળવી લેવાઇ અને આવતા ઉન્હાળામાં સુધા બી. એ. ની પરીક્ષામાંથી નિવૃત્ત થાય પછી લગ્ન કરવાનું ઠેરવી રસિક પાછો સકકર બેરેજની સંભાળ લેવા ચાલ્યો ગયો.

---

## બાળકો અને રજાએ

છેલ્લી પત્રિકાથી બાળકોને ખરેખરી ખબર પડી કે હવે રજાઓ પડે છે. પરમ દહાડે એક બાળકનો એકાએક પત્ર મળ્યો.

"...ભાઇ! તમે રજાઓ પાંડવાના છો એમ સાંભળ્યું છે. રજાઓ ન પાડશો; કારણકે રજાઓમાં અમને ઘેર કોઇ રમવા દેતાં નથી. તમારે રજાઓ પાડવી હોય તો પંદર દહાડાની પાડજો. લિ..."

આ પત્રને છાપવાની જરૂર નથી. અમે વાલીઓને પૂછીએ છીએ કે બાળકને ઘર કરતાં બાલમંદિર વધારે શા માટે ગમે છે? તમે કહેશો કે તમારે ત્યાં રમવાનું મળે છે માટે. વસ્તુસ્થિતિ તેમ નથી.

અહીં તો બાળક કલાકોના કલાક સુધી કામ કરે છે છતાં પોતે રમ્યું છે એમ જ માને છે. તેને દિલપસંદ કામ કરવું હોય તેટલો વખત તે કરી શકે છે, અને છોડવું હોય ત્યારે તે છોડી શકે છે, માટે કામને તે રમત સમજે છે. અહીં જે રીતે તેની સાથે વર્તાવ થાય છે તે જ વર્તાવ તેને ઘેર પણ મળે તો બાલમંદિર જેટલું જ તેને ઘર પણ વહાલું લાગે.

રજાઓમાં બાળકને જરૂરી પ્રવૃત્તિ આપવાની તસ્દી સૌએ લેવી જોઇએ. કંટાળીને આપણે તેને કેવળ ભણવાનું સોંપીએ તો બાળકને ઘર તરફ અણગમો પેદા થાય એ સ્વાભાવિક છે. રજાઓ પાંડવી તે બાળકો તેમ જ શિક્ષકોના લાભ માટે અનેક દૃષ્ટિએ જો જરૂરનું છે, તો તે સમય દરમિયાન બાલમંદિરના વાતાવરણને અનુકુળ વાતાવરણ ઘરમાં કેવી રીતે રચી શકાય તે વાલીઓએ વિચારવું જોઇએ.

[ 'શારદામંદિર'ની પત્રિકામાંથી ] [ શિક્ષણ પત્રિકા ]



શ્રી ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળ ( સાન્ટાક્રુઝ )
શિક્ષણવર્ગોમાં અભ્યાસ કરતાં બ્હેનો



શ્રી ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડલ ( સાન્ટાક્રુઝ ) : સ્નેહ-સંમેલન : ૧૯૩૪
પ્રમુખ : શ્રી તારાબ્હેન માણેકલાલ પ્રેમચંદ

# "કૃષ્ણ–જયન્તી

લેખિકા: સૌ દીપકબા દેસાઇ

( ઢાળ— ' નાગરવેલીઓ રોપાવ ત્હારા રાજમહેલોમાં ')

જ્યારે વિશ્વ–પ્રલય થાય, સુન્દર જ્યોત ઝગમગતી !
વટપત્રે સાગર માંહ્ય, હરિની જ્યોત ઝગમગતી !

વ્યાપે અધર્મ વિશ્વે, સદ્ધર્મ સ્થાપવા કાજે;
લે જગદિશ્વર અવતાર..................સુન્દર૦

પ્રકટે દશાવતારી, શત્રુ કેલા સંહારી;
એ અકળ કળા ન કળાય..................સુન્દર૦

દેવકી હૃદયે ત્રાસે, ખટબાલ હણ્યાં ક્રુર ભ્રાતે;
રે ! હણશે સપ્તમ બાલ..................સુન્દર૦

કરે સ્તવન હરિનું ભાવે, પ્રભુ ! સાહ્ય કરો આ વારે;
છો ભક્ત તણા પ્રતિપાલ..................સુન્દર૦

શ્રાવણવદી અષ્ટમીએ, દીધું દર્શ ચતુર્ભુજ દેવે;
કહ્યું ' ચિન્તા ન કરો માત !'..................સુન્દર૦

ક્રૂર કંસ કાળ વિદારું, કારાગૃહથી હું તારું;
ધારો હૈયામાં હામ..................સુન્દર૦

મુકો ગોકુલમાં અમને, ત્યાંથી લાવો કન્યાને;
છે નંદ—યશોદા ધામ..................સુન્દર૦

ધર્યું બાલસ્વરુપ રઢીઆળું, લાગ્યું જનનીને વ્હાલું;
લે ચુંબન વારંવાર..................સુન્દર૦

ભગવદ્ગીતામૃત પાયું અર્જુન તિમિર નિવાર્યું;
એ અગમ્ય ગીતાજ્ઞાન..................સુન્દર૦

અગણિત સુકાર્યો કીધાં, વરદાન ભક્તને દીધાં;
મહિમા છે અપરંપાર..................સુન્દર૦

ઉજવો શ્રીકૃષ્ણ–જયન્તી, ઓજસ ઉર–ઉર ભરન્તી;
કુલદીપક કમલાકાન્ત..................સુન્દર૦

# પુનર્વિવાહ

લેખિકા:
શ્રીમતી શાંતાબાઇ કશાળકર,
બી. એ.

ચાલુ માસ ( જુલાઇ )માં પુનર્વિવાહના એક્ટ સને ૧૮૫૪ નો વિધવા વિવાહનો એક્ટ ૧૫ મા—નો દિન એક જયંતીની જેમ ઉજવવામાં આવ્યો. તે વેળા સમાજ સુધારકોએ—સુધારાનાં હિમાયતી પ્રતિષ્ઠિત સ્ત્રી પુરુષોએ અન્ય વ્યવસાય કોરે મૂકી આ વિષય પર ભાષણો કર્યાં અને આ મહત્વના પ્રશ્નને જુદી જુદી દૃષ્ટિએ ઠીક ઠીક છણ્યો.

પુરુષોએ આ પ્રશ્નના બારામાં હવે વિશેષ કાંઇ ન કરતાં માત્ર સ્ત્રીઓએ એને લગતું કામ કરવાની જવાબદારી લેવી જોઇએ. [illegible] પોતાની અસહાય ભગિનીઓ પ્રત્યે કુદરતી રીતે સહાનુભૂતિ હોવાથી તેજ તેમના ભલા માટે યત્ન કરી શકે. નિરાધાર બાળવિધવા સારી સ્થિતિમાં મૂકાય, તેને કોઇનો પણ આધાર મળે, ફસાવનાર લોકોના સંસર્ગથી તે દૂર રહે એમ સૌની ઇચ્છા હોય; પરંતુ પ્રત્યક્ષ મદદ કરવાનો સમય આવે તો તે શી રીતે કરવી, કયા પ્રકારની મદદ કરવી, વગેરે બાબતોની ગુંચવણ ઉભી થાય છે. આમ થવાથી પુનર્વિવાહ કરાવવાના કામમાં વિશેષ પ્રયત્નો તેમનાથી થતા નથી. આમ લખીને બ્હેનોને મ્હેણું મારવાનો મારો ઇરાદો નથી, પરંતુ આ લેખથી જાગૃતિ આવે અને આ પ્રશ્નની સિદ્ધિ અર્થે ચળવળ ચાલુ રહે એ જોવાની આ લેખિકાની ઉત્કંઠા છે.

પુનર્વિવાહનો ઇતિહાસ તપાસીએ તો જણાશે કે મહારાષ્ટ્રમાં આ વિષયનો બહુ મોટો ફેલાવો થયો નથી અને થતો નથી એમ કહીએ તોપણ ચાલે. તેથી એમ સમજવાનું નથી કે મહારાષ્ટ્રમાં ઉદાર મતની અને સુધારણાપ્રિય વ્યક્તિઓ નથી. સ્ત્રી વર્ગમાં પણ એવી વ્યક્તિઓ છે કે જેમના અંતરમાં વિધવાઓ માટે દયા છે અને મુખે મીઠાશ છે. તેઓ વિધવાઓનું અધઃપતન ટળે એવા પ્રયત્નો નિઃશંક રીતે કરે છે. પણ તેમના પ્રયત્નોમાં દિશાભૂલ થવાથી ફત્તેહમંદી મળતી નથી. માર્ગમાં અડચણો ઉભી કરવી એ કંઇ સુધારણા ન કહેવાય. માનો કે એક વિધવા બાઇનું મન કોઇ એક પુરુષ વિષે આકર્ષાય છે અને બને એમ કે તે પુરુષ પણ પડોશમાં ક્યાંક રહેતો હોય એટલે પાણીના નળ પર, કૂવા પર, દેવળમાં કે એવાજ કોઇ સાર્વજનિક સ્થળે તે બન્નેનો મેળાપ થાય તો સ્ત્રીઓને સ્વભાવ પડી ગયો છે કે તે પહેલાં તો પેલી વિધવા બેનને અને જેના પ્રત્યે તેને પ્રેમ સ્ફૂરે છે તે પુરુષને ઉદ્દેશી ગમે તેમ બોલશે, ધીમે ધીમે નહિં તેવી વાતો ફેલાવશે અને પછી આક્ષેપોનો ટોપલો તેમને માથે ઠાલવશે ! આ એક જૂની રીત છે. પરંતુ યાદ રાખવું જોઇએ કે છેટેથી મઝા જોઇ મદદ કરવાને બદલે વિરૂદ્ધ વર્તન કરવું એ કામ લાંબો વખત થયું છે. સમજદાર સ્ત્રીએ પોતાની સામેની વિધવાને જોઇને તે પોતાની બ્હેન છે એવી લાગણી લાવી તે બેનને કઇ રીતે સહાય કરી શકાય તેનો વિચાર કરવાનો હવે વખત આવી પહોંચ્યો છે.

કોઇ એક વિધવા બાઇ સાસરે રહે છે, તેનાં સાસુ સસરા જૂના વિચારનાં માણસો

છે. તેમની માન્યતા એવી છે કે વિધવા વહુએ ચોવીસે કલાક ઘરમાં ભરાઈ રહી ઘરનું કામકાજ કરવું ને તે તેમ કરે માટે તેના પર ચોકી કર્યા કરવી. આવા સંજોગોમાં તક સાધી પેલી વિધવા બેનને પોતે મદદ કરશે એમ મિત્રભાવે આશ્વાસન આપવું, તેને ધીરજ આપવી, શિક્ષણ, શીખામણ આપવી, તેની સાથે વાર્તાલાપ કરતાં કરતાં સૃષ્ટિના નિયમોનું, મનુષ્યની ભાવનાઓનું જ્ઞાન તેને આપવું. દુનિયાની ઓળખાણ, કયા માણસથી સમજ પૂર્વક દૂર રહેવું વગેરે સર્વ આવશ્યક બાબતોની તેને ખબર પડે તેવી વ્યવસ્થા દેખાવ ન કરતાં સહજ રીતે કરી આપવી. આજુબાજુ ફરતા ફરતા કોઈ એક પુરૂષને તે બાઈ સંબંધી અભિલાષા (ઉત્પન્ન) થઈ તો ખરી, પરંતુ જો તે લાયક ન હોય તો તે પુરૂષથી એ વિધવા બેને સંપૂર્ણપણે ચેતતાં રહેવા તેને સમજાવવું. બીજા હાથ પર જો કોઈ પુરૂષ તે બેનનો સાથી થવાને લાયક જણાય તો તેની સાથે એ વિધવાબેન પુનર્લગ્ન કરે અને સરળ રીતે સંસાર વ્યવહાર ચલાવે એટલી મદદ અને તૈયારી કરી આપવી જોઈએ. 'શું કરવા જોઈએ આપણને પારકી પંચાત' એમ વિચારી ઉદાસીન રહેવું અને પોતાની દૃષ્ટિ સામે દેખતી આંખે કોઈ એક વિધવાબેનના જીવનનું સત્યાનાશ થાય એમ રાહ જોતા બેસી રહેવું એ કંઈ માણસાઈ નથી! આ દુઃખની સુધારણાને અંગે જો સ્ત્રીઓ આગાડી આવે તો તેમને સુધારણા કરવાના માર્ગ અને તેને આવશ્યક સાધનો જરૂર મળી રહે એવી હાલની સમાજ રચના છે. દરેક મોટા ગામમાં બહુ પ્રસિદ્ધ એવું એકાદ મંદીર, અગર એકાદ સભા, સંસ્થા યા મંડળ આ પરોપકારના કામમાં બને તે મદદ કરવા તત્પર હોય છે: સદ્ભાગ્યે લાહોરની સર ગંગારામ ટ્રસ્ટ સોસાયટી વિધવા વિવાહની બાબતમાં ગામેગામ માણસો રોકી ખર્ચ કરી આ પવિત્ર કાર્યને કેટલોય ટેકો આપી રહી છે. આ સ્થળે એ સંસ્થાને અભિનંદન આપ્યા વગર રહેવાતું નથી. લાહોર, પંજાબ વગેરે પ્રદેશોમાં પુનર્વિવાહ હજારોની સંખ્યામાં થાય છે!

મહારાષ્ટ્રમાં ગત દશબાર વર્ષમાં દસબાર જેટલાય પુનર્વિવાહ થયા નથી તેનાં કારણો નીચે બતાવેલાં છેઃ—

૧ એક તો સ્ત્રીઓ સ્વભાવતઃ બ્હીકણ હોય છે. પોતાની શી જરૂરીઆતો છે, હિત શેમાં સમાયલું છે તે અને પોતાનું અહિત

## યુવાન વિધવાનું

**: હાલરડું :**

પોઢો મારી પેઢીના રાજ રે! પારણિએ પોઢો મારા બાલઃ
ખેંચે દોરી માતા તમારી રે! આંસુએ ભીંજાયેલે ગાલ.
રેવા તીરે બાપ તમારા રે! વસે માડી નગર મોઝાર;
વસે મોત વચ્ચે અમારી રે! પ્હોંચાતું નહિ પેલે પાર!
પોઢો મારી પ્હેલી તે વયના રે! સ્વામીના છાનેરા પ્રસાદ,
પૂંજી મારા પડદાની સઘળી રે! આખી જિંદગીની ઓલાદ!
જોઇ નથી પ્રેમની ભરતી રે! જોઇ ત્યાં હંમેશાંની ઓટઃ
ખબર શી તને ઓ વહાલા રે! ખમી કેવી રહીછું હું ખોટ?
પોઢો મારા કુંવર કોડિલા રે! નિદ્રાની પાંખોમાં લપાઇ,
નિદ્રા સાથ રહી છે મ્હારે રે! નહિ મૈત્રી કે ન સગાઇ!

પતિલ

પ્રત્યક્ષ થાય ત્યાં સુધી તેમને ખબર પડતી નથી.

૨ સમાજ અને આજુબાજુનાં માણસો વિધવા બેનને જોરજબરીથી સંન્યાસ વળગાડે છે.

૩ ઘરમાં ગરીબાઇ, આર્થિક સંકોચ, સંતતિ પરિવાર મોટો, વિવાહિત સ્ત્રીની ગર્ભાવસ્થા, સુવાવડ અને દર્દ, વગેરે મુશ્કેલીઓને લીધે ઘરમાંની વિધવા બેનને પોતાને ઘરમાં રહેવા અને જીવવા પૂરતો આધાર મળે છે, માટે સંસારનો રગડો વગર મૂલ્યે કરવો પડે છે. ઘરના કામકાજનો ભાર એને માથેજ પડે છે. વિધવા બેનનું આવું ઉપયોગીપણું ઘરનાં માણસોને સ્વાર્થી બનાવે છે અને પુનર્વિવાહનો વિચાર તેના ભેજામાં ન ભરાય તેની તકેદારી લેવાય છે.

૪ ખુદ વિધવા બેનોને પણ પોતાના ભાવિ બાબે અવિશ્વાસ હોય છે. પોતાના નસીબમાં એક વખત સુખ હતું તે પ્રભુએ લઇ લીધું તો હવે બીજીવાર સંબંધ કરવાથી યોગક્ષેમ મળશે તની ખાતરી શી?

૫ વળી એવો પણ ખોટો વિચાર વિધવા બેનના મનમાં આવે છે કે કુટુંબમાં આજસુધી કોઇએ પુનર્વિવાહ કરી વંશને કલંક લગાડયું નથી તો મારે શા માટે કરવું ને સૌની બોલીઓ સાંભળવી. આ વિચારથી વિધવાબેન પોતાની ભાવનાને દાબી દે છે; પોતાને માતૃતુલ્ય સમજી આયુષ્યને કુંઠિત કરે છે; અને આમ છેલ્લે શરીરને ક્ષીણ કરી લઇ મૃત્યુને શરણે થાય છે.

૬ પુનર્વિવાહ એ એક વસ્તુસ્થિતિ છે, એવી ખાતરી થયા પછી પણ પુનર્વિવાહને લીધે પોતાનું તેમજ અન્યનું સર્વ પ્રકારે ભલું શી રીતે થઇ શકે છે એની પૂર્ણ માહિતી હોતી નથી.

૭ સમાજમાંની અનીતિ, બાળહત્યા અને ગર્ભપાત વગેરે પાપ પુનર્વિવાહના સંબંધથી દૂર થાય છે એવી ખાત્રી થએલી હોતી નથી.

૮ સ્ત્રી વિધવા થાય તોપણ તે સમાજની એક આવશ્યક વ્યક્તિ છે. મનુષ્ય તરીકે તેને યોગ્ય સગવડો અને હક્ક મળવાજ જોઇએ એ વસ્તુ મન પર બરોબર ઠસેલી હોતી નથી.

આ ઉપરથી એમ કહી શકાય કે વિધવા બેનોને શિક્ષણ, આર્થિક સ્વાતંત્ર્ય વગેરે મળે નહિ ત્યાં સુધી તેમની નબળાઇ જશે નહિ. પુનર્વિવાહને વાસ્તે હાલમાં ઘણા પુરુષો તૈયાર છે; એ વાત તેમની મોટાઇ અને સુધારણા માટેના તેમના પ્રયત્ન બતાવે છે; પરંતુ તેમની મોટાઇને ટેકો આપવાની અને ઉપયોગી કરી લેવાની પ્રીતિ સ્ત્રીઓમાં નથી. તેઓ દીર્ઘ વિચાર કરતી નથી. જેમ તેમ જીવન ટકાવવું એટલોજ એમનો વિચાર હોય છે. આવી નબળાઇને લીધે વિધવાવિવાહનું પગલું આગળ વધતું નથી. સાંપ્રત જીવનક્રમ બહુ તીવ્ર છે. આર્થિક આપત્તિને લીધે બધાંએજ પોતે શું કરીએ છીએ એનો વિચાર કરવો ઇષ્ટ છે એવો સંજોગ આવી ઉભો છે; છતાં વિધવાઓ પોતાના હિતાર્થે વિચાર ક્યારે કરશે?

---

કલાર્ક (શેઠને): શેઠ સાહેબ, તમારે ત્યાં નોકરી કરતાં મને પળીઆં આવ્યાં. મારે માટે આપે કંઇક વિચાર કરવો જોઇએ.

શેઠ: જરૂર. આજની જ ટપાલમાં આ કલફની બાટલી આવી છે, તે અજમાવી જુઓ!

# નીલીમા

આ કથા કાંઇ કાલ્પનીક નથી. હિન્દુ સમાજમાં આ અને આવા નિર્દોષ પત્નીઓ પરના ઝુલ્મના બનાવો હમેશાં બનતા આવ્યા છે. આ કથાનો પ્રસંગ બંગાળનાં એક ગામડામાં બનેલી તદ્દન સાચી ઘટનાના આધાર પરથી લેવામાં આવેલો છે. અદાલતમાં એને લગતો મુકદ્દમો હતો એના ઉપરથી આ વાર્તા રજુ કરનાર

શ્રી ચન્દ્રેશ શુક્લ

"કેમ, આવી ? ખાલી હાથેજ આવીને ?"

પાંચ માસના ગલગોટા જેવા બાળકને લઇને પીયરથી આવેલી નીલીમા હજી ઘરના ઉંબરા પર પગ મૂકે તે પહેલાંજ, પતિદેવે ઉપલા પ્રશ્નોથી તેનો સત્કાર કર્યો ! પોતાનાં બાળકની, કે જીવનની અત્યંત કટોકટી ભરી સ્થિતિ વટાવીને નવો અવતાર પામેલી પત્નીની તબીયત કેમ છે તે જાણવાની તેને કાંઇ પડી ન હતી. તેને તો છેલ્લા પત્રમાં કરેલી માંગણીઓનો અસ્વીકાર થયાથી રોષ ચઢ્યો હતો.

કાંઇ પણ બોલ્યા વિના નીલીમા ત્યાંથી ચાલી ગઇ. પતિનો તેમજ સસરાજીનો તેના પિતા ઉપર આવેલો છેલ્લો પત્ર વાંચ્યા પછી, સાસરામાં તેનો સત્કાર થશે એવી આશા તેણે રાખીજ ન હતી. પણ પતિ તરફથી ઉંબરામાં પગ મૂકતાં જ આવો તિરસ્કાર થશે એવી આશા તેણે રાખી ન હતી. ઉંબરો વટાવતાંજ તેની આંખોમાં ઝળઝળીયાં આવ્યાં પણ, આજના, નવજન્મ બાળક સાથે પતિના ગૃહપ્રવેશના દિવસે, આંસુ સારવાં સારાં નહિ એમ સમજીને તેણે એ આંસુ આંખમાંજ પાછાં સમાવી દીધાં.

અંદરનાં ઓરડામાં દેવ મન્દિર આગળ જઇ તેણે પોતે ગૃહદેવતાને વન્દન કર્યું. બાળકને પણ ત્યાં વન્દન કરાવ્યું. અને પછી, બાજુનાં ખંડમાં બેઠેલાં સાસુજી નજીક જઇ, તેમને પ્રણામ કર્યા. પ્રણામના બદલામાં મળવો જોઇતો આશીર્વાદ ન મળ્યો. ભલે; તેણે ગુન્હો કર્યો હતો. પણ પેલા બાળકનો શો વાંક ? તેના તરફ પણ મીઠી નજર કરવાનું સાસુજીને ન ગમ્યું. પોતાને વાંકે આ કુમળાં પ્રભુનાં પયગમ્બર સમાં બાળકને પણ તર છોડવામાં આવે તે વ્હાલસોઇ માતાથી સહન ન થયું. તેની આંખો સજળ થઇ ગઇ. હવે આંખમાં આંસુ ખાળી ન રખાયાં. એ આંસુ જોતાં સાસુજીનું મોઢું વધારે ચઢ્યું.

ત્યાંથી નીકળી તે સસરાજીને પ્રણામ કરવા ગઇ. દીવાનખાનામાં તેઓ બેઠા હતા. તેમનો ચહેરો પણ ઉગ્ર હતો. મૂળમાં જ તેમનો મિજાજ તેજ હતો. તેમા હાલમાં તો તેમને પૂરતો રોષ કરવાનું કારણ મળ્યું હતું. એટલે, તેમની નજીક જઇ પ્રણામ કરી, તે ઝડપથી પાછી ફરી. એટલામાં તેના કાને સસરાજીનો ઘોઘરો સૂર અથડાયો:

"વહુ !"

નીલીમા થંભી ગઇ. તેના મુખમાંથી ઘણો પ્રયત્ન કરવા છતાં "જી" એવો ઉત્તર ન નીકળ્યો.

"વહુ ! તારો બાપ-એના મનમાં શું સમજે છે? મારા છેલ્લા કાગળનો જ્વાબ સીધી રીતે આપવાને બદલે, ગમે તેમ ફાકલુદી કરે છે ? પણ હું એનો ઢોંગ બરાબર સમજું છું. હું તેને બરાબર ઓળખુ છું."

નીલીમાં મુંગી મુંગી સાંભળી રહી. તેણે ઉત્તર આપવા જરા સરખો પણ પ્રયત્ન કર્યો નહિ.

" હા, હું એ બદમાશને બરાબર ઓળખું છું. મારી માંગણી મંજુર ન થાય ત્યાં સુધી હું તેને છોડનાર નથી. " સસરાજીનો રોષ મર્યાદા મૂકતો હતો. પિતાતુલ્ય ગણાતા સસરાને મેઢેથી સગા બાપને બદમાશ સંબોધાતો સાંભળી નીલીમાની રૂંવાટી ખડી થઇ ગઇ. હવે તેની જીભ ખુલી ગઇ.

" પિતાજી, મારા બાપુએ આપને લખ્યું છે તે સંપૂર્ણ સત્ય છે. તેઓ ઢોંગ નથી કરતા. મારાં લગ્ન પછી, એક મહિનામાં જ તેમની નોકરી છૂટી ગઇ હતી. અને ત્યારના હજી સુધી તેઓ બેકાર છે. "

" તારા બાપનો બચાવ કરે છે ? અને તેનું જુઠ્ઠાંણુ મારી આગળ સાચું ઠેરાવવા પ્રયત્ન કરે છે ? પણ એમ કાંઇ હું નમતું મૂકનાર નથી. "

" પિતાજી, હું સાચું જ કહું છું. હું જુઠ્ઠું નથી બોલતી. મારા બાપુ, મારે ખાતર કાંઇ પણ કરવા તૈયાર છે. પણ સાચે જ તેઓ લાચાર છે. મારી સુવાવડ પણ તેમણે પોતીકું ઘર વેચીને કરી છે. હવે તો સોગંદ ખાવા પૂરતો પૈસો પણ તેમની પાસે નથી. "

' બાપે બરાબર શીખવીને મોકલી લાગે છે ! પણ તે આ કાલીદાસને ઓળખતા નથી. તે એમ સહેજે સમજી જાય એવો નથી. પણ જો, હજી હું એક છેલ્લી તક આપું છું. વહુ, આજે જ તારા બાપને કાગળ લખી દે. એક સુંદર ઉસ્લામાં છેલ્લા ધાટનો છત્રપલંગ, તેના માપમાં બરાબર આવે એવાં ભરચી રૂના મુલાયમ ગાદલાં, તકીયા, અને રેશમી ચાદર; અને બાબા માટે સોનાની કડલી, અને તારે હાથે પાંચ પાંચ તોલાની સોનાની બંગડીઓ; બસ, હાલમાં આટલાંની જ ગોઠવણ કરી દે. એક મહિનામાં આટલી વસ્તુ અહીં નહિ આવી જાય તો આ ઘરમાંથી લઇ જાય તેની દીકરીને......"

સસરાએ જોઇતી વસ્તુઓની માત્ર યાદી ગણાવી. એ વસ્તુઓ મેળવવા માટે કેટલી રકમની જરૂર હતી, તે જાણવાની કે તેનો વિચાર કરવાની તેને જરૂર ન હતી. નીલીમા સ્તબ્ધ થઇને એ સાંભળી જ રહી. બાજુના ખંડમાંથી, તેની સાસુ અને પતિદેવ આ ઉદ્‌ગારો સાંભળી રહ્યા હતા. તેનું નીલીમાને ભાન ન હતું.

નીલીમા બાલકને લઇને ત્યાંથી પોતાના આગારમાં ગઇ. બાલક ઉંઘમાં આવ્યો હતો. હજી ઘોડીયું ઘરમાં વસાવવાનું હતું એટલે, તેને સાદડી ઉપર સુવાડયો. અને દુનિયાની કોઇ પણ ચિંતાનો સ્પર્શ પણ થઇ શકે નહિ એવું એ નિર્દોષ ભુલકું તરત જ ભર નિદ્રામાં પડી ગયું. અત્યાર સુધી આંખમાં ઘેરાઇ રહેલાં આંસુઓનો પ્રવાહ છૂટી પડયો. નીલીમા ધ્રુસ્કે ધ્રુસ્કે રડવા લાગી. તેને છાની રાખનારૂં ત્યાં કોઇ ન હતું.

એમને એમ સાંજ પડવા આવી. ટપાલનો વખત નજીક આવતો હતો. પિતાને પત્ર લખવાનો તેનો વિચાર જ ન હતો. પણ એમ કાંઇ છટકાય એવું થોડું જ હતું ? પતિદેવ ત્યાં આવી પહોંચ્યાં. કાંઇક આશ્વાસન મળશે એવી આશાથી, દયામણી આંખે, નીલીમાએ સુરેશ તરફ જોયું. પણ, સામી આર્દ્રતા તેને ન દેખાઇ. ઉલટો ઘવાયલાં હૈયાં ઉપર એક વધુ ઘા પડયો.

" કેમ પત્ર લખ્યો ? ટપાલનો વખત થઇ ગયો છે. "

તેને પત્ર લખવો જ ન હતો. એટલે આ પ્રશ્નનો જવાબ પણ તેણે ન આપ્યો. પણ એથી પતિદેવ ચીડાયા.

"કેમ સંભળાતું નથી? જવાબ આપતાં શું થાય છે?"

જેના તરફથી થોડું ઘણું પણ આશ્વાસન મેળવવાનો પત્નીનો સનાતન હક્ક છે, તે પોતે ય આમ રૂઠે પછી, પત્નીને માટે ઘર કે સંસારમાં શું સ્થાન રહે? પત્નીને જીવતાં બળી મરવાનો જ વિચાર આવે ને?

"મારે પત્ર નથી લખવો. બિચારાને નકામા શા માટે સંતાપવા!" અત્યંત ધીમા સૂરે નીલીમા બોલી.

"નથી લખવો? મારા પિતાએ આશા કરી છતાં નથી લખવો?" પતિદેવ વધારે ચીડાયા. "એ નહિ ચાલે; લખવો જ પડશે."

"પણ તેને શા માટે સંતાપો છો? તમારે જે કહેવું હોય તે મને કહો; મારું જે કરવું ઘટે તે તમે કરો; પણ મારા પિતાનો શો દોષ છે કે તમે તેની પાછળ આમ મંડ્યા છો? નીલીમાથી વધુ ન ખમાયું એટલે તે પણ રોષ કરીને બોલી.

પત્ની પતિની સામું બોલે? હાય, હાય! એ કેમ સહન થાય? પતિદેવનો મિજાજ હાથથી ગયો. તેમની આંખો ક્રોધથી લાલ લાલ થઇ ગઇ. કોઇ પણ પ્રકારનો વિચાર કર્યા વિના તેણે એક તમાચો ખેંચી કાઢ્યો. નીલીમા તમ્મર આઇને નીચે પટકાઇ પડી.

"સાલી સામું બોલે છે......એના બાપનો કાંઇ ગુલામ છું કે હું સાંખી રહું..." પણ પતિદેવના એ શબ્દો સાંભળવા જેટલું નીલીમાને ભાન ન હતું.

સુરેશ ત્યાંથી ચાલી ગયો. નીલીમા પત્ર નહિ લખે એમ તેને લાગ્યું. પણ પિતાની

## વીરપૂજન

ધન્ય એ મંગળમય અવતાર!
જુગ જુગ જૂનાં વીરપૂજનનાં સ્મરણો તાજાં થાય:
પ્રેમામૃતભર દુર્લભ દર્શનથી લોચન લ્હેરાય:
—અને કેં પ્રેરક જોમ પમાય!
અન્તરે ભક્તિભાવ ઉભરાય!
ધન્ય એ મંગળમય અવતાર!

ઋષિવરની એ અમર ભાવના—અવનીભર આદેશ:
તપદુર્લભ વીરસેવનપૂજન જ એ શેષ—મહેશ:
ધન્ય એ વીરતણી જનસેવ!
સેવને સદા વધાવે દેવ!
ધન્ય એ મંગળમય અવતાર!

કૃતકર્મોથી શાતા માણે અજોડ સેવક વીર:
વિશ્વગીતા શા ઉર ઉર વહજો સેવાભાવ સમીર:
ગણાઇ સેવા અદ્ભુત નૂર!
પૂજ્યની પૂજા જગમશહૂર!
ધન્ય એ મંગળમય અવતાર!

ભલે ભીષણ કે મૃદુમતિ હો, સુખદ સેવમંજિલ:
અણમૂલ એવી વીરસેવાનાં મૂલ્યાંકન મુશ્કેલ:
વીરનાં મરજીવાં જ શરીર!
નથી કંઇ અન્ય વિચાર લગીર!
ધન્ય એ મંગળમય અવતાર!

પુરાણજૂનો વીરપૂજનનો રસભર એ ઇતિહાસ:
નવયુગે નવસર્જન જન્મ્યે ઉપજે હૃદયઉલ્લાસ:
સનાતન ઉજ્જવલ એ દીપમાળ!
અમર ને ભવ્ય ઝાકઝમાળ!
ધન્ય એ મંગળમય અવતાર!

અંબાલાલ ન. શાહ

આજ્ઞાનો લોપ કેમ થાય ? એટલે તેણે પોતે જ નીલીમાને નામે પત્ર લખી દીધો. એ પત્રના ઉત્તરની રાહ ન જોતાં નીલીમા પ્રત્યે ત્રાસ રૂપ વર્તન શરૂ થઇ ગયું.

ઘર કામનું બધું વૈતરું કરવા છતાં વધેલું થોડું ખાવાનું તેને મળતું. કોઇ વાર બે મહેમાન અચાનક આવી પહોંચે તો એકાદશી કરવાને પણ નીલીમા ટેવાઇ ગઇ હતી. સુવા માટે પણ એકાદી સાદડી પૂરતી હતી. શરૂઆતમાં બાલક પણ તેની સાથે રહેતો. પણ પાછળથી, બાળકને પણ તેની પાસેથી લઇને એક ધાવને સોંપ્યો. માતાના હાથનો સ્પર્શ પણ એ બાળકને ન થાય એવું ધાવને સખ્ત ફરમાન હતું. છતાં, ધાવને કોઇ વાર પોતાને ખાનગી કામે જવું હોય તો છુપી રીતે નીલીમા બાળકની સંભાળ રાખતી. નહિ તર દૂરથી બાળકને નિરખી લેવામાંજ તેણે સંતોષ માની લેવો પડતો. અને આટલુંજ પૂરતું ન હોય તેમ વખતોવખત પતિદેવ અને સાસુ તરફથી તેને માર પણ પડતો. એ બધું નીલીમા મુંગે મોંદે સહન કરી લેતી.

પત્રમાં લખેલી મુદ્દત વીતી ગઇ પણ નીલીમાના પિતા તરફથી કાંઇ પણ જવાબ મળ્યો નહિ. ચાર પાંચ દિવસ વધારે રાહ જોઇ છતાં પત્ર ન આવ્યો એટલે, સુરેશનો રોષ કાબુમાં ન રહ્યો. તેનાં માતા પિતા તો કેટલાક દિવસથી નીલીમાને પોષવામાં નકામો બોજો સહન કરવો પડે છે એમ માનતાં હતાં.

સુરેશની પણ ધીરજ ખૂટી બપોરનું ઘર કામ પૂરું થયા પછી, તેણે નીલીમાને બોલાવી. નીલીમાને હવે કોઇ જાતનો ભય રહ્યો ન હતો. તે આવી. પતિની સામેજ ઉભી રહી.

" તારો બાપ જવાબ સરખો પણ લખતો નથી. એટલી બધી તે તુમાખી શાના પર રાખે છે ? "

નીલીમા કાંઇ ન બોલી.

" પણ હવે મને તેના જવાબની પરવા નથી. આ ઘરમાં મારે તારું કામ નથી. જા અત્યારે જ અહીંથી ચાલી જા."

એક દિવસ આવી રીતે જ આ ઘરમાંથી જાકારો મળશે એવી નીલીમાની ચોક્કસ માન્યતા હતી એટલે, પતિદેવના આ ફરમાનથી તેને જરા પણ આશ્ચર્ય ઉપજ્યું નહિ. તેમ તેનાં મોઢાં ઉપર, બીજા કોઇ ભાવો પણ પ્રકટયા નહિ. આ શબ્દોથી કાંઇ પણ અસર થઇ ન હોય તેમ, તે હતી તેમની તેમ ઉભી રહી.

થોડી વાર મૌન ફેલાઇ રહ્યું. પણ એ ઝાઝો વખત ટકયું નહિ.

" કેમ, સંભળાયું નહિ ? ચાલતી થા અહીંથી. આ ઘરમાં તારું કામ નથી." બીજી વાર એકનું એક ફરમાન થયું. છતાં, નીલીમા ત્યાંથી ડગી નહિ.

" કેમ બ્હેરી છે ? નીકળ અહીંથી ? " ઘરમાં પેઠેલા કુતરાંને પણ ત્યાંથી હાંકી કાઢવામાં ન બતાવાય એટલો તિરસ્કાર સુરેશે બતાવ્યો.

હવે નીલીમા મુંગી ન રહી શકી. તેનામાં અજબ હિંમત આવી. તે બોલી " હા, જઇશ. આ ઘરમાં હવે મારે પણ રહેવું નથી. પણ મારો બાળક લાવો. મારો બાળક મને મળશે એટલે તેને લઇ અહીંથી ચાલતી થઇશ."

આટલી બધી હિંમત તેનામાં કયાંથી આવી ગઇ ? સુરેશને આશ્ચર્ય થયું.

" બાળક જોઇએ છે ? જા-જા, હવે. તને ભિખારિણિને હું બાળક સોંપું ? બાળક તો મારો છે. તે અહીંજ રહેશે. તું તારે ચાલતી થા."

" બાળકને લીધા વિના હું અહીંથી ખસવાની નથી. તેમ આ ઘર પણ છોડવાની નથી. મારા બાળક વિના હું નહિ જીવી શકું."

" નહિ, તને બાળક આપવાનો નથી. જા, ચાલતી થા, અહીંથી. "

આ છેલ્લા નિર્ણય જતાં નીલીમા ત્યાંથી હઠી નહિ એટલે સુરેશે તેને હાથ પકડીને ઓટલા ઉપરથી બહાર ઉતારી મૂકી. પણ નીલીમા છેલ્લે પગથીએ બેસી ગઇ. કેમે કરી તે ત્યાંથી ખસી નહિ. ગામમાં ભવાડો થવાની બ્હીકે, આ નાટક તરત માટે તો ત્યાંજ અટકી પડ્યું.

રાત પડી. આખો મહોલ્લો શાન્ત થઇ ગયો. સર્વ નિદ્રાધીન થઇ ગયાં. નીલીમા, ધીમેથી ઉઠીને ઓટલા ઉપર ચઢી, બારણા આગળ બેઠી.

મધરાત થઇ અને બારણું ઉઘડ્યું. સુરેશ અને તેની માતા બહાર નીકળ્યાં. બારણું ઉઘડતાં જ નીલીમા બેઠેલી જણાઇ. અને સુરેશે એક પાટું લગાવ્યું.

" રાંડ હજી અહીં બેસી રહી છે ! " પણ નીલીમા કાંઇ ન બોલી. તેણે મૌન ધારણ કરવાનો નિશ્ચય કર્યો હતો. પાટુના પ્રહાર તેણે ઝીલી લીધા.

સુરેશના હાથમાં લાકડી પણ હતી. ઘણા ઘણા પ્રયત્ને પણ નીલીમા જ્યારે ત્યાંથી હઠી નહિ ત્યારે લાકડી ઉપાડી અને માતાનો અણસારો થતાંજ તેણે લાકડીનો એક પ્રહાર શરીરમાં હતાં તેટલાં જોરથી કર્યો. લમણામાં ઘા પડતાંજ નીલીમા તમ્મર ખાઇ નીચે પડી ગઇ. લોહીની ધાર વહેવા માંડી. એક તીણી ચીસ પડ્યા પછી, કાંઇ પણ અવાજ સંભળાયો નહિ.

મા દિકરો ઘરમાં ચાલી ગયાં પણ થોડીવારે રોષ ઉતરતાં તેઓ બહાર આવ્યાં. લોહીનું ખાબોચીયું ભરાયું હતું. માતાએ નીલીમાને જોઇ. તે મરણ પામી હતી.

" હાય હાય ! આ તો મરી ગઇ ! " તેનાથી ભયની મારી બૂમ પડી.

" હેં ! " સુરેશ પણ ચમકી ઉઠ્યો.

અને એ અવાજ સાંભળી સુરેશના પિતા આવી પહોંચ્યા. તેઓ બધી પરિસ્થીતિ પામી ગયા. હવે શું કરવું તેનો વિચાર તેમણે કરવા માંડ્યો. અને તરત જ બધા બનાવની વાર્તા ઘડી કાઢી.

ઘરમાં રડા રોળ થઇ ગઈ. આજુબાજુના લોકો જાગી ઉઠ્યાં.

નીલીમા મરણ પામ્યાની ખબર આખાં ગામમાં ફેલાઇ ગઇ.

કાલિદાસ બધાને નીલીમા કેમ મરણ પામી તે કહેતા હતા:

" રાત્રે નીલીમા બહાર નીકળી હતી. ઉંઘમાં ને ઉંઘમાં તે ઓટલા ઉપરથી પડી ગઇ. અને નીચેનો પત્થર લમણામાં પેસી જતાં તે એક ચીસ પાડી મરણ પામી. બિચારી ! "

એ વાર્તામાં રહેલી કૃત્રિમતા બધા જાણતા હતા. પરંતુ આ કુટુંબ સામે એક શબ્દ સરખો ઉચ્ચારવાની કોઇની હિંમત ન હતી.

જુરી ભરાઇ, અકસ્માત પડી જવાથી મરણ નીપજ્યાનો અભિપ્રાય પણ અપાયો. અને નિલીમાનો દેહ અગ્નિની જ્વાળાઓમાં ભસ્મીભૂત થયો.

પણ કોણ જાણે કોણ કોઇ દુશ્મન પાક્યો. નીલીમા અકસ્માતથી મરણ પામી ન હતી તેનું ખૂન કરવામાં આવ્યું હતું, એવી પોલીસ કમીશનરને બાતમી મળી અને એ માહિતીને આધારે, નીલીમાના પતિ, સસરા અને સાસુને ગિરફતાર કરવામાં આવ્યાં છે.

---

પેસેન્જર : એ કન્ડક્ટર ! એક માણસ બસમાંથી પડી ગયો.

કન્ડક્ટર : ફીકર ન કરો સાહેબ ! એને ટીકીટના પૈસા આપ્યા છે !

# નાજ વિરૂદ્ધ કાન્તાગૌરી

લેખિકા : શ્રીમતી " કૈલાસગૌરી "

[ શ્રીયુત તંત્રીજી, " ગુણસુન્દરી ", આપના માસિકના ગયા મે ૧૯૩૪ માસના અંકમાં
ક ઉગતા વકીલે લખેલો " આનંદગૌરી વિરૂદ્ધ ભગવાનદાસ " નામે એક કેસનો ચૂકાદો આપે
ક્ટ કર્યો છે. એ ઉગતા વકીલ મહાશયે પોતાનું નામ ગુપ્ત રાખ્યું છે, એટલું જ નહિ, પરંતુ
કોર્ટમાં એ કેસ ચાલ્યાનું કહેવાય છે તે કોર્ટનું નામ પણ ગુપ્ત રાખ્યું છે. કદાચે પક્ષકારોનાં નામ
ણ તેમણે બદલ્યા હશે એટલે એમની વાત સાચી છે કે કેમ તે જાણવાને કશું સાધન નથી. મને તો
ાગે છે કે એ મહેરબાને સ્ત્રીવર્ગને ઉતારી પાડવાને અને પુરૂષવર્ગની કીમત વધારવાને એ ચૂકાદો
ોતાની કલ્પનામાંથી જ ઉપજાવ્યો છે. પતિને ગાંડો ઠરાવી, તેને ગાંડાની ઇસ્પીતાલમાં મોકલી,
ેની મીલ્કત પર તાગડધિન્ના કરવાની ઇચ્છા પશ્ચિમની સ્ત્રીઓને કદાચ થતી હશે, પરંતુ એક આર્ય
સ્ત્રી પર એ જાતનું દોષારોપણ કરવું, તે આખી આર્ય સ્ત્રી જાતિને માથે આક્ષેપ કરવા જેવું છે. જે
સંજોગોમાં એ કેસની પક્ષકાર બાઇ આનંદગૌરીએ પતિને ગાંડાની ઇસ્પીતાલમાં મોકલવા અરજી કરી
છે, તે સંજોગોમાં સાચી આર્ય સ્ત્રી પતિની તનતોડ સેવા કરી તેને સાજા કરવાનો જ પ્રયત્ન કરે.
અલબત્ત હું એમ કહેવા નથી ઇચ્છતી કે હિન્દમાં યા ગુજરાતમાં કર્કશા સ્ત્રીઓ નથી જ. એવી સ્ત્રીઓ
જરૂર છે અને સારી સંખ્યામાં હશે, પરંતુ બીજી તરફ જોહુકમી કરનારા અને પત્નીને ડાબા પગનું
ખાસડું ગણનારા પતિદેવોની પણ ખામી નથી. મને લાગે છે કે ગણત્રી કરવામાં આવે તો એવી
કર્કશા સ્ત્રીઓના પ્રમાણમાં જોહુકમી પતિદેવોની સંખ્યા ગુજરાતમાં તો અનેકગણી વધી જાય. મારી
પોતાની બ્હેનના સંબંધમાં એવા જોહુકમી પતિદેવનો મને અનુભવ થયો છે અને એ મામલો દુર્ભાગ્યે
કોર્ટે પણ ચઢયો હતો. એ અનુભવનું વર્ણન મેં આ સાથે મોકલેલા ચૂકાદામાંથી તમને મળશે. એ
ચૂકાદો આપને લખી મોકલતાં મારે મારૂં તેમજ મારા બ્હેન બનેવીનાં નામો બદલવા પડે છે, તે માટે
આપ ક્ષમા કરશો, એવી આશા છે. હિન્દુ સંસારની આંટીઘુંટી અને પ્રતિષ્ઠા માટેની ચિંતાથી આપ
વાકેફ છો. પશ્ચિમની જેમ છુટાછેડા આપણે ત્યાં થતાં નથી, અને આર્ય સ્ત્રી એક ભવમાં બે ભવ કરવા
વ્યાજબી માનતી નથી. પરિણામે અમે એવી આશા સેવીએ છીએ કે આજે નહિ તો પાંચ વર્ષે પણ
મારા બનેવીને ઇશ્વર સદ્‍બુદ્ધિ આપશે અને એ બન્નેનો સંસાર સુખી થશે. આ આશાથી પ્રેરાઇને હું
બધાં જરૂરી નામ બદલીને આ અહેવાલ આપને મોકલું છું. સ્ત્રીઓનાં દુઃખોના આપ સહભાગી છો
અને તેમના સુખ માટે આપના માસિક દ્વારા આપ પ્રયત્નો કરો છો, એટલે એ નામ બદલેલા હોવાં
છતાં આપ આ અહેવાલ જરૂર પ્રકટ કરશો. એવી આશા હું રાખું છું. આપ એ અહેવાલ ઉપરથી
જોઇ શકશો કે હિન્દુ સંસારમાં સ્ત્રીઓની દશા કેટલી કફોડી છે. " આનંદગૌરી " ઓ કરતાં " કાન્તા-
ગૌરી " ઓની સંખ્યા વધારે મોટી છે, એમ તો આપનો અનુભવ પણ આપને કહેશે. અલબત્ત, ન્યાયને
ખાતર મારે એક વાત કબુલ કરવી જોઇએ અને તે એ કે હિંદુ પતિદેવોમાં પણ અપવાદ રૂપ પતિદેવ
હોય છે. મારા સદ્‍ભાગ્યે મને એવા અપવાદ રૂપ પતિદેવ મળ્યા છે. નામદાર કોર્ટે આપેલા ચૂકાદામાંથી જ
એ વાત કેટલેક અંશે સ્પષ્ટ થતી હોવાથી અહિં તેનું પિષ્ટપેષણ કરવાની જરૂર હું જોતી નથી.—લેખિકા ]

મુંબાઇની...પોલીસ કોર્ટમાં પોલીસે મારી બ્હેન કાન્તાગૌરી ઉપર આપઘાતનો પ્રયત્ન કરવા માટેની ફરિયાદ માંડી હતી. એ ફરિયાદની સુનાવણીમાં મારી બ્હેનના પતિ કેશવલાલની તેમજ તેના પાડોશીઓની અને ડૉકટરની તથા મારી અને મારા પતિની જુબાની લેવામાં આવી હતી. એ જુબાની-ઓને પરિણામે મેજીસ્ટ્રેટ સાહેબે જે નિર્ણય

આપ્યો હતો તે નીચે મુજબઃ—

**મેજીસ્ટ્રેટ સાહેબઃ** "બાઇ કાન્તાગૌરીએ તારીખ ૧૯ મી મે ૧૯... ના રોજ આપઘાત કરવાનો પ્રયત્ન કર્યો હતો, એવી ફરિયાદ પોલીસે કરી છે. એ ફરિયાદની સુનાવણીમાં બાઇ કાન્તાગૌરીના પતિ કેશવલાલે તેમજ તેના ડોકટર મી. અમલાણીએ જુબાની આપી છે. ઉપરાંત કેશવલાલના પાડોશીઓની તેમજ બાઇ કાન્તાગૌરીના બ્હેન અને બનેવીની પણ જુબાનીઓ લેવાઇ છે. બાઇ કાન્તાગૌરીને પણ મેં ખાત્રી કરવા માટે કેટલાક સવાલો પૂછી જોયા છે.

કેશવલાલ પોતાની જુબાનીમાં જણાવે છે કે તેની પત્નીનું મગજ કેટલાક વખતથી ચસકી ગયું છે અને દિવસે દિવસે સ્થિતિ ભયભરી થતી જાય છે. ઘરમાં તે મારફાડ કરે છે અને આગ લગાડે છે અને એવી સ્થિતિમાં તેને ઘરમાં છુટી રાખવી સલામત નથી. આ કારણે બાઇ કાન્તાગૌરીને એક ઓરડામાં પૂરી રાખવાનો અખતરો પણ તેણે કરી જોયો છે. પરંતુ એ ઓરડાની પાછલી બારી વાટે ઉતરી તે ઘરમાં પાછી આવી હતી, એમ તે જણાવે છે. તેની વાતને સમર્થન કરે એવું સરટીફીકેટ તેના ડોકટર મી. અમલાણીએ આપ્યું છે અને તેવી જ મતલબની તેમણે અહિ જુબાની પણ આપી છે.

બાઇ કાન્તાગૌરી અને તેની નાની બ્હેન કૈલાસગૌરી, જેણે અહિં જુબાની આપી છે, તે બન્ને કાઠિયાવાડના...શહેરના મૂળ વતની છે. તેમના પિતાને સંતાનમાં એ બે પુત્રીઓ જ હોવાથી તેમને સારી કેળવણી આપવામાં આવી છે. લગભગ દશ વર્ષ પહેલાં કાન્તાગૌરીનું લગ્ન કેશવલાલ સાથે થયું હતું. તેની નાની બ્હેન કૈલાસગૌરીનું લગ્ન તે પછી બે વર્ષે થયું હતું. કેશવલાલ અહિંના મુલજી જેઠા કાપડ મારકીટમાં કાપડનો વેપાર કરે છે, જ્યારે કૈલાસગૌરીના પતિ આ કોર્ટમાં વકીલાત કરે છે. બન્ને બ્હેનો લગ્ન પછી તેમના પતિ સાથે મુંબઇ આવીને રહી છે,

અહિં જે જુબાની પડી છે તેનો સાર કાઢતાં મને પોપટના પેલા બે બચ્ચાં વાળી વાત યાદ આવે છે. કેશવલાલ માંડ મેટ્રીક સુધી ભણેલો છે અને બાપદાદાની કાપડ મારકીટમાં દુકાન છે એટલે સારૂં રળી ખાય છે. પરંતુ તેના સરકાર બહુ ઉંચા હોય એમ લાગતું નથી. એના સોબતીઓ પણ એના જેવાજ છે. પિતાના મરણ પછી કેશવલાલ કુચ્છંદે પણ ચડયો અને આ કેસ મુખ્યત્વે એ કુચ્છંદનું પરિણામ છે. જે જુબાની મારી સમક્ષ પડી છે તે જોતાં મને એમ સમજાય છે કે રાત મધરાત બ્હાર રખડવાનો તેનો નિયમ થઇ ગયો છે. તે દારૂ પણ પીએ છે. આટલેથીજ વાત અટકતી નથી. તે અવાર

ભર્યો ભાગ લે છે. એ બંન્ને પતિ પત્ની આદર્શ અને સુખી જીવન ગાળી રહ્યાં છે,

કેશવલાલે પણ એજ માર્ગ લીધો હોત તો આ કેસ આ કોર્ટ સમક્ષ આવત નહિ. પોતાની પત્નીને વધુ અભ્યાસ માટે ઉત્તેજન આપવાને બદલે તેણે એવી બાબત તરફ ના-પસંદગી બતાવી અયોગ્ય અંકુશ મૂકયો છે. તેણે પત્નીને ઘરની બહાર પોતાની પરવાનગી વિના નીકળવાની મનાઈ કરી હતી. એટલે સુધી કે બાઇ કાન્તાગૌરી પોતાની સગી બહેનને પણ મળવા જઇ શકતી નહિ. કેશવલાલ પોતે અર્ધી રાત જાય ત્યાં સુધી બહાર રખડતો, નાટક સીનેમાઓ જોતો, અને રાતના દારૂમાં ચકચુર થઇ ઘેર આવતો. ૧૪ દિવસ તે પોતાની પત્નીને પોતાની સાથે નાટક સીનેમા જોવા કે ફરવા લઇ ગયો નથી. તે દારૂમાં ચકચુર થઇને આવતો ત્યારે પત્નીને મારફાડ કરતો અને પાડોશીઓ પણ તેના એ ધાંધલથી જાગી ઉઠતા અને ઠપકો આપતા. બાઇ કાન્તાગૌરીએ આ બધું મુંગે મોઢે સહન કરી લીધું હતું. પરંતુ તેની સહનશીલતાને હદ આવે એવું વર્તન છેલ્લા તોઢેક વર્ષથી કેશવલાલે કરવા માંડયું. તે પોતાની રખાતોને ઘેર લાવવા લાગ્યો અને તેમની સેવા ઉઠાવવાની તેણે પોતાની પત્નીને તાકીદ કરી. પરિણામે બાઇ કાન્તાગૌરીએ પોતાના મિજાજ ઉપરનો કાબુ ગુમાવ્યો અને તેણે સામા જવાબ આપવા માંડયા એટલુંજ નહિ પણ હાથ પણ બતાવવા માંડયો. તેના આ વર્તન માટે તેને દોષ દેવાને બદલે હું તો ખરેખર એ બાઇને ધન્યવાદજ આપું છું.

બાઇ કાન્તાગૌરી કબુલ કરેછે કે તેણે એ બનાવો બનવા માંડયા પછી એના પતિની તેમજ તેની રખાતોની અનેકવાર ખબર લીધી હતી અને કડછી તવેથાથી તેમના હાડકાં ખોખરાં કર્યાં હતાં. અલબત્ત બદલામાં એણે પણ તેમના હાથનો ઘણો માર ખાધો હતો. પત્નીની આ વર્તણુક કેશવલાલથી સ્હેવાઇ નહિ એટલે તેણે બાઇ કાન્તાગૌરીને ઓરડીમાં પુરવાનો પ્રયત્ન કર્યો હતો. પરંતુ એ બાઇ ઓરડાની પાછલી બારી જે ગટરમાં પડતી હતી, તેમાં થઇને નળવાટે ઉતરી પાછી ઘરમાં આવી હતી.

આ બધું ચાલતું હતું તેવામાં એક દિવસ-તારીખ ૧૯ મી મે ૧૯... ના રોજ-કેશવલાલે પત્નીનો કાંટો દૂર કરવાનો પ્રયત્ન કર્યો હોય તો તેમાં નવાઇ જેવું નથી. બાઇ કાન્તાગૌરી કહે છે કે તેના પતિએ તેને બાળી મુકવાનો પ્રયત્ન કર્યો હતો. કેશવલાલે સ્ટવ સળગાવી કાન્તાગૌરીની સાડીને ઝાળ લગાડી હતી, પરંતુ કાન્તાગૌરીએ તેના હાથમાંથી છટકી સાડી કાઢી નાંખી હતી અને બુમાબુમ કરી હતી. કેશવલાલ મામલો ચેતી ગયો અને તેણે પણ પોતાની નિર્દોષતા સાબીત કરવા અને આપઘાત માટે પ્રયત્ન કરવાનો આરોપ પત્ની પર ઢોળવા બુમાબુમ કરી હતી. પત્નીને પકડી રાખવાનો પ્રયત્ન કરતાં તેના હાથે પણ ઝાળ લાગી છે. અલબત્ત, તે આ કોર્ટને એમ મનાવવા માંગે છે કે તેની પત્નીએ આપઘાત કરવાનો પ્રયત્ન કર્યો તેમાંથી તેને બચાવવા જતાં એ દાઝયો છે. હું એની એ વાત બિલકુલ માનતો નથી. મને લાગે છે કે એણે પોલીસને ઉંધે રસ્તે દોરવી છે અને ખરેખર તો પોતાની પત્નીનું કાસળ કાઢવાનો પ્રયત્ન કર્યો છે. એમ કરવા માટે એને સબળ કારણ હતું, એમ એનું જીવન તપાસતાં સ્હેજે સમજાય છે. બાઇ કાન્તાગૌરી ન હોય તો પોતાની રખાતો સાથે એ યથેચ્છ મ્હાલી શકે, એવો એનો આશય હોવો જોઇએ.

આ બધી જુબાની ધ્યાનમાં લેતાં મારી ખાત્રી થાય છે કે બાઇ કાન્તાગૌરીએ આપઘાત માટેનો પ્રયત્ન કર્યો નથી અને તેથી તેને

નિર્દોષ ઠરાવી હું છોડી મૂકું છું. બાઇ કાન્તાગૌરી પોતાને મળતી સલાહ મુજબ પગલા પોતાના પતિ સામે લઇ શકે છે."

આ ચુકાદો અપાયા પછી અમે કાન્તાને સલાહ આપી છે કે તેણે પતિથી જુદા રહેવા માટે અને અલગ ભરણપોષણ માટે માંગણી કરવા હાઇકોર્ટમાં દાવો કરવો. એવું પગલું લેવાશે તો જ કેશવલાલ જેવો પતિ ઠેકાણે આવશે અને બીજા પતિદેવોને પણ કંઇક ચાનક મળશે. મારા પતિ કહે છે કે મેજીસ્ટ્રેટનો ચૂકાદો અને આ કેસમાં પડેલી જુબાનીઓ હાઇકોર્ટના દાવામાં ઘણાં ઉપયોગી અને મદદકર્તા થશે. ભરણપોષણ માટે મેજીસ્ટ્રેટ પાસે પણ અરજી કરી શકાય પરંતુ મેજીસ્ટ્રેટ માસિક રૂ. ૧૦૦ થી વધુ ભરણપોષણ અપાવી શકે નહિ. કેશવલાલની આવક બાર મહિને લગભગ ૮-૧૦ હજારની છે. એટલે હાઇકોર્ટ સ્હેજે ૨૫૦-૩૦૦ રૂપિયા માસિક અપાવશે, એમ અમને લાગે છે. એમ થાય તો એના ખોટા મોજ શોખ પાછળ ખર્ચાતી રકમમાં સારું જેવું ગાબડું પાડી શકાય.

[ નોંધ: શ્રી. બ્હેન "કૈલાસગૌરી" નો આ લેખ અમે સહર્ષ પ્રકટ કરીએ છીએ. શ્રી. "ઉગતા પંખીએ" સ્ત્રીઓને ઉતારી પાડવા જ "આનંદગૌરી" ના કેસનો ચૂકાદો પ્રકટ કરાવ્યો છે, એમ માનવાને અમે તૈયાર નથી. લેખિકા બ્હેન પોતે કબુલ કરે છે કે હિન્દુ સંસારમાં "આનંદગૌરી" જેવી સ્ત્રીઓ પણ હશે. અલબત્ત, એ બ્હેન કહે છે તેમ એવી "આનંદગૌરી" ઓની સંખ્યા પ્રમાણમાં ઓછી છે અને વધુ મોટી સંખ્યા મુગે મોઢે સાસુ-નણંદ કે પતિના જુલ્મ સહન કરતી સ્ત્રીઓની છે. એ સ્થિતિમાં ફેરફાર ત્યારે જ થાય જ્યારે આપણી સ્ત્રીઓ ગાય મટી સિંહણ બને. જ્યાં સુધી સ્ત્રીઓ એમના પર થતા જુલ્મો મુગે મોઢે સહન કરશે, ત્યાં સુધી જુલ્મ કરનારા તે ચાલુ જ રાખવાના છે. રાજાઓને સુધારવા જેમ પ્રજાને બંડ કરવું પડે છે. તેમ હિન્દુ સંસારના એ રાજવીઓના જુલ્મ નાબુદ કરવા પ્રજા રૂપ સ્ત્રીઓએ બંડ કર્યા વિના છૂટકો નથી. તં. શુ. ]

---

## વખાણવાનું જ મન થાય છે

# અર્ધું અંગ

લેખક : શ્રી. ચન્દ્રેશ હ. શુક્લ

પ્રકાશક : 'ગુણસુન્દરી' કાર્યાલય, મુંબઇ.

કિંમત : ૦-૧૨-૦

સન ૧૯૩૪-૩૫ નાં ભેટપુસ્તક તરીકે આ પુસ્તક પ્રકટ થયું છે. બધી મળીને બાર વાર્તાઓ છે. એની ગૂંથણી, પ્રત્યક્ષ અનુભવ અને બહોળા વાચનની અસરો ઝીલાઇને ગએલી છે. ભાઇ મહેશ, એક કાળે કેવળ ભાષાન્તર અથવા અનુવાદોની પગથી પર ચાલતા હતા; તે વખતથી જ આ લખનાર તેમને મિઠી છતાં ચમચમતી ટકોરથી, મૌલિક સર્જનની દિશામાં વળવા ઉત્તેજતો હતો, એ પછી તેમનો પ્રવેશ આ દિશામાં સફળ થતો જોઇ, બીજા કોઇને પણ થાય તે કરતાં અમને વધુ સંતોષ થાય તે સ્વાભાવિક છે. વાર્તાલેખન પર તેમની હથોટી સારી બેઠી છે. વસ્ત્ર વિનાનું અંગ વરવું લાગે; તેમ કલા સિવાયનું વાર્તાકલેવર જૈનોની દિગમ્બર પ્રતિમા જેવું જ દેખાય; ભાઇ મહેશ આ મુદ્દો સમજ્યા છે અને કયાં-શી રીતે કલાની જમાવટ કરવી ને વાર્તાને ખીલવવી તે તેમના ધ્યાનમાં આવી ગયું છે, એમ તેમનો આ સંગ્રહ કહી આપે છે. × × × × વાર્તાઓને વખાણવાનું જ સહસા મન થાય છે.

( 'ખડાયતામિત્ર' શ્રાવણ ૧૯૯૦ )

સુવિખ્યાત ઓસ્ટ્રીયન લેખક સ્ટીફન ઝવેગની એક કથાનો ભાવાનુવાદ

# એક અજાણી સ્ત્રીનો પત્ર



રજુ કરનાર :
શ્રી ચન્દ્રકાન્ત સુતરિયા

[ થોડા દિવસો પર એક મિત્રે મને એક નાની સુંદર ચોપડી વાંચવા આપી. એ ચોપડી વાંચવા માંડતાં જ મને તેમાં એવો રસ પડ્યો કે એક બેઠકે મેં તે વાંચી નાંખી. ઓસ્ટ્રીઆના સુવિખ્યાત લેખક સ્ટીફન ઝવેગે 'એક અજાણી સ્ત્રીનો પત્ર' એ મથાળા હેઠળ એ પુસ્તક લખ્યું છે; ને તે આખુંય એટલું રસદાયક છે કે જેમ મને તેમ બીજાઓને પણ એ ગમશે. એ પુસ્તકનો ભાવાનુવાદ આ નીચે આપું છું. —ચન્દ્રકાન્ત સુતરીયા ]

એ એક જાણીતો નવલકથાકાર હતો; એક સવારે એક મોટા રેલ્વે સ્ટેશન પર તે લટાર મારતો હતો એવામાં એક છાપાં વેચનાર પાસેથી તેણે છાપું ખરીદ્યું. છાપા પર તારીખ જોતાંજ તેના મગજમાં એક વિચાર આવ્યો. 'આજે તો મારી જન્મગાંઠ' એમ તે ઉત્સાહથી બબડી ઉઠ્યો અને તરતજ ત્યાંથી ટેક્સી કરી તે ઘેર આવ્યો. તેનું ઘર સારૂં ને સુશોભિત હતું; પુસ્તકો અને ચિત્રોથી તેનું દીવાનખાનું ને અભ્યાસગૃહ શણગારાયલાં હતાં: તે ઘેર આવ્યો એટલે તેના નોકરે તેને જણાવ્યું કે: " સાહેબ, આજે સવારે તો ઘણાં માણસો આપને મળવા આવ્યા હતા પણ આપ ન્હોતા એટલે તેઓ ચાલી ગયા કેટલાક તો ચીઠીઓ પણ મૂકતા ગયા છે. " અને વધુમાં તેણે ઉમેર્યું કે: " આજે તો ટપાલમાં પણ અનેક પત્રો આવ્યા છે. "

લેખક ટેબલ તરફ ફર્યો. થોકબંધ કાગળપત્રો જોઈ તે નવાઈ પામ્યો; વર્ષગાંઠના અભિનંદન નિમિત્તે આ બધા કાગળો આવ્યા છે એમ તે તરતજ સમજી ગયો. છાપું ને ટોપી બાજુએ મૂકી તેણે પત્રો જોવા માંડ્યા. કેટલાક પરિચિત અક્ષરોવાળા પત્રો તેણે જોયા ને વાંચ્યા, ને તે આનંદ પામ્યો. બીજા કેટલાંક તેના પ્રશંસકોના પત્રો હતા પણ તેમાંયે કાંઈ ખાસ નવું ન્હોતું પરંતુ એક મોટું બંડલ તેણે જોયું; તે પર અપરિચિત કલમથી લખાયલું સરનામું નિરખ્યું. ' આ મોટા લેખ જેવું શું હશે ? ' એવા વિચારમાં તે પળવાર પડ્યો. અને પછી, શાંતિથી પવનની મંદ લહરીઓ બારીમાંથી આવતી હતી તેની લહેર માણતાં આરામ ખુરશીમાં બેશી તેણે તે બંડલ ખોલ્યું. કોઈ સ્ત્રીએ એ કાગળ લખ્યો હોય એમ અક્ષરો પરથી સ્પષ્ટ જણાતું હતું. એટલે તેણે ફરીવાર પરબિડિયું જોયું પણ પત્ર કોનો હતો ને કળી શકાયું નહિ; પત્રની નીચે સહી ન હતી તેમ ઉપર કે નીચે ક્યાંય મોકલનારનું સરનામું પણ ન હતું; ' આ લખનાર પણ કોઈ અજબ મૂર્તિ લાગે છે ' એમ તેણે વિચાર્યું અને પત્ર વાંચવાની શરૂઆત કરી—

" મને નહિ ઓળખનારને—

મારો પુત્ર ગઈ કાલે મરી ગયો; એ બાળકનું કુમળું જીવન બચાવવા માટે તો મેં

ત્રણ દિવસ ને ત્રણ રાત ભારે જહેમત ઉઠાવી છે, તાવથી જ્યારે મારા બાળકનું શરીર ધીખી રહ્યું હતું ત્યારે એ બધાય દિવસો હું તેના બીછાના પાસે બેસી રહી હતી; તેના કપાળ પર બરફ મૂક્યા કર્યો; ને તેનાં કુસુમસમા કુમળા હાથ મારા હાથમાં લઇ મેં પંપાળ્યા; કોઇ પણ રીતે એ બાળક બચે તે માટે હું બધા પ્રયત્નો કરી છુટી; પણ ખેર; ત્રીજે દિવસે તો મારી શ્રદ્ધા ઉડી ગઇ; એ બચે એવી આશા ન રહી. એટલે મેં આંખ મીંચી –એમને એમ, ઉજાગરાઓને લીધે ઘેરાયલી આંખોમાં નિદ્રા આવી. અને લાકડાના નાના પાટીઆ પર હું ઘસઘસાટ ઉંઘી ગઇ; મને લાગે છે કે ત્રણ ચાર કલાક એ રીતે હું ઉંઘી હઇશ; ને દરમ્યાનમાં મારા બાળકનો આત્મા ગયો; હું જાગી ત્યારે મેં એનું શબજ જોયું. હજીયે એ શબ એના નાના ખાટલા પર એમનું એમ પડયું છે; ને પુત્ર મરી નહિ ગયો હોય એમ લાગે છે! માત્ર તેની કાળી આંખ ઘડીવાર માટે બંધ થઇ હોય, એ બાળક સુખેથી સુતું હોય એવું જ જાણે જણાય છે. બાજુના ખુણા પર ઝાંખો દીવો બળે છે ખરો; પણ તેની દીવેટ મોટી કરવા જવા માટે કે બાળક પાસે ફરી એકવાર જવા માટે હવે મારી હિમ્મત રહી નથી. કદાચ દીવેટ મોટી કરૂં અને એ વ્હાલા બાળકનું મુખ નિરખું તો તે પર કરચલીઓ જણાશે; તે શબજ છે એનો મને સાક્ષાત્કાર થશે એટલે મારૂં હૈયું હાથમાં નહિ રહે; એનાં કરતાં આ ઠીક છે; એ સુઇજ ગયો છે એવી ભ્રાન્તિ બની રહે; હજીય મને એમ જ લાગે છે કે, ઘોડીવારે એ જાગશે અને સ્મિતભર્યા વદને કાંઇ કાલુ બોલીને મને રીઝવશે. અરે અરે પણ એ તો માત્ર ખોટી વાત છે! પુત્ર તો મરી ગયો છે; ખરેજ મારી આશા વ્યર્થ છે; તેનું અવસાન તો રાતે થયું એ હું જાણું છું અને હવે, મારે તો આ અસાર સંસારમાં માત્ર તમેજ રહ્યા છો; ખરી વાત છે કે તમે મને જાણતા નથી–પીછાનતા નથી: તમે મઝેથી હરો ફરો છો, આનંદ કરો છો ને વિલાસવૈભવ ભોગવો છો પણ મને તમે ઓળખતા નથી. ને ઓળખશોએ નહિ. છતાં હું સાચેજ કહું છું કે તમારા સિવાય મારે આ દુનિયામાં બીજું કોઇ નથી. તમારા પ્રત્યે મારો પ્રેમ કદિએ ઓછો થયો નથી.

આજે હું તમને આ પત્ર લખું છું તેનું કારણ એકજ છે. મારા મૃત પુત્રની પાસે હું એકલી બેસી રહી શકતી નથી; હૈયાની વરાળ મારે કાઢવી જોઇએ એમ લાગે છે. અને આવી કારમી પળે જેને મેં જીવનભર મારા ગણ્યા તેમની પાસે હૈયાનો ભાર હલકો ન કરૂં તો કોની પાસે જાઉં? તમને કદાચ નવાઇ લાગશે ખરી; અને હુંયે મારી વાત સાવ સ્પષ્ટ રીતે કહી શકું એમ મને લાગતું નથી એટલે, મારી વાતમાં તમને સમજણ નહિ પડે. પણ હું નિરૂપાય છું. મારૂં માથું દુઃખે છે; શરીરમાં વેદના છે, હૃદયમાં કારી ઘા છે. મારા પગ પણ મને ગરમ લાગે છે; ખરેખર મને પણ તાવ આવ્યો છે. આ બાજુ હમણાં તાવની બીમારી ઘણાને છે અને મારો છોકરો પણ એમાંજ મરી ગયો: કદાચ મારો દેહ પણ તાવથી ખૂબ ધીખે, પછી હું મરી જાઉં, મારા પુત્ર પાસે જાઉં, તો મને આનંદજ થશે.

કદાચ એમજ થશે. અત્યારેજ મારી આંખો સામે રાતા પીળાં ચકરડાં દેખાય છે; દીવાનો પ્રકાશ પણ ઝાંખો થતો જાય છે કલમ પણ ધ્રુજે છે અને જેમ તેમ લખાય છે. આ પત્ર કદાચ પૂરો લખાઇ પણ નહિ રહે એમ હવે લાગે છે. છતાં આ પત્ર પૂરો લખી નાંખવા માટે હું બનતું કરી છૂટીશ. ગમે તેમ થાય તોયે આટલો કામ તો પૂરો

કરીશ. જીંદગી ભર મેં જેને ચાહ્યા એ પ્રીત-મને મારો આ પહેલો પત્ર લખી મારૂં હૃદય ખાલી કરીશ.

મારે માત્ર તમને જ મારી જીવનકથા જણાવવી છે. મેં હજી કોઇનેયે મારી આત્મ કથા કહી નથી. માત્ર તમને જ આ પહેલી વાર તે જણાવું છું. કેમકે અત્યાર લગી આ જીંદગી તમારે માટે મેં ગાળી છે ને છતાં તે વિષે તમને કદિયે કાંઇ ખબર પડી નથી. મારી જીંદગીની ખાનગી વાત, હું મરી જાઉં તે પછી જ, તમે જાણી શકશો એટલે તે સંબંધી કાંઇ જવાબ આપવાની ઉપાધિ પણ તમને રહેવાની નથી. ને ધારો કે કદાચ હું મરી ન જાઉં તો–તો શું ? તો, આ પત્ર હું ફાડી નાંખીશ–તેની ઝીણી કચ્ચરો કરી હું ફેંકી દઇશ–અને જેમ આટલા બધાં વર્ષો સુધી હું મુંગી રહી તેમ મૌન સેવીશ. એટલે, ખાત્રીથી માનજો કે, જ્યારે આ પત્ર તમારા હાથમાં આવે ત્યારે તેની લખનાર તો મૃત્યુની ગોદમાં લપાઇ ગઇ છે. જે થરથરતા હાથે આ વાક્યો લખાયાં છે તે હાથ, તમે આ પત્ર વાંચતાં હશો ત્યારે, અચેતન બની ગયા છે. આ જીવનું આરંભથી તે અંત લગી તમારૂં રહ્યું છે અને તેથીજ તે ચે ચિરશાંતિ અનુભવે ત્યારે એ જીવનની ઝાંખી તમને થાય એજ ખ્યાલથી આટલું લખું છું: બાકી એના બદલામાં તો હું કાંઇક ઝંખતી નથી. મેં તેમને પ્રીતમ ગણ્યા છે પણ હવે મારા પ્રેમ કે લાગણી–કાંઇજ મારે જોઇતું નથી. એક મરવા પડેલી અબળા છેલ્લી ઘડીએ તેના પ્રીતમ પાસે કાંઇજ યાચના કરવા માંગતી નથી–માત્ર એટલુંજ માંગુ છું કે, મારા હૃદયમાં થયલી તીવ્ર વેદનાને પરિણામે, ચીરાતે દીલે, આ પત્ર હું આપને લખું છું એટલે તેમાંનો એક એક શબ્દ સાચોજ છે એમ માનજો: પોતાના બ્હાલસોયા બાળકનાશબની પાસે બેસીને એક માતા જુઠી વાત લખે નહિ એટલું જાણજો.

બસઃ એથી મને સંતોષ થશે. ખુલ્લા દિલે મારી વાત માનશો એટલે મારી બધી આપવીતી હું આપને હવે કહીશ નહિ. તમને મેં પહેલ વહેલા જોયા ત્યારથીજ મારા ખરા જીવનની શરૂઆત થઇ એમ મને લાગે છે. તે પહેલાં મારાં કુમળા હૃદયમાં પ્રેમનાં અંકુર ફૂટયા ન હતાં. પણ જ્યારથી મેં તમને નિરખ્યા ત્યારથી મારા હૃદયમાં આનંદ અને ઉત્સાહ, લાગણી અને પ્રેમનાં પૂર ઉછળ્યાં.

તે વખતે હું ૧૩ વર્ષની કોડભરી બાલિકા હતી; હા, એજ વર્ષ મેં તમને પહેલીવાર જોયા હતા. અલબત મેં તમને જોયા ત્યારે સાંજ પડી ગઇ હતી, ખૂબ પવન વાતો હતો અને દિવસ ખરાબ હતો. પણ છતાંય એ દિવસ હું ભૂલી નથી. જે ઓરડામાં બેસી તમે આ પત્ર વાંચતા હશો એજ ઓરડામાં મેં તમને પ્રથમ નિરખ્યા એમ લખું તો તમને નવાઇ લાગશે. પણ એ વાત સાચી છે. કેમકે તમે જે મકાનમાં–ને જે માળ પર રહો છો ત્યાં જ–અમે રહેતા હતા. તમારા ઘરના દરવાજાની સામે અમારા ઘરનો દરવાજો હતો. અલબત્ત, વર્ષો પહેલાં અમે ત્યાં રહેતા હતા ને તે વખતે તો હું નાની હતી એટલે આજે તો એ વાત તમે જરૂર ભૂલી ગયા હશોઃ મારી કે મારા કુટુંબની યાદ તમને નહિ હોય. મારી બા તો બીચારી વિધવા હતી ને હું તેની નાની લાડકવાઇ પુત્રી હતી એટલે અમારી જોડે તમને ગાઢો સંબંધ તો શું–પણ ઓળખાણનો પ્રસંગ પણ નહોતો સાંપડયો એટલે અમે યાદ શાના આવીએ ? અમે પણ ઝાઝું બોલતા નહિ, કોઇ જોડે ઓળખાણ પાડતા નહિ. લોકોનાં

કપડાં શિવવા માટે મારી બા ઘેર લાવતી અને એમ અમારો જીવન ગુજારો ચાલતો. એટલે અમારા ગરીબ કુટુંબને મળવા પણ કોઇ આવતું નહિ; તમારે મન તો, સામે પડોશમાં કોઇ ગરીબ બાઇ ને તેની ચીંથરેહાલ દીકરી રહે છે એવો કંઇક ઝાંખો ખ્યાલ તે વખતે હશે—અને આજે તો ૧૫–૧૬ વર્ષ વીતી ગયા છે ત્યારે–હવે તમને કાંઇ યાદ ન રહે એ બનવા જોગ છે. પણ મને તો, એ બધું જાણે હમણાંજ બની ગયું હોય એમ બરાબર યાદ છે. મેં તમારે વિષે પહેલાં સાંભળ્યું ક્યારે ને તમને પહેલાં જોયા ક્યારે એ બધું એવું સરસ રીતે યાદ આવે છે કે એ બધો ચિતાર હું અહીં કરી શકીશ. તમે ધીરજથી એ વિગતો પર ધ્યાન આપો. જીંદગીભર મેં તમને ચાહ્યા છે એટલે તમારા પ્રત્યે મારા હૃદયમાં પ્રેમનો અગ્ની કેમ પ્રજ્વલિત થયો તે સાંભળો.

તમે જે ફ્લેટમાં રહેવા આવ્યા તે ફ્લેટમાં, તમારા આવતાં પહેલાં, જે લોકો રહેતા હતા તેઓ ખૂબ લડકણાં હતા. રાત દિવસ તેઓ લડતા. તેઓ ગરીબ હતા એટલે પૈસા માટે અંદર અંદર કંકાસ કરતા. અને છતાં, અમે ગરીબ હતા એટલે અમારી ઉપેક્ષા કરતા, અમારા પ્રત્યે તિરસ્કારની વૃત્તિથી જોતાં. તેઓ અમારી સાથે ભળતા નહિ કે વાતચીત કરતાં નહિ. એ કુટુંબમાં જે પુરૂષ કમાતો હતો તેને દારૂ પીવાની ટેવ હતી; અને રાતે નશામાં ચકચૂર બની તે ઘેર આવે ત્યારે નાની સરખી ભૂલ માટે કે વગર વાંકે પણ પોતાની પત્નીને એ ખૂબ મારતો; ઘરમાં બાળકો આથી રોકકળ કરતાં અને બીજા પુરૂષો પણ ચડભડી ઉઠતાં. ઘણીયવાર ખુરસીઓ કે લાકડી છત્રીઓથી કે પ્યાલા રકાબીઓથી મારામારી ચાલતી. પહેલી રાતની શાંતિમાં આમ ઘણીવાર ભંગ પડતો મેં અનુભવ્યો છે.

એકવાર અમારા એ પાડોશીએ પોતાની સ્ત્રીને સખ્ત મારી. તેના માથામાંથી લોહી વ્હેવા માંડ્યું અને મોં પર ઉઝરડા પડ્યા: તે બાપડી રોકકળ કરતી ઓરડા બ્હાર નીકળી. તેના વીખરાયલા વાળ ને ચીંથરેહાલ દશા દયા ઉપજાવે તેવા હતા; તેની પાછળ તેનો દારૂડિયો પતિ રાતીચોળ આંખો કરી હાથમાં લાકડાનો ટુકડો રાખી તેને ગાળો દેતો બ્હાર આવ્યો. બાઇ ચીસો પાડતી હતી એટલે કાંઇ ધીંગાણું મચ્યું છે એમ લાગતાં ઉપર નીચેથી બધાં ભાડુતો અમારી ઓરડી આગળ જોગાં થઇ ગયા. બાઇ તો 'બચાવો' એવી યાચના કરતી હતી અને ધણી મારઝુડ કરતો હતો. લોકોએ જ્યારે પેલા દારૂડિયાને, 'પોલીસને બોલાવવા મોકલીશું' એમ ધમકી આપી ત્યારેજ મામલો શાંત પડ્યો ને લોકો વીખેરાયાં. મારી બા તો તે વખતે કાંઇ બોલી ન્હોતી. બારણાની અંદર ઉભી રહી ફાટમાંથી બધું જોતી એટલુંજ. પણ તે પછી તેણે મને સાફ ચેતવણી આપી દીધી કે એ ઘરનાં બાળકો સાથે તું કદિયે રમીશ નહિ. આ વાતની જ્યારે એ બાળકોને ખબર પડી ત્યારે તેઓ મને સતાવવા લાગ્યા. કોઇ ચાળા પાડે, કોઇ મશ્કરી કરે અથવા શુંક એવું બનવા માંડ્યું. એક દિવસ તો એક બાળકે મને મોટો પત્થર માર્યો, મારા માથામાં તે વાગવાથી લોહી નીકળવા માંડ્યું. હું રોતી ઘેર આવી તો પણ મારી બા એ બાળકોને વઢી નહિ. એમાંથી ભારે તોફાન મચે એવો એને ભય જણાયો હશે.

પણ થોડાજ દિવસોમાં કંઇક એવી બીના બની કે જેથી તે બધાં એ ઘર છોડી ગયાં. હું ધારું છું કે પેલો દારૂડીયો ચોરીના આરોપસર પકડાયો હતો ને તેથી એ બધાંને ત્યાંથી નીકળી જવું પડ્યું હતું. એટલે, તે પછી થોડા દિવસો સુધી અમારા મકાનના મુખ્ય દરવાજા પર 'અહીં જગ્યા ભાડે આપવાની

જે એવું પાટીયું લાગ્યું પણ એકાએક એક દિવસ સવારે એ પાટીયું કાઢી નાંખવામાં આવ્યું. મકાનની સંભાળ રાખનાર નોકરે મને જણાવ્યું કે 'આ ફ્લેટ એક જાણીતા લેખકે ભાડે રાખ્યો છે; અને કુંવારો છે એટલે ઘરમાં શાંતિ રહેશે. હવે તમે ગભરાશો નહિ.'

"કયા લેખકે જગ્યા ભાડે રાખી છે?" એમ મેં પૂછ્યું ને જવાબમાં તેણે તમારૂં નામ આપ્યું. તે દિવસેજ મેં પ્હેલ વ્હેલું તમારૂં નામ સાંભળ્યું.

વળી થોડા દિવસો દરમ્યાન તો ફ્લેટ સાફસુફ થયો ને ચુનાથી ધોળાયો, બારી બારણાં સમારનાર આવ્યા ને સમારકામ ચાલ્યું. અલબત્ત તેઓ ઘોંઘાટ તો કરતા પણ મારી બા મને કહેતી કે આ લોકો બધું સાફસુફ કરી જશે ને નવો ભાડુત રહેવા આવશે પછી જરીયે અવાજ નહિ થાય; સર્વદા શાંતિમય વાતાવરણ રહેશે. એ ફ્લેટ સાફસુફ થયો તે દરમ્યાન મેં તમને ન જોયા: તમારો એક બુઢ્ઢો નોકર બધાં પાસે કામ લેતો હતો. એ માણસ આમ તો ભલો દેખાતો પણ બધાં પાસે કામ લેવામાં પાવરધો હતો. તેણે સાદડી શેતરંજીઓ મંગાવી ને રાચરચીલું ગોઠવાવ્યું અને છબીઓ ટીંગાવડાવી. એ બધું કામ તેણે એવી સફાઇભરી રીતે ને સુંદર રીતે કર્યું કે હું તો તાજુબજ થઇ. એ ઘર મને હવે મનોહર જણાયું. એવું ઘર મેં કદિ યે કયાંય પણ જોયું ન હતું. મારી બા જોડે પણ એ બુઢ્ઢો નોકર માનભરી રીતે વર્તતો, ને મારા પ્રત્યે પ્રેમભરી નજર રાખતો. તમારે વિષે જ્યારે તે બોલતો ત્યારે તમને શું ગમે છે, તમે કયારે શું ખાઓ છો એની બધી વિગતવાર વાતો કરતો; ને તમારી સાથે એને ખૂબ ઘરવટ જેવું હોય એવું દેખાડવાનો પ્રયત્ન કરતો-મને તે સાંભળી આનંદ તો થતો. પણ તે સાથે વળી એની અદેખાઇ આવતી. કેમકે તમને વારંવાર મળવાનો ને તમારી સૂચનાઓ ઉપાડી લેવાનો માત્ર એને જ અધિકાર હતો એ મારાથી સહ્યું જતું નહિ.

આ ઝીણી ઝીણી વાતો હું શા માટે લખું છું તે જાણો છો? હું નાની ને શરમાળ છોકરી હતી ત્યારથી જ તમે મારા જીવનમાં વણાઇ ગયા હતા, તમારી મૂર્તિ મારા મનોમંદિરમાં વસી ગઇ હતી એનો તમને ખ્યાલ આવે એટલા માટે આ બધું લખું છું. અલબત્ત, મેં તમને તે વેળા જોયા પણ ન્હોતાં છતાં તમારે માટે માન ને પ્રેમની લાગણી મેં અનુભવી હતી. મેં તમને જોયાં તે પહેલાંથી તમે ધનવાન હતા, કીર્તિમાન હતા. તમે અનેકને ઓળખતા હતા, અનેક તમને ઓળખતાં હતા. એ બધું અમારા જેવા માટે તો સાવ નવું નવું હતું. તમારા જેવા માણસનો પડોશ પણ અમારૂં એક સદ્દભાગ્ય ગણાતું ને તેથી જ તમે કયારે રહેવા આવશો એની અમે આતુર નયને રાહ જોઇ રહ્યાં હતા.

અલબત્ત, તમારો બધો સરસામાન હજી આવ્યો ન હતો. પણ એક દિવસ સાંજે હું નિશાળેથી આવી ત્યારે મકાન પાસે એક મોટી લૉરી ઉભેલી મેં જોઇ. તેમાંનું મોટું રાચરચીલું તો ઉપર લઇ જવાયું હતું. પણ બે ત્રણ મજૂરો હજી નાની નાની વસ્તુઓ સંભાળથી ઉપર લઇ જતાં હતાં. નીચેના દરવાજા પાસે ઉભા રહીને મેં એ બધી વસ્તુઓ જોઇ; કારણ કે એ બધી ચીજો મને નવાઇભરી જણાઇ. હિંદી દેવમૂર્તિઓ, ઇટાલીયન શિલ્પકલાના નમુનાઓ, સુશોભિત અને મનોહર રંગીન ચિત્રો એ બધું એવું સરસ હતું કે હું તો જોઇ જ રહી. ને પછી, પુસ્તકોની હારમાળા જોવામાં આવી; મેં ધાર્યાં હતાં તે

કરતાં એટલા મોટા જથ્થામાં મેં એ પુસ્તકો જોયાં કે મને ઘડીભર તો એમજ થયું કે, અહીં મોટી લાયબ્રેરી તો થવાની નથી ને ? તે બધાંયે પ્હેલાં તો દરવાજા પાસે જ ખડકવામાં આવ્યા; પછી એક નોકર તે પરની ધૂળ ઝાટકી નાંખતો અને બીજો તે થોડી થોડી થોકડીઓમાં ઉપર લઇ જતો હતો. એ ચોપડીઓ દરવાજા પાસે મેં જોઇ; નીચા વળી કેટલાંકનાં નામ વાંચ્યા; કેટલી ચોપડીઓ હશે એ ગણવાનો પણ મિથ્યા પ્રયાસ કર્યો. તમારા પેલા બુઢ્ઢો નોકરે મને જોઇ. પણ એણે મને ત્યાંથી દૂર જવાનું કહ્યું નહિ; તેમ ચોપડી જોવી હોય તો જોવાનું પણ કહ્યું નહિ એટલે ચોપડીઓ હાથમાં લઇ જોવાની લાલચ જેમ તેમ રોકી રાખી. પણ મેં ચોપડીઓના નામો વાંચવા માટે હોઠો ફફડાવ્યા ર્યાં. કેટલીક ફ્રેન્ચ ચોપડીઓ હતી, વળી ટલાંક મોટાં અંગ્રેજી પુસ્તકો પણ હતાં. અને કેટલીએક ચોપડીઓ તો નામ પણ ન વંચાય એવી ભાષામાં હતી. કલાકો સુધી ઉભા રહીને એ બધી ચોપડીઓ જોવાનું મને મન તો થયું, પણ ઉપલી બારીમાંથી મારી બાએ મને જોઇ ને તેણે હાંક મારી મને બોલાવી લીધી.

તે સાંજે મેં તમને જોયા તો નહિ પણ મારે કહી દેવું જોઇએ કે રાતભર મેં તમારા વિષે જ વિચારો કર્યાં કર્યાં. મારે ઘેર દશ બાર સસ્તી ને રદ્દી ચોપડીઓ હતી. તે મેં વાંચી હતી. વારંવાર વાંચી હતી. અને તે મને ખૂબ ગમી ગઇ હતી. પણ જ્યારે મેં તમારી ચોપડીઓ જોઈ ત્યારે તો હું હેબતાઇ જ ગઇ. આટલી બધી ચોપડીઓ વાંચનાર અને આટલી બધી ભાષાઓ જાણનાર લેખક કોણ જાણે કેવોય હશે એમ મને થયું. વળી તમે ધનિક હતા, જુવાન હતા અને મળતાવડા સ્વભાવના હતા એમ પણ મેં સાંભળેલ, એટલે સાચેજ તમારો પડોશ અમને મનોરંજક નિવડશે એમ મને લાગ્યા કર્યું. તમારે વિષે એ વાતો મેં સાંભળી ન્હોતી ત્યાં સુધી તો મને એમજ લાગતું હતું કે, તમે કોઇ બુઢ્ઢા એકલવાયા માણસ હશો–પોથી–પંડિત જેવા આખો દિવસ વાંચ વાંચ કર્યા કરે એવા પુરૂષ હશો. અમને ભૂગોળ શીખવનાર માસ્તર એવાજ હતા; ને મેં તમને પણ કંઇ એવાજ કલ્પેલા : માથે તાલ પડી હશે; નાકે જરા નીચા ચશ્મા પ્હેર્યા હશે ને જૂની ઢબનો પોષાક પ્હેરી હાથમાં લાકડી રાખી ફરવા જતા હશે, એવુ એવું લાગ્યા કરતું. પણ તમારા નોકરે જ્યારે જણાવ્યુ કે લેખક સાહેબ તો સાવ જુવાન છે ત્યારે વળી મારી કુતુહલતા વધી; લેખક ને તે ય જુવાન ! મને નવાઇ લાગી; પણ પછી તો તમારે માટે મને પ્રેમ વધ્યો તમે દેખાવડા પણ હશો એવી કલ્પના મેં કરી નાંખી. એ રાતે સાચે જ તમારાં અનેક સ્વપ્નાંઓ મેં સેવ્યા.

બીજી સવારે તમે આવ્યા. તમને જોવા માટે હું બારીએ ઉભી રહી હતી; પણ જ્યાં અંદર ગઇ તે વેળાજ તમે દરવાજામાં પેઠા એટલે તમને હું જોઇ શકી નહિ. છેવટે ત્રીજે દિવસે મેં તમને જોયા. ખરેખર તે વેળા તમે કેવા સુંદર લાગતા હતા તે હું જ જાણું છું. તમે બહારથી આવ્યા ને તોફાની છોકરા માફક ઉતાવળે દાદર પરના બબ્બે પગથીઆ–એક સામટા કુદાવી તમારા ઘરમાં તમે ઝડપથી પેઠા. તમારી ટોપી તમારા હાથમાં હતી એટલે તમારું હસમુખું વદન, મનોહર કપાળ અને સફાઇદાર ઓળેલા વાળની નાની લટ એ બધું મેં નિરખી લીધું. તમારું દેખાવડું એકવડા બાંધાનું શરીર જોઇ હું તરત જ મોહી પડી. તમને એ વેળા જોઇ પછી મને એમજ લાગ્યું કે તમે ખરેખ

અજબ છો; રમતગમત અને તોફાનમાં રસ લેતા ફાંકડા જુવાન પણ છો અને કલા ને સાહિત્યમાં ઉંડો રસ લેનાર પ્રતિભાશાળી ને વિદ્વાન લેખક પણ છો. આમ બે જાતના જીવન તમે જીવતા હશો એવી મારી કલ્પના પછી તો દઢ પણ થવા માંડી. તમારૂં લેખક તરીકેનું જવાબદાર જીવન તો સુપ્રસિદ્ધ હતું; આખી દુનિયા તે વાત જાણતી હતી. પણ ખાનગી જીવનમાં તમે વધારે મઝાના જણાતા હતા કેમકે તમને મળવા આવનાર સાથે તમે રસિલી વાતો કરતા, તેમની સાથે કલાકો સુધી ગપ્પાં મારતા, પાનાં રમતા, રમત ગંમતમાં રસ લેતા, મોટરમાં કે ઘોડા પર ફરવા જતા, નાટક સીનેમાઓ જોતા એટલે, એવી વખતે તો કોઇ ભાગ્યેજ ધારે કે આ લ્હેરી જુવાન ઉંડુ ચિંતન કરીને સરસ પુસ્તકો પણ લખતો હશે.

મેં તમને આ રીતે ઓળખ્યા એટલે ગાંસા જેવી ૧૩ વર્ષની બાળકીને તમે કેવી અજબ કરી દીધી હશે એનો ખ્યાલ હવે તમને આવશે ? લોકો તમને માન આપતા કેમકે તમે સાહિત્યકાર હતા પણ હું તમારા જીવનમાં રસ લેતી થઇ કારણકે ૨૫ વર્ષના લહેરી જુવાન તરીકે મેં તમને જોયા. હું તમને તે પછી જોયા કરતી, તમારી ટેવો ને પ્રવૃત્તિઓ પર લક્ષ દોડાવતી, તમને મળવા આવનારાઓ કોણ અને કેવા છે તે વિષે વિચાર કરતી. તમને મળવા આવનારાઓનો વર્ગ બે પ્રકારનો હતોઃ એક વર્ગ જુવાન સ્ત્રી-પુરૂષોનો હતો; તેઓ તમારા મિત્રો હોય એમ સ્પષ્ટ લાગતું. કેમકે કોઇ જાણીતા મોટા માણસને મળવા તેઓ જાય છે એમ તેમના કપડા પરથી, ચાલ પરથી કે રીતભાત પરથી કદિયે જણાતું નહિ. તેઓ સાથે વાત કરતાં પણ તમે મોટેથી હસતા કે એકબીજાને ટપલા મારતા; તોફાન કે ટીખળ કરતાં. કોઇ કોઇ સુંદરીઓ મોટરોમાં તમારે ત્યાં આવતી ને તેમની સાથે તમે સ્હેલગાહે પણ જતા. બીજા પ્રકારનાં જે માણસો આવતાં તેઓ ભારેખમ જણાતાં. તમારા જેવા લેખક જોડે ગંભીર વાત કરવાને કે પરિચય કેળવવાને તેઓ પધારતા. અથવા તો કોઇ પુસ્તક પ્રકાશક કે નાટકમંડળીના મેનેજર ધંધાદારી વાતો કરવા તમારી પાસે આવતા.

એક વાર મને યાદ છે કે, વહેલી સવારે હું નિશાળે જતી હતી ત્યારે, એક જુવાન સ્ત્રી તમારા ફ્લેટમાંથી બ્હાર નીકળી; તે વખતે પણ મને એમજ લાગ્યું કે, એ તમારી કોઇ મિત્ર હશે ને રાતે કે સવારે મળવા આવી હશે; મને–નાની છોકરીને તે વખતે બીજો કાંઇ ખ્યાલ શેનોજ આવે ?

મેં તમને મારૂં હૃદય ક્યારે સમર્પ્યું એ પણ મને બરાબર યાદ છે. મારી નિશાળની એક બ્હેનપણી સાથે, આપણા મકાનની નીચેના દરવાજા પર હું વાત કરતી હતી: એટલામાં તમે નીચે ઉતર્યા. તમારી ઉતાવળી ને મનોહર ચાલ,–જેના પર હું પ્હેલાજ દિવસથી મોહ પામી હતી તે ચાલ–ફરીવાર મેં જોઇ. તમે દરવાજામાં આવી ઉભા; બેએક સેકન્ડમાં એક રોનકદાર મોટરકાર આવી, અને અંદર બેસવા માટે તમે આગળ ધસ્યા. તેજ પળે મોટરનું બારણું ઉઘાડી આપવાનો ખ્યાલ મને આવ્યો. અને હું પણ આગળ ધસી. આપણે સ્હેજ અથડાયા પણ તરતજ મેં બારણું ઉઘાડ્યું એટલે મમતાથી અને વેધક નજરે મારી સામે જોઇ. તમે બોલી ઉઠ્યાઃ " બાળા, તારો આભાર માનું છું. " તમે બેઠા અને મોટર ગઇ; મારી દૃષ્ટિ એ દિશા તરફજ રહી.

એ સુખદ પળ પછી હું તમારી બની રહી. તે વખતના તમારા પ્રેમાળ શબ્દો મારા હૃદયમાં આજ લગી કોતરાઇ રહ્યા છે. હું તે

વખતે ક્યાંથી જાણું કે લગભગ બધી જ સ્ત્રીઓ સાથે વાત કરતાં આવી સ્વાભાવિક માયા તમે દર્શાવો છો અને નાની મોટી દુકાનો પર કામ કરતી નોકરડીઓથી માંડીને અમીર ઉમરાવોની પુત્રીઓ તરફ તમે એવી એકજ દૃષ્ટિથી જુવો છો? અલબત્ત, એ બધી સ્ત્રીઓને તમારી કરી લેવાની વૃત્તિ નહિ હોય પણ છતાં તમે સ્ત્રી જાતિ તરફ વધારે પડતા આકર્ષાતા એ તો ચોક્કસ. તમારા પ્રેમાળ હોઠમાંથી માયાભર્યા ઉદ્‌ગાર સાંભળ્યા ત્યારે મેં એવું કલ્પ્યું પણ ન્હોતું. ઉલટું એ ઉદ્‌ગાર સાંભળીને મારા દિલમાં વીજળી ફેલાઇ ગઇ. મેં એમજ માન્યું કે મારા ને તમારા હૃદયના તાર એકી સાથે ઝણઝણી ઉઠ્યા હોવા જોઇએ. ખરેજ એ એકજ પ્રસંગ બાદ હું બાળકી મટી મુગ્ધા બની અને તમારી ભાવિ સહચરી બનવા માટે સ્વપ્નાં સેવી રહી.

તમારી મોટર ગઇ ને તે તરફની દૃષ્ટિ ખસે તે પહેલાંજ મારી બ્હેનપણીએ પૂછ્યું: 'એ કોણ હતું?' પણ હું જવાબ ન દઇ શકી. તમારું નામ બોલતાં પણ મારી છાતી ધડકે એમ હતું. એ શબ્દોચ્ચાર કરવો અશક્ય હતો. એ નામ મારે માટે પવિત્ર બની રહ્યું; ને તે માત્ર હુંજ જાણું એવી ઇચ્છા પણ જન્મી. પણ બહેનપણીને જવાબ દીધા વિના કેમ ચાલે? એટલે મેં કહ્યું: "એ તો અમારા મકાનમાં રહે છે ને, તે..."

"પણ ત્યારે, એને કાંઇ તને કહ્યું ત્યારે તારા ગાલ પર રતાશ કેમ આવી? તારી આંખો કેમ હસુ હસુ થઇ રહી?" કંઇક આતુરતાથી ને કંઇક ટીખલ કરવા મારી બહેનપણીએ પૂછ્યું. તે મારી મશ્કરી કરવા માંગતી હતી એમ લાગ્યું. એટલે સ્હેજ ગુસ્સામાં મોં ફેરવી મેં કહ્યું: 'મુરખ, વાત કરતાં આવડે છે કે નહિ?' મારું ચાલત તો ત્યાં ને ત્યાં એને લપડાક ખેંચી કાઢત. મારા ગુસ્સાની તેણે પરવા કરી નહિ; તે તો જોરથી હસી પડી; અને હું શીતલ બની ગઇ. તરતજ એને છોડી હું ઉપર ઘરમાં દોડી ગઇ.

બસ, એજ દિવસથી હું તમને ચ્હાતી આવી છું. મને ખબર છે, ને સારી પેઠે ખબર છે કે 'હું તમને ચ્હાઉં છું' એવા શબ્દો ઉચ્ચારનારી અનેક સ્ત્રીઓના સહવાસથી તમે ટેવાઇ ગયા છો. મને ખાત્રી છે કે, જે ભક્તિથી, જે વફાદારીથી, જે પ્રેમથી ને જે માનથી મેં તમને મારા માન્યા છે તેવા કોઇ સુંદરીએ નહિ માન્યા હોય. એક મુગ્ધાના પરોક્ષ પ્રેમની સરખામણી શી રીતે થાય? એનાં મૂલ કેમ અંકાય? એ પ્રેમનો ધોધ તો સતત વહ્યો જાય અને પ્રીતમના હૃદયમાં શમાય ત્યારેજ શાંત થાય. બીજાઓનો પ્રેમ ક્ષણિક હોય છે; તેઓ મિત્રો બને, સાથીઓ બને—ન બને, પણ જીવનભરના સંગાથીઓ તો ન થઇ શકે. મારા પ્રેમની સરિતામાં પૂર આવ્યા હતા; જે પુરૂષનું હૈયું તે શમાવી શકે એ પુરુષ મળતાં મારી પ્રેમ સરિતા એના હૃદય તરફ ધસી હતી. હવે તો, મારૂં હૈયું હાથ રહે એમ હતુંજ નહિ.

મારા પિતા તો વર્ષો થયાં મરી ગયા હતા. અને મારી માને જે થોડું ઘણું પેન્શન મળતું તેમાંથી જીવન ગુજારો કેમ કરવો તેનોજ તે નિરંતર વિચાર કરતી; પોતાની અનેક મુશ્કેલીઓ વિષે ને ચિંતા કરતી. આથી, પોતાની પુત્રીને ઉછેરવી, ભણાવવી, કે તેના આત્માને સંસ્કાર ને શિક્ષણથી પોષવો એ ખ્યાલજ તેને આવી શકતો નહિ. આમ માતા પિતાના લાડથી હું વંચિત હતી. મારે નિશાળની બહેનપણીઓ હતી ખરી; પણ તેમાંની ઘણી તો ખરાબ વિચારો કરતી; સ્વચ્છંદી જીવન ગાળતી અને એમાંજ આનંદ માનતી. એમની સાથે રહેવું

કે હરવું ફરવું, હલકા વિચાર કરવા કે ચેષ્ટા કરવી એ બધું મને પસંદ પડતું નહિ. એ બધી સખીઓ મારી મશ્કરી કરતી; ને તેથી મારે સુનસામ બની એકલવાયું જીવન વીતાવવું પડતું. જેમ માતા પિતાની માયા નહોતી તેમ સખિઓનો સહવાસ પણ નહોતો. આવા સંજોગોમાં તમે મને મળ્યા—ને હું તમારી થઈ, જીવનભર હું તમારીજ રહી. મને હવે બીજી વાતોમાં મઝા પણ પડતી નહિ. તમે મારૂં જીવન પરિવર્તન કરી નાંખ્યું એમ કહું તો ચાલે. પ્રથમ તો, તમે વિદ્વાન રહ્યા એટલે મને એજ વિચાર આવ્યો કે તમારી પાસે રહેવું કે તમારો સહવાસ કેળવવો હોય તો ભણીગણી તૈયાર થવું જોઈએ. એટલે, મેં અભ્યાસમાં ખૂબ મન પરોવ્યું. અત્યાર સુધી નિશાળે જતી ત્યારે ત્યાં રસળ્યા કરતી. હવે એકાગ્રતાથી અધ્યયન કરવા માંડ્યું એટલે નીશાળમાં પણ મારો નંબર પ્હેલો આવવા લાગ્યો. તમને પુસ્તકો પર ભારે પ્રેમ હતો એટલે મેં પણ પુસ્તકો વાંચવાની વૃત્તિ કેળવી. બ્હેનપણીઓ પાસેથી કે શિક્ષિકાઓ પાસેથી કે બીજે કયાંકથી માંગી તાગીને હું ચોપડાં ભેગા કરતી અને વાંચી નાંખતી. મોડે સુધી આમ પુસ્તકો વાંચતાં મેં અનેક રાત વીતાવી છે, તમને સંગીત ગમતું એ પણ હું જાણતી હતી એટલે, મારા ઘરમાં ધૂળ ખાતા પીયાનો પર પણ મેં મારી કોમળ આંગળીઓ ફેરવવા માંડી. વળી, સ્વચ્છ ને સફાઈદાર વસ્ત્રો પહેરવા માટે પણ મેં અપાર કાળજી રાખી કે જેથી કોઈ વાર ફરી પાછા મને તમે જુઓ ત્યારે હું તમને ગમું. પણ તમે મને ભાગ્યેજ જોતા ને તેથી હું નિરાશ થતી.

આમ, મારા જીવનને સુધારવામાં, તેનું પરિવર્તન કરવામાં તે યાદગાર પ્રસંગે અમૂલ્ય હિસ્સો આપ્યો.

તમે મને જોતા ન હતા પણ હું તમને નિરખ્યા વિના કેમ રહું ? અમારા દરવાજામાં એક મોટી ફાટ હતી અને તેમાંથી તમારી રૂમનું વાતાવરણ દેખાતું. હું, તમને એવી રીતે રોજ જોતી. એ સાંભળી તમે હસશો નહિ, આજે આટલાં બધાં વર્ષો પછીયે હું એ માટે લગીરે શરમાતી નથી. કોઈ વાર બપોરે મારી બા જમીને રહેજ સુતી હોય ત્યારે વાંકી વળી એ ફાટમાંથી હું તમને જોયા કરતી. અને જાણે તમારી પાસે જ હોઉં એવો અનુભવ કરતી. છતાં હું તમારી છું, તમને જોઉં છું, એની લેશ માત્ર જાણ તમને નહોતી. તમે રૂમમાં વાંચતા હો ત્યારે કેમ બેસો છો, લખો છો ત્યારે કેવી રીતે લખો છો એની રજેરજ માહિતી મને છે. તમારાં કપડાં કેવાં છે તે પણ હું જાણું છું. ને તે વખતે કયા કપડાં ધોવાઈને આવ્યા, ને કયાં મેલાં થયા, કઈ નેકટાઈ તમે વારંવાર બાંધી—ને છોડી, કયાં મોજાં ફાટયા ને કયાં નવા આવ્યાં, એ બધું મને બહુ સરસ રીતે યાદ છે. પછી તો તમને મળવા આવનારાઓને પણ એ રીતે હું પીછાનતી થઈ. તેમાંના કોઈક મને ગમતા, ને કોઈક ન્હોતાં ગમતા. એ બધાં તમારી સાથે કેવી રીતે વર્તતા તે હું જોતી ને અદેખાઈથી બળી મરતી. ૧૩ થી ૧૬ વર્ષ સુધીમાં—કસોટીના એ ત્રણ વર્ષના કાળમાં—મારા બધાં કલાકો તમને અર્પણ થઈ ચૂકયા હતા; હું તમારે માટે જ જીવતી હતી. અને કંઈક બાલિશતામાં ને કંઈક પ્રેમવશ બનીને મેં કેવી નાદાની પણ કરી હતી ? જે બારણાની સાંકળને તમે અડકયા હો તેને હું ચૂમતી, જે સીગારેટ તમે પી નાંખી હોય તેના ટુકડાને ઉપાડી સાચવી રાખતી—તમારા મનોહર હોઠ એને અડયા હતા એ ખ્યાલે એ સીગારેટ પણ મારે મન પવિત્ર હતી ! રાતે પણ અનેકવાર એક કે બીજા બ્હાના

હેઠળ નીચે ઉતરતી. અને તમારી કઇ ઓરડીમાં દીવો બળે છે તે જોઇ આવતી. તમે વારંવાર આઠ પંદર દિવસ માટે સ્હેલગાહે કે કામસર બ્હારગામ ઉપડી જતા ત્યારે મારૂં જીવન નિરસ બનતું; મને કોઇ વાતની ગમ પડતી નહિ—મગજ બ્હેર મારતું ને હૃદયમાં તીવ્ર વેદના થતી. કાંઇ સૂઝ ન પડે એટલે આંટા મારૂં કે વાંચવા બેસું. પણ તેમાંયે ચિત્ત ચોંટે નહિ. અને રોકી રાખેલા આંસુ રખે ખરે એ ભયે મોં સંતાડી સુંઇ જવાનો પ્રયત્ન કરૂં.

મને ખબર છે કે, મારી આ બધી વાતો એક ગાંડી છોકરીની ઘેલછાભરી વિગતો જેવી તમને લાગશે. એવી વાતો લખતાં મને પણ શરમ આવવી જોઇએ. પણ હું લગીરે શરમાતી નથીઃ કેમકે તે વેળા મારા પ્રેમ જેવો પવિત્ર હતો તેવો કદિએ ન્હોતો. તે વેળા, તમે મને પૂરા ઓળખતાએ ન હતા. છતાં હું તમારી સાથે કેવી રીતે રહેતી તે કહેતાં કલાકો ને દિવસો સુધી મારી જીભ થાકે નહિ. એ જૂના દિવસો તમે ભૂલી ગયા હશો પણ મને યાદ છે. અનેક વાર દાદર પર તમે સામા મળતાં ત્યારે માથું નીચું ઢાળી હું સપાટાબંધ દાદર ઉતરી જતી; હું તમારાથી એટલી બધી શરમાતી કે ઘડીભર તમારૂં મનોહર મુખડું જોઇ લેવાની ઉત્કટ ઇચ્છા તૃપ્ત કરી શકતી નહિ. છતાં એ વર્ષો દરમ્યાન તમારી બધી પ્રવૃત્તિઓ હું નિહાળતી. એ બધી જેટલી મને યાદ છે તેટલી તમનેય નહિ હોય. એ બધું અહીં કેવી રીતે આલેખું ? એટલો સમય પણ રહ્યો નથી. છતાં, એક પ્રસંગ નોંધુ છું...મારે માટે તો એ રોમાંચક અનુભવ હતો. તે જાણી તમે મને હસશો નહિ એવી યાચના કરૂં છું.

એ રવિવારનો દિવસ હતો. તમે બહાર ગયા હતા અને તમારો પેલો બુઢ્ઢો નોકર દીવાનખાનાનો ગાલીચો ઉપાડી, તે પરની ધૂળ ખંખેરતો હતો. તે કામ તેનાથી બરાબર થતું નહિ કેમકે ગાલીચો ભારી હતો; એ જોઇ મને એને મદદ કરવાનું મને થયું, 'લાવ, તને મદદ કરૂં' કહી હું તેની પાસે ગઇ. એને નવાઇ લાગી પણ મે ગાલીચો ઉંચક્યો ને ધૂળ ખંખેરવામાં મદદ કરી તેથી તે રાજી થયોઃ એ પ્રસંગે પ્હેલીજ વાર હું તમારા ઘરમાં દાખલ થઇ અને કેવા ગૌરવથી, પ્રેમથી ને અભિમાનથી તમારૂં ઘર મેં જોયું, તમારા રાચરચીલા પર નજર ઠેરવીને પુસ્તકોના કબાટો નિરખ્યાં તે કેવી રીતે વર્ણવું ? રાત દિવસ તમારા ઘરમાં રહેવાના મારા સ્વપ્નાં જાણે સાચાં પડતાં હોય એમ મને લાગ્યું. હું ત્યાં વધારે વાર રહેવાની ઇચ્છા દર્શાવત કે તમારા બધા ઓરડાઓ જોવાની વૃત્તિ રાખત તો પેલો બુઢ્ઢો નોકર મને ના ન પાડત. પણ મને એમ લાગ્યું કે તમે મને ઓળખો નહિ, જાણો નહિ ને તમારા ઘરમાં હું આમ વખત વીતાવું તે યોગ્ય કહેવાય નહિ. એટલે હું તરત પાછી ફરી.

પણ એ સુખી સમય હજી ભૂલાય તેમ નથી. મારે તમને એ વાત કરવી હતી જેથી તમારા પર મારી જીવનવેલનો કેવો આધાર છે તેનો ઝાંખો ખ્યાલ પણ તમને આવી શકે. તે પછીના થોડા દિવસો સુધી મેં ભારે હૃદયવેદના સહી લીધી. એ વાતો પણ તમને હું તે વેળા કહેવા માગતી હતી. પણ ખેર, એ નજ બન્યું.

જે અરસામાં હું આમ તમારા તરફ ખેંચાતી હતી તે અરસામાં મારો જીવ ઘરકામમાં પણ પરોવાતો નહિ. મારી મા એ બધું કરતી; એને મળવા કોણ આવતા ને તેઓ શી વાત કરતા તે તરફ પણ હું ધ્યાન આપતી નહિ. પરગામનો એક નાનો વેપારી મારી માનો સગો થતો હતો તે ઘણીવાર

આવતો ને કલાકો સુધી બેસી વાતો કરતો. મારી બાને એ બ્હાર લઇ જતો હતો. મને એ વખતે પોતાની સાથે ફરવા આવવાનું બા ઘણીયે વાર કહેતી; પણ મને જવું ગમતું નહિ. એનાં કરતાં તો ઘેર તમારા વિચારો કરવા કે બારણાની ફાટમાંથી તમને નિહાળવા એમાં મઝા હતી, આનંદ હતો. થોડા દિવસો વીત્યા. એકવાર મારી બાએ મને કહ્યું કે મારી પાસે આવ. મારે તારી સાથે કાંઇ ગંભીર વાત કરવી છે'

હું તો ચમકી. મારૂં હૃદય ધબકી ઉઠયું. શું બાને કાંઇ વહેમ આવ્યો? શું મેં કાંઇ ગુન્હો કર્યો? કે પછી કાંઇ અમંગળ શંકાને કારણે બા મુંઝાઇ? સૌથી પ્હેલાં તો મને તમારોજ વિચાર આવ્યો; છેલ્લા કેટલાક માસથી તમારી પાછળ હું ઘસડાતી હતી, બીજું કાંઇ મને સુઝતું ન હતું એટલે, એ ખાનગી વાત મારી બા જાણી ગઇ હશે એમ મને સ્હેજે થયું. પણ એ સંશય ખોટો હતો. મારી બાએ મને પ્રેમથી પોતાની પાસે બેસાડી મને બરડે હાથ ફેરવી તેણે મને જણાવ્યું કે: ' અહીં વારંવાર પેલા સજ્જન આવે છે એને ઓળખે છે ને? એ વેપારી છે અને વિધુર છે; મારી સાથે પુનર્લગ્ન કરવાનો એમનો વિચાર છે. મેં પણ એ માટે સંમતિ દર્શાવી છે. બ્હેન, હું પરણીશ એટલે આપણે બેય સુખી થઇશું.' હું તો મુંઝાઇ. પણ બાને બીજું તે શું કહું? મેં કહ્યું " પણ બા, આપણે રહેશું તો અહીંજને? " " ના ના " બાએ કહ્યું; " આપણે એને ગામ જશું. એ કાંઇ અહીંથી બહુ દૂર નથી. એનો નાનો પણ મઝાનો બંગલો છે. ઘેર નોકર ને રસોઇયણ છે. " કોણ જાણે પોતે અને પોતાની પુત્રી કેવાંય સુખી થશે એવા ખ્યાલથી બા ફુલાઇ.

( અપૂર્ણ )

---

ફ્રાન્સના રાજા લુઇ ૧૫માની રખાત માદામ ડી પોમ્પાડુર જેવી લખલુટ ખર્ચ કરનારી કોઇ સ્ત્રી હજી ઇતિહાસમાં દેખાઇ નથી. એની ગાડીના ઘોડાઓ માટે ૯૦૦૦૦ પાઉંડ ખર્ચાયા હતા! તે વખતે વીજળીની રોશની ન હતી, એટલે મીણબત્તીઓ બાળવામાં આવતી. એ મીણબત્તીઓનો એના ઘરનો વાર્ષિક ખર્ચ ૩૩૦૦૦ પાઉન્ડનો હતો! રાજાએ એના ખર્ચ માટે એક આખા પ્રાન્તની રાજ-મહેસુલ એને લખી આપી હતી. એના રસોડાનો વાર્ષિક ખર્ચ ૧,૭૫,૨૫૦ પાઉંડનો હતો. એના પલંગની કીમત ૩૦૦૦૦ પાઉંડ હતી! રાજાઓના આવા ઘેલાળ ખર્ચને કારણેજ પ્રજાએ બળવો કર્યો હશે!

* * * *

એક અત્યંત ખુબસુરત નર્સ એચ. ઓ. એચ. કેટમાં ફુલ વેચી હોસ્પીટલોના લાભાર્થે ફંડ ભેગું કરતી હતી. એક બાપ-કમાઇવાળા યુવાને તેની પાસે આવીને કહ્યું: " હું માંદો પડીને કોઇ વાર તમારી હોસ્પીટલમાં આવું તે વખતે તમે જાતે મારી સારવાર કરવાની કબુલાત આપો તો એક ફુલ માટે હું ૧૦ રૂપીઆ આપું!"

" જરૂર " નર્સે હસીને કહ્યું. યુવાને રૂ. ૧૦ ની નોટ આપી એક ફુલ લીધું.

" તમારી હોસ્પીટલ કયી? " તેણે પૂછયું.

" સુવાવડ માટેની કામા હોસ્પીટલ! " નર્સે કહ્યું.

બિચારાએ પાણી પીને ઘર પૂછયું!

# હિન્દુ યુવાનોની લગ્નભાવના*

લેખક :
કંચનલાલ ત્રિભોવનદાસ મરચંટ,
એમ. એ., એલએલ. બી.

આધુનિક હિન્દુ યુવાનોનાં લગ્ન અને કુટુંબને લગતા વિચારો હાલના રૂઢીવાદીઓનાં વિચારો કરતાં તદ્દન જુદા પ્રકારનાં છે. પહેલાં લગ્નને ધાર્મિક ફરજનું અને કૌટુંબિક સ્વરૂપ અપાતું હતું, જેમાં સ્વયં નિર્ણયને જરાય સ્થાન નહોતું મળતું -જેમાં આર્થિક સ્થિતિનો જરાય ખ્યાલ કર્યા વિના સંયુક્ત કુટુંબ સંસ્થા અને ધાર્મિક વ્હેમોને લીધે બાળલગ્નને ઉત્તેજન મળ્યે જતું હતું-જ્યાં લગ્નમાં માનસિક મૈત્રી કે સહચાર જેવા વિચારોની કલ્પના માત્ર પણ ન્હોતી-જ્યાં સ્ત્રી સાહિત્યની ઉપમાઓમાં 'ગૃહરાજ્ઞી' તરીકે વર્ણવાતી હોવા છતાં પણ સમાન હકનાં સ્વપ્ન સેવી શકતી ન્હોતી અને લગભગ પતિની ગુલામડીની માફક રહી, પોતાનું કાર્યક્ષેત્ર ઘરની ચાર દિવાલોમાં જ જોતી હતી. જ્યાં પુરુષોની ઇચ્છાને આધીન થવાનું ફરજીયાત હતું. જ્યાં વ્યક્તિત્વનો સર્વનાશ કરનારી જોહુકમી પ્રચલિત હતી. જ્યાં ભિન્ન જાતિ ( Sex )ની વ્યક્તિઓનો 'પરિચય' કેળવવાની લેશ માત્ર તક મળતી ન્હોતી. જ્યાં બાળકોનાં જન્મને પ્રભુની ઇચ્છા અને આશીર્વાદનું સ્વરૂપ અપાતું, જ્યાં સ્ત્રીઓનો કે અણજન્મેલાઓ ( Unborn )નો સુંદર અને શ્રેષ્ઠ રીતે જન્મવાનો હક સમજાયેલ કે સ્વીકારાયો ન્હોતો. એ પુરાતન વિચારમાળાને હાલનો યુવાન જરાય સહાનુભૂતિ વિના વિખેરી નાખે છે.

લગ્નનાં વ્યક્તિગત સ્વરૂપને હવે પ્રાધાન્ય અપાતું જાય છે. સામાજીક દષ્ટિબિન્દુ મુખ્ય ભૂમિકાની પાછળ પડી જાય છે. પરન્તુ તેનો એવો અર્થ નથી કે હાલનો યુવાન સામાજીક જોખમદારી ( Social Responsibility ) સમજતો નથી. ઉલટું તે એમ માનતો થયો છે કે વ્યક્તિત્વનાં અને સર્વ દેશીય વિકાસથીજ સમાજનું બંધારણ સુંદર અને સંગીન બની શકશે.

આપણને હંમેશ કહેવામાં આવ્યું છે કે લગ્ન એ હિંદુઓ માટે એક ધાર્મિક સંસ્કાર છે. હિંદુ શાસ્ત્રોના આદેશ પ્રમાણે સંસ્કાર ૧૬ સંસ્કારોમાંનો એ મુખ્ય છે. આપણી બ્હેનો માટે તો એ ફક્ત એકલોજ સંસ્કાર છે પરન્તુ સદીઓ જુનો આ વિચાર આપણા યુવાનોનાં મગજમાંથી ઘણા વેગથી નાબુદ થતો જાય છે અને આપણી યુવતીઓ પણ તેમાં પાછળ નથી પડતી એ આનન્દની વાત છે.

વ્યક્તિગત સ્વરૂપ સાથે ઘણા યુવાનો હવે લગ્નને '·સહચાર ' ની દષ્ટિએ જુએ છે. એટલે તેઓ આજીવન ભાગીદારની વરણી પોતેજ કરવાનો હક માગે છે એ કુદરતી છે. પરંતુ એ શક્ય થાય તેટલા માટે પસંદગીનું ક્ષેત્ર ઘણું વ્હોળું હોવું જોઇએ. ભવિષ્યનાં પતિ પત્ની વચ્ચે અંગત પરિચય વધે તે માટે જોઇતી છૂટ અને તક મળવી જોઇએ-તેઓનો સ્વતંત્ર પરિચય-થવો જોઇએ. એને માટે ન્યાતિનાં બંધનો દૂર કરવાની અને સહશિક્ષણની પ્રથા વધારવાની યુવાનો હીમાયત કરે છે.

સ્વયંનિર્ણયની વાત સાથે એક બીજી વાત પણ જણાવી દઇએ. ઘણાં યુવાનો રસાત્મક દીલની ઉપર લગ્ન સંબંધ રચવાની ના કહે છે. તેઓ તો લગ્ન એટલે " બુદ્ધિ અને અંતઃકરણની સહાનુભૂતિથી થતો આજીવન સંયોગ " એવું માનતા થયા છે-એટલે લગ્નમાં ભાવના, આદર્શો અને સંસ્કારની સમાનતાનું તત્વ પ્રધાનપણે હોવું જોઇએ એ ઉપરાંત સ્ત્રી પુરૂષની શારીરિક યોગ્યતા ઉપર પણ પૂરતો ભાર મૂકાય છે. એક બ્હેને તો જણાવ્યું છે કે " હું જેને ચાહું, તે જો શરીરે નિર્બળ હોય, તો હું એને પરણું જ નહિ. પરન્તુ મારી પ્રેમમૂર્તિ બનાવી અંતરમાં સ્થાપું. "

* 'લગ્ન અને કુટુંબ ભાવનામાં વિચાર પરિવર્તન' એ શીર્ષક હેઠળ 'ગૃહસુન્દરી' ના ગયા વર્ષમાં પ્રકટ થએલી લેખમાળાના ઉપસંહાર રૂપે આ લેખ લખાયો છે.

આ છતાંય હજી અમને લાગે છે કે યુવાનોમાંથી ઘણાનાં મગજમાંથી લગ્નમાંનું "માલીક"પણાનું તત્વ ભૂંસાયું નથી. તેઓનો લગભગ ૨૫% જેટલો ભાગ પોતાની પત્નીમાં 'પત્નીવ્રત' તથા 'પવિત્ર નૈતિક ચારિત્ર્ય' હોવું જોઇએ એવું જણાવે છે. આ લોકો બર્નાડ શો જણાવે છે તેમ "બીજા મનુષ્યનાં શરીર ઉપરની-માલીકીને લગ્નમાં અગત્યતા આપે છે. આ વિચારતત્વ પૃથ્વીનાં બધા દેશોમાં દેખા દે છે. વ્યભિચારને લીધે મંડાતા છૂટાછેડાનાં દાવાઓ એને જ આભારી છે." ફક્ત સામાજીક અને આર્થિક પ્રયોગો માટેની વિશાળ માનવ રસાયણશાળા જેવા રશિયામાં જ લગ્નમાંનું માલિકીપણાનું તત્વ તદ્દન નાબુદ થઇ શકે.

હિંદ તો પ્રમાણમાં પછાત પડતો દેશ છે. અને તે પણ ધર્મગુરૂઓની વ્હેમી શૃંખલાઓમાં જમાનાઓથી ચગદાતો રહેલો; એટલે આપણા યુવાનોનો આ વિચાર જરાય વિસ્મય પમાડનારો નથીજ. છતાં પ્રમાણમાં આપણી યુવતીઓ એ તત્વને ઘણું થોડું મહત્વ આપે છે તે કુદરતી જ છે. શરૂઆતથી જ તેઓ નીતીનાં બેધારાં મૂલ્ય આંકતા શીખી છે. અનેક પત્નીવ્રત તો હિન્દુ ધર્મ અને કાયદાની સમંતિ મેળવી ચૂક્યું છે. જ્યારે પત્ની પાસે તો એકપતિવ્રતનું સખ્તમાં સખ્ત પાલન કરાવવામાં આવે છે. આ વસ્તુસ્થિતિ હવેની ભણેલી સ્ત્રીઓ સાંખી શકે એમ નથી. તેઓ પુકારે છે કે જે કાયદા અમારે માટે છે તેજ પુરૂષો માટે પણ હોવા જોઇએ.

લગ્નમાં સ્વયંનિર્ણયનો વિચાર જેમ વધારે દૃઢ થતો જાય છે તેમ લગ્નની વય પણ વધ્યેજ જશે. વળી યુવાનો આર્થિક સ્વતંત્રતાને લગ્ન પહેલાં જરૂરી માનતા હોઇ, બાળલગ્ન ટુંક સમયમાં અટકી જશે એવું અમારૂં માનવું છે.

યુવાનોનો મોટો ભાગ "ગૃહ" ને સ્ત્રીઓનું કર્તવ્યક્ષેત્ર માને છે. પરંતુ બાકીનાં યુવાનો સ્ત્રીને ઘરની ચાર દિવાલોની બહાર નીકળી સક્રીય સામાજીક સેવા તરફ નજર કરવાની ઘોષણા કરે છે. લગ્ન સાથે સહચારનું તત્વ જોડાતું હોઇ, ઘણાં યુવાનોને સ્વતંત્ર વ્યક્તિત્વવાળી પત્ની જોઇએ છે. એટલે સ્ત્રીનું કર્તવ્યક્ષેત્ર વિસ્તાર પામવું જ જોઇએ કોઇક જણાવે છે તેમ ભવિષ્યમાં એવો સંજોગ નહિં આવી પડે કે ઘરનું કામકાજ પતિ કરે અને પત્નીશ્રી કમાવા નીકળી પડે!

હવેનો યુવાનો અને યુવતીઓનો ઘણો મોટા ભાગ સંતતિ નિયમનમાં માનતો થયો છે. તેનાથી માતા અને બાળકની તંદુરસ્તી યોગ્ય રીતે જળવાય, અને જીવનનાં અને સમાજનાં મૂલ્ય ઉચ્ચ કક્ષાએ આવે એ નિઃસંદેહ વાત છે. આથી એટલું તો સાબીત થાય છે કે યુવાનોમાં સામાજીક જોખમદારીનો ખ્યાલ બરોબર આવ્યો છે.

સંયુક્ત સંસ્થાનો વિરોધ પણ યુવાનો કરતાં યુવતીઓ ઘણાં પ્રચંડ બળથી કરે છે.

અત્યારની લગ્ન સંસ્થાથી યુવાનો અને યુવતીઓ પૂરેપુરા અસંતોષી થઇ ગયા છે. તેઓ એને ક્રૂર-અમાનુષી-જોહુકમી-તરીકે વર્ણવે છે. અને તેમાં તદ્દન પરિવર્તન કરવાની આવશ્યકતા જણાવે છે હાલમાં વાંકડો, હુંડો, દેજ વીગેરે રીવાજો લગ્નને બજારૂ ચીજની તોલે મૂકે છે તેનું વર્ણન એક બ્હેનનાં કરૂણ શબ્દોમાં નીચે મુજબ છે:

"લગ્ન એ બજાર સિવાય બીજું કાંઇ નથી. તેમાં છોકરીઓને જાણે વેચવા માટે મૂકી છે અને પસંદ પડે તો તે ખરીદવા માટે છોકરા (કે તેમના વડીલો) આવે છે. એ લગ્નનાં બજારમાં માર પ્રદર્શન અવારનવાર થાય છે." આધુનિક યુગનો નવયુવાન એ વસ્તુસ્થિતિ જરાય લાંબો વખત ચાલવા દેવા તૈયાર નથી. લગ્નમાંથી પૈસાનું તત્વ દૂર કરવાની તેમની સતત ઘોષણા છે. તેઓને તો હૃદયનાં મીલન સમાં સાદાં લગ્નો જોઇએ છે.

ભાવિનાં ભાગીદાર સાથે અંગત પરિચય કેળવવાની યુવાનોની ઇચ્છા હોઇ તેઓ 'વિવાહ' ની પ્રથાને પણ ઉત્તેજન આપવાનું જણાવે છે-પણ તેમાં ઘણાં એક શરત મૂકે છે. જો વિવાહ દરમ્યાન બન્ને એકબીજા માટે અયોગ્ય લાગે તો એ વિવાહ તોડવાની સ્વતંત્રતા હોવી જોઇએ. અને તેમ ન થાય તો પછી કેટલાકો આગે કૂચ કરી લગ્નમાં છૂટાછેડાનાં હકને આણવા માંગે છે!

આમ આધુનિક યુવાનોનાં વિચારોનો અભ્યાસ ભવિષ્ય માટે તદ્દન નવુંજ ચિત્ર ખડું કરે છે. એમાં બાળલગ્નોનું અસ્તિત્વ નહીંવત્ રહેશે. લગ્ન મોટી ઉમરે અને સ્વેચ્છાપૂર્વક થઇ કુટુંબો વિભક્ત રીતે રહેશે અને તેમાં નવી વૈદકીય રીતીઓનો સંતતિનિયમન માટે વધારે છૂટથી બહોળો ઉપયોગ થશે.

વળી લગ્નમાં 'વ્યક્તિ'નાં દષ્ટિબિન્દુને પ્રાધાન્ય મળતાં, તેમાં સહચાર અને સંસ્કારનાં ઐક્યનું તત્વ ઘણી સુંદર રીતે ખીલવવાના પ્રયાસો થશે. પરન્તુ એવાં લગ્ન માટે પ્રથમ આર્થિક સ્વતંત્રતાની જરૂર રહેશે. અને ઘર સંસારનું ગાડું પણ પતિ તેમજ પત્ની બંન્નેની ભેગી કમાણીથી ચાલશે એમ અમારી આગાહી છે.

એ કલ્પના ચિત્રને વધુ ને વધુ જીવન્ત બનાવવા માટે અને તે દ્વારા 'સામાજીક વ્યય' (Social waste) જેટલો બને તેટલો ઓછો કરવા માટે, હાલમાં પ્રચલિત એવી લગ્નપ્રથાએ ઉત્પન્ન કરેલી ગુંચવણોનું આપણે જલદીથી નિરાકરણ શોધવું જોઇએ.

તો ભિન્ન જાતિનાં યુવાનોનો પરિચય વધે એવા હરેસાળી વિવાહ (ઉપર અન્ય જણાવેલી શરત સાથે) (Betrothal) તથા સહશિક્ષણની સં-

## શ્રી ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળ

### રાસની પરીક્ષા

રાસ-ગરબા ગુજરાતી સ્ત્રીઓનું અણમોલું ધન છે. એ આનંદદાયક નૃત્ય-સંગીતના સાહિત્યનો બ્હેનો ઉંડો અભ્યાસ કરવા પ્રેરાય એ હેતુથી રાસની પરીક્ષા યોજવાનું નક્કી કર્યું છે. એ પરીક્ષાના અભ્યાસ માટે નીચે જણાવેલા પુસ્તકની પસંદગી કરવામાં આવી છેઃ-

**કવિ બોટાદકર રચિત : રાસતરંગિણી : કીં. દશ આના.**

એ પરીક્ષામાં દેશ પરદેશ વસતી કોઇ પણ ગુજરાતી જાણનાર બ્હેન બેસી શકશે. એ માટે નીચેના નિયમો કરવામાં આવ્યા છેઃ—

### નિયમો

૧. પરીક્ષા બનતાં સુધી કારતક શુદ પુનમના અરસામાં એક દિવસ નક્કી કરી લેવાશે અને તે માટે અગાઉથી ખબર અપાશે.

૨. મુંબાઇમાં વસતાં બ્હેનો માટે શ્રી ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળના હોલમાં પરીક્ષા લેવાશે. બ્હારગામ વસતાં બ્હેનો માટે તેમના ગામ કે શહેરની કન્યાશાળામાં પરીક્ષા લેવાની ગોઠવણ થશે.

૩. પરીક્ષામાં બેસવા ઇચ્છનાર બ્હેને તા. ૧ લી ઓક્ટોબર ૧૯૩૪ સુધીમાં પોતાનું નામ અને સરનામું મોકલી આપવું. બ્હારગામના બ્હેનોએ સાથે સાથે પોતાના ગામ કે શહેરની કન્યાશાળા યા હાઇસ્કુલ અને તેનાં હેડમીસ્ટ્રેસ, હેડમાસ્તર કે પ્રીન્સીપાલનું નામ અને સરનામું પણ મોકલવું.

૪. પરીક્ષામાં બેસનાર બ્હેનોની સંખ્યા મુજબ એક યા વધુ પરીક્ષકો નીમાશે. પ્રશ્નપત્ર એક થી દોઢ કલાકમાં જવાબ આપી શકાય એવો હશે. પાસ થવા માટે ઓછામાં ઓછા ૩૦ ટકા માર્ક મેળવવા જોઇએ.

### ઈનામો

આ પરીક્ષામાં અનુક્રમે પ્હેલે, બીજે અને ત્રીજે નંબરે આવનાર બ્હેનોને સ્વ. પન્ના ચૈતન્યલાલ સેવકરામ ઠક્કર સ્મારક ફંડમાંથી રૂ. ૧૫) રૂ. ૧૦) અને રૂ. ૭) નાં ઇનામો અપાશે. તે પછી ચારથી દસ નંબર સુધીનાં બ્હેનોને આશ્વાસન તરીકે ઇનામો અપાશે. બાકીનાં પાસ થયેલાં બ્હેનોને પ્રમાણપત્ર અપાશે.

### અભ્યાસનું પુસ્તક

અભ્યાસનું પુસ્તક જાણીતા બુકસેલરો પાસેથી મળી શકશે અથવા મંડળમાંથી રૂ. ૦-૧૦-૦ ની કીમતે મળશે. પોસ્ટથી મંગાવનારે રૂ. ૦-૧૧-૦ ની ટીકીટો મોકલવી.

સ્થાને સંક્રિય ઉત્તેજન આપવું ઘટે. કેટલાકોએ સૂચન કર્યું છે કે બધી પેટા જ્ઞાતિઓને એકત્ર કરવી જેથી પસંદગીનું ક્ષેત્ર વિસ્તારવાળું થાય. પરન્તુ અમારા નમ્ર મત અનુસાર એવું પગલું આપણા સમાજ અને દેશનાં હિત માટે લાભદાયી નથી. કારણ તેને લીધે (Caste spirit) વધારે તીવ્ર બનવાનો સંભવ છે. આપણે તો આપણા રાષ્ટ્રીય વિકાસને માટે એ જ્ઞાતિઓને દફનાવી દઇ, આપણે ભારતવાસી છીએ એ પ્રથમ શીખવું ઘટે.

સહશિક્ષણ વિરુદ્ધ ઘણા વિસંવાદી સૂરો સંભળાય છે એટલે તે અંગે બે અક્ષર લખવાની મનોવૃત્તિ અમો રોકી શકતા નથી.–તેને લીધે અંગત પરિચય અને પસંદગીનાં પ્રશ્ન સહેલા થઇ જાય છે એટલુંજ નહિ પરન્તુ મનુષ્યનાં ચારિત્ર્ય ઘડતરમાં એની માનસિક (Psychological) છાપ સુંદર પડે છે, એવો ઘણા નિષ્ણાત શિક્ષણશાસ્ત્રીઓનો મત છે. આધુનિક યુગમાં સારાય વિશ્વમાં પ્રસરેલા જાતિ સંકોચનાં ઝેરનું ખરું કારણ તો યુવાનો અને યુવતીઓને જુદા 'વાડા' માં ગોંધી રાખવાની પ્રથા છે. આ બાબતમાં એડવર્ડ નામનાં એક વિદ્વાન નીચે પ્રમાણે યુવાન માનસનું પૃથક્કરણ ઘણી સુન્દર રીતે કરે છેઃ–" આવા 'વાડા' ઓને લીધે યુવાનો અને યુવતીઓ એક જાતના ખોટા આદર્શ મૂર્તિઓનાં સ્વપ્નાં સરજે છે. આ કાલ્પનિક સર્જન ઘણું ભયંકર છે." યુવાનીનાં નશામાં એનાં ઝેર એવાં જીવલેણ બને છે કે અસંખ્ય યુવાનો એનાં ભોગ બની, અહર્નિશ પોતાની નૈતિક તેમજ શારિરિક બરબાદી કરી રહ્યા છે. એ દૂર કરવા માટે તો સહશિક્ષણ જેવી પ્રથા દાખલ કરી, એ સંબંધ-પરિચયને કુતૂહલ વિહોણો કરી નાંખવાની ખાસ જરૂર છે.

વિવાહની બાબતમાં આપણે જોયું તેમ ઘણાં ઓની ઇચ્છા એવી પણ છે કે એમાં એ સંબંધ તોડવાની પણ પૂરેપુરી છુટ હોવી જોઇએ. પરન્તુ તેમ કરતાં કોઇ વખત એકાદ સારી કન્યાની પણ બુરી છાપ પડી જવાનો સંભવ રહે છે પરંતુ જો સહશિક્ષણની પ્રથા ચાલુ થાય તો અંગત પરિચય અને પસંદગીની ગુંચવણનું આપોઆપ નિરાકરણ થઇ જાય એવું અમારું માનવું છે.

અલબત્ત એ સહશિક્ષણ પ્રાથમિક વર્ગોથી જ શરૂ કરવું જોઇએ–કેટલાકોને દહેશત છે કે એમાંથી જાતિય અનર્થ (Sexual Evil) ઉભાં થવાનાં સંભવ છે. કદાચ હશે. પરન્તુ એ અનર્થ દૂર કરવા માટે 'વાડા' ઉભા કરવાની નહિ પરંતુ યુવાનોને કોઇપણ પ્રકારની શરમ કે સંકોચ વિના નિર્દોષ જાતિય જ્ઞાન (Sexual Knowledge) આપવાની ખાસ અગત્ય છે.

ઉપર જોયું તેમ યુવાનોને સામાજીક જોખમદારીનું વધારે ભાન થતું આવે છે. યુવાનો સંતતિ નિયમનની ઘણી તરફદારી કરે છે એ તે બીનાને ટેકો આપે છે. જો સ્ત્રીને એક પછી એક ઉપરાછાપરી સુવાવડો આવતી જાય તો, તેની તબિયતનો પ્રશ્ન બાજુએ રાખીએ તોયે બાળકછેરની તેને જરા પણ ધગશ રહેતી નથી. પરંતુ એનાંથી પતિ અને પત્ની વચ્ચે એક જાતનું ન સંધાય એવું અંતર આવી જાય છે અને તેમનાં મન ઉચાં કરે છે. ડૉ. વાન ડ વેલ્ડે કહે છે તેમ " અતિસંતતિનો ભય જાતિય ઉપભોગમાં અવરોધકર્તા છે અને તેની માનસિક અસર ઘણી જ બુરી થાય છે. આ ભયને લીધે જ કેટલાંય કુટુંબોનું સત્યાનાશ વળ્યું છે. "

વૈદકીય સંતતિનિયમનની યોગ્યાયોગ્યતાનો પ્રશ્ન બાજુએ મુકીએ તો પણ એક વાત તો નિઃશંક છે કે હાલનાં યુવાનો એને ઉત્તેજન આપવાની તરફેણમાં છે અને પ્રસંગ આવ્યે તેઓ તેનો ઉપયોગ કરશેજ. માટે ખરો માર્ગ તો એ છે કે યુવાનોમાં સંતતિ નિયમનના શાસ્ત્રીય જ્ઞાનનો યોગ્ય રીતે પ્રચાર કરવો.

બીજો એક મહત્વનો પ્રશ્ન આર્થિક પ્રશ્ન છે. લગ્ન મનુષ્યનાં જીવનમાં ઘણો અગત્યનો અને આનંદનો પ્રસંગ મનાય છે. બધાય દેશોમાં શું ગરીબ કે શું તવંગર બધાય લગ્નક્રિયાને ધામધૂમથી ઉજવે છે. પરંતુ હાલની આર્થિક સંકડામણ એટલી તો જીવલેણ બની ગઇ છે કે આધુનિક યુવાન તો લગ્નપ્રથાને તદ્દન સાદી અને ઓછામાં ઓછી ખર્ચાળ બનાવવા માગે છે. હિંદુ લગ્નમાં ધાર્મિક રીતરિવાજો એટલા બધા વધુ પ્રમાણમાં ઘુસી ગયેલા છે કે કેટલીક વખત તો આપણને ડૉ. મેકડોનલનાં શબ્દોમાં કહીએ તો એવું લાગી આવે છે કે " એ બધું હિંદુઓનાં મગજને એક જાતની

ધાર્મિક ગુલામીમાં જકડી લેવા માટે જાણીબુઝીને આળસુ પૂજારીઓએ શોધેલું હતું." પણ હાલનો યુવાન એ જોહુકમી સામે મોરચા માંડવા ધુંધવાઇ રહ્યો છે. તે કહે છે કે લગ્ન એ શાસ્ત્રવિધિ કે મંત્રોચ્ચાર નથી, પરંતુ હૃદયોનું મીલન છે. તેમાં સપ્તપદી અને વાગ્દાન સિવાય બીજી બધી રીતો કેવળ નકામાં ધતીંગો છે. વ્યર્થ દ્રવ્યવ્યય છે. બીજું લગ્નને લગતા બીજા ખર્ચો જેવા કે વાંકડો, દુરો, પહેરામણી, વિગેરે તરફ પણ યુવાનવર્ગ પોતાનો વિરોધ જાહેર કરે છે કારણ કે એવા ખર્ચાળ રીતરીવાજોને લીધે કુટુંબોને દેવામાં ડુબી–સત્યાનાશી તરફ વળવું પડે છે.

એ ઉપરાંત ઘણાં યુવાનો આર્થિક સ્વતંત્રતા હોય તો જ લગ્ન કરવાનું યોગ્ય ધારે છે. એટલે આર્થિક તેમજ સામાજીક વિકાસનો ગૂઢ સંબંધ છે, એવું આપણો અભ્યાસ બતલાવી આપે છે. આપણા આર્થિક પ્રશ્નનાં યોગ્ય નિરાકરણ વિના આપણી સામાજીક પ્રગતિ થવી ઘણી મુશ્કેલ છે. જ્યાં સુધી દેહ અને આત્માનો સંબંધ ટકાવી રાખવા પૂરતો ખોરાક ન મળતો હોય ત્યાં સુધી સમાજ અને સંસારનાં ગહન પ્રશ્નો પર વિચાર કરવાની ફુરસદ કે પ્રેરણા મળે એ આકાશકુસુમવત્ છે. અને છેલ્લો પ્રશ્ન જે હાલ વિલાયતમાં ખૂબ રસપૂર્વક ચર્ચાઇ રહ્યો છે તે છુટાછેડાનો છે. આ પ્રશ્ન તરફ હાલની પરિસ્થિતિ જોતાં આપણે છેક આંખ આડા કાન કરી બેસી રહીએ એ આપણને પાલવે એમ નથી જ. પશ્ચિમનાં દેશોમાં જ્યાં લગ્નમાં પસંદગી વિગેરેની ઘણી છૂટ છે ત્યાં પણ આ પ્રશ્ને ઘણું ગંભીર સ્વરૂપ પકડયું છે. ફક્ત રશિયામાંજ છુટાછેડાને લગ્નનું આવશ્યક અંગ ગણવામાં આવે છે. કારણે તેઓ માનવતાની અપૂર્ણતાઓ જોઇ તેની સંપૂર્ણ પસંદગી ન કરી શકવાની અશક્તિ જોઇ રહ્યાં છે. એટલે ત્યાં સ્હેલી અને સસ્તી રીતે છુટાછેડા કાયદેસર મળી શકે છે. પશ્ચિમનાં બીજા દેશો પણ રશિયાને પગલે ચાલી એવીજ રીત અખ્યત્યાર કરશે એવું નજદીકનું જ ભવિષ્ય ભાસે છે.

આપણા હિંદમાં લગ્નને લગતા બીજા સુધારાઓ સાથે એ સુધારો દાખલ કરવો કે કેમ ? એ પ્રશ્ન છે. એ બાબતમાં શ્રી. બર્ટાન્ડ રસેલનું નીચેનું વ્યક્તવ્ય આપણને કદાચ ઉપયોગી થઇ પડશે. એઓશ્રી Marraige and Morals નામનાં એમનાં પ્રખ્યાત ગ્રન્થમાં લખે છે:—

"જે પ્રજામાં છુટાછેડાને લગતા સ્હેલા કાયદાઓ અસ્તિત્વમાં હોય તેમાં કાંઇ વધારે છુટાછેડાનાં કેસો થશે એવું કાંઇ નથી. ઉલટું, પતિપત્ની એક બીજાની લાગણીને વધારે માન આપતા થશે. જેઓનું પરિણીત જીવન સુખી નીવડયું હોય તેઓ વિના કારણે કોર્ટમાં દોડી જવાનો શોખ તો નજ કેળવે ! પરન્તુ સ્હેલા છુટાછેડાનાં ગમે તેટલાં બુરાં પરિણામ હોય છતાં પણ જીવનને ચેતનવિહોણું કરનારાં–આત્માનાં ખૂન રેલાવનારાં–કેવળ પાશવવૃત્તિનાં સંતોષ ખાતર જ ટકી રહેલાં કહેવાતાં લગ્નો કરતાં બુરી સ્થિતિ તો છુટાછેડા નજ આણે."

અંતમાં હાલ તુર્ત તો લગ્નને ધાર્મિક છાયામાંથી મુક્ત કરવું–ખોટા ધાર્મિક વ્હેમોને ચેંડી દેવા–સ્ત્રીઓને સમાન હક આપવા અને કેળવણીનો પ્રચાર કરવો એ આપણું પ્રગતિ તરફ પ્રેરનાર પ્રથમ પગથીયું છે.

---

## કામગરાં માબાપ

કોણ જાણે કેટલાંયે માબાપો પોતે ઘણા જ કામમાં હોય છે એવી માન્યતા પોતાનાં બાળકોના મગજ ઉપર ઠસાવતાં હશે ? પછી ભલેને એ કામ છાપાં વાંચવાનું હોય કે બીજી બેનપણીઓ સાથે ગામગપાટા મારવાનું હોય ! બિચારાં બાળકોને બા, બાપા સાથે બેસીને અલકમલકની વાતો કરવાનું કે પોતાની કેટલીયે મૂંઝવણો અને મુશ્કેલીઓ વિષે પૂછવાનું મન હોય. પણ આ બાપા નવરાં થાય ત્યારે એ વાતો કરી શકેને ? એ તો ખૂબ કામમાં હોય અથવા વધારે સાચી રીતે કહીએ તો બાળકોને એમ બતાવતાં હોય છે કે પોતે ખૂબ કામમાં હોય છે. એટલે પછી બાળક બિચારું પોતાનું કામ તો કંઇ સાધી શકે જ નહિને ! એણે તો બા, બાપાને ખૂબ કામ હોય તેમાં મજા કરાવવી જ રહી.

શા. ( શિક્ષણ પત્રિકા )



# સમાલોચના

**અરુણનું અદ્દભુત સ્વપ્ન:** લેખિકા તથા પ્રકાશક: સૌ. હંસા મહેતા, ખંભાતા હોલ, અલ્ટમન્ટરોડ, મુંબાઇ, ૬. કિંમત રૂ. ૧-૮-૦.

'કુમાર' માં લેખમાળા રૂપે આ પુસ્તકનાં પ્રકરણો પ્રકટ થવા માંડયાં ત્યારથી જ અમે એને પુસ્તક રૂપે જોવાની રાહ જોઇ રહ્યા હતા. કારણ કે એ આખાંય પુસ્તકમાં, દુનિયાના જુદા જુદા દેશોની ઐતિહાસિક તેમજ ભૌગોલિક પરિસ્થિતિ વિષે સૌ, હંસાબહેને કરેલા પ્રવાસ તેમજ કરેલાં વિશાળ વાચનના ફળ રૂપ આ પુસ્તક માત્ર કુમારોને જ નહિ પણ યુવાનોને તેમજ વૃદ્ધોને પણ સારૂં જ્ઞાન આપે એવું છે. બાલપુસ્તકોની આગળ વધીને તેમણે આ પુસ્તક પ્રકટ કર્યું છે એ યોગ્ય જ કર્યું છે.

પુસ્તકમાં જાપાન, અમેરિકા, લંડન, ઇંગ્લાંડ, યુરોપ, રોમ, મિસર અને મધ્ય એશિયાનું દર્શન કરાવ્યા પછી, આર્યભૂમિનું ગૌરવ પણ ઉચિત રીતે દર્શાવ્યું છે. રોમ વિષે જરા વિસ્તાર થયો છે. પણ એ વિસ્તાર ઉપયોગી છે એમ અમને લાગ્યું છે. જાપાનના કુસુમોત્સવનું વર્ણન, અહીં બેઠાં બેઠાં પણ એ ઉત્સવ માણતા હોઇએ એવું તાદશ થયું છે. અમેરિકાનું વર્ણન કરતાં અમેરિકાના સ્વાતંત્ર્ય યુદ્ધને તેઓ ભૂલ્યાં નથી. લગભગ દરેક પ્રદેશના પુષ્કળ ઉપયોગી ચિત્રો આપવાથી એની ઉપયોગીતા ખચીત વધી છે.

પુસ્તકની શૈલી એક નવલકથા જેટલી જ રસિક છે. અને વાચનારને સ્હેજ પણ કંટાળો આપતી નથી. પુસ્તકનું મુદ્રણ તથા ઉપરંગ, 'કુમાર' કાર્યાલયની કલાને આભારી હોવાથી, એ વિષે કાંઇ કહેવાપણું રહેતું નથી. કુમાર વાચનથી આગળ વધીને સૌ. હંસાબહેન હવે તેમના નાટકો પુસ્તકરૂપે પ્રકટ કરશે તો ગુજરાતનાં નાટ્ય-સાહિત્યમાં તેથી આવકારદાયક ઉમેરો થશે એમ અમને લાગે છે.

**લોપામુદ્રા:** (વિભાગ ચોથો) લેખક: શ્રી. *કનૈયાલાલ માણેકલાલ મુનશી. પ્રકાશક: મે. જીવન*લાલ અમરશી મહેતા, અમદાવાદ. કિંમત રૂા. ૧-૮-૦.

શ્રી. મુનશીનાં આ પૌરાણિક કથા-નાટકની આ વિભાગ સાથે સમાપ્તિ થાય છે. પહેલો વિભાગ નવલકથાના રૂપમાં પ્રકટ થયા બાદ બાકીના ત્રણ વિભાગો નાટકના રૂપમાં પ્રકટ થયા છે. આ ચોથા વિભાગમાં શ્રી. મુનશીએ વિશ્વરથને 'વિશ્વામિત્ર ઋષિ' ની કોટિએ પહોંચાડયો છે. અને આ રીતે પ્રસંગને પૂર્ણ કર્યો છે. શ્રી. મુનશીની સિદ્ધહસ્ત કલમે વેદકાળને પણ તાદશ અને રૂચિકર વાતાવરણમાં રજુ કર્યો છે અને એ સમયના પાત્રો-પ્રસંગો વગેરે વાસ્તવ સ્વરૂપમાં આલેખ્યાં છે. લોપામુદ્રા, અગત્સ્ય, વિશ્વરથ, અને રોહિણી આ પાત્રોને ઘણાજ પ્રભાવશાળી આલેખ્યાં છે. આ 'લોપામુદ્રા' શ્રી. મુનશીની પૌરાણીક કૃતિઓમાં અગ્રસ્થાન લે એવી છે.

**ભોગીન્દ્રરાવ દીવેટીઆ** (જીવન, સમય અને સાહિત્ય): લેખક: શ્રી. શાંતિલાલ ગુલાબદાસ તોલાટ, પ્રકાશક: મે. દીવેટીઆ એન્ડ સન્સ, પાનકોર નાકા, અમદાવાદ. મૂલ્ય રૂ. ૨-૦-૦.

ગુજરાતી નવલકથાઓના સાહિત્યના વિકાસમાં સ્વ. ભોગીન્દ્રરાવ દીવેટીઆનો ફાળો ઘણો મોટો છે. તેઓ એકલા નવલકથાકાર કે સાહિત્યકારજ ન હતા, એક સુધારક અને સેવાભાવિ સજ્જન પણ હતા અને તેમના સમયમાં બન્ધુ સમાજ દ્વારા તેમણે સુધારાનું જે કાર્ય કરેલું છે તે આપણા સમાજ સુધારાના ઇતિહાસમાં સારૂં સ્થાન ધરાવે છે. આથી, સ્વ. ભોગીન્દ્રરાવ

નાં જીવન, તેમના સમય, તેમજ તેમની સાહિત્ય સેવાનું સવિસ્તર નિરૂપણ કરતું આ જીવનચરિત્ર અભ્યાસીઓને ઉપયોગી થઇ પડે એવું છે. સ્વ. ભોગીન્દ્રરાવના પુત્રે આ પુસ્તક પ્રકટ કરીને સાચેજ પિતા પ્રત્યેનું ઋણ અદા કર્યું છે.

લેખક ભાઇ શાન્તિલાલ તોલાટે, શક્ય તેટલા સાધનોનો ઉપયોગ કરીને આ પુસ્તક તૈયાર કરવામાં ઘણોજ શ્રમ લીધો છે એમ વાંચનારને સહજજ પ્રતીત થશે. સ્વ. ભોગીન્દ્રરાવની નવલકથાઓ તેમજ ઇતર સાહિત્યસેવાનું તેમણે એક વિવેચકની દષ્ટિએ ઘણુંજ સુંદર વિવેચન કર્યું છે. સ્વ. ભોગીન્દ્રરાવ ઉપર ટૉલ્સ્ટૉયની કેટલી ઊંડી અસર હતી તે પણ એક જુદાં પ્રકરણ દ્વારા યોગ્ય રીતે બતાવ્યું છે.

આપણા જીવનકથાનાં સાહિત્યમાં આ પુસ્તક દ્વારા લેખક-પ્રકાશકે એક આવકારદાયક ઉમેરો કર્યો છે, એમ અમારે કહેવું જોઇએ.

**નસીબની બલિહારીઃ** લેખકઃ શ્રી. ચાંપશી વિ. ઉદ્દેશી, 'નવચેતન' કાર્યાલય, ૧૦, પોલાક સ્ટ્રીટ, કલકતા. કિંમત બાર આના.

Blonde Venus નામની માર્લીન ડીટ્રીચની ફિલ્મમાંથી કથાવસ્તુ લઇને શ્રી. ચાંપશીભાઇએ તેમની ટૂંકા વાક્યોવાળી મનોરંમ શૈલીમાં આ સુંદર નાની નવલકથા લખી છે. પૂર્વ અને પશ્ચિમનાં સાંસારિક જીવનનો ભેદ સમજીને શ્રી. ચાંપશીભાઇએ મૂળ કથામાં યોગ્ય ફેરફારો કર્યા છે. 'નિરંજન'ના પાત્રમાં તેમણે આધુનિક યુવાનનું માનસ સફળ રીતે ચિતર્યું છે. મનોરમાના પાત્રનું આલેખન પણ એક આર્ય સ્ત્રીને છાજે એવું છે. આખીય વાર્તાનો પ્રવાહ ક્ષતિ વિના આગળ વહેજ જાય છે. ખાસ કરીને નવમાં અને દશમાં પ્રકરણનો કરૂણ ભાવ હજી પણ અમારાથી ભૂલાતો નથી. બીજી નવલકથાઓની જેમ શ્રી. ચાંપશીભાઇની આ નવલકથા પણ સત્કારશે એવી અમને આશા છે.

**સાહિત્ય દર્શનઃ** પહેલું અને બીજું: સંપાદકઃ શ્રી અંબાલાલ નૃ. શાહ. પ્રકાશકઃ શ્રી મોહનલાલ બી. તલાટી, પોપ્યુલર હાઇસ્કુલ, અમદાવાદ. કિંમતઃ દશ આના અને ચૌદ આના.

માધ્યમિક શાળાઓમાં ગુજરાતી ભાષા અને સાહિત્યની દૃષ્ટિએ પાઠ્ય પુસ્તકો તરીકે ઉપયોગી થાય એવા ગધપદ્ય સાહિત્ય સંગ્રહો અત્યારે ઠીક ઠીક પ્રમાણમાં છે, તેમાં આ સંગ્રહ ઉમેરો કરે છે. એમાં પ્રાચીન કવિઓથી માંડીને અર્વાચીન યુવાન કવિઓ સુધીની કૃતિઓમાંથી પદ્ય વિભાગની અને નવલરામથી માંડીને અર્વાચીન ગદ્ય લેખકો સુધીની કૃતિઓમાંથી ગદ્ય કૃતિઓની યોગ્ય રીતે પસંદગી કરવામાં આવી છે. સાથે કવિ કે લેખકનો ટુંકો પરિચય તેમજ ટીપ્પણીઓ પણ આપવામાં આવેલાં છે. જે હેતુ માટે આનું પ્રકાશન થયું છે તે હેતુ એનાથી સિદ્ધ થાય એમ છે.

**(૧) નૂતન રશિયામાં ડોકિયું (૨) જીવનચર્ચાઃ** પ્રકાશકઃ પ્રસ્થાન કાર્યાલય, અમદાવાદ. કિંમતઃ અનુક્રમે આઠ આના અને દશ આના.

પ્રસ્થાન કાર્યાલય તરફથી ચાલતી સરસ્વતી ગ્રંથમાળાના પાંચમા વર્ષનાં પુસ્તક ૪-૫ અને પુ. ૬-૭ તરીકે ઉપરનાં બન્ને પુસ્તકો પ્રકટ થયાં છે. તેમાં પ્રથમ સુવિખ્યાત લેખક મોરીસ હિન્દસનાં Broken Earth ઉપરથી લખવામાં આવેલું છે. રશિયા વિષે પ્રમાણભૂત લખનારા લેખક તરીકે મોરીસ હિન્દસ જાણીતા છે અને તેના પુસ્તક ઉપરથી શ્રી. ગોવિંદરાવ ભાગવતે આ પુસ્તક ઘણી સારી રીતે લખ્યું છે. અર્વાચીન રશિયા વિષે એમાંથી પુષ્કળ માહિતી મળી શકે એમ છે. રશિયા વિષે જે ખોટી ખોટી માન્યતાઓ પ્રચલિત થએલી જોવામાં આવે છે તેનો આમાંથી જવાબ મળી રહે છે.

'જીવન ચર્ચા' "૧૯૨૬ ની સાલમાં વિદ્યાપીઠમાં સ્થપાયેલા તત્વચર્ચા મંડળના ઉપક્રમથી યોજાયલા" બાર વ્યાખ્યાનોને પુસ્તક રૂપે સંગ્રહે છે. એ વ્યાખ્યાતાઓમાં આચાર્ય કૃપલાની, કાકા કાલેલકર, શ્રી. કિશોરલાલ મશરૂવાળા, શ્રી. નાનાભાઇ, શ્રી. નરહરિ પરીખ અને શ્રી. રામનારાયણ પાઠક જેવા વિદ્વાનો અને અભ્યાસીઓનો સમાવેશ થઇ જતો હોવાથી એની ઉપયોગીતા સહજ સમજી શકાશે.

**હૃદય રંગઃ** લેખકઃ શ્રી. હરિહર ભટ્ટ, અમદાવાદ. કિંમત ચાર આના.

'એક જ દે ચિનગારી' અને 'ભવ્ય ડોસા' એ બે કાવ્યોથી ગુજરાત ભરમાં જાણીતા થઇ ગએલા શ્રી. હરિહર ભટ્ટની કાવ્ય કૃતિઓનો આ સંગ્રહ નાનો છતાં આવકાર પાત્ર છે, શ્રી. રામ

નારાયણભાઇએ ઉપોદ્ઘાત લખીને એમની કૃતિઓનો વિસ્તૃત પરિચય કરાવ્યો છે એટલે હવે ઝાઝું કહેવા જેવું કાંઇએ બાકી રહેતું નથી, એમ જણાવી આ નાના સંગ્રહને ગુજરાત વધાવી લેશે એવી આશા દર્શાવવાની રહે છે.

**સંવાદમાલાઃ** સંપાદકઃ શ્રી. શાન્તિલાલ ઠાકર, એમ. એ. અરવિંદ કાર્યાલય, આણંદ. કિંમત ૭ આના.

સંસ્કૃત સાહિત્યનાં પાંચ મહાકાવ્યોમાંથી, છુટક સંવાદો મૂળ સંસ્કૃત સાથે ગુજરાતી ભાષાન્તર સહિત આમાં સંગ્રહાયા છે. સંસ્કૃત પ્રત્યે પ્રેમ ઉપજાવવામાં ઉપયોગી ઠરશે.

**ચંબલનું યુદ્ધઃ** પ્રકાશકઃ શ્રી. જીવનલાલ અમરશી મહેતા, અમદાવાદ કિંમતઃ બે રૂપિયા.

'શ્રી બોધ' ની ૧૯૩૪ ની ભેટ તરીકે મોગલ ઇતિહાસના પ્રસંગોને આલેખતી આ નવલકથા પ્રકટ કરવામાં આવી છે. શાહજહાં બીમાર પડયા પછી તેના ચાર પુત્રો રાજસિંહાસન પચાવી પાડવાની લોલુપતાથી જે કાવાદાવાઓ કરે છે તેનું એમાં આલેખન કરવામાં આવ્યું છે. કેટલેક સ્થળે નવલકથામાં રસક્ષતિ થાય છે.

**રામનગરનો રાજવીઃ** લેખકઃ શ્રી. બાળકરામ હરિનારાયણ પાઠક, ધરમપૂર. કિંમતઃ રૂા. ૨.

સુરત જીલ્લામાં આવેલાં ધરમપુર પ્રાંત રામનગરના ઇતિહાસમાંથી આ નવલકથાનું વસ્તુ લેવામાં આવ્યું છે. અને રામનગરના સૂર્યવંશી સીસોદિયાના ઇતિહાસનો પ્રસંગ લઇ તેને નવલકથાના રૂપમાં ગુંથ્યો છે. કથાને રસિક બનાવવા માટે લેખકે સારો પ્રયત્ન કર્યો છે. ઐતિહાસિક નવલકથાના શોખિનોને આ કથા રૂચિ જશે.

**મહિલાઃ** સંપાદિકાઃ શ્રી માઇ વરેરકર, હાજી કાસમ વાડી, મુંબાઇ ૭.

આ મરાઠી સ્ત્રી ઉપયોગી માસિકે ગયા જુલાઇ માસથી બીજા વર્ષમાં પ્રવેશ કર્યો છે. પહેલાં વર્ષ દરમ્યાન એણે બહેનોને હાથે જ લખાયલું ઉપયોગી અને પ્રેરક સાહિત્ય પૂરૂં પાડયું હતું. બીજા વર્ષના જુલાઇ–ઓગસ્ટના બે અંકો પ્રકટ થયા છે. તે ઉપરથી આગલા વર્ષની કારકીર્દિ પૂરેપૂરી જળવાઇ રહેશે એમ સ્પષ્ટ જણાય છે. પહેલા વર્ષ દરમ્યાન 'મહિલા'ની વ્યવસ્થા અને આર્થિક જવાબદારીનો ભાર અન્યના માથે હતો; બીજા વર્ષથી એ ભાર પણ સંપાદિકા બહેને પોતાને માથે લીધો છે. 'મહિલા'માં બહેનોને હાથેજ લખેલા વિવિધ વિષયો ચર્ચતા લેખો, વાર્તાઓ, કવિતાઓ પ્રકટ થાય છે. અમે 'મહિલા' ને દીર્ઘાયુષ્ય ઇચ્છીએ છીએ અને એક વર્ષ પર્યંત સફળતાથી માસિક ચલાવી એને આગળ ધપાવવા માટે સંપાદિકા બહેનને અભિનંદન આપીએ છીએ.

**સ્ત્રીઃ** સંપાદક. શ્રી. શ. વા. કિર્લોસ્કર, કિર્લોસ્કર વાડી, (જી. સતારા)

કિર્લોસ્કર બ્રધર્સ લીમીટેડ તરફથી પ્રકટ થતું આ 'સ્ત્રી' માસિક પણ બહેનોને ઉપયોગી થઇ પડે એવું છે. ઓગસ્ટ માસના અંકથી એ પાંચમા વર્ષમાં પ્રવેશ કરે છે. એમાં સ્ત્રીઓની સામાજીક સ્થિતિ, ગૃહવ્યવસ્થા તેમજ બીજા ઉપયોગી વિષયોની ચર્ચા ઉપરાંત, નવલિકાઓ વગેરેનું વાચન પૂરૂં પાડવામાં આવે છે. ઓગસ્ટનો અંક આવું ઘણું ઉપયોગી વાંચન પૂરૂં પાડે છે. મીસીસ ડૉ. બાળકૃષ્ણની મુલાકાત, પાશ્ચાત્ય સ્ત્રીઓનાં જીવન ઉપર ઘણો સુંદર પ્રકાશ પાડે છે, 'સ્ત્રી અને તેનું વૈશિષ્ટ્ય' એ શીર્ષક હેઠળનો સૌ. ચંદ્રકળા હાટેનો લેખ પણ અભ્યાસપૂર્ણ છે. અમે આ માસિકને સફળતા ઇચ્છીએ છીએ.

**૯ નવી વાતો** (બીજી આવૃત્તિ): લેખકઃ શ્રી. જદુરાય ડી. ખંધડીઆ. પ્રકાશકઃ ધી જનરલ બુક ડીપો, મુંબાઇ, ૨. મૂલ્યઃ રૂ. ૧–૮–૦.

શ્રી. ખંધડીઆનો આ વાર્તાસંગ્રહ ૧૯૨૭ માં પ્હેલીવાર પ્રકટ થયો હતો; અને વાચકવર્ગનો સારો આદર પામ્યો હતો. બીજી આવૃત્તિની માંગ ૧૯૨૯ ની સાલથી થતી હતી છતાં પાંચ વર્ષે તે પ્રકટ કરી શકાઇ છે. આ ૯ વાર્તાઓમાંની સૌથી પ્હેલી અને અત્યંત લોકપ્રિય હાસ્યરસિક વાર્તા "રસોડામાં રણસંગ્રામ" નો રસાસ્વાદ "ગુણસુંદરી" ના વાચકોએજ પ્હેલો ચાખ્યો હતો. બીજી વાર્તાઓ પણ રસભરી છે અને સારો લોકાદર પામી છે. પ્રથમ આવૃત્તિની જેમ આ આવૃત્તિ પણ વાચકો જલ્દી ઉપાડી લેશે, એવી આશા સહજ રાખી શકાય.

**શ્રી સયાજી બાલજ્ઞાનમાળાઃ** શ્રીમંત ગુર્જર નરેશ મહારાજા સાહેબ સર સયાજીરાવ

ગાયકવાડે ગુજરાતી ભાષા–સાહિત્યની અભિવૃદ્ધિ અર્થે જુદા કાઢેલા બે લાખના વ્યાજમાંથી આ માળાના પુસ્તકો તૈયાર કરાવી પ્રકટ કરાવવામાં આવે છે. એ માળાના અત્યાર સુધીમાં ૧૦૦ ઉપર પુસ્તકો પ્રકટ થઇ ગયાં છે અને આપણા બાલ-સાહિત્યમાં એ પુસ્તકોથી અત્યંત ઉપયોગી ઉમેરો થયો છે. એ પુસ્તકોમાંય ખાસ કરીને આપણા પ્રાચીન ગ્રંથોના સારરૂપ–આપણી મહાન વ્યક્તિઓના જીવનના દોહનરૂપ પ્રકટ થયલાં પુસ્તકો અમને વધુ આવકારદાયક લાગે છે. આપણી આર્ય સંસ્કૃતિ સંબંધી જ્ઞાન અને સંસ્કારો બાળકોને જે પુસ્તકોદ્વારા આપણે સહેલાઇથી આપી શકીએ એવાં વધુ છ પુસ્તકો અમને સમાલોચના માટે મળ્યાં છે:

**પાર્વતી:** પુષ્પ ૧૦૨: લેખક: ડૉ. દેવેન્દ્ર ર. મજમુંદાર, એલ. સી. પી. એન્ડ એસ. મૂલ્ય: ૦–૬–૦. આ પુસ્તકમાં ડૉ. મજમુંદારે ભગવતી પાર્વતીની કથા સાદી સુંદર ભાષામાં આલેખી છે. સ્ત્રીઓનાં ગૌરવૃત્તિની એ અધિષ્ઠાત્રી–ગૌરીમાની કથા આપણી બાળાઓને ખાસ ઉપયોગી થશે. શ્રી. દેવેન્દ્ર ધંધે ડૉક્ટર હોવા છતાં સાહિત્ય એમણે ગળથુથીમાં પીધું છે. એમણે આપેલો 'પરિચય' એ સંબંધી સ્પષ્ટ ખાત્રી આપે છે.

**બુદ્ધ ભગવાનની વાર્તાઓ:** પુષ્પ ૧૦૬:

**કર્ણ:** પુષ્પ ૧૧૧: લેખક: પ્રો. ડોલરરાય ર. માંકડ, એમ. એ. મૂલ્ય: ૦–૬–૦. મહાભારતના આ મહારથીની કથા તો સર્વત્ર જાણીતી છે. એ પરમ શૂરવીર અને દાનેશ્વરી વિભુતિની જીવનકથા મહાભારત ઉપરથી તારવી સાદી અને સરળ ભાષામાં શ્રી. માંકડે આ પુસ્તકમાં આપી છે. જીવનું જોખમ વ્હોરી લઇને પણ દાન આપવાની પ્રતિજ્ઞા પાળનાર આ વીરનું જીવન કુમારોને જરૂર પ્રેરણા પાશે.

**બલિરાજા:** પુષ્પ ૧૧૨: લેખક: શ્રી. કાલિપ્રસાદ ધનેશ્વર દેસાઇ, એમ. એ. મૂલ્ય: ૦–૬–૦. જેને માટે ભગવાન વિષ્ણુને વામનાવતાર લેવો પડયો એવા સમર્થ દાનેશ્વરીની આ કથા છે. પરમ ભક્ત પ્રહ્લાદના પૌત્ર બલિને ઇંદ્રાસન લેતો અટકાવવા વામનજીએ ત્રણ ડગલાં પૃથ્વી માગી, એ ત્રણ ડગલામાં આખું બ્રહ્માંડ રોકી લીધું હતું અને બલિને પાતાળમાં ચાંપી દીધો હતો. એ આખીયે કથા સુંદર સરળ ભાષામાં શ્રી. દેસાઇએ શ્રીમદ ભાગવત અને અન્ય પુસ્તકો ઉપરથી તારવીને આપી છે.

**ભગીરથ:** પુષ્પ ૧૧૩: લેખક: શ્રી. ભગીરથ મજમુંદાર. મૂલ્ય: ૦–૬–૦. સૂર્યવંશના પ્રતાપી રાજા ભગીરથનું નામ આજે કહેવત રૂપ છે. એ પિતૃભક્ત રાજવીએ કઠિન તપ કરી પિતૃઓનો

ભોગ આપ્યો છે. પરિણામ સુંદર જ આવે એમાં નવાઇ નથી. ૧૯૩૨ ની શરૂઆતમાં એમણે ધંધામાંથી-ધીકતા વેપારમાંથી નિવૃત્તિ લીધી અને કાઠિયાવાડમાં ખાદી-પ્રવૃત્તિ સજીવન કરવા બેસી ગયા. એમણે અને એમને સાથ આપનારાઓએ ૧૯૩૩ ના વર્ષમાં કરેલી પ્રવૃત્તિનો રસિક અહેવાલ આ રીપોર્ટમાં છે. ૧૧૧ ગામોમાં આ પ્રવૃત્તિ પ્હોંચી ગઇ છે; ૨૦૦૦ કુટુંબોએ ૬૦૦૦ મણ કપાસ સંઘરી જાતે લોઢયો છે. કુલ રૂ. ૨૧૬૫૫ નું કામ થયું છે. આ રીતે પાયો નંખાયો છે. એ પાયા ઉપર વસ્ત્રાવલંબનની ઇમારતના એક પછી એક મજલા હવેના વર્ષોમાં ચણાતા જશે એમાં શંકા નથી. આ પ્રવૃત્તિ માટે અમે શ્રી. રામજીભાઇને અને તેમના સહકાર્યકર્તાઓને તેમની નિઃસ્વાર્થ સેવા માટે ધન્યવાદ આપીએ છીએ.

**ગાંડીવ**: તંત્રીઓઃ શ્રી. નટવર વીમાવાળા અને સૌ. સુમતિ વીમાવાળા. પુ. ૯; અંક ૧-૨. વાર્ષિક લવાજમઃ રૂ. ૫-૦-૦.

વીમાવાળા દંપતિએ તા. ૧લી ઓગસ્ટથી જુના "ગાંડીવ" પત્રને બાલ-પખવાડિકનું સ્વરૂપ આપ્યું છે. એ બાલપત્રને આખા ગુજરાતના બાલકોના બંડા દોસ્ત શ્રી. ગિજુભાઇએ આશીર્વાદ દીધા છે. પહેલા બે અંકો જોતાં ખાત્રી થાય છે કે બાલકોને આ પત્ર સ્હેજે ગમી જશે. ટૂચકા, સાહસકથાઓ બાળકો ભજવી શકે એવું નાટક, રોમાંચક અને પ્રેરક ચરિત્રો, વિજ્ઞાનના લેખો, રમુજી વાતો વગેરે સામગ્રી બાળકોને એક યા બીજી દૃષ્ટિએ આનંદ સાથે જ્ઞાન આપે છે. રમતો અને ઉખાણાનો પણ તોટો નથી. બાળકો જરૂર એ પત્ર અપનાવી લેશે.

**ભરતગુંથણઃ** લેખિકાઃ શ્રી. પરીનબ્હેન મીસ્ત્રી પ્રકાશકઃ શ્રી સ્ત્રી-સાહિત્ય મંદિર, સુરત. મૂલ્યઃ દસ આના.

ગુજરાતી સાહિત્યમાં ભરતગુંથણના પુસ્તકો આંગળીને વેઢે ગણાય એટલાં જ છે. આ પુસ્તક તેમાં ઉપયોગી ઉમેરો કરે છે. સામાન્યતઃ ગુજરાતમાં એ કળા પારસી બ્હેનોએ વધારે સારી રીતે હસ્તગત કરી છે અને તેવાં એક બ્હેનના હાથે આ પુસ્તક રચાયું છે. એ કલાકુશલ બ્હેને આ પુસ્તકમાં ચિત્રો અને આકૃતિઓ સાથે વિષય પરત્વે યોગ્ય સમજુતિ સાદી અને સરળ ભાષામાં આપી છે. ગુજરાતની બ્હેનોને આ પુસ્તક ઉપયોગી થશે. એમાં શંકા નથી.

**રઝીયા બેગમઃ** પ્રકાશકઃ ઉપર પ્રમાણે મૂલ્યઃ ૦-૩-૦

આ પુસ્તકના લેખકનું નામ પ્રકાશકોએ નથી આપ્યું. એ પુસ્તમાંની હકીકત લેખ સ્વરૂપે "સ્ત્રી શક્તિ" માં પ્રકટ થઇ ચુકી છે. હિંદના તખ્ત પર બેસનાર એ મુસ્લીમ વીરાંગનાના જીવન ચરિત્ર ઉપર ઇતિહાસકારોએ અનેક આછા પાતળાં પડ ચઢાવી દીધાં છે. આ પુસ્તક એ વીર રમણીનું જીવન સરળ રીતે આલેખવાનો પ્રયત્ન કરે છે. સુલ્તાન અલ્તમશને દીકરાઓ હોવા છતાં દીકરીના ગુણથી આકર્ષાઇ તેણે રઝીયાને સુલતાના બનાવવાની ઇચ્છા રાખી હતી, પરંતુ પુરૂષ કારભારીઓએ તેમ થવા દીધું નહિ. છતાં આખરે તેમને નમવું પડે છે. એ કથા સ્ત્રીઓને જરૂર પ્રેરક અને બોધક લાગશે.

**આભાર સ્વીકારઃ** (૧) **આર્યજ્યોતિઃ** તંત્રીઃ શ્રી. વલ્લભદાસ ર. મહેતા. પુ. ૧; અંક ૨૭ થી ૩૫. (૨) **સાગરઃ** તંત્રીઃ શ્રી હરગોવનદાસ હરકીશનદાસ. પુ. ૧; અંક ૨૬ (૩) **પ્રજામંડળઃ** તંત્રીઃ શ્રી. પ્રાણલાલ ઠા. મુનશી. પુ ૧; અંક ૧૦. (૪) **પુષ્ટિ પીયૂષઃ** તંત્રીઃ શ્રી. શાસ્ત્રી હરિશંકર ઓંકારજી. વ. ૩; અંક ૩. (૫) **જૈનઃ** તંત્રી. શ્રી. દેવચંદ દા. શેઠ. પુ. ૩૨; અંક ૨૫. (૬) **પ્રજાપતિ પત્રિકાઃ** તંત્રીઃ શ્રી. મગનલાલ મોતીલાલ પુ. ૩; અંક ૮-૯, (૭) **જયોતિર્વિજયઃ** તંત્રીઃ શ્રી. ગણેશ શાસ્ત્રી દેશીંગકર. વ. ૧; અંક ૧. (૮) **અઢારમા વર્ષનો અહેવાલ** શ્રી. જૈન વીસા ઓસવાળ કલબનો. ઇ. સ. ૧૯૩૩-૩૪. (૯) **વાર્ષિક રીપોર્ટ**-શ્રી સયાજી વૈભવ પુસ્તકાલય નવસારીનો. ઇ. સ. ૧૯૩૩-૩૪.

---

**ડોક્ટર** ( દરદીને ) : તમે મારી સૂચના મુજબ રાતે બન્ને બારી ઉઘાડી મૂકીને સુતા હતા ?

**દરદી** : બારી એક જ છે, એટલે તે મેં બે વાર ઉઘાડી હતી !

શ્રી સાર્વજનિક કન્યા વ્યાયામ મંદિર, પેટલાદ



સંસ્થામાં તાલીમ લેતી કન્યાઓ

ગરબાની તાલીમ

ડાબા હાથથી : (૧) કુ. પદ્માબહેન લેલી. (૨) કુ. મૃદુલાબહેન ત્રિવેદી (૩) કુ. સૂર્યકાન્તા શાહ (૪) કુ. કુંજબાળા આચાર્ય (૫) કુ. યોગિનીબહેન દેસાઇ (૬) કુ. તિલોત્તમા દેસાઇ (૭) તિલોત્તમા આચાર્ય (મુખ્ય નાયિકા) (૮) કુ. ગિરીશાબહેન મહેતા (૯) કુ. ઇર્વાવતી દેસાઇ (૧૦) કુ. સરોજબહેન શાહ (૧૧) કુ. જયવિદ્યાબહેન પુરાણી (૧૨) કુ. શારદાબહેન શાહ (૧૩) કુ. ઉજમબહેન મોદી [illegible]



# પેટલાદનું કન્યા વ્યાયામમંદિર



"પ્રમદાઓ માટેની કસરતો તેમને પુરૂષ સમાન બનાવશે નહિ પરંતુ બાહ્યાકૃતિ તેમજ શારીરિક સંગઠનમાં વધુ નૈસર્ગિક બનાવશે. એતો ફક્ત બીન કવાયતી શરીર તેમજ શક્તિહીન સ્ત્રીની આકૃતિ જ કવાયતહીન મનુષ્યાકૃતિને મળતી આવે છે. શારીરિક સંગઠન તેમજ આરોગ્ય સ્ત્રીના નૈસર્ગિક ગુણોને બાહ્યરેખા વડે દિપાવશે. આમ પોતાની જાતિના વિશિષ્ટ અંગ સૌંદર્યાકૃતિને તે પ્રાપ્ત કરશે. તેની દેહલતાને સહેજ પણ વિચિત્ર કે અપક્વ કરવાને બદલે વ્યાયામ તેના સર્વ અંગોને સુંદર રીતે સંગઠિત બનાવશે અને તેની સાબીતી પુરાણકાળના ગ્રીક લોકના કલાકૌશલ્યના નમૂનાઓ જે અત્યારે પણ હયાતી ધરાવે છે તેમાં આલેખાયલી છે, જે ભૂતના સુવર્ણયુગમાં વ્યાયામ મંદિરોમાં કેળવાયલી સ્ત્રીત્વની પ્રતિભાને અમરત્વ અર્પાવવા ઘડાયલી છે."

અમેરિકાના સુવિખ્યાત વ્યાયામશાસ્ત્રી બર્નાર મેકફેડનની ઉપરોકત ભાવનાને જીવનમાં તાદૃશ કરવાની શુભ ભાવના સાથે પેટલાદમાં લગભગ ૭ વર્ષથી સાર્વજનિક કન્યા વ્યાયામ મંદિર સફળ રીતે ચાલે છે. આપણા સમાજમાં યુવાનો કે છોકરાઓના શારીરિક વ્યાયામ તરફ હજી હમણાં જ કાંઈક ઠીક ઠીક પ્રમાણમાં લક્ષ આપવામાં આવે છે. છોકરીઓના વ્યાયામ તરફ તો હજી આજેય દુર્લક્ષ જોવાય છે. એવી પરિસ્થિતિમાં પેટલાદનાં આ કન્યા વ્યાયામમંદિરની ૭ વર્ષની કારકીર્દિ સંસ્થાના સંચાલકોને ઉચિત ગૌરવ આપે એવી છે એમ કહેવામાં અમે જરાય અતિશયોકિત કરતા નથી. સંસ્થાના પ્રકટ થએલા ૧૯૨૯ ના ઓગસ્ટથી ૧૯૩૩ ના સપ્ટેમ્બર સુધીના અહેવાલમાં છપાયલા શ્રીમતી રૈહાનાબહેન તૈયબજી, શ્રી મોતીભાઇ અમીન અને સૌ. શારદાબહેન મહેતાના અભિપ્રાયો અમારાં આ કથનની સાબીતી માટે પૂરતા છે એમ અમને લાગે છે.

૧૯૨૯ ના ઓગસ્ટની તા. ૯ મીએ આ સંસ્થાની સ્થાપના થઇ. એની એ સ્થાપના અને વિકાસનો યશ મોટે ભાગે શ્રી. કંચનબહેન નાનાભાઇ દેસાઇને ભાગે જાય છે. નાનકડા વ્યાયામવર્ગથી શરૂ થએલી આ સંસ્થા આજે ઠીક ઠીક વિકાસ પામી છે. અહિંસક સ્વાતંત્ર્ય યુદ્ધની શરૂઆતમાં સંચાલિકાબહેન શ્રી. કંચનબહેન જેલનિવાસી થયાથી થોડોક વાર આ વર્ગ બંધ થયો હતો પણ તેઓ જેલમાંથી પાછા ફર્યા બાદ એ સંસ્થા વિકાસ પામી.

આ સંસ્થાની પ્રવૃત્તિઓમાં ખોખો, હુતુતુતુ, લંગડી, આટાપાટા, ફુટબોલ વગેરે રમતોનો સમાવેશ થાય છે. સ્વરક્ષણ માટે જરૂરની એવી સર્વ કસરતો, ખાસ કરીને મગદળ, લેઝીમ, લાઠી, લકડીપટા, ભાલા, જાંબિયા, નિશાન તાકવું, તલવાર, સાઇકલીંગ, ડ્રિલ, તરવું વગેરેનું શિક્ષણ આપવામાં આવે છે.

બાળાઓનાં સ્વાસ્થ્ય સુધારણાર્થે તેમજ સ્વચ્છતા જાળવવા તરફ પણ પૂરતું ધ્યાન અપાય છે.

ઉત્સવો તેમજ હરિફાઇઓ પણ યોજાય છે, તેમજ પ્રચારાર્થે વા શિક્ષણદષ્ટિએ પ્રચાર-પ્રવાસો પણ યોજાય છે. ભરતગુંથણનું શિક્ષણ, જુદા જુદા ઉપયોગી વિષયો પરત્વે ચર્ચાસભા, નવલિકા-કથન તેમજ સંગીતની પણ તાલીમ અપાય છે. વાચનાલય પણ ચલાવાય છે: બ્રાહ્મણ, વાણીઆ, કાછીઆ, પાટીદાર તેમજ અન્ય કોમો સારા પ્રમાણ સંસ્થાનો લાભ લે છે.

સંસ્થાનો છેલ્લો વાર્ષિકોત્સવ ગય ૧૧ મી જુન ૧૯૩૪ ને રોજ ગુજરાત સમર્થ નવલકથાકાર શ્રી. રમણલાલ વસ લાલ દેસાઇના પ્રમુખપદે ઉજવાયો હતો. તે પ્રમુખસ્થાનેથી પ્રેરક ઉદ્બોધન કર્યું હ કન્યાઓના વ્યાયામ પ્રયોગો પણ થયા હ અમે આ સંસ્થાને સફળ કારકીર્દિ ઇચ્છી છીએ.



## ધમકાવવાનું પરિણામ

ધમકાવવાથી, મારવાથી કે કોઇ પણ જાતની શિક્ષા કરવાથી વિદ્યાર્થી સુધરતો નથી; એટ જ નહિ પરંતુ તે બગડે છે. મારવાથી તે ગુંડો બને છે. કોઇ પણ જાતનો દંડ-શિક્ષા કરવાથી ઘાતકી બને છે અને ધમકાવવાથી તે ' બુલી ' અર્થાત્ ધમકાવનાર બને છે.

સીધી કે આડકતરી કોઇ પણ જાતની શિક્ષા વિદ્યાર્થીઓને કરવી નહિ. પરંતુ તેમને પ્રેમન વાતાવરણમાં રાખવા, એ મત સંપૂર્ણ સાચો છે. પ્રેમ એ માનવ હૃદય ઉપર અદ્ભુત અસર કરે છે અને પ્રેમથી પોષાતો વિદ્યાર્થી શિક્ષકને અનુકૂળ વર્તી શિક્ષણને ગ્રહણ કરે છે.

ગિજુભાઇ ( શિક્ષણપત્રિકા )

---

એક બાઇ કાપડીઆની દુકાને ગરમ કાપડ લેવા ગયાં. " આવો બ્હેન ! શું જોઇએ ? " કાપડીઆએ આવકાર દીધો.

" છોકરાંઓ માટે ગરમ કાપડ જોઇએ છે. " બાઇએ કહ્યું. કાપડીઆએ એક તાકો કાઢી બાઇ પાસે મૂકયો.

" આ કાપડ ગરમ છે ? આના પર તો 'સાટીન'નું લેબલ મારેલું છે. " બાઇએ પૂછયું.

" એ તો બહેન, ઉધાઇને છેતરવા માટે છે ! " ફલાલીન " કે એવું કોઇ લેબલ મારીએ તો ઉધાઇ ખાઇ જાય તેથી !" કાપડીઆએ જવાબ દીધો.




**( ૧ ) ઇનામી નિબંધની માંગણી:** શ્રી ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળ તરફથી મંડળનાં સભાસદોને તેમજ દેશ પરદેશોમાં વસતી ગુજરાતી હિન્દુ સ્ત્રીઓને નિવેદન કરવાનું કે જે બ્હેનો “ હિન્દુ લગ્નની ભાવના ” વિષેનો નિબંધ લખીને મોકલવા માંગતા હોય તેમણે તારીખ ૧લી જાન્યુઆરી ૧૯૩૫ ની અંદર પોતાનો નિબંધ ગીરગામ બેક રોડ મંડળના સરનામે સેક્રેટરીઓ ઉપર મોકલી આપવો.

નિબંધનું લખાણ ફુલસ્કેપ કાગળ ઉપર એક બાજુ ચૌદથી સોળ પાનામાં સમાવેશ થાય તેટલુંજ શાહીથી સ્વચ્છ દસ્કતે લખાએલું હોવું જોઇયે. નિબંધના લખાણ નીચે છેલ્લે પોતાનું નામ નહીં લખતાં પોતે ધારણ કરેલી સંજ્ઞા ફક્ત લખવી અને જુદા કાગળ ઉપર અમુક સંજ્ઞાવાળો લેખ મારો છે એમ લખી પોતાનું આખુ નામ તથા ઉમ્મર ચોક્કસ ઠેકાણા સાથે લખી કવર બંધ કરી મોકલવું જોઇએ.

અનુક્રમે ત્રણ ઇનામો રૂ. ૩૦, ૨૦, ૧૦ નાં સ્વ. જયાવંતી દુલેરાય છગનલાલ સ્મારક ફંડમાંથી અપાશે.

**( ૨ ) માંદાની માવજત અને તાત્કાલિક ઉપાયોનો વર્ગ: પરીક્ષામાં પાસ થયેલાં બ્હેનો:** ધી ઓઅ્ડ સીટી એમ્બ્યુલન્સ કોર તરફથી ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળમાં ઉપલો વર્ગ ચાલે છે. નીચેનાં બ્હેનોએ પરીક્ષા આપી હતી: મીસ કુમુદ બાલુભાઇ ઝવેરી, શ્રીમતી પુષ્પાવંતી રંગીલદાસ પારેખ, સૌ. લક્ષ્મીબ્હેન પ્રાગજી મરચંટ, મીસીસ શારદા પુરૂષોતમ દાંત્રા, મીસ મૃદુલા ગો. મહેતા, મીસ કાન્તા ગોપાલદાસ શ્રોફ, મીસીસ કુસુમબ્હેન મંગળદાસ મુનશી, મીસીસ દામીની જયપ્રસાદ ઝાલા, મીસીસ પુષ્પાવંતી હસમુખલાલ જાગીરદાર. પરીક્ષામાં સઘળાં ફતેહમંદ થયાં છે. તેમને પ્રમાણપત્ર અપાશે.

**( ૩ ) મંડળને મળેલી ભેટ:** રૂ. ૮૦) સૌ. રામકુંવર ચુનીલાલ દેવકરણ દેસાઇ તરફથી એક સોઇંગ મશીન ખરીદવાને મળ્યા છે. તે માટે ત્હેમનો આભાર માનીએ છીએ.

**( ૪ ) મંડળ તરફથી આપેલી મદદ:** રૂ. ૧૫૦) ખેડુત રાહત ફંડમાં ‘જન્મભૂમિ’ મારફતે મોકલ્યા, રૂ. ૧૦૦) આસામની સ્ત્રીઓ માટે કપડાં સારૂ મોકલ્યા.

**( ૫ ) વક્તૃત્વકળાની હરિફાઇનું પરિણામ:** મંડળ તરફથી તા. ૧૮ મી ઓગસ્ટને રોજ મંડળના હોલમાં બપોરે ૩ા વાગે “ શહેરમાં સ્ત્રીઓનું આરોગ્ય ” વિષે વક્તૃત્વકળાની હરીફાઇ થઇ હતી. હરિફાઇમાં ૧૧ બ્હેનોએ ભાગ લીધો હતો. પરીક્ષક તરીકે સૌ. લેડી તારાબેન ચુનીલાલ મહેતા, ડૉ. મીસ કુમુદ મહેતા અને ડૉ. મીસ સુભદ્રાબેન ગોસલીઆ હતાં. તેઓએ નીચે મુજબ પરિણામ જાહેર કર્યું હતું.

૧લું ઇનામ રૂ. ૨૫) કુ. ઉષા હરિપ્રસાદ મહેતા; ૨જું રૂ. ૧૫) સૌ. મનોરમા હર્ષદભાઇ દવે;

ક્રમે રૂ. ૧૦) શ્રીમતી હીરાબેન હરિદાસ તન્ના અને કુ. કુમુદ બાબુભાઇ ઝવેરીને એકસરખા માર્ક્સ મળવાથી અડધો અડધ–આ ઇનામો સ્વ. લેડી પરસનબાઇ ગોકળદાસ પારેખ સ્મારક ફંડમાંથી અપાશે.

**( ૬ ) નવરાત્રિમાં ગરબાનો મેળાવડો:** દર વર્ષની માફક મંડળ તરફથી નવરાત્રિમાં ગરબા ગાવાનો એક મેળાવડો તા. ૧૫ મી ઓકટોબરે રાત્રે ૭॥ થી ૧૦॥ સુધી માધવબાગમાં થશે. ગરબામાં ઉતરવાની ઇચ્છા રાખનાર બહેનોએ પોતાના નામ અગાઉથી મંડળની ઓફિસમાં સેક્રેટરીઓને નોંધાવવા વિનંતિ કરવામાં આવે છે.

**( ૭ ) ગરબા ફંડ:** મંડળનાં સેક્રેટરીઓ સભાસદોને વિનંતિ કરે છે કે નવરાત્રિ ગરબા ફંડમાં દરેક બ્હેને મંડળની ઓફિસમાં પોતાની શકિત મુજબ રકમ ભરી નવરાત્રિ ગરબાનો પાસ મેળવી લેવો.

**( ૮ ) મેળાવડા અને વ્યાખ્યાનો:** **૧. દેશભક્ત દાદાભાઇની જયંતિ:** સ્ત્રી કેળવણીના હિમાયતી દેશભક્ત દાદાભાઇ નવરોજીની જયંતિ ઉજવવાને જુદી જુદી સંસ્થાઓના આશ્રય હેઠળ કોટમાં સર કાવસજી જહાંગીર હોલમાં તા. ૪ થી સપ્ટેમ્બરે સાંજે ચાર વાગ્યે ( સ્ટે. ટા. ) એક જાહેર મેળાવડો થશે. મંડળ તેમની સાથે જોડાયું હોવાથી મંડળના સભાસદોને તે દિવસે ઉપલે ઠેકાણે પધારવાને વિનંતિ કરીએ છીએ. ૨. ' સ્ત્રી પ્રગતિઃ' તા. ૨૪ મી સપ્ટેમ્બર સોમવારે મંડળના હોલમાં સાંઝે સાડા ચાર વાગે શ્રીમતી બચુબાઇ ધર્મસિંહ ઠક્કર ' સ્ત્રી પ્રગતિ ' વિષે વિવેચન કરશે. ૩. ' સીતાજીની પ્રેમભક્તિ: ' તા. ૬ ઠી ઓકટોબર શનિવારે સાંજે સાડા ચાર વાગે ( સ્ટે. ટા. ) મંડળના હોલમાં શ્રીમતી ગંગાબેન નગીનદાસ ' સીતાજીની પ્રેમભક્તિ શક્તિનું પ્રત્યક્ષ દર્શન ' વિષે વિવેચન કરશે.

---

## મહત્વના પ્રશ્નોનો સુંદર ઉકેલ

## અર્ધું અંગ :

" ગુણસુન્દરી " માસિકના ચાલુ વર્ષના ભેટ પુસ્તક તરીકે ઉપર્યુકત પુસ્તક પ્રગટ થયું છે. પ્રસ્તુત પુસ્તકમાં શ્રી. યજ્ઞેશ શુકલની લખેલી બાર વાર્તાઓ છે અને તે સર્વ સાધારણ રીતે સ્ત્રી જીવનને લગતી છે. પુસ્તકમાંની પ્રથમ વાર્તા " વિમાતા " અત્યાર પહેલાં બે ત્રણ સામાયીકોમાં પ્રગટ થઇ ચુકી છે. લગભગ દરેક વાર્તામાં લેખકે સ્ત્રી જીવનને લગતા વિવિધ પ્રશ્નો ચર્ચ્યા છે અને એકંદરે જોતા દરેક મહત્વના પ્રશ્નનો સુંદર ઉકેલ લેખકે કર્યો છે. ખાસ કરીને ' હૈયાની ભુખ ', ' હું કેમ ન પરણી ', ' હૈયાસુની ', ' બન્ને સરખા ' વગેરે વાર્તાઓ હૃદયગંમ છે. × × × × એકંદરે જોતા પુસ્તક વચલા વર્ગમાં ખુશીથી મુકી શકાય તેવું છે. અને શ્રી. યજ્ઞેશ શુકલના સફળ પ્રયાસ માટે તેઓ અભીનંદનને પાત્ર છે.

[ ગુજરાતમિત્ર તથા ગુજરાત દર્પણ : તા. ૧૨–૮–૩૪ ]

---




# શ્રી. ગિજુભાઈ મુંબઈમાં

આજથી અગિયાર વર્ષો પહેલાં ૧૯૨૩માં સાહિત્ય સંસદનાં વાર્ષિકોત્સવ વખતે શ્રી. કનૈયાલાલ મુનશીએ 'ગુજરાત–એક સાંસ્કારિક વ્યક્તિ' એ વિષય પર બોલતાં ગાંધીજીનો ઉલ્લેખ કર્યો હતો. એમની અનેક પ્રવૃત્તિઓ વર્ણવતાં કેળવણી વિષે બોલતાં એમણે કહ્યું હતું, "એમણે (ગાંધીજીએ) બ્રાહ્મણોને-જન્મે નહિ, પણ સેવા ને ત્યાગ સિદ્ધ કરી રહેલા સંસ્કારસેવી અર્વાચીન બ્રાહ્મણોને –કેળવણીનો ઇજારો પાછો આપ્યો. ગીરજાશંકર બધેકા ને છોટાલાલ પુરાણી જેવાના નાના ને છુટા છવાયા કેળવણીના પ્રયોગોને ઝોક મળ્યો *** પરસંસ્કારનું મહાપ્રબલ તત્વ, અંગ્રેજી કેળવણીનો પાશ્ચાત્ય આત્મા, જે નિર્બલ થઇ રહ્યો તેણે દેહ છોડયો."

અને ત્યાર પછી તો અગિયાર વર્ષો વીતી ગયાં. તે સમયના ગીરજાશંકર બધેકા આજે ગિજુભાઇ બન્યા. ગુજરાતનો વ્યાપારી આત્મા ગમે તેને આમ હુલામણે નામે બોલાવે એ સંભવિત નથી. પણ શ્રી. ગિજુભાઇએ આવતી કાલના ગુજરાતના ઘડતરમાં એકનિષ્ઠાથી કાર્ય કરી એ પદ પ્રાપ્ત કર્યું છે.

કેળવણીના ક્ષેત્રમાં ગુજરાતની અગ્રગણ્ય સંસ્થા બની રહેલ ભાવનગરની શ્રી. દક્ષિણામૂર્તિ સંસ્થામાં બેઠા બેઠા એ અનેક પ્રવૃત્તિઓ ઉપાડી રહ્યા છે. કેળવણીમાં નવા નવા અખતરાઓ એ કર્યે જાય છે. ત્યાંના બાલમંદિરમાં એક ખૂણે એ બેઠા બેઠા બાળકોનો વિકાસ, એમની સ્વયંભૂ શક્તિઓને નીરખે છે અને પરિણામે ગુજરાતનાં-મહાગુજરાતનાં બાળકોને આપવા જેવું બધુંજ આપી રહ્યા છે. વેપાર રોજગારમાં ઘડીની પણ નવરાશ ન મેળવતાં માબાપો બાળકોને પણ વિસરવા મંડયાં ત્યારે એમણે ત્યાં રહ્યે રહ્યે બાલ સાહિત્ય ફેંક્યું; બાળકોને શેરીઓમાં નકામાં આથડતાં જોયાં ત્યારે ઠેર ઠેર બાલમંદિરો ચલાવી શકે એવા શિક્ષકો ને શિક્ષિકાઓને એ ભણાવવા બેઠા અને માબાપોને માટે પણ સાહિત્ય સર્જવા માંડયું.

આ વર્ષે એમણે અનેક સ્થળોએ ફરી ફરી બાલમંદિરો શરૂ કરવાની પ્રવૃત્તિ ઉપાડી છે. અને એ પ્રવૃત્તિને અંગે ઓગસ્ટ માસની શરૂઆતમાં એ થોડા દિવસ મુંબઇ પણ આવી ગયા. એ દિવસોમાં એમણે ઘણી સંસ્થાઓમાં જઇ બાળકોના વિષય પરત્વે વ્યાખ્યાનો આપ્યાં. બાળકોનાએ વકીલે દરેક સંસ્થા સમક્ષ બાળકોનો કેસ રજુ કર્યો અને બાળકોનું લક્ષ્યબિન્દુ સમજાવ્યું.

ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળમાં એમણે કહ્યું: "બાળકો તરફ આપણું બહુ ઓછું સન્માન છે. બાળકોની અત્યારની સ્થિતિ અતિ ભયંકર છે. કુદરતી રક્ષણના કારણે જ તે આપણા અત્યાચારોમાંથી અને ભયંકરતાઓમાંથી બચી શકયાં છે. પણ બાળકો માટે નાની દુનિયા વસાવવા હું આગ્રહપૂર્વક વિનતિ કરું છું."

ભગિની સમાજમાં બાળકેળવણી સંબંધી બોલતાં એમણે માતાઓને ઉદ્દેશીને કહ્યું, "ભય, લાલચ અને શિક્ષાથી બાળકોને બચાવી લેજો. તમારા પોતાના મત, ધર્મભાવના અને વિચારો એમની પર ના લાદશો. પણ સ્વતંત્રપણે એમને વિકસવા દેજો."

વીલેપાર્લેની ચ્યુપીલ્સ ઓન સ્કૂલમાં એમણે બાળકોની નૃત્યકળા પર વિચારો દર્શાવ્યા. દાદરમાં શિશુમંદિર ખુલ્લું મૂકતાં, "બાળકો એ ભવિષ્યનાં

નાગરિકો છે; ભવિષ્યની આશાઓ છે. તેમની કેળવણી માટે દરેક માબાપ પૂરતી કાળજી રાખે. ” એવાં સૂત્રો ઉચ્ચાર્યાં.

વનિતા વિશ્રામમાં પરીક્ષા વિરૂદ્ધ દલિલો કરી અને વિદ્યાર્થીઓની બુદ્ધિને ગુંગળાવતી પદ્ધતિઓનો ઇન્કાર કરવા ભલામણ કરી.

ખારના શારદામંદિરમાં બાળકોને વાર્તાઓ સંભળાવી અને મોટેરાંઓને પણ બાળકોનો વિકાસ સમજવાની સૂચના કરી.

સાહિત્ય સંસદમાં 'બાળમાનસ' ઉપર ભાષણ કરતાં બાળકોને સમજવા અને એમનો યોગ્ય વિકાસ થાય એ જોવા સૂચવ્યું.

શાન્તાક્રુઝમાં કુમાર વૃન્દ સમક્ષ પરદેશોના સાહસિક કુમારોની વાતો કરી. આપણા કુમારો પણ એવા સાહસિક બને, કુદરતને ખોળે બેસી પશુપક્ષીઓનું, જીવજંતુઓનું અને કુદરતની અમોલી બક્ષીસ ફૂલજીવન સંબંધીનું જ્ઞાન મેળવે એવી વાતો કરી.

વીલેપાર્લેના લીબર્ટી લોજમાં બાળકોનાં તોફાનોનો વિષય છેડયો, “ બાળકોને યોગ્ય પ્રવૃત્તિ આપો. તેમને એ જોઇએ છે. પ્રવૃત્તિ વિના એને રસ પડતો નથી. ખરૂં જોતાં, કોઇ પણ બાળક તોફાની છે એ વાત ખોટી છે. હા, તે પ્રાણવાન છે અને તે પ્રાણવાન રહેવા માગે છે. ”

શાન્તાક્રુઝના ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ તરફથી બાલમંદિર ખુલ્લું મૂકતાં એમણે મંદિરોના પ્રકાર દર્શાવ્યા, “ દુનિયાનાં મંદિરોમાં પ્રાણ નથી રહ્યો. કેટલાંય મંદિરો ચણાયાં ને તેમનો લય થયો. પણ મંદિરો, અત્યાર સુધી માત્ર મૂર્તિઓનાં જ થયાં છે. મનુષ્યના આત્માનો સ્વતઃ વિકાસ થાય એ માટે આ યુગમાં જ આવાં બાલમંદિરો સ્થપાયાં છે–સ્થપાય છે. અત્યાર સુધી સમાજ ત્રાસથી ગુંગળાયેલો બાળકોનો આત્મા તેમાંથી છૂટો થશે. દુનિયાનાં દુઃખદર્દ ફીટાવવાનો ઉપાય બાલમંદિરો છે, જ્યાં પ્રેમ અને સ્વાતંત્ર્યનું વાતાવરણ ભર્યું છે.”

શ્રી. ગિજુભાઇએ આમ અનેક સંસ્થાઓમાં ફરી બાળકોના સાચા વકીલ બની એમની વકીલાત કરી છે. એમનાં આજનાં આ કાર્યોનાં સ્તુતિ ગીતો આપણે તો શું, પણ ભવિષ્યની પ્રજા ગાશે–અને તે સાચી રીતે ગાશે. "મુસાફિર"

## શાન્તાક્રુઝમાં બાલમંદિર

શ્રી શાન્તાક્રુઝ ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળ તરફથી તા. ૫ મી ઓગસ્ટ ૧૯૩૪ ને રવિવારે ૮–૩૦ વાગે શ્રી. ગિજુભાઇના હસ્તે બાલમંદિરની ઉદ્ઘાટન ક્રિયા થઇ હતી. આ બાલમંદિરનું કાર્ય દક્ષિણામૂર્તિ વિદ્યાર્થી ભવનમાં અભ્યાસ કરી આવેલાં શ્રીમતી લીલાવતી બહેન ખાંડવાળાએ નિષ્કામ ભાવે હાથ ધર્યું છે. બાલમંદિર માટે પ્રવેશ ફી. રૂા. ૧) તથા માસિક ફી રૂા. ૩, દરેક બાળક દીઠ રાખવામાં આવશે જો એક ઘરમાંથી ત્રણ બાળકો આવતાં હશે તો ત્રીજા બાળકની ફી અડધી લેવામાં આવશે.

### બાલમાનસ શાસ્ત્ર વિષે ભાષણ

શ્રીયુત્ ગીજુભાઇના વક્તવ્યનો શ્રી ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળના સભાસદ બ્હેનોને ખાસ લાભ આપવા માટે એક ખાસ સભા તા. ૬–૮–૩૪ ના રોજ સાંજે ૫–૩૦ વાગે શાન્તાક્રુઝના પ્રતિષ્ઠિત ગૃહસ્થ શેઠ ભવાનજી કરસનદાસના બંગલામાં રાખવામાં આવી હતી. તે પ્રસંગે પ્રમુખસ્થાને શ્રીમતિ બચુબ્હેન ઠક્કર બીરાજ્યાં હતાં.

શ્રીયુત્ ગીજુભાઇએ વિષયઃ—**બાળમાનસ શાસ્ત્ર** જ પસંદ કર્યો હતો કારણ એ તેમનો પ્રિય વિષય છે. એટલુંજ નહિ પણ માબાપોને તેઓ તે ખાસ સમજાવવા માગતા હતા. તેનો ટુંકસાર નીચે પ્રમાણે છે.

બાળક જુઠું બોલે છે. જુઠાઇની પાછળ ભય રહેલો છે. બાળક દોષ કરે તેની પાછળ તેની અણઆવડત છે. તેને આવડત બનાવવા પ્રયત્ન કરો. બાળક રડે વઢે તેનું કારણ શોધી નિવારવા પ્રયત્ન કરો.

કોઇ કાચનું વાસણ બાળક તોડે ને તમે તેને પુછશો કે કોણે તોડયું ? કેમ તોડયું ? તો બાળક ભયને લીધે સાચું નહિ બોલે પણ આ કેવી રીતે તુટી ગયું એમ પુછશો તો તે તમને બધી હકીકત કહી દેશે.

બાળક ચોરી કરે છે. જેમકે તેને ભુખ લાગી હોય. ખાવાની ચીજ તમે ઉંચે મુકી છે. તમે તેને તે માગવા છતાં આપતા નથી એટલે બાળક કોઇ પણ ઉપાયે ઉંચે ચઢીને તે લેવાનું અને ખાવાનું. વાસ્તવિક રીતે તેને જરૂર હતી માટે તેણે તે ચીજ

નાગરિકો છે; ભવિષ્યની આશાઓ છે. તેમની કેળવણી માટે દરેક માબાપ પૂરતી કાળજી રાખે." એવાં સૂત્રો ઉચ્ચાર્યાં.

વનિતા વિશ્રામમાં પરીક્ષા વિરૂદ્ધ દલિલો કરી અને વિદ્યાર્થીઓની બુદ્ધિને ગુંગળાવતી પદ્ધતિઓનો ઇન્કાર કરવા ભલામણ કરી.

ખારના શારદામંદિરમાં બાળકોને વાર્તાઓ સંભળાવી અને મોટેરાંઓને પણ બાળકોનો વિકાસ સમજવાની સૂચના કરી.

સાહિત્ય સંસદમાં 'બાળમાનસ' ઉપર ભાષણ કરતાં બાળકોને સમજવા અને એમનો યોગ્ય વિકાસ થાય એ જોવા સૂચવ્યું.

શાન્તાક્રુઝના કુમાર વૃન્દ સમક્ષ પરદેશોના સાહસિક કુમારોની વાતો કરી. આપણા કુમારો પણ એવા સાહસિક બને, કુદરતને ખોળે બેસી પશુપક્ષીઓનું, જીવજંતુઓનું અને કુદરતની અમોલી બક્ષીસ ફૂલજીવન સંબંધીનું જ્ઞાન મેળવે એવી વાતો કરી.

વીલેપાર્લેના લીબર્ટી લોજમાં બાળકોનાં તોફાનોનો વિષય છેડયો, " બાળકોને યોગ્ય પ્રવૃત્તિ આપો. તેમને એ જોઇએ છે. પ્રવૃત્તિ વિના એને રસ પડતો નથી. ખરું જોતાં, કોઇ પણ બાળક તોફાની છે એ વાત ખોટી છે. હા, તે પ્રાણવાન છે અને તે પ્રાણવાન રહેવા માગે છે."

શાન્તાક્રુઝના ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ તરફથી બાલમંદિર ખુલ્લું મૂકતાં એમણે મંદિરોના પ્રકાર દર્શાવ્યા, " દુનિયાનાં મંદિરોમાં પ્રાણ નથી રહ્યો. કેટલાંય મંદિરો ચણાવ્યાં ને તેમનો લય થયો. પણ મંદિરો, અત્યાર સુધી માત્ર મૂર્તિઓનાં જ થયાં છે. મનુષ્યના આત્માનો સ્વતઃ વિકાસ થાય એ માટે આ યુગમાં જ આવાં બાલમંદિરો સ્થપાયાં છે-સ્થપાય છે. અત્યાર સુધી સમાજ ત્રાસથી ગુંગળાયેલો બાળકોનો આત્મા તેમાંથી છૂટો થશે. દુનિયાનાં દુઃખદર્દ ફીટાવવાનો ઉપાય બાલમંદિરો છે, જ્યાં પ્રેમ અને સ્વાતંત્ર્યનું વાતાવરણ ભર્યું છે."

શ્રી. ગિજુભાઇએ આમ અનેક સંસ્થાઓમાં ફરી બાળકોના સાચા વકીલ બની એમની વકીલાત કરી છે. એમનાં આજનાં આ કાર્યોનાં સ્તુતિ ગીતો આપણે તો શું, પણ ભવિષ્યની પ્રજા ગાશે-અને તે સાચી રીતે ગાશે. "મુસાફિર"

## શાન્તાક્રુઝમાં બાલમંદિર

શ્રી શાન્તાક્રુઝ ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળ તરફથી તા. ૫ મી ઓગસ્ટ ૧૯૩૪ ને રવિવારે ૮-૩૦ વાગે શ્રી. ગિજુભાઇના હસ્તે બાલમંદિરની ઉદ્‌ઘાટન ક્રિયા થઇ હતી. આ બાલમંદિરનું કાર્ય દક્ષિણામૂર્તિ વિદ્યાર્થી ભવનમાં અભ્યાસ કરી આવેલાં શ્રીમતી લીલાવતી બહેન ખાંડવાળાએ નિષ્કામ ભાવે હાથ ધર્યું છે. બાલમંદિર માટે પ્રવેશ ફી. રૂ. ૧) તથા માસિક ફી રૂ. ૩, દરેક બાળક દીઠ રાખવામાં આવશે અને એક ઘરમાંથી ત્રણ બાળકો આવતાં હશે તો ત્રીજા બાળકની ફી અડધી લેવામાં આવશે.

## બાલમાનસ શાસ્ત્ર વિષે ભાષણ

શ્રીયુત્ ગીજુભાઇના વક્તવ્યનો શ્રી ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળના સભાસદ બ્હેનોને ખાસ લાભ આપવા માટે એક ખાસ સભા તા. ૬-૮-૩૪ ના રોજ સાંજે ૫-૩૦ વાગે શાન્તાક્રુઝના પ્રતિષ્ઠિત ગૃહસ્થ શેઠ ભવાનજી કરસનદાસના બંગલામાં રાખવામાં આવી હતી. તે પ્રસંગે પ્રમુખસ્થાને શ્રીમતિ બચુબ્હેન ઠક્કર બીરાજ્યાં હતાં.

શ્રીયુત્ ગીજુભાઇએ વિષયઃ—**બાળમાનસ શાસ્ત્ર જ** પસંદ કર્યો હતો કારણ એ તેમનો પ્રિય વિષય છે, એટલું જ નહિ પણ, માબાપોને તેઓ તે ખાસ સમજાવવા માગતા હતા. તેનો ટુંકસાર નીચે પ્રમાણે છે.

બાળક જુઠું બોલે છે. જુઠાઇની પાછળ ભય રહેલો છે. બાળક દોષ કરે તેની પાછળ તેની અણઆવડત છે. તેને આવડત બનાવવા પ્રયત્ન કરો. બાળક રડે વઢે તેનું કારણ શોધી નિવારવા પ્રયત્ન કરો.

કોઇ કાચનું વાસણ બાળક તોડે ને તમે તેને પુછશો કે કોણે તોડયું? કેમ તોડયું? તો બાળક ભયને લીધે સાચું નહિ બોલે પણ આ કેવી રીતે તુટી ગયું એમ પુછશો તો તે તમને બધી હકીકત કહી દેશે.

બાળક ચોરી કરે છે. કેમકે તેને ભુખ લાગી હોય. ખાવાની ચીજ તમે ઉંચે મુકી છે. તમે તેને તે માગવા છતાં આપતા નથી એટલે બાળક કોઇ પણ ઉપાયે ઉંચે ચઢીને તે લેવાનું અને ખાવાનું. વાસ્તવિક રીતે તેને જરૂર હતી માટે તેણે તે ચીજ

લીધી. તે માટે તમે એમ કહો કે આ કોણે ચોરી ખાધી તો તે તદ્દન અણઘટતું છે. કારણ એમ કરવાથી ઉલટી અસર થાય છે. એના મગજમાં ચોરનું ભુત ભરાવવું જ નહિ.

એક કોઇ ચીજ બાળક લે છે. તમે તેને પુછો કે આ ચીજ તેં લીધી છે, તો તે હા કહેશે. ત્યારે તમે તેને ઠપકો આપશો કે વઢશો ત્યારે બાળક વિચાર કરશે કે ખરી વાત કહી ત્યારે ઠપકો મળ્યો અને ખોટી વાત કહું ત્યારે ખબર પડશે ત્યારે જુઠો છે, એમ કહેશે માટે કાંતો ચોર થવું કે જુઠું બોલવું.

બાળકને એક ચીજ જોઇએ છે તે બજારમાં મળે છે. તમારી પાસે માગણી કરતાં તમે તેને અપાવતા નથી. તે ચીજના પૈસા પડે છે એમ તે જાણે છે. પૈસા બાપુના ખીસામાં રહે છે એમ તેને ખબર છે. એટલે પ્રસંગ પડે તે પૈસા લઇ તેને જોઇતી ચીજ બજારમાંથી લઇ આવવાનો. ત્યાંથી ચોરી કરતાં શીખે. ખરી રીતે તમેજ તેને ચોર બનાવો છો.

ક્રિયાશક્તિ એ બાળકનો સ્વાભાવિક ગુણ છે. ક્રિયા વગર જીવાય જ નહિ. એક હાથપગથી ક્રિયા થાય તે બીજી ઇંદ્રિયોથી થાય તે.

કેટલાંક બાળકોમાં જરાક ઓછી બુદ્ધિ હોય છે. કારણ તેમાંથી energy leaks out થાય છે. તેવા બાળકને ખરો રસ્તો ન બતાવતાં 'અક્કલ નથી' એમ કહી ધમકાવો તો તેનામાં હોય તે બુદ્ધિ પણ નકામી થઇ જાય છે.

કેટલાંક બાળકો master mind હોય છે. તેમનામાં grasping power અજબ હોય છે. તેવો બાળક તમને પ્રશ્ન પુછે તેનો જવાબ તમે અર્ધો ન આપી રહો એટલામાં બીજો પ્રશ્ન પુછશે. આનું કારણ એ છે કે તે તમારા અડધા જવાબ ઉપરથી તેની બુદ્ધિના આધારે આખો જવાબ સમજી જાય છે.

મારો એક સહાધ્યાયી હતો. તેની ચોપડીઓ ખોવાઇ જવાથી તેણે આખું વર્ષ સંસ્કૃત ન વાંચ્યું. પરિક્ષા વખતે સવારમાં તેમને બોલાવ્યા ને સંસ્કૃત વાંચી જવા કહ્યું. બપોરે પરિક્ષામાં અમે બન્ને પાસ થયા ને તે છોકરો મારા કરતાં બે માર્ક વધારે લાવ્યો.

કેટલાંક બાળકોમાં ઉતાવળીઆપણું હોય છે. એટલે ઝડપ શક્તિ હોય છે. તેને કામ ઉપરાંત કામ આપો છતાં પણ જલદી પુરૂં કરી દે ને નવરો ને નવરો જ હોય. બુદ્ધિને પણ ઉમ્મર હોય છે. એક નાનું બાળક મોટી મોટી વાતો કરે ( નાને મોઢે મોટી વાતો કરે ) ત્યારે આપણે કહીએ આ તો મોટો ભાયડો થઇ ગયો. એટલે તેની બુદ્ધિની ઉમ્મર વધી ગઇ હોય છે. એક મોટું બાળક છે. જેની બુદ્ધિ કંઇક ઓછી છે. એટલે કે એ બુદ્ધિની ઉમર ઓછી છે–બુદ્ધિમાં બાળક છે–વિગેરે.

આવી રીતે ઘણા દાખલા દલીલોથી તેમણે બાળમાનસશાસ્ત્ર સમજાવ્યું હતું.

## 'રાષ્ટ્રધર્મ' વિષે ભાષણ

શાન્તાક્રુઝ ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળના આશ્રયે શ્રી. નંદલાલ વિ. કવિ ઉર્ફે કવિ નંદે 'રાષ્ટ્રધર્મ' વિષે ભાષણ કર્યું હતું. વક્તાએ સર્વ ધર્મમાં રાષ્ટ્રધર્મને શ્રેષ્ઠ જણાવી, એ વિષે પ્રેરક વિવેચન કર્યું હતું.

# અર્ઘ્ય અંગ.

ભાઇ યજ્ઞેશ શુકલ 'પીયૂષ' ના તખલ્લુસ નીચે ગુજરાતી સાહિત્યની અને તે દ્વારા ગુજરાતી સમાજની ઠીક સેવા બજાવી રહ્યા છે. 'કાકી' એ નવલિકા દ્વારા લગ્ન સંસ્થામાં થવા જોઇતા ફેરફારને ઠીક ટેકો મળે છે. તે ઉપરાંત દરેક વાર્તામાં ગુજરાતના સ્ત્રીહૃદયને સુક્ષ્મ ને સ્પષ્ટ રીતે પ્રતિબિંબિત કરવાનો યથાર્થ પ્રયત્ન છે. હજી પણ શ્રી. યજ્ઞેશ પાસેથી ઘણી આશા રાખી શકાય.

[ મહાગુજરાતઃ તા. ૧૮–૮–૩૪ ]




## સ્વદેશ

મુંબાઈ પ્રાંતિક મહાસભા સમિતિની ચુંટણી તા. ૧૨ મી ઓગસ્ટને રોજ થઇ હતી. તેમાં નીચેનાં બ્હેનો ચુંટાયા છે; (૧) શ્રીમની કમળાદેવી ચટ્ટોપાધ્યાય (એ વોર્ડ) (૨) શ્રીમતી હંસા મહેતા, (૩) મીસ સોફિયા સોમજી, (૪) શ્રીમતી ઉર્મિલા મહેતા (બી વોર્ડ) (૫) શ્રીમની પેરીન બહેન કેપ્ટન (ડી વોર્ડ) (૬) શ્રીમતી શાંતાબાઇ વેંગાસકર (૭) શ્રીમતી કાવેરીબેન દીવેચા, (ઝ વોર્ડ).

ગીરગામ જીલ્લા કોંગ્રેસ કમીટીના પ્રમુખ શ્રીમતી પેરીન બહેન કેપ્ટન ચુંટાયા છે. અને એક મંત્રી તરીકે મીસ નાનુબહેન દસ્તુર ચુંટાયા છે. બીજા ૧૭ સભ્યોમાં શ્રીમતી સીતાબાઇ પડબીડી, મીસ બાટલીવાળા અને મીસીસ કેનરાડબાઇ પણ છે.

**પારસી બાનુની સખાવત:** એક સખાવતી પારસી બાનુએ પારસી કોમના લાભ માટે સખાવતો કરવા રૂ. ૧૫ લાખ બાનુએ મૂક્યા છે. એમાંથી પાંચ લાખ પારસી દવાખાના પાછળ ખર્ચાશે.

**પુનર્લગ્નના કાયદાની જયંતિ:** મુંબાઇ ઇલાકાની સંસારસુધારા સમાજ તરફથી હિન્દુ વિધવાઓને પુનર્લગ્નની છુટ આપતા ૧૮૭૨ ના કાયદાની જયંતિ તા. ૨૫ મી જુલાઇએ મુંબાઇમાં ઉજવાઇ હતી. તે પ્રસંગે શ્રીમતી સરોજિની મહેતા, શ્રીમતી શાન્તાબાઇ કશાળકર, પ્રો. આલતેકર અને પ્રમુખ મી. જસ્ટીસ પાટકરે પુનર્લગ્નની તરફેણમાં વિવેચનો કર્યાં હતાં.

**સંયુક્ત હિન્દુ કુટુંબ:** મુંબાઇના પ્રાર્થના સમાજ હોલમાં ન્યાયમૂર્તિ શ્રી હરસિદ્ધભાઇ વજુભાઇ દિવેટીયાના પ્રમુખપદે શ્રીમતી સરોજની મહેતાએ 'સંયુક્ત હિંદુ કુટુંબ' વિષે વ્યાખ્યાન આપતાં જણાવ્યું કે હિંદની આર્થિક સ્થિતિ બદલાઇ છે, તે જોતાં સંયુક્ત કુટુંબની પ્રથા અત્યારે ઉપયોગી નથી. તે સદંતર નાબુદ કરવાની હિમાયત કરતાં શ્રીમતી સરોજિની મહેતાએ કહ્યું કે સંયુક્ત કુટુંબની સ્ત્રીઓ પોતાના પતિની સાથે પણ છુટથી

---

### ગયા વર્ષમાં 'ગુણસુન્દરી 'એ શુ આપ્યું ?

આજ અંકથી 'ગુણસુન્દરી' અગીઆર વર્ષ પૂરાં કરી બારમાં વર્ષમાં પ્રવેશ કરે છે. ગયા વર્ષમાં 'ગુણસુન્દરી'એ આપેલી વાચન-સામગ્રીનું સરવાયું નીચે મુજબ છે:

૬૫ ફોટો ચિત્રો
૩૭ નવલિકાઓ અને સ્કેચો
૫૩ સ્ત્રી ઉપયોગી લેખો
૫૮ રસભર્યાં રાસ-કાવ્યો

ઉપરાંત 'જાગતી જ્યોત' નામનું સ્ત્રી જાગૃતિનું પ્રેરક શ્રી. વરેરકરનું નાટક; 'લગ્ન અને કુટુંબભાવનામાં વિચાર-પરિવર્તન' શીર્ષક અભ્યાસી દૃષ્ટિએ લખાયલી લેખમાળા, જગતભરની સ્ત્રી પ્રવૃત્તિના સમાચાર અને પ્રકીર્ણ માહિતીઓ ઉપરાંત 'બાલવિભાગ'નું વાચન અને

**દીપોત્સવી અંક : બાળક અંક વાર્તા અંક**

એ ત્રણ વિશિષ્ટ અંકો

[ગયા છ માસની અનુક્રમણિકા માટે પાછળ જુઓ]

બોલી શકતી નથી. સાસુના ત્રાસ અને પુરૂષોની સગવડ માટેજ બધી ગૃહવ્યવસ્થા રાખવાના દૃષ્ટિબિંદુનો ઉલ્લેખ કરી વક્તાએ ધણીની મિલકતમાં કાયદાથી સ્ત્રીને થતા અન્યાયની પણ વાત કરી હતી. સંયુક્ત કુટુંબથી એક સભ્ય બીજાઓના લાભ માટે ભોગ આપે છે એમ કહેવાશે, પણ તે સ્વેચ્છાપૂર્વક નથી અને જ્યાં સંયુક્ત કુટુંબની પ્રથા નથી ત્યાં પણ એક સભ્યે બીજા સભ્યો માટે ભોગ આપ્યાના દાખલા મળી આવે છે. શિક્ષણ અને નવું દૃષ્ટિબિન્દુ આવવાથી સ્ત્રીઓને લાગે છે કે તેઓ દરેક રીતે પુરૂષોની સમાન છે, અને તેથી તેઓ પુરૂષોને તાબે રહેવા માંગતી નથી.

મી. દલવીએ કેટલાંક કુટુંબોમાં ત્રાસ હોવાનું કબુલ કરવા છતાં સંયુક્ત કુટુંબની પ્રથા ચાલુ રાખવાની હિમાયત કરી હતી.

મી. વકીલે પ્રથા રદ કરવાની હિમાયત કરતાં કહ્યું કે એ તે રદ નહીં કરવામાં આવે તો સામાન્ય પરિણીત જીવનની આડે પણ બળવો થશે.

ન્યાયમૂર્તિ શ્રી હરસિદ્ધભાઇ દિવેટીઆએ ઉપસંહારમાં જણાવ્યું કે સંયુક્ત કુટુંબની પ્રથા તૂટતી જાય છે. એવા પ્રકારની હાઇકોર્ટમાં અરજીઓ પણ આવે છે. આર્થિક હાનિ અને વ્યક્તિત્વની સ્થાપના કરનાર કેળવણી આ ફેરફાર માટે મોટે ભાગે જવાબદાર છે. સંયુક્ત કુટુંબની ઉપયોગિતા લાંબા સમયથી બંધ પડી છે. એ પ્રથાની ભાવના મરી ગઇ છે, જ્યારે માત્ર તેનું ખોળીયું બાકી રહ્યું છે. આપણી હાલની પ્રથા અસહ્ય છે અને કાં તો તેમાં સુધારો કરવો જોઇએ અગર તો તેનો અંત લાવવો જોઇએ. હિંદુ પરિણીત જીવનનું આવશ્યક તત્ત્વ અને પવિત્રતા જાળવી રાખીને વ્યક્તિગત કૌટુંબિક જીવન ગાળવું શક્ય છે.



**શ્રી. મહાદેવી વર્મા, એમ. એ.**

હિન્દી સાહિત્યનાં સુપ્રસિદ્ધ કવયિત્રિ. દિલ્હીમાં હિન્દી સાહિત્ય સંમેલન પ્રસંગે 'કવિ–સંમેલન'નાં પ્રમુખ.

**ભાટીયા સ્ત્રી મંડળ** તરફથી દીવાસાના જાગરણ નિમિત્તે તા. ૯-૮-૩૪ ને રોજ નાટક સંગીત, ગરબા વગેરેનો કાર્યક્રમ યોજવામાં આવ્યો હતો. મંડળના પ્રમુખ શ્રી. જમનાબાઇ ગોવિંદજીએ તેમજ કુ. મણીબહેન કારાએ પ્રોત્સાહકનું વિવેચનો કર્યાં હતાં રાતના સાડા આઠ વાગ્યાથી કાર્યક્રમની શરૂઆત થઇ હતી અને સવારના છ વાગ્યા સુધી તે ચાલુ રહ્યો હતો.

**ખોજા બહેનોની ફરિયાદઃ** મરીયમબી રમઝાનઅલી અને ફાતમાબી રમઝાનઅલી નામની બે ખોજા બહેનોએ મુંબાઇના પોલીસ કમીશ્નર પર પત્ર લખી તેઓને ૧૪ દિવસથી ડોનતાડ સ્ટ્રીટમાં આવેલી હાજી જકરીયા બિલ્ડીંગના ત્રિજા માળે એક ઓરડીમાં ગોંધી રાખેલી છે અને તેઓનો જાન જોખમમાં છે એમ જણાવતાં પોલીસે તેઓનો કબજો લીધો હતો. ડૉક્ટરી તપાસમાં પહેલીની ઉમ્મર ૧૮ થી ૧૯ વર્ષની અને બીજીની ૧૬ વર્ષની જણાઇ હતી. કોર્ટે તેઓને તપાસ દરમ્યાન ચીલ્ડ્રન્સ હોમમાં રાખવા હુકમ કર્યો છે.

**પતિનો આશરો છોડયોઃ** બાઇ ખોરશેદ અરદેશર માદન નામની પરણેલી પારસી સ્ત્રીએ મુંબઇમાં ગીરગામ કોર્ટમાં સ્ટેટમેન્ટ નોંધાવી જણાવ્યું હતું કે છ વર્ષ પર તે પરણી હતી. અને તેને છ વર્ષની છોકરી પણ છે. લગ્ન પછીનું તેનું જીવન દુઃખી હતું. ધણી મારતો હતો. આથી ધણીનો આશ્રય તેણે છોડી દીધો હતો. ડેક્લેરેશન ફાઇલ કરવા હુકમ થયો હતો.

**માબાપનો આશરો છોડયોઃ** મની ખુર-

રોદજી પટેલ અને રૂપી ખુરશેદજી પટેલ નામની અનુક્રમે ૨૧ અને ૧૯ વર્ષની બે પારસી બહેનોએ દાદરની પોલીસ કોર્ટમાં સ્ટેટમેન્ટો નોંધાવ્યાં હતાં કે તેઓની પસંદગીના પારસી ગૃહસ્થો સાથે તેમનાં લગ્ન કરવા ન દેતાં, માબાપો ગમે તેવા પારસી છોકરાઓ સાથે પરણાવવા માગતા હતા. અને એ કબુલ ન કર્યાથી તેઓ ઉપર જાસ્તી ગુજારવામાં આવતી હતી. આથી તેઓએ રાજીખુશીથી માબાપનો આશરો છોડી દીધો છે. મેજીસ્ટ્રેટે બન્ને સ્ટેટમેન્ટો ફાઇલપર રાખવા ઠરાવ્યું હતું.

**પતિદેવને ફાંસી:** પત્ની અને સાસુનું ખૂન કરવાના આરોપસર મુંબાઇની વડી અદાલતના ન્યાયમૂર્તિઓએ કૃષ્ણ રામજી નામના એક હિન્દુ યુવાનને ફાંસીની સજા કરી છે.

**આપઘાત:** (૧) શોક સાથે અવારનવાર ઝઘડા થવાને લીધે મુંબાઇમાં સેવંતીબાઇ કૃષ્ણા ખીમજી નામની સ્ત્રીએ અફીણ ખાઇ આપઘાત કર્યો. (૨) કુવામાં પડીને આપઘાત કરવાનો પ્રયત્ન કરવા માટે શ્રીમતી રેવાબાઇ ભોગીલાલ નામનાં બહેન પાસે ૬ વર્ષ માટે રૂા. ૨૦૦ના જામીન લેવામાં આવ્યા છે. (૩) મુંબાઇમાં શહીદુન્નીસા જમાલુદ્દીન નામની ૨૦ વર્ષની મુસ્લીમ સ્ત્રીએ ઘરકંકાસથી કંટાળી જઇ શરીર પર ક્યાસલેટ છાંટીને સળગાવી આપઘાત કર્યો.

**બહેનોનું ખાદીમંદિર:** મુંબાઇ ઉપનગર જીલ્લામાં વસતી બહેનોમાં ખાદીપ્રેમ અને પ્રચાર વધારવાના હેતુથી તા. ૨૧-૧-૩૪ થી શ્રીમતી પેરીનબહેન કેપ્ટનને હસ્તે વિલેપારલેમાં બજાજ રોડ ઉપરનાં પાર્વતી ભુવનમાં ખાદીમંદિર ખોલવામાં આવેલું છે. એનો છ માસનો હેવાલ બહાર પડયો છે. તે દરમ્યાન મંદિરે કુલ રૂ. ૨૫૫૯-૭-૦ ની ખાદી વેચી છે. બહેનો જ મંદિરનાં સંચાલનનું કાર્ય કરે છે એ ખુશી થવા જેવી વાત છે.

**દેવદાસીઓની પ્રથા સામે કાયદો:** મુંબાઇની ધારાસભાની પુના ખાતે ચાલતી બેઠકમાં મુંબાઇ ઇલાકાના હિન્દુ મંદિરોમાં સ્ત્રીઓને અર્પણ કરવાની દેવદાસીની પ્રથા અટકાવવા માટેના રા. બ. એમ. કે. બોલેના ખરડા ઉપરનો સીલેકટ કમીટીનો હેવાલ રજુ થયો હતો. અને તે ચર્ચાયા બાદ ૫૪ વિ. ૧૧ મતે પસાર થયો હતો. ખરડાને કાયદાનું રૂપ આપતી દરખાસ્ત પણ પસાર થઇ ગઇ હતી. આ કાયદો સફળ રીતે પસાર કરાવી જવા માટે પ્રમુખે રા. બ. બોલેને અભિનંદન આપ્યું હતું.

**મુંબાઇ ઇલાકાની ગર્લ ગાઇડસના કમીશનરો અને મંત્રીઓની ત્રણ દિવસની પરિષદ** પુનામાં ભરાઇ હતી. મીસ રૂસ્તમજી, મીસ હેકન, મીસ ટેલર, વગેરેએ ભાષણો કરી ચળવળમાં ઉપયોગી થાય એવી માહિતીઓ આપી હતી.

**મીસીસ પટવર્ધનને છૂટાછેડા મળ્યા:** સાંગલીના રાજાસાહેબના ભાઇ શ્રી. પટવર્ધનના પત્ની સૌ. માલતી પટવર્ધન બી. એ, એ વડોદરાની અદાલત સમક્ષ છૂટાછેડાની માંગણી કરી હતી, જે મંજુર કરવામાં આવી છે. શ્રી પટવર્ધનની ઉમર ૪૩ વર્ષની તથા તેમના પત્નીની ઉમર ૩૪ વર્ષની છે. શ્રી. પટવર્ધન છેલ્લા ૧૩ વર્ષથી બ્રહ્મચર્ય વ્રત પાળે છે ને શ્રી. કૃષ્ણમૂર્તિના મંત્રી તરીકે કામ કરે છે. બ્રિટિશ રાજ્યમાં છૂટાછેડાનો કાયદો નહિ હોવાથી તેમણે વડોદરા રાજ્યમાં ૧૯૩૧માં ઘર રાખ્યું હતું ને તે રીતે ત્યાંના રહેવાસી તરીકે આ કાયદાનો આધાર લીધો છે. શ્રી. પટવર્ધને કોર્ટને જવાબ આપતાં પોતાને વાંધો નથી તેવું જણાવ્યું છે.

**બહેન લલિતાનું બંડ:** ગોંડલની મહારાજા સોપ ફેકટરીના ભાગીદાર ભાઇ જેઠાલાલ દશાશ્રીમાળી વાણિયા છે. તેમણે ૧૬ વર્ષની પોતાની પુત્રી બેન લલિતાનો વિવાહ રાજકોટમાં રહેતા ભાઇ શાન્તિલાલ મહેતા સાથે કરેલો. વરકન્યાને એ વિવાહ ગોઠતોજ આવ્યો હતો; પણ કહેવાય છે કે પિતાની મતિ ફરી ને કોઇ કારણે દીકરીને બીજે પરણાવવાનો વિચાર કર્યો. તેણે લગ્ન કરવામાં છેક ઢીલ કરવા માંડી. પુત્રી પિતાની મતિ પારખી ગઇ. એણે તો બીજે ન પરણવાની પ્રતિજ્ઞા કરી હતી. સંકેત પ્રમાણે ભાઇ શાન્તિલાલ મોટર લઇ રાજકોટથી ગોંડલ પહોંચ્યા. ત્યાં માજીસ્ટ્રેટ સામે જઇ બધી હકીકત જાહેર કરી. બહેન લલિતાએ એફીડેવીટ કરી કે: "મારી ઉમર ૧૬ વર્ષની છે. મારો નિશ્ચય શાન્તિલાલની સાથે લગ્ન કરવાનો છે, પણ મારા પિતા લાલચને લીધે મને બીજે ક્યાંક પરણાવી દેવા ઇચ્છે છે. હું અહીં શાન્તિલાલ સાથે મારી રાજી ખુશીથી આવી છું ને તેમની સાથે જઇ લગ્ન કરવામાં મારા પિતા

મુંબાઇની પ્રાન્તિક મહાસભા સમિતિની ચુંટણીમાં



સૌ. હંસાબ્હેન મહેતા



કુમારી સોફીયા સોમજી



સૌ. ઉર્મિલાબ્હેન મહેતા

સફળ થનાર ત્રણ બ્હેનો

[ "જન્મભૂમિ"ના સૌજન્યથી ]

નવાં સ્નાતિકાઓ



શ્રી મુંબાઇ યુનીવરસીટીના તા. ૨૧મી ઓગસ્ટના પદવીદાન સમારંભમાં
**પદવી મેળવનાર મહિલાઓ**
[ "જન્મભૂમિ"ના સૌજન્યથી ]

અટકાવ ન કરે એવા બંદોબસ્તની જરૂર છે." માજીસ્ટ્રેટે જરૂરી હુકમો કાઢયા. સગાઇ થતાં શાન્તિલાલે જે ઘરેણાં આપેલાં તે લઇનેજ બ્હેન લલિતા કચેરીમાં આવી હતી. ત્યાંથી બંન્ને મોટરમાં રાજકોટ ચાલ્યાં ગયાં ને ત્યાં લગ્ન કર્યું.

**ત્રીસ લાખની સખાવતઃ** હિંદના પુરોગામી બળવાખોરમાંના એક સ્વ. શ્યામજી કૃષ્ણ વર્મા નામના ગુજરાતી હતા. તેઓ યુરોપમાં હદપાર થયા હતા. થોડાક સમય ઉપરજ તેમનાં પત્ની પણ અવસાન પામ્યાં. એ બહેને પોતાનાં વીલમાં વિદેશમાં હીન્દીઓની કેળવણી માટે ત્રીસ લાખ રૂપીયા જેટલી રકમ બાજુએ કાઢી છે. આ રકમમાંથી ખાસ કરીને હીન્દી સ્ત્રીઓને શિષ્યવૃત્તિઓ આપવામાં આવશે.

**સ્ત્રીઓનું અપહરણ કરનારાઓને સખ્ત સજાઃ** સિંધ, પંજાબ, અને બંગાળમાંથી મુસલમાન બદમાશો હિંદુ સ્ત્રીઓનું અપહરણ બહુ કરે છે, છતાં તે ઉપર અસર થાય એવા કડક ઉપાયો સરકાર લેતી નથી. સીમલા ખાતે થોડા માસ પૂર્વે મુસલમાન ગુંડાઓએ રામદેવી નામની સ્ત્રીને નસાડી જઇને તેની ઉપર બળાત્કાર કર્યો હતો. છેવટે તેઓ પકડાયા હતા અને તેમની ઉપર કેસ ચાલતાં તેમને સખ્ત સજા કરવામાં આવી છે એ સંતોષની વાત છે. ખા. ખા. અઝીઝુદીન અહમદે એ કેસનો ચુકાદો આપતાં બહુવ મહાનીને રામદેવીને નસાડી જવા માટે ૭ વર્ષ કાળા પાણીની સજા અને રૂ. ૨૦૦ દંડ; અબ્દુલ ગફારને બળાત્કાર કરવા માટે ૭ વર્ષ કાળાપાણીની સજા અને રૂ. ૨૦૦ દંડ તથા નસાડવાના અપરાધ માટે વધુ ૭ વર્ષની કાળા પાણીની સજા તથા રૂ. ૨૦૦ દંડ; સુભાનદત્ત નામના હિંદુને બ્રિટિશ હિંદમાંથી દેશી રાજ્યની હદમાં સ્ત્રીને નસાડી લઇ જવા માટે તથા બળાત્કાર માટે બેઉ આરોપ માટે ૭ વર્ષની કાળા પાણીની સજા તથા રૂ. ૨૦૦ દંડ; અને નાઝરલ્લાને નસાડી લાવેલી સ્ત્રીને પોતાના ઘરમાં ગેરકાયદેસર રીતે અટકમાં રાખવા માટે ૫ વર્ષની કેદ તથા રૂા. ૧૦૦ નો દંડ, એ પ્રમાણે સખ્ત સજાઓ ફરમાવી છે.



**શ્રી. કમળા શેઠી, એમ. એ.**

અર્થશાસ્ત્રનાં વિષયમાં પંજાબ યુનીવરસીટીની એમ. એ. ડીગ્રી તેમણે મેળવી છે. લંડનની રોયલ જ્યોગ્રાફીકલ સોસાયટીએ તેમને સભ્ય તરીકે ચુંટયાં છે.

**પુનર્લગ્નઃ** (૧) અમદાવાદના શ્રી. પ્રાણજીવન વિશ્વનાથ પાઠક, એમ. એ. એ મુંબાઇ ખાતે શ્રી. લીલાબેન પરીખ સાથે પુનર્લગ્ન કર્યું. શ્રી. પાઠક પ્રશ્નોરા બ્રાહ્મણ છે અને શ્રી લીલાબહેન જૈન વણિક છે. (૨) રાણપુરના પ્રતિષ્ઠિત રહેવાસી શ્રી. વિઠ્ઠલદાસ દોશીએ રાજકોટમાં સેવા સમાજના આશ્રયે શ્રી. પ્રભાવતી પોપટલાલ નામનાં વિધવા બહેન સાથે લગ્ન કર્યું.

**સ્ટવ સગડીના ભોગઃ** (૧) મુંબાઇમાં લેમીંગ્ટન રોડ ઉપર રહેતી મનબાઇ નાનાભાઇ આત્મારામ આડજીયા નામની સ્ત્રી ગઇ તા. ૨૨ મીની સવારે બળી ગએલી હાલતમાં જણાતાં તેને હોસ્પીટલમાં ખસેડી હતી. ત્યાં તેનું મરણ નીપજ્યું હતું. કોરોનરની જરૂરી તપાસ દરમ્યાન મરનારના ભાઇએ તેની બહેનને કોઇ એ બાળી મૂકયાની શંકા વ્યક્ત કરતાં પોલીસ તપાસ ચાલે છે. (૨) સુરતમાં સ્ટવ ઉપર ચ્હા બનાવવા જતાં શ્રીમતી જશવંતી નારણજી મગનલાલ નામની બહેન દાઝી મરણ પામી.

**પારસીઓનાં લગ્ન અને છુટાછેડા ના** ૧૮૬૫ ના કાયદામાં સુધારો કરતો ખરડો સીમલામાં મળેલી રાજસભાની બેઠકમાં સર ફીરોઝ

ત્યાંની હિન્દી સ્ત્રીઓની એસોસીએશનની વાર્ષિક સભાનું પ્રમુખસ્થાન તેમણે લીધું હતું તે પ્રસંગે કરેલાં ભાષણમાં તેમણે જણાવ્યું હતું કે તમારે દરેકે તમારાં હૃદયને ભારપૂર્વક પૂછવાનું છે કે સ્ત્રીત્વના વિકાસમાં, દેશની પ્રગતિમાં અને દુનિયાની પ્રગતિમાં તમે શો ફાળો આપ્યો છે? સામાજીક અનિષ્ટોનો આશ્રય લઇને અને જીવનની મર્યાદાઓનો સ્વીકાર કરીને બેસી રહેશો નહિ. માતૃભૂમિની સેવા માટે હીંમતથી આગે કુચ કરજો. એસોસીએશન તરફથી તેમજ મદ્રાસની કોરપોરેશન તરફથી તેમને માનપત્રો પણ આપવામાં આવ્યા હતાં.

**મા નાન મીઆંગ:** નામની બ્રહ્મી સ્ત્રી બ્રહ્માંના માયેગમ્વા જીલ્લાના પૈટ્રા ગામની મુખી ચુંટાઇ છે. તેની સામે હરિફાઇમાં ત્રણ પુરૂષો હતા. તેઓના કરતાં તેને વધુ મત મળ્યા હતા.

### વિદેશ.

**સીલોનમાં** એક પારસી બહેને એલએલ. બી.ની છેલ્લી પરીક્ષા બીજા વર્ગમાં પસાર કરી છે. સીલોનમાં વકીલ થનાર તેઓ પહેલાં જ બાનુ વકીલ છે.

**અંગ્રેજ બાળાઓ શહેનશાહતના પ્રવાસે:** લંડનથી ૨૫ અંગ્રેજ બાળાઓ હજારો માઇલના શહેનશાહતના પ્રવાસે ઉપડી છે. પ્રવાસના કાર્યક્રમમાં પનામા કેનાલ, ફીજી, મેલબોર્ન, સીડની, કાનબેરા, પર્થ, એડેલેઇડ, તાસ્માનીયા, કોલમ્બો અને સીલોનનો સમાવેશ થાય છે. મીસ એડીથ થોમ્સન આ ટુકડીની આગેવાન છે. છોકરીઓની વય ૧૬ વર્ષથી માંડીને ૨૧ વર્ષ સુધીની છે. એ સર્વ ખાનગી કે જાહેર શાળાઓની વિદ્યાર્થીનીઓ છે અને ઇંગ્લાંડના જુદા જુદા ભાગની છે. શહેનશાહતનું દર્શન કરવાનો તેઓનો ઉદ્દેશ છે. ગાડી, આગબોટ અને વિમાનમાં તેઓ પ્રવાસ કરશે. તા. ૧૪ મી ડીસેમ્બરે એ બાળાઓ પાછી ફરશે.

**શિક્ષણ પ્રવાસે હિન્દી બાળાઓ:** મીસીસ રેના દત્ત નામની અંગ્રેજ સ્ત્રીની સરદારી હેઠળ હિન્દની જુદી જુદી યુનિવર્સીટીઓની ૨૦ જેટલી હિન્દી બાળાઓ શિક્ષણ પ્રવાસે ગએલી છે. તેણે ઇંગ્લાંડનો પ્રવાસ ગયા માસ દરમ્યાન પૂરો કર્યો હતો. પશ્ચિમની શિક્ષણ સંસ્થાઓના અભ્યાસ માટે આવી રીતે પહેલી જ વાર હિન્દી વિદ્યાર્થીનીઓ નીકળી છે. તેઓએ યુરોપ તેમજ રોમનાં શિક્ષણકેન્દ્રોની મુલાકાત લીધી છે. ના. પોપ અને સીનોર મુસોલીનીને પણ તેઓ મળી હતી. જીનેવામાં તેઓ માટે ભાષણોની યોજના થઇ છે. ફ્રાન્સ નોરવે, સ્વીડન અને જર્મનીની મુલાકાત લઇ તેઓ પાછી ફરશે.

**પહેલી સ્ત્રી વિમાની પાયલોટ:** મીસીસ એમી મોલીસને ચેનલ ઓળંગનારી વિમાની સર્વિસમાં વેપારી વિમાની પાયલોટનો હોદ્દો સ્વીકાર્યો છે. આવો હોદ્દો સ્વીકારનાર તે પહેલીજ સ્ત્રી છે. ઇંગ્લાંડથી ઓસ્ટ્રેલીયા એકલી ઉડનાર મીસીસ મોલીસન પહેલીજ સ્ત્રી હતી. ૧૯૨૮ના સપ્ટેમ્બરની તા. ૨૫ મીએ સ્ટેગલેન એરોડ્રમમાં તે ઉડયનનો પહેલો પાઠ શીખી હતી. તે પછી પાયલોટ તરીકે લાયક થઇ તેણે ઇજનેરનું લાયસન્સ મેળવ્યું હતું. ૧૯૩૦ ના મેની તા. ૫ મીએ જુનું ડી. એચ. વિમાન ખરીદી તે ઓસ્ટ્રેલીઆ જવા ઉપડી હતી. હિન્દ ઉડવાનો હિંકલેરનો રેકોર્ડ તોડી તે એમ્પાયર ડેને દિવસે પોર્ટ ડીરવીન પહોંચી હતી. આ સફળતાને કારણે તેને ૧૯૩૦ માં ના. શહેનશાહના જન્મદિને સી. બી. ઇ. ના ખિતાબની નવાજેશ કરવામાં આવી હતી. ૧૯૩૧ ના ઓગસ્ટમાં તે વિમાનમાં જાપાન ગઇ હતી અને પછી જાણીતા વિમાની મી. જે. એ. મોલીસનને પરણી હતી. ૧૯૩૨ના નવેમ્બર માસમાં કેપ સુધી ઉડવાનો તેના પતિનો રેકોર્ડ તેણે ૪ દિવસ, ૬ કલાક અને ૫૬ મીનીટે તોડયો હતો. ડીસેમ્બરમાં ઇગ્લાંડ પાછી ફરી હતી. ૧૯૩૩ ના જુલાઇમાં તે મી. મોલીસન સાથે અમેરિકા ઉડી હતી.

**મીસ જોસી પ્રોકટર** નામની ૧૭ વર્ષની રામસગેટની બાળા અંગ્રેજી ચેનલ તરવા માટે ડોવરમાં તાલીમ લઇ રહી છે. ૧૯૨૬માં મીસ ગર્ટ્રુડ એડરેલે સ્થાપેલો રેકોર્ડ મીસ પ્રોકટ તોડશે એમ તેને તાલીમ આપનાર આશા ધરાવે છે.

**મીસ મ્યુરીયલ લીસ્ટર** અને મીસ ડોરીસ લીસ્ટર તા. ૧૯મી જુલાઇએ મોસ્કોના ૯ દિવસના પ્રવાસે ગયાં હતાં. સમાજીક પરિસ્થિતિનો અભ્યાસ કરવાનો મીસ મ્યુરીઅલના પ્રવાસનો હેતુ હતો. તેઓ પાનખર ઋતુમાં ચિનના પ્રવાસે જનાર છે.

**સ્ત્રી શોધકને માનઃ** ઇરાનમાં શોધ કામ કરવા માટે મીસ ફ્રેયા સ્ટાર્કને રોયલ એશીયાટીક સોસાયટીની કાઉન્સીલે ત્રિવાર્ષિક બર્ટન સ્મારક ચંદ્રક આપ્યો છે. રોયલ એશિયાટીક સોસાયટીમાં તા. ૨૫મી ઓકટોબરે એ ચંદ્રક મીસ સ્ટાર્કને અપાશે. તે વેળા મીસ સ્ટાર્ક વ્યાખ્યાન પણ કરશે. ગયે વર્ષે ઇરાનના એક પ્રાંત લુરીસ્તાનમાં શોધકામ કરવા માટે રોયલ જયોગ્રાફીકલ સોસાયટીએ બેક-આન્ટ ચંદ્રક આપ્યો હતો. જીવન સામે લડીને તેમણે કાર્ય ચાલુ રાખ્યું હતું.

**અન્ધ બાલિકા રિપોર્ટ લઈ શકે છે!** લંડનની અંદર એક વખત અન્ધગૃહની ઉદ્દ્ઘાટન ક્રિયા કરતી વખતે એક અન્ધ બાળકીએ તેનો રીપોર્ટ લેવાની દેખાડેલી અસામાન્ય શક્તિથી ના. યુવરાજ ઘણાજ તાજુબ થયા હતા. આ અન્ધ બાળકીએ યુવરાજના ભાષણનો અક્ષરે અક્ષર રીપોર્ટ લીધો હતો. યુવરાજે આજ્ઞા કરતાં એ છોકરીએ તેમનું ભાષણ મોટેથી વાંચી સંભળાવ્યું હતું. આ છોકરી દર મીનીટે ૨૦૦ શબ્દ લખી શકે છે.

**પતિની મોટર કેમ વાપરી?** કેમ્બ્રીજના એક સોલીસીટર મી. ચાર્લ્સ હેન્ડરસનની પત્નીને પતિની પરવાનગી વિના તેની મોટર વાપરવા માટે બે પૌંડની સજા થઇ છે. વીમાની પોલીસી ન હોવા માટે વધુમાં પાંચ પૌંડની સજા થઇ છે.

**બધા ધંધામાં સ્ત્રીઓ:** એક પણ ધંધો સ્ત્રીઓએ બાકી રાખ્યો નથી. ઇગ્લાંડ અને વેલ્સમાં 'ધંધાઓની વસ્તીગણત્રી' કરવામા આવી હતી. ૧૯૩૧ ના એપ્રીલની તા૦ ૨૬ મીની રાત્રે આ વસ્તીગણત્રી થઇ હતી. એનું પરીણામ છેક હમણાંજ પ્રજાની જાણ માટે પ્રકટ થયું છે. અને એ ઉપરથી માલમ પડે છે કે સ્ત્રીઓએ એક પણ ધંધો બાકી રાખ્યો નથી. જે રાત્રે વસ્તીગણત્રી કરવામાં આવી તે રાત્રે પણ એક સ્ત્રી ટ્રામ ડરાઇવર તરીકે હતી.

અને કેવા કેવા ધંધાઓમાં સ્ત્રીઓ પડેલી છે! ગોદીમાં કામ કરનારી. પ્લમ્બીંગ કામ કરતી, લુહારને ત્યાં કામ કરતી, પુસ્તકો બાંધવાનું કામ કરતી સ્ત્રીઓ છે. અને પછી બીજા ઉંચા ગણાય એવા ધંધાઓમાં પણ તેઓની સંખ્યા ઠીક ઠીક પ્રમાણમાં છે. પોલીસ ખાતાંમાં સ્ત્રીઓ ચીફ કોન્સ્ટેબલો છે, ઇન્સ્પેકટરો અને સુપ્રીન્ટેન્ડન્ટ ઓફ પોલીસ પણ છે. નૌકા ખાતાંના અમલદારો અને પાયલોટો તરીકે પણ સ્ત્રીઓ છે. બંબાખાતાંમાં પણ સ્ત્રીઓ છેઃ ઉપરાંત સુથાર, લુહાર વગેરે કામોમાં પણ સ્ત્રીઓ છે. વળી ધર્મોપદેશકો, દાક્તરો સોલીસીટરો ઇજનેરો, જંગલખાતાંના અધીકારીઓ, બેલીફો, અને એવા એવા ધંધામાં પણ સ્ત્રીઓ છે.

સ્ત્રીઓએ એક પણ ધંધો બાકી રાખેલો નથી ઇન્જીન ડ્રાઇવરો અને ઇન્જીનમાં બીજા કામોમાં, ફાયરમેન તરીકે પણ સ્ત્રીઓ છે. શન્ટર, પોઇન્ટ-સમેન અને લેવલ ક્રોસીંગમેન તરીકે પણ સ્ત્રીઓ છે.

આ બધા ધંધાઓની ગણતરી કરતાં ધંધામાં પડેલી સ્ત્રીઓની સંખ્યા પુરૂષો કરતાં પણ વધારે છે. સ્ત્રીઓની સંખ્યા ૩૮૯૩૫૯ ની છે. જ્યારે પુરૂષોની સંખ્યા ૩૫૬૭૨૬ ની છે.

આ ગણતરી થઇ ત્યારે ૨૧૨૨૯૬ સ્ત્રીઓ તો ટાઇપીસ્ટ તરીકે કામ કરતી હતી. આમાં ૨૬ જેટલી સ્ત્રીઓ તો ૭૫ કે તેથી વધુ વર્ષની વયની હતી. આ પૃથક્કરણ ઉપરથી માલમ પડશે કે દુનીયામાં સ્ત્રીઓની પ્રગતિ નાનીસુની નથી. સ્ત્રીઓથીજ બધી જગાઓ પુરવાનું કોઇ રાજ્ય માટે મુશ્કેલ નહી નીવડે.

**બ્રિટનમાં સ્ત્રી પાયલોટો:** આ ઉનાળામાં બ્રીટનમાં સ્ત્રી પાયલોટોની સંખ્યામાં સો ટકાનો વધારો થવાની ફલાઇંગ કલબો આગાહી કરે છે. આ વર્ષની શરૂઆતમાં દેશમાં ૧૨૮ સ્ત્રી પાયલોટો હતી. તેમને ખાનગી રીતે ઉડ્ડયન કરવાનુ વીમાની પ્રધાન મંડળનું પ્રમાણપત્ર અપાયું હતુ પણ પારીતોષિક માટે યા ભાડેથી ઉડવાની પરવાનગી આપે એવી સત્તાવાર કસોટીમાંથી પસાર થએલ સ્ત્રી પાયલોટો માત્ર પાંચ હતી.

પણ જાન્યુઆરી પછી સ્ત્રી પાયલોટોની સંખ્યા ઘણીજ વધવા માંડી છે. દરેક ઉડ્ડયન શીખવતી શાળામાંથી ચાર કે પાંચ સ્ત્રીઓ પાયલોટ તરીકે પસાર થઇ છે અને કેટલીકમાં તો સ્ત્રી પાયલોટોની સંખ્યા પુરૂષોના જેટલીજ થઇ છે. આ ઉનાળાને આખરે બ્રીટનમાં ઉડવાનો પરવાનો ધરાવતી ૩૦ જેટલી સ્ત્રી પાયલોટો થશે, એવું એક કલબ

અમલદારનું કહેવું છે. આ દિશામાં સ્ત્રીઓ વધારે આકર્ષાય છે એનું કારણ એ જણાવાય છે કે, અર્વાચીન વિમાનો ઉડ્ડયન માટે વધારે સહેલાં અને સલામત બનતાં જાય છે.

**ઝડપનો રેકોર્ડ:** એક કલાકમાં ૪૪૪·૮૭૩ કીલોમીટરની ઝડપે ઉડીને મેડમ હેલન બાકચર (માર્સેલ્સ) નામની ફ્રેન્ચ વિમાની બાનુએ સ્ત્રીઓનો દુનિયાનો ઝડપનો રેકોર્ડ કર્યો છે.

**જાણીતી વિમાની:** મીસ જીનબૅાન જે હાલમાં ઓસ્ટ્રેલીયા ખાતે છે તેની સહીવાળી પૌ. ૧ ની નોટનું લીલામ થતાં સીડનીમાં પૌ. ૧૪-૧૪-૦ ઉપજ્યા. એની સહીવાળી બે છપેનીઓની કિંમત દરેકની ૧૦ શીલીંગ ઉપજી હતી.

**બરફ પર બેઠી:** ન્યુયોર્કના એક રેસ્ટોરાંમાં તાજેતરમાં બરફ ઉપર બેસવાની હરિફાઇ થઇ હતી. ૭ યુવતીઓએ તેમાં ભાગ લીધો. ચાર ફીટ ઉંચા બરફના ચોસલાંઓ ઉપર તે સર્વ બેઠી. એક કલાક ને ૧૦ મીનીટે બે થાકીને ઉઠી ગઇ. બે કલાક પછી તો બેજ બાકી રહી.તેમાં પણ એક લાલ વાળવાળી છોકરી વિજયી જાહેર થઇ. સાડા પાંચ કલાક સુધી તે બરફ પર બેસી રહી શકી હતી.

**ઇરાનના માજી શાહનો વારસો:** ઇરાનના માજી શાહ અહમદ કાજર ૧૯૩૦ માં પેરીસ ખાતે મરણ પામ્યા હતા. તેઓ કેટલાય લાખની મિલ્કત મૂકી ગયા હતા. તેમનાં વીલમાં તેમની માતાને ઇરાનમાંની પૌં. ૨૦૦૦૦ ની કિંમતની મિલ્કતો, તાજના ઝવેરાતનો અર્ધો ભાગ, પૌં. ૧૫૦૦૦ રોકડા અને પૌં. ૬૦૦૦૦ ની જામીનગિરિઓનો છઠ્ઠોભાગ આપવાનું ઠરાવ્યું છે. શાહની ત્રણ પુત્રીઓ અને પુત્ર જે હાલમાં પેરીસમાં અભ્યાસ કરે છે તેઓને પૌં. ૪૦૦૦૦ જેટલો હિસ્સો મળે છે. અને શાહની ૧૦ પત્નીઓમાંથી ત્રણને વાર્ષિક પૌં. ૨૦૦, અને બેને નામની જ રકમ આપી છે.

**આર્ય કન્યા મહાવિદ્યાલય, વડોદરા:** પૂર્વ આફ્રિકાનો પોતાનો પ્રચાર પુરો કરીને ત્યાંની હિન્દી તેમજ અન્ય પ્રજાને ભારતની જાગૃત થતી સ્ત્રી શકિતનું દર્શન કરાવતી વડોદરાની બહાદુર બાળાઓનું પ્રવાસ મંડળ દક્ષિણ આફ્રિકા પહોંચી ગયું છે. ત્યાં ડરબનમાં તેમનો અભૂતપૂર્વ સત્કાર કરવામાં આવેલો. હિન્દી સરકારના એજંટ કુંવર સર મહારાજસિંહના પ્રમુખપદે એક જંગી સભામાં આ બાળાઓને જાહેર માન આપતાં તેઓએ સ્ત્રી શક્તિનો પરચો બતાવેલો જેથી ત્યાંની અંગ્રેજ પ્રજા પણ મુગ્ધ થયેલી. આ બાળાઓના ઉતારે અંગ્રેજ જનતાનાં ટોળેટોળાં જઇને તેમની મુલાકાત લે છે.




**બારમા વર્ષમાં**

અગીઆર વર્ષો ઈશ્વરકૃપાથી નિર્વિઘ્ને પૂરાં કરીને ચાલુ અંકથી 'ગુણસુન્દરી' બારમા વર્ષમાં પ્રવેશ કરે છે. આટલાં વર્ષો દરમ્યાન 'ગુણસુન્દરી' ગુજરાતી બહેનોની યત્કિંચિત સેવા કરી શક્યું તે માટે અમે પરમ કૃપાળુ ઈશ્વરના આભારી છીએ. અમારાં આ સેવાકાર્યમાં, અમને અમારા સહૃદયી લેખક-લેખિકાઓ, ચિત્રકારો, મિત્રો વગેરેએ કાંઈ પણ બદલાની આશા રાખ્યા વિના જે નિસ્વાર્થ સેવા અર્પણ કરી છે તે માટે અમે તેઓના અત્યંત ઋણી છીએ. અમારી નજરે દેખાતી યત્કિંચિત જેટલી પણ જે સેવા છે તે, એ સર્વના સહૃદયી સહકારને જ આભારી છે એમ અમારે કહેવું જોઈએ.

અમારી આ સેવામાં અનેક ત્રુટિઓ અને ઉણપો છે, એનું અમને ભાન છે. પણ એ ઉપરાંત બીજી કેટલીક ત્રુટિઓ અમારી જાણબહારની રહેલી હોવાનો સંભવ છે. આ ઉણપો અને ત્રુટિઓ નિવારવા માટે અમારાથી બની શકે તેટલો પ્રયત્ન અમે કર્યો છે અને હજી પણ કરતા રહીશું. ગુજરાતી બહેનોને જેમ બને તેમ વધારે ઉપયોગી 'ગુણસુન્દરી' નીવડે તે માટે અમે સતત પ્રયત્ન કરતા રહીએ છીએ અને ભવિષ્યમાં પણ કરતા રહીશું. પણ કેટલીક ત્રુટિઓ માત્ર આર્થિક કારણને આભારી છે. માસિકનાં સંચાલનનાં કાર્યમાં ગુજરાતમાં કેટલી મુશ્કેલી છે તે સારી રીતે જાણીતી વાત છે. એમ બીજા માસિકોને તેમ અમારે માટે પણ એવાં આર્થિક કારણોસર માસિકને જોઈતા પ્રમાણમાં વિકસાવવાનું શક્ય બનતું નથી. એટલે, અમારે અમારા વાચનાર વર્ગને-ગ્રાહકોને એક જ વિનંતિ કરવાની કે, તમે બની શકે તેટલા પ્રમાણમાં 'ગુણસુન્દરી'ના વાચકવર્ગમાં-ગ્રાહકોની સંખ્યામાં વધારો કરો અને એનો બદલો 'ગુણસુન્દરી'ને વધારે વિકસાવવાના રૂપમાં તમને જ મળશે એની અમે ખાત્રી આપીએ છીએ. આ સિવાય અમારી અશક્તિઓને કારણે પણ કેટલીક ત્રુટિઓ રહી જતી હોવાનો પૂરેપૂરો સંભવ છે અને તેવી ત્રુટિઓ તરફ જો અમારૂં ધ્યાન ખેંચવામાં આવશે તો અમારાથી બનતા પ્રયાસે તે દૂર કરવા અમે પ્રયત્ન કરીશું. એ ઉપરાંત બીજી કોઈ સૂચનાઓ પણ કરવાયોગ્ય લાગે તો તે જરૂર કરવા અમે અમારા વાચકવર્ગને વિનવીએ છીએ.

**શિક્ષણ અને સંસ્કારને લજવનારૂં લગ્ન**

ગઈ તા. ૪ થી ઓગસ્ટને રોજ અમદાવાદમાં ગુજરાતનાં સૌથી વધુ શિક્ષિત અને સંસ્કારી બહેનોમાંનાં એક, શ્રીમતી વિનોદિની નીલકંઠે, શ્રી મનુભાઈ લાલભાઈ પરીખ નામના, ૨૫ વર્ષની યુવાન પત્ની અને બે બાળકોવાળા યુવાન સાથે કરેલાં લગ્નને અમે શિક્ષણ અને સંસ્કારને લજવનારૂં લગ્ન લેખીએ છીએ. અત્યાર સુધીમાં આ લગ્ન પરત્વે ખૂબ ચર્ચા થઈ ચુકી છે. શ્રીમતી વિનોદિની બહેન તેમજ શ્રી મનુભાઈની છાપાંઓમાં પ્રસિદ્ધ થએલા મુલાકાતોના અહેવાલો, શ્રી મનુભાઈનાં પ્રથમ પત્ની શ્રીમતી શારદાબહેને આપેલી મુલાકાતનો અહેવાલ અને તે પછી થયેલી અનેક ચર્ચાઓનો આખોય સરવાળો કર્યા પછી પણ, આ લગ્ન પ્રત્યે કોઈને સહાનુભૂતિ હોવાનું જાણવામાં આવ્યું નથી. અને આવાં લગ્નપ્રત્યે સહાનુભૂતિ હોઈ શકે જ નહિ. એ લગ્ન પ્રત્યે સર્વત્ર એક સરખો વિરોધ દર્શાવાઈ ચૂક્યો છે. અમે પણ એ વિરોધમાં અમારો સૂર પૂરીએ છીએ. વડોદરામાં તેમજ અમદાવાદમાં બહેનોએ સભા ભરીને આ લગ્ન પ્રત્યે પોતાનો વિરોધ જાહેર કરેલો છે અને ઘણા વનિતાએ, વિધવા કરતા

પણ બુરી દશાએ પહોંચેલાં શ્રી. મનુભાઇનાં પ્રથમ પત્ની શ્રીમતી શારદા બહેન પ્રત્યે સહાનુભૂતિ દર્શાવી છે એ ઉચિતજ કર્યું છે. સ્ત્રી સંસ્થાઓએ તો આ લગ્નને વખોડી કાઢવું જ રહ્યું.

**અંતરનો અવાજ !**

શિખવિધિથી આ લગ્ન ચોરી છુપીથી કરવામાં આવ્યા પછી, શ્રીમતી વિનોદિની અને શ્રી. મનુભાઇ અમદાવાદમાં જ રહેવા જેટલી પણ હિંમત દાખવી ન શક્યાં અને મુંબાઇ આવ્યાં. શ્રીમતી વિનોદની-એ મુંબાઇના વર્તમાનપત્ર ' નવભારત 'ને લંબાણ મુલાકાત આપી પોતાનાં લગ્નનો-પોતે કરેલાં અવિચારી કૃત્યનો બચાવ કર્યો એટલું જ નહિ પણ જાણે એ પગલું ભરીને પોતે કાંઇ ભારે સામાજીક ક્રાન્તિ કરી નાખી હોય એવો ઘમંડ દર્શાવ્યો. વધુમાં છ છ વર્ષના આત્મમંથન પછી તેમણે આ પગલું ભર્યાનું જાહેર કર્યું. ખરેજ, આ બચાવ એટલો બધો લુલો અને પાયા વિનાનો છે કે, લગ્ન કરીને કરેલી એક ભૂલમાં તેમણે, મુલાકાત આપીને બીજી ભૂલનો ઉમેરો કર્યો એમજ અમને લાગે છે. શ્રીમતી વિનોદિની બહેન આને જો સામાજીક ક્રાન્તિ લેખતાં હોય તો તેમાં તેમનો ચોકખો ભ્રમ છે. બે બાલકોની ૨૫ વર્ષની જુવાન માતાને રઝળાવીને તેમણે આ લગ્ન કર્યું છે એ વસ્તુ મોહવશ થઇને તેઓ ભૂલી જાય છે. વળી, અમદાવાદની મ્યુનિસિપલ નર્સર્સ સ્કુલ કે જેનાં તેઓ પ્રિન્સિ-વિનોદિની બહેન પોતાના પતિશ્રી. મનુભાઇનો પ્રથમ પત્ની સાથેનો ઘરસંસાર સુખી ન હતો એમ કહીને પોતાના પગલાંનો બચાવ કરે છે, ત્યારે તો હદ થાય છે. સ્ત્રી થઇને જ જો સ્ત્રીજાતિનાં હૃદયને પારખવા જેટલી સમયસૂચકતા ન બતાવવામાં આવે તો પછી સ્ત્રીજાતિનો ઉદ્ધાર કરવાના બણગાં ફુંકવામાં શો અર્થ હતો, એમ પૂછવાનું અમને મન થાય છે. એક પણ દિવસ શ્રીમતી શારદાબહેનની મુલાકાત લીધા વિના, શ્રીમતી શારદા બહેનને નજરે જોયા વિના, તેમની સાથેનો શ્રી મનુભાઇનો સંસાર સુખી ન હતો એમ શ્રીમતી વિનોદની બહેન કહે છે, એ શ્રી. મનુભાઇના કહેવાના આધાર ઉપરજ ને ? અને શ્રી. મનુભાઇને પોતાનાં પ્રથમ પત્નીથી સુખ ન હતું એ કારણે તેને સુખી કરવા માટે શ્રીમતી વિનોદની બહેને તેમની સાથે લગ્ન કરવાની તત્પરતા બતાવી એ આશ્ચર્યજનક છે. શ્રીમતી શારદા બહેનનાં હૃદયની સાચી સ્થિતિ સમજવા પૂરતી સુજનતા શ્રીમતી વિનોદિની બહેને બતાવવી જોઇતી હતી, એમ અમે માનીએ છીએ. એક સ્ત્રીનાં હૃદય ઉપર પગ મૂકતાં પહેલાં તેમણે વિચાર કરવો જોઇતો હતો.

**ભ્રમરવૃત્તિ**

શ્રી મનુભાઇએ પોતાની મુલાકાતમાં જે વિચારો દર્શાવ્યા છે તે તેમનાં પગલાંને વાજબી ઠરાવવાનાં

ઢાંકવાની તેને ટેવ છે. આવી સ્થિતિમાં શ્રીમતી શારદાબહેન પ્રત્યે એમને અણગમો ઉપજ્યો હોય અને શ્રીમતી વિનોદિની તરફ તેઓ આકર્ષાયા હોય તો તે સ્વાભાવિક છે. પણ તેમણે પોતાની પાશવતાને ખાતર, પોતાની વાસનાને ખાતર, એક પ્રેમાળ પત્નીના હૃદય ઉપર ઘા કરવા તૈયાર થવું જોઇતું ન હતું. એમાં જ્યારે તેઓ શ્રીમતી શારદાબહેનને તેમના જેવોજ માર્ગ લેવાની છૂટ આપતા શબ્દોચ્ચાર કરે છે ત્યારે તો એમજ થાય છે કે આટલાં વર્ષોના સહવાસ પછી પણ, સ્ત્રીહૃદયની-પત્નીનાં હૃદયની જરા સરખી પણ જાણ એ ભાઇને નથી. જો શરૂઆતથી જ શ્રીમતી શારદા પ્રત્યે પ્રેમ ન હતો તો તેમની સાથે શરીર સંબંધ બાંધી, " કાયદેસરનો વ્યભિચાર " કરવાનો તેમને શો હક હતો ? તે વખતે તેમના બધા આદર્શો ક્યાં ઉંઘા વળી ગયા હતા ? એક અપકૃત્યનો બચાવ કરવા માટે માણસ કેવાં નાદાનીયત ભર્યાં વલખાં મારે છે, એ શ્રીમતી વિનોદિની બહેન અને શ્રી. મનુભાઇની મુલાકાતોના અહેવાલો ઉપરથી સ્પષ્ટ સમજાય છે.

**સહાનુભૂતિ**

શ્રીમતી શારદા બહેને પણ આ નિવેદનો વિષે પોતાનો વિચારો દર્શાવ્યા છે અને તે દરમ્યાન, આટઆટલો અન્યાય કર્યા છતાં, તેમણે એક સાચી આર્ય સ્ત્રીને છાજે એ રીતે પોતાના પતિની સામે એક પણ શબ્દ અણગમતો ઉચ્ચાર્યો નથી. અમે શ્રીમતી શારદાબહેન અને તેમનાં બે બાળકો પ્રત્યે અમારી ઉંડી સહાનુભૂતિ દાખવીએ છીએ અને એ બહેનને વિનતિ કરીએ છીએ કે, તમારા જેવી અન્યાય પામેલી અનેક બહેનોની જેમ મુંગા બેસી ન રહેતા આવા હડહડતા અન્યાય સામે પ્રજામતને, પ્રજામતને જ નહિ, સમસ્ત સ્ત્રીજાતિને તૈયાર કરવામાં તમારાથી શક્ય તેટલા પ્રયાસો જરૂર કરજો.

**ઉદ્ધત આરોપણ**

શ્રીમતી વિનોદિનીનાં આ લગ્ન પ્રત્યે અટલ સુધારક, અને ગુજરાતનાં આજનાં સ્ત્રી જીવનનાં પુરોગામી સમાં તેમનાં માતા શ્રીમતી વિદ્યાબહેનની પણ નાપસંદગી હોય એ સ્વાભાવિક છે. તેમને આ લગ્ન પ્રત્યેનો વિરોધ એક જ કારણે છે અને તે એ છે કે, શ્રીમતી વિનોદિની જેની એક પત્ની જીવતી છે એવા પતિ સાથે પરણ્યાં છે. એ લગ્ન આંતર-પ્રાંતીય હોય યા આંતર જ્ઞાતિય હોય તેની સાથે વિરોધ કરવાને કોઇ કારણ નથી. શ્રીમતી વિદ્યાબહેન જેવાં અનુભવી માતાની સલાહને પણ ન ગણકારવામાં શ્રીમતી વિનોદિનીએ વત્સલ માતાનાં હૃદયને આઘાત પહોંચાડ્યો છે. એટલું જ નહિ પણ એ માતાને, ' જુના વિચારનાં ' કહેવા જેટલી પણ હિંમત શ્રીમતી વિનોદિની દર્શાવે છે ત્યારે ખરેજ ખેદ ઉત્પન્ન થાય છે. શ્રીમતી વિદ્યાબહેન કેટલાં ઉદ્દામ સુધારક છે તે આજે ગુજરાતમાં તો કોઇને કહેવાની જરૂર નથી. પણ પોતાનાં અવિચારી પગલાંનો બચાવ કરવાની વૃત્તિમાં માતા પ્રત્યે આવું ઉદ્ધત આરોપણ કરતાં પણ શ્રીમતી વિનોદિનીબહેન કેમ લજવાયાં નહિ ? આખી સ્ત્રીજાતિને અન્યાય રૂપ ગણાતી પ્રથાને સમર્થન ન કરવામાં શ્રીમતી વિદ્યાબહેને જરાય જુનો વિચાર દર્શાવ્યો નથી. તેમણે તો સાચો, સુધારકને છાજે એવો જ વર્તાવ કર્યો છે. શ્રીમતી વિનોદિનીનાં આ પગલાંથી એ વત્સલ હૃદયને પણ આઘાત થયો હશે એમાં શંકા નથી. શ્રીમતી વિદ્યાબહેન પ્રત્યે પણ અમે આ પ્રસંગે ઉંડી સહાનુભૂતિ દર્શાવીએ છીએ.

**એક સરખો વિરોધ**

શ્રીમતી વિનોદિનીનાં મોટાં બહેન શ્રીમતી સરોજિની મહેતા, એમ. એ. જેટલાં ઉદ્દામ વિચાર ધરાવનારાં ગુજરાતી બહેન અમે બીજાં જોયાં નથી. એ બહેન તેમજ એમનાં જેવાં જ ઉદ્દામ વિચારો ધરાવનારાં સૌ. બ્હેન ઉર્મિલા મહેતા પણ શ્રીમતી વિનોદિનીનાં પગલાંને વખોડી કાઢે છે. એ પણ શું સૂચવે છે ? જે પગલું જ અન્યાયી છે, જે પગલું જ ખોટું છે, જે માર્ગ અયોગ્ય છે, એનો બચાવ જ ન થઇ શકે. એટલે શ્રીમતી વિનોદિનીનાં પગલાંનો કોઇ રીતે બચાવ શક્ય નથી. એનો એકસરખો વિરોધ જ થઇ શકે.

**ભાન ક્યાં છે ?**

શ્રીમતી વિનોદિનીએ આ લગ્ન કરીને આખા ગુજરાતની સ્ત્રીશિક્ષણની પ્રવૃત્તિને અને સ્ત્રીજાગૃતિને ધોકો પહોંચાડ્યો છે એનું તેમને ભાન ક્યાં છે ? આટલા આટલા શિક્ષણ અને સંસ્કારનું પરિણામ જો સ્વચ્છંદતામાં જ આવે તો તેથી, સ્ત્રીશિક્ષણના પ્રચારમાં અવશ્ય ધોકો

# પાંચ રૂપીઆની નોટ

" બા, આજ તું ઉદાસ કેમ છે ? " અરવિંદે પોતાની બાના મુખ તરફ જોઇ પૂછયું.

માતાના મુખ પર ચિંતાની રેખાઓ એણે દીઠી. નિશાળમાં બધી રમતગમતમાં એણે ભાગ ભજવ્યાની વાતો કરી પણ બા કંઇ પણ બોલી નહિ.

મારા ટેબલના ખાનામાં ગઇ કાલે મેં મૂકી હતી તે પાંચ રૂપીઆની નોટ ગુમ થઇ છે. ખૂબ ખોળી પણ જડતી નથી.

" બા, તેં બરાબર જોયું નહિ હોય. ચાલ, હું તપાસ કરૂં. "

અરવિંદના મનમાં હતું કે હું જઇને શોધી કાઢું તો કેવી મઝા પડે.

" મેં બધે તપાસ કરી હવે તું નકામી મહેનત ના કરતો. "

છતાં અરવિંદ તો દોડયો. દાદર પર ચઢી ગયો.

પણ જઇને એણે બાના ટેબલનું ખાનું ઉઘાડયું નહિ. સીધો પોતાના ટેબલ નજીક ગયો. ખાનું ખેંચ્યું. એક ખૂણે સંભાળપૂર્વક ગડી વાળી પાકીટમાં મૂકેલી કોરી ને કડકડતી પાંચ રૂપીઆની નોટ કાઢી.

આ નોટ એને એના બાપુએ આફ્રિકા જતી વખતે આપી હતી. તેમણે કહ્યું હતું, કે તારે જે જોઇએ તે ખરીદજે તારી મરજી પડે તેમ વાપરજે.

અરવિંદ ઉભો ઉભો વિચાર કરે છે કે હજુ મેં એને વટાવી નથી. ઠીક થયું વટાવી હોત તો બધી વાત બગડી જાત

દાદર ઉતરી અરવિંદ બા પાસે ગયો બાએ પૂછયું, " કેમ નોટ જડી કે ? "

અરવિંદે બાના હાથમાં નોટ મૂ[illegible] અને કહ્યું, " જો, બા, આ રહી. હું જા[illegible] ને ના જડે ? "

માતાની આંખો ચળકવા લાગી [illegible] એક પણ અક્ષર બોલી નહિ.

" બસ. હવે તારી ફીકર મટી ગ[illegible] ને ? " અરવિંદ બાના સામે જોઇ પૂછ[illegible] લાગ્યો.

" અરવિંદ કાલે તારા બાપુને કાગ[illegible] લખવો છે. કામમાં ભૂલી જાઉં તો [illegible] યાદ કરાવજે. "

અરવિંદને નવો વિચાર આવ્યો કદાચ બા પૂછશે કે પેલી નોટ ક[illegible] ગઇ તો ? રમવાનું બહાનું કાઢી એ [illegible] ચાલ્યો ગયો.

સાંજ થઇ. અરવિંદ વાળુ કરવા બે[illegible] થાળીમાં કંસાર દીઠો. કંસાર અરવિંદ[illegible] જન્મ દિવસે જ થતો. અરવિંદે બા[illegible] સામે જોયું. બાના મુખ પર આનંદ હતો

અરવિંદ આપણે કાલે બજારમાં જઇશું. તારી પાંચ રૂપીઆની નોટ પણ લઈ લેજે.

અરવિંદ ગુંચવાયો. " બા, મારે કંઇ ખરીદવું નથી. "

" ઠીક, પણ એ લાવ. "

અરવિંદ ધીલે પગે દાદર ચઢયો. એને ખાત્રી હતી કે ખાનામાં નોટ તો નથી. છતાં ટેબલનું ખાનું ખેંચ્યું. જુએ છે તો અંદર નોટ !

તેણે એકદમ બુમ મારી. "બા, બા," અને ધડધડાટ દાદર ઉતરી આવ્યો. " અરે, આ તો જાદુ થયું લાગે છે."

પાછો થંભી ગયો. બાને આ નહોતું કહેવાનું છતાં આનંદમાં આવી જઈ એણે બોલી નાખ્યું હતું.

માતા આ બધું સમજતી હોય તેમ ઉભી ઉભી હસતી હતી. " બેટા, તારો વિચાર સારો હતો, પણ મારી નોટ જુની હતી ને તારી નવી હતી. એટલે વગર કહે પણ હું જાણુતી જ હતી. મારી નોટ મને જડી એટલે મેં તારી નોટ તારા ખાનામાં પાછી મૂકી દીધી. "

પ્રેમયોગી.

---

# વરદાન અને શાપ.

એક હતી ડોશી. તેને બે દીકરી. મોટી દીકરી વહાલી ને નાની અળખામણી. નાની ઘરનું બધું કામ કરે ને પાણી ભરે. એક દિવસ તે કુવે પાણી ભરવા ગઈ. ત્યાં તેને એક પરી મળી. તેણે થોડું પાણી માગ્યું. નાનીએ રાજી થઇ તેને આપ્યું. પરીએ તેને વરદાન આપ્યું કે તું બોલશે ત્યારે તારા મોંઢામાંથી હીરા, મોતી, ને માણેક ખરશે. નાની ઘેર આવી. માએ પૂછ્યું, મોડી કેમ આવી ? નાનીએ કહ્યું, પાણી ભરતાં વાર લાગી. બોલતાં તેના મોંઢામાંથી હીરા, મોતી, ને માણેક ખર્યાં. માને આશ્ચર્ય લાગ્યું, તેણી મોટીને મોકલી. મોટીને પણ પરી મળી. પરીએ પાણી માગ્યું. મોટીએ ના આપ્યું. તેથી તેને શાપ આપ્યો કે તું બોલશે ત્યારે સાપ અથવા દેડકાં તારા મોંઢામાંથી બહાર આવશે. મોટી ઘેર આવી. માએ પૂછ્યું, તને શું વરદાન આપ્યું ? મોટીએ બધી હકીકત કહી. બોલતાં તેના મોંઢામાંથી સાપ અને દેડકાં બહાર પડયાં.

અરવિંદ પટેલ ઈ. વ ૬૧.

---

# બાર પાળીયા

ગામને માથે સંકટ આવ્યું. રજપૂતો કહે ભાઈ, અમારૂં, કામ નહિ. ભાયાતો સામે અમે લડીએ તે અમને ન શોભે. ગામ, ઘરબાર, જમીન, જાગીર બધુંય ભલેને લુંટાઈ જાય, પણ એમના સામો અમે હાથ ન ઉગામીયે.

ગામના આગેવાનો ગભરાયા. રણશીંગુ ફુંકાવ્યું. ગામ આખું પાદરે એકઠું મળ્યું, અને શું કરવું તેનો વિચાર કરવા લાગ્યા.

ડાયરાની એક બાજુએ ખુણે, આઘે આઘે એક ભુદેવ બેઠા હતા. તેમનાથી આ સહેવાયું નહિ. અને પાસે બેઠેલા પોતાના દિકરાને બીડું ઝડપવાની આજ્ઞા કરી. તરત જ છોકરો ઉઠયો અને બીડું ચાવી ગયો.

સર્વ આશ્ચર્યચકિત થઈ ગયા. ક્ષત્રિયોએ મોંમાં આંગળાં નાખ્યાં, બીજાઓ જમીન ખોતરવા લાગ્યા, અને વાણીયા તો ડાહીમાના દિકરા એટલે તેઓ કયારના ઉઠી પોતાની માલમતા ધરતી માતાના ઉદરમાં પધરાવવામાં મશગુલ થઈ ગયા હતા સૌ કોઈ બ્રાહ્મણની હિંમતનાં વખાણ કરવા લાગ્યા.

ડાયરો બ્રાહ્મણને શુર ચઢાવતો વિખરાયો.

સાંજના છ વાગ્યા. લોકો નાસભાગ કરતા પોતાનાં ઘરેણાં, પૈસા વગેરે સંતાડવા લાગ્યા.

ધોયેલાં કડકડતાં કપડાં પહેરી, માથે ક્ષત્રિયને શોભે તેવા ફેંટા બાંધી, કેડે ચકચકતી તલવાર લટકાવી પાંચ હાથ ઉંચા ઘોડા પર બેસી, બ્રાહ્મણોની તેર માણસોની ફોજ ગામને પાદરે ચોકી કરવા સજ્જ થઈ ઉભી રહી.

ધીમે ધીમે અંધારૂં થયું અને બંદુકોના ભડાકા અને કિલકારીઓ કરતું બહારવટીયાનું ટોળું ગામ પર ધસી આવ્યું. બહારવટીયાઓનાં સીતેર–પંચોતેર માણસો સામે માત્ર તેર બ્રાહ્મણોને ટકવાનું હતું. પણ આ હિંમતવાન બ્રાહ્મણોએ જરાએ ગભરાયા સિવાય, બહાર-

વટીયાઓના સરદાર પાસે જઈ તેમને પાછા વળી જવા આજ્ઞા કરી.

સરદારે તેઓને હસી કાઢયા અને પોતાનાં માણસોને આગળ વધવાની આજ્ઞા કરી. નાસતા, કુદતા, બહારવટીયાઓ આગળ વધ્યા. બ્રહ્મપુત્રોની આંખોમાંથી ક્રોધનો અગ્નિ વરસવા લાગ્યો. તલવારો ખેંચી ગામનું નાકું રોકી એ ઉભા રહ્યા.

બહારવટીયાઓએ એકસામટો ધસારો કર્યો. પણ બહાદુર બ્રહ્મયુવાનો તેથી ડરી જાય તેવા ન હતા.

બહારવટીયાઓનું પચાસ માણસ મર્યું, ત્યારે આઠ બ્રહ્મપુત્રો ખલાસ થઈ ગયા હતા.

છેવટે બહારવટીયાઓમાંથી બે કે ત્રણ જણ જીવતા રહ્યા. એટલે સરદાર નાઠો, પણ આ વખતે બ્રાહ્મણોમાંથી માત્ર એક જ વીર જીવતો હતો.

સંકટ જતું રહ્યું. ગામ આખું ટોળે મળ્યું. બ્રાહ્મણ પુત્રને માનપાન સાથે ગામમાં લાવી, કહ્યા પ્રમાણે જાગીર આપી અને લઢતાં મરણ પામેલા બ્રાહ્મણોનાં મડદાં જે જે જગ્યાએથી મળી આવ્યાં તે તે જગ્યાએ તેઓના પાળીયા બનાવી મૂકયા.

અત્યારેયે એ બાર પાળીયા વાસદ ગામની આજુબાજુ પોતાની બહાદુરીની યાદ આપતા ઉભા છે.

ઉમેદભાઈ પટેલ

---

એક હતો વાણિયો. તેને બે દીકરી. એકનું નામ જયા અને બીજીનું નામ બંસરી.

એક દિવસ બન્ને છોકરીઓ બાગમાં ફરવા નીકળી. તેવામાં બંસરી બોલી ઊઠી, કે બહેન, આપણે ખો ખો રમીશું ! જયા કહે, ચાલો; આપણે રમીએ.

એ બન્ને રમે છે ત્યાં બંસરીનો ભાઈ આવ્યો. એટલે બંસરી દોડીને તેને વળગી પડી. પછી બંસરી ઘેર ગઈ ને ખાધું પીધું ને મજા કરી.

કમુ પટેલ ઉ. વ. ૭.

---

# દેશ દેશાવરમાંથી

## ચિલિ

" ખેડ ખાતર ને પાણી
લાવે નસીબને તાણી."

ઉપલી કહેવત ગુજરાતના ખેડુતોમાં પ્રચલિત છે. એ મુજબ ખાતરને ખેતીનું આવશ્યક અંગ ગણ્યું છે. નવી દુનિયાનો ખેતી કરવાનો જેમ રાહ જુદો તેમ તેનાં ખાતરો પણ જુદાં. નવી પદ્ધતિએ ખેતી કરનારા ખેડુતો ક્ષારોનો ખાતર તરીકે ઉપયોગ કરે છે. આ ક્ષારો ચિલિની ઉત્તરે આવેલા આટાકામા નામના રણના પ્રદેશમાં જથાબંધ મળી આવે છે. આ રણમાં બિલકુલ વરસાદ વરસતો નથી એટલે હજારે વર્ષો થયાં ધરતીના ક્ષારો ધરતીના પર જ પડી રહ્યા. આ ક્ષારોનો વિજ્ઞાનીઓએ ખાતર તરીકે ઉપયોગ કર્યો. ખૂબી તો એ છે કે સુકા રણમાંથી આ ક્ષારોની મદદથી દૂર દૂર આવેલા ફળદ્રુપ પ્રદેશોમાં પાક સમૃદ્ધ બને છે.

## એન્ડિઝના પ્રદેશો

દેશ દેશનાં હવામાન જુદાં. દેશ દેશના સંયોગો જુદા. તેમ સંયોગો અનુસાર દેશ દેશનાં પ્રાણીઓ પણ જુદાં રણના પ્રદેશમાં ઉંટ જેવું પ્રાણી ઉપયોગી થઈ પડે. જ્યારે બરફના પ્રદેશમાં એ ઉંટ જીવી જ ન શકે. ત્યાં તો રેન્ડિઅર જ કામ આપી શકે. સપાટ દેશોમાં ઘોડા અને બળદોથી વ્યવહાર ચાલે ત્યારે તિબેટ જેવા ડુંગરાળા ઉચ્ચ પ્રદેશમાં યાકનો ઉપયોગ થાય.

દક્ષિણ અમેરિકાની ઉત્તર દક્ષિણે આરપાર જતી એન્ડિઝ નામની ગિરિમાળાના ડુંગરી પ્રદેશમાં લામા નામનું પ્રાણી થાય છે. ઉંટની માફક એ ઉંચું છે અને શરીર કરતાં એની ડોક લાંબી છે. ડુંગરોના ચઢાવ ઉતાર ચઢવા ઉતરવામાં એ એકકું છે. એટલે એન્ડિઝના પ્રદેશોમાં જવા આવવાના સાધન તરીકે લામાનો ઉપયોગ થાય છે. વળી એના આખા ડીલે લાંબા લાંબા વાળ હોય છે. એ વાળનાં વણીને કપડાં બનાવે છે. લામાની જાતનાં આલપકા, વિકુના અને ગ્વેન્કો નામનાં પ્રાણીઓ એ પ્રદેશોમાં થાય છે. એ પ્રાણીઓનો પણ એન્ડિઝના રહીશોએ લામાની માફક ઉપયોગ કર્યો છે. આમ માણસે સંયોગો અનુસાર દેશદેશાવરમાં મળી આવતાં જુદાં જુદાં પ્રાણીઓનો વ્યવહારના સાધન તરીકે ઉપયોગ કર્યો.

## પેરૂ

મરણ પછી સુખી થવાની ભાવના દેશદેશાવરના સુધરેલા તેમજ બીન સુધરેલા દેશોમાં જોવામાં આવે છે. આ લોકમાં ભોગવેલાં સુખ સાધનો પરલોકમાં મળે એ ઇચ્છાએ ઇજીપ્તના રાજાઓએ પિરામિડો બંધાવી તેમાં શબની સાથે મોજવિલાસનાં સાધનો દટાવ્યાં. મરણ

પછીથી મળે માટે ગુજરાતના ભીલો શબની સાથે દાતરડી કે કુહાડી બાંધી દાટે છે કે બાળે છે. આવી જ કોઈ ભાવના પેરૂના વતનીઓમાં પ્રચલિત છે. કુટુંબનો કોઈ માણસ મરી જાય એટલે કુટુંબનાં સઘળાં માણસો જુનું ઝુંપડું ખાલી કરી નવું બાંધે. મરનારના આત્માને રહેવા સાટે ઝુંપડું મળે એ ઉદ્દેશ જુનું ઝુંપડું ખાલી કરવામાં રહેલો છે. સુખી થવાની ભાવના કેટલી બધી પ્રબળ છે!

વરધભાઈ પટેલ

---

# જ્યુટ મીલ

હું મારા મિત્ર શશીકાન્તને સાથે તેડી જ્યુટ મીલ દેખાડવા લઈ ગયો હતો. હાવરા સ્ટેશનથી મીલ ૨૦ માઇલ દૂર આવેલી છે. સ્ટેશનથી ઉતરીને જતાં વચ્ચે હુગલી નદી આવે છે તેને બીજે કાંઠે મીલ છે. અમે આ બાજુથી ઉતરી હોડીમાં બેઠા ને સામે કાંઠે ગયા. મીલમાં પેસતાં જ એક મોટો દરવાજો આવે છે. પછી જરાક ચાલીએ કે ઓફિસ આવે છે. પછી કાચો માલ એટલે ભીંડીનાં વાળેલાં ગુચળાં રાખવાનો એક ભાગ આવે છે. એને બીજી બાજુ લઇ જઈ સાફ કરે. એક જાળી નીચે બધો કચરો ભેગો થઇ નીચે પડે છે. શણ ઉપર રહી જાય છે. પછી એને ઝીણું કરે છે. પછી તેના તાર ભેગા થઇ તેમાંથી પાતળી દોરી કંતાય છે. વણાટ ખાતામાં જઇ તેના કોથળા વણાય છે. પછી બીજા મશીનમાં જઇ તે સીવાય છે. પછી તેના થેલા બંધાય છે. પછી તેને જ્યાં મોકલવા હોય ત્યાં મોકલી આપે છે.

યોગીન્દ્ર પટેલ ઉ. વ. ૧૦

---

## હું ગાય હોઉં તો ?

મેં એક ગાયને લીલું લીલું ઘાસ ચરતાં જોઇ. મને એમ થયું કે હું પણ આ ગાયના જેવી ગાય હોઉં તો ?

હું એવું સરસ દૂધ આપું કે નાનાં છોકરાં તે દૂધ પીને જાડાં જાડાં થાય. મારા દૂધમાંથી લોકો દહીં માખણ ઘી બનાવે. દૂધમાંથી માવો થાય તે નાનાં છોકરાં ખાઇને રાજી થાય.

મારો ગોવાળ મારે ગળે ઘંટડી બાંધે. હું ટનનનન ટનનનન ઘંટડી વગાડું ને નીરાંતે ડુંગરા ઉપર લીલું ઘાસ ખાઉં. લોકો મારી પૂજા કરે. કેવી મજા !

બંસરી કાજી ઉ. વ. ૭.

---

## લખી મોકલશો ?

તમે કરેલી કોઇ મુસાફરીનું વર્ણન.

સોમભાઇ પટેલ

ન્યુ ઇરા સ્કૂલ. મુંબઇ–૭

---

### જુલાઇ માસની હરિફાઇનું પરિણામ.

ખરા જવાબ મોકલનાર બાલમિત્રો :

( ૧ ) રસિકબ્હેન અમીન ( વસો ) ( ૨ ) પિનાકિન પટેલ ( મુંબઇ ) ( ૩ ) રૂપસિંહ મકવાણા ( મુંબઈ ) ( ૪ ) ઉષા દેસાઈ ( ભરૂચ ) ( ૫ ) મણિલાલ શાહ ( મોડાસા ) ( ૬ ) પરસનગૌરી ( અમદાવાદ ) ( ૭ ) નાનામીયાં રંગરેજ ( સાદરા ) ( ૮ ) રણછોડલાલ ભુટાલા ( મોડાસા ) ( ૯ ) જુસબભાઈ ( સાદરા ) ( ૧૦ ) વલ્લભ શાહ ( મોડાસા )

નં. ૨, ૪, અને ૬ ને એક એક બાલવાર્તાની ચોપડી મોકલવામાં આવશે.

---

# ગુણસુન્દરી અને સ્ત્રીહિતોપદેશ

લવાજમ : રૂ. ૪-૫-૦ ]    ( સ્ત્રી-ઉપયોગી સચિત્ર માસિક )    [ હિન્દ બહાર : ૧૦ શીલીંગ

તંત્રી : જયકૃષ્ણ ના. વર્મા
ઉપતંત્રી : ચન્દ્રેશ હ. શુક્લ

માર્ચ ૧૯૩૪
થી
ઑગસ્ટ ૧૯૩૪

કાર્યાલય :
૧૧૪, ગીરગામ બેક રોડ, મુંબાઇ, ૪

વર્ષ ૧૧ મું : પુસ્તક ૨૨ મું

## અનુક્રમણિકા

### ફોટો-ચિત્રો (૪૦)

## વાર્તા-સ્કેચ-ના નાટક (૧૮)



## લેખ (૨૦)

## રાસ-કાવ્ય (૨૨)



## પ્રકીર્ણ (૧૫)



## લેખક-લેખિકા યા સંપાદક

## 'ગુણસુન્દરી' બાળવિભાગ

# ગુણસુન્દરી અને સ્ત્રીહિતોપદેશ

લવાજમ: રૂ. ૪-૬-૦ ] ( સ્ત્રી-ઉપયોગી સચિત્ર માસિક ) [ હિન્દ બહાર: ૧૦ શીલીંગ
તંત્રી : જયકૃષ્ણ ના. વર્મા
ઉપતંત્રી : યજ્ઞેશ હ શુક્લ
નવેમ્બર : ૧૯૩૪
કાર્યાલય :
૧૧૪, ગીરગામ બેકરોડ, મુંબાઇ, ૪.
પુસ્તક ૨૩ મું ] [ અંક ૩જો

અનુક્રમણિકા

## દીપોત્સવી-અંક



## બાલવિભાગ

તંત્રી : સોમભાઇ પટેલ

# બાળકને દાંત આવવાનો સમય




## એમાં જરાએ શક નથી કે

બાળકના જીવનમાં બાળકને પોતાને માટે એથી વધુ ભયભરેલો અને માતાને અત્યંત ચીંતા ઉપજાવનારો બીજો કોઇ કટોકટીનો કે કસોટી કરે એવો સમય નથી. બાળક પાંચ મહિનાનું થાય ત્યારથી દાંત આવવા માંડે છે અને આ સમયની શરૂઆતથી આખર સુધીમાં બાળકના શરીરના બંધારણમાં મોટો ફેરફાર થાય છે, અને તે અરસામાં ઘણા ગંભીર દરદો ઉભરી નીકળે છે.

આ દુઃખ દુર કરવા માટે ઘણી જાતના ઉપાયોનાં ભલામણ કરવામાં આવે છે, પરંતુ **મીરા ટીથીંગ નેકલેસ** કરતાં બીજી કોઇ પણ વસ્તુ વધારે અસરકારક સાબીત થઇ નથી. એ **નેકલેસ** અમારી પોતાની શોધ અને બનાવટ છે અને ટુંક સમયમાં આખી દુનિયામાં તે લોકપ્રિય થયો છે.




## મીરા ટીથીંગ નેકલેસ

મીરા ટીથીંગ નેકલેસ ઉગતા દાંત ઉપર જ નહિ, પરંતુ આખા શરીર ઉપર સાધારણ રીતે ફાયદાકારક અસર કરશે અને ઘણા પરિણામો આ સાદા ઉપાયથી દુર કરી શકાશે.

અમારો આ કીમતી શોધના ઘણી નકલો થવાનો સંભવ હોવાથી પ્રજા છેતરાય નહિ તે માટે અમારો મીરા ટ્રેડમાર્ક જોવાની ખાસ ભલામણ છે.

| હિંદ અને બ્રહ્મદેશ માટેના સોલ એજન્ટ | ટી એમ. ઠાકોર એન્ડ કંપની, ૪૧, ચર્ચગેટ સ્ટ્રીટ, કોટ, મુંબાઇ. |
|---|---|

પોષ્ટ ઓફીસ બોક્ષ નં. ૨૧૧૧, (કલકત્તા) નં. ૨૪૯ (મદ્રાસ) ૧૧૪ (કરાંચી) ૧૩૪ (લાહોર).

પહેલી રાષ્ટ્રીય મહાસભા ( કોન્ગ્રેસ ), ૧૮૮૫



ઇ. સ. ૧૮૮૫માં મુંબાઇમાં મળેલી પહેલી રાષ્ટ્રીય મહાસભા ( કોન્ગ્રેસ ) ની બેઠકના પ્રતિનીધિઓ અને પ્રેક્ષકો

ગુણસુન્દરી અને સ્ત્રીહિતોપદેશ
દીપોત્સવી અંક
પુસ્તક ૨૩ મું નવેમ્બર : ૧૯૩૪ અંક ૩ જો

# એકલી

ઊંચે વ્યોમ અટારીએ નિરખતી
ચંદા ઊભી એકલી,
નીચે આ ધપતી, સરિત વહતી
તે યે સરે એકલી;
પૃથ્વીયે કરતી પ્રદક્ષિણ અહો–
રાત્રિય જો એકલી,
ને આ વિદ્યુત અભ્રમાં ઝબકતી
તે યે ખરે એકલી.

દીધો જન્મ જનૂનીએ જગતમાં
ત્યારે હતી એકલી,
જાશે જીવ જગતપિતા સમીપ હા !
ત્યારે ય હું એકલી;
તો આ અન્તરમાં ઘડું અવરની
હું આશ શેં એકલી ?
નિશ્વાસો મુકી આમ કાં ભીંજવતી
હું નેત્રને એકલી ?

શું ધૂમે મનતૃષ્ણિકા મમ શિરે
ચંદાસમી એકલી ?
કે માયાતણી કાલિમા હૃદયમાં
ઢુંઢે કંઇ એકલી ?
કે લીલા-સરિતા પ્રભુની સુજને
ડૂબાડતી એકલી ?
કે વિદ્યુત્ સમ જ્યોતિ કો ઝબકતી
હા ! એકલી ! એકલી !

જયમનગૌરી પાઠકજી

# ભીષ્મવ્રતિની

૧

હું તો હરિયાળાં ખેતરે ખીલી,
લજામણી લીલી;
રે કીકીએ કનડશો મા :

મ્હારા હૈયાની પાંદડી કુળી,
ખુલી – ના ખુલી;
કે કોઇ મને અડશો મા :

૨

હૂક દેતો એ તો અણદીઠો–
અરુણ, હેત મીઠો:
રે વાયુ; ચમ્મર ઢાળે;

કોક લપ્પાય બુલબુલ ન્હાનું,
ને ગીત ગાય છાનું;
અબોલ ઉરબોલ બોલે !

૩

ગલગલીઆં ગુલાબનાં ગમતાં,
કે બેઉ અમે રમતાં;
ને ભ મ રો ભ ડ કા વે !

કીધું:– આઘા રહીને ગીત ગાજો,
ગુલાબને જ ચ્હાજો;
રે બ્હીનું; રખે અભડાવે !

૪

મ્હારી મઘમઘ મ્હેકે ક્યારી,
હું બાલા કુમારી;
કે અ ણ વીં ધ્યું મો તી :

હું તો જન્મી જગદમ્બ-દેહે,
ને જીવું વિશ્વસ્નેહે,
કે ઝીલવા બ્રહ્મજ્યોતિ—હું તો૦

કેશવ હ. શેઠ

જેની મેધા અને કવિતાએ અનેકનાં હૈયાંની કુંળી લાગણીઓને સતેજ કરી છે એવી ભારતમાતાની લાડીલી અને પનોતી પુત્રી

# ભારતકોકિલા શ્રીમતી સરોજિની નાયડુ

પરિચય કરાવનાર :

જોસેફ એસ્લેન્ડર



હિંદ માતાની લાડીલી પુત્રી શ્રીમતી-સરોજિની નાયડુ ભારતની એક તેજસ્વી સન્નારી છે. વિજળીની ચમક જેવી તેની આંખો અને પ્રતિભાશાળી ઓજસ વડે તે જ્યાં ત્યાં સ્વાતંત્ર્યની જ્યોત પ્રકટાવે છે.

અને આવી પ્રતિભા-સંપત્તિ છતાં જાણે વિશ્રાંતિનો અવતાર ધર્યો હોય એવું સમભાવી મળતાવડાપણું એ એનો સદ્ગુણ છે. પોતાના અંતરનું વ્યક્તિત્વ એણે ગીતોમાં ઉતાર્યું છે. ...ને અંગ્રેજ કવિ શેલીના જેવી તત્ત્વવેત્તા અને શેલીના જેવી લાગણીપ્રધાન કવયિત્રી છે. એના જીવંત કાવ્યો આપણા હૃદય સોંસરાં ઉતરી જાય એવાં ભાવવાહી છે. "

. એક કવયિત્રિ તરીકેજ એનું જીવન પ્રેરણા-દાયી છે એમ નથી. પણ એના જીવન વ્યાપારના પગરણો પણ અનુસરવા યોગ્ય છે. હંમેશ એક સ્વતંત્ર વ્યક્તિ તરીકેજ એણે જીવી જાણ્યું છે. યુવાનીમાં બ્રાહ્મણત્વના ખોટા જાદુએ એને સ્પર્શ કર્યો નથી. ચાર બાળકોની એ માતા છે. હિંદી-મહાસભાની એકવારની એ પ્રમુખ છે. પૂ. ગાંધીજીની મીઠું લુંટવાની લડતમાં એણે સહકારથી ભાગ લીધો છે. અને કારાગારની ભેદી દિવાલો પણ એનો જુસ્સો ઓછો કરી શકી નથી. તે હંમેશ કહે છે કે: " જ્યાં સુધી મારામાં પ્રાણ છે, જ્યાં સુધી મારાં શરીરમાં રક્ત વહે છે, ત્યાં સુધી આ સ્વાતંત્ર્યની લડત હું છોડીશ નહિ. " સરદારો અને સિપાહીઓને એ પુકારે છે: " હું ફક્ત એક સ્ત્રી છું; કવયિત્રિ છું. પણ સ્ત્રી તરીકે હું તમને વિશ્વાસ અને હિંમતના શસ્ત્ર અને અખૂટ સામર્થ્યની ઢાલ આપું છું. અને કવયિત્રિ તરીકે ગાજતું રણશીંગું બજાવી તમને જાગતા રાખું છું. ગુલામોની જંજીરો માંથી છૂટવા મથતા મારા દેશ બાંધવો માટે હું શું ન કરું ? "

આજે તો ખરેખરી હિંદ-વિધાત્રીને શોભે એવા એના શબ્દો છે. એક હૃદય સ્પર્શી પત્રમાં તેના ઉદ્‌ગારો છે કે " હજારો વર્ષો સુધી મારા પિતૃઓ ગાઢ જંગલોવાળા મહાન પ્રદેશોના વતની હતા. તેઓ મહાન તત્ત્વ-વિચારક સંતો હતા. આજે મારા પિતા જાતે પણ એક તત્ત્વ-વિચારક છે. તેઓ જીંદગીના નિષ્ફળ સ્વપ્નાં સેવતા એક મહાપુરૂષ છે. તેઓ તેમની કવિ હોમરના જેવી શ્વેત રંગી દાઢીમાંથી જ્યારે હસે છે, ત્યારે આખો ઓરડો તેના હાસ્ય પડઘાથી ગાજી રહે છે. તેમણે પોતાનું સર્વસ્વ ધન માત્ર બેજ ઉદ્દેશો પાછળ ખરચ્યું છે. એક તો પરકાને મદદ કરવામાં અને બીજું તત્ત્વ-શોધનમાં. હર હંમેશ પોતાના વાતોદ્યાનમાં તેઓ રાજાથી રંક સુધીના સર્વ વિદ્વાનોને એક જ ભાવે આશરો આપે છે. રાત્રે કે દિવસે તેમના તત્ત્વ પ્રયોગો ચાલુ જ હોય છે. અને જો કોઇ કંઇ નવો નુસખો શોધી લાવે તો તેને વધાવી લેવામાં તત્પર રહે છે. પણ તમે જાણો છો કે આ તત્ત્વ-શોધન શાનું ? એ તો જીંદગીનું સાધન સૌંદર્ય શોધતા એક કવિ હૃદયનું છે ! એક બાજુ શારીરિક સાહસોથી બેપરવા બનેલા મોતીકદા અને બીજી બાજુ કાવ્યગુંજનોમાં મચી રહેલા રહેલા કવિઓ જગતને કેવી કેવી વિચિત્રતા તરફ ખેંચી જાય છે. કંઇ જાણવાની આતુરતામાં જ ખરેખરું સૌંદર્ય સમાયલું છે. "

આટલાથી જ એને આપણે ખરી રીતે પારખી શકીએ છીએ. એનાં જીવનનું ખરું સત્ત્વ અહિં પ્રકટ થાય છે. સાશ્વત સૌંદર્ય પ્રાપ્ત કરવાની એની જહેમત અહિંજ સમજાય છે. જગત્ ભરને પોતાના સાદ અને કાર્યોથી એ એવાં સાશ્વત સૌંદર્ય તરફ દોરી રહી છે. જગત્‌નું સર્વ રહસ્ય જાણવાની આતુરતા તેને ઘેરી રહી છે. . વિજળીની જ્યોત જેવા તેનાં ચળકતા માનસિક પ્રભાવથી તે સૌને આંજી શકે છે. હંમશની તેની જીજ્ઞાસાવૃત્તિ સતેજ છે. કોઇ સમય પર એ બાળક શા જુદા જુદા મનોરથો ઘડતી હોય અને કોઇ વાર વૃદ્ધા શી ડહાપણ ભરી શિખામણો દેતી હોય, એવી એની અજાયબ વૃત્તિ છે. સત્ય તે જ સૌંદર્ય અને સૌંદર્ય તે જ સત્ય એને એને જાણે એનો મુદ્રાલેખ બનાવી મૂકયો છે.

અને તેનું હંમેશનું મુક્ત હાસ્ય ! એવું આપણે જગતમાં કોઇનું ન જોયું હોય ! અને પિતાને નિર્દેશીને લખેલાં એક સોનેટમાં શ્રીમતી સરોજિની નાયડુ તેમને ખુદાઇ ફિરસ્તો, હસતો ફિરસ્તો કહે છે. અને તે પોતે પણ ક્યાં . ખુદાઇ ફિરસ્તો નથી ? એક નિર્દોષ

બાળકી જેવી સદાય હસતી, માત્ર બાર વર્ષની વયે મદ્રાસ યુનિવર્સીટીની મેટ્રીક્યુલેશનની પરીક્ષામાં પસાર થતાં આનંદાતિરેકથી હસતી તે પણ ક્યાં ખુદાઇ ફિરસ્તો નથી.

જીવનના એકેએક પ્રસંગોમાં તે હસી શકે છે. માત્ર ભારતમાતાની મુક્તિનો પ્રશ્ન તેનાં આત્માને કોરી નાખે છે. એક પત્રમાં તે લખે છે; "મારાં જીવને અથવા મારા સ્વભાવે મને જે કાંઇ બક્ષીસો આપી છે એમાં હાસ્યની નવાજેશને હું અમૂલ્ય લેખું છુ."

હાસ્યે સૌ કોઇ ઉપર વિજય મેળવે છે. બધાંય દુઃખોને ભુલાવી દે છે.

## અર્ધું અંગ:

સ્ત્રી એ પુરૂષની અર્ધાંગના છે એ વાત દેખીતી છે. બંનેની એકબીજા પ્રત્યેની શી શી ફરજો છે અને બંને કેવા સંબંધથી બંધાય છે એ દુનિયાભરમાં ચર્ચાયેલી વાત છે. આ પુસ્તક આવી ચર્ચાઓમાં ઉમેરો કરે છે. ઘણીખરી ચર્ચાઓ સામાન્ય અને અસામાન્ય પ્રસંગોપરથી લીધી છે. આ દષ્ટિથી જોતાં અમને એનું મૂલ્ય વાજબી લાગે છે.

આમાં બધી મળી બાર જૂદી જૂદી નાનીમોટી નવલિકાઓનો સંગ્રહ કરેલામાં આવ્યો છે. એમાંની " વિમાતા " નામની વાર્તા " સાહિત્ય " ના જુલાઇ અંકમાં પ્રગટ થઇ ચૂકી છે, " કાકી સમજ્યાં " અને " પતિપત્ની " માં અંગ્રેજી નવલિકાઓની ઓથ જણાય છે.

પ્રસ્તુત પુસ્તક જૂદી જૂદી જાતની ચર્ચાઓ કેટલે અંશે કરે છે તે આપણે જોઇએ. " દાતણવાળી "માં લેખકે સામાન્ય વસ્તુ પોતાના વિષય માટે લીધું છે. વાલકેશ્વર ઉપર રહેતા એક શેઠે નિર્દોષ-દાતણવાળીને ફસાવવા કેવો પ્રપંચ કર્યો એ નોંધવા લાયક છે. વાઘરી જેવી હલકા કુળની ગણાતી સ્ત્રી પણ પોતાના ધર્મને, પોતાની નીતિને, પોતાના મોભાને, પોતાના ધોરણને, અને પોતાની પ્રતિષ્ઠાને શુદ્ધ અને પવિત્ર ગણે છે. એ વાંચી વાંચક "હલકા ઉંચા" વચ્ચે ગણાતો "મોટો મતભેદ" શેમાં રહ્યો છે એ સમજી શકે છે. દાતણવાળીની "સંકટ કથા" ગરીબો પર પડતા દુઃખનો આબાદ દાખલો છે.

" હું કેમ ન પરણી "માં પુરૂષો કેટલી હદ સુધી પહોંચી શકે છે અને તેમનો પ્રેમ કેવો ક્ષણિક હોય છે એ બતાવ્યું છે. " આપણો સંબંધ પૂરો થયો. હવે કૃપા કરી પત્ર ન લખશો. " આ વાક્યમાં બધું તાત્પર્ય આવી જાય છે.

હજુ એક વધુ વાત દરેક વાતનું દષ્ટિબિન્દુ જૂદું છે એ બતાવવા લઇએ. હૃદય ઓળખ્યા વગર હૃદય જોડવાથી આવતા કરૂણ પરિણામનો " હૈયાસૂની "માં ખ્યાલ આવે છે. " પુત્રી ને ગાય જ્યાં દોરે ત્યાં જાય " એ કહેવતને અહીં સબળ ટેકો મળે છે.

" નથી પરણવું, " " ગામડાંની ગોદમાં, " " હૈયાંની ભૂખ, " વગેરે વાતો જુદા લક્ષ્યબિન્દુઓથી શોભાયમાન થઇ છે. પ્રત્યેક વાતનું આકર્ષક પાત્ર, પ્રત્યેક વાતનું વાતાવરણ, પ્રત્યેક વાતની ચર્ચા અને પ્રત્યેક વાતની ભૂખ જો સમજવા પ્રયત્નો થશે તો વાંચકોને એ જરૂર ગુજરાતના વિષયો પૂરા પાડશે.

પુસ્તકની ભાષા માટે અમારે કંઇ ખાસ કહેવાનું નથી. શૈલી સાવ સહેલી, સરળ, બાધ આડંબર વિનાની અને પ્રવાહી છે. સાધારણ અક્ષરજ્ઞાનવાળી સ્ત્રીઓ લેખકની " કડવી મીઠી" કલ્પનાઓને ઝટ સમજી શકશે........લેખકની કુદરતથી ' પોદળી 'ની જેમ આનો પ્રચાર થવા સંબંધી અમને શંકા નથી.

સાહિત્ય : સપ્ટેમ્બર

# ચોર

ગોકુળમાં ટહુકે છે મોર,
હાં રે સખી, કાળો કામણગારો ચોર.
ચોર્યાં ચોર્યાં એણે મહીનાં મટુકડાં,
છોડી મૂકયાં મારાં ઢોર,
ચોરી એણે મારી રતનઇંઢોણી,
સૂતો જગાડયો મારો મોર. હાં રે સખી.

એના તોફાનથી થાકી હું બેનડી,
ઊંઘે પડી ઘનઘોર,
જાગીને જોઉં છું આંખે બેબાકળી,
ત્યાં તો થયા છે બપોર હાં રે સખી.

સૂનું સૂનું ધામ ભણકારા વાગતા,
નક્કી આવ્યો આવ્યો ચોર,
બીધેલી બાવરી ઘરમાં ઘૂસું હું,
ઠેરઠેર કરતી ફંફોળ. હાં રે સખી.

ના રે ચોર્યાં એણે મહીના મટુકડાં,
ના રે છોડયાં મારાં ઢોર,
ના રે ચોરી મારી રતનઇંઢોણી,
ના રે જગાડયો મારો મોર. હાં રે સખી

ઉભી હું ઊંબરે મોટી મુંઝામણે,
ચોરી ગયો એ શું ચોર.
ત્યાં તો મારગડે દીઠો મેં આવતો,
એકે કર્યું ન એણે ઢોળ હાં રે સખી

એને જોયો ને લેશ હૈયું ના ઊછળ્યું,
પત્થર શું પડિયું નહોર,
ત્યારે કપટ મેં જાણ્યું એ ચોરનું,
આવ્યો કાં મધગત પહોર હાં રે સખી.

શાનો અડે એ મટકાં ઇંઢોણા,
લેવો જ્યાં માલ રસબોળ ?
માઝમ રાતની સૂની શરણાઇમા,
ચોરી માગ કાળજાની કોર. હાં રે સખી

સુન્દરમ



ઇગ્લાંડની 'બીડેલ' સ્કુલનો મોન્ટેસોરી વર્ગ

# કેટલીક શિક્ષણ સંસ્થાઓ


લેખિકા :
**શ્રીમતી સરોજબ્હેન વ્યાસ,**
( મોન્ટેસોરી ડીપ્લોમા )


યુરોપમાં મારા એક વર્ષના પર્યટન દરમિયાન કેળવણીના નવિન અખતરા કરતી કેટલીક શાળાઓ જોઇ. એ શાળાઓમાં કેવી રીતે ને કેવી જાતનું શિક્ષણ અપાય છે એ સમજવાનો આપણે પ્રયત્ન કરીએ, શકયતાઓ પ્રમાણે દેશકાળને અનુસરી કેટલુંક અમલમાં મૂકીએ, એ ઉદ્દેશે આ લખવા પ્રેરાઇ છું.

સ્પેનઃ

ત્યાંના રાજા આલ્ફોન્ઝોએ ગાદી છોડયા પછી એ રાજ્ય પ્રજાસત્તાક બન્યું નવી સત્તાએ પ્રથમ લક્ષ્ય દોડાવ્યું ત્યાંની શિક્ષણ સંસ્થાઓ તરફ. જેમ મોન્ટેસોરી, ફ્રોબેલ અને ઔદ્યોગિક સંસ્થાઓ સ્થાપી અને એનો બધો ખર્ચ ઉઠાવ્યો. સ્પેનના પ્રખ્યાત નગર બાર્સેલોનાની મોન્ટેસોરી શાળામાં તો એકેએક શિક્ષકે ડૉ. મોન્ટેસોરી પાસે તાલીમ લીધી છે.

નવી સત્તાએ વધુ સુંદર કામ તો એ કર્યું કે ત્યાંના કેટલાય રાજમહેલો અને એવાં બીજા આલિશાં મકાનોને શાળાનાં રૂપમાં ફેરવ્યાં. રાજા આલ્ફોન્ઝોના મહેલમાં કન્યાઓ માટેની હોસ્ટેલ શરૂ કરી.

આ ઉપરાંત પ્રજાને ઔદ્યોગિક શિક્ષણ વધુ પ્રમાણમાં મળી રહે એ જાતની વ્યવસ્થા ત્યાં સુંદર રીતે કરી છે. વિદ્યાર્થીઓ પોતાના

અભ્યાસમાંથી બચતાં વખતે, અને મજુરો પોતાના કામમાંથી પરવારી,ઔદ્યોગિક શિક્ષણ મેળવી શકે એ માટે આખા સ્ટેટમાં ઠેકઠેકાણે સંસ્થાઓ સ્થાપી છે. ત્યાં જુદા જુદા ઉદ્યોગોનાં પ્રાવિણ્ય મેળવેલા શિક્ષકો અને માનસશાસ્ત્રીઓ એમને પોતાને ગમતી હુન્નરકળાની તાલિમ આપે છે.

માડ્રિડ પાસે હમણાં જ એક યુનિવર્સિટિ સ્થાપી છે. તેને અંગે કેળવણીના નવા સિદ્ધાંતોને અમલમાં મૂકતી જુદી જુદી કેટલીય સંસ્થાઓ ઉભી કરી છે. એટલું જ નહિ પણ વિદ્યાર્થીઓ અને શિક્ષકોને વસવા માટે મકાનો બંધાવ્યાં છે. એ યુનિવર્સિટિ એટલા મોટા વિસ્તારમાં આવી છે કે તે જગાનું નામ ' યુનિવર્સિટિ નગર ' આપ્યું છે.

ઇટલિઃ

ડૉ. મેરિયા મોન્ટેસોરીની જન્મભૂમિ રોમ એટલે જગતભરમાં અત્યારે ખુબ ખ્યાતિ પામેલી મોન્ટેસોરી પદ્ધતિની પણ જન્મભૂમિ રોમ. માબાપોએ બાળકોને એકલાં છોડી આજીવિકા મેળવવા આખો દિવસ કારખાનાંમાં કામે જવા માંડયું એટલે બાળકોનો વિકાસ અટક્યો. ડૉ. મોન્ટેસોરીએ એ જોયું અને રખડતાં બાળકોને માટે એક શાળા સ્થાપી નવી નવી જાતના કેટલાય અખતરાઓ કર્યા અને પરિણામે મોન્ટેસોરી પદ્ધતિનો ઉદય થયો. મુંઝવતાં બાળકો પર અજમાવેલા અખતરા, એમણે બીજા બાળકો પર અજમાવ્યા અને એમાં સંતોષકારક ફતેહ મળી.

મોન્ટેસોરી પદ્ધતિ પ્રમાણેની એ પ્રથમ શાળા આજે પણ રોમમાં છે. એનું નામ ' Casa de Bombi. – બાલગૃહ. ડૉ. મોન્ટેસોરી એ શાળાનાં સંચાલક છે. આખાય યુરોપમાં સારામાં સારી સંસ્થા તરીકે એ ખુબ પ્રખ્યાત છે. સુંદર મકાનો, રમત ગમત માટેનાં મોટાં મેદાનો અને પૂરતાં સાધનો



' બીરેજ ' સ્કુલનો વાસ્તકામનો વર્ગ

વાળી એ સંસ્થામાં અઢી વર્ષથી બાર વર્ષ સુધીનાં બાળકોને મોન્ટેસોરી પદ્ધતિ પ્રમાણે શિક્ષણ અપાય છે.

ઇંગ્લેંડઃ

ઇંગ્લેંડમાં ખૂબ ખ્યાતિ પામેલી શાળાઓમાં બીડેલ શાળા અગ્રસ્થાને આવે છે ૧૮૯૩ની સાલમાં પીટર્સફીલ્ડમાં એ શાળાની સ્થાપના થઇ અને ૧૮૯૮ ની સાલથી એનાં સહશિક્ષણની યોજના થઇ. મોટા ભાગનાં બાળકો ત્યાં શાળાની હોસ્ટેલમાંજ રહે છે.

એ શાળામાં ચાર વર્ષથી ઓગણીસ વર્ષની ઉંમર સુધીનાં બાળકોને દાખલ કરવામાં આવે છે.

શાળાના કેટલાક સિદ્ધાંતો આ રહ્યાઃ

( ૧ ) સામાન્ય બાળકના શારીરિક માનસિક અને આત્મિક વિકાસ માટેનું સ્વાતંત્ર્ય.

( ૨ ) દરેક બાળકની વ્યક્તિગત જરૂરિયાતો તરફ લક્ષ.

( ૩ ) ચિત્રકળા, હાથકામ, સંગીત અને નાટયપ્રયોગો, દ્વારા દરેક બાળ ની સર્જન શક્તિનો વિકાસ.

( ૪ ) પોતે સર્જેલી સમાજના સુખ માટેનું પૂરતું ધ્યાન.

શાળાના પ્રાથમિક અને માધ્યમિક એમ બે વિભાગ પાડયા છે. શાળાની હોસ્ટેલમાં ૩ થી ૧૦ વર્ષની ઉંમરના બાળકોને દાખલ કરવામાં આવે છે. જે બાળકો માધ્યમિક શાળામાં અભ્યાસ કરવા રહેવાનાં હોય તેમને જ પ્રાથમિક શાળામાં દાખલ કરવાની પ્રથા છે અને એ રીત વિદ્યાર્થીઓનો પ્રયત્ન દીપી ઉઠે છે.

પ્રાથમિક શાળામાં મોન્ટેસોરી પદ્ધતિ પ્રમાણે શિક્ષણ અપાય છે. જ્યારે માધ્યમિક શાળામાં ડોલ્ટન પદ્ધતિથી કામ ચાલે છે.

અભ્યાસક્રમના સામાન્ય વિષયો ઉપરાંત દરેક બાળક ભરત, ગુંથણ, માટીકામ, વણાટકામ, સીવણકામ, નેતરકામ, સુતારકામ, વગેરેમાંથી એક એક પસંદ કરી લે છે. નાનાં બાળકો પોતાની જાતે નાટયપ્રયોગો ઉભા કરી ભજવે છે.

આ ઉપરાંત વધુ સુંદર વસ્તુ તો બાળકો શાળાની ચાર દિવાલોની વચ્ચે પુરાઇ રહેવાને બદલે ખુલ્લા મેદાનમાં દિવસનો ઘણો સમય વિતાવે છે.

માધ્યમિક શાળામાં ૧૦ થી ૧૮ વર્ષની ઉમરનાં બાળકો અભ્યાસ કરે છે ૧૬મા વર્ષથી એમના અભ્યાસક્રમના વિષયો તરફ ખાસ લક્ષ્ય અપાય છે. જેથી કરીને તેઓ કેમ્બ્રીજ કે ઓકસફર્ડ યુનિવરસિટિની પરિક્ષાઓ પસાર કરી શકે.

પણ યુનિવરસિટિની પરિક્ષાઓ દરેકે પસાર કરવીજ જોઇએ એવું કોઇ પણ જાતનું બંધન એ શાળામાં નથી. જે બાળકોને પરિક્ષાઓ પસાર કર્યા સિવાય પોતાને ગમતી દિશામાં પ્રવિણ્ય મેળવવું હોય તેમને માટે પણ ત્યાં પૂરતી વ્યવસ્થા રાખવામાં આવી છે.

શાળાની ખાસ ધ્યાન ખેંચે એવી બાબતોમાં:

(૧) હોકી, ક્રિકેટ, ફુટબોલ વગેરે રમતો માટે ૧૨ એકરનું મેદાન છે.

(૨) બાળકોને નહાવા માટે બધાએલું નાનું તળાવ છે.

(૩) શાળાની માલિકીનું ૧૨૦ એકર જમીનનું ડેરીફાર્મ છે જ્યાં બાળકોને ખેતીવાડીનું અને ડેરીનું કામ શીખવાનું મળે છે.

(૪) શાળામાં મોટું પુસ્તકાલય અને વાચનાલય છે.

(૫) નબળી તબિયતનાં બાળકો માટે દવાખાનું અને આરોગ્યભુવન છે.

(૬) શિક્ષકોને રહેવાને માટેની વ્યવસ્થા પણ સુંદર રીતે કરી છે.

આ ઉપરાંત શાળાની પ્રગતિમાં જુના વિદ્યાર્થીઓ ખૂબ રસ લે છે. તેઓ અવારનવાર શાળાની મુલાકાતે આવે છે અને શાળાની જરૂરિયાતો પૂરી કરવામાં મદદ કરે છે. એક એન્જીનિયર વિદ્યાર્થીએ, વિદ્યાર્થીઓ માટે એક સુંદર અને મોટું નાટયગૃહ પણ બાંધી આપ્યું છે.

આ રીતે યુરોપની જુદી જુદી શાળાઓમાં કેળવણીના અખતરા થઇ રહ્યા છે.

# સાત સાત દરિયા પારે!

વ્યોમ ચીરીને વિતલ ઉતરતી,
ચકચકતી વિજળીની રેખ;
એના ભીષણ તાંડવ-નૃત્યે,
વાદળ ગર્જી આપે ઠેક.
ઝરમર ઝરમર મેઘ ઝરે!
સરિત શરીર રોમાન્ચ કરે!

રસ્તાની મોખરે ઉભાં;
ઉંચાં ઉંચાં ગ્રથિત મકાન;
સઘળી બારીમાંથી કૂજે,
પ્રકાશનું ચોખંડું ગાન.
અટારિયે ફુલરોપ લુમે!
અંધારૂં ફુલડાંને ચુમે!

એક પછાડી એક બુઝાતા,
પ્રકાશતા વિજળીના ગોલ;
બારીનાયે પડદા ઉતરી,
આવરતા દષ્ટિનો દોલ.
સહુ ચાહે કુમળું એકાન્ત!
પ્રદીપવા જીવનને કલાન્ત!

મારે યે દીવો છે ના'નો,
બારીનો યે સરસ સમાસ;
બારીને પડદાયે છે, પણ
કોઇ નથી જે મારી પાસ,
સાત:સાત દરિયા પારે,
એ યે રડતું ચોધારે!

કૃષ્ણલાલ શ્રીધરાણી
[ ઇન્ટરનેશનલ હાઉસ, ન્યુયોર્ક ]

## પુના કે મહાલક્ષ્મીની ઘોડદોડની નહિ પણ લતાને પરણવા માટે પ્રો. રમેશે તેના પિતા સાથે શરત લગાવેલી તેની રસિક વાર્તા

રજુ કરનાર : શ્રી " અશોક "

" કુમ લતા, પછી-તારા પપાને તેં વાત કરી કે ? " રમેશે પૂછ્યું.

" ના. મને તો એમની બીક લાગે છે. શરમ મૂકીને પૂછવા જાઉં અને ના પાડી દેતો ? મારૂં અપમાન કરે તો ? " લતાએ શરમાતાં શરમાતાં કહ્યું.

" પણ એમાં એટલી ગભરાય છે શાની ? તને ખાઇ તો નહિ જાય ને ? " રમેશે ટોળ કરી.

" તમે પપાનો સ્વભાવ જાણતા નથી. એક વાર 'ના' પાડી પછી 'હા' પાડે જ નહિ અને એમ થાય તો પછી .." લતાને એ પરિસ્થિતિ ઉભી થાય તો શું થાય, એ વિચારે કમકમા આવ્યાં.

" તો, તો પછી તારી ઉમ્મર અઢાર વર્ષની થાય ત્યાંસુધી આપણે થોભવું જ પડે: છુટકો નહિ." રમેશને પણ એમ થોભવું ગમતું ન-હતું. એમ એના અવાજ પરથી સ્પષ્ટ સમજી શકાય એમ હતું. " અને તે પછીય એમની મ-રજી વિરૂદ્ધ આપણે લગ્ન કરવાં પડે " તેણે ઉમેર્યું.

"ના, ના. એમ કરીએ તે ઠીક નહિ. એમની મરજી વિરૂદ્ધ હું પરણું તો પપા કોઇ દિવસ મને માફ ન કરે. અને બાને પણ એ વાત ન ગમે. " લતાએ કહ્યું.

હેન્ગીંગ ગાર્ડનના એક બાંક પર એક યુવાન અને એક યુવતી ઉપર પ્રમાણે વાત-ચીત કરી રહ્યાં હતાં. રમેશે નાનપણથી મા-બાપ ગુમાવી દીધાં હતાં. મામાની મ્હેરબાનીથી અને જ્ઞાતિની બોર્ડીંગ હાઉસોનો લાભ લઇ તે એમ. એ. સુધી ભણ્યો હતો અને છેલ્લા બાર મહિનાથી કોલે-જમાં પ્રોફેસર ની-માયો હતો.

લતાના પિતા ચીમનલાલ માંડમાંડ મેટ્રીક પાસ થઇ એક જાણીતી એક્ષપોર્ટ-ઇમ્પોર્ટની અંગ્રેજ પેઢીમાં કલાર્ક તરીકે જોડાયા હતા. ગરી-બીમાંથી જીવનની શરૂઆત તેમણે કરી હતી. પરંતુ સાહેબને ખુશ રાખવાની કળા તેમને સારી આવડતી હતી અને તેને પરિ-ણામે તે સામાન્ય કલાર્કની પાયરીએથી ચઢીને જનરલ મેને-જરના હોદ્દા ઉપર આવ્યા હતા. મોટી રકમના પગાર ૬૫-

### આઘેરી મીટ

હૈયાં ઉતાવળાં,
બ્હાવરાં આઘે અલખમાં ઊડવાં
મારાં હૈયાં ઉતાવળાં.

પ્રાણની ગંગાના જ્યાં પડછંદા
પ્રેમના પ્રગટે જ્યાં રંગો સુનંદાઃ
પુણ્યની પ્રાણભરી પાંખે પલાણવા
મારાં હૈયાં ઉતાવળાં.

દેવનાં નયણાંના નેહ જ્યાં નમંતા
ઉરનાં ઊઘડે ઉલ્લાસ જ્યાં અનંતાઃ
સ્નેહની સુંદરતાને સોહાવવા
મારાં હૈયાં ઉતાવળાં.

આશાના ખડકો ને ઊંચે ઉછંગે
ચંદ્રના પ્રાણતેજ ઘેરા પતંગે:
તારલીની આઘેરી મીટ ઉલેચવા
મારાં હૈયાં ઉતાવળાં.

ઈન્દુલાલ ગાંધી

શાંત તેમને ખાનગી કમીશન-વેપારીઓ તરફથી-સારું મળતું. પરિણામે તેમની પાસે પાંચ પૈસાનો જીવ હતો.

તેમના લગ્ન નાનપણમાં જ થયાં હતાં. એ જમાનામાં સુધારાનો પવન વાયો ન હતો. પરિણામે તેમના પત્ની લલિતાગૌરી માંડ ત્રણ ચાર ચોપડી ગુજરાતી ભણ્યાં હતાં. પરંતુ પતિને અનુકુળ થઈને રહેવાની અને તેનું ઘર કરકસરથી ચલાવવાની તેમનામાં સારી આવડત હતી. પરિણામે બન્નેએ સુખી અને સંતોષી જીવન અત્યાર સુધી ગાળ્યું હતું.

એમના લગ્નના ફળરૂપ એક જ છોકરી-લતા અત્યારે જીવતી હતી. બીજાં છ સાત છોકરાં-છોકરી તેમને થયલાં પણ તે ઝાઝું જીવવા પામ્યા નહિ. એ બધાંના અકાલ મરણથી બન્નેના હૃદય પર કંઈક શોકની છાયા છવાયલી રહેતી, પણ "ઈશ્વરને એમ ગમ્યું તો એમ" એવો વિચાર કરી તે મન વાળીને સંતોષથી સુખી જીવન ગાળવાનો પ્રયત્ન કરતાં.

આટલાં બધાં બાળકોમાં લતાજ જીવી અને ઉછરી એટલે માતપિતા બન્નેને મન તે દીકરા કરતાંય વધારે હતી. ચીમનલાલ નવા જમાનાના સંસર્ગમાં આવ્યા હતા. અને સર્વાંશે તો નહિ પણ કેટલેક અંશે એ જમાનાના રંગે રંગાયા હતા. એમની જાતિમાં ઘણાં માબાપ પોતાના પુત્ર પુત્રીઓને ભણાવવાનો પ્રયત્ન કરતા. ચીમનલાલે પણ લતાને ભણાવવા માટે ખાસ કાળજી રાખી હતી. પંદર વર્ષની ઉમ્મરે મેટ્રીક પાસ થઈ લતા કોલેજમાં ગઈ હતી અને અત્યારે ઇન્ટમીડીએટ વર્ગમાં ભણતી હતી.

કોલેજમાં ગયા પછી તેને રમેશનો પરિચય થયો. રમેશ એજ કોલેજમાંથી બી. એ. પાસ થઈ ફેલો તરિકે કામ કરતો હતો. એના પ્રીન્સીપાલની એના ઉપર સારી મહેરબાની હતી. એવા ચબરાક અને બુદ્ધિશાળી વિદ્યાર્થીને ટેકો આપી ઉપર ચઢાવવામાં પોતે ગૌરવ માનતા. રમેશ એમ. એ. માં ફર્સ્ટ ક્લાસમાં પાસ થતાં જ રૂ. ૨૫૦) ના પગારે તેને પ્રોફેસર તરીકે તેમણે કોલેજમાં જ રાખી લીધો હતો.

કોલેજમાં રમેશ સંસ્કૃત ભાષા-સાહિત્યનો આસીસ્ટંટ-પ્રોફેસર હતો અને પ્રીવીઅસ ઇન્ટરના વર્ગોમાં ભણાવતો. અવારનવાર અભ્યાસને લગતી મુશ્કેલીઓના નિવારણ માટે લતા રમેશની પાસે જતી અને એ રીતે તેઓ એક બીજાના સહવાસમાં આવ્યાં હતાં. એ સહવાસે મૈત્રીનું રૂપ લીધું અને તેમાંથી પ્રેમ પરિણમ્યો હતો. બન્નેએ એક બીજાને પરણવાના કોલ દીધા હતા. લગ્ન જલદી થાય એવી એ બન્નેની ઇચ્છા હતી, પરંતુ ચીમનલાલને વાત કરી તેમની સંમતિ હજી લેવાઇ ન હતી, રમેશ લતાને એ માટે વારંવાર કહેતો પરંતુ લતાની હિંમત ચાલતી ન હતી.

"તો પછી એમ કરે તો ?" રમેશે બુદ્ધિ ચલાવવા માંડી.

"શું ?" લતાએ જીજ્ઞાસાથી પૂછ્યું.

"તું તારી બાને વાત કર અને તારી બા તારા બાપાને એ માટે સમજાવે એમ કર." રમેશે રસ્તો બતાવ્યો.

"પણ મને તો એમ સીધેસીધી વાત કરતાં શરમ લાગે." લતાએ જરા વિચાર કરીને કહ્યું. ચીમનલાલ અને લલિતાગૌરીના હાથ તળે એ ઉછરી હતી. ઘરનું વાતાવરણ મોટે અંશે જુના જમાનાનું હતું. દીકરીથી શરમ મુકીને પોતાના લગ્નની વાત કેમ કરાય ? લતાએ એવા પ્રકારનું વ્યક્તિ-સ્વાતંત્ર્ય હજી ભોગવ્યું ન હતું.

"એમ શરમ રાખ્યા કરીએ તો પાર કેમ આવે ? કોઇક દહાડો તો શરમ મુકવીજ પડશે ને ? હવા વગર નાગ મનની વાત



**૪૮ મી રાષ્ટ્રીય મહાસભા ( મુંબાઇ )નાં સ્વયંસેવિકા બ્હેનો**

અબ્દુલ ગફુર નગર ( વર્લી )માં સ્વયંસેવિકાઓની છાવણી શ્રી. સરોજિની નાયડુએ ખુલ્લી મૂકી હતી.

૪૮મી રાષ્ટ્રીય મહાસભાનાં સ્વયંસેવિકા બ્હેનો



શ્રી ઝીણા હોલમાં સલામી



તાલીમ લેતી વેળા

તારી બા કે બાપા કેમ જાણી શકે ?" રમેશે દલીલ કરી ફરી આગ્રહ કર્યો.

"પણ આપણે બીજો રસ્તો શોધીએ તો ? પપા ઘરમાં ન હોય તે વખતે તમે બાને મળવા આવો. હું કહીશ કે મેં મારા પ્રોફેસરને ચહા પીવા બોલાવ્યા છે." લતાએ શરમ છાંડવી ન પડે અને કામ થાય એવો રસ્તો બતાવ્યો.

"એટલે મારી મારફત કહેવડાવવું છે, એમ ને ? બડી લુચ્ચી છે !" રમેશે લતાની બાજી સમજી ટીખળ કરી.

"એ તો જેવા સાથે તેવા. હું લુચ્ચી ને તમે ચોર !" લતાએ તેવો જ જવાબ વાળ્યો.

"હું ચોર ?" રમેશે ગુસ્સે થવાનો ડોળ કરી પૂછ્યું.

"એક વાર નહિ, સાત વાર. માબાપને પૂછ્યા વિના તેમની છોકરીનું હૃદય લઈ લેવું, એ ચોરી નહિ તો બીજું શું ?" લતાએ ચોરી સિદ્ધ કરી.

"અને એ છોકરી બદલામાં મારું હૃદય ચોરી ગઈ તેનું કાંઈ નહિ ! મારે માબાપ નથી એટલે દબડાવે છે કે ?" રમેશે કહ્યું.

"હરતો ને નધણીઆતો માલ ઉપાડવામાં ચોરી શાની ?" લતાએ પોતાનો બચાવ કર્યો.

"ઠીક ભાઈ એમ ! કહે ત્યારે ક્યારે ચહા પીવા આવું ?" રમેશે આમંત્રણ માંગ્યું.

"તમને એટલી બધી ઉતાવળ છે તો પછી કાલે જ બપોરે આવો." લતાએ કહ્યું.

"જાણે મને એકલાને જ ઉતાવળ છે ! બપોરે કેટલે વાગ્યે ?" રમેશે પૂછ્યું.

"જુઓને, હું કોલેજમાંથી બે વાગ્યે છુટી થઈને ઘેર જઈશ. તમે તે પછી સાડા-ત્રણ-ચાર વાગ્યે આવો. પપા તો છ વાગ્યા પછી આવે છે એટલે આપણને બે કલાક મળશે." લતાએ કહ્યું.

[ ૨ ]

"બા ! કાલે સાંજે મારા એક પ્રોફેસરને ચહા પીવાનું આમંત્રણ મેં આપ્યું છે." લતાએ રાતના એની બાને કહ્યું.

"ભલે આવે, બેટા !" લલિતાએ કહ્યું. "કયા પ્રોફેસર આવવાના છે ? શું શીખવે છે ?" વધારામાં તેણે પૂછ્યું.

"એમનું નામ મી. રમેશચંદ્ર મનહરલાલ મહેતા." લતાએ નામ કહ્યું. નામ બોલતાં બોલતાં એના ગાલે સુરખી છવાઈ, તે લલિતાગૌરીથી છાની રહી શકી નહિ. દીકરી હવે મોટી થઈ ગઈ છે અને એના લગ્ન ઝટ કરી નાંખવા જોઈએ, એવી તેની અંતરની ઇચ્છા હતી. પરંતુ ચીમનલાલ આગળ તેનું ઝાઝું નીપજતું નહિ. ચીમનલાલ છોકરીને હજી ભણાવવા ઇચ્છતા હતા. હવેના જમાનામાં સ્ત્રીઓને આર્થિક સ્વાતંત્ર્યની જરૂર છે, એમ તે માનતા. જરૂર પડે 'બી. એ.'ની ડીગ્રી ભવિષ્યમાં કામ લાગે અને લતાને ઓશિયાળાં ન રહેવું પડે, એવી તેમની ઇચ્છા હતી.

"એ એમ. એ. થયલા છે અને કોલેજમાં અમને સંસ્કૃત શીખવે છે." લતાએ માતાના પ્રશ્નનો જવાબ આપ્યો. "આપણી નાતના જ છે !" તેણે વધારામાં ઉમેર્યું. લલિતાગૌરીનો વ્હેમ દૃઢ થયો. દીકરીએ પોતાને લાયકનું પાત્ર શોધી લીધું છે, એમ એ અનુભવી બાઈને લાગ્યું.

"સુરતવાળા પેલા મનસુખલાલના ભાણે જ તો નહિ !" લલિતાએ ખાત્રી કરવા પૂછ્યું. "એની બા ને હું તો સાથે રમેલાં !" તેણે કહ્યું.

"હા, એ જ !" લતાએ કહ્યું.

"બિચારી પ્રભા બહુ નાની ઉમ્મરે ગુજરી ગઈ. એ ને એનો વર રમેશનો બાપ—મનહરલાલ પ્લેગમાં એક અઠવાડીઆમાં ઉપરી ગયલાં. રમેશ તે વખતે માંડ ચાર વર્ષનો

હશે." લલિતાએ જુની વાતો યાદ કરવા માંડી. લતાને આ જુના ઓળખાણથી કંઇક હિમ્મત આવી.

"બહુ સારા માણસ છે!" લતાએ અભિપ્રાય આપવા માંડયો.

"ભલે, ભલે! કાલે ક્યારે આવવાના છે?" લલિતાએ પૂછયું.

"ચાર વાગ્યે" લતાએ કહ્યું.

× × ×

બીજે દિવસે બરાબર ચાર વાગ્યે રમેશ ચીમનલાલને ત્યાં પ્હોંચ્યો. લતા એની રાહ જોઇને બારીમાં જ ઉભી હતી. એને થતો તનમનાટ લલિતાગૌરી છુપી રીતે જોઇ રહ્યાં હતાં.

"આવો ભાઇ!" લલિતાએ રમેશને આવકાર આપ્યો. તેનો સોહામણો ચ્હેરો તેમને પણ ગમી ગયો. "તમને તો ખબર નહિ હોય પણ તમારી બા સાથે મારે બ્હેનપણાં હતાં. અમે નાનપણમાં સાથે રમેલાં. તમે નાના હતા ત્યારે તમને જોયલા." તેણે રમેશનો સંકોચ ટાળવા જુની વાત કહી નાંખી.

"એમ! મને તો ખબર જ નહિ!" રમેશે કહ્યું.

"જોને લતા, રામાને કહે કે નાસ્તાની રકાબીઓ લઇ આવે અને પછી ચહા તૈયાર કરે" લલિતાએ સૂચના કરી.

લતા રસોડામાં રામાને સૂચના આપવા ગઇ. લલિતાએ તે દરમિયાન રમેશના પગાર, કૌટુમ્બિક સંજોગો વગેરે જાણવાનો પ્રયત્ન કર્યો.

"કુટુમ્બમાં તો કોઇ રહ્યું નથી. નજ-દીકના સગામાં તો મારા મામા-મામી છે. તમે તો ઓળખતા હશો." રમેશે કહ્યું.

"હા. મનમુખલાલને હું સારી રીતે ઓળખું. એનું બિચારાનું ગાડું હવે કેમ ચાલે છે!" લલિતાએ પૂછ્યું.

"એવું જ. હું મારાથી બનતી મદદ કરૂં છું. મને તેમણે પેટના દીકરાની જેમ ઉછેર્યો છે, એટલે મારે પણ એટલી ફરજ તો બજાવવી જોઇએને!" રમેશે કહ્યું.

"હાસ્તો, જરૂર." લલિતાએ કહ્યું. લતા રામા પાસે નાસ્તાની રકાબીઓ ઉપડાવી આવી. ત્રણે જણાં નાસ્તો કરવા બેઠાં.

લતા ને રમેશ નાસ્તો કરતાં કરતાં એક બીજાને ઇશારાથી પૂછી રહ્યાં હતાં. લતા પૂછતી કે "તમે વાત કરી?" રમેશ પૂછતો કે "તેં નથી કરી?" આ ઇશારા લલિતાથી છાનાં ન રહ્યાં.

"શું છે?" બન્નેનો સંકોચ દૂર કરવા તેણે પૂછ્યું.

"તમે બાને વાત કરોને?" લતાએ શરમથી નીચું જોઇ રમેશને કહ્યું.

"શું વાત કરવાની છે?" લલિતાએ પૂછ્યું.

"મને વાત કરતાં સંકોચ થાય છે, પણ..." રમેશે અચકાતાં અચકાતાં કહેવા માંડયું.

"એમાં સંકોચ પામવાનું શું છે? હું બધુંય સમજી ગઇ છું. કાલે લતાએ તમને આમંત્રણ આપ્યાની વાત કરી ત્યારે જ મને વ્હેમ પડયો હતો." લલિતાએ એ બન્નેનો સંકોચ દૂર કર્યો. જાણે કરેલી ચોરી પકડાઇ ગઈ હોય તેમ બન્ને શરમાઇ ગયાં.

"પણ લતા, તારા પપા માનશે ખરા?" લલિતાએ બન્નેને અવાક બેઠેલાં જોઇને પૂછ્યું.

"તેમને મનાવવાનું કામ તમારૂં!" લતાએ માતાને શિરે બધો ભાર નાંખી દીધો.

હું પ્રયત્ન કરી જોઇશ. પણ એમના સ્વભાવમાં એક મોટી ખોડ છે. તમને એ ખબર નહિ હોય!" લલિતાએ ખાસ કરીને રમેશને ઉદ્દેશીને કહ્યું.

"શી ખોડ?" રમેશે આતુરતાથી પૂછ્યું.

"એમને લાંબા વખતથી રેસમાં જવાની આદત પડી છે. અલબત તેમણે રેસમાં ખાસ

કાંઇ ગુમાવ્યું નથી, એ વાત સાચી; પણ પણ એ એમના સ્વભાવમાં ઉતરી ગઇ છે." લલિતાએ ચીમનલાલના સ્વભાવ વિષે વિગતથી વાત કરવા માંડી. "એમનો એક સાહેબ રેસનો બહુ શોખીન હતો. તેને ખુશ રાખવા માટે એમને સાથે જવું પડતું. પછી તો એમને પોતાને પણ એનો ખુબ નાદ લાગ્યો." તેણે ઉમેર્યું.

"પણ તેથી શું? એવો નાદ તો ઘણાંને હોય છે." રમેશને બરોબર સમજણ પડી નહિ, એટલે તેણે પૂછ્યું.

"વાત એમ છે કે વાતની વાતમાં એ શરત મારે, એવો એમનો સ્વભાવ થઇ ગયો છે. મને તો બીક રહે છે કે લતાના લગ્નની બાબતમાં પણ તમારી સાથે એ શરત મારશે અને તમે હાર્યા તો તમને પછી બારણે નહિ ચઢવા દે-બીજી કાંઇ વાત જ નહિ સાંભળે!" લલિતાએ કહ્યું.

"અરે, પણ એમ તે કાંઇ હોય! આવી જીંદગીના સુખદુઃખની બાબતમાં શરત પર આધાર રાખવો કંઇ પાલવે?" રમેશને જબરી ચિંતા થઇ. તેણે દલીલ કરવા માંડી.

"એ દલીલો એમની આગળ ન ચાલે. સ્વભાવ પડયો તે કાંઇ બદલાય? એક વખત એવું બની ગયું છે, એટલે મને તો બીકજ રહે છે. લતાને તો એ વાતની ખબર પણ નથી." લલિતાએ આગલો અનુભવ અને પોતાનો ભય પ્રદર્શિત કર્યો.

"શું બની ગયું છે?" લતા અને રમેશે એક સાથે પ્રશ્ન કર્યો.

"તું તે વખતે લગ્નમાં બ્હારગામ ગઇ હતી." લતા તરફ જોઇને લલિતાએ કહ્યું "પેલા નાનાલાલનાં દીકરા રામલાલને તમે ઓળખો છો ને?" રમેશ તરફ ફરીને તેણે કહ્યું. "તમારી કોલેજમાંથી જ બી. એ. થયો છે. નાનાલાલે એને માટે લતાનું માંગું કરેલું. નાનાલાલનું કુળ નાતમાં ઉંચું ગણાય છે, તેનો તેમને મન હિસાબ ન હતો; રામલાલ બી. એ. થયો છે, તેની પણ તેમને પરવા ન હતી. તેમણે રામલાલને જોવા માટે એક દિવસ બોલાવ્યો. તે બી. એ. થઇને એક સરકારી ખાતામાં નોકરી રહ્યો હતો. પેલું ખાતું છે ને-શું એવું નામ?-સૂરજ ક્યારે ઉગશે કે આથમશે, વરસાદ કેટલો પડશે, વગેરે બાબતોની ખબર આપે છે તે." લલિતાને નામ યાદ આવતું ન હતું.

"મીટીઓરોલોજીકલ ખાતું." રમેશે કહ્યું.

"હા. એવું જ કંઇ નામ હતું." લલિતાએ કથા આગળ ચલાવી. "એમણે કહ્યું: "કાલે સુરજ પ્રકાશે તે વખતે તું અહિં આવશે તો તારે માટે વિચાર કરીશ." બિચારો બીજે દહાડે સવારમાં બરાબર ૬-૫૦ વાગ્યે આવીને હાજર થયો. આખી રાત ઉંઘ્યો પણ નહિ હોય, એમ એના ચ્હેરા ઉપરથી લાગતું હતું. સૂરજ ઉગવા માટે ગણત્રી કરી એના ખાતાએ એ વખત નક્કી કર્યો હતો. જેવો એ આવ્યો કે એમણે પૂછ્યું: 'મેં કાલે શું કહ્યું'તું?" "સુરજ પ્રકાશે ત્યારે મારે આવવું." રામલાલે કહ્યું. "બરાબર છે." એમણે કહ્યું. અને એને બારો આગલ લઇ ગયા. એના કમનસીબે તે દિવસે વાદળાં હોવાથી સૂરજ દેખાતો જ ન હતો. "સૂરજ ક્યાં પ્રકાશે છે?" એ તડુકયા. "વાદળાં થશે એ મેં ગણત્રીમાં નહિ લીધેલું. બાકી સૂરજ ઉગવાનો આજ બરાબર સમય છે." રામલાલે કહ્યું. "મેં સૂરજ ઉગવાની વાત કરી હતી. કે પ્રકાશવાની?" એમણે એને ઉધડો લીધો. "આવી બાબતોમાં ભૂલ કરો છો તે ભવિષ્યમાં શું ધોળવાના હતા?" આમ કહીને એ બિચારાને પાણીચું આપી દીધું." લલિતાએ વાત પૂરી કરી.

"એમ હોય તો ગુરૂકેલી ખરી!"

રમેશે આખી કથા સાંભળીને કહ્યું. "પણ આપણે એનો કાંઇ રસ્તો કાઢવો જોઇએ." તેણે લલિતાની સલાહ માંગી.

"રસ્તો તો બીજો શું કાઢીએ ? " સ્વભાવનું કંઇ ઓસડ થાય છે ? " લલિતાએ નિરાશ થઇને કહ્યુ.

"ઠીક, હું વિચાર કરી જોઇશ." રમેશે કહ્યું.

[ ૩ ]

રમેશે લગભગ અર્ધી રાત વિચાર કરવામાં ગાળી. ચીમનલાલને મહાત કરવા માટે એક પછી એક અનેક યોજનાઓ વિચારી જોઇ પણ એકે યોજના સફળ થાય એમ લાગ્યું નહિ. છેવટે તે એક નિશ્ચય પર આવ્યો. ચીમનલાલને શરતનો શોખ છે તો એના પ્રિય ક્ષેત્રમાંજ એને હંફાવવો જોઇએ. એ સિવાય બીજો ઉપાય ન હતો. પણ તે કેમ બને ? રમેશે હજી સુધી શરતનું મેદાન કદી જોયું ન હતું. કોઇ દિવસ મજાક–મશ્કરીમાં મિત્રો સાથે પણ એણે શરત મારી ન હતી.

પણ લતાને મેળવવી હોય તો એ મેદાનમાં ઉતર્યા વિના એનો છૂટકો ન હતો. પણ ચીમનલાલ કોઇ એવી શરત મારે જેમાં પોતે નિષ્ફળ જાય તો શું થાય ! લલિતાગૌરીના કહેવા મુજબ, એમ થાય તો ચીમનલાલ દાદ જ આપે નહિ.

તેણે કોઇક પુસ્તકમાં વાંચેલું યાદ આવ્યું. "શત્રુને મહાત કરવો હોય તો પ્રથમ આપણે જ તેના ઉપર છાપો મારવો. શત્રૂ હુમલો કરે ત્યાં સુધી રાહ જોઇને બેસી રહેવું નહિ." પણ એ છાપો કેવી રીતે મારવો ? એક જ માર્ગ હતો. કોઇ પણ બ્હાને ચીમનલાલને શરતમાં ઉતારવા. એવી શરત તેની પાસે મૂકવી જોઇએ કે જે દેખીતી સ્હેલી લાગે, પણ તેનાથી પૂરી કરી શકાય જ નહિ. એવી શું શરત મારવી ?

આ બધા વિચારો તેના મગજમાં ઘોળાતા હતા તે દરમિયાન ઘડીઆળ તેનું કામ કર્યે જતી હતી. અગીઆરના ટકોરા થયા ત્યારે તેનું ધ્યાન ખેંચાયું ન હતું; તે વખત એ વિચારમાં ખુબ મશગુલ હતો. બારના ટકોરા થયા ત્યારે એનું ધ્યાન ઘડીઆળ તરફ ગયું. 'કાલે રવિવાર છે, એટલું ઠીક છે; નહિતો ભારી પડી જાય,' તેના મનમાં થયું. 'કોઇ પણ રીતે આજે જ આ બાબતનો નીવેડો લાવવો જોઇએ.' એણે મનમાં નિશ્ચય કર્યો. એ ઘડીઆળ સામે થોડીવાર ટીકી રહ્યો.

છેવટે એને એક વિચાર સ્ફુર્યો. એ વિચાર બીજે દિવસેજ અમલમાં મૂકવાનો ઠરાવ કરી એ સૂતો.

× × ×

રવિવારનો દિવસ ઉગ્યો. રમેશ સવારમાં વ્હેલો નાહી-ધોઇને પરવારી ગયો અને ચીમનલાલના ઉપર છાપો મારવા નીકળી પડ્યો. તેમને ઘેર પહોંચ્યો ત્યારે લગભગ નવ વાગ્યા હતા. ચીમનલાલ દિવાનખાનામાં બેસીને છાપું વાંચી રહ્યા હતા. લલિતાગૌરી રસોડામાં હતાં. રવિવાર હોવાથી લતા પણ તેમને મદદ કરતી હતી.

"કેમ ભાઇ, કોનું કામ છે ? " રમેશને દિવાનખાનામાં પેસતો જોઇ ચીમનલાલે પૂછ્યું.

"આપનું જ." રમેશે જવાબ દીધો.

"મારૂં ? ચીમનલાલને આશ્ચર્ય થયું. "તમને અગાઉ મેં જોયા હોય એમ ખ્યાલમાં નથી આવતું. તમારૂં નામ શું ? " તેમણે પૂછ્યું.

"આપની વાત સાચી છે. આપણો આ પ્રથમજ પરિચય છે, અને હું ધારૂં છું કે તે જીંદગીભર ટકશે. મારૂં નામ પ્રોફેસર રમેશચન્દ્ર મહેતા." રમેશે પોતાનો પરિચય આપ્યો.

"હં. પ્રોફેસર છો ? કયી કોલેજમાં ?" ચીમનલાલને આ માણસ કંઇક વિચિત્ર લાગ્યો.

"આપની દીકરી ભણે છે તેજ કોલેજમાં. હું તેના હાથની માંગણી કરવા આવ્યો છું." રમેશે સ્પષ્ટ વાત કહી નાંખી.

ચીમનલાલ ચમકયા. "એટલે ?" તેમને લાગ્યું કે આ માણસનું ભેજું ખસી ગયું છે. શરમ મૂકી આવી રીતે સીધી માંગણી કરનાર હજી કોઇ યુવાન તેમને મળ્યો ન હતો.

"એટલે વાત એમ છે કે મારે મા બાપ નથી, એટલે માગું કરવાની ફરજ મારેજ બજાવવી પડે છે. હું આપની જ જ્ઞાતિનો છું એટલે આપને વાંધો તો ન જ હોવો જોઇએ" રમેશે પોતાની માંગણીનું સમર્થન કર્યું.

"હં. એમ ? તમારે મા બાપ નથી અને ગામમાં ઘર કે સીમમાં ખેતર પણ નહિ હોય, ખરું ને ?" ચીમનલાલ જરા તપતા હતા.

"ઘર કે ખેતરના બદલામાં મને સારો પગાર મળે છે, એટલે એ બાબતનો વાંધો રહેતો નથી. વળી લતા પણ રાજી છે." રમેશે ધડાકો કર્યો.

"એમ કે ? ચીમનલાલ ઉછળ્યા. "તમે પ્રોફેસરપણાનો લાભ લઇને મારી છોકરીને ભોળવી છે, એમને ?"

"એ બધું તો ઠીક. પણ મેં સાંભળ્યું છે કે તમને શરત મારવાનો બહુ શોખ છે !" રમેશે એમના મીજાજની દરકાર નહિ કરતાં એમનો પ્રિય વિષય છેડયો.

"તમને કોણે કહ્યું ?" ચીમનલાલે જરા ઢીલા પડતાં પૂછ્યું.

"ગમે તેણે કહ્યું, પણ એ વાત સાચી છે. હું તમારી સાથે એક શરત મારવા માંગું છું !" રમેશે કહ્યું ચીમનલાલ સાવધ થઇને શરત મૂકે તે પહેલાં જ તેમને બાંધવાનો પ્રયત્ન તેણે કર્યો.

"શરત ? શાની શરત ?" ચીમનલાલની કુતુહળતા વધી જતી હતી.

"તમે ના પાડો પછી કહું. શરત એટલી કેચમુક થય હું તમને બતાવું-તદ્દન સહેલું કામ. તમે જો તે કરી શકો તો મારે તમને ૫૦૦ રૂપીઆ આપવા અને ગુપચુપ ચાલ્યા જવું; ન કરી શકો તો અમારા લગ્ન માટે તમારે સંમતિ આપવી." રમેશે તેમની કુતુહળતા ઉત્તેજી, અને રૂપીઆ ૧૦૦-૧૦૦ ની પાંચ નોટો ટેબલ પર મૂકી.

"ભલે, ભલે, કબુલ છે." આવડો છોકરો એમને બનાવી જાય એ ઠીક ન લાગ્યું. 'ચીમનલાલે શરત મારવાની ના પાડી' એમ કોઇ જાણે એ વિચાર જ તેમને અસહ્ય હતો.

ત્યારે જુઓ, આ ઘડીઆળ છે." રમેશે ઘડીઆળ તરફ આંગળી કરી. "એના પેન્ડયુલમના ૧૦૦૦ આંટા તમે મોટેથી ગણી બતાવો. તેમ કરી શકો તો તમે જીત્યા અને હું હાર્યો. બોલો કબુલ છે ?"

"કબુલ છે." ચીમનલાલ ખુરશીમાંથી ઉઠયા. એમને થયું કે આ છોકરો કોઇ ભેજાનો ગેપ છે. આવી સ્હેલી શરત તો કોઇ પણ પાર ઉતારે. એમાં તે શું વાઘ મારવાનો હતો ? રૂપીઆ ૫૦૦ પચી જશે અને આ લપ ગુપચુપ ચાલી જશે, તે નશામાં ઘડીઆળની બરાબર સામે ઉભા રહી તેમણે પેન્ડયુલમના આંટા ગણવા માંડયા.

"એક, બે, ત્રણ ચાર,...પંદર, સોળ, સત્તર" ચીમનલાલે ગણવા માંડયું. એ એમના કાર્યમાં મશગુલ બની ગયા. રમેશ તેમને એ કાર્ય કરતા મૂકી આસ્તેથી રસોડા તરફ સરકયો.

"કેમ છો !" તેણે મા દીકરીને ઉદ્દેશીને કહ્યું.

"આવો, આવો" લલિતાએ આવકાર દીધો. "ક્યારના આવ્યા છો ?"

"હમણાં જ આવ્યો." રમેશ થોડું ક જુદું બોલ્યો. "ચીમનલાલ શેઠની તબિયત ઠીક નથી ?" તેણે પ્રશ્ન પૂછ્યો.

"ના, મઝામાં છે. કેમ પૂછવું પડયું ? એ તો એ દીવાનખાનામાં બેઠા બેઠા છાપું વાંચે." લલિતાએ કહ્યું.

" હું હમણાં જ દીવાનખાનામાં ડોકીઉં કરીને આવ્યો. એમનું મગજ ઠેકાણે હોય એમ નથી લાગતું. ઘડીઆળ સામે ઉભા રહીને કંઇક બડબડાટ કરે છે. મેં ત્રણ વાર બુમ પાડી પણ જવાબ ન આપ્યો. " રમેશે કહ્યું.

" હેં, એ વળી શું ? " મા-દીકરીને બન્નેને ચિંતા થઇ. રસોડાનું કામ પડતું મુકી બન્ને દીવાનખાનામાં આવ્યાં. રમેશ પણ તેમની પાછળ આવ્યો.

" ત્રણસો દસ, ત્રણસો અગીઆર, ત્રણસો બાર .." ચીમનલાલની ગણત્રી ચાલુ હતી.

" પપા, પપા, શું કરો છો ?" લતાએ ગભરાઇને તેમને પૂછ્યું. લલિતા પણ તેમની પાસે ગઇ. " આ શું કરો છો ? " તેણે પણ પૂછ્યું. આવી સ્થિતિ તેમણે કદી જોઇ ન હતી.

પરંતુ ચીમનલાલે તેમને જવાબ આપવાની દરકાર ન કરી, કે નતો તેમની સામે જોયું." ત્રણસો ઓગણચાલીસ, ત્રણસો ચાલીસ, ત્રણસો એકતાલીસ..." એમની ગણત્રી ચાલુજ રહી. કંઇક ખીજવાટના ચિન્હ તેમના મુખ પર જણાતા હતાં. એક હાથ ઘડીઆળ સામે ઉંચો કરેલો હતો.

મા દીકરી બન્ને મુંઝાયા. જરૂર એમનું મગજ ચસકી ગયું હતું. કોઇ પણ ઉપાયે એમને શાન્ત કરીને સુવડાવી દેવા જોઇએ. લલિતાએ તેમનો હાથ નીચે કરવાનો પ્રયત્ન કર્યો, પણ તેમણે ઝટકો મારી હાથ છોડવી દીધો અને ગણત્રી ચાલુ રાખીઃ " ત્રણસો પાંસઠ, ત્રણસો છાસઠ, ત્રણસો સડસઠ..."

શું કરવું તે મા દીકરીને સમજાયું નહિ. લગભગ ૫૦ વર્ષની ઉમ્મરમાં ચીમનલાલે આવાં ચિન્હ કદી બતાવ્યાં ન હતાં. ચસકેલા મગજના માણસ સાથે કેમ કામ લેવું, તેની લલિતાને કે લતાને ખબર ન હતી. બન્ને જણાં લગભગ રડવા જેવાં થઇ ગયાં." પપા, ઓ પપા ! " લતાએ રડમસ અવાજે કહ્યું. " જમવાનો વખત થયો, ચાલોને ! "

ચીમનલાલે તેના તરફ સહેજ નજર નાંખી અને પાછી ઘડીઆળ પર આંખો સ્થિર કરી અને ગણત્રી ચાલુ રાખીઃ " ચારસો તેર, ચારસો ચૌદ, ચારસો પંદર..."

બન્નેની ધીરજની હદ આવી ગઇ. કોઇ પણ ઉપાયે એમને સુવડાવી દેવા જોઇએ. ' ઘડીઆળ પાસેથી એમને ખસેડી લેવાય તો જ એ શાંત પડે ' એમ બન્નેને લાગ્યું. બન્ને જણાં તેમની સામે આવીને ઉભા અને તેમને બાથમાં પકડી ઘસવા માંડયા. ચીમનલાલે એ બાથમાંથી છુટવા અનેક ફાંફા માર્યા; તેમની ગણત્રી ચાલુ રાખવા પ્રયત્ન કર્યોઃ " ચારસો એકાવન, ચારસો બાવન..." એમની ગણત્રી ત્યાંજ અટકી. બન્ને મા દીકરીએ તેમને બળ કરીને ઘસડયા-લગભગ ઉંચકી લીધા અને આરામ ખુરશીમાં-સુવાડી દીધા.

" અરે, મુરખાઓ. મારી બધી બાજી બગાડી દીધી. " ચીમનલાલ બબડયા. એકાએક તેમને ડાહ્યા થયલા જોઇ મા-દીકરીને અજાયબી લાગી.

" શાની બાજી ? " લલિતાએ આશ્ચર્યથી પૂછ્યું.

" અમે શરત મારી હતી. " ચીમનલાલે રમેશ તરફ આંગળી બતાવીને કહ્યું. ચીમનલાલની ચિંતામાં બન્ને જણાં રમેશનું અસ્તિત્વ ભૂલીજ ગયાં હતાં. તે સ્મિત કરતો એક બાજુ ઉભો હતો. લલિતાને આગલા દિવસની વાતો યાદ આવી.

" ઠીક ભાઇ, તું જીત્યો. " ચીમનલાલે પોતાની હાર કબુલી લીધી. " તારી વાત મારે કબુલ રાખવીજ જોઇએ. "

લતા શરમથી નીચું જોઇ ગઇ. લલિતાએ પણ આડું જોયું. બન્ને મા-દીકરી અજાણપણે રમેશના મદદગાર બન્યાં હતાં...




# પ્રસૂતિ સમયે સ્ત્રીઓને અન્યાય

લેખકઃ

ડૉ. અમૃતલાલ હ પટેલ,
ડી. પી. એચ.
હેલ્થ ઑફીસર, સુરત.

હવે આપણે સ્ત્રીઓને પ્રસુતિ સમયે શું શું અન્યાય થાય છે તે જોઈશું. હિંદુસ્તાનમાં પ્રસુતિની પ્રથા કેવી છે તે સર્વ કોઈ જાણે છે. હિંદુ લોકો માને છે કે પ્રસુતિને અને અપવિત્રતા અને અસ્વચ્છતાને કાંઈક ગાઢો સંબંધ છે હિંદુ સ્ત્રીની સુવાવડ સાધારણ રીતે તેના માબાપને ત્યાં થાય છે. મને કમને મોટી કરી પરણાવી દીધેલી છોકરી પ્રસુતિ માટે જ્યારે મા બાપને ઘરે જાય છે ત્યારે તેને કેવો આવકાર મળે છે, તે સર્વ કોઈ જાણે છે. લોકલાજની ખાતર માબાપો પ્રસુતિ સમયે પુત્રીને પોતાના ઘરે આમંત્રણ આપવાના ફરજ સ્વીકારે છે; પરંતુ તેમના અંતરમાં શું લાગણીઓ પેદા થાય છે તેનું વર્ણન કરવાની જરૂર નથી. થોડાક વરસોથી સ્ત્રીની પ્રસુતિની ગોઠવણ પતિના ઘરે પણ કરવાનો રીવાજ પડ્યો છે, પરંતુ તેમાં સ્ત્રીના લાભમાં કાંઈ જાણવા જેવો વધારો થયો નથી. પ્રસુતિ માટે ઘરની અંધારી ઓરડી પસંદ કરવામાં આવે છે. પ્રસુતિ સમયે વાપરવા માટે ઉતરેલા અને ઘણી વખત અસ્વચ્છ કપડાંનો ઉપયોગ કરવામાં આવે છે. પ્રસુતિની અંધારી ઓરડીને પણ જે કાંઈ હવા અને પ્રકાશ મળવાના થોડા સાધનો હોય છે તેને પણ ચીંથરા કે ગુણપાટ બાંધી બંધ કરવામાં આવે છે. પ્રસુતિ સમયે મદદ માટે દાયણને બોલાવવામાં આવે છે. આ દાયણ કેવા જુના વિચારની, વહેમી, ગંદી અને અણઘડ હોય છે તેના ઉપર હવે તો બાળહિત સંસ્થાઓએ પુસ્તકો પ્રસિદ્ધ કર્યાં છે અને તેમના જીવનની સીનેમાની ફીલ્મો ઉતારવામાં આવી છે. આ દેશમાં પ્રસુતિ સમયમાં સ્ત્રીઓના જે મોટા પ્રમાણમાં મરણ થાય છે તેટલા મરણ સુધરેલા દેશોમાં થતા નથી. સુવાવડમાં સાગ્ર પડતા રોગોની સંખ્યા આ દેશમાં જેટલી છે તેટલી સુધરેલા દેશોમાં નથી. જન્મ વખતે અથવા જન્મ પછી થોડા જ સમયના બાળકોનાં મરણ આ દેશમાં બહુ મોટા પ્રમાણમાં થાય છે. જન્મતા અગાઉજ મરણ પામેલા બાળકોની સંખ્યા પણ આ દેશમાં બહુ વધારે છે. આ બધા મરણોનું મુખ્ય કારણ આ દેશની પ્રસુતિની ભયકર પદ્ધતિ અને આ દેશની દાયણો છે.

આ દેશમાં પ્રસુતિ દરમ્યાન દર હજાર

સ્ત્રીઓએ જેટલા મૃત્યુ થાય છે તેટલા મૃત્યુ યુરોપમાં કોલસાની ;ખાણમાં કામ કરનાર મજુરોમાં પણ થતા નથી. દુનિયામાં અનેક જોખમકારક ધંધાઓ છે જેવા કે ખાણોમાં કામ કરવાનો કારખાનામાં કામ કરવાનો, ઝેરી પદાર્થો બનાવવાના કારખાનામાં કામ કરવાનો ધંધો, લશ્કરી ધંધો. વહાણોમાં કામ કરવાનો ધંધો, વગેરે. પરંતુ આ ધંધામાં કામ કરનારા મનુષ્યોમાં, તેમના ધંધામાં થતા અકસ્માતને અંગે અથવા તેમના ધંધાને અંગે તેમની થતી શારિરીક હાનીને લીધે જે મરણો થાય થાય છે તે બધાંના કરતા આ દેશમાં પ્રસુતિમાં થતા સ્ત્રીઓના મરણની સંખ્યાનું સરેરાસ પ્રમાણ વધારે આવે છે. ।

પુરૂષવર્ગે આ આફતમાંથી આપણા સ્ત્રીવર્ગ અને બાળકોને બચાવવા શું પગલાં લીધા છે તેનું અવલોકન કરવું અસ્થાને નહિ ગણાય.

આ દેશમાં સ્ત્રીઓનું શારિરીક રક્ષણ કરવા માટે જુજ સંસ્થાઓ છે. યુરોપનું અનુકરણ કરીને આ દેશમાં સ્ત્રીઓ માટે હોસ્પીટલો ખુલવા માંડી છે, પરંતુ તે એટલી બધી જુજ પ્રમાણમાં છે કે આ દેશની સ્ત્રીઓના પાંચ ટકાને જ તેનો લાભ મળે છે. સ્ત્રીઓ માટે હોસ્પીટલો અને પ્રસુતિગૃહો ફક્ત મોટા શહેરોમાંજ હોય છે. ગામડામાં વસતી ૭૦ ટકા જેટલી સ્ત્રીઓના ભાગ્યમાં આ સંસ્થાઓનો લાભ લેવાનું સર્જાયું નથી અને મોટા શહેરોમાં પણ ૧૫ થી ૨૦ ટકા જેટલીજ સ્ત્રીઓ આ સંસ્થાનો લાભ લઇ શકે છે. વળી કહેવાતી ઉંચ્ચા હિંદુ કોમની સ્ત્રીઓ માટે પ્રસુતિગૃહો ખોલવામાં આવ્યા છે. તેમાં અસ્પર્શ્ય વર્ગની સ્ત્રીઓને દાખલ કરવામાં આવતી નથી.

આ ઉપરથી જોઇ શકાશે કે પ્રસુતિ કે જેમાં સ્ત્રીઓના જીવન અને મરણનો સવાલ ઉભો હોય છે તે પ્રસંગમાં જોઇતી ડોક્ટરી મદદ આ દેશની સ્ત્રીઓને બહુ નજીવા પ્રમાણમાં મળે છે. કદાચ પુરૂષો પર આવી કોઇ જાત આફત જીવનમાં અમુક અમુક વર્ષો બાદ આ[illegible] કરતી હોત તો તેનું નિવારણ કરવા મ[illegible] અનેક સંસ્થાઓ સ્થપાઇ હોત અને તેમ શારિરીક દુઃખો ઓછા કરવા અનેક શોધખો[illegible] પણ થઇ હોત !

આ દેશમાં સૈકાઓથી સ્ત્રીઓ કેળવણી[illegible] પછાત છે. જીવનના અનેક ક્ષેત્રોમાં પુરૂ[illegible] જેટલા હક્ક સ્ત્રીઓને નથી. આમ થવાથી [illegible] દેશની સ્ત્રીઓ પોતાના હક્કનું પ્રતિપાદન કર[illegible] માટે શકિતવાન નથી.

આ દેશમાં જેટલી કન્યા કેળવણીની જરૂ[illegible] છે તેના કરતાં પણ વધારે સ્ત્રીઓની શારિરી[illegible] સ્થિતિનું રક્ષણ કરવાની જરૂર છે. અયોગ્ય રીતે પ્રસુતિ સમયે માવજત થવાથી સ્ત્રીઓને અનેક જીવલેણ રોગો લાગુ પડે છે. પ્રસુતિમાંથી, ક્ષયરોગ, સુવારોગ, પાંડુરોગ વગેરે ભયંકર વ્યાધિઓ સ્ત્રીઓને વારસામાં મળે છે. આની સીધી અસર આપણા બાળકો પર થાય છે અને આને લીધે આપણી ભવિષ્યની પ્રજા દિન પ્રતિદિન નબળી પડતી જશે. આમ થવાથી દેશને પારાવાર નુકસાન થાય છે.

આ સ્થિતિ સુધારવા માટે આપણે આપણી મનોદશા ફેરવવી પડશે. આપણા સામાજીક રીતરીવાજો સામે બળવો કરવો પડશે અને આપણા કાયદામાં પણ ફેરફાર કરવો પડશે.

સ્ત્રી અને પુરૂષ પ્રત્યે, રાજ્ય, સમાજ અને ધર્મની સમાન દૃષ્ટિ હોવી જોઇએ. આપણા કમનશીબે આપણા ધર્મશાસ્ત્રોમાં પણ સ્ત્રીઓને દરેક બાબતમાં અન્યાય કરવા માટે પુરતું લખાણ છે. પરમાત્માની દૃષ્ટિમાં સ્ત્રી અને પુરૂષ બન્ને સમાન છે તો ધર્મશાસ્ત્રો તેથી વિરૂદ્ધ કેમ જઇ શકે ?

## ટાઉન હોલના કલા-પ્રદર્શનમાં સ્ત્રીઓની કલા



સુવર્ણચન્દ્રક મેળવનાર
**મીસ ઍન્જેલા ત્રીન્દાદનું ચિત્ર**



રૌપ્યચન્દ્રક મેળવનાર
**મીસ આલુ મુકાદમનુ ચિત્ર**



રૌપ્યચન્દ્રક મેળવનાર
**મીસ મનોરમા દેસાઇનો ફોટોગ્રાફ**



સૌ. કમલા જવાહરલાલ નેહરૂ
[ ભોવાલી સેનેટોરીઅમમાં લઇ જતી વખત ]

પશ્ચિમના દેશો આજકાલ અનેક રીતે ઉન્નતિ કરી રહ્યાં છે તેનું મૂળ કારણ જોઇએ તો માલુમ પડશે કે ત્યાંની સ્ત્રીઓને રાજ્ય, ધર્મ અને સમાજ પુરૂષો જેટલા સમાન હક આપે છે. આમ થવાથી સ્ત્રી અને પુરૂષ વર્ગના સંયુક્ત બળ અને સહકારથી તે દેશો આગળ વધતા જાય છે.

આપણા દેશમાં સ્ત્રીઓને થતા અન્યાયની પરંપરા તેના જન્મથી શરૂ થાય છે. છોકરીઓને છોકરાઓથી જુદી કેળવણી આપવામાં અમુક લાભ જરૂર હશે છતાં એટલું તો ચોક્કસ છે કે તેમ કરવાથી આપણે નાનપણથી જ કન્યાઓની મનોવૃત્તિ દાબી દઇએ છીએ અને તેમને માટે જુદું અને સંકુચિત ક્ષેત્ર ઉભું કરીયે છીએ એટલું જ નહિ. પણ તેમના મન પર એવી છાપ પાડીએ છીએ કે તેમને પુરૂષો સાથે કોઇ પણ બાબતમાં હરિફાઇ કરવાની છેજ નહિ. પશ્ચિમના દેશોમાં છોકરાઓની સાથે એકજ ક્લાસમાં ભણતી નાજુક કન્યાને પણ પુરૂષવર્ગ સાથે હરિફાઇ કરવાનું મન થાય છે અને આવી હરીફાઇ કરવાના યત્નમાં તેને ઉત્તેજન મળે છે અને આવી હરીફાઇ કરવાનો અવકાશ મળવાથી તેઓ પુરૂષજાતિએ અત્યાર સુધી ઇજારે રાખેલા અનેક ક્ષેત્રોમાં ઝળકી ઉઠી છે. યુરોપ અને અમેરીકામાં એવો કોઇ પણ ધંધો નથી કે જેમાં સ્ત્રીઓ પુરૂષોની બરાબરી ન કરતી હોય. એ વાત ખરી છે કે સ્ત્રીઓના કુદરતી રીતે નાજુક બાંધાને લીધે તેમને લશ્કરમાં દાખલ કરવામાં નથી આવતી. તેમાં પણ ઝડપી ફેરફાર થતો જાય છે. હાલના વિજ્ઞાનના જમાનામાં લડાઇ શારિરીક બળથી થતી નથી પણ યંત્રની મદદથી થાય છે. વિમાનની મુસાફરીમાં તો કેટલીક સ્ત્રીઓએ પુરૂષો કરતાં પણ વધારે સાહસ કરેલ છે અને હવે યુરોપ અને અમેરીકામાં વિમાની ખાતામાં સ્ત્રીઓને જગ્યાઓ મળવા લાગી છે.

સ્ત્રીઓનો કુદરતી કોમળ સ્વભાવ અને ધીરજના જે ગુણો છે તેને લીધે તેઓ બાળશિક્ષણ માટે વધારે યોગ્ય ગણાય છે અને પશ્ચિમના દરેક દેશમાં પ્રાથમિક શાળાઓમાં શિક્ષિકા તરીકે સાધારણ રીતે સ્ત્રીઓજ હોય છે. આપણા દેશમાં પણ જો આવું અનુકરણ કરવામાં આવે તો સ્ત્રીઓ માટે એક વિશાળ ક્ષેત્ર મળે અને તેઓ દેશની ઉન્નતિ કરવામાં ઘણી સારી રીતે સહાયભૂત થાય.

છેવટમાં એટલું લખવું જરૂરી છે કે આપણા દેશમાં થતી દરેક પ્રસુતિ માટે પુરતી ગોઠવણ કરવાની સમાજની ફરજ છે. મોટા શહેરોમાં વધારે સંખ્યામાં પ્રસુતિગૃહો ખોલાવા જોઇએ અને શહેરના જુદા જુદા ભાગોમાં બાળહિત સંસ્થાઓ ખોલવી જોઇએ. જીલ્લાના અને તાલુકાના દરેક શહેરમાં આવીજ ગોઠવણ થવી જોઇએ. નાના ગામડામાં કે જ્યાં દરેક ગામડે પ્રસુતિગૃહ ખોલવા આર્થિક દ્રષ્ટિએ અશક્ય છે ત્યાં એક કેળવાયલી મીડવાઇફ રાખવા જોઇએ. અત્યારે મોટા શહેરમાં જે બાળરાપ્તાહો ઉજવવામાં આવે છે તેની ખરી જરૂર તો ગામડાઓમાં છે

આપણા દેશમાં કહેવાતા ધાર્મિક કાર્યો માટે જેટલા રૂપીઆ ખરચાય છે તેનો એક સતાંશ ભાગ પણ જો પ્રસુતિગૃહો અને બાળહિત સંસ્થાઓ પાછળ ખર્ચવામાં આવે તો દશ વરસમાં આ દેશમાં અવનવા ફેરફારો આપણે જોઇ શકશું.

# શાને લીધા છે હો શ્યામ!

લેખક :
શ્રી. પ્રસાદ

**મા**રા જીવનનો સૌથી રમુજી કીસ્સો હું મયદાને જંગમાંથી બહાદુરીથી કેવી રીતે પાછો હઠયો તે વિષે છે." સુધીર બોલ્યો. "તમે કહો તો વારી પ્રમાણે હવે હું શરૂ કરૂં."

"જેને બંધુકડી જ પકડતાં ના આવડતી હોય, તે મયદાને-જંગમાં જઇજ કેવી રીતે શકે ?" અમથાભાઇ બોલ્યા. "સુધીરભાઇ ખુદાને ખાતર એવાં ગુલબાંનો ફેંકયા કરતાં તમારા જીવનનો કોઇ બીજો રમુજી કીસ્સો સુણાવો."

સુધીર હસ્યો.

"દારૂગોળા અને તોપોના જંગનો આ કીસ્સો નથી, અમથાભાઇ ! આ તો કોકિલા સાથે મારે થયેલા એક છમકલાની વાત છે !"

"ત્યારે થવા દો !" અમથાભાઇ બોચર્યા. સુધીરે જરા ટટાર બેસીને શરૂ કર્યું:

"વાત જાણે એમ બની કે એક દિવસ નજીવી બાબતમાં મારે કોકિલા સાથે ચકમક ઝરી. વાતમાં કંઇજ માલ નહોતો, પણ વાતમાંથી વતેસર થઇ ગયું અને મામલાએ ગંભીર રૂપ પકડયું. વાત એટલે સુધી વધી કે તેણે મેડા ઉપર સગડી લઇ જઇ પોતાને એકલીને માટે જુદું રાંધવાનો નિશ્ચય કર્યો અને સેવકે પણ નીચે રસોડામાં પોતાનાં જુદાં તપેલાં ચઢાવવાની તજવીજ કરી ! આગલી રાતે આમ સૌ સૌનાં "જુદાં ઘર માંડવાની" એક બીજાને તાકીદ અપાઇ ગયા પછી બીજે દિવસે બંધ આઠ વાગે જાગ્યા !

મેં જોયું તો કોકિલા ન્હાઇ ધોઇને મોટારી પાસે ચહા પીતી દેખાઇ ! રોજ તો ઉઠતાંની સાથે ચહાનો પ્યાલો તૈયાર મળતો પણ આજે તો તેવો સંભવ જ ન હતો, એટલે આપણે તો દાતણનો ડૂચો મોઢામાં નાખી સ્ટવ સળગાવવા માંડયો અને ચહા મૂકવાની તૈયારી કરવા માંડી.

સ્ટવ સળગાવતાં તો ઝાઝી તકલીફ નડી નહિ, એટલે તેના ઉપર ચહાનું પાણી મૂકી દઇ મેં પાણીનો બંબો સળગાવવા માટે કાકડી કરીને તેમાં મૂકી, કાકડીમાં દીવાસળી ચાંપી સ્ટવ તરફ જોયું તો પાણી ઉકળતું હતું, એટલે ત્યાંથી પાછો સ્ટવ પાસે ધસ્યો અને પાણીમાં ખાંડ ચહા વિગેરે નાખ્યું. આ બાજુ કાકડી છૂક દેતીને હોલવાઇ ગઇ ! હવે જ મારી ગભરામણની શરૂઆત ધીમે ધીમે થઇ. દાઝમાં ને દાઝમાં મેં શીશામાં વધેલું ગ્યાસતેલ કોલસા ઉપર ઢાલવી નાખ્યું અને દીવાસળી ચાંપી. અલબત્ત, તરતજ ભભક દઇને એક મોટો ભડકો તો થયો, પણ કોલસા બધા સળગવા લાગ્યા. મારી પોતાની જ બુદ્ધિ ઉપર આફરીન થતો હું અંગુઠા અને આંગળી વચ્ચે હડપચીને પકડીને આ ક્રિયા જોયા કરતો હતો, તેવામાં સ્ટવ તરફથી છમછમ છમ્ અવાજ આવ્યો અને ચહા બધી ઉભરાઇ ગઇ ! સ્ટવ પણ હોલવાઇ ગયો ! એક છલંગ મારી હું સ્ટવ પાસે પહોંચ્યો અને ચાવી ખોલી નાખી, પણ ચહા તો અડધો અડધ ઉભરાઇ ગઇ હતી. છેવટે જે વધી હતી તે પ્યાલામાં ગાળીને મેં ચોકમાં જ

પાટલો નાંખી એ ઉષ્ણોદકનું પાન કરવા માંડયું.

કોકિલા ચોકની બારી પાસે બેઠી બેઠી બધો તાલ જોતી હતી. મારી આ દોડધામ જોઇ તેના મુખ ઉપર વિજયી સ્મિત ફરકી રહ્યું: "કેમ કઇસી બજાઇ!" એવું જાણે કહેવા માગતી ન હોય તેમ તેનું મોંઢુ હસું હસું થઇ રહ્યું! ગમે તેમ પણ છેવટે ચહા તો બ ણીને, એટલે હું પણ પરાણે હસતું મોઢું રાખી ચહાના ઘુંટડા ગળતો હતો!

ચહા પીવાઇ રહી એટલે મેં તો બારણું વાસી કછોટો મારી પ્યાલા રકાબી અને તપેલી માંજી નાખ્યાં. જો કે મન તો કચવાયું, પણ આદર્યું એટલે અધુરું મૂકાય તેમ ન હતું. એ તો હવે પાર પાડયે જ છૂટકો હતો. વાસણો ધસી નાખી મેં નહાવાની તૈયારી કરવા માંડી. રૂમાલ તથા ધોતીયું ખીંટીએ મૂકી મે ચોકડીમાં પાટલો નાખ્યો, અને ડોલ લઇ જઇ બંબા આગળ મૂકી બંબાની ચકલી ખોલી તો ઓજ્જા—!"

"શું, તમે દાઝયા?" રમણે પૂછ્યું.

"ના, ભાઇ ના. બંબામાં પાણીનું ટીપું જ મળે નહિ ત્યાં દાઝવાની વાત કેવી? બંબામાં પાણી છે કે નહિ તે જોયા વિનાજ મેં તો બંબાને ધીકાવી માર્યો!"

શ્રોતાઓમાં હાસ્ય ફેલાઇ ગયું. થોડીવારે રમણે પ્રશ્ન કર્યો:

"પછી તે દિવસે નાહ્યા-ખરા કે પછી સોલ્જર બાથ" લઇ લીધું?"

"ના—હાયો તો ખરો. પણ કલાક નકામા મોડી થયું પડયું એટલું જ. નાહીને ધોતીયું ધાઇ સુકવી દીધું, એટલામાં સાડા નવ તો થઇ ગયા. બાકી રહેલા એક કલાકમાં અન્નકૂટનો થાળ પૂરાય એમ મને લાગ્યું નહિ, એટલે આપણે તો પૂરીઓજ તળી નાખવાનો વિચાર કર્યો જીંદગીમાં પૂરીઓ પણ કદી કરેલી નહિ, ત્યાં અન્નકૂટનો થાળ પૂરવાની આવડત જોઇએ ને!

બંબામાંના દેવતા સઘડીમાં નાંખી મેં તેના ઉપર પેણી ચઢાવી દીધી અને ઘીની બરણીમાંથી ઘી તેમાં ઢાલવી નાખ્યું. કોકિલા બધી વસ્તુઓ રસોડામાં જ રાખતી એટલે દરેક ચીજ ખોળવાની બહુ તકલીફ પડતી નહિ. દેવતા તો સળગતો જ હતો એટલે ઘી તો કડકડવા માંડયું. મેં ઝટ ઝટ થાળીમાં લોટ કાઢી તેમાં પાણી રેડી લોટ બાંધવા માંડયો. પણ "કીસ્મત કી કમનસીબી ફરીઆદ કયા કરે" એ મુજબ પાણી જ ખૂબ પડી ગયું, એટલે લોટ તો લૈડકા જેવો થઈ ગયો! છેવટે ડબામાંથી બીજો વધારે લોટ થાળીમાં ઝીકી મેં જેમ તેમ લોટ બાંધ્યો અને પૂરીઓ વણવા માંડી.

કોકિલાની પૂરીઓને ઘણીએ વાર મેં જાતજાતની ઉપમાઓ આપી હતી. તેની પૂરી પોતાનો ગોળાકાર જરાક પણ ચુકે તો હું ટીકા કરવાનું ચૂકતો નહિ. આજે જ મને ખબર પડી કે પૂરી વણવી એ કંઇ સાધારણ કાર્ય નથી. મારી વણેલી પૂરીઓ કોઇ પીપળાના પાનના આકારની, કોઇ છ ખૂણીઆ, કોઇ આઠ ખૂણીઆ તો કોઇ લંબચોરસ હતી! ટુંકામાં ભૂમિતિની ઘણી ખરી આકૃતિઓ એ પૂરીઓમાં દૃષ્ટિગોચર થતી હતી! પંદર વીસ પૂરી વણીને હું કંટાળ્યો. એક વખત તો કકડતા ઘીનો છાંટો ઉડયો અને મારા હાથ ઉપર તરતજ લીલી દ્રાક્ષ જેવડો ફોલ્લો ઉઠયો

છેવટે કંટાળીને મેં પેણી ઉતારી નાખી. એટલી પૂરીઓ મારે માટે બસ હતી, એટલે પેલા છાપાવાળાઓ "વધુ આવતે અંકે" લખે છે તેમ મેં પણ થાળીમાં પડેલો લોટનો નાનકડો પર્વત "વધુ આવતી વખતે" કરીને

## ફૂલછાબ

ફૂલે ભરી હો ! ફૂલે ભરી
ફૂલછાબ આજ મારી ફૂલે ભરી હો !

સરિતાને કાંઠડે ને સાગરની પાળે,
ધરતીની પારે ને આભ કેરી ડાળે,
ફૂલડાં ફોરે જે દિવસે ને રાતે,
ઠ્યારી મારી તેણે ગ્હેકી રહી,
ફૂલછાબ આજ મારી ફૂલ ભરી હો !

કોકિલાની કીકીએ હહેરે જે સોણલાં,
રજનીની સુંદડીએ ઝૂલે જે હીરલા,
ચંદાની પાંપણે ખીલે જે ફૂલડાં
આવ્યાં છાનાં ફૂલછાબે ઝરી !
ફૂલછાબ આજ મારી ફૂલે ભરી હો !

જીવનનાં તેજ ને મૃત્યુની છાયા,
સ્નેહની સુધા ને આંસુડાંની ધારા,
ગૂંથ્યો ગૂંથ્યો એ ફૂલડાંની માળા !
ગૂંથી માળા ને ફૂલ વીણ્યાં ફરી !
ફૂલછાબ આજ મારી ફૂલે ભરી !

સ્નેહરશ્મિ

---

તે દિવસે કઢી બનાવી કોકિલાનો તોર ઉતારવાનો. હોવાથી મારો પગ જરા જોરમાં હતો. કઢી સાથે ભાત અને વાલની છુટ્ટી દાળ બનાવવાનો મેં વિચાર રાખ્યો હતો. સાચું કહું તો આમાંની એક પણ ચીજ મને આવડતી ન હતી છતાં જરા અક્કલથી કામ લઇ હાંક્યે રાખવાનો વિચાર કર્યો હતો. બાકી જીંદગીમાં પહેલીજવાર મેં કડછી પકડી હતી, તે મારાં અને કડછીનાં સદ્‌ભાગ્યજને.

એક બાજુ ઉપર ભાત ઓરી મેં દહીંનું વાસણ તપાસ્યું, પણ ત્યાં અકર્મીના પડીઆ કાંણા ...નો દોષ કોને દેવો ? દહીં જરાય ઝામ્યું ન હતું, એટલે તે ફેંકી દીધું, અને પાડોશીના છોકરાને બે પૈસા આપી દહીં લેવા દોડાવ્યો. બીજી સગડી ખાલી બળતી હતી એટલે તેમાં વાલની દાળ ઓરી દીધી

કઢીમાં ચણાનો લોટ નાખવાનો હોય છે એવી તો મને સાધારણ ખબર હતી જ, એટલે દહીં આવ્યું કે તરત તેને ભાગી નાખી તેમાં પાણી રેડી મેં ભાત ઉતારી તે સગડી ઉપર ચઢાવી દીધું, અને તરતજ ચણાનો લોટ તેમાં નાખી દીધો. લોટના ગઠ્ઠા રહી ના જાય માટે કડછી વડે અચ્છી તરેહથી હલાવ્યું પણ ખરું.

આ બાજુ દાળનો દાણો જરા દાબી જોયો તો તે પણ કમબખત એવોને એવોજ સખત ! કદાચ દાળ નહિ ચઢે તો ? આ ખ્યાલે મને કંપારી આવી ગઇ. મેં તેમાં બીજું પાણી ઝીંક્યું અને ઉતારી મૂકેલા ભાતની ખબર લીધી.

ભાતને સગડી ઉપર મૂક્યે વાર તો થયેલી એટલે તે ચઢીને તૈયાર થઇને રહ્યો હશે એમ ધારી મેં ઉતારી લીધેલો, પણ ઢાંકણું ખોલ-

# બાળપણ

( પૃથ્વી )

અનેક શિશુકાલ સંસ્મરણ હર્ષ-ઉલ્લાસનાં,
ઘડી વિષમ વર્તમાન ક્ષણવાર ભૂલાવતાં;
સ્ફુરે નવલ અંકુરો હૃદયમાં પુરાણા છતાં.

( ઇન્દ્રવંશસ્થ )

સંધ્યા સમે આ જલસિક્ત વેળુમાં
અનેક વેળા મુજ પાય આ કૂદયા;
સમાન મિત્રો અહિં આલખેલને
લડયા વઢયા કૈં રડિયા હસ્યા અમે.

( અનુષ્ટુપ )

ઊંડો કોણ કુવો ખોદે એવી હોડો બકી અમે,
હાથને પાવડે રેતી કાઢતાં હોંસથી મ્હણે.

( ઉપજાતિ )

ત્યાં સિન્ધુની લહેર અનેક આવી
અનેક વેળા બધું દે બગાડી;
ભીંજાવી દે એ અમ અંગ અંગ;
રેલી રહે ત્યાં અધિકો ઉમંગ.

( અનુષ્ટુપ )

જઇને જલથી આઘી અમારી શિશુમંડલી
કુવાખેલ તજી પાછી ગૃહસૃષ્ટિ રચે નવી.

( ઉપજાતિ )

મ્હેં એકદા મન્દિર ત્યાં બનાવી
તેમાંહિ કાળી શિવમૂર્તિ માંડી;
રેતી તણા ગોળ અનેક વાળી
ધર્યો મહાભોગ ત્રિલોકનાથને.

( અનુષ્ટુપ )

ચોમેર ઊડતા દીઠા સિન્ધુના ફીણગોટ ત્યાં;
રહ્યાં મન્દિર ને મૂર્તિ, ભોગે ત્યાં જ ધર્યા રહ્યા.

( ઉપજાતિ )

દોડયા અમે સુન્દરફીણલોભ્યાં,
પરંતુ એ તો કયમ રહે જ થોભ્યાં ?
પાછા વળ્યા સર્વ, ઊભા કિનારે
ને કૈંક લીધાં જલફીણ હાથે.

( અનુષ્ટુપ )

હર્ષોદ્‌ગાર થતાં સાથે પરપોટા ફૂટી ગયા;
ફૂંકતાં ફીણને રંગો રમ્ય સર્વ ઊડી ગયા.

સુંદરજી ગો. બેટાઇ

| | | | |
|---|---|---|---|
| ૧ | વિનોદ વાટિકા | ૨-૦ ૦ | ૦-૪-૩ |
| ૨ | વર્માની વિવિધ વાર્તાઓ | ૨-૦-૦ | ૦-૩-૩ |
| ૩ | સોળ સુંદર વાર્તાઓ ભાગ ૨જો | ૧-૪-૦ | ૦-૨-૯ |
| ૪ | લક્ષ્મીની સાડી | ૦-૧૨-૦ | ૦-૨-૩ |
| ૫ | ષોડશી | ૧-૦-૦ | ૦-૨-૯ |
| ૬ | રાસચંદ્રિકા | ૦-૮-૦ | ૦-૧-૩ |
| ૭ | ગુણસુન્દરીના રાસ | ૦-૪-૦ | ૦-૧-૩ |
| ૮ | ઉમા ગીતાંજલિ | ૦-૫-૦ | ૦-૧-૩ |
| ૯ | સંસાર વિપ્લવ | ૧-૦-૦ | ૦-૨-૩ |
| ૧૦ | તૂટેલાં બંધન | ૦-૮-૦ | ૦-૧-૯ |
| ૧૧ | ઇર્ષ્યાની આગ | ૧-૦-૦ | ૦-૨-૯ |
| ૧૨ | આવા વાંદરા ન જોઇએ | ૦-૨-૬ | ૦-૦-૯ |
| ૧૩ | વાનર સૈનિક રમેશ | ૦-૨-૬ | ૦-૦-૯ |
| ૧૪ | વાનરસેનાના ગીતો | ૦-૨-૦ | ૦-૦-૯ |
| | | ૧૧-૦-૦ | ૧-૧૨-૦ |
| | રજીસ્ટ્રેશન ખર્ચ : | | ૦- ૩-૦ |
| | | | ૧-૧૫-૦ |

આ યોજનામાં સમાઇ જતાં પુસ્તકોની યાદી નીચે પ્રમાણે છે :—

| પુસ્તકનું નામ | મૂળ કીંમત | પોષ્ટેજ |
|---|---|---|
| વિનોદ વાટિકા ( હાસ્યરસિક વાર્તાઓ ) : | ૨– ૦–૦ | ૦–૪–૩ |
| નર્મોની વિવિધ વાર્તાઓ : | ૨– ૦–૦ | ૦–૩–૩ |
| સોળ સુંદર વાર્તાઓ–ભાગ બીજો : | ૧– ૪–૦ | ૦–૩–૩ |
| લક્ષ્મીની સાડી અને બીજી વાર્તાઓ : | ૦–૧૨–૦ | ૦–૨–૩ |
| ષોડશી ( સોળ ટુંકી વાર્તાઓ ) : | ૧– ૦–૦ | ૦–૨–૯ |
| અર્ધું અંગ ( બાર ટુંકી વાર્તાઓ ) : | ૦–૧૨–૦ | ૦–૨–૯ |
| વિફરેલી ગાય અને બીજી ૧૪ વાર્તાઓ : | ૧– ૦–૦ | ૦–૨–૯ |
| પ્રણયની આગ ( નવલકથા ) : | ૧– ૦–૦ | ૦–૨–૯ |
| સંસાર વિપ્લવ ( ,, ) : | ૧– ૦–૦ | ૦–૨–૯ |
| તૂટેલાં બંધન ( ,, ) : | ૦– ૮–૦ | ૦–૧–૯ |
| બાળઉછેર : | ૦– ૮–૦ | ૦–૧–૩ |
| કલ્લોલિની ( સ્વ. બોટાદકર કૃત ) : | ૦–૧૨–૦ | ૦–૨–૩ |
| નિર્ઝરિણી ( ,, ,, ) : | ૦–૧૨–૦ | ૦–૨–૩ |
| સ્રોતસ્વિની ( ,, ,, ) : | ૦–૧૨–૦ | ૦–૨–૩ |
| શૈવલિની ( ,, ,, ) : | ૧– ૦–૦ | ૦–૨–૯ |
| રાસતરંગિણી ( ,, ,, ) : | ૦–૧૦–૦ | ૦–૧–૦ |
| રાસચંદ્રિકા ( કવિ ખબરદાર કૃત ) : | ૦– ૮–૦ | ૦–૧–૩ |
| ઉમાગીતાંજલિ ( રાસ–ગીત સંગ્રહ ) : | ૦– ૫–૦ | ૦–૧–૩ |
| ગુણસુન્દરીના રાસ ( રાસસંગ્રહ ) : | ૦– ૪–૦ | ૦–૧–૩ |
| ગુણસુન્દરી બાલ વિભાગ : પુસ્તક ૧લું : | ૧– ૦ ૦ | ૦–૨–૯ |
| ,, ,, ,, ૨જું : | ૧– ૦–૦ | ૦–૨–૯ |
| ,, ,, ,, ૩જું : | ૧– ૦–૦ | ૦–૨–૯ |
| * " ગુણસુન્દરી " માસિકની ફાઇલો ( સપ્ટેમ્બર ૧૯૨૩થી ઓગસ્ટ ૧૯૩૪ સુધીની–દરેક ૭ માસના અંકોનું મજબુત કાપડી પુઠાંનું પુસ્તક ૧ થી ૨૨–મૂલ્ય દરેકનું). | ૨– ૮–૦ | ૦–૮–૩ |
| આવાં વાંદરા ન જોઇએ (બાળકો માટે): | ૦– ૨–૬ | ૦–૦–૯ |
| વાનર સૈનિક રમેશ ( ,, ,, ): | ૦– ૨–૬ | ૦–૦–૯ |
| વાનરસેનાના ગીતો ( ,, ,, ): | ૦– ૨–૦ | ૦–૦–૯ |
| હાથીના દાંત ( નાટક ) : | ૧– ૦–૦ | ૦–૧–૩ |
| ન્યાય ( ,, ) : | ૦–૧૨–૦ | ૦–૧ ૩ |

* આ મુજબના ચિન્હવાળા પુસ્તકોની બહુ થોડી નકલો શીલકમાં છે. તે નકલો થયે ખરીદનારને તેમણે પસંદ નહિ કર્યાં હોય એવાં તેટલીજ કીંમતના અન્ય પુસ્તકો મોકલાશે. પુસ્તકો શ્રી. ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળમાંથી પણ મળી શકશે.

નાણાંની રકમ મનીઓર્ડરથી યા ચેકથી મોકલી શકાશે. પરદેશના ખરીદનારા પોષ્ટલ ઓર્ડર મોકલી શકાશે.

લખો :

વ્યવસ્થાપક, " ગુણસુન્દરી "
૧૧૯, ગીરગામ બેક રોડ, મુંબાઈ, ૪.



લોન્ડ્રીનું કામ શિખવાય છે



મોટા મહેમાનને આવકાર આપવાની સભ્ય રીત શિખવાય છે



ભોજન માટે ટેબલો ગોઠવી તેના ઉપર બરાબર રકાબીઓ કેમ ગોઠવવી તે શિખવાય છે



' બુકપોલીસ '' એ પણ એક ઘરકામ છે



સિવવાના સંચાનો ઉપયોગ કરતાં પણ આવડવું જોઇએ

# જાપાનનો નારીસમાજ

લેખક :
શ્રી. યજ્ઞેશ હ. શુક્લ



ગૃહિણીઓ તરીકે જાપાનની મહિલાઓને તાલીમ આપતી નવી સંસ્થા જાપાન પેટ્રીઓટીક વીમેન્સ એસોસીએશનના આ સેટલમેન્ટ હોલમાં ચાલે છે

જાપાન એશિયાનો એ સમૃદ્ધિવાન દેશ છે; સ્વતંત્ર છે; પોતાના પગ ઉપર ઉભો રહેતો સ્વાશ્રયી દેશ છે. અને સ્વતંત્ર દેશની એ પ્રજામાં પણ સ્વાશ્રયના એ ગુણો મોજુદ છે. છતાં એ દેશમાં પણ સ્ત્રીઓ તો ઉતરતી પંક્તિની જ લેખાય છે. જાપાનની નારી ઉતરતા દરજ્જાની છે અને એટલે જ અમેરિકા કે યુરોપના બીજા સ્વતંત્ર દેશોની સરખામણીમાં જાપાનની નારીઓ વધારે સહાનુભૂતિને યોગ્ય છે.

જાપાનની નારી ઘરરખુ ગૃહિણી છે; બાળકોની વ્હાલસોઇ માતા છે; પતિની વફાદાર પત્ની છે. કુટુંબની કુળરાણી છે. સ્ત્રી અને પુરૂષ વચ્ચે સમાનતા કે આપણે જેવી કોઇ નીતિ જ નથી. ત્યાં તો સ્ત્રીએ જ સર્વસ્વ આપવાનું હોય છે. અને આ આત્મત્યાગની પરિસ્થિતિ હોવા છતાં, હજારે એકાદિ સ્ત્રી પણ અપરિણિત રહેલી જણાતી નથી. પતિને પ્રભુ ગણીને પૂજનારી જાપાનની સ્ત્રી પતિના સુખમાં જ પોતાનું સુખ માને છે. રસ્તે ચાલતાં પણ પુરૂષનું અનુસરણ કરવામાં જ તે પોતાનું ગૌરવ માને છે. પતિને, માબાપોને, બાળકોને તેના જેવી વફાદાર રહેનારી ભાગ્યે જ કોઈ બીજા દેશની સ્ત્રી હશે. કુટુંબની પ્રતિષ્ઠાને, પોતાની આબરૂને સંરક્ષવા ખાતર આપઘાત કરવાની હદ સુધી જાપાનની સ્ત્રી જાય છે.

જાપાની સ્ત્રી સારી ઘરરખુ ગૃહિણી છે; પણ તે કરતાંય વધારે તો વત્સલ માતા છે. તે ઘરમાં રહે છે. તેના પતિ, બાળકો અને કુટુંબનીસગવડનો તે વિચાર કરે છે, તેની જોગવાઇ કરે છે. કન્યાકાળથી જ તે ઘર અને પતિના વિચારમાં મશગુલ રહે છે. ગૃહિણી થવા માટે, ઘર કેમ રાખવું તે માટે જાપાનની મહિલાને તાલીમ આપવામાં આવે છે. એને માટે તાલીમવર્ગો ચાલે છે. ઘર સાફ કેમ કરવું ત્યાંથી માંડીને તે ઘર કેમ શણગારવું, કેમ રાંધવું, કેમ પીરસવું, એ સર્વ બાળકોનું તેને પદ્ધતિસર શિક્ષણ અપાય છે. તે માટે

ખાસ વર્ગોમાં જાપાની બાળાઓની સંખ્યા પણ હવે તો ઉભરાતી જાય છે.

અને જાપાની સ્ત્રીઓ તૈયાર 'કીમોનો' તો હજી હમણાં વાપરતા શીખી છે. નહિતર, જાપાની ગૃહિણીએ તો પોતાનાં ને કુટુંબનાં કપડાં ધરેજ સીવી લેવાનાં. ઘર શણગારની સુંદર રચના, મુખ્ય રચના, અને એવાં એવાં બધા કામો તેણે કરવાનાં હોય છે. જાપાની બાળાના શિક્ષણ માટે એ આવશ્યક છે. જાપાની બાળાના શિક્ષણનો આ એક ભાગ છે.

જાપાની સ્ત્રીઓનો આ ઉતરતો દરજ્જો કાંઇ અત્યારે નથી થયો. પ્રાચીન જાપાનની સ્ત્રીઓ સમાન સામાજીક દરજ્જો ધરાવતી, એટલુંજ નહિ, કેટલીક વાર તો પુરૂષ કરતાં પણ ઉંચો દરજ્જો ધરાવતી જણાય છે. વિશ્વની સર્જક સૂર્યદેવી અથવા તો કોરીયા ગએલ .પાની ટુકડીની નેતા એમ્પ્રેસ જીંગો એ બે નામો આ માન્યતાને પુષ્ટિ આપે છે. પણ સામાજીક દરજ્જામાં જાપાનની સ્ત્રીઓ ઉતરતી ગણાવા માંડી એ તો જાપાનમાં બુદ્ધધર્મ દાખલ થયો તે પછીજ. અને તેને કમનસીબે, જાપાનમાં ફયુડલ સીસ્ટમ દાખલ થવાથી આ મમતાને પુષ્ટિ મળી. એ રાજ્યપ્રથામાં કુટુંબને પહેલું સ્થાન મળ્યું અને સ્ત્રીનો દરજ્જો હતો તેના કરતાં પણ વધારે ઉતરતો થયો. ટોકુગાવા સમયમાં તો આ સામાજીક પ્રથા પરાકાષ્ટાએ પહોંચી અને જાપાનની નારી કુટુંબની ગુલામ બની બેઠી.

ટોકુગાવા સમયના જાપાનના સેકસપીયર ગણાતા મોનઝાએમોન ચીકામાત્સુએ પોતાની કૃતિમાં જાપાનની દુઃખી સ્ત્રીઓની સ્થિતિનું આલેખન કરી તેઓ સામેના અન્યાયો વ્યક્ત કર્યા છે.

મેંજી વંશ સત્તા ઉપર આવ્યો પછી, સ્ત્રીઓનો સામાજીક દરજ્જો સુધારવા માટે સખ્ત પ્રયત્નો થવા માંડયા અને એવા પ્રયત્નો કરનારાઓમાં કીઓ યુનિવર્સીટીના સ્થાપક યુકીચી ફુકુઝાવા તેમજ બીજી કેટલીક સ્ત્રીઓનો સમાવેશ થાય છે. મેંજી વંશની સત્તા સાથે મુડીવાદ દાખલ થયો અને તેની પ્રગતિને પરિણામે જાપાનમાં સ્ત્રીઓનો પ્રશ્ન અત્યંત ગુંચવણભર્યો થવા પામ્યો. અને સખ્ત પ્રયત્નો છતાં સ્ત્રીઓની સ્થિતિમાં કાંઇ પણ સુધારો ન થઇ શકયો એ નોંધવા યોગ્ય છે.

એટલે જાપાનની આજની સ્ત્રીઓ માટે તો અનેક મુશ્કેલ પ્રશ્નોનો સામનો કરવાનો રહેલો છે. સ્ત્રીઓ માટે મતાધિકાર, કેળવણી માટે સમાન તકો, એ ઉપરાંત પ્રેમ, લગ્ન છુટાછેડા અને સ્ત્રીઓની મજુરીને લગતા કેટલાક મુશ્કેલ પ્રશ્નોનો ઉકેલ તેણે મેળવી લેવાનો છે.

જાપાનની સ્ત્રીને રાજકીય સભાઓ ભરવા કે તેમાં હાજરી આપવા સિવાયનો બીજો કોઇ રાજકીય હકક નથી. જાપાનનો 'શાન્તિનો કાયદો' રાજકીય હેતુસર કોઇ પણ સંસ્થા સ્થાપવાની સ્ત્રીને મનાઇ કરે છે એટલે રાજકારણમાં સ્ત્રીઓએ ભાગ લેવાનું તદન અશકય બને છે. વળી તેઓને મ-


ખરીદી કેમ કરવી તેની કળા શિખવાય છે



એક મોટા સ્ટોરનું ' અનાજખાતું ' : એની મુલાકાતે જાપાની મહિલાઓ

તાધિકાર નથી તેમજ રાજસભામાં કે ધારા-સભામાં સભ્ય તરીકે ચુંટાવાનો પણ અધિકાર નથી.

ધારાસભામાં સ્ત્રીઓ ભાગ લેતી થાય તો તેઓની અત્યારની ઉતરતી પરિસ્થિતિ માટે કાંઇક કરી શકાય અને તેઓના પ્રશ્નોનો પણ ફેંસલ લાવી શકાય એમ માનીને, ઘણી સ્ત્રી સંસ્થાઓએ સ્ત્રીઓને મતાધિકાર મળે તે માટે ઘણી ચળવળ કરી છે. ૧૯૨૩માં મહાન ધરતીકંપ થયો તે સમયે રાહત કાર્ય કરવાને અંગે જે અનુભવ મળેલો તેમાંથી બોધપાઠ લઇને તેઓએ ઘણી પ્રવૃત્તિઓ કરી છે અને એ ચળવળને પરિણામે ધારાસભાની નીચલી સભામાં ૫૦મી અને ૫૮મી બેઠકમાં સ્થાનિક સભામાં સ્ત્રીઓને શહેરીપણું આપતો અને તેઓને રાજકીય સમાજો સ્થાપવાનો હક્ક આપતો ઠરાવ પસાર થયો તે એ પ્રવૃત્તિનુંજ પરિણામ છે.

આમ લાંબા કાળથી ચાલેલી પ્રવૃત્તિને પરિણામે, ૧૯૩૧માં રાજસભાની ૫૯મી બેઠકમાં હામાગુચી પ્રધાન મંડળે સ્ત્રીઓને સ્થાનિક સભામાં શહેરીપણાનો હક્ક આપતો ખરડો રજુ કર્યો. ઉપલી સભાએ એ ખરડો જો કે રદ કર્યો પરંતુ રાજકારણમાં સ્ત્રીઓએ ભાગ લેવાના સિદ્ધાંતનો સ્વીકાર થયો છે અને હવે સમય જતાં એ સિદ્ધાંત આચારમાં પણ મૂકાશે.

મતાધિકારની ચળવળ એ જાપાનની

કે ઘરની દરિદ્રતાને કારણે ૬૦ ટકા જેટલી સ્ત્રીઓ આ ધંધાઓમાં પડેલી છે અને એમાંથી માત્ર ૬૦ ટકાએજ ફરજીયાત શિક્ષણ મેળવેલું છે. લગભગ ૮૫૩૦ ટકા જેટલી સ્ત્રીઓને શરૂઆતમાં ૩૦ યેન ( એક યેન એટલે આસરે ૧૩ આના ) નો પગાર આપવામાં આવે છે. એ પગારમાં વધારો થવાની કોઇ ખાસ તક મળતી હોય એમ લાગતું નથી. કારણ કે સરાસરી વધુમાં વધુ પગાર ૩૭-૭૫ યેનનોજ છે.*

* જુદા જુદા લેખકોના અંગ્રેજી-હિન્દી-મરાઠી લેખો ઉપરથી સંકલિત.



શહેરોમાં હવે ગેસનો ઉપયોગ થતો હોઇ તે કેમ કરવો તે શિખવવામાં આવે છે

# 'ચમકતી વિજળી' રંજન

લેખક :
શ્રી. શાન્તિલાલ ગુલાબદાસ તેલાટ

"કોઇ પણ દેશનાં સાહિત્યકારોએ—લેખકોએ તેમજ કવિઓએ—ત્યાંનાં નારીજીવનનું કેવું નિરુપણ કર્યું છે તે મને કહો અને હું તે દેશની સંસ્કૃતિ કયી કોટિએ છે તે તમને કહીશ." એક પાશ્ચાત્ય લેખકનું આ સૂત્ર જરાય ખોટું નથી. કોઇ પણ દેશનાં નારીજીવનનો વિકાસ તેના સાહિત્યમાં પ્રતિબિંબિત થયા વિના રહેતો નથી અને જેટલે દરજ્જે સાહિત્યમાં સ્ત્રીત્વની ઉચ્ચ ભાવનાઓ દરયમાન થાય છે તેટલે દરજ્જે તે દેશની સમગ્ર સંસ્કૃતિના માપ કાઢી શકાય.

"સરસ્વતીચંદ્ર"ના પ્રાકટ્ય પછી ગુર્જર સ્ત્રીત્વની નવીન ભાવનાએ આપણા સાહિત્યમાં પ્રવેશ કર્યો એમ કહીએ તો તેમાં જરાયે અતિશયોક્તિ નહિ ગણાય. સ્વ. ગોવર્ધનરામ ત્રેપાઠી અને તેમના અનુગામી લેખકોએ આ સ્ત્રીત્વની ભાવનાને અવનવા દૃષ્ટિકોણથી નિરુપી ગુર્જર સ્ત્રીત્વના ઉચ્ચઆદર્શો વિકસાવી, જ્વલન્ત સ્ત્રીપાત્રોની એક એવી સુંદર હારમાળા સર્જી છે કે જે ભવિષ્યનાં સાહિત્યકારો અને સમાજશાસ્ત્રીઓને ગુજરાતી નારીજીવનના વિકાસનો યોગ્ય ખ્યાલ આપી રહેશે.

કૌમાર્ય, લગ્ન અને દાંપત્ય એ આપણા ગૃહસંસારનાં–કોઇ પણ ગૃહસંસારનાં–પ્રધાન પ્રશ્નો છે. આ ત્રણ સાંસારિક ભૂમિકાઓનાં સુંદર અને યોગ્ય નિરુપણ તથા રમ્ય આલેખન કોઇ પણ નવલકથાકાર તરફથી સ્ત્રીજીવન પ્રત્યે સહાનુભૂતિ ઉપરાંત સ્ત્રીજીવનનું સૂક્ષ્માવલોકન માંગી લે છે. આપણા અગ્રગણ્ય સાહિત્યકારોએ આ ત્રણેય ભૂમિકાઓના મનોરમ ચિત્રો દ્વારા પોતાની સ્ત્રીત્વની ભાવનાને મૂર્ત સ્વરુપ અર્પ્યાં છે. કુસુમ અને કુમુદ જેવી પ્રતિભાવાન કુમારિકાઓ અને ગુણસુંદરી જેવી આદર્શ ગૃહિણીના સર્જન દ્વારા ગોવર્ધનરામે આ જ્વલન્ત હારમાળાનાં પ્રથમ પ્રતિનિધિઓ અર્પ્યાં. શ્રી. ન્હાનાલાલ કવિએ જયા આદિ દિવ્ય અને વ્યોમવિહારી સુંદરીઓ સર્જી સ્ત્રીત્વને અપાર્થિવ કક્ષાએ પહોંચાડવા પ્રયત્ન કર્યો. સ્વ૦ ભોગીન્દ્રરાવ દીવેટીઆએ મૃદુલા, સરોજ, વીણા અને તરલા દ્વારા તત્કાલીન સામાજીક સમસ્યાઓનો ઉકેલ કર્યો. શ્રી. કનૈયાલાલ મુન્શીએ તનમન, વિલાસ અને મંજરી સર્જી અજબ ભભકભરી યુવતીઓ પ્રકટાવી. આમ સ્વ. ગોવર્ધનરામની કુસુમ અને કુમુદથી માંડી શ્રી. મુન્શીની નિડર યુવતીઓ સુધીની ગુર્જર સ્ત્રી–પાત્રોની જ્વલન્ત જ્યોતિ આપણા સાહિત્ય મંદિરે ઝગઝગી રહી છે.

આ સુશોભિત હારમાળામાં શ્રી. રમણલાલ દેસાઇએ અનેક સુંદર પુષ્પો ઉમેર્યા છે. શ્રી. રમણલાલ એટલે અર્વાચીન ગુજરાતી સમાજનાં એક સૂક્ષ્મ અને સહૃદય નિરીક્ષક–ગુર્જર સ્ત્રીત્વના એક આદર્શ અભ્યાસી. તેમની પ્રત્યેક નવલકથાઓમાં ગુજરાતણોના જે ભાવનાવાહી ચિત્રો દેખાય છે ને તેમની ગુજરાતપ્રીતિને આભારી છે. અર્વાચીન ગૃહજીવનનો તેમનો અભ્યાસ તેમનાં સ્ત્રીપાત્રોને અમરતન બનાવે છે; તેમની પાત્ર સર્જનાની કળા અને સુલલિત આલેખન આ પાત્રોમાં પ્રાણ પૂરી

તેમને જીવન્ત બનાવે છે, તેમની " જયન્ત " થી માંડી " પત્રલાલસા " સુધીની સર્વ કૃતિઓ આવા જીવન્ત સ્ત્રીપાત્રોથી સમૃદ્ધ છે. રમા, જ્યોત્સના, રોહિણી, વૃન્દા, ચમેલી, મીનાક્ષી, કોકિલા, કુસુમ, રંજન અને રાજેશ્વરી જેવા પાત્રો ગુર્જર સ્ત્રીત્વના વિકાસના યોગ્ય પ્રતિનિધિઓ છે એટલું જ નહિ પરન્તુ સમસ્ત ગુજરાતમાં છેલ્લા બે દસકામાં જે જે મહાન પરિવર્તનો થયા છે તે તાદૃશ્ય રીતે સાહિત્યમાં પ્રતિબિંબિત કરે છે. સંક્રાન્તિકાળનાં ગુર્જર જીવનનાં એ પ્રતિનિધિઓ અનેક દૃષ્ટિએ અભ્યાસને યોગ્ય છે. પ્રસ્તુત લેખમાળાનો આશય આમાંના પ્રધાન પાત્રોનો પરિચય આપવાનો છે.

શ્રી. રમણલાલની અનેક નવલકથાઓમાં કલા તેમજ પાત્રાલેખન તથા વસ્તુગુંથણીની દૃષ્ટિએ " દિવ્ય ચક્ષુ " અનેરૂં સ્થાન પ્રાપ્ત કરે છે. ઇસુની વિસમી સદીનાં બીજા તથા ત્રીજા દસકામાં જે રાજકીય આંદોલનનો અપૂર્વ જુવાળ ગુજરાતે નિહાળ્યો—જે "ભીતિનાશન હુતાશન " પ્રકટાવ્યો—તે " દિવ્ય ચક્ષુ " ના વાર્તા—પ્રવાહના કેન્દ્રની આસપાસ વણાયલા છે. પરન્તુ " દિવ્ય ચક્ષુ " ની મહત્તા અસહકારયુગની વિવિધરંગી પશ્ચાદ્‌ભૂમિ રજુ કરવા ઉપરાંત મન્થનકાળની ભાવનાઓને મૂર્તિસ્વરુપ આપતી પાત્રાવલિઓ સર્જવામાં છે. " દિવ્ય ચક્ષુ " ના યુવકો તેમજ યુવતીઓ માત્ર માટીનાં પુતળાંઓ નથી પરન્તુ એક અનેરા આદર્શને પહોંચવાની ધગશ રાખનારાં હાડ, માંસ, ચર્મ અને રૂધિરથી બનેલા જીવન્ત પાત્રો છે. અરુણ, રંજન, કંદર્પ, જનાર્દન વિગેરે પાત્રો સમકાલીન આત્મભોગી યુવકસૃષ્ટિને સાહિત્યમાં સજીવન બનાવે છે. આ સર્વ પાત્રોમાં કથાનાયિકા રંજનનું એટલું તાદૃશ્ય અને રમ્ય નિરુપણ કરવામાં આવ્યું છે કે તે સહેલાઇથી વાર્તાપ્રવાહમાં અગ્ર અને માનવંતુ સ્થાન પ્રાપ્ત કરે છે. સ્પષ્ટ અને સુરેખ રેખાઓમાં તથા ઝીણામાં ઝીણી વિગતો સાથે ભભકભર્યા રંગોમાં આલેખવામાં આવેલા આ જ્વલન્ત પાત્રનાં સર્જનમાં કર્તા એવી સરસ સહૃદયતા અર્પી શકયા છે કે જેથી પરિણામે " દિવ્ય ચક્ષુ " ના આદિથી અંત સુધી રંજન આવેગભરી રીતે અનેક પરિસ્થિતિઓમાં નિરંકુશપણે વિહરે છે અને કથાનાયક અરુણનાં યશસ્વી જીવનનાં ઘડતરમાં સુંદર ફાળો આપે છે. રંજનના માર્ગદર્શન અને સહકાર વિના અરુણ આટલી મહાન ત્યાગવૃત્તિ કેળવી શકતે કે કેમ એ પણ એક પ્રશ્ન છે. પરંતુ આગળ ઉપર આ દૃષ્ટિબિંદુ વિસ્તારીને અવલોકન કરવાનું હોવાથી અત્રે આટલો નિર્દેશ બસ થશે.

રંજન એટલે ગાંધીયુગના ગુજરાતની આશા, સેવા, ભાવના, ત્યાગ, સાહસ અને અજબ શૌર્યને મૂર્ત સ્વરૂપમાં રજુ કરતી એક આદર્શ યુવતી. વાર્તાનો વિકાસ થતો જાય છે તેમ તેમ સુંદર કલાગુંથન દ્વારા આ સર્વ ગુણો વાચકની દૃષ્ટિ સમક્ષ અવનવી રીતે વ્યક્ત કરવામાં આવ્યા છે. વાર્તાની શરૂઆતમાંજ રંજનના પ્રવેશ માટે સર્વ રીતે રૂચિકર અને માનસશાસ્ત્રની દૃષ્ટિએ અનુકૂળ ભૂમિકા કર્તાએ સર્જી છે......બાલસૂર્યનાં રશ્મિઓ જગતને અજવાળી રહ્યા હોય છે ત્યારે ખુલ્લા મેદાનમાં જનાર્દનની આગેવાની નીચે અરુણ અને આશ્રમવાસીઓ અહિંસાના પ્રતીક સમા શ્વેત ધ્વજનું વંદન કરવાની તૈયારી કરી રહ્યા હોય છે. એક પછી એક યુવકો અહિંસાવ્રતની પ્રતિજ્ઞા હસતે વદને સ્વીકારી રહ્યા હોય છે. અરુણનો વારો આવે છે ત્યારે તે ડગલા ભરતાં અચકાય છે અને તેના વદન પર અનિશ્ચિતતાની રેખાઓ તરી આવે છે. આ અશ્રદ્ધાવાન યુવક વ્રત લેશે કે કેમ ? આ પ્રશ્ન સર્વત્ર ઉપસ્થિત થાય છે.

'કાયાનું વ્રત લેવા જેવી તેને અહિંસામાં શ્રદ્ધા ઉપજી નહોતીઃ જનાર્દને તેને સહેજ ઉત્તેજ્યો પરંતુ પ્રતિજ્ઞા પાળવાની અશક્તિ તેને સમજાઇ." પરંતુ આ અણીને સમયે જ્યારે સર્વ આતુર નયનો અરુણ તરફ મીટ રહ્યા હોય છે ત્યારે–રંજનની કમનીય આકૃતિ અરુણના દષ્ટિપટ પર ખડી થાય છે અને "એક અવાજ તેના કાનમાં એક વખત ગુંજ્યો હતો તે આ ક્ષણે ફરી ગુંજ્યોઃ

'એકાદ વર્ષ માટે તેવું વ્રત લો તો કેવું ?'

રંજને ગઇ કાલે રાત્રે જ પૂછયું હતું. આજે ફરીને તે અવાજ તેના કાનમાં પડયો. અરુણ આગળ વધ્યો, ધ્વજને નમ્યો અને સર્વને સાનંદાશ્ચર્યમાં નાખતી પ્રતિજ્ઞા ઉચ્ચરીઃ

'આ ધ્વજ સમક્ષ પ્રતિજ્ઞા લઉં છું કે હું એક વર્ષ માટે અહિંસાનું સંપૂર્ણ પાલન કરીશ."

આમ અરુણની આ પ્રતિજ્ઞા રંજનના આગ્રહને જ આભારી છે. આવી રીતે શરૂઆતથી જ વાર્તાના વિકાસમાં રંજન સક્રિય ફાળો આપવા માંડે છે.

પરંતુ રંજનના પાત્રાલેખનની ખરેખરી ખુબી તો તેના પરત્વે વાર્તાનાં અન્ય પાત્રોનાં ભિન્ન ભિન્ન દષ્ટિબિંદુઓ રજુ કરવામાં લેખકે જે સફળતા પ્રાપ્ત કરી છે તેમાં છે. આમ નિરનિરાળા દષ્ટિકોણ દ્વારા રંજનના ચારિત્ર્ય પર જે પ્રકાશ નાખવામાં આવ્યો છે તેનાથી રંજનના પાત્રનાં સુયોગ્ય મૂલ્યાંકન થાય છે. રંજનના વિરોધિઓ તેમજ મિત્રો સૌ એક સરખાં તેનાથી આકર્ષાય છે. જનાર્દન જેવા માનવ સ્વભાવના સૂક્ષ્મ અભ્યાસી–કે જે રંજનને "ચમકતી વિજળી" ના યોગ્ય વિશેષણથી નવાજે છે–ને તરત જ માલમ પડે છે કે અરુણની પ્રતિજ્ઞા રંજનને જ આભારી છે અને તેના મનમાં સ્વાભાવિક પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે આ જાતીય આકર્ષણ કંઇ અનિષ્ટ પરિણામ તો નહિ લાવેને ? પોલીસ અમલદાર નૃસિંહલાલ–કંદર્પના પિતા–તપાસને માટે અરુણને પોતાની સાથે લઇ જાય છે. ત્યારે જે બેફિકરાઇ અને ઉચ્છૃંખલતા રંજન જેવી યુવતી બતાવે છે તેનાથી એ પીઢ પુરૂષના વિચારોને ય આઘાત પહોંચે છે. કંઇ પણ સંકોચ વિના, પોતાની જ મોટરમાં બેસતી હોય તેમ, રંજન કહ્યા કારવ્યા વિના પોલીસની મોટરમાં બેસી ગઇ ! અને "આમ આવી છૂટથી પારકી પોલીસની–મોટરમાં જવા માંગણી કરનાર ઉચ્છૃંખલ દેખાતી યુવતીની ધૃષ્ટતા તરફ નૃસિંહલાલ જોઇ રહ્યા."

રંજનની આ વર્તણુકને નૃસિંહલાલ "ધૃષ્ટતા" ના સ્વરૂપમાં નિરખે એમાં જરાય આશ્ચર્ય નથી. જેમની રંજન પ્રતિનિધિ છે તે ગુજરાતી યુવતીઓ આટલા આગળ પડતાં વિચારની અને હિંમતવાળી આ યુગમાં જ થઇ. જૂનું જગત નવા જગતની વર્તણુકને આવા આવા વિશેષણોથી સદાય વધાવતું આવે છે એમાં જરાયે આશ્ચર્ય પામવાનું નથી. અરુણ જેવો નવયુગનો શિક્ષિત અને આગળ પડતાં વિચારો ધરાવનાર યુવક પણ રંજનને પ્રથમ પરિચય વેળાએ સમજી શકતો નથી. કૃષ્ણકાન્તની મોટર તેના શોફરને બદલે તેની બ્હેન રંજન ચલાવે એ ઘટના તેને આશ્ચર્યમાં નાખવા બસ છે. પ્રથમ દષ્ટિએજ તેને રંજન અનેક રીતે મુઝવે છે. રંજન જેવી "ચમકતી યુવતી"–થી તે સાવ અપરિચિત જ છે. રંજનની વસ્ત્રો પહેરવાની કળા તેને અગમ્ય લાગે છે. એના વસ્ત્રો પહેરવાની લઢણ બંગાળી ધાટીની કહેવાય કે દક્ષિણી ધાટીની ? કે પછી પારસી

શૈલીની ? અરુણથી સ્વભાવિક પ્રશ્ન પુછાઇ જાય છે કે " ગુજરાતી લઢણમાં બધી જાતના પોશાકની છાયા રંજને આણી હતી કે શું ?" અરુણ રંજનની સાથે–અડોઅડ બેસવા માંગતી રંજન સાથે બેસતાં પણ તેને બીક લાગે છે !–કારમાં બેઠેલો હોય છે ત્યારે તેના મનમાં જે વિચાર પરંપરા ચાલી રહે છે તે દ્વારા લેખક રંજનનું સુંદર શબ્દચિત્ર દોરે છે એટલું જ નહિ પરન્તુ ગયા યુગની તથા આ યુગની ગુજરાતણ વચ્ચે જે ઝડપી પરિવર્તન થયું છે તેનો તાદૃશ ચિતાર રજુ કરે છે. કવિશ્રી *નાનાલાલની આદર્શ ગુજરાતણની ભાવનાએ નીચેની સુંદર પંક્તિઓમાં મૂર્ત સ્વરૂપ લીધું:—*

" ચોળી ચણીયો પાટલીનો ઘેર,
સેંથલે સાળુની સોનલ સેર;
..........................
અંગ આખોયે નિજ અલબેલ,
સાળુમાં ઢાંકતી રૂપની વેલ. "

રંજનની વસ્ત્રપરિધાન કળા એવી મૌલિક છે કે અરુણ જેવા શિક્ષિત યુવકને પણ પ્રશ્ન થયો કે એ કળા ક્યાંની ? લેખક પૂછે છે કે સો વર્ષ ઉપરની કોઇ ગુજરાતણ રંજનને એકાએક મૉટર ચલાવતી જુએ તો તેને એમ લાગે ખરું કે રંજન એક ગુજરાતણ છે ? આ બધી શંકાઓનો લેખક જે પ્રશ્નાત્મક પ્રત્યુત્તર આપે છે તે વાસ્તવિક જ છે: "જગત ભરમાં ચાલી રહેલી ક્રાન્તિનું રંજનના દેખાવમાં પ્રતિબિંબ તો નહિ પડતું હોય?"

રંજનનું અધુરું સ્મિત અનેકનાં હૈયા વિદારે છે; અનેકનાં હૈયાં પુલકિત કરે છે. પુષ્પાને રંજનનું સ્મિત હરિફનાં અમોઘ શસ્ત્ર જેવું લાગે છે: સાક્ષર વિમોચનને એ સ્મિતમાંથી ફુલ ઝરતાં લાગે છે જ્યારે અરુણને એ સ્મિત " પ્રકાશની રેખા " સમું લાગે છે.

આમ આ તેજસ્વી યુવતી વાર્તાના ભિન્ન ભિન્ન પાત્રો પર જે ધારી અસર નીપજાવી શકે છે તેમાં જ તેના સર્જનની ઉપયોગિતા સમાઇ છે.

પુષ્પાનો સ્વભાવ રંજનથી તદ્દન જ ભિન્ન છે. તે સંકુચિત વાતાવરણમાં ઉછરી છે. તેના પિતા ધનસુખલાલ ધર્મચૂસ્ત અને રૂઢિપોષક છે. લેખકે આ બે સમવયસ્ક યુવતીઓના વિરોધી સર્જનથી સંયોજનકળાના એક આવશ્યક અંગનો સફળતાપૂર્વક ઉપયોગ કર્યો છે. *રંજનના foil તરીકે જ પુષ્પાનું સર્જન* કરવામાં આવ્યું છે અને પરિણામે પુષ્પાના પાત્રનો ક્રમિક વિકાસ રંજનનાં પાત્રાલેખનને અજબ ઉઠાવ આપે છે. ' પુષ્પાનું હૃદય મૂર્તિઓ ઘડતું જ્યારે રંજનનું હૃદય સંગીતની રૂપેરી ચાંદનીમાં તર્યાં કરતું...પુષ્પાને યુવકોથી અલગ રાખ્યા છતાં તેના હૃદયે યુવકોની કલ્પનાનાં રંગબેરંગી ચિત્રો ઓછાં નહોતા ચિતર્યાં. " બંને સખીઓ લલિતકળાની શૉખીન છે. પુષ્પાની મોટી બ્હેન વિધવા સુશીલાએ યુવાનીમાં કરેલી ભયંકર ભૂલના પશ્ચાતાપ રૂપી પાવકમાં પવિત્ર થઇ સંન્યસ્ત માર્ગ સ્વીકાર્યો હોય છે. પોતાની નાની બ્હેનની સર્વ રીતે ચોકી કરતી આ સન્નારી સ્વતંત્ર રીતે ઘૂમતી રંજન માટે જે ઉચ્ચ અભિપ્રાય ધરાવે છે તે રંજનના ચારિત્ર્યની યોગ્ય કદર કરે છે. સુશિલાના અભિપ્રાય પ્રમાણે—

" એ બહુ બોલકણી, હસમુખી અને વાતોડી છોકરી સ્વતંત્ર વાતાવરણમાં ઉછરેલી હતી, છતાં તે વાતાવરણના ભારે દોષથી મુક્ત હતી......રંજનમાં અભિમાન નહોતું એ તેનું ભારેમાં ભારે આકર્ષણ હતું. તે બધાંની સાથે છૂટથી હળતી મળતી. હાસ્યવિનોદ કરતી અને પોતાનાં રંગબેરંગી પોશાક અને ટીખળી સ્વભાવથી સર્વને પ્રિય થઇ પડતી. યુવકોની

માનવમાં જ્યારે મનુષ્યત્વ જાગે છે
ત્યારે એ માનવ બની મહાત્મા બને છે

જીવનના ભરતી ઓટમાં
સેવાની—આહલેક—
જગાવી—ઘર આંગણે
રવડતાં—અછુતોને હડધૂતોને
અપનાવતા—માનવ તમે

જોયા છે—?

જીવનની જરૂરીઆતો
જાણુવા—જૂઓ
સાચી સેવા ને
આત્મસુધાના
મંત્ર પાતું

પ્રકાશ કૃત

# સંસાર લીલા

સળંગ ગુજરાતી ભાષામાં
તમને સમાજરચનાની
ખરી બાજુ બતાવશે—

દિવાળીના તહેવારોમાં ચાલુ છે
સીનેમા ડી ફ્રાન્સ, અમદાવાદ

સાથે ભળવામાં પણ તેને સંકોચનો અનુભવ ન થતો. "

રંજન—લક્ષાધિપતિ મીલમાલેક કૃષ્ણકાન્તની એક માત્ર નાની બ્હેન—બાલ્યાવસ્થાથી જ લક્ષ્મીના ખોળામાં મહાલી છે. ઉત્સાહી પિતાએ બાળકીને માટે યુરોપીયન ગવર્નેસ રાખી તેને ઉચ્ચ શિક્ષણ આપ્યું છે અને પરિણામે રંજનમાં બુદ્ધિમત્તા અને તેજસ્વિતાના ચમકારા મારે છે, તેની કોઇપણ આશાઓ વણપૂરી રહી નથી. દુઃખની એકેય શ્યામ વાદળી તેના જીવનને સ્પર્શી શકી નથી. પરંતુ અસહકારયુગનાં મંડાણ થતાં જ આ યુવતીમાં સેવાભાવનાના અંકુર પ્રકટે છે. તે જનાર્દનના આશ્રમમાં જોડાય છે અને આશ્રમની સર્વ નાની મોટી પ્રવૃત્તિઓમાં ઉત્સાહભર્યો ભાગ લે છે. આશ્રમને અંગે પોતાની ભાભી સુરભિના ભાઇ અરુણ સાથે તેનો પરિચય વધે છે અને આ પરિચયમાંથી સમય જતાં પ્રેમના બીજ રોપાય છે.

જનાર્દન ધ્વજવંદનનો પ્રસંગ યોજે છે. અધિકારીઓ સામે થાય છે અને પછી તો ગત અસહકારની લડતમાં બન્યા હતા તેવા અનેક પ્રસંગો વિજળીની ઝડપે એક પછી એક રજુ થાય છે. આ બધામાં રંજન અગ્ર ભાગ ભજવે છે. સરઘસમાં તે ભાગ લેવા તત્પર થાય છે. જનાર્દન સ્ત્રીઓને આમાંથી દૂર રહેવા કહે છે ત્યારે રંજન જે પ્રત્યુત્તર આપે છે તે યોગ્ય જ છેઃ—

"ત્યારે અમે અમારૂં જુદું સરઘસ કાઢીશું. દેશની સેવા એકલા પુરૂષો જ કરી શકે, ખરૂં ?"

જનાર્દન રંજનને સમજાવવામાં નિષ્ફળ નિવડે છે ત્યારે તે કહે છે કે "આ રંજન તો બહુ કપરી છોકરી છે." પરન્તુ આ "કપરી છોકરી" તરતજ પ્રત્યુત્તર આપે છે



કે જે પુરૂષો લડતમાં જોડાઇ ન શકે તેમણે ખસી જવું અને જે સ્ત્રીઓ તૈયાર છે તેમને માર્ગ આપવો. આમ પોતાના આગ્રહને મક્કમપણે વળગી રહી રંજન સરઘસમાં ભાગ લે છે અને અરુણ જ્યારે લાઠીમારથી ઘાયલ થઇને પડે છે ત્યારે તેના હાથમાંથી અહિંસાનો ધ્વજ ઉંચકી લઇ દોડતી દોડતી જઇ તેને વિજયપૂર્વક રોપે છે. આમ પુરૂષ જે કાર્ય કરવામાં નિષ્ફળ નિવડે છે તે સ્ત્રી કરી શકે છે. રંજનનું આ કૃત્ય અર્વાચીન ગુજરાતણની સાહસવૃત્તિનું સુંદર નિદર્શન છે.

પુષ્પાના પિતા ધનસુખલાલને ત્યાં કામચલાઉ હૉસ્પીટલ સ્થપાય છે અને અત્યાર સુધી નવલકથામાં પ્રધાનપણે વહેતો વીરરસ કરુણરસમાં પરિણમે છે. અરુણ, કંદર્પ આદિ અસ્વસ્થોની સારવારમાં રંજન પોતાની ઉચ્ચ સ્થિતિ વિસરી જાય છે અને સર્વની એક પરિચારિકા તેમજ દયાભગિની તરીકે હૃદયપૂર્વક શુશ્રુષા કરે છે. અહીં જ તેની સેવાભાવનાને પૂરેપૂરો અવકાશ પ્રાપ્ત થાય છે. અહીં જ તેની અને પુષ્પા વચ્ચેની અરુણ પ્રત્યેની તીવ્ર હરિફાઇનાં મૂળીયાં ઉંડા ઉતરે છે—જે અંતે અદષ્ટપૂર્વ આત્મત્યાગમાં પરિણમે છે. આ બે યુવતીઓ એકજ યુવકને ચાહે છે અને સૃષ્ટિના સર્જનકાળથી બનતું આવ્યું છે તેમ પ્રેમનો સનાતન ત્રિકોણ–eternal triagle—રચાય છે.

"સ્નેહસ્ફોટન" શીર્ષકવાળું કલાત્મક અને કાવ્યમય પ્રકરણ, જે અનેક રીતે આખા પુસ્તકનું મધ્યબિંદુ બની રહે છે તે, રંજનને એક સ્નેહવિવશ સુંદરી તરીકે સરસ રીતે ચીતરે છે. રંજન અને અરુણનાં હૃદયો એકમેક પ્રત્યે આકર્ષાય તેમાં શું નવાઇ છે ! પ્રાતઃકાળે અરુણને લઇ જવા પોલીસપાર્ટી આવે છે ત્યારે આ પ્રેમઘેલી પ્રેમદા પ્રેમનાં એક સુકુમાર વિશિષ્ટ અને રસભર્યાં ઉપચારદ્વારા સુષુપ્ત પ્રણયીને આ વાતની ખબર

આપે છે. આ મસ્તીભર્યો પ્રયોગ પુષ્પા નિહાળે છેઃ તેની ઇર્ષાનો અગ્નિ ભભૂકી ઉઠે છે અને રંજનને જોઇ તેની " આંખમાંથી ખંજરો વરસે છે. " ચાલાક રંજન આખીય પરિસ્થિતિ કળી જાય છે. પુષ્પાનાં " આંખનાં ખંજરો " નવધાર અશ્રુમાં પરિણમે છે અને તે રંજનને સ્પષ્ટ કહી દે છે કે તેણે તેના " જીવનનું ચિત્ર " ફાડી નાખ્યું છે. આ શબ્દોથી રંજનનું નારીહૃદય સહાનુભૂતિ અને અનુકંપાથી ઉભરાય છે અને પોતાની પ્રિય સખીને ખાતર તે એક મહાન આત્મત્યાગ કરે છે. પુષ્પાનો માર્ગ સરળ થાય તે ખાતર તે અરુણને છોડવા ઉદ્યુક્ત થાય છે, અને અસંદિગ્ધ શબ્દોમાં પોતાનો વિરલ નિશ્ચય પુષ્પાને જાહેર કરે છેઃ

"......તારી અને અરુણકાંતની વચ્ચેથી હું ખસી જાઉં છું......તારી રજા નહિ મળે ત્યાં સુધી અરુણકાંત સાથે બોલીશ નહિ અને બનશે ત્યાં લગી તેને મળીશ પણ નહિ. "

આવો અપૂર્વ આત્મત્યાગ આપણા સાહિત્યમાં* વિરલ છે. આ એકજ ઘટના રંજનના ઉન્નત વ્યક્તિત્વ પ્રત્યે મસ્તક નમાવવા બસ છે. રંજનને પણ હૃદય હતુંઃ તેને અરુણ પ્રત્યે પ્રેમ નહોતો એમ નહિઃ તેનો પ્રેમ તો સુંદર પરાકાષ્ટાએ પહોંચ્યો હતો. પરંતુ ત્યાગનો પ્રસંગ આવતાં તે પુષ્પાના માર્ગમાંથી દૂર થઇ જાય છે અને સખીધર્મની વેદી પર પોતાના પ્રેમનું મોંઘેરૂં બલિદાન અર્પે છે. આ ઉદારતા કંઇ જેવી તેવી નથી. ફક્ત રંજન જ એ દાખવી શકે.

આ મહાન ઉદારતા કંઇ આકસ્મિક નથીઃ તેનાં મૂળીયાં શોધવા જરાયે અઘરા નથી. *વર્તાંમાં ડગલે ને પગલે અનેક નાની નાની* ઉદારતાઓ રંજન દાખવે છે. આ કથનના સામર્થ્યમાં એકજ ઉદાહરણ બસ થશે. રંજનના વડિલ બંધુ કૃષ્ણકાન્તના લહેરી અને ભોળા સ્વભાવનો લાભ લઇ તેનો મીલ મેનેજર લાખ્ખો રૂપીયાનો ઘોટાળો કરીને ચાલ્યો જાય છે ત્યારે રંજન પોતાની સર્વ ખાનગી મીલ્કત પોતાના ભાઇની આબરૂ બચાવવા માટે આપી દેવા તૈયાર થાય છે. આ ત્યાગ બતાવી આપે છે કે બ્હેનને પોતાના ભાઇ પ્રત્યે કેટલો પ્રેમ હતો. આ ત્યાગની પાછળ છુપાયલું " દર્શનીય હૃદય " અરુણ નીરખી શકયો હતો. આવી નાની નાની ઉદારતાઓ દાખવતું " દર્શનીય હૃદય " જ્યારે સખીના સુખને ખાતર પોતાના હૃદયનાથનો ત્યાગ કરવા તત્પર થાય છે ત્યારે આ દર્શનીયતા સહસ્રગણી વધી જાય છે અને સાહિત્ય—અને જીવનમાંય—વિરલ એવું ભવ્ય આત્મસમર્પણ રજુ થાય છે.

કોઇ આના પરથી એમ માનવાની ઉતાવળ ન કરે કે રંજને આ ત્યાગ ક્ષણિક ઉર્મિને વશ થઇને કર્યો હતો. તેણે તો પોતાના પર પડનાર સર્વ દુઃખનો પુરતો વિચાર કર્યો હતો. પુષ્પાને અરૂણ સોંપી દેવાથી પોતે એકલવાયી બની જશે એ વિચારે તેને જરાયે મુંઝવી નહોતી. હા, આ ત્યાગ પછી અરુ-

* રંજન, અરૂણ અને પુષ્પાનો આ ' સનાતન ત્રિકોણ ' અને તેને વિકસાવવાની કળા આપણને શ્રી. રમણલાલની કળા તેમના આગલા પુસ્તકો કરતાં આ પુસ્તકમાં કેટલી વિકસી છે તેનો યોગ્ય ખ્યાલ આપે છે. અન્ય પુસ્તકોમાં આવા જ પ્રસંગો બે વ્યક્તિઓ વચ્ચે વેરમાં પરિણમે છે. માનવ–સ્વભાવની આ અધમ બાજુ કર્તાએ "દિવ્યચક્ષુ"માં પ્રવેશવા દીધી નથી એટલું જ નહિ પરંતુ તેને સ્થાને જે મહાન ત્યાગ આલેખ્યો છે તે એક નોંધવા લાયક ઘટના ગણી શકાય. શ્રી. રમણલાલની પહેલી કૃતિ " જયન્ત "માં દક્ષા અને જ્યોત્સ્ના–બે બ્હેનો જ-જયન્તને ચાહે છે અને દક્ષાને પોતાના પ્રેમમાં, પોતાની ન્હાની બ્હેનને લીધે, સફળતા ન પ્રાપ્ત થવાથી તે જ્યોત્સ્નાનું છરાથી ખૂન કરવા પણ તૈયાર થાય છે ! અહીં રંજન પોતાની સખી ખાતર ભવ્ય આત્મત્યાગ કરે છે. શ્રી. રમણલાલની કળાનો આ સુંદર વિકાસ ગણાય.

તે યાદ કરતાં તેની આંખમાંથી અશ્રુધારા વહી રહી. આ અશ્રુધારાને કોઇ અસ્વાભાવિક કહેવાની અનુદારતા તો નહિ જ દાખવે. માનવહૃદય જે વસ્તુ પર અભિલાષાના મોટા કિલ્લાઓ બાંધે છે તે તૂટી પડતાં આમ થાય તે સાવ કુદરતી છે. પરંતુ આ ચિત્રમાં મહત્તા અને ભવ્યતા એ કારણસર જ છે કે રંજને પોતે જ સ્વહસ્તે અને હસતે વદને આ આશાના કિલ્લાઓ જમીનદોસ્ત કર્યાં.

અને ત્યાર પછી તો હરિજન * બાળક કિસનની માંદગીથી રંજનથી વિદ્યુતવેગી પ્રવૃત્તિઓને નવો ઝોક મળે છે. પોતાના કાંઇ પણ પાપ વિના સમાજથી હડધૂત થયેલો આ નિર્દોષ બાળક ગંભીર માંદગી લઇને :બિછાનાવશ હોય છે ત્યારે સ્પર્શાસ્પર્શનો વિચાર બાજુએ મૂકી રંજન એક સ્નેહાળ દયાભગિની સમી એ સુકુમાર બાળકની તનતોડ સારવાર કરે છે અને પોતાની શુશ્રૂષાથી અને મૃત્યુના મુખમાંથી બચાવી લે છે. હડધૂત થયેલા હરિજનનાં ઘરમાં પ્રવેશતે ધર્મચુસ્ત ધનસુખલાલના મનમાં જે ધર્મમંથન ઉપસ્થિત થાય છે તે રંજનને થતું નથી કારણ કે અનાથ અને પીડિતો પ્રત્યે સહાનુભૂતિ દાખવવામાં તે કોઇ પણ વ્યક્તિને ત્યાજ્ય કિંવા બહિષ્કૃત લેખતી નથી. ઢેડવાડો કે ધર્મવાડો બન્ને તેને મન સમાન છે. રંજનના હાસ્યના એક ટુકડા પર વારી જતા સાક્ષર વિમોચન રંજનનું રેખાચિત્ર જે શીર્ષક હેઠળ પ્રકટ કરે છે તેમાં જરાયે અતિશયોક્તિ નથી.

" રાજકીય ઝંઝાવાતમાં ઝઝુમતા જુવાનોને જીવનભરની ચમચમતી ચીમકી લગાવી ખરી ખુદાઇ કયાં કેન્દ્રીત થયેલી છે એ બતાવનાર એક વીર વીરાંગનાનો આ ટુંકો પરિચય છે. "

ખરેખર ! સાક્ષરશ્રી વિમોચન રંજનના આ કૃત્યમાં " ખરી ખુદાઇ " નિહાળે છે તે વાસ્તવિક છે. કહેવાતા અત્યંજોની સ્નેહભરી સારવાર કરવામાં " ખરી ખુદાઇ " નથી તો બીજે કયાં છે ?

હવે આવે છે વાર્તાનું કરૂણ પણ ભવ્ય અવસાન. જેલમાં ભયંકર અગ્નિજ્વાળામાંથી યુરોપીય બાળાને બચાવતાં કથાનાયક અરુણ પોતાની આંખો ખુએ છે. જીવનભરમાં કદી ન અકળાયેલો આ વીર યુવક પોતાની નિરાધારતાનો વિચાર કરતાં અકળાય છે. રંજનને માટે તેનું હૃદય ઝંખે છે અને પાસે બેઠેલી પુષ્પાને તે રંજન કહી સંબોધે છે અને તેને ખબર પડે છે કે તે રંજન નથી ત્યારે તે નિરાશાના મહાસાગરમાં ડૂબે છે. પુષ્પાને હવે સમજ પડે છે કે અરુણનું હૃદય રંજનથી જ સંતોષાશે. પરિણામે રંજનની ઉદારતા તે પાછી વાળે છે અને કહે છે કે " જેવા મને સોંપેલા તેવા હું તને પાછા સોંપું છું. " પરન્તુ પુષ્પાના આ કથનમાં સંપૂર્ણ સત્ય નહોતું. રંજન આ અસત્ય તરતજ શોધી કાઢે છે અને પ્રત્યુત્તર આપે છેઃ " એક માત્ર આંખ સિવાય. " આ વાક્ય દાખવે છે કે રંજને અરુણની ચક્ષુવિહોણી પરિસ્થિતિનો પૂરેપૂરો વિચાર કરીને જ તેને પાછો સ્વીકાર્યો –અને આ કૃત્યમાં તેના પ્રેમની જે પરાકાષ્ઠા અને હૃદયની દિવ્યતા દષ્ટિગોચર થાય છે તે વાર્તાના અન્યથા કરૂણ અંતને ઉચ્ચ તથા ઉદાત્ત કોટિએ લઇ જાય છે. જેવો છે તેવો અરુણ રંજનનો હૃદયનાથ જ છે–ચક્ષુવિહીન અરુણ રંજનને મન જરાય ઓછો પ્રિય નથી ઉલટું અરુણને તે ખરેખરી ઉપયોગી થઇ

* કિસનને આ વિશેષણ લગાડવું જરાયે વ્યાજબી લાગતું નથી. હા તે ધનાભગતના આશ્રય હેઠળ ઉછરેલો હોઇ અંત્યજ બાળક તરીકે લેખાય એ તદ્દન સ્વાભાવિક છેઃ પરન્તુ આ પ્રસંગની પહેલાં જ કર્તાએ આર્જિક રસનદ્વારા સ્પષ્ટ કર્યું છે કે કિસન ધનસુખલાલ જેટલો જ ઉચ્ચ કોટિનો હતો.

શકશે એ વિચાર તેને ઘણું સામાર્થ્ય આપે છે. જીવનથી કંટાળેલો અરુણ આત્મહત્યા કરવાનો પ્રયત્ન કરે છે અને રંજન તેને બચાવી લે છે ત્યારે આ બે પ્રણયીઓ વચ્ચે જે વાર્તાલાપ થાય છે તે રંજનાના ઉચ્ચ ચારિત્ર્યને સુચરાથી મઢે છે:

" રંજનગૌરી, મને મરવા ન દીધો તો ભલે. પણ હું અંધ તો જીવતે મરેલો જ છું."

" હું તમને મારી આંખો આપું તો?"

" જીવીશ તો કોઇની જ આંખે જોવાનું છે ને ?"

" તો પછી મારી જ આંખે જુઓ. "

પરન્તુ અરુણ કહે છે:—

" મને જીવતો રાખીને શું કરશો ? હું ઘરના કામનો નથી, કુટુંબના કામનો નથી અને દેશના કામનો નથી. "

રંજન જે પ્રત્યુત્તર આપે છે તે લાક્ષણિક છે:—

" મારે કામના છો તો. "

આમ પાર્થિવ ચક્ષુઓ ખોઇ અરુણ દિવ્ય ચક્ષુઓ પ્રાપ્ત કરે છે તેમાં રંજનનો ફાળો જેવો તેવો નથી. રંજનની મહાનુભાવતા સિવાય આવું સુંદર અને મંગળમય અવસાન અશકય હતું. રંજનનું આ કૃત્ય સાત્વિક પ્રેમની ભવ્યતા સમજાવી વાર્તાના નામને સાર્થક કરે છે.

આમ રંજન મન્થનકાળની ગુજરાતણના સંસ્કારિતા અને અસ્મિતા, શૌર્ય અને સાહસ, તેજ અને ભભક, સાત્વિક સ્નેહ અને અપૂર્વ આત્મત્યાગની જીવન્ત મૂર્તિ સમી ગુર્જર વાઙ્મયના સ્ત્રી રત્નોમાં અનેરા અંબારથી ઝળહળી રહે છે.

---

## પ્રભુ હું તારી છું તું મારો થા.

**અખિલેશ !**

ગરીબગૃહમંદિરે આવી પાછો કાં ફરે ? કોટી કોટી યત્ને તને પ્રાપ્ત કર્યો અને મને અટૂલી મૂકી આમ ત્વરિતગતિથી કાં ચાલ્યો ? અનેક યુગોથી મહા પ્રયત્ને માયામાં ભમતાં દિલને તારા પ્રતિ વાળ્યું. આજે તું મળ્યો અને ક્ષણમાં તજી કયાં ચાલ્યો ?

**સર્વેશ !**

હવે ન જતો. હું તારી છું. તું મારો થા. મારી અલ્પતા તું પૂર્ણ કર. શું મારી આવી વૈભવહીન મઢૂલી તને ન ગમી ? આવ વિશ્વવિહારી આવ ! એ ઝગમગતા ઝેરી વૈભવો પાછળ રહેલી મલિનતા તને નજરે દર્શાવું. એ મોહક ભપકામાં કાં ફસાય ?

ઓ દયાનિધિ ! જો સ્વહસ્તે રચેલ આ મારી સ્વચ્છ રંક ઝુંપડી, એ દુ:ખી અને પીડિતનું વિશ્રામસ્થાન છે. નિહાળ આ સુંદર શીલાઓ, તે પર કંઇ સંસૃતિનાં દુ:ખોથી ત્રાસેલાં ઘડીભર વિરામ લે છે. ને આ મારૂં જલપાત્ર અનેક તૃષિત પ્રાણીઓના આશીર્વાદ લઇ લઇ પૂર્ણ પવિત્ર બન્યું છે.

**તાત !**

આ બાહ્યસાજ તારે ગ્રાહ્ય છે કે કેમ ? હવે આ માનસિક સાધન જો પછી અયોગ્ય લાગે તો ખુશીથી જજે મારા આત્મધન.

અનેક જન્મોનાં તારા પ્રેમપુનિત સ્મરણોથી ઝરેલાં અશ્રુબિન્દુથી સ્નાન કરી કરી શુચિ બનેલ આલી હૃદયાસન, તારીજ સ્મૃતિમાં રાચતું મન, તથા તારામય બનેલો આ આત્મા. બોલ બોલ કૃપાનિધાન બોલ ! હવે મને છોડી તું કયાં જશે ? રસનાએ તારૂં મંગલ રટણ છે, ચક્ષુએ તારી અમોલી મૂર્તિ છે, હવે તું મારાથી દૂર કયાં જશે. પિતા ! પિતા ! હું તારી છું. તું મારો થા !

મનોરમા મંગળજી શાસ્ત્રી

# રક્ષાબંધન

લેખક :
શ્રી. સુરેશ ગાંધી

કવિએ આ આલીશાન મકાનમાં એક ખંડ ભાડે રાખ્યો હતો. આ ઓરડામાં તેના પુસ્તકો કોઇ ઉન્માદીની ચિત્તવ્યથા જેમ અસ્તવ્યસ્ત દશામાં પડેલા હોય એક ઠંડા પાણીનો કૂજો દૂર પાણીયારા ઉપર આનંદથી કોઇ સ્થિતપ્રજ્ઞ પંડિતની જેમ આરામમાં પડેલો હોય.

કવિના ઘરમાં કોઇ નહોતું. એકાકી માણસના જીવનમાં ઘણીવાર કશું જાણવા જેવું નથી મળતું, એમ કવિના જીવન પાછળ દટાઇને પડેલા ઇતિહાસની શોધ કોઇએ કરી નહોતી. છતાં કવિનું વય વધારે નહોતું. માંડ વીસેક વસંતની ચારુતા એણે પીધી હશે. એથી એના અંગેઅંગમાં પ્રફુલ્લતા જણાતી હતી. એનું સ્વરૂપ ભગવાન પુષ્પધન્વાને ઘડીભર લજ્જા પમાડે એવું હતું. એની વિશાળ છાતીમાં એની નીડરતાના ધબકારા સંભળાતા હતા, અને એના પગલે પગલે પ્રભુતા વેરાતી હતી.

પ્રભાતમાં જ્યારે બાજુના બાગમાં શેફાલી ફુલો ખીલી ઉઠતાં અને એની સૌરભથી વાતાવરણ મહેકી ઉઠતું, ત્યારે કવિ એની પથારીમાંથી ઉઠતો. પહેલાં તો એ એના ખંડની બારીમાંથી ડોકીયું કરી બહારની સુવર્ણ સૃષ્ટિને નીરખવા અધિરો બનતો. એની આંખો દૂર સુધી ક્ષીતિજની કિનારીને માપવા મથતી, એના સુવર્ણરંગમાં ચિતરાયેલી કોઇ સ્વપ્નસુખીનું દર્શન કરવાની એની અભિપ્સા જાગ્રત થતી. પછી એના નિત્યના કાર્યક્રમથી નિવૃત્ત થઇ એના વાળને એ જરમની દાંતીયા વતી અનેરી છટામાં હોળી લેતો. ત્યારે એનામાં જે સૌંદર્ય ખીલી ઉઠતું એ કોઇ પણ કુમારીકાના અંતરની સ્નેહી ઉર્મિઓ જગાવવા બસ થાય.

એની ધોતીયાની પાટલી એ ચીપીચીપીને પાડતો, અને શ્વેતરંગી દુપટ્ટા ઉપર ચિતરેલા મયુરના ચિત્ર ઉપરથી એ બ્રશવતી ચોંટેલી રજ કાઢી નાખતો. પછી એ સ્વસ્થ થઇ કશુંક લખવા બેસતો.

કવિને હજુ કોઇ જાણતું નહોતું. એના કીર્તિધ્વજનો ફફડાટ હજુ કોઇએ સાંભળ્યો નહોતો. એના કાવ્યોમાં જે ભાવના એ પાથરતો એમાં વસંતની પ્રફુલ્લતા હતી. શેફાલી ફુલના પ્રથમ ઉઘાડ સમયે જે માર્દવતા દૃષ્ય થાય છે એ એમાં અચૂક હતી.

પણ એના કાવ્યો કોઇ વાંચતું નહિ. કારણ એ એકાકી હતો. એનું સ્વજન સંબંધી કોઇ નહોતું. એના કાવ્યોનાં ભાવદર્શનમાં કે કલાચિત્રણમાં કોઇ પણ રસમુગ્ધ માનવ પ્રાણી આકર્ષણ પામે એ અશકય હતું. કારણ એ બધાં આત્મલક્ષી હતા. અને બીજાને સંબોધીને એ ભાગ્યે જ લખતો.

છતાં શોભાએ એનામાં કંઇક જોયું હતું. એ તેના સામેજ બરાબર રહેતી હતી. એની બારી અને કવિના દ્વાર વચ્ચે માંડ પચ્ચીસેક ફુટનું અંતર હતું.

કવિએ એને ઘણીવાર જોઇ હતી. જ્યારે એ બધા કાર્યથી નિવૃત થઇ કાવ્યલેખનમાં એના મુગ્ધચિત્તને પરોવવા પ્રયત્ન કરતો ત્યારે એના સામેની બારીમાંથી શોભાનું સ્મિતભર્યું મુખારવીંદ જાણે એને સત્કારતું હોય એમ અમૃતવર્ષા વર્ષાવતું.

શોભા સૌંદર્યજ્વાલા હતી. માંડ પંદરેક વસંતની સુગંધકટોરી એણે પોતાના અંગમાં ઢાલવી હશે. એ સર્વાંગે અનુપમ હતી. એની આંખોમાં કોઇ લોહચુંબક હતું. એની વાંકી વળેલી ભમરોમાં મેઘધનુષ ચિતરાઇને પડ્યું

હતું. એના હોઠ ઉપર ઉઘડતા મચકુન્દની પ્રફુલ્લતા હતી.

કવિની એ કાવ્યમૂર્તિ હતી. એને જ્યારે એ જોતો ત્યારે એના અંતરની સીતારી રણઝણી ઉઠતી, અને કોઇ દિવ્ય સંગીત છેડી એના આત્માને મુગ્ધ કરતી.

શોભા એની એક વૃધ્ધ માતા સાથે ત્યાં રહેતી હતી. એ અત્યંત સાદી હતી. નવાયુગની ફેશનથી એ પર હતી.

એણે કદીયે ક્રીપ ડી ચાઇની કે એવા બીજા વસ્ત્રાલંકારોથી એના દેહને વિભુપીત કર્યો નહોતો. છતાં એની સાદાઇમાં એનું લાવણ્ય કોઇ ગુલાબના ગોટા જેમ ખીલી ઉઠતું, અને એના હૃદયની સુકુમારતાનું દર્પ્ય આપતું.

ધીરે ધીરે કવિની કાવ્યગતીએ ક્રમાંતર કર્યું. પહેલાં એના કાવ્યો આત્મલક્ષી હતા. હવે એ પરલક્ષી બનતાં ગયા. પહેલાં એ ફુલ, પતંગીયા, આકાશમાં રાત્રિએ ટમટમતાં અસંખ્ય દીપકો, અને ત્યાં અખંડ મૌનમાં વિરાજતા મહાવિશ્વના નિયંતાને ગીતની અર્ધ્યાંજલિ ધરતો, અને તેના અપાર કાર્યો, મહાન ઉપકારો, અને માનવકલ્યાણની પ્રચંડ ભાવના માટે, કવિનો પ્રાણ એના ચરણમાં ઢોળાઇ જતો.

પણ હવે કવિ એ બધું ભૂલી ગયો. કોઇ કુસુમના સ્વપ્ન જેમ એ બધું. પવનલહરી સાથે ઉડી ગયું. માત્ર શોભાનું સ્મરણ એના હૃદય સાથે જડાઇ ગયું.

એ લખતોઃ

" ઓ શોભા! કોઇ સ્વપ્નમૂર્તિ જેમ તું મારા જીવનને સ્પર્શે છે, અને હજુ તારો જીવનધ્વનિ મને સ્પર્શ કરતો નથી ત્યાં તું અદ્દશ્ય થઇ જાય છે. છતાં હું તને ભૂલી શકતો નથી. શોભા! મારા હૃદય મંદિરે હું તારૂં આરાધન કરૂં છું, અને ત્યાં રાત્રિ દીવસ સળગતા શ્રદ્ધાના દીપકમાં તારી સનાતન ઝંખના પ્રગટાવું છું.

તું કોઇક દિવસ અહીં આવીશ એ આશાએ હું બેસું છું. પૂજારી જે શ્રદ્ધા પ્રભુમાં રાખે એવી અચલ શ્રદ્ધાથી, મારા જીવનના ભવ્ય મૌનમાં હું તારા પ્રણયનો પડઘો પડવા દઉં છું."

× × ×

પણ શોભાની કલ્પનાસૃષ્ટિ જૂદા પ્રકારની હતી. એ બહુધા આત્મનિમજ્જનમાં એનો ઘણોખરો સમય કાઢતી.

જ્યારે મધ્યરાત્રિએ આકાશનો સૌભાગ્યચંદ્ર અમૃતમય તેજરાશીનો દિવ્યમુકુટ પહેરી કોઇ મસ્તકવિની ભવ્ય કલ્પના જેવી છટાથી મેઘવૃંદોમાં વિહાર કરવા નીકળતો અને સૌંદર્યમુખી ધવલ તારલીઓ ગગનના સ્વચ્છ આંગણમાં એ રાજરાજેશ્વરના સ્તુતિગાન ગાવા એકઠી મળતી ત્યારે કોઇ સ્વપ્નસુંદરી જેમ શોભા એની અગાસીમાં એક ફાટેલી ગોદડી ઉપર પડી પડી કશુંક ચિંતન કરતી હોય.

એ કલ્પનાની નાની બાળકી હતી. જો કે એની બરાબર સામેજ વસતા પેલા કવિરાજ જેવી કલ્પનાઓ એને ભાગ્યેજ આવતી, અને એનું ભાવનાક્ષેત્ર મર્યાદિતજ હતું. એનું ચિંતન પણ એકજ વ્યક્તિના સંસ્કારસ્પર્શથી ઘડાયેલું હતું, અને એમાં નિર્દોષભાવમયતા, થોડીક લાગણીઓ અને ઉર્મિના સંપર્ક શિવાય કશુંયે નહોતું.

બે વર્ષ પહેલાં એણે એક ભાઇ ગુમાવ્યો હતો. એનું નામ જ્યોતિ હતું. અને એ સંપૂર્ણ જ્યોતિમય હતો. એના સંસ્કારબળથી શોભાનું જીવન ઉચ્ચ આદર્શોથી ઘડાયેલું હતું. એણે શોભાને ઘણું ઘણું શીખવ્યું હતું; અને બદલામાં એને બહેન તરફથી ઘણું મળ્યું હતું.

સારા સંસારને પાવન કરે એવો ઉજ્જ્વલ પ્રેમ. ભારતવર્ષમાં વસતી બહેનો આ

સંસારનું વિશિષ્ટ ભાવનાઅંગ છે એના ભાઇના જીવનમાં એ જે ઉલ્લાસ અને આનંદ રેડે છે, એના ચારિત્ર્યમાં જે ઉજ્જવલતા રેડે છે એ અનન્ય છે.

બે વર્ષ પહેલાં જ્યોતિનો સ્વર્ગવાસ થયો હતો. પણ શોભા એને ભૂલી શકી નહિ, એના મધુરસ્મરણ શિવાય સંસારની કટુતા, સ્વાર્થીલી, ઝેરીલી ફુંક કદાચ એનો વિશ્વાસ જગત ઉપરથી ઉઠાડી દેત; એ સન્યાસીની બની જાત.

પણ જ્યોતિના સ્મરણે એને ટકાવી રાખી હતી. એના અંતરના એક લાગણીઓના ખુણામાં એ નિત્ય બીરાજતો હતો, અને શોભાના જીવનમાં કવિતા ભરતો હતો.

× × ×

શોભાએ કવિને જોયો હતો. એના ગૃહની સામેજ એ રહેતો હતો. માત્ર પચ્ચીસ ફુટનું અંતર. અને શોભાનું હૃદય એટલા અવકાશમાં નિરંતર તરતું હતું.

એની આંખો સામે કવિની હસતી મૂર્તિ બીરાજતી હતી. એ હાસ્યમાં કોઇનું સ્નેહાળ, મમતા ભરપૂર, નિર્દોષ મોઢું સંતાયેલું હતું. એ મોઢું એના ગત ભ્રાતાનું હતું. બરાબર એજ પ્રતિકૃતિ, એવું સ્વચ્છ, સુરેખ પ્રતિબિમ્બ, રેખાએ રેખાએ એ વાત્સલ્ય નીતરતું હતું, અને આંખોમાં લાગણીઓનો સ્નેહ, નિર્દોષ ઊર્મિભાવ !

નહોતી. જાણે એ ગૃહદીવાલી હોય, અને આ કુંઠિત, જકડાયેલા વાતાવરણમાં પડી રહેવા જન્મી હોય એવું તેને લાગતું.

× × ×

પણ એક દિવસ અચાનક તેનામાં એ સાહસિકતા આવી ગઇ. કોઇ પણ લજ્જાશીલ યુવતી એવું કરતાં કદાચ અચકાય. પણ એ હજુ યુવતી નહોતી બની. એના નિર્દોષ મોઢા ઉપર ગાંભિર્યની છટા કદીયે પથરાઇ નહોતી, એની આંખોમાં કદીયે મસ્તી ચમકી નહોતી. એના હૃદયમાં કદીયે વાસના સળગી નહોતી.

હજુ એ પંદર વર્ષની હતી, અને એના શૈશવ મુખમાં એની સરળતા અને ઉચ્ચ ચારિત્ર્યનું પ્રતિબિમ્બ પડેલું હતું.

એ દિવસ નાળીયેરી પૂર્ણિમાનો હતો. આકાશમાં સુવર્ણરંગની વાદળીઓએ સ્વસ્તિકો પૂર્યા હતા, અને મયૂરોના પીચ્છકલાપ જેવી છટાથી કોઇ કોઇ ઠેકાણે ભાવનાની કવિતા ઝળકતી હતી.

શોભાએ કવિના ગૃહમાં પગ મૂકયો. એના નૂપુર ઝંકારથી ધ્યાનસ્થ કવિ જાગૃતિમાં સરી પડયો, બાજુના બાગમાંથી કોઇ કોકિલનો ધ્વનિ બંસીના સ્વર જેમ ઉછળીને શાંત થયો.

'શોભા !' કવિએ ઉભા થઇ શોભાને સત્કારતા મંગલાચરણ કર્યું.

એની વૃત્તિઓ કથળી ગઇ; હૃદય ઉપરનો કાબુ જતો રહ્યો. વાસનાની આગથી એ સળગી ઉઠયો. એની સંસ્કારિતા વણસી ગઇ. શુદ્ધબુધ ખોઇ બેઠેલા કોઇ પામર માનવકીટ જેમ એ આગળ વધ્યો અને શોભાને એની કટીમાંથી ઉંચકી ઉછળતા હૃદય સાથે દબાવી દીધી. કોઇ ઉન્માદિ જેમ એ બોલતો હતો:

'ઓ સ્વરૂપમૂર્તિ ! તારા દર્શને હું ધન્ય થયો છું. મેઘવૃષ્ટિ થતાં જેમ ચાતકની તૃષા છીપાય, શશાંક દેખતા જેમ ચકોરીની ઉર્મિ ઉછળી પડે, એમ તારા સંયોગે, ધન્યમીલનપળે હું આનંદિત થયો છું.

તારી માર્ગદર્શનામાં હું દિવસ રાત બેઠો હતો ઓ કાવ્યમંગલા ! હું ગીતો રચતો હતો એમાં તારા સ્વરૂપનું નિરંતર ચિંતન તરતું હતું. તારા અમુલ્ય સ્મિતની ભાવના એમાં હતી. ઓ પ્રણયદેવી ! તારા ઉરના રસદ્વાર ઉઘાડી મને અંદર ખેંચી લે. આ પામરતામાંથી દિવ્યતામાં લઇ લે.

અને એણે શોભાને કચરી નાખી.

શોભા કંઇ પણ બોલી નહિ. મૌનની ખંડિત પ્રતિમા જેમ એ ત્યાંથી ઉઠીને ચાલી નીકળી. એની આંખોમાં ધોધમાર અશ્રુપ્રવાહ હતો. દિપક હોલવાઇ ગયા પછીનું ધુમ્રછાયા જેવું કલાન્ત વદન લઇને એ કવિના ગૃહમાંથી બહાર નીકળી.

× × ×

રાત્રે જ્યારે સ્વગૃહે કવિ આવ્યો ત્યારે નીબીડ અંધકાર પથરાઇ ગયો હતો. દીવાસળીની પેટી કાઢી એણે 'શેડલેમ્પ' સળગાવ્યો.

અસ્તવ્યસ્ત દશામાં પડેલી એના ગૃહની મધ્યમાં કોઈ નિરાશવદની સુંદરી જેવી ચુંથાયેલી સાદડી પડી હતી. હાથવતી તેનો એક છેડો પકડી સરખી કરતાં કઇંક ઉછળીને એના ચરણ પાસે પડ્યું.

એ કેસરી રંગનો નાનકડો દોરો હતો. વચ્ચમાં બે ત્રણ નીલરંગી ફુમતાં ચોંટેલા હતા. એ રક્ષાબંધન હતું. શોભા એના ભાઇને બાંધવા આ પૂર્ણિમાના શુભ દિવસે ત્યાં લઇ આવી હતી.

રક્ષાબંધન હાથમાં લઈ કવિએ દિપક પાસે ધર્યું. ખંડિત કૌમારની આંખોમાંથી સરેલા થોડાક અશ્રુબિન્દુ ત્યાં ચમકતા હતા.

× × ×

એની જરીપૂરાણી આરામખુરશી ઉપર પડયા પડયા કવિએ શોભાનું ચિંતન શરૂ કર્યું.

એના એક હાથમાં રક્ષાબંધન હતું.

ખૂબ કલ્પનાઓ કર્યા પછી એનું મોઢું પડી ગયું. આકાશના લલાટમાં શોભતો ચંદ્ર પણ એની તેજસ્વી પીચ્છકલા છુપાવી સૃષ્ટિને કલાન્તરૂપમાં મૂકી ચાલ્યો ગયો. કોઇ કરુણરૂદન જેવું ગીત ગાઇ એક પંખી માળામાં પોઢી ગયું.

' ઓ શોભા ! ઓ શોભા ! કહી કવિએ એનું મસ્તક ખુરશીના હાથા ઉપર પછાડયું.' ' હું તને સમજી શકયો નહિ બહેન ! ઓ વાત્સલ્યમૂર્તિ ! તું શા માટે મારા સામે હસતી હતી એ હું નથી જાણી શકયો; બહેનો ભાઇ સામે કેવા ભાવથી હસે છે એ હું બહેન વગરનો, શલ્યમન પામર જીવ શી રીતે જાણી શકું ? "

અશ્રુ પ્રવાહથી કવિના વસ્ત્રો ભીના બની ગયા. પછી એ તેના ટેબલ પાસે ગયો. તેમાંથી નાની વાસરીકા એણે કાઢી જેમાં એ સુંદર પ્રેરણાથી દીપી ઉઠતા, ભાવનાઓથી લચી પડતાં કાવ્યો લખતો હતો.

એણે જોયું તો એમાંનું દરેક કાવ્ય એના સામે તિરસ્કારથી હસી રહ્યું હતું !

---o---

# રાયચુરાકૃત :

ગુજરાતમાં ગૃહે-ગૃહે વંચાતું રસિક સાહિત્ય : પ્રેમશૌર્યભર્યું લોક સાહિત્ય બળવંત સમાજ પીતા અને પુત્રી સાથે વાંચી શકે તેવું નિર્દોષ સાહિત્ય

રચવામાં

## રાયચુરા આજે સર્વત્ર પંકાય છે



| | |
|---|---|
| સ્નેહપૂર્ણા : સચિત્ર | રૂ. ૩- ૦-૦ |
| સોરઠી વીરાંગનાની વાર્તાઓ : સચિત્ર | ,, ૨- ૦-૦ |
| હાલચીવડાની દશ વાર્તાઓ : | ,, ૧- ૮-૦ |
| રાયચુરાની રસીલી વાર્તાઓ : [ બીજી આવૃત્તિ ] સચિત્ર | ,, ૧- ૮-૦ |
| કાઠિયાવાડની લોકવાર્તાઓ : [ બીજી આવૃત્તિ ] સચિત્ર | ,, ૧- ૮-૦ |
| રાસ મંદિર : [ બીજી આવૃત્તિ ] સચિત્ર | ,, ૧- ૦-૦ |
| કાઠિયાવાડી દુહા : [બીજી આવૃત્તિ] સચિત્ર | ,, ૧- ૦-૦ |
| રસિયાના રાસ : સચિત્ર | ,, ૧- ૦-૦ |
| વ્યાસજીની વાર્તાઓ : સચિત્ર | ,, ૧- ૮-૦ |
| પારેવાં : | ,, ૦- ૬-૦ |
| નવગીત : | ,, ૦- ૬-૦ |
| પ્રેમલીલા : પ્રથમ ભાગ : સચિત્ર | ,, ૧- ૪-૦ |
| ગાંધીયુગની વાર્તાઓ : સચિત્ર | ,, ૦-૧૨-૦ |
| મહીપાળદેવ : સચિત્ર | ,, ૨- ૮-૦ |
| હાલચીવડાનો ડાયરો : સચિત્ર | ,, ૧- ૮-૦ |
| રાયચુરાની રસકથાઓ : સચિત્ર | ,, ૧- ૮-૦ |
| સોરઠી લોકવાર્તાઓ : સચિત્ર | ,, ૧-૧૨-૦ |

લખો:

પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ.

વડોદરા

# દિવ્ય લગ્ન

અંજની

હસતી રમતી ચાલી આવી,
લટકાળી મટકાળી આવી,
આજે તો દીવાળી આવી:
એનો તે શો ઠાઠ !

કુમકુમ પગલાં પૂરતી આવી,
આનંદની એ મૂર્ત્તિ આવી,
ભરતી ઉરઉર સ્ફૂર્તિ આવી:
ભારતમાં રળિયાત ! ૧

દિશેદિશા અજવાળીને,
રસદારોને ખોલાવીને,
દુઃખદાવાગ્નિ હોલાવીને
પાથરતી પ્રકાશ:

દુશ્મનોને દોસ્ત કરંતી,
જગભરમાં ઉલ્લાસ ભરંતી,
જુગજુગજૂના ક્લેશ હરંતી–
આશા શ્વાસેશ્વાસ ! ૨

એને શા નામે પિછાનો ?
'ઈશ્વરપુત્રી' 'લક્ષ્મી' માનો ?
'અગ્નિસુંદરી' કહે વિદ્વાનો–
એનાં નામો લાખ:

આભ અને ધરણીનાં લગ્ન,
સૌરજનો કેરો મહાયજ્ઞ,
કરી દે જનગણમન મગ્ન
દીવાળી વિખ્યાત ! ૪

સુભગ નવલ વસ્ત્રો પહેરીને,
શીર્ષે પત્તિં શીઆવીને,
થળથળ દીવડાઓ ઝળકીને
ઝળકાવે સંસાર:

યુવાનો, વૃદ્ધો ને બાળો,
ગણી અવસર નિરનિરાળો,
ઉર્મિઓને દે ઉછાળો
ભારતને વિસ્તાર ! ૫

બારે બારે તોરણ સોહે,
આંગણિયામાં સાથિયા મોહે,
સંગીતના આરોહ અવરોહે
રણકે હૃદયતાર:

બાર માસે આવી એક વારે,
દીવાળી ફોરે ઉર દ્વારે,
નવજીવન-ચેતન જગઆરે
પૂરે ફરી વાર ! ૬




# એક સ્મરણચિત્ર

રજુ કરનાર :
શ્રી. કિસનસિંહ ચાવડા

દુનિયાનાં દુઃખ અને દુષ્ટતા ઉપર કુદરત રડતી હોય એવો વરસાદ પડતો હતો. વાતાવરણમાં વિષાદ અને સૂનકાર હતાં. કવિઓએ સુંદર અને ભવ્ય કલ્પેલી વર્ષા અત્યારે તો ભયંકર લાગતી હતી. બોરીબંદર જેવો કોલાહલભર્યો લત્તો પણ રાત્રે નવ વાગ્યામાં જાણે મધરાત વિતી હોય એવો શાંત અને સૂનો લાગતો હતો. વિજળીના ઝબકતા દીવાના અંધકાર ફેડવાના મરણિયા પ્રયત્નો છતાં અંધારૂં સ્પષ્ટ લાગતું હતું. રેનકોટથી વિંટળાયલો અને છત્રીથી રક્ષાયલો હું બોરીબંદર આગળ ટ્રામમાંથી ઉતરીને સ્ટેશન તરફ ધસતો હતો ત્યાં વિજળીના દીવાના થાંભલાને અડકીને એક ભીંજાતો અને પાણીથી તરબોળ ભિખારી માત્ર હાથ લાંબો કરીને શાંત ઉભો હતો; વરસાદ તરફ વાતાવરણનાં વિષાદ અને સૂનકાર તરફ એને જાણે કંઇ લાગતુંવળગતું ન હોય. આમ તો દયા, કરૂણા, સહાનુભૂતિ અને બંધુપ્રેમનાં ભાષણો કરી કરીને કેળવાયલી મારી બુધ્ધિ ભિખારીને જોતાં જ ક્રોધને જન્માવતી અને દેશના આ દળદર તરફ હું ઘૃણા અને તિરસ્કારથી જોતો. ભાગ્યે જ મેં ભિખારીને પાઇપૈસો આપીને અથવા કોઇ ગરીબનું દુઃખ ફીટાડીને એમની આંતરડી ઠારી હતી પણ વ્યાખ્યાનમાં અને લેખો દ્વારા હું દુનિયાને ગરીબો તરફ સહાનુભૂતિ અને દયા રાખવા નીરાંતે કહેતો. અને ધીરે ધીરે પછી તો આ વિરોધાભાસ જીવનસ્વભાવ બની ગયો હતો. એટલે પહેલી દૃષ્ટિએ તો આ ભિખારી તરફ અછડતી નજર ફેંકીને ચાલવા માંડયું. પરંતુ થોડે જઇને કોણ જાણે કેમ પાછું આવવાનું મન થયું. પગ પાછા વળ્યા અને આવીને પેલા ભિખારીના હાથમાં એક આનો મુક્યો. પાછું ચાલવા માંડયું અને પગ પાછા ન ઉપડયા. ફરીથી પાછા આવીને મેં એને પૂછ્યું, " તારે કંઇ ખાવું છે ? " ને એણે બહુ વિચિત્ર દૃષ્ટિએ મારી સામે જોયું. આંખોમાં દુઃખ, તિરસ્કાર અને કાંઇ ન સમજાય એવા ભાવ હતા. એણે હા કહી અને મેં સામેની હોટેલમાંથી થોડું ખાવાનું લાવી આપ્યું. હું મારે રસ્તે પડયો. પછી તો જ્યારે જ્યારે રાત્રે હું બસ કે ટ્રામમાં નીકળું ત્યારે એ ભિખારીને બરાબર એજ સ્થિતિમાં એજ ઠેકાણે ઉભેલો જોઉં. ધીરે ધીરે સમભાવ થએલો કે કયારેક તો ખાસ એની પાસે જઇને આનો બે આના સુધી આવું. પછી તો એવું થયું કે હું ત્યાંથી નીકળું અને જો એને ન જોઉં તો મને કંઇક ઓછું આવે. બે ત્રણ વખત ન જોયો એટલે મને જરા લાગ્યું

પણ ખરું કે એ ક્યાં ગયો હશે? ભૂખે તો નહીં મરી ગયો હોય, અથવા આપઘાત તો નહીં કર્યો હોય. એક સાંજે તો ત્યાં થોડીવાર જાણે બસની રાહ જોતો હોઉં એવો દેખાવ કરીને મેં એની વાટ જોઈ. પણ એ દીવાની નીચે અંધારામાં ભિખારીને બદલે હું એકલોજ ઉભો રહ્યો, ભિખારી ન મળ્યો. માનવતાની ભીનાશ માણસના હૃદય અને મન બન્ને જીવનમાં ક્યારેક તો ભીનાં બનાવે છે.

[ ૨ ]

જેલમાં ન્યુમોનીઆ થઇ ગયો હતો અને સ્થિતિ જરા નાજુક બની એટલે મને શહેરની મોટી હોસ્પીટલમાં લાવવામાં આવ્યો હતો. થોડા દિવસની સારવાર પછી દસ મીનીટ લાકડીને ટેકે ગેલેરીમાં ફરવાની રજા મળી હતી. હોસ્પીટલમાં સહવાસ કોનો? પાસેના દર્દીનો અને મારી દેખરેખ માટે રહેતા પોલિસમિત્રોનો. એટલે ખૂબ કંટાળું ત્યારે ગેલેરીમાં રાખેલી દર્દીની આરામ ખુરશીમાં બેસીને કાં તો આકાશ તરફ અથવા વરસતા વરસાદ તરફ જોઇને મન વાળતો. કારણ ત્યાં સમી સાંઝ ખૂબ ભયંકર લાગતી. વેદનાથી પીડાતા દર્દીઓ ચીસો પાડતા, નર્સો તેમને ઘાંટા પાડીને ધમકાવતી, નોકરો કામની વહેંચણી ખાતર લડતા અને ભંગી નીરાંતે બિચારા દર્દીઓને ગાળો ભાંડી ઘણીવાર પછી મેલું ઉપાડતો. દવાની ગંધ, કોઇના મેલાની દુર્ગંધ અને દર્દીઓના ચિત્કાર, આ બધી વસ્તુઓ હોસ્પીટલને નરક સમું બનાવતી. મારા સુભાગ્યે મારી પાસેના ખાટલાનો દર્દી જે હંમેશા જોરથી સૌને ગાળો ભાંડતો, બુમો પાડતો અને દવા પીવડાવવા આવનારી નર્સને અતિશય પજવતો તે આજે પાંચ વાગે હોસ્પીટલ છોડી ગયો હતો. મને એમ હાશ હતી કે આજે રાત્રે જરા નીરાતે ઉંઘ આવશે. સાંઝના સાત સાડાસાત થયાં હશે. એટલામાં એક ડોળી લાવીને મારા ખાટલા પાસે મુકાઇ. દર્દીને મારી પડોશના ખાટલામાં સુવાડવામાં આવ્યો. રાત્રે નવેક વાગે ડોક્ટર ચક્કર મારવા આવ્યા. નવો દર્દી એટલે તપાસ્યો. ડોક્ટરે પુછ્યું એટલે નર્સે કહ્યું કે આ માણસ રસ્તામાં ફુટપાથ પર પડ્યો પડ્યો ખૂબ ચીસો પાડતો હતો; કોઇ ગાડીવાળાને દયા આવી તે અહીં લઇ આવ્યો. મેં એનું નિવેદન લેવા માંડ્યું પણ એણે કંઇ જ કહેવા ના પાડી; નામ પણ નથી કહેતો. મને જરા કુતુહલ થયું. હું મારા ખાટલામાં બેઠો થયો અને ઝાંખીને જોવા માંડ્યું. મને મોઢું પરિચિત લાગ્યું, એવો હું ઉઠીને પાસે ગયો. એ તો એજ પેલો ગોરીબંદરવાળો ભિખારી. ડોક્ટરને મેં કહ્યું, "ઉભા રહો હું પુછી જોઉં, હું ઓળખું છું." મેં પાસે જઇને ધીરેથી પુછ્યું, "ભાઇ, જરા ધીરેથી તમારું નામ કહીને તમારી હકીકત લખાવો છો?" મારો અવાજ એણે પારખ્યો કે કોણ જાણે પણ એણે તરત પોતાની ઇચ્છા દર્શાવી. પાસે ઉભેલી નર્સે લખવા માંડ્યું. મેં તો એને હિંદી બોલતા સાંભળેલો; પરંતુ શુધ્ધ અંગ્રેજીમાં એણે જ્યારે બોલવા માંડ્યું ત્યારે સૌની જેમ મારાં પણ આશ્ચર્ય અને કુતુહલનો પાર ન રહ્યો.

"મારું નામ ત્રિલોકનાથ છે. હું રાયબરેલી જીલ્લાનો એક શ્રીમંત જમીનદાર છું. આખો ઇતિહાસ તો લાંબો છે પણ ટુંકામાં વાત એવી છે કે યુરોપથી પાછા ફર્યા પછી મને મારી પોતાની સ્ત્રી તરફ અણગમો થયો. સ્વચ્છંદી અને મુક્ત વાતાવરણમાંથી અને નર્યા વિલાસી સંસ્કારોના કેન્દ્રોમાંથી હું પાછો ફરેલો એટલે મને નવીનતાનો કોઇ અજબ મોહ લાગ્યો. સ્થૂલરૂપનું આકર્ષણ અસહ્ય થયું. પરદેશ ગયો તે પહેલાં હું મારી સ્ત્રીને દેવીની જેમ પૂજતો અને ચાહતો. લોકોમાં સજ્જન અને ગુણી ગૃહસ્થ તરીકેની મારી પ્રતિષ્ઠા હતી. મારે એક તરફથી આ પ્રતિષ્ઠા

જાળવવી હતી અને બીજી બાજુ મારી કામનાઓની સિદ્ધિ પણ જોઈતી હતી. એટલે મેં બેવડું જીવન શરૂ કર્યું. દેખાડવાનાં ભાવ જુદા અને આચરણ એનાથી ઉલ્ટાં. આ વિરોધાભાસની સર્વથી પહેલી અસર મારી સ્ત્રી ઉપર થઈ. એને શંકા ગઈ. એ શંકાનું સમાધાન કરીને એને સમઝાવવાને બદલે મને પહેલાં ઓછું આવવા માંડ્યું, પછી ગુસ્સો શરૂ થયો અને એ તિરસ્કારમાં પરિણમ્યો. ધીરે ધીરે આ મનદુઃખ વધતું ગયું. મારા અસ્થિર મને મારી સ્ત્રીની ચાલચલગત ઉપર વહેમ ખાધો. મારા એકના એક ભાઈ તરફ અવિશ્વાસની લાગણી થઈ. આવી મનોદશા કેમ થઈ ગઈ, શા માટે આવી અશ્રદ્ધા જન્મી, કેમ આ અંતર વધ્યું, વગેરે વિચારવાની મને ઈચ્છાજ ન થઈ. મારી શંકા દિવસે દિવસે વધારે મજબુત બનતી ગઈ. મારા ભાઈએ એક રાત્રે આવીને મને કહ્યું કે ગામમાં બહુ ખરાબ વાતો ચાલે છે. મારે જરા ધ્યાન રાખવું જોઈએ. તેજ રાત્રે મારી સ્ત્રીએ પણ રડતાં રડતાં મને તીવ્ર મ્હેણું માર્યું. મારા મનમાં ચોક્કસ થયું કે આ બન્ને વચ્ચે આડો સંબંધ છે. એજ મધરાતે મેં મારી સ્ત્રીનું ખૂન કર્યું. ખૂન કરતાં પહેલાં જે ખુન્નસ, હિંમત અને તાકાત હતાં તે ખૂન કર્યા પછી સરી પડયાં! મને લાગ્યું પોલિસ પકડશે, દેશમાં ગેરઆબરૂ થશે અને ફાંસી મળશે. મૃત્યુ અને બેઆબરૂથી ડરીને હું રતોરાત ઘરમાંથી નાઠો. નાસતી વખતે કંઈ જ ભાન ન રહ્યું. આખર રખડતો છુપાતો મુંબાઈ આવ્યો. વર્તમાનપત્રોમાં સમાચાર પ્રગટ થયા. મારી શોધ માટે ઇનામ પણ જાહેર થયું. આ બધું મેં જાણ્યું પણ મને કશુંજ સુઝતું નહોતું. પેટને ખાતર અને પોલિસથી ડરીને ગોદી પર મજુરી કરવા માંડી. દાઢી વધારી, કપાળે અને ગાલે બેચાર ઘા કરીને સુરત કદરૂપી બનાવી મુકી કે તરત ઓળખાઈ ન જવાય. મજુરીની ટેવ નહીં એટલે અતિ શ્રમથી એક દિવસ તાવ આવ્યો. ચાર પાંચ દિવસ સુધી ખાધાપીધા વિનાજ પડી રહ્યો. પછી જ્યારે ઠીક થયો ત્યારે એ સખત મજુરી કરવા જેટલી તાકાત નહોતી એટલે મારે નસીબે ભીખ એજ ધંધો હતો. આપઘાત કરવાની ઈચ્છા થઈ પણ જીવ ન ચાલ્યો. આખરે થાકીને બોરીબંદર સ્ટેશન આગળ રોજ સમીસાંઝથી મોડી રાત સુધી મુંગો મુંગો હાથ પસારીને ઉભો રહેતો. આંખો બનતા સુધી આંધળી હોવાનો ડોળ કરતો: ભીખ માગતા આવડે નહીં એટલે ભાગ્યેજ બે ચાર પૈસા મળતા. એમાંથી ખાતો ન ખાતો અને પડી રહેતો. આ ભાઈએ ઘણી વખત મને ખવડાવ્યું છે અને પૈસા પણ આપ્યા છે. પાછો એક દિવસ તાવ આવ્યો. ભિખ માગવા જેટલી પણ હામ ન રહી. ભુખે ભુખે અને તાવના દર્દથી અસહ્ય વેદના થવા માંડી. ફુટપાથ પર પડયા પડયા મારાથી ચીસો પડાઈ ગઈ. ગાડીવાળાને વળી દયા આવી ને અહીં લઈ આવ્યો. મને હવે મરવા દો."

ડૉક્ટર, નર્સ અને આસપાસ ભેગાં થએલાં અમે સૌ આ રહસ્યકથા સાંભળી રહ્યા. ડૉક્ટરે એક ઇંજેક્શન આપ્યું, નર્સે દવા પીવડાવી અને સૌ વિખરાયાં. સર્વના ગયા પછી હું એની પાસે એક નાનું સ્ટુલ નાંખીને બેઠો. થોડીવારમાં એને ગભરામણ, શરૂ થઈ, માણસ અને મૃત્યુ વચ્ચે જાણે યુદ્ધ જામ્યું. માણસ જાણે છે કે મરવાનું છે જ છતાં તે મૃત્યુ સામે ઝુઝવાના મિથ્યા વલખાં મારે છે. આ ભયંકર જીવનમાં મેં નહીં જોયેલું અને નહીં કલ્પેલું આ સુગું પણ મહા ભયંકર બે તત્ત્વોનું યુદ્ધ જોઈને હું તો કંપી ઉઠયો. મને ભયના રોમાંચ થયાં. એટલામાં નર્સ દવા પીવડાવા આવી. શું પીવડાવે? અકસ્માત મોઢું બિડાયું, નેત્રો બિડાયાં, યુદ્ધ થંભ્યું અને મૃત્યુના છેલ્લા કારમા ઘા એ માણસ એને શરણે થયો.

# ✻ ✻ શ્રી. નરસિંહરાવભાઈનાં વિધવાવિષયક કાવ્યો ✻ ✻

લેખક: શ્રી. ભાનુશંકર બા. વ્યાસ, એમ. એ.

ગુજરાતમાં દલપત–નર્મદ યુગમાં સાહિત્યનાં વિવિધ સ્વરૂપ દ્વારા પ્રજાના માનસને શિક્ષણ આપવાના પ્રયાસની શરૂઆત થઇ. એ યુગના સાહિત્યકારોનું પ્રધાન ધ્યેય ગુજરાતને વિશિષ્ટ પ્રકારનું સાહિત્ય આપવું એટલું જ ન હતું. અથવા તો માત્ર અંતરના ઉદ્ગારને કવિતામાં વ્યક્ત કરવામાં. કે કોઇ વિચાર કે તર્કને શબ્દસ્વરૂપ આપવામાં જ એ સાહિત્યકારો પોતાના પ્રયત્નની સાર્થકતા ગણતા નહિ. તેમની સમક્ષ એ વખતનું લોકજીવન હતું. એ લોકજીવનના અનિષ્ટ અંશો તેમને ડંખતા હતા. એ અનિષ્ટ અંશોથી મુક્ત થવાને–તેમાંથી લોકજીવનને મુક્ત કરવાને તેમને ઝંખના હતી. તેમની દૃષ્ટિએ પ્રભાતનાં નવ–કિરણોનાં દર્શન કર્યાં હતાં, તેમાંથી બળપ્રેરક પ્રકાશ મેળવ્યો હતો એટલે તેમણે કવિતા દ્વારા નવા :અંશોનો સ્વીકાર કરવા અને જૂના અનિષ્ટ અંશોનો ત્યાગ કરવા પ્રજાને પ્રેરણા આપી.

આવાં જુનાં અનિષ્ટનો વિચાર કરતાં આપણું સામાજીક જીવન આપણી સમક્ષ પ્રથમ રજુ થાય છે. અને તેમાં પણ વિધવાઓનું કરૂણ જીવન .આપણને વિશેષ વિચાર કરવા પ્રેરે છે. નર્મદે વિધવા પર સામાજિક રૂઢિને અંગે જે. જુલમ ગુજારવામાં આવે છે તેનો તાદૃશ ચિતાર એનાં કાવ્યોમાં આપણને આપ્યો છે. આવાં ચિત્રો દ્વારા વૈધવ્યદશાનો દુઃખદ ચિતાર રજુ કરી સામાજિક સ્થિતિમાં પરિવર્તન થાય એવો ઊંડો ઉદ્દેશ પણ નર્મદનો ખરો. નર્મદનાં એ ચિત્રો લાગણીના અતિરેકથી અથવા તો ઉચ્ચ કવિદર્શનના અભાવે ઘણીવાર ભ્રષ્ટ કાર્ય નથી બનાવી શકયાં પરન્તુ આ દિશામાં પ્રથમ પ્રયાસ તરીકે નર્મદના એ પ્રયત્નો નોંધ લેવા યોગ્ય છે.

આ દિશામાં નર્મદ પછી શ્રીયુત નરસિંહરાવભાઇના પ્રયાસોની ગણના આવે છે. વિધવા-જીવન વિશે એમના કાવ્યોમાં માત્ર સત્ય વસ્તુસ્થિતિનું દર્શન કરાવીને અટકતા નથી. વાસ્તવિક દર્શન કવિત્યમય રીતે રજુ કરવામાં શ્રી. નરસિંહરાવભાઇને સંપૂર્ણ સફળતા મળી છે એમ આપણને જણાય છે. આવાં કાવ્યો જીવનના અમુક અંગને જ સ્પર્શીને લખાયલાં હોય છે અને તેમાં પણ એ અંગમાં સર્વદા લાગણી પ્રેરવાની શક્તિ ન જ હોય એટલે જેટલે અંશે માનવહૃદયના અંશ–ધબકાર એવાં કાવ્યોમાં પ્રતિબિંબીત થયા હોય તેટલે અંશે તેવાં કાવ્યો વિશેષ સમય સુધી લોકપ્રિય થઇ રહે છે. શ્રી. નરસિંહરાવભાઇનાં વિધવાજીવનને સ્પર્શતાં કાવ્યો અત્યારે પણ અપ્રસ્તુત નથી લાગતાં કારણ કે વિધવાઓનાં જીવનમાં આપણાં સમાજમાં થયેલ પરિવર્તન કિંચિત જ છે.

હવે શ્રી. નરસિંહરાવભાઇએ કેવી કુશળતાથી આ વિષયને કાવ્યોમાં ઊતાર્યો છે તેનું દર્શન કરીએ. આ દર્શનમાં પહેલાં આપણે " કુશી પડેલી બાળવિધવા "નું કાવ્ય લઇએ. પ્રસંગ બહુ જ સામાન્ય છે. કોઇ પૂર્વાશ્રમના જનાર્દન ( રા. રમણલાલ દેસાઇ કૃત ' દિવ્યચક્ષુમાં ' )ના વચને ફસાઇને કોઇ બાળવિધવા સગર્ભા બની છે. બીજો કાંઇ માર્ગ ન જણાયાથી તે નદીમાં પડી આપઘાત કરવા પ્રયત્ન કરે છે તે વખતનું ચિત્ર આ કાવ્યમાં છે.

પ્રસંગના આકર્ષણોથી લુબ્ધ થઇને આપણે પાપ કરીએ તો પણ પાપનું પાપત્વ ઓછું થતું નથી. આ કાવ્યમાં વિધવાના પાપના ચિતારને

અનુરૂપ ભૂમિકા કવિએ શરૂઆતમાં સર્જેલા પ્રકૃતિચિત્રમાં છે. સરિતા, તારકગણ, વૃક્ષો, વાયુ—સર્વે 'પ્રકૃતિતત્ત્વો આ વાતાવરણને ઉપજાવવામાં નિયુક્ત કરાયાં છે.

માનવની નિર્બળતાનો સ્વીકાર કરીને દોષને હમદો કરવાની વૃત્તિ ઘણે સ્થળે અત્યારે આપણને જણાય છે. આવી વૃત્તિ આ કવિમાં જરા પણ જણાતી નથી. આત્મ ઘાતથી વિધવા પોતાના પાપનું વિસર્જન કરવા ઇચ્છતી હોય છે કે તરત કવિ તેને ચેતાવે છેઃ—

"જો પાપ જોતું તું જને રહ્યું અટ હાસે."

અને એ પાપથી નિવૃત્ત થવાનો માર્ગ પણ કવિ દર્શાવે છે. તેમ કરતાં કવિહૃદયમાં રહેલી અડગ શ્રદ્ધા અને ઇશ્વરપરાયણતા બહાર આવે છે. પવિત્રતાનો દમ્ભ ધરાવતું જગત નહિં પણ ઇશ્વરજ માનવનાં પાપનું નિવારણ કરી શકે છે માટે ઇશ્વરને આશ્રયે જવાની સલાહ કવિ બાળવિધવાને આપે છે.

છતાં એ ફસી પડેલી બાળવિધવા તરફ કવિ હૃદયમાં અનુકમ્પા પ્રવર્તે છે. અને તેથીજ તેને માટે 'નિર્દોષ દોષિત' એવા શબ્દો કવિએ વાપર્યા છે. પરન્તુ અન્તે તો એ વિધવાના પતનનો ધબકાર સંભળાય છે, અને કવિનો પ્રકોપ એ વિધવા પરથી ખસીને એ વિધવાને એવી પરિસ્થિતિમાં લાવી મૂકનાર રૂઢિ તરફ પ્રેરાય છે,

"આ સર્વ પાપ તુજ જો શિર ક્રૂર રૂઢિ."

આના કરતાં જરા જુદા પ્રસંગનું બીજું કાવ્ય તે "કારાગૃહમાંની વિધવા" આ કાવ્યમાં પણ ફસી પડેલી વિધવાની કથા વર્ણવેલી છે. અને બાળકના વધના આરોપથી જેલમાં પડેલી વિધવાનું જીવન કવિએ કાવ્યમાં ઊતાર્યું છે.

કાવ્યની શરૂઆત અને પરિસમાપ્તિ કારાગૃહના ચિત્રથી કરવામાં આવી છે. કાવ્યને વધારે રસપૂર્ણ અને હૃદયંગમ બનાવવાને કવિએ સત્ય વસ્તુ-સ્થિતિની ભૂમિકા એક અનુરૂપ સ્વપ્નદર્શન દ્વારા રજુ કરી છે. સ્વપ્નની ચમત્કૃતિ આપણને અનેક સ્થળે સાહિત્યમાં મળી આવે છે. સ્વપ્ન પછી પણ સ્વપ્નમાં અનુભવેલા ભાન આપણને પ્રત્યક્ષ થાય છે એટલે સ્વપ્નના ચિત્ર દ્વારા કાવ્યમાં કવિત્વના અંશનું દર્શન વિશેષ થાય છે.

પ્રસંગનું વાતાવરણ સંપૂર્ણ જમાવવા માટે પ્રકૃતિનાં તાદશ વર્ણનો શ્રી. નરસિંહરાવભાઇનાં કાવ્યોમાં અનેક સ્થળે આવે છે. પ્રકૃતિ અને પ્રસંગના અંશોનો એકાત્મભાવ અનેક વાર આપણે જોઇએ છીએ. આ કાવ્યમાં પણ એવું વર્ણન છે.

તેમજ પાપ થયા પછી પરિસ્થિતિનું ભાન થતાં વિધવાને જે પશ્ચાત્તાપ થાય છે તેનું ચિત્ર કરૂણતાભર્યું અને હૃદયસ્પર્શી છે.

"ક્યહાં જાઉં આ વિશ્વ વિશાળ સાંકડું લાગે રે
શ્યામ મ્હારૂં કર્મ કરાળ ભર્યું સર્વ જાગે રે."

આ પ્રમાણે પશ્ચાત્તાપથી સળગતી એ સુન્દરીને માનવન્યાય કારાગૃહમાં ધકેલી દે છે. કવિ પાસે તો દમ્ભી જગતમાંથી બચવાનો જે માર્ગ છે તે જ એ ઉચ્ચારે છે. માનવકૃત કારાગૃહ કરતાં માનવહૃદયમાં રહેલું કારાગૃહ વધારે દુઃખદ છે. અને તેમાંથી ઇશ્વર સિવાય કોણ મુક્ત કરે ?

આ જ પ્રકારનું એક ત્રીજું કાવ્ય લઇએઃ " વિધવા બાલાશ્રમની પાસે. " આ કાવ્યમાં માતા બનેલી વિધવા પોતાનું કૃત્ય અજ્ઞાત રહે તે ખાતર જન્મેલા બાળકને આશ્રમની પેટીમાં મૂકવા આવી છે તે સમયનું ચિત્ર છે. આ કાર્ય કરતાં વિધવાને પોતાનું કર્મ પ્રસક્ષ થાય છે અને જે પ્રલોભનોને એ વશ થઇ પડી તે પ્રલોભનો પણ અત્યારે એની સ્હામાં આવી ઉભાં રહે છે. તે ઉપરાંત બાળકથી વિખુટી પડતી—પરાણે વીખુટી પડતી માતાના હૃદયનો ચિતાર

પણ કવિએ પ્રસંગવશાત્ આપી દીધો છે. અને એ વિધવા જગતને ઉદ્દેશીને કહે છેઃ—

" અરે પણ ઓ જગત નિષ્ઠુરા
સુતા માતને કરી વિખુટાં
પાપભાર શો તું શિર ધારે. "

આ પ્રમાણે માતાના હૃદયની લાગણીઓ નો પ્રવાહ આગળ વહે છે. પણ એવી પરિસ્થિતિમાં એ પ્રવાહ માટે આગળ વધવાનું સ્થળ ક્યાંથી હોય ? એટલે એ પ્રવાહ સહસા અટકે છે અને

" છેલ્લાં ચુમ્બનો અધુરાં જ
લઉં લધુ અધરપુટ પર આજ "

એમ કહી

" અંધારે યુવતી ચાલી, જોયું પાછું ફરી નહીં ".

આ જ કોટિનું એક વિશેષ કાવ્ય લઇએ " દેગાયલી વિધવા અને ન્હેનું માંદું બાળક." આ કાવ્યમાં એક વૈધવ્યમાં એક વૈધવ્યદશામાં માતા બનેલી સ્ત્રી પોતાની બાળકીને લઇ જગતથી દૂર એકાંતમાં આવી છે. ત્યાં એની બાળકીને લઇ જવા મૃત્યુરૂપી રાક્ષસ આવ્યો હોય તેવું તે વિધવાને જણાય છે, અને તે એ રાક્ષસના સ્વરૂપથી ભય પામે છે. પરન્તુ રાક્ષસ તેને પોતાના ખરા સ્વરૂપનું ભાન કરાવે છે અને તે દિવ્ય દૂતના સ્વરૂપનું ખરું ભાન થતાં તે વિધવા પોતાનું જીવન સંમર્પીને તેની વ્હાલી બાળકીના પ્રાણ બચાવવાની યાચના તેના પાસે કરે છે. પણ એટલામાં તો બધું ચિત્ર ઊડી જાય છે અને પેલી વિધવા તથા શિશુનું શબ બે જ આપણી દૃષ્ટિ સમક્ષ રજુ થાય છે અને કાવ્યનો વિરામ આવે છે.

આ બધાં કાવ્યો શ્રી. નરસિંહરાવભાઇએ 'હૃદયવીણા'માં પ્રસિદ્ધ કર્યા છે. આ બધાં કાવ્યોમાં વિધવાની દશા તરફ કવિનો સમભાવ પ્રગટ થાય છે છતાં વિધવાઓના દોષને ન્યાય્ય ગણી એ દોષ તરફ નમ્ર વૃત્તિ કવિ કદી પણ ધારણ કરતા નથી. એટલે નૈતિક દૃષ્ટિએ દોષ એ દોષ જ કહેવાય અને તે દોષ માનવની સ્વાભાવિક નિર્બળતાનું પરિણામ ગણી તેમાં ગૌરવ માનવું એવી વૃત્તિ આ કવિમાં નથી.

વળી આ ચાર કાવ્યોમાં વિધવા-ખાસ કરીને બાળવિધવાના જીવનમાં આપણા સમાજમાં અનેક સ્થળે બન્યા હશે-બનતા હશે એવા સામાન્ય પ્રસંગોનો સમાવેશ થઇ જાય છે. અવિભક્ત કુટુંબના જીવનને અંગે કે એવાં બીજાં સામાજિક બંધારણને અંગે વિધવાઓને જેટલું સહન કરવું પડે છે તેટલું અનેક રીતે આપણે જાણતા થયા છીએ. એટલે ન્હાની મ્હોટી બધી વિગતોની અહિં અપેક્ષા રાખવી અસ્થાને છે.

આ ચિત્રો ઉપસ્થિત કર્યા પછી એ દુઃખ —એ બંધનોમાંથી વિધવાને મુક્ત કરવાનો ઉપાય શો ? આવો પ્રશ્ન સમભાવ જાગ્રત થયા પછી વાંચનારને સ્વાભાવિક રીતે જ ઊઠે. આનો ઉત્તર કવિએ નથી આપ્યો; કોઇ પણ કળાકાર ન આપે. આ પ્રશ્નનું નિરાકરણ કરવું એ વ્યવસાય કોઇ સમાજશાસ્ત્રીનો છે. સમાજનાં બધાં અંગોની તુલા બરાબર રહે એવી સમાજની ઘટના થવી જોઇએ અને એ ઘટના ન થાય ત્યાં સુધી એક કે બીજા અંગને અન્યાય થતો રહેવાનો. આવો અન્યાય થાય છે એ દુઃખદ વસ્તુસ્થિતિનું ભાન કરાવવામાં સફળ થવામાં કવિના પ્રયાસની પર્યાપ્તિ છે.

---

## વિજ્ઞપ્તિ

ગુજરાત સાહિત્ય સભા તરફથી ચાલુ વર્ષ માટે વર્ષ દરમ્યાન પ્રકટ થતા સાહિત્યની સમાલોચના કરવાનું કાર્ય શ્રી જ્યોતીન્દ્ર હ. દવે ( નર્મદ ચકલો, આમલીરાન, સુરત )ને સોંપવામાં આવ્યું છે. તો સર્વે લેખક બંધુઓ તથા પ્રકાશકોને આગ્રહપૂર્વક વિનંતિ છે કે તે ભાઇને પોતાના પુસ્તકો સમીક્ષા માટે મોકલી આપવાં.

અમદાવાદ : લી. મંત્રીઓ, ગુજરાત સાહિત્ય સભા.

# દીવાળીના ફટાકડા

## પૂનમચંદ વિરુદ્ધ ચીમનલાલ

લેખક : શ્રી. 'નિરંજન'

[ નિવૃત થયેલ ન્યાયાધીશ સાહેબ શ્રી. ચીમનલાલ મનમોહનદાસ શ્રોફે તેમની પાડોશના ઘરમાં રહેતા શેઠ પૂનમચંદ રમણલાલ શાહ ઉપર જીલ્લાની કોર્ટમાં દાવો માંડયો હતો. પૂનમચંદના ચિરંજીવીઓએ દીવાળીના દિવસોમાં ફટાકડા ફોડી શ્રોફ સાહેબનું મગજ પકવી નાંખ્યું હતું અને તે માટે તેમણે નુકશાની માંગી હતી. જીલ્લા કોર્ટે તેમને એક રૂપીઓ નુકશાની તરીકે આપવાનો પૂનમચંદને હુકમ કર્યો હતો, જેની સામે પૂનમચંદે હાઇકોર્ટમાં અપીલ નોંધાવી હતી. એ અપીલની સુનાવણી નામદાર ન્યાયમૂર્તિઓ મી. જેમ્સ બીગફુલ અને શ્રીયુત ગણપતી શર્મા સમક્ષ થઇ હતી. એ બન્ને ન્યાયમૂર્તિઓએ એ અપીલના આપેલા જાણવાજોગ ચૂકાદા નીચે મુજબ છે: ]

**ના. ન્યાયમૂર્તિ મી. જેમ્સ બીગફુલ:** " આ દાવાને લગતી જે વિગતો મારે ધ્યાનમાં લેવા જેવી છે, તે બહુ જ સાદી છે. ચીમનલાલ અને પૂનમચંદ એક બીજાના પાડોશી છે અને બાજુ બાજુના ઘરમાં રહે છે. ચીમનલાલ નિવૃત્ત થયલા ન્યાયાધીશ છે; એમની પત્ની લાંબા સમયથી ગુજરી ગઈ છે અને એમને કાંઇ છોકરાં નથી. પૂનમચંદને અર્ધોક ડઝન કચ્ચાંબચ્ચાં છે. ગઇ દીવાળીના દિવસોમાં આ દાવાનું કારણ ઉભું થયું છે. પૂનમચંદના છોકરાઓએ ખુબ ફટાકડા ફોડવાથી ચીમનલાલની તબિયતને નુકશાન પહોંચ્યું છે, એમ તે કહે છે. વૃદ્ધાવસ્થાને કારણે એમની તબિયત નરમ ગરમ ચાલ્યા કરતી હોય એ સંભવિત છે. ફટાકડાના અવાજે તેમના કાન બહેરા કરી મૂકયા છે અને તેના ધુમાડાથી તેમના ફેફસાં પર માઠી અસર થઇ છે, એમ તે કહે છે. અને તે વાતના સમર્થનમાં તેમણે ડોકટરોનાં પ્રમાણપત્રો રજુ કર્યાં છે. પૂનમચંદ તેના જવાબમાં જણાવે છે કે ફટાકડાના અવાજ અને ધુમાડાથી નહિ પણ વૃદ્ધાવસ્થાને કારણે જ તેમના કાન બહેર મારી ગયાં છે અને ફેફસાં નબળી સ્થિતિમાં છે. ફટાકડા ફોડાયા તે પહેલાં એમના કાન અને ફેફસાંની કેવી સ્થિતિ હતી, તે સંબંધી ડોકટરોના પ્રમાણપત્રો રજુ થયાં નથી, એટલે કદાચ પૂનમચંદની તકરાર સાચી હોય એમ લાગે છે. પરંતુ એ બાબત સાથે મારા નિર્ણયને બહુ સંબંધ નથી. પૂનમચંદનો સૌથી સંગીન બચાવ એ છે કે દીવાળીના દિવસો હોવાથી છોકરાઓ કુદરતી રીતે જ ફટાકડા ફોડે અને તેમ કરતાં તેમને અટકાવી શકાય નહિં.

પૂનમચંદનો બીજો બચાવ એવો છે કે છોકરાંઓના નુકશાનકારક કૃત્ય માટે બાપને જવાબદાર માની શકાય નહિ. આ બચાવ કાયદાની દૃષ્ટિએ સાચો નથી તેમજ દાવાની વિગતોને લાગુ પડતો નથી. એક માણસ કરડકણો કુતરો પાળે અને તે કરડકણો છે એમ જાણવા છતાં પણ છુટો ફરવા દે અને એ કુતરો પાડોશીના છોકરાંને કરડે તો તેવા માણસથી એવો બચાવ ન કરી શકાય કે " કુતરાના કૃત્ય માટે હું જવાબદાર નથી. " તે જવાબદાર છે જ, એવી જ રીતે જ્યારે એક પિતા પોતાનાં છોકરાં માટે ફટાકડા ખરીદે અને તેમને ફોડવા માટે આપે, તે પછી એમ ન કહી શકે કે છોકરાંના કૃત્યના પરિણામ

ારે તે જવાબદાર નથી. ફટાકડાથી અવાજ ાય છે, તેમાંથી ધુમાડો નીકળે છે, વગેરે બાબતો મેવો પિતા જાણતો હોય છે. વાંદર જેવા છોક-ાના હાથમાં એવો પિતા ફટાકડા મૂકે અને પછી ેમ કહેકે "મેં તે ફોડવાની પરવાનગી કે પ્રત્તા છોકરાંને આપી ન હતી," તો તેવો મચાવ કોઇ પણ કોર્ટ માની શકે નહિ. કાયદાની દૃષ્ટિએ પિતાને એ માટેનું જ્ઞાન છે, એમ માની લેવામાં આવે છે. પૂનમચંદે પોતાનાં છોકરાંને ફટાકડા ખરીદી આપ્યાં છે, એ વાત જુબાનીથી સાબીત થઇ ચૂકી છે. પરિણામે તેની જવાબદારી સંપૂર્ણ રીતે છે. પરંતુ કાયદાની દૃષ્ટિએ બીજાં કારણો તપાસતાં પૂનમચંદની એ જવાબદારી ઘણી ઓછી થઇ જાય છે; બલ્કે બિલકુલ રહેતી નથી, એવો મારો અભિપ્રાય છે, એટલે આ બચાવ વિષે નિર્ણય આપવાની જરૂર મને જણાતી નથી.

બન્ને પક્ષના એડવોકેટો તરફથી એમ કબુલ કરવામાં આવ્યું છે કે હિન્દુ પ્રજા દીવાળીના તહેવારો ઘણાં લાંબા સમયથી–અનેક વર્ષો થયાં ઉજવે છે, સુપ્રસિધ્ધ પુરાતત્વવેતાઓના અનેક પુસ્તકો જોઇ મેં નક્કી કર્યું છે કે ત્રેતાયુગના મધ્યકાળથી એ તહેવારો ઉજવાય છે. હિન્દુ શાસ્ત્રો કાળની ગણત્રી વર્ષોથી નહિ પણ યુગથી કરે છે, એ ગણત્રી મને જરાય સમજાતી નથી, એમ મારે કબુલ કરવું જોઇએ, પરંતુ પ્રમાણભૂત પુસ્તકો ઉથલાવતાં એ વિષય પરત્વે મેં ઘણું જ્ઞાન મેળવ્યું છે. એ જ્ઞાન ઉપરથી હું એમ ખાત્રીપૂર્વક કહી શકું કે દીવાળીના તહેવારો ઉજવવાનો રીવાજ હિંદુસ્થાનમાં લગભગ ૧૮૦૦૦ વર્ષ પહેલાંથી ચાલ્યો આવે છે. અર્થાત એ રીવાજ ઘણો જુનો છે; એ રીવાજ કદી પણ બંધ રહ્યો નથી અને પરિણામે કાયદાની દૃષ્ટિએ એ રીવાજ બંધનકારક ગણી શકાય. હિંદુ ધર્માવલંબીઓમાં કેટલાકની એવી માન્યતા છે કે વિષ્ણુ ભગવનના અવતાર શ્રી કૃષ્ણે નરકાસુરનો વધ કર્યો ત્યારથી આ રીવાજ ચાલુ થયો છે. બીજી પણ એવી એક માન્યતા છે કે અયોધ્યાનો રાજકુમાર રામચંદ્ર લંકાના રાજા રાવણને મારી જ્યારે પોતાની રાજધાની અયોધ્યામાં પાછો ફર્યો ત્યારે તેની પ્રજાએ આખા શહેરમાં ખુબ દીવા કરી ઉત્સવ ઉજવ્યો હતો અને ત્યારથી એ દીવસો તહેવારો તરીકે ઉજવવાનો રીવાજ ચાલ્યો છે. એ માન્યતાઓમાંથી કયી સાચી અને કયી ખોટી તેનો નિર્ણય મારે કરવાની જરૂર નથી. કયા દિવસે યા કેટલાં વર્ષો પહેલાં એ રીવાજ ચાલુ થયો તે વિષે નિર્ણય કરવાની સદભાગ્યે જરૂર રહેતી નથી. કાયદાને લાગેવળગે છે ત્યાં સુધી એટલી બાબત જુબાનીથી સ્પષ્ટ થઇ છેકે આ રીવાજ ઘણો જુનો છે અને તેથી સંગીન બચાવ તરીકે તે આગલ ધરી શકાય તેમ છે. આ કોર્ટના હિન્દુ કાયદાને લગતાં અનેક આગલા ચૂકાદાઓમાં એમ નિર્ણિત કરવામાં આવ્યું છે કે કાયદાની હજારો કલમો કરતાં જુનો રીવાજ વધુ બલવત્તર છે. અલબત્ત, એવો રીવાજ કોઇ પણ રીતે વધારા પડતો કે ગેરબાજબી ન હોવો જોઇએ. દીવાળીના ઉત્સવો ઉજવવાનો રીવાજ કોઇ પણ રીતે વધારા પડતો કે ગેરવાજબી છે, એમ હું માની શકતો નથી. પરિણામે બચાવ–પક્ષનો એ બચાવ હું કબુલ રાખું છું.

બીજું એક કારણ પણ ધ્યાનમાં લેતાં ચીમનલાલની તકરાર કાયદાની દૃષ્ટિએ ટકી શકતી નથી. ચીમનલાલ જે ફરિયાદ કરે છે તે વાજબી છે કે ગેરવાજબી ? એ બાબતનો નિર્ણય કરવા માટે હિન્દુ સમાજના સંજોગો અને તેની રહેણી કરણી ધ્યાનમાં લેવા જોઇએ. ચીમનલાલ અને પૂનમચંદ બન્ને હિન્દુ છે અને એક બીજાના પાડોશી છે; તેઓ હિંદુઓથી વસાયેલા લતામાં રહે છે. આજુબાજુ બીજાં અનેક

ઘર છે અને તેમાં ચીમનલાલ જેવા બીજા વૃદ્ધ અને માંદલા માણસો રહે છે, તેમ છતાં તેમણે કોઈએ પૂનમચંદનાં છોકરાંના ફટાકડાથી પોતાની તબિયત બગડ્યાની ફરિયાદ કરી નથી; કે તેમની કોઈની શાન્તિમાં ખલલ પડી નથી. પરિણામે એમ ન ઠરાવી શકાય કે ફટાકડા ફોડવાનું કાર્ય ગેરવ્યાજબી હતું. મને તો લાગે છે આ દાવા માટે ચીમનલાલનો પોતાનો સ્વભાવ અને તેના પોતાના સંજોગો વધારે જવાબદાર છે. ન્યાયાધીશ પદપરથી નિવૃત્ત થયા છતાં લોકોને દબડાવવાની તેમની આદત હજી ચાલુ છે. તેમને પોતાને કાંઈ છોકરાં નથી એટલે છોકરાંઓના મસ્તી તોફાનથી તે [illegible] કેર છે. એ વાંદર જેવા પોર્યાંઓને [illegible]મુમાં રાખવા–ખાસ કરીને દીવાળી જેવા [illegible] માન્તે કેટલું બધું મુશ્કેલ કામ છે, તે તો કોઈ અનુભવિ પિતાજ સમજી શકે. આ કારણે જ ચીમનલાલે આ દાવો માંડ્યો છે. તેમને સલાહ આપનાર વકીલોએ પણ યોગ્ય સલાહ નથી આપી એમ મારે સખેદ કહેવું પડે છે. છેલ્લા ૧૮૦૦૦ વર્ષથી આ રીવાજ ચાલુ છે છતાં એક પણ દાવો એ રીવાજના કારણે આ હાઈકોર્ટમાં કે આખા હિન્દુસ્થાનની કોઈ પણ હાઈકોર્ટમાં આવ્યો નથી. એ ઉપરથી સાબીત થાય છે કે ચીમનલાલની માંગણી ગેરવ્યાજબી છે. નીચલી કોર્ટે તેમને નુકશાની બદલ રૂપીઓ એક આપવાનો હુકમ કરતી વખત આ બધી બાબતો લક્ષમાં લીધી નથી. એ હુકમ હું રદ ફરમાવું છું અને આ અપીલ કબુલ રાખું છું. પૂનમચંદને થયેલો અત્યાર સુધીનો બધોય ખર્ચ ચીમનલાલે આપવો."

**શ્રી. ન્યાયમૂર્તિ ગણપતિ શર્માઃ** “ મારા વિદ્વાન બંધુએ આપેલા ચૂકાદામાં મારી સંપૂર્ણ સંમતિ છે, જો આ અપીલ અમે રદ કરીએ તો મને ભય રહે છે કે દીવાળીના ફટાકડાને કારણે અનેક દાવા આ કોર્ટમાં આવે. પરિણામે ફટાકડામાં નાણાંનું પાણી થાય છે તે કરતાં હજારગણું વધારે પાણી કોર્ટોમાં થાય અને વકીલોના ખીસાં તર થાય. જો એ કારણો ધ્યાનમાં લઈ મારા વિદ્વાન બંધુએ આ અપીલ કબુલ રાખી છે, તે કારણો સાથે પણ મારી સંમતિ છે. દીવાળીના તહેવારો ઉજવવાનો રીવાજ જુનો છે; લાંબા વખતથી ચાલે છે અને ગેરવ્યાજબી નથી, એ સદભાગ્યે નીચલી કોર્ટમાં જ સાબીત થયું છે. નહિ તો મારે કદાચ સાક્ષીના પીંજરામાં જઈને એ વાત સાબીત કરવી પડત. મને એ બાબતનું સારી રીતે જ્ઞાન છે. હું સમજણો થયો ત્યારથી એ રીવાજ પળાતો મેં અનુભવ્યો છે. મને યાદ છે કે હું નાનો હતો ત્યારે મારા ગામના કુંભારના ગધેડાની પૂંછડીએ મેં અને મારા મિત્રોએ ફટાકડાની લુમ બાંધી સળગાવી હતી, જેને પરિણામે તે કુંભારના હાથનો તેમજ મારા બાપના હાથનો થોડોક પ્રસાદ મારે ચાખવો પડ્યો હતો. એવા બનાવોની યાદી આપવા બેસું તો આખું પુસ્તક ભરાય એમ છે, પરંતુ તેમ કરવું જરૂરી નથી મારા વિદ્વાન બંધુએ વધારામાં છોકરાંઓની ફટાકડા ફોડવાની વૃત્તિ વિષે જે કહ્યું છે તે પણ અક્ષરશઃ સાચું છે. તેમને જેમ અનુભવ થયો હશે તેમ મને પણ થયો છે. લગભગ દરેક દીવાળી ટાંકણે મારે મારાં છોકરાંઓ માટે ફટાકડા આણી આપવા પડે છે અને એ દિવસોમાં એ ફટકડાનો ઉપયોગ ઘરના સોફા ખુરશી કે ગાદલાં પર ન થાય તેની ખાસ સંભાળ રાખવી પડે છે. ગઈ દીવાળી વખતે મારા નાના છોકરાએ હું ઉંઘતો હતો તે વખતે મારા પલંગ નીચે આખી લુમ સળગાવીને મૂકી દીધી હતી. પરંતુ એવા દાખલા વધુ આપવાથી કાંઈ અર્થ સરે એમ નથી. ચીમનલાલ જેવા માણસથી એ વાત નહિ સમજાય એવી છે. આવતે જન્મે કદાચ એમને અનુભવ થશે ત્યારે સાન આવશે. ”

# ન્યાયાધીશ મિત્ર

:: કહાની ::

[ચાવલીયા વાયા, ને કોળંબા ઊગ્યા; ઊગ્યા તે જવલખાના સાહુ હોજી : ]

શ્રાવકનો છોકરો ને સોનીનો છોકરો
ઝાઝી એક બીજા પર મમતા રાખે હોજી :
ફરતા તે સાથ તેમ કરતા અભ્યાસ સાથ,
જોગ જુદાઈ તણો ન જરા પણ સાંખે; હોજી :

કરતા અવલેહના ચહેશો કોઈ રખે
વાત ગણી કાઢીને મુજ આ જૂની, હોજી :
જૂના તે ઢાળમાં આલેખું છું એક હું
કિસ્સા–કથની આજ તણા અગ્રુની ! હોજી :

સાવધ થઈ સાંભળો, સુંદરીઓ સૌમ્ય હે !
ગમશે જેઓને મુજ આ ગાણું; હોજી :
કોમળ હૈયા તણી મીઠી એ લાગણી
એથી શું અદકેરું હોય લહાણું ? હોજી :

શ્રાવકનો છોકરો ને સોનીનો છોકરો,
કરતો વાત હવે હું મારી ચાલુ: હોજી :
રમતા તે સાથ તેમ કરતા અભ્યાસ સાથ,
નામે ચંપક ને નામે બાલુ : હોજી :

ચાખે નહિ કોઈ ચીજ એક બીજાથી એકલા
સાથ વિના નહિ ખેલ તમાશા જોતા હોજી :
જીવનના ગ્રન્થના પહેલા તે ભાગના
સોનેરી સપના શા દિવસો ખોતા ! હોજી :

બોલ્યા કસ્તૂર શેઠ, પારખ પીતાંબર,
વાત કહું છું એક મહારા મનની હોજી :
ઉપજ્યો વિચાર એક અંતર મુજ એહવો,
નિરખી આપણી જોડી તનયરતનની હોજી :

" બાલુને આપના ને, ચંપકને માહરા–
મોકલીએ બન્નેને [1]એ શ ન ટા પુ હોજી :

1 England.

વાંધો જો આપને સાધનનો હોય તો,
બન્નેનો ખરચો હું ખુશીથી આપું." હોજી : ૭

ત્યારે તે બોલ્યા **પારખ પીતાંબર**:–
"શોભન વાત કરી છે, શેઠ, તમોએ; હોજી :
ઇચ્છાથી ભાગ્યની, કસબેથી ચાલતા,
રળત કરી છે સારી સરખી અમોએ ! હોજી : ૮

"વાંધો, કસ્તૂર સા, મારે જો હોય, તો
વાંધો છે એક અને બહુ મોટો, હોજી :
તમારી તે જાણમાં છે નહિ કાં, શેઠજી ?
ચાલ અમારી ન્યાત તણો બહુ ખોટો ! હોજી : ૯

"જોડયો છે હાથ જેહ સાથે મેં બાલતો,
ગઇ છે તે હાવે કન્યાવય કૂદી હોજી :
આવે છે પત્ર કૈંક જેના વડવા તણા
દેવા ઘટતું થવા અનુસારે રૂઢી !" હોજી : ૧૦

પૂછે છે મિત્રને **બાલેન્દુ** તેજ દિન
જે વખતે થઇ વાત ઉપરની ત્યારે, હોજી :
"છાયાથી શોકની ચહેરો છવાયલો
કેમ દીસે છે તારો આજ સવારે ? હોજી : ૧૧

"થતા ન ઉપચાર, યાર, થતા ન ઉપાય તેમ,
રોગ તણા, સમજે છે તું, વણ ભાખે; હોજી :
મારા સમ છે તને-સાચું બસ કહે મને,
શીય બિના મુજથી તું છાની રાખે ?" હોજી : ૧૨

"મારી તે ન્યાતની તારી પાડોશણ
**પ્રાણકુંવર**ની પુત્રી મુજને પૂજે; હોજી :
**વનવેલી** નામની સોનાની દામની,
આંખ મહીં જો સત્ય હકીકત સૂજે ! હોજી : ૧૩

"હશે કરી ભૂલ એ, યા સાહસ કર્યું એ હશે,
મ્હાળામાં તેને મેં" **ચંપક** બોલ્યો, હોજી :
"નથી નથી જાણતો હું,–મળી ન તક જાણવા,–
તારી આગળ સહુ પડદો ખોલ્યો !" હોજી : ૧૪

× × × ×

પડયા છુટા દોસ્ત એ, પડે છુટા હાથ, જેમ
ફાડી નાખ્યા કાગળના કટકા; હોજી :
ગયા વહી દિવસો અને ગઇ વહી રાત કૈંક,
રહી ગયા દિલમાં દિલના ખટકા ! હોજી : ૧૫

કહ્યા મુજબ બાપના **પારખ પીતાંબર,**
**બાલેન્દુ** ઘરસૂત્ર રહો નિજ ધારી; હોજી :
**ચંપક** ફોલાદની ભૂમિ પર ઊતર્યો,
લાંબી સફર કરીને દરિયાની ખારી ! હોજી : ૧૬
બેસીને ખંડમાં પોતાના માળના
વાંચે છે **વનવેલી** પત્રો છાના; હોજી :
ચોપાસે જોતી ને ફરી ફરી રોતી !
ડાઘ પડેલા દેખી ઉપર રડવાના ! હોજી : ૧૭
પૂર્યો વસવાટ નિજ સ્વામીના વાસમાં
**બાલ**તણી પત્ની **વિજળી**એ તીખી, હોજી :
લેવાને ચ્હાતી લ્હાવા સંસારના,
એકે જેહ હતી સદ્‌ગુણ નહિ શીખી ! હોજી : ૧૮
વીંધાતા કલેશથી ખોવાના મિત્રને
કરતો વલ્લભ જોઇ વિચાર બહોળા હોજી ;
શંકાઓ સેંકડો **વિજળી**ને આવતી,
આદરતો જેને એ મનથી મોળાઃ હોજી ! ૧૯
ઇર્ષાની આગથી સળગતા અંતરે
રામા જે ન કરે તે ઓછું રેડેલી; હોજી :
**વનવેલી** સાથના તેના સંબંધની
નબળી બહુ વાતો નગરે રેલી ! હોજી : ૨૦
**પારખ પીતાંબર** ને **શ્રાવક કસ્તૂસા**
થોડા થોડા દિવસ તણે તે ગાળે હોજી :
જાત્રા દુનિયા મહીં દુનિયાની ભ્હારની
સૂતા છેલ્લો શ્વાસ લઇ પરસાળે ! હોજી : ૨૧
લોકોનું સાંભળી **વનવેલી** રંકને
રોજ ઉઠીને **પ્રાણકુંવર** બહુ પીડે; હોજી :
બોલે નહિ જેમ જેમ વરસાવે રોષ તેમ,
વદતી વસમા વેણ ભરાઇ ચીડે ! હોજી : ૨૨
" નબળા હૈયા તણી, ને નબળા પગલાં તણી
લાજ લુંટાવી રહી છે મારા ઘરની; હોજી :
ફરતી ફળીયા મહી મરતી અહીં રોજ રોજ,
તે કરતાં તું એક વખતની મરની ! " હોજી : ૨૩
સંઘરવા તેહને થયું ન, તૈયાર કોઇ
પાવન પાલવની હા ! **વનવેલી** ! હોજી :
પ્યારાના હાથની વસતા પરદેશમાં
અટકી ગઇ કેમ ટપાલે પેલી ? હોજી : ૨૪

મદમાતી વિજળી પડદાની પાછળે
માત થવાનું દર્દ સહેતી સૂતી હોજી :
આપીને જન્મ એક મુએલા બાળને
પોતે પણ ત્યાંહિથી શકી નહિ ઊઠી ! હોજી : ૨૫

કેડે દિન કેટલાક વનવેલી બાલની
પાસ ગઈ મળવાને ઘરથી ચાલી, હોજી :
તૂટેલી માળ શી, દોરા વિણ પ્રેમના !
ભોંય પડી, રસપાત્ર પ્રમાણે ખાલી ! હોજી : ૨૬

" યારના યાર ઓ, " લાગી તે બોલવા
" લેવા છું રક્ષણ તમ પાસે આવી હોજી :
મુકું છું હાથથી મારા, હું આપના
હાથ મહીં સઘળું મુજ હાવે ભાવિઃ હોજી : ૨૭

" જૂઠી છે જ્યાં થઈ નિંદા બહુ આપણી
છો નિંદા ત્યાં થાય હવેથી સાચી, હોજી :
કહું ખરા શબ્દમાં તો, નહિ નહિ ખેદશો—
સ્નેહ રહી છું આજે હું તમ યાચી ! " હોજી : ૨૮

" હોય જ તમ જો રજા, તો વસીએ આપણે,
એક બીજાનું જીવન લઈને જોડી, હોજી :
પરંપરા ક્લેશની નિજ નિજ જઈએ ભુલી,
ન્યાત તણા જડ બંધન નાખી તોડી ! " હોજી : ૨૯

" વનિતા! શું હું કહું? શું નહિ, અથવા, કહું?
મેં પણ એક વખત તુજને હતી ચાહી, હોજી :
આજે કરૂં તેમ તો, " બાલેન્દુ બોલતો,
" મિત્ર તણા ખૂનમાં છું રહો હું નાહી!" હોજી : ૩૦

લાવે છે વર્તમાન, મતલબના એહવી
ડાક તણો કાસદ ત્યાં સત્વર ઘરમાં, હોજી :
આવે છે ક્ષેમમાં આવક ચંપકલાલ,
ન્યાયાધીશ થઈને એજ નગરમાં ! હોજી : ૩૧

બોલી શકતાં નથી બેમાંથી એક પણ,
એવી તે શાંતિ સહસા ગઈ ફેલી હોજી :
ઊભી રહી આંસુઓ ભૂમિ પર વેરતી
ગાલ ઉપરથી, તેજ સ્થળે વનવેલી ! હોજી : ૩૨

પતીલ

———•———

વિદ્યાલયની બાલિકાઓએ ભજવવા જેવી એક સામાજીક નાટિકા

# વીરબાળા

શ્રી ભાવનગર મહિલા વિદ્યાલયના શિક્ષણગણ રજુ કરે છે.

## પાત્ર પરિચય

| | |
|---|---|
| ચંદ્રકાન્ત : | એમ. એ. નો વિદ્યાર્થી. |
| જટાશંકર : | સવિતાનો પતિ. |
| કરૂણાશંકરઃ | સવિતાનો પિતા. |
| વીરબાળા : | વિદ્યાર્થિની : સ્વયંસેવિકાઓની નેત્રી. |
| સુકન્યા, ચંદ્રિકા | વીરબાળાની સખીઓ. |
| માલતી, અનસૂયા, કંચન | જ્ઞાતિની પટલાણીઓ. |
| નર્મદાબહેન : | સવિતાની માતા. |

ન્યાયાધીશ, પટાવાળો, સ્વયંસેવિકાઓ, કન્યાઓ વગેરે.

### પ્રવેશ ૧ લો

[ સ્થળઃ કચેરી. ન્યાયાધીશ પ્રવેશ કરે છે સહુ ઉભા થાય છે. ]

**ન્યાયાધીશઃ**—[ કારકુન કાગળીયા સોંપે છે. ન્યાયાધીશ ઘંટડી વગાડે છે. પટાવાળો આવે છે ] ચંદ્રકાન્ત દીનાનાથને બોલાવ.

**પટાવાળોઃ**—( મોટેથી ) ચંદ્રકાન્ત દીનાનાથ. ચંદ્રકાન્ત દીનાનાથ.

( ચંદ્રકાન્ત પ્રવેશ કરે છે )

**ન્યાયાધીશઃ**—બોલો, ખોટું બોલું તો પરમેશ્વર પૂછે.

**ચન્દ્રકાન્તઃ**—ખોટું બોલું તો પરમેશ્વર પૂછે.

**ન્યાયાધીશઃ**—તમારૂં નામ શું ?

**ચન્દ્રકાન્તઃ**—મારૂં નામ ચન્દ્રકાન્ત દીનાનાથ.

**ન્યાયાધીશઃ**—ચંદ્રકાન્ત, તમે શું કરોછો ?

**ચન્દ્રકાન્તઃ**—હું એમ. એ. નો અભ્યાસ કરૂં છું.

**ન્યાયાધીશઃ**—ચંદ્રકાન્ત તમારે શું ફરિયાદ કરવાની છે ?

**ચંદ્રકાન્તઃ**—જટાશંકર પ્રભાશંકરની ૬૫ વર્ષની ઉમ્મર થયેલી હોવા છતાં પણ તે ચૌદ વર્ષની બાલિકાને પરણવા માગે છે. મારી આ કોર્ટને વિનંતિ છે કે તે આ અયોગ્ય વૃદ્ધલગ્ન અટકાવે.

**ન્યાયાધીશઃ**—પટાવાળા, જટાશંકર પ્રભાશંકરને બોલાવો.

**પટાવાળોઃ**—જટાશંકર પ્રભાશંકર, જટાશંકર પ્રભાશંકર.

( જટાશંકર પ્રભાશંકર આવે છે )

**ન્યાયાધીશઃ**—બોલો, ખોટું બોલું તો પરમેશ્વર પૂછે.

**જટાશંકરઃ**—ખોટું બોલું તો પરમેશ્વર પૂછે.

**ન્યાયાધીશઃ**—તમારૂં નામ શું ?

**જટાશંકરઃ**—જી, મારૂં નામ જટાશંકર પ્રભાશંકર.

**ન્યાયાધીશઃ**—જટાશંકર, તમારી ઉમર ૬૫ વર્ષની હોવા છતાં પણ તમે લગ્ન કરો છો એવો તમારી સામે આક્ષેપ છે. તમારે આ વિષયમાં શું કહેવાનું છે ?

**જટાશંકર**—જી, મારી ઉંમર ૬૫ વર્ષની નથી. મારી ઉંમર તો ૪૪ વર્ષની છે. જૂઓ આ મારૂં ઉમ્મરનું સર્ટિફીકેટ.

**ન્યાયાધીશઃ**—હા, આ સર્ટિફિકેટ પ્રમાણે તો તમારી ઉમ્મર ૪૪ વર્ષની છે.

**જટાશંકરઃ**—અને સાહેબ મારૂં શરીર તો ઘણું મજબુત છે.

( ઉધરસ ખાય છે ) જીનતાનની ગોળી મ્હોમાં નાંખે છે ) ધીમા ક્રાં. ધીમો ઉતારે એવું તે તન્દુરસ્ત છે.

**ન્યાયાધીશ**—૪૪ વર્ષની ઉમ્મર નાની ન કહેવાય અને ધારો છો તેવું તમારૂં શરીર મજબુત દેખાતું નથી. તમે શા વાસ્તે આ ઉમ્મરમાં પરણો છો ?

**જટાશંકર**—( ઉધરસ ખાય છે ) મને કાંઇ પરણવાની હોંશ નથી. પણ હવે મારી ઉમ્મર વધતી જશે. ઘડપણ આવશે ત્યારે મારી ચાકરી કરનાર કોઇ જોઇએ એટલા વાસ્તેજ હું પરણું છું.

**ચન્દ્રકાન્તઃ**—સાહેબ એને પૂછો કે એ કેટલામી વાર લગ્ન કરે છે. ?

**ન્યાયાધીશઃ**—જટાશંકર તમે કેટલીવાર પરણ્યા ?

**જટાશંકરઃ**—જી, ત્રણ વાર.

**ન્યાયાધીશઃ**—ફક્ત ત્રણ વાર ?

**જટાશંકરઃ**—જી. ત્રણ વાર.

**ન્યાયાધીશઃ**—જટાશંકર, તમે ચોથીવાર પરણવા ઇચ્છો છો એ બરાબર નથી. તમારી ઉમ્મર પાકવા આવી છે. અને તમારી વૃદ્ધાવસ્થામાં તમારી સ્ત્રી તમારી ચાકરી કરે એમ તમે ઇચ્છો છો પરંતુ તમે અત્યારેજ વૃદ્ધ જેવા લાગો છો ( જ. ઉધરસ ખાય છે ) તમારી સ્ત્રી ચાકરી કરશે પણ તમારી પછી એનું શું ? એની ઉમ્મર તો નાની કહેવાય, એનો કાંઇ વિચાર કર્યો ?

**જટાશંકરઃ**—એને નામે દશ હજાર રૂપીઆં બેંકમાં મૂકવાનો છું

**ન્યાયાધીશઃ**—તમે આ લગ્નમાં એ કન્યાની સંમતિ લીધી છે?

**જટાશંકરઃ**—હા જી. એ કન્યા તો મારી સાથે જ લગ્ન કરવા ઇચ્છે છે. એ વિશે......એના પિતા કરૂણાશંકર લાલજીને પૂછી જુઓ

**ન્યાયાધીશઃ**—પટાવાળા કરૂણાશંકર લાલજીને, બોલાવો.

**પટાવાળોઃ**—કરૂણાશંકર લાલજી, કરૂણાશંકર લાલજી.

**ન્યાયાધીશઃ**—બોલો, ખોટુ બોલું તો પરમેશ્વર પૂછે. તમારૂં નામ શું ?

**કરૂણાશંકરઃ**—મારૂં નામ કરૂણાશંકર લાલજી.

**ન્યાયાધીસઃ**—બોલો ખોટું બોલું તો પરમેશ્વર પૂછે.

**કરૂણાશંકરઃ**—ખોટું બોલું તો પરમેશ્વર પૂછે.

**ન્યાયાધીશઃ**—તમારી છોકરી જે જટાશંકર સાથે પરણવા ઇચ્છે છે તેની ઉમ્મર કેટલી છે ?

**કરૂણાશંકરઃ**—તેની ઉમ્મર વર્ષ અઢારની છે.

**ન્યાયાધીશઃ**—એની ઉમ્મર અઢાર વર્ષની છે તેનો પુરાવો શો છે ?

**કરૂણાશંકરઃ**—કાશીરામ કન્યાશાળાનું આ સર્ટિફિકેટ છે. એ પ્રમાણે એની ઉમ્મર વર્ષ અઢાર થાય છે.

( ન્યાયાધીશ જુએ છે )

**ચન્દ્રકાન્તઃ**—એની ઉમ્મર તો વર્ષ તેરનીજ છે.

**ન્યાયાયાધીશઃ**—જટાશંકર સાથે મવિતા પરણવા ઇચ્છે છે ?

**કરૂણાશં-**
**કરઃ**—જી, હા. સવિતા તો એમ કહે છે કે હું એની સાથે જ પરણીશ.

**ન્યાયાધી-**
**શઃ**—આ કોર્ટ આ સગપણ રદ ઠરાવે અને બીજે સ્થળે સગપણ કરવાની તમને ફરજ પાડે તો? શું સવિતાને તે વધારે ન ગમે?

**કરૂણાશં-**
**કરઃ**—સવિતા તો કહે છે કે જેની સાથે મારૂં સગપણ પહેલી વાર થઇ ચુક્યું એજ મારો પતિ છે. એની સાથે જો મારાં લગ્ન નહિ થાય તો હું ઝેર ખાઇને મરીશ, પણ બીજે નહિ પરણું.

**ન્યાયાધી-**
**શઃ**—તમે જાણો છો કે સવિતા અને જટાશંકરની ઉમ્મર વચ્ચે ઘણો તફાવત છે. છતાં તમે એની સાથે સવિતાને



પરણાવવા કેમ ઇચ્છો છો?

**કરૂણાશં-**
**કરઃ**— અમારી જ્ઞાતિમાં તો આવાં લગ્ન ઘણાં થાય છે. અને તેમાંના કેટલાય લગ્ન સુખી થાય છે. વિધાતાના લેખ જ્યાં લખ્યાં હોય ત્યાંજ કંકુ બાઝેને સાહેબ?

**ન્યાયાધી-**
**શઃ**— વિધાતા આવાં કજોડાં કરાવે એ વાત મને સમજાતી નથી. મારા અભિપ્રાય મુજબ આવા કજોડાંનું ખરૂં કારણ કાંઇક જુદુંજ હોવું જોઇએ.

**કરૂણાશં-**
**કરઃ**—સાહેબ, હું જે કહું છું તે સાવ સાચું છે. ગામના માણસો ગમે તે વાત મારા વિશે કહે, પરંતુ મારે તો દીકરીનો પૈસો ગૌમાંસ બરોબર છે.

**ન્યાયાધી-**
**શઃ**— ચંદ્રકાન્ત

---

## કુળરાણી

( : હિંચ : )

આજ આંગણું ઉજળાય, ભાભી આવે છે!
મ્હારૂં અંતર આનંદે ઉભરાય, ભાભી આવે છે!
શ્વસુરની સાખમાં પુણ્યજીવન ઘડ્યું,
પિયરના પ્રેમ સોહાવ્યા રે,
બન્ને કુલજીવનને એકે ઉજમાળ્યાં,
ધન્ય ધન્ય જીવન ધાર્યાં, ભાભી આવે છે!
એવાં કુળ ઉજાળણહાર! ભાભી આવે છે!
ચન્દ્ર-સૂરજનાં તેજે વધાવું,
પગલે હો! ફૂલપુંજ વેરૂં રે!
દેવોની પ્રેમ દીધી વીરની ગૃહરાણીને જો,
ઘડીએ અકેલી કેમ ધીરૂં? ભાભી આવે છે!
મ્હારાં કુળનાં પુણ્યોનો અવતાર, ભાભી આવે છે!
હૈડે હો હેતતણા હિરલા મઢયા ને,
પાંપણીએ પુણ્યો ભરીઆં રે,
વહને કૈં વ્હાલપની વેણુ વાગે ને,
જીભડીએ અમૃત ઝરીઆં, ભાભી આવે છે!
મ્હારા પુણ્યભર્યાં પગથાર, ભાભી આવે છે!
જીવનભર પુણ્યભર્યાં ગિતો રેલાવો ભાભી!
ચિતને પવિત્રતાથી ભરીઆં રે.
અખંડ એંવાતણ આવતલ ભાભીનાં,
ઉલ્લાસ-કલ્લોલે જડિયાં, ભાભી આવે છે!
તમે [૧]અંજનીનો હો અવતાર, ભાભી આવે છે!
મ્હારા ઘરના વિસારયા અંધાર, ભાભી આવે છે!
એને પગલે વેરાયા પ્રકાશ, ભાભી આવે છે!
એ તો પૂર્વજનાં પુણ્યનો પ્રસાદ, ભાભી આવે છે!
એના આવ્યાથી ઉજળ્યા આવાસ, ભાભી આવે છે!
આજ આંગણું ઉજળાય, ભાભી આવે છે.
મ્હારૂં અંતર આનંદે ઉભરાય, ભાભી આવે છે.

ગજાનન વિશ્વનાથ જોશી

---

૧. અંજનીના પુત્ર હનુમાન, એટલે આ ભાવનાની અંદર બલવીર, અખંડ અને નૈષ્ઠિક બ્રહ્મચારી હનુમાન જેવા વીરપુત્રની તમે જનેતા બનો, એ ધ્વનિ છે. લેખક:

તમે આ વિશે કાંઇ જાણો છો ?

**ચન્દ્રકાન્તઃ**—સાહેબ, પૈસા કાંઇ જાહેરમાં દેવાય લેવાય નહિ. એ બધું તો ઘરના ખુણામાં થાય, એટલે એના વિષે કોણ ખાત્રી પૂર્વક કહી શકે ? પણ લોકવાયકાતો એવી છે કે કરુણાશંકરભાઇના ઘરમાં હમણાં પાંચ કોથળીઓ આવી છે.

**ન્યાયાધીશઃ**—આ કેસનો ચુકાદો કોર્ટ આવતા મંગળવારે આપશે.

---

## પ્રવેશ બીજો

( લગ્નમંડપ આગળ સ્વયંસેવિકાઓ ઉભી છે )

( પાછળ લગ્નના ગીત ગવાય છે. ) માલતી, કંચન, અને અનસૂયા આવે છે.

**વીરબાળાઃ**—( ગવરાવે છે ) " બાળલગ્ન ને વૃદ્ધ લગ્નનાં દુષ્ટ રીવાજો છોડો. " માલતીબ્હેન, આ તરફ ન જવા તમને અમારી પ્રાર્થના છે.

**માલતીઃ**—શું છે ? કેમ ન જઇએ ? કોર્ટે રજા આપી ને તારે હવે શું છે ? મોટી જોઇ ન હોય તો !

**રમાઃ** માલતીબ્હેન, તમારા જેવા સુશીલ બ્હેને તો આજે અમારી પડખે ઉભા રહેવું જોઇએ. અને જે ત્યાં જતા હોય તેને તમારે કહેવું જોઇએ કે "ત્યાં જવું એમાં અધર્મ છે."

**માલતીઃ**—નહિ જોઇ હોય મોટી ધર્મની પુંછડી !

**વીરબાળાઃ** જ્યા ચૌદ વર્ષની છોકરીના મડા સાથે મીંઢળ બંધાય છે ત્યાં અમે તમને નહિ જવા દઇએ.

**કંચનગૌરીઃ**—બેસને ચીબાવલી, આવું બોલતાં લાજતી નથી ?

**સુકન્યાઃ** તમારે આવા લગ્નમાં ભાગ ન લેવો જોઇએ.

**વીરબાળાઃ**—સુકન્યા, આપણે તો તેમને વિનતિ જ કરવાની છે. આપણાથી એમ આકળા ન થવાય,

**સુકન્યાઃ**—પણ જુવોને તમને એ એવું કહે એ મારાથી ખમાતું નથી.

**માલતીઃ**—ન ખમાતું હોય તો પડ મોટી પાટમાં. જેમ પેલા ચંદ્રકાન્તનું માથું રંગાયું તેમ તારાં હાડકાં ભંગાય તો જ તું પાંસરી થા તેમ છે.

**વીરબાળાઃ**—ચંદ્રિકા ચલાવ પેલું ગીત.

**ચંદ્રિકાઃ**—

"બાળલગ્નને વૃદ્ધલગ્નના દુષ્ટ રિવાજો છોડો."
પ્રજા પ્રાણ પ્રજાળનારા
શક્તિ સકળને સૂકાવનારા
નૂર તેજને નિચોવનારા.—દુષ્ટ રિવાજો છોડો."
ઇન્કિલાબ ઝીન્દાબાદ

( સહુ ઝીલે છે. )

**અનસુયાઃ**—આ છોકરીઓને ભણાવી તેમાંજ આમ ફાટી હાલી છે. પેલી બિચારી સવિતા કહે છે કે ' પરણું તો એને જ પરણું ' અને આ ચાંપલી કહે છે કે પોતાના વર સાથે પરણવું એ અધર્મ કહેવાય.

**કંચનઃ**—બળ્યું તમારૂં ભણતર; ધર્મ, અધર્મની ખબર પડે છે કે નહિ ?

( ગીત )

જોને પેલો બળી રહ્યો હિંદનો સમાજ
ઘેર ઘેર હોળી પ્રકટે છે ચોપાસ.

( પોલીસ આવે છે )

**માલતી**—આ પોલીસકાકા આવ્યા. હવે કેવી નીતરી જાય છે. તે જોવાની મજા પડશે.

**સુકન્યાઃ**—પોલીસના બાપથી પણ કોણ બીએ છે ?

**રમાઃ**—સુકન્યા, સુકન્યા.

**૧લો પોલીસઃ** વીરબાળા શીવશંકર કોનું નામ ?

**રમાઃ**—મારૂં નામ.

**પોલીસઃ**—વીરબાળાબેન, માજીસ્ટ્રેટ સાહેબના હુકમ અનુસાર તમને અને તમારી ટુકડીને ગિરફતાર કરવામાં આવે છે. .

માણસ. છે પણ હવે હું શું કરીશ? હવે મને ભાડે રહેવા ઘર કોણ આપશે ? આપણા નાતીલાઓ બધે આ પ્રમાણે મહુને ભંભેરશે.

**સુકન્યાઃ**—અરે બ્હેન, એમ તે કાંઇ બનતું હશે ? અને જો એમ બને તો મારી સાથે રહેવા આવજો.

**વીરબાળાઃ**—પણ તમારા માતા પિતાને મારા માટે કેટલું નાતનું સાંભળવું પડે ?

( એક જણ પ્રવેશ કરે છે )

**વીરબાળાઃ**—કેમ ?

**ચીઠ્ઠીવાળોઃ**—તમને આ ચીઠ્ઠી આપવાની છે.

**વીરબાળાઃ**—લાવો એ ચિઠ્ઠી.

( વીરબાળા ચીઠ્ઠી વાંચે છે )

"બ્હેન વીરબાળા, તમો આવતી કાલથી મધુને ટ્યુશન આપવા આવશો નહિ

લિ. ભાઇશંકર"

**વીરબાળાઃ**—જે કાંઇ બાકી રહ્યું હતું તે હવે પૂરું થયું.

**સુકન્યાઃ**—હવે તો દુષ્ટતાની અવધી આવી.

**વીરબાળાઃ**—મને તો આમાં એકજ વાતનું બહુ દુઃખ થાય છે. જ્યારે હું મધુને બે દિવસ પ્હેલાં ટ્યુશન આપવા ગઇ હતી ત્યારે મધુના બાપાએ મને કહ્યું હતું કે તમારા ટ્યુશનથી મધુમાં બહુ સારો ફેરફાર થયો છે. અને એટલા દિવસમાં શું ફેર પડી ગયો તે હવેથી ટ્યુશન માટે ન આવવાનું લખે છે ?

**સુકન્યાઃ**—બ્હેન, લોકો તારી પાછળજ ખાઇ પીને પડયા લાગે છે, હા બ્હેન તમારા માથે વીતવામાં કાંઇ બાકી રહી નથી.

**વીરબાળાઃ**—નાતે કહ્યું કે નાતબ્હાર જાવ એટલે હું નાતબહાર થઇઃ માબાપે કહ્યું કે અમારા ઘરમાં તું નહિ, એટલે હું એમનાથી જુદી પડી, એકલી અટુલી હું કેવી રીતે દિવસો ગાળું છું તે તો મારો પ્રભુજ જાણે છે. હવે તો દુઃખના ઝાડ ઉગવાંજ બાકી રહ્યાં છે. સુકન્યા, સુકન્યા આ દેશમાં પુરૂષો સુખી હશે પણ સ્ત્રીઓને માટે કાંઇ સુખજ નથી. કવિએ સાચું જ કહ્યું છેઃ " નર જાત હશે અહી મ્હાલતી સ્વચ્છંદથી, પણ નારીને રોવા વિના નહિ કર્મમાં બીજું કંઇ. " સ્ત્રીઓને મનુષ્ય તરીકે રહેવાનો અધિકાર જ નથી. જ્યાં સુધી તમે હાજી હા ભણો ત્યાં સુધી વાંધો નહિ આવે, પરંતુ તમે જરાક સ્વાશ્રયી બનો એટલે તમારૂં આવી બન્યું. તમે જરાક સ્વતંત્ર બનો એટલે તમે અધમમાં અધમ ગણાવ અને તમારી નિંદા થવાની. હે પ્રભો ! આ દેશનો ઉદ્ધાર ક્યારે થશે ? જે દેશમાં સ્ત્રીઓ આંસુ સારતી હોય, જે દેશમાં સ્ત્રીઓ કચરાતી હોય તે દેશનાં બાળકો સુખ કેવી રીતે પામી શકે ? મારૂં માથું ભમી જાય છે. ( બેસી જાય છે ) આજ સુધી હું ગમે તેમ મારૂં ગાડું ચલાવતી પણ હવે હું શું કરીશ? પ્રભો, પ્રભો ! મારી આંખો ભમી જાય છે ( મૂર્ચ્છા આવે છે )

**સુકન્યાઃ**—બેન, વીરબેન.

**રમાઃ**—( મૂર્ચ્છામાં બકે છે ) નરી દુષ્ટતા ! કેવી અધમતા !

( "હરિ રામ હવે હું હાર્યો" ગીત સંભળાય છે )

---

## પ્રવેશ ૪ થો

( વીરબાળા મહાવિદ્યાલયમાં છાપું વાંચે છે. )

**એક છોકરીઃ**—વીરબાળાબેન, તમને કોઇ મળવા આવ્યું છે.

**વીરબાળાઃ**—તેમને બોલાવો.

( એક બાઇ પ્રવેશ કરે છે. )

**નર્મદાઃ**—વીરબાળા બેન, તમે મને ભૂલી ગયા હશો.

**વીરબાળા :**—તમે-નર્મદાબેન, પેલા મવિતાબેનની બાને !

**નર્મદાઃ**—હા, હા. મને તો ખબર પડી

કે તમે કોલેજના આચાર્યા છો એટલે હું તમારી પાસે આવી છું.

**વીરબાળાઃ**—મારા સરખું કામ કાજ હોય તો કહો.

**નર્મદાઃ**—બ્હેન. તમે અને ચન્દ્રકાન્તભાઇ સવિતાના લગ્ન અટકાવવા પીકેટીંગ કરતા હતા અને કોર્ટે ચડયા હતા તે સારૂ કરતા હતા. તે લગ્ન તે વખતે અટકયું હોત તો કેવું સારૂ થાત ? તમે જાણતા હશો કે સવિતાના વર લગ્ન પછી બે વર્ષેજ મરણ પામ્યા. સવિતાને હવે દુખનો પાર નથી.

**વીરબાળાઃ**—સવિતાની પાસે પૈસા હતા તેનુ શુ થયું ?

**નર્મદાઃ**—સવિતાના પૈસા તો તેના વરે સટ્ટામાં ખોઇ નાખ્યા. તેના દેરે અને દેરાણીએ સવિતાને મારીને કાઢી મુકી છે.

**વીરબાળાઃ**—સવિતા બિચારી ગરીબ છોકરી છે.

**નર્મદાઃ**—પણ તમે હવે સવિતાને કાંઇ સારો માર્ગ બતાવો.

**વીરબાળાઃ**—મારો બતાવેલો માર્ગ તમને રૂચશે ?

**નર્મદાઃ**—બેન, અત્યારે તો અમારી મુંઝવણ આમારો પ્રભુ જાણે છે. સવિતા આખી જીંદગી કેવી રીતે કાઢશે તેનો મને રાત દિવસ વિચાર આવે છે. અરેરે ! હું મા થઇને તેની દુશ્મન થઇ. મેં તેને જાણી બુઝીને ખાડામાં ધકેલી ( રડે છે )

**વીરબાળાઃ**—નર્મદાબ્હેન, જે બનવાનું હતું તે બની ગયું.

**નર્મદાઃ**—અરે રે વીરબેન, એનું દુઃખ મારાથી જોયું નથી જતું. અધર્મનો આવેલો અમારો પૈસો પણ તણાઇ ગયો. જનેતા થઇને હું એની વેરી બની, મારે રોમે રોમ...

**વીરબાળાઃ**—નર્મદાબ્હેન, તમારૂં દુઃખ અને પશ્ચાતાપ જોઇને મને પારાવાર વેદના થાય છે. જૂઓ, સવિતાને મારી પાસે મોકલજો. અહિંના મહિલા વિદ્યાલયના આચાર્યા નિવેદીતાબ્હેનના હાથ નીચે મેં અભ્યાસ કરેલો. એમણે મને મારા દુઃખના દિવસોમાં ખુબ મદદ કરેલી. તે મારા પર અત્યંત સ્નેહ રાખે છે. સવિતાને સ્કોલરશીપ આપીને વિદ્યાલયમાં તે ભણાવશે. હું તેમના ઉપર ભલામણ લખી આપીશ,

**નર્મદાઃ**—વીરબેન. પ્રભુ તમારૂં કલ્યાણ કરશે. ચંદ્રકાન્ત ભાઇ સાથે તમારા લગ્ન થયાં જાણીને મને બહુ આનંદ થાય છે. પ્રભુ, તમારૂં સૌભાગ્ય અખંડ રાખો. કાલે હું સવિતાને તમારી પાસે મોકલીશ.

( જાય છે )

**વીરબાળાઃ** પ્રભુની ગતિ કેવી ગહન છે ! છેલ્લા પાંચ વર્ષમાં મેં કેટકેટલા રંગો જોયા ? ઘરમાં અનાજનો એકેય દાણો ન હતો તેવા દિવસો પણ મેં વિતાવ્યા. માંદગીના દિવસો મેં કેવી રીતે વિતાવ્યા ? સારૂં થજો સુકન્યાનું કે મારા દુઃખી દિવસોમાં તેણે મારી સંભાળ લીધી. અને બિચારી નર્મદાબ્હેનની કેવી દશા થઇ ! સવિતા તો કેવી ગભરૂ બાલા છે ! પ્રભો, પ્રભો ! તારી સૃષ્ટિનો પાર કેવી રીતે પામી શકીશું ? હવે મારે કોલેજના ઉત્સવની તૈયારી માટે થતાં વૃંદવાદનમાં જવાનો સમય થતો આવે છે.

( વીરબાળા વૃંદવાદનમાં જાય છે, અને તે વૃંદવાદન સંભળાય છે. )

સંપૂર્ણ.

---

# માતા ફ્રાન્સિસ ઝેવિયર કબ્રિનિ

એ વિદેશી સાધ્વીનો પરિચય કરાવનાર:
**શ્રી. છોટાલાલ માનસિંગ કામદાર**

અત્યારે[1] કોલંબસ મેમોરિયલ હોસ્પિટલમાં બંધ બારણે હમેશાં સવારે ને સાંજે તપાસની સુનાવણી ચાલી રહી છે. તેના પરિણામ પર કેથોલિક જગતનું ધ્યાન ચિકાગો પર કેન્દ્રિત થશે. ચિકાગો[2] શહેરના ઇતિહાસમાં પહેલીજ વખત એક સાધવીને મંતપદ આપવાની અથવા તેટલું ન બને તો તેના નામ પહેલાં Venerable-પૂજ્યનો ખિતાબ લગાવવાની રજા આપવા માટે કોર્ટ ભલામણ કરે તેટલા માટે તપાસ ચાલી રહી છે.

આ બંધ બારણે ચાલતી તપાસનું પરિણામ તાત્કાલિક જણાશે નહિ કેમકે ન્યાયાધીશો તથા સાક્ષીઓ સોગંદથી તે વાત ગુપ્ત રાખવા બંધાયેલા છે. તે પુરાવો છેવટના નિર્ણય માટે પોપ પાસે રજુ થયા બાદ નિર્ણય જણાશે.

મિશનરી ભગિની સંસ્થાના સ્થાપક તથા કોલંબસ મેમોરિયલ હોસ્પિટલના સ્થાપક માતા ફ્રાન્સિસ ઝેવિયર કેબ્રિનિનો આ ટુંક પરિચય અંગ્રેજી ઉપરથી તારવીને આપવામા આવ્યો છે.

મેરી ફ્રાન્સિસ કેબ્રિનિ ઇટલિના લોંબાર્ડી પ્રાંતના લોદી પરગણાના એક ભાગ સેંત એન્જેલો લોદી ગિઆનોમાં ૧૮૫૦ ના જુલાઇમાં જન્મ્યા હતા. તેના માતપિતાના તે-સૌથી નાના-તેરમા સંતાન હતાં. માતપિતા બન્ને ધાર્મિક વૃત્તિના તથા મહેનતુ હતાં અને છોકરાંઓને ધાર્મિક સંસ્કારમાં ઉછેરતા હતાં.

આ પવિત્ર કુટુંબમાં સૌથી નાની પુત્રીનો ધર્મ પ્રત્યેનો પ્રેમ ખાસ તરી આવતો હતો. તેના જન્મને દિવસે તેના ઘર પર કબુતર બઝિતા હતાં. પાછળથી તે લઇને નાની છોકરીના ભવિષ્યના પ્રતીક તરીકે ગણવામાં આવ્યું હતું. જે ઉમ્મરે બાળકો રમતગમતમાં ગુંથાયા હોય તે ઉમ્મરે મેરી ફ્રાન્સિસનુ મન એકાંત, પ્રાર્થના અને અભ્યાસમાં પરોવાઇ ગયુ હતું. ૬ વર્ષની ઉમ્મરે તેણે ધાર્મિક જીવન ગાળવાની ઇચ્છા દર્શાવી અને પોતે પ્રચારક થાય તે દિવસના સ્વપ્ન સેવવાં લાગ્યા.

ઉમ્મરના વધવા સાથે તેમણે બચતા વખતનો ધાર્મિક કાર્યોમાં ઉપયોગ કરવા માંડયો. છતાં પોતાનાં ઘરમા આદર્શ પુત્રીનુ સ્થાન ગુમાવ્યું ન હોતું નાનપણમાં પોતાની મોટી બેનના હાથની કેળવણી મળેલ હોવાથી નિશાળની તેમની કારકીર્દી ઉજ્જવળ નીવડી. તેમણે શિક્ષિકા થવાની પદવી મેળવી અને પોતાના ગામની નિશાળમાં શિક્ષિકા તરીકે કાર્ય પણ કર્યું.

દરમિયાન તેમણે ૧૮૫૮ ના ઓગસ્ટની ૧લી તારીખે બ્રહ્મચર્ય વ્રત ગ્રહણ કરી ઇશ્વરને જીવન સમર્પણ કરવાનો નિશ્ચય કર્યો. તે પછી ૧૯ મા વર્ષે તેમણે આ વ્રત ફરીથી લીધું અને આર્ગુનોની કોલેજમાં સાહિત્યનો અભ્યાસ શરુ કર્યો.

૨૦મે વર્ષે તેમના માતપિતા મરણ પામ્યા અને પોતાના ઉપરી પાદરીની સલાહ

---

૧. આ લેખ તૈયાર થયોઃ ત્યારે ઇ. સ. ૧૯૩૩ ના સપ્ટેમ્બરની શરૂઆતમાં.

૨ આ તપાસ માટે ચિકાગો શહેરને પસંદ કરવાનું કારણ એ છે કે માતા કેબ્રિની ૬૭ વર્ષની ઉમ્મરે ઇ. સ ૧૯૧૭ ના ડીસેમ્બરની ૨૨ મી તારીખે પોતાની ઇસ્પિતાલમાં મૃત્યુ પામ્યા છે.

મુજબ વિવાડો શહેરની મુખ્ય શિક્ષિકાનું પદ તેમણે લીધું અને મુખ્ય શિક્ષિકા સાજાં થતાં સુધી બે વર્ષ સુધી તેમણે તે પદ ચાલુ રાખ્યું.

આમ છતાં તેમનો આદર્શ તો ધાર્મિક જીવન ગાળવાનો હતો. તેમણે કેનોસિયન ડૉટર્સ ઑફ ચેરીટીમાં દાખલ થવા માટે અરજ કરી પણ તેનો ઉપરી તેમાં સંમત ન થયો કેમકે આત્માઓની મુક્તિ માટે તેની સેવાનો લાભ ખોવા તે ઇચ્છતો નહોતો.

ઇ. સ. ૧૮૭૪માં કોલોન શહેરના પાદરી રેવ. એન્ધની સેરટીએ તેને પોતાના 'ઇશ્વરી ગૃહ' માં કામ કરવા માટે બોલાવ્યા. અહીં, પોતાના પાદરીની સંમતિથી તથા લોદીના બિશપની અનુમતિથી ૧૮૭૭ ના સપ્ટેમ્બરની ૧૮મી તારીખે તેમણે ત્રણ ધાર્મિક શપથ લીધા. તેમાં પૂર્ણત્વના ચોથા શપથ ઉમેર્યાં.

તે વખતે તેમણે ઝેવિયર નામ ધારણ કર્યું.

થોડા સમય પછી 'ઇશ્વરી ગૃહ' ના દરજ્જાના થોડા ફેરફારને અંગે લોદીના બિશપે તેને સ્ત્રીઓ માટે નવી સંસ્થા સ્થાપવાની પરવાનગી આપી. આ સંસ્થાનેજ " મિશનરી સિસ્ટર્સ ઑફ ધી સેક્રેડ હાર્ટ ઑફ જીસસ" (જીસસ પ્રભુના પવિત્ર હૃદયની પાદરી ભગિનીઓ ). થોડા વર્ષમાં આ સંસ્થાએ યુરોપમાં તથા અમેરિકનો પર પોતાનો પ્રભાવ પાડ્યો.

આ સંસ્થાનો હેતુ આધ્યાત્મિક તેમજ દેહના શારિરિક કાર્યો કરવાનો હતો. માંદા તથા વૃદ્ધ માટે સંસ્થાઓ, અનાથાલયો તથા ઔદ્યોગિક શાળાઓ સ્થાપવાનો સંસ્થાનો આશય હતો.

૧૯૦૭ની જુલાઇની ૧૨મી તારીખે ઉપરી ધર્માધ્યક્ષોએ આ સંસ્થાને મંજુર કરી અને જગતભરમાં તેના પ્રચાર માટે પગલાં લેવામાં આવ્યા. માતા કેબ્રિનિએ અનેક કંટાળાભરેલી મુસાફરી કરી. તેણે તો વર્ષો પહેલાં પોતાના ધર્મપિતાને ચીન મોકલવા અરજ કરી હતી પરંતુ તેણે તેને કહ્યું કે " ઇશ્વરે તને પશ્ચિમના જગતમાં કાર્ય કરવા માટે રાખી છે. "

ઇ. સ. ૧૮૮૯માં માતા કેબ્રિનિ ન્યુયોર્કમાં આવ્યા. ત્યાં તેમણે પહેલું કાર્ય સંત જોકીમ પરગણામાં ઇટલિયન વસાહતો માટે શાળા સ્થાપવાનું કર્યું.

જો કે પાસે પૈસા નહોતા પરંતુ કોલંબસની અમેરિકાની શોધની પાંચસોમી સંવત્સરીની ઉજવણીનો લાભ લઇને ૧૮૯૨માં ન્યુયૉર્કમાં કોલંબસ મેમોરિયલ હોસ્પિટલની તેણે સ્થાપના કરી. શરૂઆતમાં તો તેની પાસે બે નાનાં ઘર હતા અને કેટલાક વર્ષો સુધી સંસ્થા ડગુમગુ સ્થિતિમાં ચાલી. પણ થોડાં વર્ષોમાં માતા કેબ્રિનિની શ્રદ્ધાએ મૂર્ત સ્વરૂપ લીધું અને આજે ન્યુયૉર્કમાં એક સારી હોસ્પિટલમાં તે ગણાય છે.

આ સફળતાથી તેમણે ૧૮૯૫માં ચિકાગોમાં કોલંબસ મેમોરિયલ હોસ્પિટલ ખોલી. આ હોસ્પિટલ ખોલવામાં આવી ત્યારે પણ પૈસાનો તો અભાવ હતો. થોડા સમય પછી ઇટલિ પ્રાંતના ગરીબ મનુષ્યોની સંભાળ લેવા માટે લિટલ અને પોકસ્ટસમાં 'કોલંબસ એક્સ્ટેન્શન હોસ્પિટલ' સ્થાપવામાં આવી ૧૯૦૫માં આર્ચબિશપ ક્વિગ્લીના પ્રમુખ પણા નીચે કોલંબસના સ્મારક સાથે જોડાયેલ પરિચારિકા શાળા ખુલ્લી મુકવામાં આવી. દરમિયાન ડેન્વર, સ્ક્રેન્ટન, ન્યુયોર્ક, સિટલ અને લોસ એન્જેલિસમાં હોસ્પિટાલો ખુલ્લી મુકાઇ હતી.

માતા કેબ્રિનિનો સમય નવી દુનિયામાં ઉત્તર તથા દક્ષિણ અમેરિકા વચ્ચે વહેંચાઇ ગયો હતો. ન્યુ ઓરલીન્સમાં બાર ઇટાલિયનોને વગર કાયદે મારી નાખ્યાની તેને ખબર પડી ત્યારે ૧૮૯૧ માં તે મધ્ય અમેરિકામાં હતાં. તેમના પર દયા આણતાં અને તેમના

આત્મા માટે પ્રાર્થના કરવા માટે જે સ્થળે આ કરૂણ દશ્ય બન્યું હતું,-તેની તેણે મુલાકાત લીધી. ન્યુ ઓરલીન્સના પાદરી જેન્સેનોએ તેને ત્યાં રહેવાની તથા થોડી બીજી બેનોને લાવવાની તેને વિનતિ કરી. પરિણામે ૧૮૯૨માં ત્યાં એક શાળા ખોલવામાં આવી જ્યાં ૩૦૦ બાળકોને શિક્ષણ આપવામાં આવતું હતું.

એક વખત દક્ષિણ અમેરિકામાં મુસાફરી કરતી વખતે તેમને ખચ્ચરની પીઠ પર 'કોર્ડીલરાસ' પસાર કરવાનું હતું. વચ્ચે ખચ્ચર અદશ્ય થઇ ગયું પણ ચમત્કારને અગે ખચ્ચર તથા માતા કેબ્રિનિ ખડક પરથી પડતા બચી ગયા.

અથાગ મહેનત અને સતત આત્મત્યાગ ઉપરાંત માતા કેબ્રિનિનું ચારિત્ર્ય સમજવા માટે તેના થોડા શબ્દો ટાંકી બતાવીશુ.

કંઇ પણ પૈસા વિના મોટા કાર્યની શરૂઆત કરવાની તેમની રીત સામાન્ય મનુષ્યની દષ્ટિએ તો સ્વપ્નદષ્ટિ જેવી જણાશે તેના કેટલાયે સમકાલીનની નજરે તે વધારે પડતા ઉત્સાહી જણાતા પણ અંતે તેમની યોજના કાર્યસાધક નીવડતી.

તેમના વિજયનું કારણ તેમના શબ્દોમાં, એક રોમન માસિકમાંથી સમજાશે :

" તમારે શું જોઇએ છે ? તમે જે લોકો આ પ્રશ્નો નિહાળો છો તેઓને ઘણું કરવાનું છે અને તે બધું તમે જલદીથી કરવા માગો છો. દાખલા તરીકે વસાહતોના રક્ષણ માટે લાંબી ચર્ચાની જરૂર નથી પરંતુ તેમને રક્ષણ આપવાનું કાર્ય કરવાની જરૂર છે. કોઇ સત્કાર્ય કરવાની મને જરુર જણાય કે તરતજ હું અને મારી નાની સંસ્થા તે કાર્ય કરવા મંડી જઇએ છીએ. તે કરવા માટે સાધનો મળશે કે કેમ તે બાબત હું નિરાશા અનુભવતી નથી, મને હંમેશા ખાત્રી હોય કે વહેલા મોડા ગમે તે રીતે મને સાધનો મળી રહેશે. આ સાધનો શી રીતે મળી આવે છે તે હું પુરેપુરું જાણતી નથી. બીજાઓ પણ જાણતા નથી. પરંતુ હું એવું અલ્પ પ્રાણી છું કે મારી કોઇ દરકાર કરતું નથી અને તેથી મારા કાર્યનો કોઇ વિરોધ ન કરતું હોવાથી, લોકો મને મદદ આપવાને તૈયાર છે, એમ હું માનું છું. "

પોતાના સાથીઓ સાથે કોઇ યોજનાની ચર્ચા કરતી વખતે તેમનું પ્રિય વાક્ય એ હતું કે " જે મને બળ આપે છે તેને અગે હું બધાં કાર્ય કરી શકું છું. " આ શબ્દોથી સંત ટેરેસાની વાત યાદ આવે છે. તેણે કહ્યું કે " જ્યારે મારી પાસે ત્રણ ડુકેટ થશે ત્યારે હું ધાર્મિક સંસ્થાની સ્થાપના કરીશ." તેના શબ્દોની મશ્કરી કરવામાં આવતાં તેણે જવાબ આપ્યો કે " ટેરેસા અને ત્રણ ડુકેટ ( એક જાતનો સિક્કો ) થી કંઇ થવાનું નથી પણ ટેરેસા, ત્રણ ડુકેટ અને ઇશ્વર સર્વ કંઇ કરી શકે છે."

તેના પુરોગામીઓ કરતાં માતા કેબ્રિનિ માટે મુસાફરી ઓછી અગવડભરેલી હતી. ફક્ત દક્ષિણ અમેરિકામાં અથવા નાના વહાણોને અંગે મુસાફરી અગવડભરી હતી અને એકથી વધારે વખત તેમનું વહાણ ડુબતાં બચી ગયું હતું. છતાં જરા પણ આરામ લીધા વિના તેમણે અનેક પ્રદેશોમાં મુસાફરી કરી હતી. તેમના પત્રોમાંથી નીચેનો ઉતારો તે ઠીક રીતે દર્શાવશે.

" દક્ષિણ અમેરિકામાંથી હું મહિના થયાં આવી છું. હું ચિકાગો જવાની તૈયારીમાં છું. ત્યાં પખવાડિયું રોકાઇને લોસએન્જીલિસ જવા ધારું છું અને સંભવ છે કે થોડાજ વખતમાં હું પૂર્વના પ્રદેશોમાં પાછી ફરીશ અને ત્યાંથી ડટ્રોઇટ જવા નીકળીશ. દરમિયાન મારે વસાહતના કમિશનરને જાહેર કરવું જોઇએ કે અમારી કોલંબસ હૉસ્પિટાલ ડટ્રોઇટના લોકોને સીધી મદદ આપી રહી છે.



# બહાદુર બાઈઓ

લેખક: શ્રી. તારાચંદ ચોપટલાલ અડાલજા,

## ૧. કીર્તિની કિંમતઃ

"રામસિંહ, તમે ખોટી હઠ કરો છો. થોડા વળાવીઆ સાથે લઇ જાવ તો સારૂં. આજે કોઇનો વિશ્વાસ રાખવા જેવું નથી. લુંટારાઓ તો વાટ જોઇને જ બેઠા હોય છે."

"તે ભલેને વાટ જોયા કરે. અમે કયાં એમનાથી ડરી જઇએ તેવા છીએ." પરબતસિંહે વચમાંથી વાત ઉપાડી લીધી.

"એ તો હું પણ જાણું છું. બિહોલા રજપુતો એમ કોઇથી ગાંજ્યા જાય તેમ નથી એની તો મને પણ ખાત્રી છે. પરંતુ જ્યાં લુંટારાના ધાડા ફરતા હોય ત્યાં તમે ચાર ભાઇઓ તેમને શી રીતે પુગી વળો?"

"અમે ભલેને ચાર રહ્યા પરંતુ એક હજારાની માફક અમે ચાર જણા ચાલીસ જણને પુરા પડીશું. વળી અમે તો એક લોહિયા અને વળી સહોદર......"

"એ બધુંય સાચું. તમે એકલા હો તેની વાત જુદી, પરંતુ મારા ઘરની લક્ષ્મી રૂપ મારી પુત્રવધુ બાઇબા પુરતા રક્ષણ વિના પરગામ જાય એટલે મારો જીવ ઉંચો રહે અને......"

"આપ જરાય ફીકર ન કરો. બાઇબા અમને પ્રાણ સાટે છે. એ અમારી બ્હેન તો અમો ચારે ભાઇઓને પ્રાણથી પણ અધિક વહાલી છે. અમે જીવતા હઇશું ત્યાં સુધી તો એને ઉની આંચ પણ નહીં આવવા દઇએ." ભોજાજી બિહોલાએ પોતાની નિડરતા અને નિશ્ચય જણાવ્યો.

વૃદ્ધ રજપુતે માથું ધુણાવ્યું: "જુવાનીના જોમમાં તમે આમ બેફિકરા ફરો છો. તમને હજી સંસારના કડવા અનુભવો થયા નથી. દર દાગીના કે ધન દોલત એ તો હાથનો મેલ છે. ગયું ધન પાછું કદાચ મેળવી શકાય પરંતુ ગઇ કીર્તિ પાછી મળતી નથી. આબરૂને રહેજ પણ બટ્ટો લાગ્યો તો નાક કપાઇ જાય. પછી તો જીવતર પણ ખારૂં અને અકારૂં થઇ પડે. કહ્યું છે કેઃ—

'કાયા જાજો સાબદી નાક મ જાજો નખ્ખ.'

એટલા માટે જ હું આગ્રહ કરૂં છું કે સાથે થોડાક વળાવીઆ લઇ જાવ."

ચોથો ભાઇ કાલોજી હોઠે ચડયાઃ "તમે પણ આવો દુરાગ્રહ કેમ પકડી રહ્યા છો? બિહોલા રજપુત કુળમાં જન્મેલા જુવાન જોધ ચાર ચાર ભાઇઓ બ્હેનને તેડી જવા આવે અને તે વળાવીઆની મદદ માગે તો તો એમની જુવાની ઉપર અને ક્ષાત્રવટ ઉપર ધૂળ પડી!"

વૃધ્ધ ડોસાએ—બાઇબાના સસરાએ પોતાની હઠ છોડી દીધી, છતાંય માર્ગમાં પુરતી સાવચેતી રાખવા ખાસ ભલામણ કરી,

## ૨. તીરોનો વરસાદ !

બાઇબાનું વેલડું વિદાય થયું. કોડીલા કંથની વિદાય લઇને જેમ બને તેમ જલદી પાછા વળવાનો વાયદો કરીને એ શ્વસુરગૃહેથી રવાના થઇ.

બળદની ડોકમાં લટકતી ઘુઘરમાળમાંથી પેદા થતો મધુર ઘંટારવ અને વેલડાના પૈડામાં નાખેલા ઝાંઝરનો ઝણકાર વાતાવરણમાં મધુરો રણકાર જગવી રહ્યો હતો. જલદી ઘરભેગા થઇ જવાની આશાએ જોરથી પગલા ઉપાડતા બલદ પોતાની સર્વ શક્તિ અજમાવતા વેલને આગળ અને આગળ ધસડી રહ્યા હતા. ચારે બિહોલા ભાઇઓ, વેલની રક્ષા કરતા રખેને કોઇ ગફલતનો લાભ લઇ જાયએ વિચારથી સાવધાન બનીને એ વેલડાની રક્ષા કરી રહ્યા હતા. એમ કરતાં કરતા લંઘનપુર–હાલના સીમ આવી લાગી અને સાલડી મહાદેવના મંદિરના શીખર ઉપર ફરફરતી ધજા નજરે પડી.

ચારે રજપુતોએ એ સ્વયંભૂ મહાદેવને પ્રમાણ કર્યા. બાઇબાએ પણ રથમાં બેઠા બેઠા તેમનું અનુકરણ કર્યું. મનમાં જ તેણે પ્રાર્થના કરી, " હે સ્વયંભૂ મહાદેવ, મારી રક્ષા કરજે. મારા પિયર અને સાસરીઆની કીર્તિ નિષ્કલંક રાખવી એ તારા હાથમાં છે."

મહેસાણા પ્રાંતમાં આવેલા લાંઘણજ ગામથી એકજ ગાઉ દૂર સાલડી આવેલું છે. ત્યાં એક જબરદસ્ત શિવાલય છે. કહેવાય છે કે ' આ શિવાલયમાંના મહાદેવ સ્વયંભૂ પ્રગટ થયા છે. ચમત્કારભરી વાત એ છે કે ત્યાં શિવલીંગની આસપાસ કાયમ પાણી ભરાયલું રહે છે. એવી લોકવાયકા ચાલે છે કે જ્યારે જગન્નાથ શાસ્ત્રી વડોદરામાં દિવાન હતા ત્યારે તેમણે પોતાનો વેદ દોરની દોરી સાથે બાંધીને અંદર ઉતારેલો. તે પાંચમો ફુટ જેટલો અંદર ગયો હતો. તેમણે આખું સાલડી ગામ મહાદેવના ખર્ચ માટે અર્પણ કરવા તજવીજ કરી હતી. '

આવી ચમત્કારી ઘટનાને લીધે એ વખતે લોકોની આ શિવાલય તરફ અટળ શ્રધ્ધા રહેતી; અને વટેમાર્ગુઓ એ મહાદેવને વંદન કર્યા વિના ભાગ્યે જ આગળ વધતા.

મહાદેવના મંદિરનો આશરો લઇ શકે તે પહેલાં તો તેમના ઉપર એકાએક આફતનું વાદળું ચડી આવ્યું. ઝાડીની ઘટાવાળી ફાંફળમાંથી તેઓ પસાર થતા હતા તેવામાં તીડની માફક ઉભરાતા ભીલો તેમના ઉપર એક સામટા તુટી પડયા.

સનન કરતાં તીરો છુટયાં અને વેલ હાંકનાર સારથી " ઓ બાપરે " ની બુમો પાડતો તરતજ ધરતી ઉપર ઢળી પડયો.

પોતાના સ્વામીનાં સ્નેહ–સોણલાં સેવતી અને ' એ અત્યારે શું કરતા હશે ? મને સંભારતા હશે કે નહીં? ' એવા વિચારતરંગોમાં તણાતી બાઇબા એકદમ ઝબકી ઉઠી. વેલનો પડદો ઉંચો કરીને જુએ તો દૂરથી ભીલોનું જંગી ટોળું તીરોનો વરસાદ વરસાવી રહ્યું છે.

## ૩ રણશૂરી રજપૂતાણી.

ક્ષણભર પણ વિચાર કર્યા વિના તેણે વેલમાંથી ઠેકડો માર્યો. વેલના ભંડકીઆમાં સંઘરી રાખેલાં હથીઆર–તલવાર અને તીર કામઠું લીધાં અને કામડાની પણછ ખેંચીને એક પછી એક તીર ફેંકવા માંડયા.

તેના ચારે ભાઇઓએ પણ એ લુંટારૂઓનો જવાબ વાળવાનું શરૂ કરી દીધું હતું.

" બાઇબા, બ્હેન, તું વેલમાં બેસી જા. સારથી ઘાયલ થયો છે તો હું પોતે વેલ હાંકીશ. આ ત્રણે ભાઇઓ લુંટારાઓને અહીંજ અટકાવશે અને આપણે ઘર ભેગા થઇ જઇશું." કાલોજીએ સુચના કરી.

" એ બધી વાત જવા દે, કાલોજી. આ

ભુખ્યા વરૂ જેવા સેંકડો ભીલોના મુખમાં કાળનો કોળીઓ થવા માટે મારા ભાઇઓને છોડીને હું મારો પ્રાણ બચાવું ? તો તો મારી જનેતા લાજી મરે ! એવું લજ્જાભર્યું જીવન જીવવામાં પણ શો સાર ? જે ભાઇઓ મારી રક્ષા કરવા માટે જીવનું જોખમ ખેડવા તૈયાર થયા તેમને તજીને હું નાસી છુટું ? તો પછી મારા જેવી નગુણી બીજી કોઇ નહીં !"

"બ્હેન, તારી બહાદુરી માટે મને શંકા છે એમ ન માનતી. પરંતુ આતો જંગલી ભીલડા ! એમને સારાસારનો વિચાર નહીં, વિવેક વર્તનનું ભાન નહીં, ધર્મ અધર્મનું સાન નહી. એમની સામે થવાથી જાન જોખમમાં આવી પડે એવું તો કાંઇ નહી, પરંતુ તે જંગલી જાત કદાચ તારી કાયા ઉપર કુદૃષ્ટિ કરે તો..."

"તો આ ક્ષત્રિયાણીને પોતાના શીયળનું સંરક્ષણ કરતાં સારી રીતે આવડે છે. ભીલ મારા શરીરનો સ્પર્શ કરી શકે તે પહેલાં કાં તો એની કાયાના કટકા થઇ જશે અથવા તો મારા પ્રાણ સ્વર્ગે સંચરશે."

બિહોલા બંધુઓએ જોયું કે પોતાની બ્હેન ખરેખર રણરંગે ચડી છે. એ કોઇની વારી વળે તેમ નથી.

રામસિંહે પડકાર કર્યો," ભાઇઓ, અત્યારે છુભાજોડ કરવાનો વખત નથી. કાં તો આપણે મરતાં સુધી લડીને આપણી બ્હેન બાઇબાને સહીસલામત ગામ ભેગી કરીશું અથવા તો અહીંજ આપણું લોહી રેડીશું."

"બરાબર છે. ભાઇનું કહેવું બરાબર છે. અહીંથી જીવતા જઇશું તો બધાય સાથે જ જઇશું. અને જીવવાનું નસીબમાં નહીં હોય તો ભલેને બીલો સાથે લડતાં કીર્તિભર્યું મૃત્યુ પામીએ, ભલેને આપણી ખાંભીઓ અહીં જ ખોડાય. " બહાદુર બાઇબાએ પોતાનો નિશ્ચય જણાવ્યો.

અને એ નિશ્ચયને મૂર્ત સ્વરૂપ આપતી હોય તેમ તેણે પોતાના તીરમાંથી એક કાતીલ બાણ છોડયું.

એ બાણે ભીલના મુખીને લ્હાણમાં લઇ લીધો.

પરંતુ જાણે માત્ર બાવળની શૂળ ભોંકાઇ હોય તેમ વેદનાની દરકાર કર્યા વિના એ મુખીએ પોતાના હાથે જ એ તીર ખેંચી કાઢયું અને બેદરકારીથી દૂર ફગાવી દઇને વેર વાળવાની વૃત્તિથી પ્રેરાયલો એ ભીલ બાઇબાની સામે ધસ્યો.

બિહોલા બંધુઓએ આ જોયું. સાથે સાથે ભીલ સેવકોની મોટી ટુકડી પોતાના તરફ ધસી આવતી તેઓએ જોઇ, અને હવે શું કરવું એ મુંઝવણ ઉભી થઇ.

"ભાઇઓ તમે મારી ચિંતા ન કરો. હું બિહોલા રજપુતનું બીરદ ઝાંખું નહીં પડવા દઉં. દુશ્મનને કાંતો મારીશ નહીંતર મરીશ, પરંતુ કુળની કીર્તિને કલંક નહીં જ લાગવા દઉં !"

અને પોતાના ભાઇઓ પોતાને અટકાવવાનો પ્રયાસ કરે તે પહેલાં તો એ રણશૂરી રજપુતાણી પોતાનો પ્રાણ લેવા આવતા ભીલ મુખીની સામે ધસી ગઇ.

### ૪ મારૂં કે મરૂં !

ભીલોએ જોયું કે મરણીઆ બનેલા આ રજપૂત ભાઇઓ જ્યાં સુધી જુદા નહીં પડે ત્યાં સુધી પોતાનો કંઇ દહાડો વળનાર નથી. બાઇબાને જુદી પડી ગએલી જોતાં તેમના હર્ષનો પાર ન રહ્યો.

બિહોલા બંધુઓએ જોયું કે ભીલો એક વખત પોતાને ઘેરી લેશે તો પછી લગભગ બમણી સંખ્યામાં હુમલો લાવનાર એ ભીલો પોતાને બકરાની માફક રહેંસી નાખશે. આમ કમોતે મરવાની તેમની ઇચ્છા નહોતી. રજપૂત બચ્ચો શત્રુને પોતાનું પાણી

## ૨. તીરોનો વરસાદ !

બાઇમાનું વેલડું વિદાય થયું. કોડીલા કંથની વિદાય લઇને જેમ બને તેમ જલદી પાછા વળવાનો વાયદો કરીને એ શ્વસુરગૃહેથી રવાના થઇ.

બળદની ડોકમાં લટકતી ઘુઘરમાળમાંથી પેદા થતો મધુર ઘંટારવ અને વેલડાના પૈડામાં નાખેલા ઝાંઝરનો ઝણકાર વાતાવરણમાં મધુરો રણકાર જગવી રહ્યો હતો. જલદી ઘરભેગા થઇ જવાની આશાએ જોરથી પગલા ઉપાડતા બલદ પોતાની સર્વ શક્તિ અજમાવતા વેલને આગળ અને આગળ ઘસડી રહ્યા હતા. ચારે બિહોલા ભાઇઓ. વેલની રક્ષા કરતા રખેને કોઇ ગફલતનો લાભ લઇ જાયએ વિચારથી સાવધાન બનીને એ વેલડાની રક્ષા કરી રહ્યા હતા. એમ કરતાં કરતા લંઘનપુર–હાલના ધણુજની સીમ આવી લાગી અને સાલડી મહાદેવના મંદિરના શીખર ઉપર ફરફરતી ધજા નજરે પડી.

ચારે રજપુતોએ એ સ્વયંભૂ મહાદેવને પ્રમાણ કર્યા. બાઇબાએ પણ રથમાં બેઠા બેઠા તેમનું અનુકરણ કર્યું. મનમાં જ તેણે પ્રાર્થના કરી, " હે સ્વયંભૂ મહાદેવ, મારી રક્ષા કરજે. મારા પિયર અને સાસરીઆની કીર્ત નિષ્કલંક રાખવી એ તાગ હાથમાં છે."

મહેસાણા પ્રાંતમાં આવેલા લાંઘણુજ ગામથી એકજ ગાઉ દૂર સાલડી આવેલું છે. ત્યાં એક જબ્બરદસ્ત શિવાલય છે. કહેવાય છે કે ' આ શિવાલયમાંના મહાદેવ સ્વયંભૂ પ્રગટ થયા છે. ચમત્કારભરી વાત એ છે કે ત્યાં શિવલીંગની આસપાસ કાયમ પાણી ભરાયલું રહે છે. એવી લોકવાયકા ચાલે છે કે જ્યારે જગન્નાથ શાસ્ત્રી વડોદરામાં દિવાન હતા ત્યારે તેમણે પોતાનો વેઢ હીરની દોરી સાથે બાંધીને અંદર ઉતારેલો. તે પાંચસો ફુટ ગામ મહાદેવના ખર્ચ માટે અર્પણ કરવા તજવીજ કરી હતી. '

આવી ચમત્કારી ઘટનાને લીધે એ વખતે લોકોની આ શિવાલય તરફ અટળ શ્રધ્ધા રહેતી. અને વટેમાર્ગુઓ એ મહાદેવને વંદન કર્યા વિના ભાગ્યે જ આગળ વધતા.

મહાદેવના મંદિરનો આશરો લઇ શકે તે પહેલાં તો તેમના ઉપર એકાએક આફતનું વાદળું ચડી આવ્યું. ઝાડીની ઘટાવાળી ફાંફળમાંથી તેઓ પસાર થતા હતા તેવામાં તીડની માફક ઉભરાતા ભીલો તેમના ઉપર એક સામટા તુટી પડયા.

સનન કરતાં તીરો છુટયાં અને વેલ હાંકનાર સારથી " ઓ બાપરે " ની બુમો પાડતો તરતજ ધરતી ઉપર ઢળી પડયો.

પોતાના સ્વામીનાં સ્નેહ–સોણલાં સેવતી અને ' એ અસારે શું કરતા હશે ? મને સંભારતા હશે કે નહીં? ' એવા વિચારતરંગોમાં તણાતી બાઇબા એકદમ ઝબકી ઉઠી. વેલનો પડદો ઉંચો કરીને જુએ તો દૂરથી ભીલોનું જંગી ટોળું તીરોનો વરસાદ વરસાવી રહ્યું છે.

## ૩ રણશૂરી રજપૂતાણી.

ક્ષણભર પણ વિચાર કર્યા વિના તેણે વેલમાંથી ઠેકડો માર્યો. વેલના ભંડકીઆમાં સંઘરી રાખેલાં હથીઆર–તલવાર અને તીર કામઠું લીધાં અને કામઠાની પણછ ખેંચીને એક પછી એક તીર ફેંકવા માંડયા.

તેના ચારે ભાઇઓએ પણ એ લુંટારૂઓનો જવાબ વાળવાનું શરૂ કરી દીધું હતું.

" બાઇબા, બ્હેન, તું વેલમાં બેસી જા. સારથી ઘાયલ થયો છે તો હું પોતે વેલ હાંકીશ. આ ત્રણે ભાઇઓ લુંટારાઓને અહીંજ અટકાવશે અને આપણે ઘર ભેગા થઇ જઇશું." કાલોજીએ સૂચના કરી.

બતાવ્યા વિના જ કમોતે મરે તો તો એની અસદ્‌ગતી થાય. સામી છાતીએ લડતાં ભલેને પોતાના પ્રાણ જાય તો પણ હરકત નહીં. પરંતુ એ લુંટારાઓને પોતાનો હાથ તો જરૂર બતાવવો જોઇએ એવો નિશ્ચય કરીને એ ચારે ભાઇઓએ જુદી જુદી દિશામાં છુટા પડી જઇને ભીલોના સંગઠનને ઢીલું કરી નાખવાનો અને પછી મરતાં સુધી લડવાનો નિશ્ચય કર્યો.

ભીલોએ જોયું કે રજપુતો છુટા પડીને પોતાના ઘોડાઓને જુદી જુદી દિશાઓમાં પૂરપાટ દોડાવી જાય છે.

પરંતુ એ ભીલડાઓને પણ આવો અનુભવ ઘણીવાર થયો હતો. રખેને એ ભાઇઓ નજીકના ગામમાં જઇ મોટી વ્હાર લઇ આવે અને ભીલોને વીણી વીણીને જેર કરી નાખે ે. વિચારથી તેમને જીવતા પકડીને બાન તરીકે ... તેઓ જુદી જુદી ટુકડીમાં વ્હેંચાઇ જઇને તેમની પાછળ પડયા.

અને પછી તો એક રજપૂત અને અનેક ભીલોની વચ્ચે શરત રંજાગી. જંગલમાં વસનાર અને કોતરો કુદાવી જનારા ભીલો દોડવાની શરતમાં ઘોડાને પણ હંફાવી નાખે તેવી ટેવવાળા હતા એટલે તેમણે લાંઘણજથી અઢી ગાઉ દૂર મૂળસણ ગામના પાદરમાં જ ભોજાજીને પકડી પાડયો.

ભોજાજીએ જોયું કે ભીલો વ્હેંચાઇ ગયા છે છતાં પોતે એકલો અને સામે સો જેટલા ભીલો હોવા છતાં તે જરાપણ ગભરાયો નહિ. તેણે પોતાનો અશ્વ ઉભો રાખ્યો અને દૂરથી જ ધનુષ્યનો ટંકાર કરતાં જ તે ગર્જી ઉઠયો, “ચાલ્યા આવો, એક પછી એક મારી સામે ચાલ્યા આવો ! આજે આપણે દ્વંદ્વ યુધ્ધ ખેલીએ.”

પરંતુ ભીલોને તો દ્વંદ્વયુદ્ધ ખેલવાની વાતજ ક્યાંથી હોય ? એ તો દૂર રહ્યા રહ્યા, તીર કામઠાથીજ પોતાનું પરાક્રમ બતાવવામાં પ્રવીણ. તેમણે ભોજાજી ઉપર એક સામટો તીરોનો વરસાદ વરસાવ્યો. પોતાના અશ્વને ઇશારાથી એકદમ નીચો નમાવી દઇને ભોજાજીએ આ વખતે તો પોતાનો બચાવ સાધી લીધો. પરંતુ આમ બીજો સપાટામાં નહીં આવે એમ માનીને બીજી વખત ભીલો તીરનું નીશાન સાધે તે પહેલાં તો તે તેઓની સામે ધસ્યો, અને પોતાની તરવારને આડી અને અવળી ઘુમાવીને જે કોઈ ભીલ સપાટામાં આવી જાય તેને સ્વધામ પહોંચાડવા લાગ્યો.

ભીલોની આંખ ફાટી. પોતાના જાત ભાઇઓનો સંહાર કરનાર આ રજપૂતના રાઇ રાઇ જેવડા ટુકડા કરી નાખવાનું તેમને મન થઇ આવ્યું. તીર કામઠાંને ફેંકી દઇને તેઓ મ્યાનમાંથી તરવાર કાઢીને એકદમ તેના ઉપર ધસી આવ્યા. એક પક્ષે ભોજાજી એકલો અને બીજા પક્ષે પચાસથી વધારે ભીલો તલવારની તાળી લેવા લાગ્યા.

ભોજાજીએ ધાર્યું હોત તો શત્રુઓની આંખમાં ધૂળ નાખીને ત્યાંથી નાસી જઇ શકત. પરંતુ એ તો રજપૂત બચ્ચો. એનાથી એમ પાછી પાની શે થાય ?

તેણે મારૂં કે મરૂં એવો નિશ્ચય કર્યો. મરતાં મરતાં પણ એ લુંટારાઓને તેણે પોતાની તીખી તલવારનો સ્વાદ ચખાડયો અને અનેકને મરણ શરણ તથા કેટલાકને ઘાયલ કરીને એ વીરનર આખા અંગે થયેલા ઘામાંથી નીકળતા લોહીથી રંગે રંગાયલો ધરતી ઉપર ઢળી પડયો.

## ૫. બહાદુર બાઇબા:

અને બાઇબા ? એ બિહોલા કુળમાં જન્મેલી બહાદુર બાળાએ જોયું કે પોતાના ભાઇઓ લુંટારાઓની પાછળ ધસી ગયા છે. હવે શું કરવું એનો તેને ક્ષણભર વિચાર થઇ આવ્યો

એને લાગ્યું કે પોતાના ભાઇઓને આવા વિષમ સંજોગોમાં સાથ આપવો જોઇએ. પરંતુ પ્રથમ પોતાની સામે ધસી આવતા ભીલોના મુખીની સાથે પ્રથમ હીસાબ ચુકવી લીધા વિના બીજો વિચાર કરવો નિરર્થક હતો. કોઇ દાનવનો સંહાર કરવા સંચરતી રણચંડી સમી એ રજપૂતાણી ખુલ્લી તરવાર સાથે વેગપૂર્વક એ મુખી સામે ધસી.

પરંતુ આ શું ? ઓહ ! બાઇબાના મુખમાંથી ચિત્કાર નીકળી પડ્યો. મુખીનું તીર ના તલવારવાળા કાંડામાં ખુંચી ગયું હતું.

વૈરની ધુનમાં તેણે એ તીર જોસપૂર્વક ખેંચી લીધું અને પોતાના ઓઢણાનો છેડો ફાડીને ખુબ કડકડાવીને પાટા બાંધી લઇને રક્તપ્રવાહ અટકાવી દીધો. તેણે બીજા હાથમાં તરવાર લીધી અને ફરી મુખી સામે ધસી.

ભીલનાયક આ બહાદુર બાળાની હિંમત અને સહનશક્તિ જોઇ દિંગ બન્યો. એ તો દિગ્મુઢ બનીને બાઇબા સામે તાકી જ રહ્યો.

"શાબાશ ! નાનો તો પણ રાઇનો દાણો તે આનું નામ. તારી હિંમત ઉપરથી તું રજપૂતાણી હો એમ લાગે છે. હશે. ગમે તે હો. પરંતુ તારા જેવી રૂપસુંદરીને હું હેરાન કરવા નથી માગતો. આ તારા અલંકારો ઉતારી દે એટલે પત્યું. પછી તું તારા માર્ગે અને હું મારા માર્ગે.

"જ્યાં સુધી મારા દેહમાં પ્રાણ છે ત્યાં સુધી તો આ અલંકારોની આશા રાખવી વ્યર્થ છે. ચાલ તારી તલવાર કાઢ અને આવી જા મારી સામે !"

અને નાયકના નિર્લજ્જ વર્તનથી છંછેડાયલી એ સિંહણે પોતાની પાણીદાર તલવાર હવામાં વીંઝી.

નાયકે જોયું કે આજે પોતાનો કાળ આવી લાગ્યો છે. ચંડિકાનું એ ખડગ પોતાનું મસ્તક વધેરી નાખે તે પહેલા તેનો દાવ ચુકાવીને તે ત્યાંથી નાઠો અને ઝાડની ઘટામાં છુપાઇ ગયો.

બાઇબા ધસમસતી તેની પાછળ આવી અને એને શોધવાના ફાંફા મારવા લાગી.

એજ ક્ષણે પાછળથી એના ઉપર અણધાર્યો ઘા થયો અને એ ચમકી ઉઠી. એ ચમકમાં જ એના હાથમાંથી તરવાર છુટી ગઇ.

બાઇબાએ ચમકીને પાછળ જોયું. જુવે તો ખટખડાટ હાસ્ય કરતો એ ભીલનાયક ઝાડીમાંથી બહાર નીકળી આવે છે.

"કેમ, બહાદુરની બેટી, તારી બહાદુરી કરતાં અમારી કપટકળા ચડે છે, તેની ખાત્રી થઇ ? ચલાવ ચલાવ, તારી તલવાર !"

ઝબકીને જાગી હોય તેમ બાઇબા પોતાની તલવાર લેવા જમીન તરફ વળી.

પરંતુ આ શું ? એ ક્રુર ભીલે તરવારને પોતાના પગ નીચે ચાંપી રાખી હતી !

"એ તારૂં હથીઆર હવે તને મળી રહ્યું. હવે તો તું મારી દયાને આધીન છે. ચાલ, દાગીનાનો બહુ મોહ હોય તો તું તારી પાસે જ રહેવા દેજે. ધનની મારી લુખ તારા આ રૂપાળા દેહના દાનથી ભાંગી જશે !"

"ચૂપ કર ચાંડાળ ! કાંઇ એલફેલ બોલ્યો તો તારી જીભજ ખેંચી કાઢીશ. ભલે મારા હાથમાં લોઢાનું હથીઆર ન હોય, પરંતુ પવિત્રતા રૂપી નૈતિક હથીઆર તો મારી પાસે અખંડ છે. તારી મજાલ નથી કે તું મારા શરીરનો સ્પર્શ કરી શકે."

ભીલનાયકે ક્રોધથી અંગારા ઝરતી બાઇબાની આંખો જોઇ. ભીષ્મપ્રતિજ્ઞા સમો એનો દઢ નિશ્ચય જોયો. અને એ વીફરે તે પહેલાં તેને વશ કરવાનો તેણે નિશ્ચય કર્યો.

## ૬. શિયળ સંરક્ષણ

"ચાલ, હવે બહુ દોઢડાહી ન થા. મારી ઇચ્છાને આધીન થઇશ તો તને મારી માનીતી......"

અને એને પોતાના બાહુપાશમાં જકડી લેવા માટે તે આગળ વધ્યો.

બાઇબાએ જોયું કે આ તો ધનને બદલે શિયળ લુંટાવાનો પ્રસંગ આવી લાગ્યો. પોતાના શરીરને સ્પર્શ કરવા આવતા ભીલને એ વીફરેલી વાઘણે એવા તો જોરથી તમાચો ખેંચી કાઢયો. કે એ ભીલ તમ્મર ખાઇને ધરતી ઉપર ઢળી પડયો.

બાઇબા મુઝાણી. હવે શું થાય ? આ નરપિચાશ ભાનમાં આવતાં જ ફરી પાછો પોતાનો પીછો પકડયા વિના નહીં રહે.

અત્યારે ધરતી માર્ગ આપે તો તેમાં સમાઇ જાઉ એમ એને થયું. પરંતુ બીજીજ પળે તેણે એ વિચારને હસી કાઢયો. આવી નિર્બળતા શા માટે ? જ્યાં સુધી રજપૂતાણીની જીવનસખી :સમી તલવાર હાથમાં હોય ત્યાં સુધી તેને ડરવાનું શું કારણ ?

ઝબ દઇને તેણે તરવાર ઉપાડી લીધી.

ભીલનાયક શુદ્ધિમાં આવ્યો. વ્યાજ સાથે વેર વસુલ કરવાની વૃત્તિથી તેણે તેની તલવાર માથે બાઇબા ઉપર ધસારો કર્યો.

પછી તો બંન્ને પોતપોતાનું પાણી બતાવવા લાગ્યા. એકના પક્ષે ધર્મ અને બીજાના પક્ષે અધર્મ હતો. એકના અંતરમાં શિયળ સંરક્ષણની દૈવી ભાવના હતી જ્યારે બીજાના મનમાં વિષય લંપટતાની વાસના વસી રહી હતી.

અંતે ધર્મનો જય થયો. દઢ નિશ્ચયી બાઇબાના સંકલ્પ–બળે ભીલ નાયકનો નાશ કર્યો.

પરંતુ બાઇબાનું આખું અંગ ચાળણીની માફક ઠેકઠેકાણે છેદાયું હતું. ઘાની અસહ્ય વેદનાથી તે મૂર્છા પામી. એ મૂર્છા ઘાતક નીવડી. બાઇબાનું પ્રાણ પંખેરૂં ઉડી ગયું. મરતાં મરતાં તેને પોતાના શિયળ સંરક્ષણનો સંતોષ થયો. પોતે રજપુતાણી તરીકે પોતાનો ધર્મ બરાબર જાળવી શકી એ વિચારથી થતો આનંદ તેના મુખ ઉપર તરવરતો હતો.

## ૭ ઉપસંહારઃ

રામસિંહ તથા પરબતસિંહે ભીલની છુટી પડી ગયેલી ટોળીને છેક જગુદણની સીમમાં તગડી મુકી અને તેમની સાથે લડતા લડતા ત્યાં વીરતાભર્યું મૃત્યુ પામ્યા. તેમની દેરી આજે પણ તેમના પરાક્રમનું સ્મરણ કરાવે છે.

કાલોજીએ તો ખુબ પરાક્રમ કર્યું. ભીલો સાથે લડતા લડતા માથું કપાયા પછી પણ તેમનું ધડ લડયું હતું :એવી લોકમાન્યતા છે. લાંઘણજની પશ્ચિમ ભાગોળે ગામથી બે ત્રણ ખેતરવા દૂર એક વડ આવેલો છે ત્યાં મામાનું સ્થાનક ( દેરી ) છે

મૂળસણ ( લાંઘણજથી અઢી ગાઉ દૂર ) ગામની ભાગોળે ભોજાજીની દેરી છે.

કહેવાય છે કે આ બહાદુર રજપૂતો અને તેમની બ્હેન બાઇબાએ ભીલોનો એવો સોથ કાઢી નાખ્યો હતો કે બસો માણસમાંથી ફક્ત બાર ભીલો જીવ બચાવીને નાસી છુટવા પામ્યા હતા.

બાઇબાની લાંઘણજની શીમમાં નાની દેરી છે. એ રજપૂતાણી ધરતીમાં સમાઇ ગઇ હતી એવી લોકવાયકા છે, પરંતુ એના જેવી વીરાંગના પોતાના પરાક્રમનું પારખું કરાવ્યા પછી જ મરણ શરણ થઇ ધરતીને ખોળે આશરો લે એ સ્વાભાવિક લાગે છે.

આજે પણ ,આ ધર્મયુધ્ધ આચરનારા રજપૂત વીરો અને વીરાંગનાની દેરી તરફ લોકોને આસ્થા છે અને ત્યાં માનતા માની ઘોડા ચડાવે છે, અને ઘઉંના ટોસા ધરાવી તેનો તથા શ્રીફળનો પ્રસાદ લોકોને વહેંચે છે અને એ દેરીમાં તેઓના સ્મરણ રૂપે રહેલા પાળીઆનું પૂજન કરીને પોતાનો પૂજ્યભાવ પ્રદર્શિત કરે છે.

---

# રાસમાલિની*

## ( એક નવીન રાસસંગ્રહ )

લેખક :

**શ્રી. ભાનુશંકર બા. વ્યાસ,**
**એમ. એ.**

**આ**પણે ત્યાં રાસના સંગ્રહો તરીકે પ્રસિદ્ધિ પામેલા બે ગ્રન્થો બીજી આવૃત્તિએ પહોંચ્યા છે ત્યારે આ નવા સંગ્રહના પ્રથમ સંસ્કરણનું દર્શન થયું છે. પાંચ રાસલેખકોના સંયુક્ત પ્રયાસનું ફળ આ સંગ્રહ છે એટલી એની વિશિષ્ટતા છે.

રાસ-ગરબાના સંગ્રહમાં જેટલી સરળતા છે તેટલી જ મુશ્કેલી પણ છે. એકલા કાવ્યત્વ ઉપર નજર રાખીને, કે એકલા સંગીતતત્ત્વ ઉપર નજર રાખીને આવો સંગ્રહ કરવામાં આવે તો તે અપૂર્ણ જ બનવાનો. પરન્તુ આપણે ત્યાં સંગીત-નૃત્યની જે રીતિ છે અને તે રીતિની પ્રેરણાથી જે રાસ કે ગરબા લખાયા છે તેવાં ગીતોનો સંગ્રહ જ આમાં હોઇ શકે. છતાં કવચિત્ એવાં ગીત પણ પ્રવેશી જાય ખરાં જે એકની દૃષ્ટિએ ઉપયોગી જણાય અને બીજાની દૃષ્ટિએ નિરૂપયોગી જણાય.

આ સંગ્રહમાં પ્રાચીન, અર્વાચીન અનેક લેખકોનું પ્રતિનિધિત્વ છે. કવિ ન્હાનાલાલ અને સ્વ. બોટાદકર આમાં નથી એ ખરૂં, પરન્તુ એ બન્નેના રાસસંગ્રહો ઉપલબ્ધ છે. છતાં આવા સંગ્રહોમાં એ પુસ્તકોમાંથી પણ પસંદગી કરવામાં આવે એ ઇષ્ટ છે અને આવશ્યક પણ છે. કર્તાની પરવાનગી મેળવવામાં મુશ્કેલી નડતી હોય, પરવાનગી ન જ મળતી હોય તો સંગ્રાહક પોતે પસંદ કરેલા રાસનું મથાળું મુકી પાનું કોરૂં રાખે એટલે પુસ્તક ખરીદનાર એ રાસ ત્યાં ઉતારી લે અને સંગ્રહ સર્વ સંપૂર્ણ બને. અમારી આ સૂચનાનો અમલ ભવિષ્યમાં થશે એવી આશા છે.

સંગ્રહનાં બધાં ગીતોની જે જે ભાગોમાં વહેંચણી કરવામાં આવી છે તે રસદૃષ્ટિને અનુસરીને જ કરવામાં આવી છે. તેમાં પણ રમુજી અને કથાત્મક રાસથી સંગ્રહની સમૃદ્ધિમાં વધારો થયો છે. તે સાથે શક્તિલીલાના કેટલાક રાસને સ્થાન આપી સંગ્રાહકોએ નવરાત્ર ઉત્સવનું આદિ અંગ પણ સાચવી રાખ્યું છે. બેશક, ગૃહકુંજના રાસની સંખ્યા વિપુલ છે અને આપણું રાસસાહિત્ય ગુર્જરીની ગૃહકુંજોમાં ખીલ્યું છે તેનો અચૂક પુરાવો આ વર્ગ-વિભાગના નિરીક્ષણથી આપણને મળી રહે છે. તેમજ આપણા પ્રાચીન ગરબા, ગરબીમાંથી અનેક વિસારે ન પાડી શકાય તેવા છે અને તેમાંના કેટલાક આ સંગ્રહમાં દૃષ્ટિએ પડે છે.

આ સંગ્રહમાં કેટલીક એવી વ્યક્તિઓનાં નામનાં દર્શન આપણને થાય છે કે જેમણે કદાચ એકાદ જ રાસ લખ્યો હશે. આનો અર્થ એમ થઇ શકે કે રાસની અસર ગુજરાતમાં એટલી બધી વ્યાપક થઇ છે કે કવચિત્ કવિતા લખનારા પાસેથી પણ આપણને રાસ મળ્યા છે. પરન્તુ આવી વ્યક્તિઓને પ્રવેશ કરાવવામાં સંગ્રાહકોની વ્યક્તિપ્રધાન દૃષ્ટિ પણ કંઇક અંશે કારણરૂપ છે.

આ સંગ્રહનું એક ખાસ અંગ ભાઇ રામમોહનરાય જ. દેશાઇએ લખેલો તેનો ઉપોદ્ઘાત છે, જે પૃષ્ઠ ૯ થી ૭૦ સુધીમાં છપાયેલો છે. આવા સંગ્રહને આવા વિસ્તૃત ઉપોદ્ઘાતની જરૂર ખરી કે નહિ, એ એક પ્રશ્ન છે. જે ઉદ્દેશથી આવા સંગ્રહો યોજવામાં આવે છે તે ઉદ્દેશમાં આવા ઉપોદ્ઘાતની જરૂર હોય એમ અમને લાગતું નથી. રાસસાહિત્યના અભ્યાસીઓ માટે આ સંગ્રહો કદાચ ઉપયોગી ગણાય પરન્તુ તેથી આવો લાંબો ઉપોદ્ઘાત સંગ્રહ જોડે જ જોડી દેવાની અગત્ય ઉભી થતી નથી. તે કરતાં થોડાં વધારે પાનાં રાસ આપવામાં રોક્યાં

* સંપાદક-પ્રકાશક: રામમોહનરાય જ. દેશાઇ, જન્મશંકર મ. બુચ ( લલિત ), કેશવ હ. શેઠ, રમણિકલાલ કી. મહેતા, જગુભાઇ મો. રાવળ. સોલએજન્ટ: "ગુણસુન્દરી" કાર્યાલય, મુંબાઇ, ૪,

# કુંભકરણને થતો અન્યાય

[ મળેલું ]

કુંભકરણ શ્રી રામાયણની એક મહાન વ્યક્તિ છે. એ લંકાપતિ રાવણનો કનિષ્ટ બંધુ થાય. કુંભકરણ એક મહાન શક્તિમાન રાક્ષસ હતો. એને પણ મારવા માટે શ્રી વિષ્ણુને ખાસ અવતાર લેવો પડયો અને એ અવતાર તે શ્રી રામાવતાર.

કુંભકરણ આટલો શક્તિમાન અને બળવાન હોવા છતાં હિંદુસમાજમાં એને ઘણોજ આળસુ અને તામસી આલેખવામાં આવે છે. કુંભકરણ એટલે આળસની પ્રતિમા, કુંભકરણ એટલે આળસની મૂર્તિ, કુંભકરણ એટલે સાક્ષાત આળસ અને ઉંઘણસીનું સ્વરૂપ એમ માનવામાં આવે છે. કોઇને આળસુ કે ઉંઘણસીનો ખિતાબ આપવો હોય તો ફક્ત એને 'કુંભકરણ' કહેવો બસ છે. આમ કુંભકરણને આળસનું સાક્ષાત સ્વરૂપ જાણવાનું કારણ એમ દેખાડવામાં આવે છે શ્રી કુંભકરણ મહારાજ એક વર્ષમાં ૭ માસ ગાઢ નિંદ્રા લેતા અને એક વખતે નિંદ્રામાં પડયા બાદ એમને જગાડવા એ તો એક મહાભારત કાર્ય કરવા સમાન છે. કારણ કે આખી પૃથ્વી ઉથલી વળી જાય અથવા તો ત્રૈલોકનો નાશ થઇ જાય તોપણ નિંદ્રાવશ કુંભકરણને જગાડવો એ તો મૃત્યુલોકના એક સાધારણ માનવીની શક્તિની બહાર મનાતું હતું. ઢોલ તાસાં વગાડવામાં આવે, વાજાં વગાડવામાં આવે, આખું બ્રહ્માંડ તુટી પડે એવો ધ્વનિ અને ગડગડાટ કરવામાં આવે તો પણ શ્રી કુંભકરણ મહારાજ જાગે એ તો કેવળ અસંભવિત જ કહેવાય.

ઉપર લખ્યા મુજબ શ્રી કુંભકરણ મહારાજ એક વર્ષમાં છ માસ જાગરણ કરતા અને છ માસ નિંદ્રાવશ રહેતા, એ પરથી તે આળસનું સાક્ષાત સ્વરૂપ છે એમ માનવામાં આવ્યું છે. હવે આપણે ગણિતને હિસાબે વિચાર કરીશું તો આમાં કાંઇ ખાસ વિચિત્રતા માલમ પડશે નહિ, કારણ કે એક વર્ષમાં ૭ માસ નિંદ્રાવશ રહે તો એક દિવસમાં એટલે ૨૪ કલાકમાં ૧૨ કલાક નિંદ્રાવશ રહે એટલે એક દિવસમાં એઓ અડધો અડધ વખત નિંદ્રાવશ રહે.

હવે આપણે વિચાર કરીશું તો માલમ પડશે કે દરેક મનુષ્ય સાધારણ રીતે ઓછામાં ઓછા ૬ કલાક નિંદ્રા લે છે. ઘણા મનુષ્યો દિવસમાં ૮ કલાક અને કેટલાક એથી વધારે નિંદ્રા લે છે. આ રીતે ગણતરી કરતાં માલુમ પડશે કે દરેક મનુષ્ય ચાહે તે રંક હોય કે રાય, વિદ્વાન હોય કે મુર્ખ તો પણ વર્ષમાં ઓછામાં ઓછા ત્રણથી ચાર માસ નિદ્રામાં વિતાડે છે. આમાં માંદગી આવી કે રજા આવી એટલે થોડીક વધારે નિંદ્રા પણ કાઢી લે. એટલે એક વર્ષમાં બીજા ૧૫થી ૨૦ દિવસ સુખથી નિંદ્રા ભોગવે.

આ રીતે લગભગ દરેક મનુષ્યના ૪ થી ૫ માસ નિંદ્રામાં જ જાય છે તો પછી બિચારો કુંભકરણ છ માસ એકીટસે નિંદ્રા લે તો એને આળસનું સાક્ષાત સ્વરૂપ કે મુર્તિ છે એમ માનવાને કે કહેવાને કયા મનુષ્યને ખરેખરો અધિકાર છે?

# ભાઈબીજ: ૧૯૮૯ (સન ૧૯૩૨)

( ૧ )

ખોલી મહાન નભકોષ અનેક હસ્તે,
કૂંચી વડે કિરણુની પ્રભુપ્રકૃતિએ;
આ ભાઇબીજ તણું પર્વ અપૂર્વ કાઢ્યું,
ભ્રાતા અને ભગિની વિશ્વ સમક્ષ રાખ્યું.

આજે અહો, ગૃહ વિષે પ્રતિ ખંડ માંહીં,
બ્હેની ફરે ચહુ દિશે, નિજ બંધુ કેરા;
જોતી પથો ક્ષિતિજમાં દૂર દૂર લાંબા,
ઉદ્વિગ્ન, વ્યાકુલ બની મનમાં અતીશ !

તે ભાઇબીજ તણી ભેટ કરે લઇને,
ભ્રાતા અનુજ અહિંયાં નથી આવવાનો;
બ્હેની તણા હૃદયલ્હાવની પૂર્તિકાજ,
બંધુ અરે, નથી નથી જ પધારવાનો !

હજારો બ્હેનીના બંધુ, આજે જેલમહીં હશે;
સેંકડો બંધુની બ્હેની, કારાગાર મહીં વસે.

શુક્રતારા તણો આજે, બાલેન્દુ નવ હાસશે;
અને ઇન્દુ તણી તારા, આંસુ ગુપત ઢાળશે.

બબ્બે બંધુ છતાં આજે, વીરાવિહીન બેનડી;
બબ્બે જ્યોતિ છતાં આજે, નિષ્પ્રભ ઘર દીવડી !

રતુભાઈ

# જેલમાં વસતા ભાઈની શુભેચ્છા

( ૨ )

નવું આ વર્ષ આવ્યું તે, લાવ્યું પર્વણી સાથમાં;
આવ્યું વર્ષ નવું કિંતુ, નથી હું તુજ સાથમાં.

બ્હેની વસી ગૃહવિષે મુજ કાજ નિત્ય,
હોશે અમાપ જલ લોચન સારતી તું.
હૈયે સ્મરી સ્મરી સહુ ગત કાળ રમ્ય;
હોશે અથાગ ઉર તાહરું બાળતી તું !

બંદીવાન પડેલો છું, કારાગાર મહીં અહીં;
હોત જો પાંખ તો બ્હેની, ઊડી આવત હું ત્યહીં.

આવી અચિંત્ય તુજ ગોદ મહીં ધીમે મેં,
નાખી દીધું સરલ હોત જ શીર્ષ તુચ્છ.
લેવા પવિત્ર ઉરની તવ આશિષો હું;
લાવ્યો ઘણી રસિક હોતજ ભેટ ગુપ્ત.

માનસી સૃષ્ટિમાં આજે, બ્હેની ભેટ તને ધરું;
માનસી પત્ર ને પુષ્પે, અર્ચના તવ હું કરું !




લેખક: શ્રી. ગોકુલદાસ દ્વારકાદાસ રાયચુરા

" કાં મણીલાલ, આવતી કાલે કુરલા આવવું છે ? "

" કુરલામાં શું છે ? "

" મ્હારાં કાકી દેશમાંથી આવ્યાં છે એમને મળવા જવું છે."

" ત્હારા કાકી આવ્યા એમાં મ્હારે આવવાનું શું કામ છે ? "

" જોવાં જેવાં છે. ગામડાની સ્ત્રીઓ કેવી હોય છે એનો ખ્યાલ કાકીને જોતાં તને તુરત આવશે."

ગામડાની સ્ત્રી એટલે જંગલી, અડબુથ, વગડામાંનું ઢોર. એમાં બીજું જોવાનું તે શું હોય ! ? ". મ્હેં ચત્રભુજ સ્હામે સહજ કડવાશથી જોઇને મ્હારો અભિપ્રાય આપ્યો.

" મણીલાલ, ત્હારો એ અભિપ્રાય તું કાકીને જોઇશ ત્યારે ત્હારે ફેરવવો પડશે."

ચત્રભુજના આ શબ્દો સાંભળી હું વ્યંગમાં હસ્યો.

" તું પણ ગામડીઓજ છો ના ? કોલેજની કેળવણી લીધી એટલે તું શહેરી થઇ ગયો એમ તું માનતો હો તો એમાં ત્હારી ભૂલ થાય છે. એ તો તાણ્યો વેલો થઇ જાય. જાત વિના ભાત પડે નહિ."

મ્હારા આ શબ્દો સાંભળી ચત્રભુજ સહેજ ઝાંખો તો પડયો પણ એની કાકીને હું જોઉં એ આતુરતામાં મ્હારા તરફનું એ અપમાન એ ગળી ગયો.

" હું તો ગામડીઓજ છું અને પ્રભુ મ્હને ગામડીયોજ રાખે. ગ્રેજ્યુએટ થઇ હું તો પાછો ગામડામાં જ જઇશ."

" એ તો હું જાણુંજ છું. ત્હારામાં શહેરનો એક પણ સંસ્કાર હજુ પ્રવેશ્યોજ નથી. જો ઇન્ટરમાં આપણી સાથે ભણતો પેલો ત્રંબકલાલ ગમે તેટલી સફાઇ કરે છતાં એના શબ્દોમાં, એની રહેણીકરણીમાં ગામડીઆપણું સહેજે તરી આવે છે. એ તો જન્મના સંસ્કાર પડયા તે પડયા. આ પેલો રૂસ્તમજી, પેલો કરીમખાં, પેલો અવંતિલાલ એ બધા જુદા જુદા શહેરના વતની છે એટલે એમની સફાઇ જ કંઇ ઓર દેખાય છે."

ચત્રભુજ કાઠિયાવાડના એક ન્હાના ગામડાનો રહીશ હતો. હું અને એ બન્ને એકજ જ્ઞાતિના હતા. પણ મ્હારો જન્મ વડોદરામાં થયેલો હોવાથી મ્હારા અને એના સંસ્કારમાં બહુ ફેર ન હતો. ચત્રભુજ અને હું સૌથી પહેલા અમારી જ્ઞાતિની બોર્ડીંગમાં સાથે ભણતા, સાથે મેટ્રીક પાસ થયા અને આજે સાથે એકજ વર્ગમાં ઝેવીયર કોલેજમાં અભ્યાસ કરીએ છીએ. પણ મારામાં અને એનામાં ઘણો તફાવત છે. હું શહેરીજીવન અને શહેરી સંસ્કારનો ભક્ત છું એ ગ્રામ્યજીવન અને ગ્રામ્ય સંસ્કૃતિનો ઉપાસક છે.

હું મેટ્રીક પાસ થયા પછી કોલેજ દાખ

રોજ પહેરૂં પણ ચત્રભુજે આજ દીન સુધીમાં એક પણ વખત કોલર ટાઇ પહેર્યાં હોય એવું મ્હારા જોવામાં આવ્યું નથી. મ્હારી અને એની વચ્ચેની ચર્ચાઓમાં ગામડા અને શહેરો એ વિષય હમેશાં પ્રાધાન્યપદે રહેતો. તેમાંય જ્યારે પરણવાની વાત નીકળે ત્યારે ચત્રભુજ ગામડાની તંદુરસ્ત, ભલી, ઘરરખુ ગૃહિણીની વાત કરે અને હું શહેરની કોઇ કુમુદ કે કુસુમ મ્હને મળે તોજ પરણું એવા અભિલાષ સેવતો.

ગામડાની સ્ત્રી એટલે અક્કલનું બારદાન, ગંદુ પ્રાણી, સંસ્કારનું નામ નિશાન નહિ, આવડતમાં મીંડુ, રહેણીકરણીમાં, વાતચીતમા સાવ 'થર્ડ કલાસ', એવી મારી માન્યતા હતી, અને ચત્રભુજને મન ગામડાની સ્ત્રી એટલે ભોળી, ભલી, રૂપાળી હાવકી, મીઠી અને હેતભરી સહચરી.

આજે એની કાકીનાં વખાણ સાંભળી મ્હેં આખરે આવતી કાલે રવિવાર હોવાથી કુરલા જવાની હા પાડી.

[ ૨ ]

બોરીબંદર સ્ટેશનેથી અમે બન્ને મિત્રો રવિવારે સ્હવારની ટ્રેનમાં કુરલા જવા નીકળ્યા.

રસ્તામાં અમારી વચ્ચે આજે પણ ગામડું અને શહેર એજ વિષય ચર્ચાયો હતો અને એ ચર્ચામાં શહેર અને ગામડાની સ્ત્રીનાં એક બીજાથી વિરૂદ્ધ વર્ણનો અમે બે મિત્રોએ ફાવે તેવી રીતે અને તેટલી છૂટથી ટ્રેનમાં કર્યાં. કુરલા આવ્યું તોય અમારી એ ચર્ચા પુરી ન થઇ.

ઉતરતી વખતે ચત્રભુજે મ્હારો ખભો પકડીને મ્હને હલાવ્યો.

" મણીલાલ, ગ્રામ્ય ગૃહિણી કેવી હોય એ બતાવવાજ હું ત્હને આજે અહિં લઇ આવ્યો છું "

સ્ટેશનેથી ટાંગામાં બેસી અમે ચત્રભુજના કાકાની દુકાને આવી પહોંચ્યા.

ચત્રભુજના કાકા દેવચંદભાઇ કુરલામાં પાન અને તંબાકુનો મોટો વેપાર વર્ષોથી કરતા. પોતે સોરઠમાં આવેલા સાંકા ગામના રહીશ હતા. પાંચ વર્ષ પહેલાં કુરલાં આવી એક તંબાકુની દુકાને નોકરી રહ્યા અને જોઇ તો અનુભવ લઇ આજે પોતાના ઘરની દુકાન કરી સારા વેપારીમાં પોતાની ગણના કરાવી શકયા હતા.

હું અગાઉ પણ ચત્રભુજના કાકાની દુકાને આવી ગયો હતો. એટલે એ આપબળથી વધેલા પુરૂષ તરફ મ્હને એક પ્રકારે માન હતું. ગ્રેજ્યુએટ થઇને ચાલીસ પચાસની નોકરી મેળવનાર યુવાન કરતાં આવા દેવા-ઉકલતવાળા ચાર ચોપડી ભણેલા પુરૂષો વેપારમાં આગળ શી રીતે વધી જાય છે એનો હું કુરલા જ્યારે જ્યારે આવતો ત્યારે અભ્યાસ કરવાનું ચૂકતો નહિ. પણ હજીયે મ્હારે મન એ એક પ્રકારનો કોયડો છે કે આ પ્રકારના લોકો વેપારમાં ભણેલા જુવાન કરતાં વધુ ને વધુ શી રીતે આગળ વધી શકે છે ?

" ઓ હો આવો મણીભાઇ. ચત્રભુજ આવ. હું ત્હમારી આજે વાટ જ જોતો હતો. આ મણીભાઇને તેડી આવ્યો એ બહુ સારૂં કર્યું. તારાં કાકી આજે સ્હવારે જ તને યાદ કરતાં હતાં. "

" કેમ મ્હારાં કાકીની તબીયત તો સારી છે ના ? " મ્હેં ઉતાવળે કાકા સમક્ષ પ્રશ્ન મૂકયો.

" એની તબીયતમાં પૂછવાનું શું હોય ? ગામડામાં બારે માસ રહે એટલે તંદુરસ્તીના તો ઢગલા ને ઢગલા એને મળે. આપણે અભાગીઆ છીએ એટલે પેટને ખાતર આ શહેરોની ગંદકીમાં રહેવું પડે છે. "

" પણ તમે તો કુરલામાં રહો છો અને કુરલા એ પણ એક ગામડું તો ખરૂં જ ના ? " મ્હેં વચમાંથી પ્રશ્ન કરી લીધો.

" બાપુ કુરલા કયાં ને એક પ્રદેશનું

સાંડું કર્યાં. એ ભેંસનાં શેડકઢાં દૂધ, એ ખુલ્લી હવા. એ ધરતી માતાનું મીઠું પાણી અને એ સંતોષી અને એ સુખી જીવન કયાં અને આ પંજાબમેલની ઝડપે દોડતું જંજાળી શહેરી જીવન કયાં ?"

"પણ તમે અહિં આવીને પૈસાદાર થાઓ છો એનું શું ?" મ્હેં દલીલ કરી.

"મણીભાઇ, એ તો એક પ્રકારના ઝાંઝવાના જળ જેવી સ્થિતિ છે. ગામડાંમાંથી હજારો માણસો આવે છે એમાં સેંકડે બે ચાર પૈસાવાળા થતા હોય તો કોણ જાણે બાકીતો બધા પાપે પેટ ભરે છે. જવા દોને એ વાત. હું પણ એ ઘાંચીની ઘાણીમાં જોડાઇ ગયો છું એટલે બીજા પર ટીકા કરવાને હવે હું પણ લાયક રહ્યો નથી." ચત્રભુજના કાકાએ સોપારીનો ભૂકો કરી બોલતાં બોલતાં મ્હારી સ્હામે ધર્યો.

"કાકા ! હવે તો મ્હારા કાકી અહિં રોકાશે ના ?"

"ઇ વાત ખોટી. વર્ષમાં બે ચાર મહિના અહિં રહી જાય બાકી એને તો દેશમાં રાખવાનોજ મ્હારો વિચાર છે. દેશમાં રહેવાથી એની તબીયત કેવી સારી રહે છે એ તું જોઇશ ત્યારે તને ખબર પડશે. જા ઘરમાં જઇને મળી આવ. અને આ મણીભાઇને પણ સાથે લઇ જા. ઇ પણ આપણા દીકરા જેવા છે, એટલે કંઇ વાંધો નથી. જાઓ બન્ને મિત્રો ઘરમાં જાઓ. દૂધ તૈયાર હશે એ પીજો અને પછી પાછા અહિં આવજો."

[ ૩ ]

દુકાનની પાછળજ દેવચંદ કાકાનું મકાન હતું.

ચત્રભુજ મ્હને લઇને એ તરફ જવા ઉઠયો. પાસે એક નાની સરખી ગલીમાંથી થઇને એ મકાનમાં જવાતું હતું.

"ચત્રભુજ ! હું દુકાને બેસું તો ?"

"હાલ હાલ. જો તો ખરો ગ્રામ્ય ગૃહિણી કેવી હોય છે એનો તો અનુભવ લે !"

અમે બન્ને મિત્રો મકાનના દરવાજા આગળ ઉભા રહ્યા.

"કાં કાકી ?" ચત્રભૂજે બૂમ પાડી.

"કોણ ચનાભાઇ, આવો આવો" હસતી રમતી પુતળી હોય એવી રીતે દોડતી આવી ચત્રભુજની કાકીએ દરવાજો ઉઘાડયો.

આભમાં વિજળી ઝબકે અને એને ચમકારે ચમકી જવાય એવી ચમક હું એ વખતે ખાઇ ગયો.

"આ મારા બેરૂબંધ મણીલાલભાઇ પણ સાથે આવ્યા છે."

"ભલે ભલે. ભલે આવ્યા. ભાઇ પધારો." મીઠાશથી એણે આવકાર આપ્યો.

હું માનતો હતો કે એ કાઠિયાવાડી શેંથું મ્હને જોઇને અઢી હાથનું ઓઢણું ખેંચશે પણ એને બદલે એણે તો સ્મિત હાસ્યે મ્હારો સત્કાર કર્યો.

ગંદા કુરલાની એ ગંદી ગલીમાં પણ કાકીએ આંગણું વાળીને સાફ અને ચોખ્ખું રાખ્યું હતું.

"જુઓને ચનાભાઇ આઠ મહિને અહિં આવી તેમાં તો બધુંય જેમ તેમ આડું અવળું થઇ ગયું છે. માંડ માંડ પંદર દિવસે ઘર ઠેકાણે આવશે. હં. પણ આ ભાઇ કયા ગામના છે ?"

"એ વડોદરાના છે. મ્હારા ભાઇ જેવા મિત્ર છે અને અમે સાથે જ રહીએ છીએ."

"પણ આટલા વર્ષમાં અને અગાઉ કેમ કોઇ વખત તેડી આવ્યા નહિ ?"

"તમે તો ઉડતાં આવો અને ઉડતાં જાઓ એમાં અમને કોલેજમાં ભણનારાને વખત કયાંથી મળે ?"

"કયાં પરણ્યા છે ?" કાકીએ નિર્દોષ હાસ્યે હસીને ચત્રભુજને મ્હારે માટે પૂછ્યું.

હું તો આ ગામડાની ગોરીને જોઇને

તદ્દન સ્તબ્ધ થઇ ગયો હતો. એનું ધાટીલું શરીર, કપાળપર નગરી ગુંદીયા કંકુનો, ચાંદલો જામનગરની લીલા રંગની ચટકદાર બાંધણી અને એ સૌથી પણ વધુ આકર્ષક લાગતી એની સ્નેહાલ વાણી મ્હને તો આ સ્ત્રીમાં જીવતી કવિતા દેખાડતાં હતાં.

" કાકી અમે બન્ને સાથે પરણવાના છીએ."

" તમે તો ચન્તાભાઇ ભણતરમાં ઘેલા થયા છો એટલે પરણવાની વાત કરીએ છીએ ત્યાં નકાર ભણો છો અને આ ભાઇને પણ એવા જ રાખવા માગો છો? હેં ભાઇ તમારા ભણતરમાં તે એવું શું છે કે પરણવાની વાત આવે ત્યાં માખી છીંકી જાય છે!" કાકીએ મારી સામે જોઇ પ્રશ્ન કર્યો.

શું ઉત્તર આપું! કેવી નિખાલસતાથી પ્રશ્ન પૂછે છે!

" એ તો સહુ સહુના વિચાર. એમાં ભણતર શું કરે?"

મ્હેં આખર ઉત્તર આપવા ખાતર ઉત્તર આપ્યો.

" લ્યો આપણે તો વાતે ચડયાં. દૂધના પ્યાલા તૈયાર રાખ્યા છે એ તો હું આપવાજ ભૂલી ગઇ. ભાઇ, માફ કરજો હો. ચત્રભુજને જ્યારે જ્યારે હું મળું છું ત્યારે અમારે એને એવો મા દીકરાનો મીઠો સંબંધ છે કે હું વાતે જ ચડી જાઉં છું."

## ધરતીની છાબડી

( નિંદર ભરીનો ઢાળ )

ફૂલે ભરી રે ફૂલે ભરી
ધરતીની છાબડી ફૂલડે ભરી રે.

ઊગ્યાં આકાશમાં રૂપાનાં ફૂલડાં
રજનીએ એની ઓઢણી કરી-ધ૦

આવી'તી આકાશી માલણ ઉષા એક
ગોરાં ગુલાબની સાડી ધરી-ધ૦

ગૂંથ્યાં એણે એક બે તો અંબોડલે
સારાં યે ફૂલડાં વીણી ગઇ-ધ૦

નાનકડી ખોઇમાં ન માયાં એ ફૂલડાં
દોડી જતી'તી એ ઉતાવળી-ધ૦

ખૂલી ગઇ ખોઇ ને ઝલાયાં ન હાથમાં
ધરતી પર ફૂલડાં વેરી ગઇ-ધ૦

રાતનાં તિમિર પીને પ્રગટયાં રે ફૂલડાં
દેવોની આંખ જાણે મલકી રહી
ધરતીની છાબડી ફૂલડે ભરી રે.

ઉમાશંકર જોષી

પગના ઠબકારે કાકી ઉભાં થયાં. એની ચાલમાં પણ ધરતી ધ્રુજતી હોય એવો ઠસ્સો હતો. જુવાની મૂર્તિમંત જોવી હોય તો કાકીને અંગેઅંગ એ વિરાજી રહી હતી. આવાં શરીર હોય તો દવાખાનાને તાળાં દેવાં જોઇએ.

" ચત્રભુજ! એક વખત તો આ ભાઇને સાથે તેડી આવ એટલે એને આપણી ભગરી ભેંસના શેડકઢાં દૂધ પાઇએ. આ પાણીવાળાં દૂધ આપતાં તો મ્હારો હાથ લાજ્ય છે."

દૂધના પ્યાલા મૂકતાં મૂકતાં ઉમિયા કાકી ટહૂક્યાં.

દૂધનો હું બીલકુલ ભક્ત ન્હોતો. ચા પીનારને દૂધ ફાવતું નથી પણ આજે તો આ કાકી સમક્ષ દૂધને બદલે 'ચા' આપો એમ કહેવાની પણ મ્હારી હિંમત ચાલી નહિ.

[ ૪ ]

ચત્રભુજને આજે કોલેજમાં એક માણસ ઉતાવળે તેડવા આવ્યો.

ચત્રભુજ એની સાથે વાત કરી પ્રોફેસરને મળી કુરશી જવા તૈયાર થયો.

" શું છે? મેં બારણે આવી પૂછ્યું"

" કાકા એકદમ બિમાર થઇ ગયા છે?"

" પણ શું થયું છે?"

" કહે છે કે પક્ષાપાતનો હુમલો થયો છે"

" હું આવું ? "

" આવે તો સારું. "

તુરત હું અને ચત્રભુજ પેલા આવનાર માણસ સાથે કુરલે જવા ઉપડ્યા.

રસ્તામા તે દિવસની કાકીની મહેમાની મ્હારી આંખ આગળ તરી આવી.

જમણમાં પૌંવાની લાપશી કરી હતી. એ એટલી બધી મ્હને મીઠી લાગી હતી કે એનો સ્વાદ હું હજી ભૂલી શક્યો. નહોતો બહુ તો ' શીરો ' કરશે એમ હું માનતો હતો પણ એણે તો આ ઉત્તમ વાનગી ચખાડી મ્હારા સ્વાદને સતેજ કર્યો હતો.

રસોઇ વખતની સ્વચ્છતા અને સુઘડતામાં કંઇ ખામી ન્હોતી. વિશેષ આકર્ષક એ હતું કે અમને તથા કાકાને એ એવી રીતે જમાડતાં હતાં કે ' ભોજન વખતે સ્ત્રી માતા સમાન છે ' એ વાક્ય મ્હને સોએ સો ટકા સાચું લાગ્યું.

તેમાંય ઉમિયા કાકીનો સ્વભાવ તો એટલો બધો મીઠો કે સૌની સાથે જાણે જૂનો સબંધ હોય એવી મીઠાશથી વર્તે.

રસ્તામાં ટ્રેનમા મ્હેં ચત્રભુજને એક સવાલ પૂછ્યો.

"ચત્રભૂજ, કાકી કંઇ ભણ્યાં છે ખરાં ?"

" ક્યાંથી ભણે? ગાંડામાં છોકરાઓ માટે નિશાળ નથી તો છોકરીઓને તો શિક્ષણ ક્યાંથી જ મળે ! "

" ધાર કે કાકાને કંઇ થયું તો કાકી શું કરશે ! હવે તો એક બાળક પણ છે એનું શું ? "

" તને ખબર નહિ હોય કે હમણાં હમણાં કાકી દુકાને પણ બેસે છે. "

" દુકાને ! ? "

" હા કાકા બહારગામ જાય છે ત્યારે કાકી પોતે દુકાન ચલાવે છે. "

" આપણી સ્ત્રીઓ આમ દુકાને બેસે ખરી !-"

" હને ખબર નથી, આપણી ગ્નાતિમાં ઘણી બહેનો દુકાનો ચલાવે છે. "

" જા. જા. ઘુમટો કાઢનારી સ્ત્રી દુકાન ચલાવે એ કેમ મનાય ? "

" નજરે દેખાડું. તારે જોવું હોય તો કોઇ દિવસ ઉમિયા કાકીને પોતાને હું દેખાડીશ. "

કુરલા અમે પહોંચ્યા અને ઉતાવળે કાકાને ઘેર ગયા. પક્ષાઘાતનો હુમલો બહુ ભારે હતો. ઉતાવળે એક હુશિયાર ડૉક્ટરને ચત્રભુજ તેડી આવ્યો.

આવા વિકટ સંજોગમાં કાકી લેશ પણ ગભરાયાં ન્હોતાં. પોતાથી બનતી દરેક સારવાર ખુબ શાંતિથી એ ગ્રામ્ય ગૃહિણી કરી રહી હતી. ઘરમાં ન્હાનું બાળક હતું એને સાચવે, અમને સાચવે, બિમાર પતિને પણ સાચવે એવી શક્તિ તે દિવસે મ્હેં કાકીમાં નજરો નજર નિહાળી.

× × ×

પક્ષાઘાતના હુમલાથી દેવચંદ કાકાનું અર્ધું શરીર બોટું થઇ પડ્યું. તે હવે કામકાજ કરી શકતા નહિ. ચત્રભુજે જેમ મ્હને કહ્યું હતું એજ રીતે કાકીએ દુકાન સાચવી લીધી અને વ્યાપાર ચાલુ રાખ્યો.

× × ×

હું બી. એ. પાસ થઇ રેલ્વેમાં નોકરી રહ્યો. દર રવિવારે ચત્રભુજ ને હું કુરલે આવતા અને કાકી એજ સ્નેહભાવથી, એજ શાંતિથી પોતાના આ દુઃખના દિવસોમાં શાંતિ રાખી પતિની સેવા કરતાં. પતિનો ધંધો એણે સવાયો વધાર્યો હતો. ભણ્યા વિના વેપાર કેમ કરી શકશે એ મ્હારી શંકા ખોટી પડી અને હૈયા ઉકલતથી આ ગ્રામ્ય ગૃહિણીએ પતિના અપંગ શરીરની સેવા કરતાં કરતાં વ્યાપારમાંથી સારી લક્ષ્મી, મેળવી અને પાંચ વર્ષ પછી કુરલા છોડી સાડે જઇને વસ્યા.

સુવિખ્યાત ઓસ્ટ્રીયન લેખક સ્ટીફન ઝવેગની એક કથાનો ભાવાનુવાદ

# એક અજાણી સ્ત્રીનો પત્ર

—•○•—

રજુ કરનાર :
શ્રી. ચન્દ્રકાન્ત સુતરિયા

[ ગતાંકથી ચાલુ ]

એ રાતે હું તમારી સાથે રહી. એ પહેલાં કોઈ પુરૂષે મારી દેહલતાને સ્પર્શ ન્હોતો કર્યો, એટલુંજ નહિ, પણ મારો દેહ કોઈ પુરૂષે નિરખ્યો પણ ન્હોતો એમ તમે ભાગ્યેજ માન્યું હશે. તમારા પ્રત્યેના મારા પ્રેમના ભેદને છેક છુપાવી રાખવાના આશયથીજ સંકોચ કે શરમ જતી કરી તરતજ મારી જાતને. મેં તમારી હૃદયસરિતામાં વ્હેવા દીધી, એટલે તમને મારા પવિત્ર જીવનનો ખ્યાલ ક્યાંથી આવે? મેં તમારા પ્રત્યેનો પવિત્ર પ્રેમ તે વખતે વ્યક્ત કર્યો હોત તો તમે ચોંકી–નવાઈ પામત. કારણ કે તમે તો એવા લ્હેરી લાલા જેવા છો કે, સામાન્ય રીતે આવા ગંભીર પ્રેમથી તમને અજાયબી થયા વિના રહે નહિ. એકાદ બાળા સાથે કાયમ પ્રેમમાં પડવાની, તેના જીવન સાથે નિરંતર તમારા જીવનની ગાંઠ બાંધી રાખવાની તમને ટેવ નથી–એ તમને પસંદ નથી. તમે તમારો પ્રેમ જેને જોઈએ તેને આપવા રાજી છો પણ એ માટે કાંઈ ત્યાગની કે બલિદાનની વૃત્તિ તમે ધરાવતા નથી. એટલે તમારી સાથે રહી તે પહેલાં મેં તમનેજ પ્રીતમ મળ્યા હતા અને તમારા વિના મેં બીજા કોઈનો વિચાર કર્યો નથી એ વાત જાણી તમે અકળાઓ–અચંબો પામો. એટલે, મેં એ વાત કહી નહિ. મેં મારી મરજીથીજ તમારો સહવાસ શોધ્યો–ને સાધ્યો. તમને ગેરસમજ ન થાય એ માટે આ લખું છું, જેથી તમને ખાત્રી થશે કે એક કુમારિકાનું અધઃપતન કરવાનો આરોપ હું તમારા પર મુકતી નથી. કારણ કે તમે મને ફસવી ન્હોતી, ભગાડી લલચાવી ન્હોતી, કે ખોટાં વચન આપી ભરમાવી ન્હોતી. તેથી, તમારી બાથમાં હું લપાઈ ગઈ ત્યારે મારા જીવનને કિસ્મત ગમે ત્યાં લઈ જાય તે માટે હું તૈયાર જ હતી. સાચેજ એ રાત માટે તો હું તમારો જેટલો આભાર માનું તેટલો ઓછો છે. એ રાતે અંધારૂં છવાયું અને તમે મારી પાસે મીઠી નિંદ્રા લેતા હતા ત્યારે મેં આંખ ઉઘાડી જોયું તો તમારા સહવાસથી ફરી એક વાર આનંદની સુરખી મારા મુખ પર છવાઈ. એ રાતે ચાંદની તો ન્હોતીજ, પણ તારાઓનો ચમકાર પણ નહોતો. છતાં એ પ્રેમમિલન મધુર હતું. મારી સાથે મીઠી ઉંઘ લેતા મારા પ્રીતમને સ્પર્શી ફરી એકવાર મેં પ્રેમના અશ્રુ વહેતા કર્યાં. આ સુખ કેટલું મધુરતમ હતું, છતાં કેવું ક્ષણિક !...

...કેમકે, જાણે જરા વારમાં પરોઢિયું થયું હોય એમ લાગ્યું, એટલે મેં ત્યાંથી ચાલી જવા

માટે તૈયારી કરી. તમારો બુઢ્ઢો નોકર આવે તે પહેલાં મારે ચાલ્યા જવું હતું હું તૈયાર થઈ એટલે તમે મારી પાસે આવી, તમારા બન્ને હાથ મારે ગળે ભેરવી મારા હોઠ પર ચૂમી કરી મારી સામે તમે નયન ફેરવ્યાં. હું પણ તમને જોઈ રહી. હું વિદાય થતી હતી એનું દુઃખ મને સાલતું હતું, તમને પણ સાલતું હતું. એટલે, રાતના મીલનની યાદમાં તમે મને થોડાં ફુલ ભેટ આપ્યાં અને પૂછ્યુંઃ ' આવીશ ? આજે રાતે પાછી મને અહીં મળીશ ? '

મેં હરખભેર હા પાડી અને પેલાં ફુલો લઈને હું રસ્તે પડી. એ ફુલો તે પછી મેં અનેક દિવસ સુધી સાચવીને સુંઘ્યા હતા એ પણ કહી દઉં.

બીજી રાતે હું પાછી આવી અને ફરી મઝમરાત આપણે માણી લીધી. એજ પ્રમાણે ત્રીજી રાતે તમે મને બોલાવી અને આપણે સાથે રહ્યાં. પણ સવારે જ્યારે હું જવા નીકળી ત્યારે તમે મને કહ્યું કે, ' આજે તો મારે બ્હારગામ જવાનું છે અને બે મહિનાથી વ્હેલો નહિ આવી શકું. તારું સિરનામું મને આપતી જા; આવીશ એટલે તને લખીશ અને આપણે પાછા મળશું.' મેં યુક્તિથી ટપાલ ઓફીસના ફેરમાં મારું સિરનામું આપ્યું. પણ મારું ખરું નામ તમને જાણવા દીધું નહિ. કારણ કે મારે પ્રેમનો ભેદ છુપાવી રાખવો હતો. આપણે છુટાં પડયાં.

પણ પછી તો, દિવસ પર દિવસ વીતવા માંડયા. બે માસ થઈ ગયાં. તમારા પત્રની મેં હરદિન રાહ ભાળી પણ તમે એકે શબ્દ લખ્યો નહિ, એકે પત્ર પાઠવ્યો નહિ. પણ જવા દો, મારે તમારી સામે કાંઈ ફરિયાદ કરવી. નથી તમે મારા પ્રીતમ છો, મારા હૃદયના માલિક છો અને તેથી તમને પ્હેલી રાતે-ને તેનાથીયે પાંચ વર્ષ પ્હેલાં-ચાહ્યા હતા તેવા આજે પણ ચાહું છું. તમે પ્રેમાળ છો એમ ગણું છું. બે માસ માટે તમે બ્હારગામ જવાના હતા; પણ એ મુદત પહેલાં તમે શહેરમાં પાછા આવી ગયા હતા. કેમકે, તમારા મકાનની બ્હારના પેલા ચિરપરિચિત સ્થાનેથી મેં જોયું હતું કે, તમારી બારી ઉઘાડી હતી ને દીવો ઝગતો હતો. એમ છતાં પણ તમે મને પત્ર લખ્યો નહિ-એટલે જ, તમારી પ્રિયતમા હોવા છતાં પણ તમારા હસ્તાક્ષરથી લખાયલી એકે લીટી મારી પાસે નથી; આજે મારો જીવન દીપક બુઝાશે છતાં હું તો પ્રીતમના કરકમળથી લખાતા મઝાના અક્ષરોથી સદાય વિહોણી જ રહીશ. મેં ખૂબ-ખૂબ રાહ જોઈ. મને તમે બોલાવી નહિ, પત્ર પાઠવ્યો નહિ

મારો જે પુત્ર ગઈ રાતે મરી ગયો તે પુત્ર આપણો હતો, મારો-ને તમારો હતો. પેલી ત્રણ રાતોના સહવાસથી એ બાળક આ અવનીમાં અવતર્યું હતું. એ રાત પછીથી બાળકના જન્મ સુધી તો હું તમારી જ રહી હતી. મેં મારી જીવનવેલ માટે તમારા જીવન વૃક્ષનો આશરો શોધ્યો હતો. એટલે બાળકનો જન્મ થશે એમ લાગ્યું ત્યારે પણ મેં બીજા કોઈનો આશરો શોધ્યો ન હતો. એ રાતોના તમારા મારા પ્રત્યેના પ્રેમના ને તમારી પ્રત્યેની લાગણીના પરિણામે એ સુકુમાર બાળક મારે ખોળે રમ્યું. આ બાળકનો જન્મ થયો ત્યારે ને તે પછી આજ સુધી મેં કેમ તમને તે વિષે જણાવ્યું નહિ એવો વિચાર તમને આવશે. કદાચ આ હકીકતથી તમને નવાઈ પણ લાગશે. આટલાં વર્ષો સુધી એ બાળકનું મેં જતન કર્યું અને તેના પિતાને તેના જન્મની જાણ પણ ન કરી એ જરા અચંબો પમાડે એવું તો છે જ; પણ હવે જ્યારે એ સંતાન સદાની શાંતિમાં સુતું છે ત્યારે તમને એના જન્મની ને મરણની વાતથી

વાકેફ કરવાની જરૂર મેં જોઈ છે. બાકી અત્યાર સુધી હું એને વિષે તમને જણાવું પણ શી રીતે? કોઈ 'રખડેલ' છોકરી તમારી સાથે ત્રણ રાત રહેવા રાજી થઈ તે તમને આવી વાત કેમ કરી શકે? તમારે મન તો એ અજાણી હતી, એટલે, કદાચ આપણા બાળકના જન્મની વાત કરત—અથવા મેં તમને મારા પ્રીતમ ગણ્યા છે એવું પ્રમાણિકપણે કહેત તો તમે તે ભાગ્યેજ માનત. આ છોકરો તમારાથી થયો હતો એ વાતનો સ્વીકાર તમે કરત નહિ. અને ધારો કે મારા બોલવા પર ભરોસો રાખી તમે એટલું સ્વીકાર્યું હોત તો પણ તમારા મનમાં એવો સંશય તો રહીજ જાત કે, તમારા જેવા શ્રીમંતને લાગમાં લેવા માટે મેં કદાચ આ તાગડો રચ્યો હશે; તમારી પાસે પૈસા કઢાવવાની તરકીબ હશે. એમ આપણી બે વચ્ચે અણવિશ્વાસ રહેત એ ચોક્કસ હતું. અને એવું રહે એ મને પસંદ ન હતું. વળી, મેં તમને આગળ જણાવ્યું છે તેમ મેં તો તમને પૂરેપુરા જાણી લીધા હતા. તમે લ્હેરી લાલા જેવા છો; મોજ મઝા કરી પણ જાણો અને બીજાઓને મોજ કરાવો પણ ખરા. અને છતાં, કોઈ બાળાના બંધનમાં કાયમ માટે જકડાવું તો તમને જરીયે પસંદ નથી. એટલે, એક બાળકના પિતા તરીકે તમે બ્હાર આવો એ વિચારથીજ તમને કમકમા આવ્યા વિના રહે નહિ. તમે તો સંસારના રંગરાગ ભોગવવા છતાં તેથી દૂર ભાગતા ફરો છો. સ્વતંત્ર જીવન ગાળવા ઇચ્છો છો એટલે એક બાલકના પિતા તરીકેની જવાબદારી તમને તો ભારે પડે; હું તમને આંખમાં ખૂંચુ એટલુંજ નહિ પણ



બાળક પણ તમને ન ગમે. એટલે, તમારી લાગણી રજમાત્ર ન દુઃખવવા મેં મારાથી બનતું કર્યું. તમને, બાળકના જન્મની જાણ થયાં બાદ, મારૂં મુખ ન ગમે એ મને ઘણું સાલે. તમને કોઈ પણ પ્રકારે હું ભારે ન પડું પણ માત્ર તમારા પ્રેમાળ અંતરની પ્રેમસરિતામાં સ્નાન કરૂં : એજ મારી આકાંક્ષા આજ સુધી રહી છે, ને એટલા માટેજ મારો પોતાનો ને બાળકનો ભાર મેં જાતે ખેંચ્યો છે. તમે તો અનેક સુંદરીઓનો સુંવાળો સહચાર સાધ્યો છે—એ બધાંમાંની એક તરીકે તમે તે રાતોએ મારી ગણના કરી હશે. પણ મારે મન તો તમેજ પ્રીતમ હતા. એટલે, હું તમને જીવન-ભર ઝંખી રહી છું જ્યારે તમે તો મને સાવ ભૂલી ગયા છો.

ગભરાશો નહિ. 'મને ભૂલી ગયા' એમ કહી કોઈ જાતનો આક્ષેપ હું કરવા માગતી નથી. કોઈ પ્રકારની ફરિયાદ પણ તમારે ચરણે કરવા માંગતી નથી. પણ જ્યારે આપણો પુત્ર મૃત્યુ પામ્યો છે—ને તેનું શબ અહીં મારી પાસે પડયું છે ત્યારે આ બધી વાતો સ્વાભાવિક રીતે જ યાદ આવે છે. આપણા બાળકના કુમળાં દેહમાંથી પ્રાણ પરવરી ગયા ત્યારે મને પ્રભુ પર ક્રોધ આવ્યો. શા માટે એણે મારા બાળકને લઈ લીધો? મને પ્રિતમ-વિહોણી તો રાખી હતી, પુત્રવિહોણી કેમ કરી? માફ કરજો, વ્હાલા! હું જાણું છું કે આ બધો બકવાદ નકામો છે. મને એટલી પણ ખબર છે કે મેં તમને તે વેળા જણાવ્યું હોત—ને આજે પણ મારી લાચારી દર્શાવું તો—તમે મને જરૂર મદદ કરો. તમારી ઉદા-રતામાં મને સંપૂર્ણ વિશ્વાસ છે: કોઈ અજા-

ણ્યા માણસને તમે મદદ કરો તો મારા જેવીને ન કરો એ કેમ બને ? પણ તમારી એ ઉદારતાનો લાભ મારે લેવો નથી. કેમકે એ ઉદારતા વિશિષ્ટ પ્રકારની છે. જે માગે તેને જ તમે આપો છો. 'ભિક્ષાન્દેહિ' કરતું કોઇ આવે તેના તરફ જ તમે હાથ લંબાવો છો, એટલે સાચું પૂછો તો, તમારા સુખમાં સંગાથે રહેનારાં બિરાદરો પ્રત્યે તમે જે સ્હાનુભૂતિ દર્શાવો છો તે સહાનુભૂતિ દુઃખી ભાઇ બ્હેનો પ્રત્યે દર્શાવતા નથી. સુખમાં રહેનારની પાછળ વણમાગ્યો ખર્ચ કરો છો; દુઃખીઓ માગે છે તો જ આપો છો. એટલે મારા જેવી માટે તો મુશ્કેલી ઉભી થાય છે. મારે તમારી પાસે લેશમાત્ર યાચના કરવી નથી; સ્વયંભુ જે આપો તેજ લેવું છે ! મને યાદ છે કે, હું નાની હતી ત્યારે તમે એક ભિક્ષુકને ચલણી નોટ આપી દીધેલી. તે તમારી પાસે આવ્યો ને તેણે કાંઈ માંગ્યું એટલે ઉતાવળમાં, હાથમાં જે આવ્યું તે તમે આપ્યું. તેને જરૂર હતી માટે એ નાણું ન્હોતું આપ્યું. પણ 'જલદી પીડા ટળે' એ ખાતર જ તમે એ ઉદારતા દાખવેલી. એજ પ્રમાણે તમે મારૂં કરો. 'પીડા ટળે' એ ખાતર તમે મારે વિષે વ્યવસ્થા કરો; પણ મારી અંતઃકરણપૂર્વક કાળજી લેવી જોઇએ એવી ભાવના તમારે દિલે કદિ વસે નહિ. એટલેજ, મેં કરોડોના અનેક પ્રસંગે પણ તમારૂં દ્વાર ખખડાવ્યું નથી, તમારે ચરણે આવી લળી પડી નથી. મને ખાત્રી છે કે એમ કર્યું હોત તો તમે દરેક રીતે મને સગવડ આપત, મારા જીવન નિભાવ માટે સારાં નાણાં આપત. પણ એ બધા પાછળ તેન જ ગૂઢ વિચાર રહેતઃ 'આ પીડા ટળે માટેલા ખાતર આમ કરવું જોઇએ.' મને મા રહેલા ત્યારે આવીને મેં જો એ વાત આપ છા ણાવી હોત તો મને ખાત્રી છે કે તમે એમજ કહેત કે, ' ગર્ભપાત કર'. એ મારાથી કેમ થાત ? એના જેવું ભયંકર પાપ બીજું શું હોય ? મારે મન તો તમે પ્રીતમ હતા—ને તમારૂં ને મારૂં એ સંતાન હતું એટલે જેવા તમે વ્હાલા તેવું સંતાન વ્હાલું. એને જોઇ પ્રીતમ મળ્યા જેટલો આનંદ. એને રમાડું, લડાવું, ખવડાવું, પીવડાવું—એ બધું જાણે પ્રીતમ માટે કરતી હોઉં એમજ લાગે. તમારાથી મને બાળક થયું એથી મને લેશમાત્ર દિલગીરી નથી થઇ; ઉલટો ઉત્સાહ આવ્યો હતો. કેમકે, હવે જીંદગીભર તમે મ્હારાજ છો એવી ભાવના બાળકના જન્મથી દ્રઢિભૂત થઇ.

પણ પ્રસૂતિ પ્હેલાં ત્રણ ચાર માસ તો ભારે થઇ પડયા. બેચેની વધતી ગઇ; કામ પર દિલ ચોંટે નહિ અને ખાવા પીવાનું ભાવે નહિ. રમવા કુદવાનું તો શું પણ ચાલવાનું પણ ફાવે નહિ અને તેથી, જ્યાં હું કામ કરવા જતી ત્યાં, 'તબીયત સારી નથી રહેતી' એમ કહી હું છૂટી થઇ. જ્યાં હું રહેતી હતી ત્યાં પાસેજ મારા સાવકા બાપના સગા રહેતા હતા; અને તેઓ જો મારી આ અવસ્થા જાણી જાય તો મારે ઘેર ખબર મોકલે. એ બ્હીકે મેં ત્યાં રહેવાનું પણ માંડી વાળ્યું. હવે, હું નાની પરચુરણ ચીજો વેચી ગુજરાન ચલાવતી અને રાતવાસો ગમે તેવા નિર્જન સ્થળે ગાળતી. આવી રીતે નિરાધાર અવસ્થામાં ૧૫–૨૦ દિવસ વીતાવ્યા બાદ જ્યારે વેદના વધવા માંડી ત્યારે હું સખાવતી સુવાવડખાનામાં ગઇ. ગરીબો માટેના એ તબીબીગૃહમાં સારવારનું તો શું પણ દવાદારૂનું યે ઠેકાણું ન હતું. અનેક ગેરકાયદેસર બાળકો ત્યાં જન્મતા અને ત્યાંથી એ બાળકો અનાથાશ્રમમાં મોકલાતા, મારૂં સંતાન—તમારો ને મારો પુત્ર—ત્યાં જન્મ્યો. એ બાળક એં–એં કરી જીવ ખાતું અને બેહાલ ને માંદી માતાને પજવતું. એ બાળક પણ સુકલડી કાઠીનું ને માંદલું હતું.

થાડા દિવસ અ[illegible]સમાં અમે કેમ વીતાવ્યા તે તો હું જ જાણું છું.

આટલું મેં તમને કહી નાખ્યું, એ માટે હું તમારી માફી ચાહું છું. હું તમને મારી ચીંથરેહાલ દશા વિષે વધુ નહિ કહું. ૧૧ વર્ષ સુધી મેં મૌન રાખ્યું છે ને રાખીશ. મારે માત્ર એટલું જ કહેવાની આકાંક્ષા હતી કે, વ્હાલા! આ સંતાન આપણું છે અને જ્યારે હવે એ પુત્ર મરી ગયો છે ત્યારે તમને એ વિષે હું કહું છું. એ પુત્ર મને તો ખૂબજ વ્હાલો હતો. તમારાથી ત્યજાયલી એવી હું જ્યારે જ્યારે મારા દુઃખી દિવસો સંભારતી ત્યારે ત્યારે એ બાળકના સ્મિતે ને એનાં તોફાને મને આશ્વાસન આપ્યું છે. એનાં કાલા બોલ મારું બધું દુઃખ વીસારી દેતાં. હવે જ્યારે એ સદાને માટે મુંગો સુતો છે ત્યારે મારું દુઃખ મને સાંભરે છે, જે યાતનાઓ સહન કરી છે તે યાદ આવે છે. ને તેથી આજે તેનો હું ઉભરો કાઢું છું. છતાં એટલું જાણજો કે, હું તમારા પર કદિ ગુસ્સે થઇ નથી. મને ગર્ભ રહ્યો ને પુત્ર જન્મ્યો છતાં તમારા પર મને તિરસ્કાર આવ્યો નથી. તમારા પ્રેમની અપૂર્વ મસ્તી મેં માણી એ માટે મને લગીરે પશ્ચાતાપ થયો નથી અને તમારા પ્રત્યેનો મારો પ્રેમ રજમાત્ર ઓછો થયો નથી.

આપણા પુત્રને તમે ઓળખતાએ ન હતા. એ નાના બાળકના સુકુમાર વદન પર તમારી પ્રેમભરી આંખો કદિ ઠરી નથી અને એના કુમળા દેહને તમે માયા મમતાથી ખોળે બેસાડયો નથી. એનું કારણ એ હતું કે, તેની પીછાન મેં તમને કદિ કરાવી નહિ. પુત્રજન્મ પછી હું તો તમારાથી અળગી જ રહેતી—સંતાતી ફરતી. તમને મળવાનું કે તમારી સમીપ રહેવાનું મન થયાં કરતું. પણ તમારે બદલે વ્હાલસોયા બાળકની સોબત મળી એટલે એને લાડ લડાવવામાં મારો સમય વીતતો. મને આનંદ મળતો. મારો પ્રેમ પતિ અને પુત્ર વચ્ચે વહેંચાય એવી લગીરે ઇચ્છા મ્હને ન્હોતી. પરંતુ તમે દુષ્પ્રાપ્ય થઇ પડયા એટલે પુત્ર તરફ મારી પ્રેમસરિતા અવિચ્છિન્ન વ્હેવા માંડી. એની સાથે રહેવામાં, એને લાડ લડાવવામાં કે ઉછેરવામાં પતિવિયોગનું દુઃખ હું ભૂલવા લાગી એમ કહું તો ચાલે. આબેહુબ તમેજ હો એમ તમારો-આપણો પુત્ર મને જણાતો ને તેની પ્રત્યેક હીલચાલમાં રમતગમતમાં, વિચારમાં, ખાવાપીવામાં તમારી જ છાયા મેં અનુભવી. આમ એને જોઇ તમને મળ્યાનો આનંદ અનુભવી મેં દોહ્યલા દિવસો વીતાવવા માંડયા.

હા, તમારા દરેક જન્મદિવસે એક પવિત્ર ફરજ અદા કરતી. આપણા પ્રેમની પ્રથમ રાત્રિએ તમે મને જેવા સુંદર પુષ્પો આપેલાં તેવાજ મઝાનાં ગુલાબનાં મધમઘતાં ફુલો હું તમારી જન્મગાંઠને દિવસે તમારે ત્યાં મોકલતી. અલબત્ત તમને કદાચ તે વિષે વિચાર સરખોય નહિ આવ્યો હોય; છેલ્લા અગીઆર વર્ષથી દર જન્મદિવસે આમ નિયમિતપણે આ ફુલોની ભેટ કયી અજાણી વ્યક્તિ મોકલે છે એનો ખ્યાલ તમને કદિ આવ્યો છે ખરો! મને તો લાગે છે કે તમને એનું ભાન નહિ રહ્યું હોય. પણ મારે માટે તો આપણા પ્રથમ પ્રેમની યાદી રૂપે એ ફુલોની ભેટ વર્ષભરમાં એક દિવસે તમારે ચરણે ધરવી એ એક પવિત્ર ફરજ હતી.

આપણા પુત્રને મેં તમારાથી અજાણ્યો રાખ્યો એ વાત મને સાલે છે. મને ખાત્રી છે કે, મેં તમને એની ઓળખ કરાવી હોત તો તમે એના પ્રત્યે પૂરો પ્રેમ રાખત. આબાદ તમારી પેઠે એ પોતાના દિવસો ગાળતો હતો. તમે જીવનમાં જેમ અનેક ખેલ કરો છો તેમ એ પણ કરતો. અને ઘણીવાર તમે જેમ ગંભીર બની વાચનલેખનમાં પડો છો તેમ એ

પણ કલાકો સુધી અભ્યાસમાં કે ગંભીર વિચારમાં પડી રહેતો. તે તમારા જેવો જ હસમુખો મળતાવડો અને દેખાવડો હતો. એને કારણે જ તેના પર મારો પ્રેમ અગાધ હતો. તેના અભ્યાસ માટે મારે કાળજી નહોતી રાખવી પડી-એ પોતેજ તેમાં રચ્યો પચ્યો રહેતો આડોશી. પાડોશીઓનાં બાળકો સાથે કે અમે ત્હેવારોના દિવસોમાં સ્હેલગાહે ઉપડતાં ત્યારે તે ખૂબ મળતાવડો રહેતો. સર્વ સ્થળે બધાં એનાં પર ભારે પ્રેમ બતાવતાં. એવી મઝાની એની બોલવા ચાલવાની ઢબ હતી. હવે એ સ્મિતભર્યા હોઠમાંથી હાસ્ય કરમાઇ ગયું છે ને એનો કુમળો દેહ ઠંડો પડી ગયો છે.

મેં એને બહુ સરસ રીતે ઉછેર્યો હતો. છેલ્લા વર્ષથી તો તે છાત્રાલયમાં રહેતો હતો. તમને કદાચ એમ લાગશે કે એક ખાનદાન કુટુંબનો છોકરાં ઉછરે એવી રીતે ઉછેરવા માટે હું કેવી રીતે શક્તિમાન થઇ ? તમારી આ શંકા ખરી છે; અને આજે જ્યારે બધી જ સત્ય હકીકત તમને કહું છું-મારા જીવનનો સાફ સાફ એકરાર કરૂં છું-ત્યારે, શરમ તજીને મારો જીવનનિભાવ હું શી રીતે કરતી અને વ્હાલા પુત્રને કેવી રીતે ઉછેરતી તે પણ તમને હું જણાવી દઉં. તમે તે જાણી અચકાશો નહિ; ગભરાશો નહિ. પ્રિયતમ, મેં મારી જાતને વેચીને 'એ બધું કર્યું', એમ જણાવું તો તમારા દિલને ડંખ તો નહિ લાગે ને ? મારાં મિત્રો, મારો પ્રેમ મેળવવા મથતા ભમરાઓ ધનવાનો કે ધનિકોના નબીરાઓ હતા. પ્હેલાં તો મેં તેમને અવગણ્યા. પણ તેઓ મારી પાછળ ભમતા જ રહ્યા-કેમ કે હું સુંદર લલના હતી; તેમને ગમી જાઉં એવી આકર્ષક સુંદરી હતી. એટલે જેના તરફ હું પ્રેમભર્યાં નયને જોતી એ મારે ચરણે શિર ઝુકાવતો. એ રીતે એ બધાં જુવાનો મારા ભક્ત બની રહ્યાં. મને મળવા ને મારો સમાગમ શોધવા તલપાપડ થઇ રહ્યાં. એ સર્વ મારા પ્રેમ માટે આતુર થયા મને ચ્હાવા લાગ્યા. માત્ર તમે-જેમને મેં મારૂં હૃદય આપ્યું હતું તેજ-મારાથી સદા અળગા હતા.

આ વાત ઉઘાડી પાડી તેથી તમને મારા તરફ તિરસ્કાર તો નહિ આવે ? મને ખાત્રી છે કે મારાં મનની સ્થિતિ સમજી તમે ખોટું નહિ લગાડો. તમને ચોક્કસ લાગશે કે મેં મારી જાત વેચી તે પણ તમારે માટે અને તમારી છાયા રૂપ આપણા પુત્ર ખાતર. સખાવતથી ચાલતા ગંદા સુવાવડખાનામાં ગરીબાઇનું દર્દ કેવું હોય તેની મને પૂરેપૂરી ખબર પડી હતી. અને એવી અસહ્ય ગરીબાઇમાં ગલીચ વાતાવરણમાં ને મેલાઘેલા સમાજમાં આપણો પુત્ર ઉછરે એ ખ્યાલથી મને કમકમા આવતાં. એના સુકુમાર હોઠોમાંથી ગંદા લોકો બોલે તેવી ગાળો બોલાય અથવા તેનો સુંદર કોમળ દેહ ફાટેલા તૂટેલા મેલા વસ્ત્રોથી ઢંકાય એ જોવું મારે માટે અસહ્ય હતું. આપણો-ને ખાસ કરીને તમારા જેવા ધનિકનો-પુત્ર એવી રીતે ઉછરે એ કેમ સાંખ્યું જાય ? એને માટે બધી સગવડ થવીજ જોઇએ. તમારા જીવન ધોરણ પ્રમાણે એનાં જીવનનું પણ ધોરણ હોવુંજ જોઇએ એવો મક્કમ વિચાર મેં કર્યો.

ને તેથીજ, કાયા વેચી મેં કમાણી કરી. મને એમ કરતાં સ્હેજ પણ આંચકો લાગ્યો નથી. સ્વમાન ગુમાવ્યું એવી લાગણી મને થઇ નથી, કેમકે માન, સ્વમાન કે શરમ એ બધું તો મેં તમારે ચરણે ધરી દીધું હતું. મારો દેહ મેં તમને અર્પણ કર્યો હતો-પણ જ્યારે તમને તેની પરવા ન હતી ત્યારે એ દેહનો ઉપયોગ હું ગમે તે કરૂં તે સાથે તમને શી લેવા દેવા હોય ? મને પણ તેની શી ગણના

હોય ? મારા રૂપની ભારોભાર પ્રશંસા કરનારા શ્રીમંત જુવાનો- મારા પ્રત્યે પ્રેમ ધરાવતા, મને મબલખ પૈસા આપતાં છતાં મારો આત્મા તેમનો થયો નથી, મારૂં જીગર તેમના જીગર સાથે જોડાયું નથી. એમાંના ઘણા તો સજ્જન હતા અને મારા તરફ મર્યાદાથી પણ વર્તતા; એવાં કેટલાંકને હું માનથી જોતી. પણ તેમને મારૂં હૃદય કદિ દઇ શકી નહિ— કેમકે એ હૃદય એકવાર એકને દેવાઇ ચૂક્યું હતું.

એક પ્રૌઢ વિધુરની વાત કહું. એ ખીતા-બધારી ધનવાન ગૃહસ્થે આપણા પુત્રને શાળામાં રખાવ્યો ને છાત્રાલયમાં દાખલ કર્યો. તે બહુ ભલો હતો. પોતાની સાથે પરણવાને ત્રણ ચાર વાર તેણે મને કહ્યું. હું તેને પરણી હોત તો આજે ઉમરાવપત્ની બની હોત. અને તેની અનેક મીલ્કતોની ભાગીદાર થઇ હોત. મારા કે પુત્રના જીવનનિભાવની ચીંતામાંથી હું મુક્ત થઇ હોત એટલું જ નહિ પણ મારી ભાવિ જીંદગી આનંદ પ્રમોદમાં ગાળી હોત. સમાજમાં નામના મેળવી હોત અને 'મોટે ખાંચરે' ની સન્નારીનું બિરૂદ મેળવ્યું હોત. પતિ તરીકે એ પ્રૌઢ ઉમરાવ મારા પ્રત્યે સારી લાગણી દર્શાવત, એ વિષે મને શંકા નહતી. પણ એની નમ્ર માંગણી મેં આભાર સાથે પાછી વાળી; તેમ કરતાં મને દુઃખ તો થયું; હું મુર્ખાઇ કરૂં છું એમ એને તો શું પણ મને યે લાગ્યું.



મેં ના કેમ પાડી એમ પુછો છો ? મેં એટલા માટેજ ના પાડી કે મારે એની સાથે લગ્ન બંધનમાં ન્હોતું જકડાવું. મારે સ્વતંત્ર —તમારે માટે સ્વતંત્ર-રહેવું હતુ. મને લાગતું હતું કે, જીંદગીભરમાં એકવાર—માત્ર એકવાર મને તમે બોલાવશો ને તમારી કરી રાખશો. કદાચ એ વેળા માત્ર એક કલાક માટે પણ તમે મને બોલાવો તોયે એ ધન્ય અવસર મેળવવા સારૂ મારે સ્વતંત્ર રહેવું હતું. એટલા માટે જ મેં ના પાડી; તમે બોલાવો ત્યારે તમને મળવા આવવાની સ્વતંત્રતાની બારી ખુલ્લી રહે એ ખાતર મારે એ અને એવી માંગણીઓની ના પાડવી પડી.

છેવટે, એ અણધાર્યો પ્રસંગ આવ્યો પણ ખરો. છતાં તમને તેની ખબર નથી પડી. તે વેળાએ પણ તમે મને નજ ઓળખી. વારંવાર મળવા છતાંય તમે મને કદિજ પીછાની શક્યા નહિ. સામાજીક મેળાવડાઓમાં, મીજલસોમાં કે નાટક સીનેમાઓમાં અનેકવાર મળવા છતાંય તમે મને ન ઓળખી શક્યા. મારૂં હૃદય તમને મળવા તલસતું. અને આવા સામાન્ય પ્રસંગોએ તમને જોતાં હું તમારી પાસે આવતી પણ તમારી નજર બીજે જ રહેતી. તમે મારી પાસેથી પસાર થઇ જતા ત્યારે કોઇ અજાણી સ્ત્રી સામે હોય એમજ તમને લાગતું. અને એમ લાગે એ પણ બનવાજોગ હતું. હુંય કેવી બદલાઇ ગઇ હતી? મુગ્ધા મટી હું જુવાન સ્ત્રી થઇ હતી. હવે એકલવાઇ નહતી પણ રોનકદાર સુંદર વસ્ત્રોમાં સજ્જ થઇ અનેક સ્ત્રી પુરૂષ સાથીઓ સાથે હરતી ફરતી હતી, એટલે તમે મને કેમ ઓળખી શકો? 'શયનગૃહમાં ઝાંખા દીવાના પ્રકાશમાં એક શરમાળ મુગ્ધા આવી ઉભી હતી તે આજ' એવો ખ્યાલ તમને કેમજ આવે? કોઇ વાર મારા મિત્રો તમને બોલાવતા તો તમે બોલતા; મારી ઓળખ કરાવતા તો હાથ મીલાવતા. પણ તે બધુંયે જાણે અજાણ્યા માણસ જોડે વર્તતા હો તે રીતે જ. મને તો એ એટલું બધું સાલતું કે વાત જ પુછો ના.

એક વાર તો મને એ ખૂબજ અસહ્ય થઇ પડયું. એ વેળાયે, એક થીએટરના બોક્સમા હું મારા એક મિત્ર સાથે બેઠી હતી. અને તમે અમારી પાસેના બોકસમાં હતા આપણા બે બોકસની વચ્ચે આડો ઝીણો પડદો હતો. સામે નાટકમાં એક મઝાનો પ્રેમપ્રસંગ હતો. બધાં એ નિરખી રહ્યા હતા. તમારૂં ચિત્ત પણ તે વેળા ત્યાં હતું. પણ તમારો હાથ બોકસના કઠેરા પર હતો. તેની પાસે મારો હાથ પણ હતો. તે પળે, સામે ભજવાતો પ્રેમપ્રસંગ નિરખી મારૂં મન તમને ભેટવા તલસી રહ્યું. તમારા કરને હાથમાં લઇ ચૂમી ભરવાનું મને મન થયું. પણ મેં મારૂં મન વશ કર્યું. કેમે કરી એ અસહ્ય પળ વિદારવા મેં બનતું કર્યું. ભાન-માન ભૂલી ન જાઉં તેથી મેં આંખો મીચી દીધી. અને જ્યારે નાટકનો પ્હેલો અંક પૂરો થયો ત્યારે કંઇક બ્હાનુ કાઢી મેં મારા મિત્રની રજા લીધી. હું ઘેર આવી. મારા પ્રીતમને મારી જોડે જ હું બેઠેલા જોઉં ને છતાં તે મને ઓળખે નહિ એ સ્થિતિ મારાથી ચલવી લેવાય તેમ ન હતી.

ફરી એક વાર એવું થયું હતું. તે તો એક વર્ષ પહેલાં જ બન્યું. તમારી છેલ્લી જન્મ-ગાંઠને બીજે દિવસે હું તમારો વિચાર કરતી હતી. આગલે દિવસે તમને દર વર્ષે મોકલતી તે પ્રમાણે ગુલાબનાં ફુલ મેં મોકલ્યા. અને પછી સાંજે આપણા પુત્રને લઇ ફરવા નીકળી. મોડી સાંજે અમે નાટક જોવા ગયા. એ દિવસ મારે મન કેટલો પવિત્ર હતો તેની એ બાપડાને શી ખબર ? પણ બીજે દિવસ મેં મારા એક બીજા જુવાન સાથી સાથે ગાળ્યો. એ એક નાના કારખાનાનો માલિક હતો. અને એની સાથે હું છેલ્લા બે વર્ષથી રહેતી હતી. તે મને ખૂબ મઝા કરાવતો અને હું તેની સાથે પરણું એવી તેની ઉત્કટ ઇચ્છા પણ હતી. પણ મેં એનેય ના પાડી. એનું કારણ એ સમજી શકયો ન હતો. છતાં મોડી વ્હેલી હું માનીશ એમ તો એને લાગતું. એટલે, એ મને ને મારા પુત્રને ખૂબ ભેટ સોગાદો મોકલતો. એ મને ચાહતો એટલુંજ નહિ પણ મારો લગભગ ગુલામ બની રહેતો. અમે ઘણી વાર સાથે સ્હેલગાહે જતાં અને નાટક સીનેમાઓમાં અનેક સાંઝ વીતાવતાં. ગયે વર્ષે, જન્મગાંઠને બીજે દિવસે હું તેને ત્યાં ગઇ ત્યારે તે અમને ફરવા લઇ ગયો. રાતે એક રોનકદાર રેસ્ટોરાંમાં અમે બધાં સુંદર ભોજન જમ્યાં. અમે ત્યાં જમી રહ્યા એટલે મેં મારા સાથીને કહ્યું: "કેવી મઝાની રાત છે; ને કેવું આનંદભર્યું વાતાવરણ! ચાલો, આપણે નૃત્યગૃહમાં જશું ? સામાન્ય રીતે નૃત્યગૃહમા જવું મને પસંદ પડતું નહિ પણ કોને ખબર કેમ તે રાતે ત્યાં જવા દિલ લલચાયું. અને મારા સાથીએ સમંતિ દર્શાવી એટલે અમે તરતજ ત્યાં ગયા. બધા મળી પાંચ સાત જણ હતા, બધાં મિત્રોને મારી સૂચના ખૂબ જ ગમી; આવા રંગરાગનું નિમંત્રણ એમને કેમ ના ગમે ? પણ મને ત્યાં જવાનું એકાએક કેમ સૂઝયું તે ન તો મારા સાથીઓ સમજ્યા કે ન તો હું સમજી શકી. મને લાગે છે કે તે રાતે કાંઇ અસાધારણ અનુભવ માટેજ મારૂં દિલ ત્યાં ખેંચાયું. અમે બધાં ત્યાં ગયા એટલે જાતજાતની મદિરાની પ્યાલીઓ અમારી સમક્ષ ગોઠવાઇ. મારા સાથીઓએ તે હરખભેર લીધી, ને ટુંક અરસામાં તેની અસરથી તેઓ તાજા થયા, મસ્ત બન્યા. મેં પણ એક નાની પ્યાલી પીધી; અને જાણે કંઇ દૈવી દુનિયામાં હાઉં એવું વાતાવરણ મને જણાયું. રંગબેરંગી દીવાઓ આકાશમાં રંગીન તારાઓ હોય એવા લાગ્યા; નાચતી સુંદરીઓ સ્વર્ગની અપ્સરા સમી લાગી; ગાયન વાદન જાણે દૈવી સંગીત સમા જણાયા. કદિ ન જોયેલો—અનુભવેલો ઉલ્લાસ મેં અનુભવ્યો. હું રંગરાગમાં ચકચૂર બની, બીજી પ્યાલીઓ, એક પછી એક, મેં

ગટગટાવી અને સૌની સાથે નાચવા કુદવા લાગી. ઘેરાતી લાલ આંખોમાંથી કાતીલ કટાક્ષ ફેંકી મેં અનેકને વશ કર્યા; અનેકને છક્ક કર્યો. પાસેના એક ટેબલ પર કેટલાંક મિત્રો સાથે તમે બેઠા હતા. મને ઉલ્લાસમાં આવેલી જોઇ, નાચતી, હસતી ને કુદતી જોઇ તમે મારા તરફ નયન ફેરવ્યા. અને મારી પ્રશંસા કરતા હોય એવા ઝીણા ઉદગારો તમે તમારા સાથીઓ સમક્ષ કાઢયા. દશ વર્ષ પછી, એ રાતે પ્હેલીજ વાર તમે, પ્હેલાંની માફક મારા તરફ પ્રેમથી, માયાથી નિરખતા હતા એમ મને લાગ્યું. પણ તમે મને મારા આ રંગમાં નિરખો છો એવું મને ભાન થતાંજ હું ચોંકી ઉઠી,; ગભરાઇ ગઇ. અને જે પુરુષ સાથે હું નાચતી હતી તેને તરછોડીને હું બેસી ગઇ. મારી એ ગભરાયલી મનોદશા મારા મિત્રોએ જોઇ નહિ એટલું સદ્‌ભાગ્ય. તેઓ તો પોતપોતાની મસ્તીમાં ને મોજ મજાહમાં એટલા મસ્ત હતા કે મારી દશા જોવાને તેમને નવરાશ ન હતી.

પણ તમે તો મને એકીટસે એવા જોઇ રહ્યા કે હું ઘેલી બની. તમે મને ઓળખી કાઢી કે નહિ તે હું કેમ કહી શકું ? પણ, તરતજ તમે આંખનો ઇસારો કર્યો અને હો-લની બ્હાર પડખેના એકાંત ઓરડામાં આવ-વાની સૂચના કરી. થોડીવારે, ખાણીપીણીનું તમારૂં બીલ ચૂકવી, તમારા મિત્રોની વિદાય લઇ તમે બ્હાર નીકળ્યા અને ત્યાં ઉભા રહ્યા. મારે નસીબે તરતજ બે હબસીઓએ નાચ સંગીત શરૂ કર્યું અને બધાનાં ચિત્ત એમાં પરોવાયા એટલે મારા મિત્રોને મેં જણાવ્યું કે, 'હું ઘડીવારમાં આવું છું.' એમ કહી હું ત્યાંથી ઉઠી અને બ્હાર આવી.

કોરેડોરમાં તમે મારી વાટ જોતા ઉભા હતા. હું આવતી હતી એ જોઇ તમારા મુખ પર આનંદની રેખા પ્રકટી. તમે મને મળવા બે ડગલા આગળ આવ્યા. તમે જે રીતે હસતા હતા તે જોઇ મને તરતજ લાગ્યું કે, તમે મને હજી ઓળખી નથી. તમારી પ્રેમપાત્ર થયલી મુગ્ધાને તમે પીછાની નથી. તમારે મન તો આ નવી ઓળખાણ હતી, કોઇ નવી રંગીલી સ્ત્રીનો નવેસરથીજ પરિચય હતો. 'મારી સાથે એકાદેક કલાક ગાળી શકશો ?' એવો સીધો પ્રશ્ન તમે પૂછયો. હું સમજી ગઇ કે, જે અનેક સ્ત્રીઓ પૈસાને લોભે રાત ગા-ળવા તૈયાર છે તે સ્ત્રીઓમાંની હું એકાદ છું, એવું તમને લાગ્યું છે. મેં તરતજ હા કહી. દશ વર્ષ પહેલાં પેલી નાની શેરીમાં ફુટપાથ પર રાતે જે વિશ્વાસથી ને ઉતાવળથી મેં એવાજ એક પ્રશ્ન માટે 'હા' પાડી હતી તેજ રીતે આ વેળા પણ મેં તમને 'હા' કહી. 'ત્યારે આપણે કયારે મળીએ ?' તમે પૂછયું. ને જવાબમાં મેં જણાવ્યું કે, 'ગમે ત્યારે'; કારણ કે, મારે મન તો તમે પરિચિત હતા. ગમે તે સમયે તમારી સાથે ફરવામાં મને કશી શરમ ન હતી. મારા તરફ સ્હેજ અજાયબીથી તમે જોઇ રહ્યા. અને પછીઃ ચાલો ત્યારે હમણાં જ !" એમ તમે કહ્યું. મેં સંમતિ દર્શાવી. (અપૂર્ણ.)

## અધુું અંગ:

ભાઇ ચક્રેશની ટુંકી વાર્તાઓની લખાવટ ગુજરાતી સાહિત્યમાં જાણીતી છે. 'વિમાતા' શિર્ષક એક વાર્તા આ સાપ્તાહિકમાં અપાઇ હતી, તે પરથી વાર્તાઓનું તોલન વાચક સહેજે કરી શકશે. ગુણસુન્દરીના ગ્રાહકોને આ પુસ્તક ભેટ તરીકે અપાયું છે અને ગ્રાહકબ્હેનોને તેમજ અન્ય વાંચકોને ગમી જાય તેવું તેમાં પીરસણ છે. વાર્તાઓમાં મોટે ભાગે સ્ત્રીપ્રશ્નોની જ ચર્ચા ગઇ છે એ ગોગ્ય છે. [ ૨૫-૮-૩૪ : પ્રતાપ ]



# સ્ત્રીઓનાં કલાપ્રદર્શનમાં



લેખક :
**ઉપતંત્રી**

'સ્ત્રીઓ કુદરતી રીતે જ કલાકાર છે અને સારી હુન્નરબાજ છે ' એ શ્રીમતી હંસાબહેન મહેતાના શબ્દો સાચા છે. એ શબ્દો સાચા હોવાનો પ્રત્યક્ષ પુરાવો શ્રી ગુજરાતી સ્ત્રી સહકારી મંડળ તરફથી ગઇ તા. ૨૯મીને રોજ મુંબાઇના ટાઉન હોલમાં ખુલ્લાં મૂકાયલાં સ્ત્રીઓની લલિત અને હસ્તકલાનાં પ્રદર્શનમાંથી મળી આવતો હતો. પ્રદર્શનમાં રજુ થએલી જુદા જુદા વિભાગોની સ્ત્રીઓની કલાકૃતિઓ સ્ત્રીઓની એ દિશાની પ્રવીણતાની સચોટ દર્શક હોવા ઉપરાંત, તેઓની સૌન્દર્યભાવનાને પણ વ્યક્ત કરનારી છે.

× × ×

પ્રાચીનકાળમાં સ્ત્રીઓએ કલાનાં અનેક ક્ષેત્રોમાં પ્રવીણતા દાખવ્યાના પુરાવા ઇતિહાસમાંથી શોધેલા મળી આવે એમ છે. પણ ભારતવર્ષ ગુલામીની સાંકળોમાં જેમ જેમ જકડાતું ગયું તેમ તેમ ભારતવર્ષની આવી કલાઓ નાબુદ થતી ચાલી અને સ્ત્રીઓ ઘરમાં પૂરાઇ રહેનારી બની ગઇ. તેઓનો વિકાસ રૂંધાઇ ગયો અને પરિણામે સ્ત્રીઓમાંથી આવી અનેક કલાઓ પણ અદશ્ય થતી ગઇ.

× × ×

પણ પાછી હવે સ્વતંત્રતાની પ્રાપ્તિની ભાવના જાગી છે. તે સાથે ગુમાયલી સંસ્કૃતિ અને ભાવના, કલા અને વિદ્યા પણ પુનઃ મેળવવાના પ્રયાસો થવા માંડયા છે અને તે પ્રયાસોને પરિણામે ફરી પાછો, સ્ત્રીઓમાં કલાની ભાવનાએ વાસ કર્યો છે.

× × ×

કલાનાં પ્રદર્શનો અનેક ભરાયાં છે અને ભરાયાં છે. પણ માત્ર સ્ત્રીઓની જ વિવિધદેશીય કલાનું પ્રદર્શન અપવાદ રૂપ જ હોય છે. ગયા માર્ચ માસમાં ' નેશનલ કૌન્સિલ ઓફ વિમેન ઇન ઇન્ડિયા 'ના આશ્રયે મુંબાઇના યુનિવર્સીટી હોલમાં સ્ત્રીઓની હસ્તકલા તેમજ લલિતકલાનું પ્રદર્શન ભરાયું હતું. તે પછી આ બીજો પ્રયાસ શ્રી ગુજરાતી સ્ત્રી સહકારી મંડળના આશ્રયે થયો છે. પહેલાં પ્રદર્શનમાં રહી ગએલી કેટલીક ઉણપો આ પ્રદર્શને પૂરી પાડી છે. સ્ત્રીઓની કલાનો પ્રતિનિધિરૂપ સંગ્રહ આ પ્રદર્શનમાં રજુ થએલો જોઇ કોઇ પણ કલાપ્રેમી સ્ત્રીપુરૂષને આનંદ થયા વિના નહિ રહે. અમને વિશેષ તો એ કારણે આનંદ થાય છે કે ગુજરાતી બહેનોની એક સંસ્થાએ આવું સાહસ કર્યું છે અને એ સાહસ સફળ થયું છે. મહાત્માજી અને સરદાર વલ્લભભાઇ પટેલે આ પ્રદર્શનની મુલાકાત લઇ આપેલા અભિપ્રાય મુજબ " આ સાહસને માટે બહેનોને અભિનંદન ઘટે છે. "

× × ×

તા. ૧૯ મી ઓકટોબરને રોજ સ્ત્રીપુરૂષોની એક વિશાળ મેદની સમક્ષ સર ચુનીલાલ વી. મહેતાના હસ્તે આ પ્રદર્શન ખુલ્લું મૂકાયું. પ્રદર્શન ખુલ્લું મૂકવાની વિનતિ કરતાં સૌ. હંસાબહેન મહેતાએ ટુંકામાં પ્રદર્શનનો હેતુ સમજાવ્યો. તેમણે કહ્યું: " પ્રદર્શન ભરવામાં તેઓનો હેતુ પ્રથમ, સ્ત્રી–કલાકારો ને તેઓની કૃતિઓ પ્રત્યે જાહેર પ્રજાનું ધ્યાન ખેંચી અને એ રીતે તેઓને માટે બજાર મેળવી આપવામાં સહાય કરી મદદ કરવાનો; અને બીજો કલાની સેવા કરવાનો. " એ હેતુઓ વાજબી છે. કલા એ અત્યાર સુધી શોખની વસ્તુ રહી છે. એ જીવનનિર્વાહની વસ્તુ પણ બની શકે: સારી કલાબાજ બહેનો પોતાની કલાકૃતિઓમાંથી જીવનની જરૂરીઆતો પૂરી પાડી શકે, અથવા પોતાના કુટુંબની ટુંકી આવકમાં પૂર્તિ કરી શકે.

× × ×

આ બાબત, પ્રદર્શનના કેટલોગમાં શ્રીમતી

હંસાબહેને સ્પષ્ટ કરી છે તે તેમના જ શબ્દોમાં અત્રે ઉતારી લઇએ: "જ્યારે જીવન આર્થિક રીતે વધારે ને વધારે ગુંચવાડાભર્યું બનતું જાય છે અને જ્યારે વધુ સ્ત્રીઓને તેઓના પોતાના જીવનનિર્વાહ માટે રળવું પડે છે, અથવા તો કુટુંબની નાની આવકમાં પુર્તિ કરવી પડે છે ત્યારે ખાસ કરીને, કલા અને હુન્નર જીવનનિર્વાહનાં સારાં સાધનો બની શકે એ સ્ત્રીઓએ સમજવાનો સમય હવે આવી પહોંચ્યો છે."

× × ×

મુંબાઇ યુનિવર્સીટીના અભ્યાસક્રમમાં કલાને અવગણવામાં આવેલી છે એ વિષે સૌ. હંસાબહેને વાજબી ફરિયાદ કરી છે. અભ્યાસક્રમની નવી રચનામાં કલાને સ્થાન મળે એવી તેમણે દર્શાવેલી આશા પાર પડે એવી આપણે અભિલાષા રાખીશું.

× × ×

પણ એમણે કરેલી ગંભીર ફરિયાદ તો આપણા રાજા મહારાજાઓ અને ધનિકોની વિદેશી કલાને અપનાવવાની મોહવૃત્તિને લગતી છે. આથી આપણી કેટલીય દેશી કલા સહાય અને ઉત્તેજનને અભાવે મરણતોલ દશામાં આવી પડે છે અને વિદેશી ઢંગઢડા વગરની કલાકૃતિઓને જ્યારે મોટી સહાય મળતી જોઇએ છીએ ત્યારે એક સાચા હિન્દી તરીકે હૈયું બળી ઉઠે છે. હિન્દી કલાને ઉત્તેજન આપવાની સૌ. હંસાબહેનની વિનંતિ તેઓને કાને પહોંચશે ખરી ?

× × ×

સૌ. હંસાબહેનનું નિવેદન થયા પછી, સર ચુનિલાલ મહેતાએ પ્રદર્શન ખુલ્લું મૂકતાં કેટલુંક વિવેચન કર્યું. સ્વદેશીકલા પ્રત્યે તેમણે પ્રેમ વ્યક્ત કર્યો. સ્ત્રીઓમાં આવેલી જાગૃતિ, કામ કરવાની ધગશ, ઉત્સાહ વગેરે ગાંધીજીને આભારી હોવાનું જણાવ્યું. છેલ્લી લડતમાં સ્ત્રીઓએ લીધેલા ગૌરવભર્યા ભાગનો પણ તેમણે ઉલ્લેખ કર્યો. છેવટે તેમણે આ પ્રદર્શનની યોજના બદલ શ્રી ગુજરાતી સ્ત્રી સહકારી મંડળને અને સૌ. હંસાબહેન મહેતાને અભિનંદન આપ્યાં.

× × ×

બાદ લેડી મહેતાને હાથે સુવર્ણ અને રૌપ્ય ચન્દ્રકો અપાયાં. જુદા જુદા વિભાગોમાં ૧૯ જેટલાં બહેનો અને સંસ્થાઓને સુવર્ણ ચંદ્રક મળ્યા છે. લગભગ ૪૬ જેટલાં બહેનો તેમજ સંસ્થાઓને રૌપ્ય ચંદ્રકો મળ્યાં છે. એ બધાંના નામો સ્થળ સંકોચને અંગે આપી નથી શકાતાં. છતાં ચંદ્રકો મેળવનાર ગુજરાતી બહેનોનાં નામ અત્રે આપીએ છીએ:

× × ×

### સુવર્ણ ચન્દ્રક

| | |
|---|---|
| કુમારી મૃદુલા ઠક્કર | 'પરખ' ના ચિત્ર માટે |
| કુમારી સુમન દિવેચા (જુનીયર વિભાગ) | 'નાચનારી' ના ચિત્ર માટે |
| શ્રીમતી જયવતી આર. મહેતા | ચિત્રોનાં ભરતકામ માટે |
| શ્રીમતી માનબાઇ | બાંધણીકામ માટે |
| શ્રીમતી મોતીબહેન નટવરલાલ | હાથે કાંતેલ ખાદી માટે |
| શ્રીમતી માનબાઇ | કચ્છી કામ માટે |
| શ્રીમતી મુક્તાબહેન ભટ્ટ | હાથબાના ભરતકામ માટે |
| શ્રીમતી સુમિત્રા ચિમનલાલ ચિનાઇ | આગલા કામ માટે |

### રૌપ્ય ચન્દ્રક

| | |
|---|---|
| કુમારી નંદિની મોરારજી (જુનીયર વિભાગ) | 'ફુલવાડી'ના ચિત્ર માટે |
| કુમારી મનોરમા દેસાઇ (જુનીયર વિભાગ) | 'કાશ્મીરી કન્યા'ના ફોટોગ્રાફ માટે |
| શ્રીમતી વી. પી. દલ. | ચિત્રના ભરતકામ માટે |
| કુમારી વિરમતી દલાલ (જુનીયર) | " |
| કુમારી ચન્દ્રપ્રભા જી. શાહ " | " |
| શ્રીમતી રાજકુમારી પુરૂષોત્તમ | 'લેધર એમ્બોસીંગ' માટે |
| શ્રીમતી ચંચળબાઇ જી. શેઠ | 'બીડવર્ક' માટે |
| કુમારી સોનુબાઇ શાહ | 'લેધર એમ્બોસીંગ' માટે |
| કુમારી ત્રિવેણી ભગવાનદાસ | 'પેચવર્ક' માટે |
| શ્રીમતી વિદ્યાબહેન દલ | આગલા કામ માટે |
| શ્રીમતી હરિગંગાબહેન | આગલા કામ માટે |
| શ્રીમતી જયાબહેન નાયક | ભરત કામ માટે |
| શ્રીમતી મધુરીબાઇ ડી. મૂળજી | ક્રોશેટ કામ માટે |
| શ્રીમતી સુનન્દાબાઇ | કશીદા કામ માટે |
| શ્રીમતી મુક્તાબહેન ભટ્ટ | ટેટીંગ કામ માટે |

| | |
|---|---|
| કુમારી મેના કાપડીઆ (જુનીયર) | લેધર એમ્બોસીંગ માટે |
| કુમારી સુલોચના તિજોરીવાળા | કચ્છી કામ માટે |
| શ્રીમતી માનાબ્હેન વલ્લભદાસ | ભરત કામ માટે |
| કુમારી વિજયા ગાંધી | ફેન્સી કામ માટે |
| કુમારી યશસ્વિની ગોરધનદાસ | દોરા કામ માટે |
| કુમારી કુસુમ તારકરી | હાથ કામ માટે |

× × ×

આમ ૧૯ માંથી ૮ જેટલા ગુજરાતી બહેનો સુવર્ણ ચન્દ્રક મેળવવા અને ૪૯ માંથી ૨૧ જેટલાં ગુજરાતી બહેનો રૌપ્ય ચન્દ્રક મેળવવા ભાગ્યશાળી થયા, એ ગુજરાતી બહેનો કલાની વિવિધ દિશામાં કેવી પ્રગતિ કરે છે તેનું શુભ સૂચન કરે છે.

× × ×

પ્રદર્શનમાં મુખ્યત્વે ચાર વિભાગો હતા. તૈલ ચિત્રો, રંગ ચિત્રો, અને બ્લેક એન્ડ વ્હાઇટનો એક વિભાગ; ફોટોગ્રાફીનો બીજો વિભાગ, શિલ્પનો ત્રીજો વિભાગ અને ભરત ગૂંથણ અને હસ્તકલાનો ચોથો વિભાગ. આ ચારે વિભાગો મળીને કુલ ૩૦૦૦ થી પણ ઉપર કલાકૃતિઓ આ પ્રદર્શનમાં રજુ થઇ હતી. લગભગ ૨૩ જેટલી સંસ્થાઓએ પોતાની કૃતિઓ પ્રદર્શનમાં રજુ કરી હતી. ઉપરાંત કલકત્તા, અમરેલી, ધારવાડ, સુરત કચ્છ, કાઠિયાવાડ અમદાવાદ, વડોદરા, દિલ્હી, શાન્તિ નિકેતન, વિગેરે સ્થળોએથી પ્રદર્શનમાં રજુ કરવા માટે કૃતિઓ આવી હતી. પ્રદર્શનના યોજકોએ પ્રદર્શન માટે કલાકૃતિઓ મેળવવા લીધેલો પરિશ્રમ જરૂર અભિનંદવા યોગ્ય છે.

× × ×

પ્રદર્શનમાં રજુ થએલી કૃતિઓનું વિગતવાર વિવેચન સ્થળ સંકોચને અંગે અશક્ય છે. છતાં એટલું કહ્યા વિના રહી શકાતું નથી કે, પ્રદર્શનમાં રજુ થએલા જુદા જુદા વિભાગોના નમુનાઓ જરૂર સારા હતા. કલા અને હસ્તકલા બન્ને દિશામાં બહેનો સુન્દર પ્રગતિ કરી રહી છે. હજી આ પ્રદર્શનને વધારે વ્યાપક બનાવવામાં આવે તો એનો વધારે લાભ લેવાશે.

× × ×

એક વાત તરફ કાર્યકરોનું લક્ષ ખેંચ્યા વિના રહી શકાતું નથી. સ્ત્રીઓની કલાનું પ્રદર્શન ટાઉન હોલ જેવા સ્થળે રખાય એ વાજબી છે ? એમ હોય તો આપણી સ્ત્રીઓ એનો પૂરતો લાભ ઉઠાવી શકે ખરી ? અમને શંકા છે. માધવ બાગ અથવા એવાં કોઇ શહેરની મધ્યમાં આવેલાં સ્થળે જો એની યોજના થાય તો જરૂર એનો વધારે લાભ ઉઠાવાય અને બહેનોને કલાની દિશામાં કામ કરવાને વધારે ઉત્તેજન મળે; બીજી બહેનોને એ દિશામાં કામ કરવાની પ્રેરણા મળે.

× × ×

પ્રદર્શન ખુલ્લું મૂકાયું તે દિવસની કાર્યવાહી અંગ્રેજીમાં જ ચાલી. એની પણ ખાસ જરૂર ન હતી. પ્રદર્શન ખુલ્લું મૂકાતી વેળા મોટે ભાગે હાજર રહેનારી વ્યક્તિઓ ગુજરાતીઓની હતી. તેમાં ઘણી ખરી બહેનો તો કદાચ અંગ્રેજીની જાણકાર પણ નહિ હોય. આવી પરિસ્થિતિમાં જો ગુજરાતીમાં જ કામ ચાલ્યું હોત તો તે વધારે ઉચિત થાત.

× × ×

ઉપર રજુ કરેલી બન્ને બાબતો નજીવી છે. છતાં એ તરફ ધ્યાન અવશ્ય આપવા જેવું છે. પણ પ્રદર્શનની આ યોજના બદલ શ્રી ગુજરાતી સ્ત્રી સહકારી મંડળને, તેના આગેવાન કાર્યકરોને, કલાસમિતિના પ્રમુખ સૌ. હંસાબહેન મહેતા તથા મંત્રીઓ સૌ. લીલાવતી મંગળદાસ દેસાઇ અને સૌ. કપિલા ઠાકોરને જરૂર અભિનંદન ઘટે છે આવા પ્રદર્શનો દર વર્ષે ભરો એવી અંતિમ અભ્યર્થના સાથે પ્રદર્શનમાં ચંદ્રકો મેળવનારી બહેનોને અભિનંદન આપી વિરમીએ.

# વર્તમાન યુગની નારી શક્તિ-સ્વરૂપ જગદંબા સમી છે

વ્યાખ્યાતા :
શ્રીમતી સરોજિની નાયડુ

[અબ્દુલગફારનગરમાં સ્વયંસેવિકા દળની છાવણી ખુલ્લી મૂકતાં ઉચ્ચારેલાં પ્રેરણાવચનો]

"મારા જીવનની અનેક ધન્યપ્રદ પળોમાં એકનો આજે વધારો થાય છે. માતૃભૂમિની આઝાદી માટે યથાશક્તિ સેવા બજાવવા આવેલી સૌ બ્હેનોને જોઇને મારૂં દૈયું આનંદથી પુલકિત બન્યું છે.

નવા યુગના તેજ કીરણો ઝીલી શકે-પચાવી શકે એવા સ્ત્રીત્વનાં તમે સૌ પ્રતિનિધિ છો. અને એ પ્રતિનિધિત્વની ઇજ્જત સલામત રાખવાની તમારા શિર પર કપરી ફરજ છે. એ ફરજનું ભાન સદાય જાગ્રત રાખવામાં જ તમારા દળની સફળતા છે, એમ હું માનું છું."

'સ્ત્રી તો માત્ર 'અબળા' છે,' એમ કહેનારાઓ ઝાંખા પડી જાય એવાં કાર્યો તમારે કરવાનાં છે, એ ઘડીભર પણ વીસરશો નહી. પ્રાચીન ઇતિહાસમાં અને રાજપુતોનાં મહાયુધ્ધોના ઇતિહાસમાં સ્ત્રીઓનું અનેક સ્થળે બહુમાન થયાનાં દૃષ્ટાંતો મળી આવે છે."

"વર્તમાન યુગની નારી એ 'શિક્ત-સ્વરૂપ' જગદંબા સમાન છે એમ હું માનું છું. અને તમારી સૌની પાસે આશા રાખું છું કે 'શક્તિ'ના બીરૂદને શોભાવે એવાં યશસ્વી કાર્યો તમે કરજો."

"મહાસભા માટે, માતૃભૂમી કાજે, રાષ્ટ્રની આઝાદી અર્થે, તમારા દીલમાં તીવ્ર હોંસ અને કાતીલ ધગશ છે. તમારા દીલમાં એ દીલેરી અને તાકાતની સદૈવ અજબ રોશની પ્રગટે એમ હું ઇચ્છું છું.

આઝાદીના સંગ્રામ દરમ્યાન એક વસ્તુ હવે સ્પષ્ટ થઇ ગઇ છે. મર્દ અને ઔરતના ભેદો આપણે હવે ઉડાવી દીધા છે. એ જમાનો ગયો. વર્તમાન ઇતિહાસમાં આપણે નવું પ્રકરણ લખ્યું છે: મર્દ અને ઔરત બે બંનેના દીલમાં આઝાદીની ધગશ એકસરખી છે એમ આપણે સાબિત કરી આપ્યું છે.

"ભારતના નારી સમુદાયની એ જવલંત યશગાથા છે, તમે એ યશગાથા વધુ દીપાવજો. તમારા રાષ્ટ્રોથી મહાભોગે પ્રાપ્ત કરેલી કીર્તિને વધુ ઝળકાવજો."

"માદરે-વતનની સેવાના પુનિત આશયથી તમે સૌ અહીં આવ્યા છો. એ વસ્તુ કપરામાં કપરા સંજોગોમાં પણ ભૂલશો નહી. સૈનિકધર્મનું સાચું રહસ્ય બરાબર સમજજો.

વતનપરસ્ત સૈનિક એ છે કે જેનાં દીલમાં સાફદીલીના અંગાર ભર્યા હોય, દીલેરી હોય, કુરબાનીની ધગશ હોય. બહાદુરીનું ખુન જેની શીરાઓમાં સદૈવ ધબકારા મારતું હોય. આવા આદર્શ વતન-પરસ્ત સૈનિક બનવાનો તમારો આદર્શ રાખજો.

મૈયા ભારતીને નામે, પવિત્ર ઝંડાની છાયામાં આજે તમે સૌએ દીક્ષા લીધી છે, કેસરિયા વાઘા પરિધાન કર્યા છે, કેસરિયા રંગનો હેતુ ગુઢ છે; એ રંગાવટ પાછળ ઉન્નત ભાવના છે.

"રક્તરંગી સાડી તમને હરપળે 'આત્મભોગ'નો ખ્યાલ આપશે, દેહમાં પ્રાણ કાયમ હશે ત્યાં સુધી તમે ફરજનું ભાન જાગ્રત રાખશો, શીરાઓમાં ખુનનું બિંદુ કાયમ હશે ત્યાં સુધી દેશની આઝાદી માટે મથશો, એવી ભાવનાના પ્રતીકરૂપ કેસરિયો રંગ છે, એ યાદ રાખજો."

સૈનિકનો મુખ્ય ધર્મ શીસ્ત અને આજ્ઞાપાલનનો છે. એ ધર્મ ચુકે તે સૈનિક નહીં. તમે કડક સેવકો માટે પણ આદર્શરૂપ બનો એવી મારા દીલની મુરાદ છે. શીસ્ત અને વિનય એ સૈનિક માટે ઉમદા આભુષણો સમાન છે. [illegible] અને વિનયમાં કયાંય પણ ક્ષતિ [illegible] આજ સુધી લીધેલી તાલીમ હશે.

સૈનિક જીવન એ કાંટાની [illegible] સમાન છે. સૈનિકની ફરજ પર હશો ત્યાં સુધી તમને આરામ

નહી મળે, અને આરામની ઇચ્છા પણ તમારે રાખવાની નથી ફરજ પર હો ત્યાં સુધી તમને થાક લાગવોજ ન જોઇએ. "

વાયુ લહરીઓમાં ફરકતો આ ઝંડો તમને પ્રત્યેક પળે તમારી ફરજનું, તમારા ધર્મનું, ભાન કરાવે છે. ઝંડો કહે છે કે, ' હું ભારત માતાની આઝાદીનું ચિન્હ છું. ' અને એ આઝાદી પ્રાપ્ત ન થાય ત્યાં સુધી તમો સૌ દિનરાત મારી માફક અડગ અને જીવંત રહો.

તમારા દીલમાં કયાંય 'મુર્દાદીલી' હોય, કયાંય બીરૂતા હોય, જાત જાળવવાની દાનત હોય તો તમે સૈનિક ધર્મની દીક્ષા માટે યોગ્ય નથી એમ ખચિત માનજો.

નવા યુગની નારીઓ બનવાનો તમારો આદર્શ છે, તમારામાં નવા પ્રાણ ચમકતા હું દેખું છું. નવાં તેજરશ્મિમાં સ્નાન કરતાં તમને સૌને નીરખું છું. મારી દષ્ટિ આજે નારી સમુદાયને નવી રોશની ઝીલતી, અજબ પ્રેરણા પામતી નિહાળી રહી છે, એક વાર મારૂં એ સ્વપ્ન સિદ્ધ થશેજ, એમાં મને શંકા નથી

" અંતમાં હું તમને સૌને તમારા ઉત્સાહ માટે મુબારકબાદી આપું છું, તમારી સેવાની ભાવના અમર રહે એમ પ્રભુ પાસે યાચું છું, અને તમારી રગેરગમાં ' ઝીંદાદીલી 'નું ખૂન વહે એ પ્રકારે વર્તવાનો તમને આગ્રહ કરૂં છું. "

---

## " સંસાર-લીલા "

શ્રી પ્રકાશ પીકચર્સનું સળંગ ગુજરાતી બોલપટ. વાર્તા-સંવાદ-લેખકઃ શ્રી. વિજયશંકર ભટ્ટ. સંગીત-લેખકઃ શ્રી. રઘુનાથ બ્રહ્મભટ્ટ. બતાવનારઃ મેસર્સ કપુરચંદ એન્ડ કંપની; રોક્ષી સીનેમા, ક્વીન્સ રોડ, મુંબાઇ.

સીનેમા-ઉદ્યોગના સંચાલકો સામાન્યતઃ હિન્દી ભાષામાં જ પોતાના બોલપટો તૈયાર કરે છે. શ્રી. પ્રકાશ પીકચર્સે આ પ્રથમ સામાજીક બોલપટ સળંગ ગુજરાતી ભાષામાં ઉતારી નવો ચીલો પાડયો છે. એમાં અભિનય કરનારાં નટ-નટીઓ પર-પ્રાંતિય હોઇ તેમની પાસે શુદ્ધ ગુજરાતી ભાષા બોલાવવામાં ડાયરેકટર શ્રી. બલવંત ભટ્ટને કેટલો શ્રમ પડયો હશે તે સહજ કલ્પી શકાય છે. એમનો એ શ્રમ સર્વથા સફળ થયો છે અને એ ભાઇ એક સર્વાંગ સુંદર સામાજીક કથા ચિત્રમાં ઉતારી શકયા છે તે માટે ધન્યવાદ આપીએ છીએ. ગુજરાતી હિન્દુ સમાજના બળતા પ્રશ્નો આ બોલપટમાં ચર્ચાયા છે. શ્રી. વિજયશંકરના સાંસ્કારિક સંવાદો અને શ્રી. રઘુનાથના સંગીતનો સુમેળ એને અત્યંત આકર્ષક બનાવે છે. રાજવી કવિ કલાપીનું " મહાત્મા મૂળદાસ "નું કાવ્ય આ વાર્તાની વસ્તુ માટે આભારી છે. એ વાર્તામાં કલ્પનાના વધુ રંગો પૂરી તેને વધારે આદરણીય બનાવવામાં આવી છે. છ માસના કહેવાતા ઘરવાસ પછી પતિ ક્ષયથી ગુજરી જતાં નિરાધાર બનેલી બાળવિધવા સુશીલાને સમાજના દંભી ધનવાનોની મૂર્તિરૂપ રાવસાહેબ લાલદાસ પૂનર્લગ્નનું વચન આપી ફસાવે છે અને તે ગર્ભવતી થતાં તરછોડે છે. સમાજના ભયથી ત્રાસી સુશીલા આપઘાત કરવા પ્રેરાય છે સાચો સમાજસેવક અને મહાત્મા મૂળદાસ તેના પાપની જવાબદારી માથે ઓઢી લઇ જગતને સાચો આદર્શ આપે છે. બીજી તરફ લાલદાસનો પુત્ર સતીશ સેવાની દીક્ષા લ્યે છે અને પતિતનો સાચો ઉદ્ધારક બને છે. પિતાની દોલતને ઠોકરે મારી તે ગરીબી સ્વીકારે છે. પ્રસંગવશાત સાસુ-નણંદના જુલ્મોનો ચિતાર પણ અપાયો છે. આ બોલપટમાં અભિનય કરતાં નટ-નટીઓ-પન્ના. રાજકુમારી, 'ચમેલી,' ઉમાકાન્ત દેસાઇ, 'લાલદાસ' અને "મૂળદાસ" પોતપોતાના પાત્રને યોગ્ય ઇનસાફ આપી સુંદર અભિનયથી દીપાવે છે. સમાજ માટેનો આદર્શ રજુ કરતાં તેની કાળી બાજુ પણ કલાકારને બતાવવી પડે છે છતાં એક પણ દશ્ય એવું નથી જે નિર્લજ્જ કહી શકાય, જેથી કોઇ પણ સંસ્કારી કુટુંબ તે જોતાં સંકોચ પામે. ગુજરાતી કુટુંબોને આ બોલપટ જોવાની ભલામણ બેધડક રીતે કરી શકાય એમ છે.

# જ્યોતિ સંઘમાંથી જ્યોતિ પ્રકટો

વ્યાખ્યાતા : સરદાર વલ્લભભાઇ પટેલ

[ અમદાવાદની નવી મહિલાસંસ્થા જ્યોતિસંઘની બહેનો સમક્ષ કરેલું ઉદ્બોધન ]

હિંદની પ્રગતિ રોકાઇ રહી હોય તો તેનું કારણ એ અપંગ છે. દેશ અંધકારમાં એક પગે ચાલે છે, માત્ર પુરૂષથીજ. આપણી સ્ત્રીઓને તો સૈકાઓથી એવી સમજ–કેળવણી આપવામાં આવે છે કે તેમણે તો તેમના પર મુકયો હોય એટલોજ ઘરનો બોજો ઉપાડવાનો છે. સામાજીક અને રાષ્ટ્રીય જીવનમાં સ્ત્રીનાં કંઇ હક્ક, જવાબદારી છે એવું માનવામાં આવ્યુંજ નથી. એથીજ આપણે પાછળ પડ્યા છીએ. છેલ્લાં દસ પંદર વરસમાં આવી સંસ્થાઓ તો ઘણીજ નીકળી છે, એ હર્ષ પામવા જેવી વાત છે, કારણ કે ધીરે ધીરે સ્ત્રીઓને પોતાની જવાબદારી અને હક્કની ખબર પડતી થાય એ લાભજ છે. ઉદ્દેશ વિશાળ હોવા છતાં જો પહોંચી ન વળાય તો ફીકર નહિ. ઉદ્દેશ તો ઉંચાજ હોવા જોઇએ. ગતિ ધીમી હોય પણ ઉદ્દેશ ઉત્તમ હોય તો કોઇ કાળે પણ તેને આપણે પહોંચી વળી શકીશું. તમારૂં ધ્યેય બહુજ સારૂં છે. નિડરતા, સ્વાશ્રય, શારીરિક અને માનસિક તાલિમ સાથે રાષ્ટ્રીય ભાવના વગેરે રાખ્યાથી મને ખૂબ આનંદ થાય છે.

સ્ત્રીઓમાં તો એક રીતે અતિશય હિંમત છે. તેઓ જેટલું દુઃખ સહન કરે તેટલું પુરૂષો નથી કરતા. સ્ત્રીના નસીબમાં જ હિંદમાં દુઃખ લખેલું છે અને તે સહન કરી લે છે. કેટલુંક તો ન છુટકે અને અજાણી રીતે એ સહન કરે છે. એને માનાપમાનનું ભાન જ જતું રહ્યું છે. એને પોતાના અધિકારની ખબર નથી. સ્ત્રીને કેળવણી આપવાથી એને અધિકારની સમજ આવશે તો એ મર્યાદા છોડી દેશે એવો સમાજને ડર લાગે છે. પણ એ ડર નિરર્થક છે. પુરૂષ માટે જે સારૂં હોય, તે સ્ત્રી માટે સારૂં હોય જ. કેળવણીનું પરિણામ તો ઉત્તમજ આવે છે. શિક્ષિત વર્ગની ભૂલથી આંચકો લાગે છે, પુરૂષ ભૂલ કરે તો સમાજ પક્ષપાત કરે છે અને સ્ત્રી ભૂલ કરે તો તેનું કાયમનું વગોવણું થાય છે. પણ એવા જોખમથી ડરીએ તો આગળ નજ વધાય. સ્ત્રીઓને પુરતી કેળવણી ન મળે અને તેમનામાં રાષ્ટ્રીય ભાવના ન આવે ત્યાં સુધી ઉન્નતિ નથી. તમારા સંઘમાં ૨૦૦ બહેનો છે. પણ અમદાવાદની વસ્તી તો ૪ લાખની છે એટલે આપણી પાસે કામ તો પડ્યુંજ છે.

નાણાંની મુસીબતની મને નવાઇ નથી લાગતી. બધી નવી સંસ્થાઓને પણ નાણાંની મુશ્કેલી હોય છે. નવી ઉત્પન્ન થએલી સંસ્થાઓમાં વિશ્વાસ બેસતાં વાર લાગે છે. તમારા પ્રયાસથી નાણાં તમે સહેલાઇથી મેળવી શકશો. મને રસ પડે તો હું તમારી સાથેજ છું. અમદાવાદની એક બીજી સંસ્થા છે તેનો પણ હક્ક છે. તેની માંગણી પહેલી છે. એને મદદ કરવી એ મારો ધર્મ છે. અમદાવાદની બહાર માગવા જવું પડે એ શરમાવાની વાત કહેવાય મને આવી સ્વાશ્રયમાં માનનારી સંસ્થાઓ ગમે છે કેમકે તે રાષ્ટ્રને મદદ કરવાનું કામ કરે છે. હજી આપણામાં એવી માન્યતા છે કે સ્ત્રીઓએ તો ઘરજ સાચવવાનું છે. એ અજ્ઞાન આવી સંસ્થાઓથીજ દૂર થાય. આ સંસ્થામાંથી જ્યોતિ પ્રગટે એવી ઇચ્છા ધરાવું છું.

સત્યોના બે ભાગ તમારી પરિચય પુસ્તિકામાં જોયા. ખાદી અને સ્વદેશીવાળાજ આવે છે એ જાણ્યું. પણ સ્વદેશી એટલે શું ? સ્વદેશીની વ્યાખ્યા સ્પષ્ટ નથી. શુદ્ધ સ્વદેશી સિવાયનું આપણને બાળી નાખે છે. સ્વદેશીનો અર્થ મીલ કાપડ તમે કરો છો એ એક દ્રષ્ટિએ ખરૂં. વિશાળ દ્રષ્ટિએ એ નુકસાન કરે છે. મીલ કાપડનો પ્રચાર કરવાની આપણે જરૂર નથી. કરોડો માણસો ઝુંપડીમાં વસે છે. તેમને બે પૈસા મળશે તો તમે તમારા વર્તનથી ઉત્તમ કામ કર્યું કહેવાશે. શહેરમાં વસનાર આપણે દાખલો આપીએ તો ગામડાંમાં એનું અનુકરણ થશે. ખાદી પહેરીએ તો ગરીબોને મદદ થાય અને અનેક માણસોને અનુકરણમાં મદદ થાય ! સ્વદેશીની ભાવનાથી મીલો ચાલે છે એટલો લાભ મળે તે ખોટું નથી. પણ વિશેષ લાભ તમારા જેવી સંસ્થાઓએ જ કરવો જોઇએ. આપણું કામ ગરીબોને મદદ કરવાનું છે.

શહેરમાં ખાદી બનાવીને વેચાય એમ વિચારતા હો તો તે ન કરશો. પોતાનું પહેરવા માટે પોતે કાંતી લેવા માગતા હો તો એ પોસાય તેવું છે. રેંટીયેથી મજુરી નહિ મળે પણ તમારા નવરાશના વખતમાં, જેની કંઇ કિંમત નથી તેવા વખતમાં, તમારાં કપડાં બનાવી લેવાય. ખેડુત પોતાના કપડાં બનાવી લે છે. તમે ખાદી વેચવા જશો તો ફાયદો નહિ થાય. અખતરો જો કે ઉત્તમ છે, પણ તમને નુકશાન થશે. એથી મારૂં તો કહેવું એ છે કે તમે ખાદી વસ્ત્રો ને પહેરો. પોતાનું કાંતીને પહેરવાનું બાનાઓ નક્કી કરે તો તે ઉત્તમ છે. પણ અઘરૂં ખુબ છે. આજે એવા ઘણા કાર્યકર્તાઓ નિશ્ચય કરી શકે તો પણું થયું કહેવાય.




## સ્વદેશ

**પતિદેવ**: દશરથ રામચંદ્ર મોરેને, મુંબાઇમાં તેની પત્ની હીરાદેવીનું તે બેવફા હોવાના કારણે ખૂન કર્યાથી જન્મટીપની સજા થઇ છે.

**અમદાવાદનું મહિલા મંડળ** સ્થપાયાને ગયા ફેબ્રુઆરી માસમાં ૨૫ વર્ષ થયાં તેને અંગે મંડલનો રજતમહોત્સવ ઉજવવામાં આવ્યો હતો. આર્યવિભાગમાં, ગરબા, સંગીત, સંવાદ, નૃત્ય વગેરેનો મનોરંજક કાર્યક્રમ યોજીને એ ઉત્સવ ઉજવાયો હતો.

**ખડાયતા સ્ત્રીકલા પ્રદર્શન**: સં. ૧૯૯૧ ના કારતક સુદ ૫–૬ ના રોજ અમદાવાદમાં ખડાયતા જ્ઞાતિની બહેનોના શિવણ, ભરત, ગુંથણ અને બીજા હસ્તકામના નમુનાઓનું પ્રદર્શન ભરાશે. આ સિવાય જ્ઞાતિની અભ્યાસ કરતી બહેનો "ગૃહવ્યવસ્થા" ઉપર ઇનામી નિબંધ લખી શકશે. નમુના તથા નિબંધ નીચેના સ્થળે ધનતેરસ સુધીમાં મોકલી આપવા ગોઠવણ કરવી. નમુનાઓ તેમજ ઇનામી નિબંધને અંગે ઇનામો વહેંચવાની પણ ગોઠવણ થયેલી છે. ઠે. કેશવ હ. શેઠ અગર ગોકુળદાસ મહેતા, ખડાયતા મિત્ર કાર્યાલય, ચાર રસ્તા, અમદાવાદ.

**સ્ત્રીને ફાંસી**: ઇચલકરંજી રાજ્યમાં આવેલાં માગીવડે ગામની અવામી નામની સ્ત્રીને, બીજા બે જણ સાથે તેના પતિનું ખૂન કરવાના આરોપસર ફાંસીની સજા થઇ છે. મુંબાઇની વડી અદાલતે એ સજા સામે થએલી અપીલ રદ કરી સજા મંજુર રાખી છે.

**વિધવા પુનર્વિવાહ**: હૈદ્રાબાદની ધારાસભામાં હૈદ્રાબાદ રાજ્યની હિન્દુ વિધવાઓનાં પુનર્વિવાહને લગતો ખરડો ૯ વિ. ૭ મતે પસાર થયો છે સ્વ પંડિત કેશવરાવે આ ખરડો દાખલ કર્યો હતો.' ખરડો પસાર થતા પહેલાં એની તરફેણ કરનારાઓ અને એના વિરોધ કરનારાઓ વચ્ચે સખ્ત ચર્ચા થઇ હતી. એના વિરોધીઓએ શાસ્ત્રોની દલીલો કરી તો એના અનુયાયીઓએ પારાશર સ્મૃતિ વગેરેની સામી દલીલો કરી હતી.

**સ્ટવ-સઘડીના ભોગ**: (૧) મુંબાઇમાં કાલાચોકી પર પતિ સાથે રહેતી રાધાબાઇ નામની ૧૮ વર્ષની સ્ત્રી બિછાના આગળનું બળતું ફાનસ ઉંધુ વળતાં બિછાનું સળગી જવાથી દાઝી મરણ પામી. (૨) કાઝીસૈયદ સ્ટ્રીટમાં રહેતી સાકરબાઇ એક મોડી રાતે ગરબા ગાઇ આવી સુઇ ગઇ, બાજુમાં ફાનસ બળતું હતું. ઉંઘમાં ઠોકર લાગવાથી ફાનસ ઉંધુ વળ્યું એટલે સાડી સળગી તેને અંગે દાઝી તેનું મરણ નીપજ્યું. (૩) સુરતમાં ખપાટીયા ચકલા પર રહેતી બ્રાહ્મણ વિધવા બાઇ ભાનુમતીએ પોતાના શરીર પર ગ્યાસતેલ છાંટી બળી મરવાનો પ્રયાસ કર્યો કહેવાય છે. એ બહેન હોસ્પીટલમાં મરણ પામી છે.

**સ્કુલબોર્ડના પ્રમુખપદે**: જલગામના કલેકટરનાં પત્ની માણેકબાઇ ગોલપ ત્રણ વર્ષ માટે મ્યુનિસિપલ સ્કુલબોર્ડનાં પ્રમુખસ્થાને ચુંટાયા છે. જલગામમાં આખરે ચુંટાનાર તેઓ પહેલાં જ બહેન છે.

**શારદા કાયદાનો ભંગ**: જબલપુરના જીલ્લા મેજીસ્ટ્રેટ સમક્ષ હાફીઝ નસીર અહમદ અને બીજા નવ જણ સામે ૧૩ અને ૧૧ વર્ષની બે પુત્રીઓનાં લગ્ન કરવા સંબંધમાં શારદા કાયદા મુજબ ફરિયાદ મંડાઇ છે.

**વિધવા વિવાહ પરિષદ**: કરતારપુરમાં તા. ૨૫ મી સપ્ટેમ્બરે પંજાબ, જલંધરની વિધવા વિવાહ સહાયક સભાના આશ્રયે વિધવા પુનર્લગ્ન પરિષદ મળી હતી. તેણે કુંવારાઓએ કુમારી કન્યાઓ જોડે લગ્ન કરવું અને વિધુરોએ વિધવાઓ સાથે પરણવું જોઇએ એવી જરૂર દર્શાવતો ઠરાવ પસાર કર્યો હતો. કરતારપુરની વિધવાઓ સંબંધમાં

વિધવા વિવાહ સહાયક સભા સ્થાપવાનો ઠરાવ પણ થયો હતો.

**ઉપવાસ કરી મરીશું:** અજમેરમાં પાઠશાળા (કન્યાશાળા)ની નજીક નવો સીનેમા અને થીએટર બાંધવાની અજમેર મ્યુનિસિપાલીટીએ મંજુરી આપી તે સામે વિરોધ દર્શાવી પાંચ શિક્ષિકાઓએ મ્યુનિસિપાલીટીના પ્રમુખને એવી ધમકી આપી છે કે જો એ પરવાનગી ખેંચી લેવામાં ન આવે તો તા. ૧લી નવેમ્બરથી આમરણાંત ઉપવાસ કરીશું.

**ચોંકાવનારા વિચારો:** લાહોરના એક દેશી ભાષાના પત્રમાં એક શિક્ષિત હિન્દુ બાળાના પ્રકટ થએલા લેખથી પંજાબના હિન્દુ, મુસ્લીમ અને શીખ કોમના આગેવાનો ચોંકી ઉઠયા છે. એ લેખમાં એ બાળા નીચે મુજબ વિચારો દર્શાવે છે.

"છોકરા છોકરીઓને જુદી જુદી શિક્ષણ સંસ્થાઓમાં કેળવણી આપવાનું નીરૂપયોગી છે. બન્નેને એકજ સ્થળે શીક્ષણ આપવું જોઇએ. તેઓમાં અનીતિ ઉદ્ભવ પામે તેથી આપણે બ્હીવું ન જોઇએ. હસી રમીને તેમજ સાથે રહીને છોકરા છોકરીઓ લહેર ઉડાવે તેમાં કાંઇ નુકસાન નથી, વિજ્ઞાને સંતતિ નિયમનની કેટલીય રીતીઓ શોધી કાઢી છે."

એક બીજા વર્તમાનપત્રમાં એક બીજી 'શિક્ષિત' હિન્દુ બાળાએ નીચે મુજબ લખ્યું હતું.

"મુડીવાડીઓ જેમ કામદારોનું લોહી ચુસે છે તેમ પુરૂષો સ્ત્રીઓનું લોહી ચુસે છે. બીજા શબ્દોમાં કહીએ તો લગ્નના બંધનમાં બાંધીને પુરૂષો સ્ત્રીઓનો વિનાશ કરે છે. બધાં કુટણખાનાં લગ્ન બંધનનાંજ પરિણામ છે. જો લગ્નની પ્રથા નાબુદ થાય તો દુનિયામાં ક્યાંય કુટણખાનાં રહે નહીં. લગ્નપ્રથા તદ્દન મુર્ખાઇભરી અને હાનિકારક છે.

**સંસ્કૃત અભ્યાસ માટે સુવર્ણ ચંદ્રક:** રાંચીના વકીલ બાબુ આદિત્યનારાયણનાં પુત્રી શ્રી. તારાદેવી જેઓ બિહાર અને ઓરીસ્સા સંસ્કૃત એસોસીએશનની પ્રથમ પરીક્ષામાં બેઠા હતા તેઓ પાસ થયા હતા. પાલીના રાજાબાબુ તરફથી એમને આર. જગમોહન સુવર્ણ ચંદ્રક આપવામાં આવ્યો છે. સંસ્કૃત એસોસીએશને શ્રી. તારાદેવીને આ ચંદ્રક મોકલી આપ્યો છે. માત્ર ઘરનીજ કેળવણી વડે જે છોકરીને આવું ઇનામ મળે તે અભિમાન લેવા જેવું છે. ૧૯૩૧માં તેણે એમ. બી. પરીક્ષા પસાર કરી હતી.

## એ પાપ માટે ગુન્હેગાર કોણ?

વેરાવળમાં થોડા દીવસ પહેલાં એક વણિક વિધવા બ્હેને ગર્ભપાત કર્યાનો ગુન્હો પોલીસ સમક્ષ નોંધાયેલો. પોલીસે એ ગુન્હાની તપાસ કરી, તે ગુનાના આરોપ નીચે એક જુવાન વણિક વિધવા અને તેના બાપ ભાઇ વગેરેને પરહેજ કરેલા. તેની તપાસ વેરાવળ અદાલતમાં ચાલતાં તે અદાલતે સમાજનો ભોગ થઇ પડેલી વિધવાને દોષીત માની સેશન્સ કમીટ કરી, અને બાઇના બાપ તથા ભાઇને છોડી મૂક્યા. પછી બાઇ મજકુર ઉપર સદર અદાલતમાં મુકદમો ચાલ્યો. આ મુકદમાનો ફેંસલો આપતાં સદર અદાલતના ન્યાયાધીકારીએ હિન્દુસમાજે ધડો લેવા લાયક વચનો ઉચ્ચાર્યા છે, તે નીચે મુજબ છે:

"મારી નૈતિક ખાત્રી થઇ છે કે: આ કેસમાં તહોમતદારણે દવાઓ લઇ બુધ્ધિપૂર્વક ગર્ભપાત કરેલો છે. પરંતુ રેકર્ડ ઉપર તેમ સાબિત માનવા પુરાવો નથી તેથી કાયદાની દષ્ટિએ તેને શકનો લાભ આપી છોડી મુકવી પડે છે. નૈતિક દષ્ટિએ તેની સામે આ કેસ ચાલવાથી તેની પુરતી બદનામી થયેલી છે તેટલી નૈતિક સજા તેને માટે બસ છે. તે જુવાન વિધવા છે તેની ઉંમર હમણાં ૧૫-૧૭ની છે; તેણે આ પાપ કર્યું હોય તો તે માટે તે પોતે જવાબદાર છે તેના કરતાં સમાજ-જે તેને પુનર્લગ્ન કરતાં સામાજિક ધોરણે પ્રતિબંધ કરે છે તે વધારે ગુન્હેગાર છે."

**સ્ત્રીઓની વસતિ ઘટે છે:** હિંદમાં સ્ત્રીઓની વસતિમાં ઉત્તરોત્તર ઘટાડો થતો ચાલ્યો છે જ્યારે યુરોપમાં સ્ત્રીઓની વસતિ વધતી ચાલી છે. ૧૮૭૨ અને ૧૮૮૧ માં પુરૂષો કરતા સ્ત્રીઓની વસતિ ૬૦ લાખ ઓછી હતી, ૧૮૯૧ માં ૬૩ લાખ ઓછી, ૧૯૦૧ માં ૫૫ લાખ, ૧૯૧૧ માં ૭૫ લાખ, ૧૯૨૧ માં ૯૦ લાખ અને ૧૯૩૧ માં ૧૦૮ લાખ ઓછી હતી. હિંદમાં કમાનાર થોડા અને ખાનાર વધારે એટલે બેકારીનું પ્રમાણ પણ વધારે છે. યુરોપ અને અમેરિકામાં ૨૦ થી ૩૩ ટકા જેટલી બેકારી છે જ્યારે આપણે ત્યાં ૫૪ ટકા છે.

**છૂટાછેડા મેળવ્યા:** મીસીસ રોડ દિનશા બેલગામવાળા નામની પારસી સ્ત્રીએ મદ્રાસ હાઇકોર્ટ પાસેથી ક્રુર વર્તન અને વ્યભિચાર કરવાના કારણે પતિ પાસેથી છૂટાછેડા મેળવ્યા છે. મદ્રાસની પારસી કોમના સામાજીક ઇતિહાસમાં આ પહેલોજ બનાવ છે. પારસી કોમના ૯ પ્રતિ નિધિઓની જ્યુરીના નિર્ણય પછી આ હુકમ અપાયો હતો.

**વિચિત્ર લગ્નપ્રથા:** મલબારમાં નમ્બુદ્રિ નામે એક બ્રાહ્મણ જાત છે. એ કોમમાં લગ્નપ્રથા બહુજ વિચિત્ર છે. કુટુંબમાં ફક્ત મોટો દિકરોજ પરણી શકે. બીજા છોકરાઓ લગ્ન ન કરી શકે, પણ તેઓનાથી ઉતરતી જ્ઞાતિની સ્ત્રી સાથે સંબંધ રાખી શકે. જો નમ્બુદ્રિને એક પત્નીથી સંતાનપ્રાપ્તિ ન થાય તો ત્રણ પત્ની સુધી પરણવાનો હક છે. ચોથી ન પરણી શકે, અને છતાં પણ સંતાન ન થાય તો તેનાથી નાના ભાઇને પરણવાનો હક્ક મળે છે. વળી સારા કુટુંબોમાં દિકરી કે બહેનને પરણાવવી જોઇએ એવી માન્યતા હોઇને દિકરીના બાપને વર મળવો મુશ્કેલ છે. તેઓ બાળલગ્નમાં કાંઇ પવિત્રતા માનતા નથી. મોટી સ્ત્રીઓ કુંવારી હોય છે, પણ મરણપર્યંત તે કુંવારી ન રહી શકે.

**પ્રકીર્ણ:** (૧) અમરાવતીની સ્ત્રીઓની પરિષદ ભરાઇ તેમાં મુસ્લીમ સ્ત્રીઓએ પડદાને તિલાંજલિ આપી ભાગ લીધો હતો. (૨) મુંબાઇમાં માંડવી લત્તામાં શ્રીમતી હંસાબહેન મહેતાને હાથે ગુજરાતી હિન્દુ બાળમંદિર ખુલ્લું મૂકાયું છે.

### વિદેશ

**ગાંધીજી: પ્રભુના પયગમ્બર:** લંડનમાં ગાંધીજયંતિ નિમિત્તે ફ્રેન્ડ્ઝ મીટીંગ-હાઉસમાં શ્રીમતી મીરાંબહેને ભાષણ કરતાં જણાવ્યું હતું કે, "ઇતિહાસકારો મહાત્માજીને પ્રભુના મહાન પયગમ્બરોમાંના એક તરીકે ઓળખાવશે. ગાંધીજી વિષે બોલવું એ મારે માટે મુશ્કેલ છે. કારણ મારા તો તે પિતા સમાન છે. તેઓ મારી માતા સમાન છે. મારૂં સર્વસ્વ છે. એ મહાપુરૂષની હું અદના શિષ્યા છું." તે બાદ તેમણે ગાંધીજીનાં જીવન વિષે વિવેચન કર્યું હતું. શ્રી. મીરાંબહેન લંડનથી ન્યુયોર્ક ગયાં છે. ત્યાં તેઓ મીસીસ રૂઝવેલ્ટને પણ મળ્યાં હતા.

**ગુન્હેગાર છોકરીઓ:** ગુન્હેગાર છોકરાઓ કરતાં છોકરીઓ પ્રોબેશન ઓફિસરોને વધારે હેરાન કરે છે. લંડનમાં તાજેતરમાં મળેલી બાળગુન્હેગારો માટેની અદાલતમાં પ્રોબેશન ઓફિસરોની સોસાયટીની વાર્ષિક પરિષદમાં મીસ મેડેલીન સીમન્સે ભાષણ કરતાં જણાવ્યું હતું કે ૧૯૩૩નો તરૂણોને લગતો કાયદો અમલમાં મૂકાયા પછી અમારી સમક્ષ જે છોકરાઓ આવતા તેઓમાં અને અત્યારનાં છોકરાઓમા કાંઇ ફેર નથી પણ કાયદો અમલમાં આવ્યો તે પહેલાં અમારી સમક્ષ આવનારી છોકરીઓની સંખ્યા નાની હતી પણ હવે તે સંખ્યામાં વધારો થયો છે. ૧૯૩૩ના નવેમ્બરની તા. ૧ લીથી ૧૯૩૪ના સપ્ટેમ્બરની તા. ૩૦ મી સુધીમાં ૧૪ વર્ષની ઉપરની ૧૧૭ છોકરીઓ લંડનની બાળગુન્હેગારોની અદાલત સમક્ષ આવી. તેઓની ઘણીખરીનાં ઘરબાર નથી વા અનુકુળ ઘરબાર નથી. એક દિવસનું વાજબી કામ શું તેનો તેઓને ખ્યાલ નથી. આ છોકરાઓ માટે ઘરગથુ નોકરી એ સર્વોત્તમ વ્યવસાય છે એમ મને લાગ્યું નથી અથવા તો તેઓને એકી સાથે એકઠા રાખવામાં પણ તેઓનું ભલું હોય એમ મને લાગતું નથી.

**લગ્નના કાયદામાં સુધારાની માંગણી:** ગ્રેટબ્રીટનની નૅશનલ કૌન્સીલ ઓફ વીમેન એડીનબરો ખાતે મળેલી વાર્ષિક બેઠકમાં એવો ઠરાવ પસાર થયો છે કે, "હાલનો લગ્નને લગતો કાયદો અનીતિને ઉત્તેજન આપે છે, આથી લગ્નના કાયદામાં સ્ત્રીઓ અને પુરૂષો વચ્ચે જે વિષમતાઓ છે તે સર્વ દૂર કરવી જોઇએ અને પતિ અને પત્ની બન્નેને તે માટે છુટાછેડા માટેના કારણોમાં નીચેની બાબતોમાં સમાવેશ થવો જોઇએ:

ગેરવર્તન, ત્રણ વર્ષનો ત્યાગ, ચાલુ ક્રુરતા, દારૂ પીવાની કાયમની ટેવ, અને અસાધ્ય ગાંડપણુ, મધર્સ યુનીયને આ ઠરાવનો વિરોધ કર્યો હતો. તેની દલીલ એવી હતી કે લગ્નનું બંધન અવિભાજ્ય છે.

**સ્ત્રીઓ અને ક્રિકેટ:** ક્રિકેટની રમતમાં હવે સ્ત્રીઓ પણ રસ લેવા લાગી છે અને તે એટલે સુધી કે ઓસ્ટ્રેલીયા સાથે ટેસ્ટ મેચ રમવા માટે ઇગ્લાંડની સ્ત્રીઓની એક ટીમ ગઇ તા. ૧૯ મીએ ઉપડી ચૂકી છે. ઇગ્લાંડની આ ટીમની કેપ્ટન મીસ ઇ. આર્ચડેલ છે. એ ઉપરાંત બીજી ખેલાડીઓ નીચે મુજબ છે. મીસ. ઇ. એ. સ્નોબોલ (વાઇસ કેપ્ટન અને વીકેટકીપર) મીસ એમ. મેકલેગન, મીસ એમ. હાઇડ, મી. જે. ઇ. પાર્ટીજ, મીસ એમ. એફ. ટેલર, મીસ ડી. એમ. ટર્નર, મીસ જે. લીબર્ટ, મીસ સી. વેલન્ટાઇન, મીસ ડી. સ્પીઅર, મીસ જી. એ. મોરટન, મીસ એન. બરલેટસન, મીસ એમ. ઇ. આઇડ, મીસ એમ. રીચાર્ડસ, અને મીસ ઇ. ગ્રીન.

**હિન્દ માટે સ્ત્રી પોલીસ:** એક અંગ્રેજ સ્ત્રીના અધિકાર હેઠળ હિન્દમાં નિયમસરની સ્ત્રી-પોલીસ સ્થાપવાની ભલામણ બ્રિટીશ-સ્ત્રી સહાયકારી પોલીસના વડા કમાન્ડન્ટ મેરી એલન કરે છે. મીસ મેરીએ ૧૯૩૪ થી આજ સુધીમાં બે હજાર સ્ત્રી પોલીસોને તાલીમ આપી છે.

એણે એક અખબારના પ્રતિનિધિને મુલાકાત આપતાં એવી સુચના કરી કે, આ જાતના કામમાં અનુભવી એવી બ્રીટીશ સ્ત્રીઓને આ કામ કરવા માટે નીમવી જોઇએ અને એમને હિંદમાંજ સ્ત્રી પોલીસોને એકઠી કરી એમને તાલીમ આપવા માટે હિંદ મોકલવી જોઇએ.

કલકત્તા કે એવા બીજા મોટા શહેરમાં મીસ સ્ત્રી પોલીસોથી આવી શરૂઆત થાય અને પછી ધીમે ધીમે સંખ્યા અને વિસ્તાર વધતાં હિંદના દરેકે દરેક મોટા શહેરમાં સ્ત્રી-પોલીસો નિમાઇ જાય.

મીસ એલન માને છે કે જ્યારે હિંદી સ્ત્રીઓનો મોટો વર્ગ હવે ઘરમાં ભરાઇ રહેતો નથી પણ બહાર છુટથી ફરે છે, ત્યારે એમની આ કામમાંની શકિતને પણ વધારે મહત્વ મળે છે.

મીસ એલને વધુમાં કહ્યું કે, દરેક સ્થળે એવી માન્યતા છે કે સ્ત્રી પોલીસોનું કાર્ય નીતિના ક્ષેત્રમાં જ મર્યાદિત છે, પણ એ ખોટો ખ્યાલ છે. એમને માટે ક્ષેત્ર વિશાળ છે. જ્યારે સ્ત્રીઓના ગુન્હાના કેસ આવે ત્યારે જ માત્ર નહી પણ જેમના બાળકો પર હુમલા થાય કે જેઓ પોતે જ ચોરી કે એવા બીજા ગુન્હા કરે ત્યારે એ સ્ત્રી સાક્ષીઓને, માતાઓને પ્રાથમીક પ્રશ્નો પુછવામાં પણ આ સ્ત્રી પોલીસો ઉપયોગી કામ કરી શકશે.

મીસ એલન એમ માને છે કે પંદર વરસની નીચેના બધા બાળગુન્હેગારોની તપાસ આ સ્ત્રી પોલીસ દ્વારાજ થવી જોઇએ અને આમ જાતિય નીતીના સંબંધમાં નહી એવા બીજા અનેક પ્રશ્નોની તપાસ તેઓ સારી રીતે કરી શકે.

અને છતાં મીસ એલનના કહેવા પ્રમાણે સ્ત્રી પોલીસો વેશ્યાના પ્રશ્નનાં ઉકેલમાં ઘણી જ મદદ આપી શકે એમ છે, અને એ સંબંધનું બધુંજ પોલીસ કામ એમના જ હાથમાં સોંપવું જોઇએ.

મીસ એલને સત્યાગ્રહની ચળવળ વખતે હિંદમાં સ્ત્રી પોલીસો રાખવામાં આવી હતી એ વાત યાદ કરી હતી. આ કાર્ય પણ પોતે કરેલી સુચનાનુંજ પરીણામ હતું અને તે સંતોષકારક હતું એમ તેઓ માને છે.

**સ્ત્રી વૈજ્ઞાનિકોની પરિષદ:** પુરૂષોના જેવાંજ તક અને સાધનો મળે તો સ્ત્રીઓ એક પણ ક્ષેત્રમાં, તેઓથી નબળી ઉતરે એમ નથી, એ બીના હવે સ્ત્રી જાગૃતીના જુદા જુદા પ્રસંગો યોગ્ય રીતે સુચવી રહ્યા છે. સાહિત્ય, કલા, અને રાજકારણનાં ક્ષેત્રમાં નામના મેળવનારી સ્ત્રીઓ આજે મોજુદ છે. વિજ્ઞાનના ક્ષેત્રમાં નામના કરી જનાર મેડમ ક્યુરીનું નામ પણ તેના અવસાન છતાં અમર રહેવા સર્જાયું છે. એજ વિજ્ઞાનના શુષ્ક ક્ષેત્રમાં સ્ત્રીઓ વિશેષ પ્રગતિ કરી રહી છે.

એબરડીન ખાતે બ્રીટીશ એસોસીએશનની આ વર્ષની વાર્ષિક સભામાં આખા દેશભરમાંથી વિજ્ઞાનમાં નિષ્ણાત સ્ત્રીઓએ હાજરી આપી હતી. લગભગ વીસ જેટલી સ્ત્રીઓએ જુદા જુદા વૈજ્ઞાનીક વિષયો ઉપર નિબંધો વાંચ્યા હતા.

ડૉ૦ માર્ગરેટ બીકર સ્ટેચ અને ડૉ૦ રોસા. કાટકે બાળકોનાં દ્વિભાષીપણાં સંબંધમાં નિબંધો વાંચ્યા હતા. બ્રિટિશ એસોસીએશન સમક્ષ આપ્યુ

કરનારી વિદેશી મહિલાઓ ઘણીજ થોડી છે. તેમાનાં એક ડૉ૦ કાટ્રઝ છે. જુદી જુદી ભાષાઓ બોલતાં બાળકોનો એકજ શાળામાં ભેગાં કરી દેવામાં આવે તો બાળકો ઉપર જે અસરો થાય તેનો ડૉ૦ કાટ્રસે ઉંડો અભ્યાસ કર્યો છે. એમના નિબંધમાં એ અભ્યાસનું પરિણામ સ્પષ્ટ થઇ શક્યું છે.

ડૉ૦બીકર સ્ટેથે માતૃભાષા શીખતો એક બાળક તે સાથેજ બીજી ભાષા પણ શીખવા માંડે ત્યારે તેનાં મન ઉપર કેવી અસરો થાય તેનું ઉંડું પરિશીલન પોતાના નિબંધમાં રજુ કર્યું હતું. અંગ્રેજી ભાષા બોલાતી હોય એવી પ્રાયમીક શાળાઓમાં જતાં પહેલાં ઘરે ગેલીક ભાષાઓ બોલતા હાઇલેન્ડના બાળકોનો અભ્યાસ કરીને ડૉ૦ બીકર સ્ટેથે તેમના નિબંધમાં તેનાં પરિણામો જણાવ્યાં છે.

આ વર્ષની બ્રિટિશ એસોસીએશનની બેઠકમાં ભાષણો કરનારી ઘણીખરી સ્ત્રીઓ અગાઉ ભાષણો કરી ગએલી છે. તેઓમા ડૉ૦ ગર્ટ્રૂડ એલ. એલીસ અને ડૉ૦ થેલીકા બ્લેકબર્ન છે. ડૉ ગર્ટ્રુડ એલીસ કેમ્બ્રીજના ભુસ્તરવિદ્યાશાસ્ત્રી છે. ડૉ૦ કેથેલીન ન્યુકેસલ ઓન–ટાઇનની આર્મસ્ટ્રોંગ કોલજના વનસ્પતીશાસ્ત્રી છે.

એક બીજી જાણીતી અને નિષ્ણાત વ્યકિત ઇ. જી. આર. ટેલર છે. તેમનો વિષય ભુગોળનો છે. તેઓનો નિબંધ ૧૬ મી અને ૧૭ મી સદીના હવામાન અને તેના લક્ષણો ઉપર હતો.

એક બીજાં વૈજ્ઞાનિક બહેન મીસીસ એચ. ડબલ્યુ. એલ્જીર્સ યોર્કશાયરમાં પૂર્વ મુરલેન્ડના 'મેગાલીથીક કલ્ટ' સંબંધમાં નિબંધ વાંચ્યો હતો. ગયે વર્ષે તેમણે વાયવ્ય યોર્કશાયરની પૃથ્વી માતાની સંસ્કૃતી એ વિષય ઉપર નિબંધ વાંચ્યે હતો.

એક ખાસ વિશેષતા આ સ્ત્રી વૈજ્ઞાનિકોના સબંધમાં નોંધવા જેવી એ છે કે, તેઓમાં ભુગોળ પ્રત્યેનો પ્રેમ વધતો જતો હોવા છતા બીજા કોઇ પણ પણ વિષય કરતાં વનસ્પતીશાસ્ત્ર પ્રત્યે તેઓનો પ્રેમ વધારે રહે છે.

એ ઉપરાંત કેળવણી, માનસશાસ્ત્ર, મનુષ્યશાસ્ત્રમાંથી પણ સ્ત્રીઓ પોતાના નિબંધોના વીષયો પસંદ કરે છે. અને ખાસ કરીને બાળકોના આનુપંગી વિષયો પરત્વે તેઓના અભ્યાસ ઘણો ઉંડો માલમ પડી આવ્યા વિના રહેતો નથી. કેટલીક વાર તો વિષયની પ્રેરણા બાળકોમાંથી જ મળી આવી હોય એવું બને છે.

મીસીસ એમ. એન. હેસલકે મનુષ્યશાસ્ત્ર વિષેના નિબંધમાં બાળકોમાં પારણુ અને તેની ઉત્પત્તિનો પ્રશ્ન ચર્ચી, આલ્બેનીયાના બાળકોનાં માથાં ચપટાં કેમ છે તે પ્રશ્નનો ફડ઼ેલ કરવાનો સફળ પ્રયાસ કર્યો છે.

મીસ ઇ. એફ. સ્ટીવન્સને અર્થશાસ્ત્ર વિષે નિબંધ લખી "બેકારોને રાહત આપવામાં આર્થિક વિષમતા એ પ્રશ્ન ઉપર ચર્ચા કરી છે.

પ્રાણીવિદ્યા વિષે માત્ર એકજ બહેને નિબંધ લખ્યો છે અને તે ડૉ૦ એમ એમ. મેન્ટને. તેઓ કેમ્બ્રીજના છે. ડૉ૦ માર્ગરેટ ફીનેન્ડને " રેડીયેશન ફ્રોમ નોનલ્યુમીનસ ગેસીસ " એ વિષે મનનિય નિબંધ વાંચ્યો હતો.

**મીસ હેલન કેલરઃ** અંધાપો હોવા છતાં જેણે જગતમાં ખ્યાતિ મેળવી છે અને અખુટ જ્ઞાન ધરાવે છે એ મીસ હેલન કેલરને સ્કોટીશ યુનીવર્સીટીએ સૌથી શ્રેષ્ઠ માનથી નવાજી છે.

મીસ હેલન વીષે લખતાં " સુંદર સ્ત્રી "ના લેખક મી. એ. બી. કુપર કહે છે કે, મને ઘણીવાર એમ લાગે છે કે દુનિયા આ હેલન કેલરને પોતાના મશાલચી તરીકે સ્વીકારે તો ઘણું સારૂં થાય. એનું આખું જ્વલંત વ્યક્તિત્વ, એક ગુંચવાયલા, વાદળ–ઢંકાયા દુખિત નિરાશ અને જેણે તારલાઓને ગુમાવ્યાં છે અને માને છે કે એ તારલાઓ એક ' ક્ષણિક મીણબત્તી ' માફક હંમેશને માંટે બુઝાઇ ગયા છે એવા જગતને કરી રહ્યું છે. "

" મારી સામે જુઓ અને હાથ પકડો, આ આંખ અને કાનની નજીવી શક્તિઓ નબળી પડી છે એજ કારણે કોઇ હારતું કે તિરસ્કૃત થતું નથી. પણ જેનામાં પ્રેમ નથી, માન નથી, શ્રદ્ધા, સત્ય અને ફરજનું ભાન નથી, એજ જગતની બાજુએ પડી જાય છે. એ કેળવો અને તમે તમારૂં શ્રેય સ્થાન મેળવી શકશો. "

**અંધ કુમારીની છુપી શક્તિઃ** ઓહીઓના કલીવલેન્ડની કુમારી આલમાડા એડમ્સ જન્મથી જ અંધ છે. તે ઓબરેમરગાઉ જતી વખતે મ્યુનીચ ખાતેથી પસાર થઇ હતી. કુ. એડમ્સે ઘણી લાંબી

[ અનુસંધાન પાન ૨૬૦ પર જુઓ ]



# નોંધ

**નવું વર્ષ**

વિક્રમ સંવત ૧૯૯૦ નું વર્ષ આ અંક સાથે પૂરું થશે અને ૧૯૯૧ નું વર્ષ બેસશે. સમય વહનાં સાથે વર્ષો વહી જાય છે. જુનું જાય છે અને નવું આવે છે છતાં પરિસ્થિતિમાં ખાસ ફેર પડતો નથી. પણ નવાં વર્ષ સાથે નવી અભિલાષાઓ જાગે છે; એ વર્ષભરમાં પાર પાડવાના મનોરથો થાય છે; એ દિશામાં પ્રયાસો થાય છે. આટલે અંશે નવું વર્ષ આવકારદાયક લેખાય છે. એ નવાં વર્ષે અમે અમારા વાચકો, ગ્રાહકો અને ગુજરાતી બહેનોને અભિનંદન પાઠવીએ છીએ. નવું વર્ષ ભારતમાતાને, અને તે સાથે ભારતવર્ષની સકલ સ્ત્રીઓને લાભદાયી અને યશસ્વી નીવડો એવી પરમકૃપાળુ પરમેશ્વરને પ્રાર્થના કરીએ છીએ.

**૪૮ મી રાષ્ટ્રીય મહાસભા**

આ અંક પ્રકટ થશે ત્યારે તો મુંબાઇમાં ૪૮ રાષ્ટ્રીય મહાસભાનું અધિવેશન પૂર્ણ થઇ ગયું હશે. પણ આ લખાય છે ત્યારે તો આખુંય મુંબાઇ મહાસભાના વાતાવરણવાળું બનેલું છે. ગઇ તા. ૨૧ મી એ સવારે કોંગ્રેસના વરાયલા પ્રમુખ બાબુ રાજેન્દ્રપ્રસાદનું આગમન થયું. મુંબાઇ શહેરે, તેમનો ભવ્ય સત્કાર કર્યો. બિહારની પ્રજાની તેમણે કરેલી સેવાઓની કદર પ્રજાએ તેમને માથે કોંગ્રેસનો તાજ પહેરાવીને કરી છે. મુંબાઇમાં તેમના આ સત્કારમાં બહેનો પણ ગાંડી ઘેલી થઇ ગઇ હતી. કેસરિયા સાડી ધારી સ્વયંસેવિકાઓ તો સત્કારમાં સામેલ હોય જ.

વરલીને સાગર કિનારે કોંગ્રેસ માટે તો ભવ્ય નગર બંધાયું. અબ્દુલગફર નગરનું દર્શન ન કર્યું હોય એવો મુંબઇમાં વસતો કયો હશે ? ત્યાં કોંગ્રેસનું અધિવેશન સફળતાથી પાર ઉતરી જશે.

આખા હિન્દમાંથી પ્રતિનિધિ ભાઇબ્હેનો કોંગ્રેસમાં ભાગ લેવા આવ્યા છે. આખા દેશના આગેવાનો એકઠા મળ્યા છે મુંબાઇએ લાંબે સમયે આવો ભવ્ય રાષ્ટ્રીય જલસો જોયો, આખા મુંબાઇમાં આજે કોંગ્રેસનું નામ ઉચ્ચારાઇ રહ્યું છે. કોંગ્રેસ સિવાય બીજી કોઇ વાત થતી નથી. છાપાઓમાં કોંગ્રેસ બીજા કોઇ સમાચાર પ્રકટ થતાં નથી. જાણે જગતમાં એક કોંગ્રેસ સિવાય બીજો કોઇ બનાવ જ બનતો નથી.

કોંગ્રેસ એ ૧૯૯૦ના વર્ષનો એક ભવ્ય પ્રસંગ છે. એ પ્રસંગ પણ કોંગ્રેસના ઇતિહાસમાં અમર થવા સર્જાયો છે. પંદર પંદર વર્ષ સુધી દેશની સક્રિય આગેવાની લીધા બાદ, મહાત્માજી એમાંથી નિવૃત્તિ લે છે. વિષયનિર્ણાયક સમિતિમાં મહાત્માજીએ હૃદયભેદક નિવેદન કરી આશીષ માંગી લીધી છે, કોઇ પણ ભોગે ગાંધીજીનો નિર્ણય ફરે એમ નથી. એટલે આ કોંગ્રેસની બેઠક પૂરી થયા બાદ તેઓ નિવૃત્તિ લેશેજ એ નિશ્ચિત છે. પણ એ નિવૃત્તિ લઇને કાંઇ હિમાલયમાં થોડાજ ભરાઇ જવાના છે ? તેમણે ગ્રામોદ્ધારની નવી યોજના કરવા ધારી છે. ગામડાંઓનાં મરી ગએલા કે મૃતપ્રાય થએલા ઉદ્યોગોને સજીવન કરવા માટે તેમણે ગ્રામ્ય ઉદ્યોગ સંઘ સ્થાપવાનો ઠરાવ મંજુર કરાવ્યો અને એના સંબંધમાં તેઓ કાર્ય કરવાના છે. પ્રચાર માટે તેઓ પદયાત્રા પણ કરશે.

શ્રીમતી કમળા નેહેરૂની ગંભીર બિમારી સંબંધમા કોંગ્રસે નેહરૂ કુંટુબ સાથે ચિંતા દર્શાવતો અને તેઓની તબિયત જલદી સુધરી જાય એવી અભિલાષા વ્યકત કરતો ઠરાવ પણ કરવામાં આવ્યો છે.

ગયા વર્ષના બીજા મહત્વના બનાવોમાં કોંગ્રેસે સવિનય કાયદાભંગની ચળવળ મોકુફ રાખીને ધારાસભા પ્રવેશની નીતિનો સ્વીકાર કર્યો એ છે,

હિન્દી સ્ત્રીઓની પ્રગતિમાં કોઇ ખાસ અસાધારણ પ્રસંગ બનવા પામ્યો નથી. છતા પ્રગતિના કોઇ ને કોઇ લક્ષણ ગયા વર્ષ દરમ્યાન પણ દેખાયાં વિના રહ્યાં નથી.

**સ્ત્રીઓની કલાનું પ્રદર્શન**

શ્રી ગુજરાતી સ્ત્રી સહકારી મંડળ મુંબાઇમાં સેન્ડહર્સ્ટ રોડ ઉપર સફળતાથી સ્વદેશી સ્ટોર્સ ચલાવે છે. તેની આ સહકારી પ્રવૃત્તિને અંગે ગુજરાતમાં તે જાણીતો થએલો છે અને વ્યવહારથી ગુજરાતણો વેપાર પણ સફળતાથી કરી શકે છે એમ તેણે અત્યારના મંદીના જમાનામાં પણ નફો કર બતાવી આપ્યું છે. હવે એ મંડળે પોતાની પ્રવૃ વિસ્તારવા માંડી હોય એમ લાગે છે. એ મં તરફથી મુંબાઇના ટાઉન હોલમાં ગઇ તા. ૧૯ મ તા. ૨૬ મી સુધી ભરાયલું સ્ત્રીઓની લલિત હસ્તકળાનું પ્રદર્શન એનો પુરાવો છે. એ પ્રદર્શ લગતો વિસ્તૃત ટીકાત્મક લેખ અમારા ઉપતંત્ર સહીથી લખાયલો અન્યત્ર પ્રકટ થયો છે એ અમારો અભિપ્રાય પણ સમાઇ જાય છે એ એને વિષે વધારે ન લખતાં અમે ગુજરાતી સહકારારી મંડળને તેમનાં આ સાહસ માટે અ નંદન આપીશું.

---

[ અનુસંધાન પાન ૨૫૮ થી ચાલુ ]

મુસાફરીઓ કરી છે. તેમણે જણાવ્યું હતું કે મ્યુનીચની મુલાકાત તેમને બહુજ અસરકારક લાગતી હતી. અને તેમાં તેને આનંદ પણ ઘણો પડતો હતો. જો કે વિરોધાભાસી લાગે તોયે મીસ એડમ્સ જાહેર કરે છે કે જેઓ બરાબર જોઇ શકે છે તેના કરતા વધારે સારી રીતે એ જાતે જોઇ શકે છે, વધારે સારી રીતે સાંભળી શકે છે અને વધારે લાગણીપ્રધાન બની શકે છે.

મને જ્યારે કોઇ અમુક જાતની લાગણી થઇ આવે છે ત્યારે મને મારી આસપાસની બધી વસ્તુઓ કેવી જાતની છે તે વિષે ભાન થાય છે.

**સ્ત્રી શિલ્પીઓ માટે હરીફાઇઃ** સ્ત્રી શીલ્પીઓ માટેની ફ્રીઓડોરા ગ્લીશન સ્મારક ફંડની વાર્ષિક હરિફાઇ નવેમ્બર માસમાં થશે. આ હરિફાઇમાં ૪૦ વર્ષની અંદરની વયની સ્ત્રી શીલ્પીઓ ભાગ લઇ શકશે. જીતનારને પાઉંડ ૧૦૦)નું ઇનામ મળશે. ચાલુ શીલ્પકૃતિજ હરીફાઇમાં દાખલ થઇ શકશે. પરીક્ષક સમિતિ સર વીલીયમ ગોસ્કોમ્બે જોન, મી. ગીલ્બર્ટ બેયઝ, મી. રીડકીક, લેડી હેલેના ગ્લીશન, મી. ચાર્લ્સ હાર્ટવેલ, મીસ એકરોન અને મીસ જ્યુલીયન એલનની બનેલી છે.

**ઘાયલ હૃદય ઉપર મલમપટ્ટો!** બર્થા નામની કુમારિકા સાથે જહોન કાસલ નામના એક યુવકનો પ્રેમ જોડાયો બેઉ અદરાયાં અને લગ્નનું નક્કી થયું. તે વખતે જહોને રોજ ૫ ડોલર કમાતો હતો; પરંતુ ત્યારપછી તે ખૂબ ધન કમાયો ને જહોને બર્થાને પરણવા ના પાડી. આથી બર દિલને આઘાત થયો. તેને જ્યુરીએ એ ઘાયલ હૃ ઉપર મલમપટ્ટો કરવાને સાડાચાર લાખ નુક નીના અપાવ્યા !

**ધનિક સ્ત્રીનું અપહરણઃ** અમેરિકામાં વીલેની જાણીતી ધનિક સ્ત્રી મીસીસ બેરી સ્ટો કેટલાક બદમાસોએ અપહરણ કરી બાન ૫૦૦૦૦ ડોલરની માંગણી કરી હતી. એક અઠ ડીએ આ બાનુનો પત્તો લાગ્યો હતો અને સલામત હોવાનું જણાય છે.

**યુરોપીયન સ્ત્રીને સજાઃ** નૈરોબીમાં નોકરોનું ખૂન નીપજાવવાને કારણે મીસીસ હે યુજેનીક સેલ્વીન નામની યુરોપીયન બાનુને વર્ષની કેદની સજા થઇ છે.

**'મમ્મા' 'પપ્પા' સામે પ્રતિબંધ** જા નનાં શાળાઓમાં જતા બાળકોને મમ્મા એ વિશ્વભરમાં પ્રચલિત થઇ ગયેલાં શબ્દો વ રવાની મનાઇ થઇ છે. કેળવણી ખાતાના પ્ર મી. મતસુદાએ પ્રાથમિક અને કીંડરગાર્ટન શા ઓમાંથી આ શબ્દોના વપરાશ સામે મનાઇ કરી છે. જાપાનની ચાલતી આવેલી પરંપરા માટે આ શબ્દો નુકશાનકારક હોવાનું તેઓ માને છે. આ પ્રતિબંધને અંગે ઠીક ઠીક વાદવિવાદ ઉપસ્થિત થયો છે.

"ગુણસુન્દરી"
# બાલવિભાગ
તન્ત્રી: સોમભાઇ પટેલ,
C/o ધી ન્યુ ઇરા સ્કૂલ, મુંબઈ, ૭.

વર્ષ ૪ : અંક ૧૧ પુસ્તક ૪ નવેમ્બર : ૧૯૩૪

## લીલુડા લીમડા

લીલુડા લીમડા, તારી રે ડાળ,
ઝોલે ઝુલે છે મારો રે બાળ.

લીલુડા લીમડા, રૂડો રખવાળ,
તારે રે છાંયડે મારો છે બાળ.

લીલુડા લીમડા, વાયુ તું ઢાળ,
સુખે પોઢે છે મારો રે બાળ.

લીલુડા લીમડા લેજે સંભાળ,
ડાળે બાંધેલા પારણીએ બાળ.

ચંદ્રવદન મહેતા

# દેશદેશાવરમાંથી

## એશિયા.

સૌ ખંડોમાં મોટામાં મોટો ખંડ તે એશિયા. એની વસ્તી પણ સૌથી વધારે. એના એકલા ચિન દેશમાં દુનિયાના બીજા કોઇ ખંડ કરતાં વધારે મનુષ્યો વસે છે. બરફના ધામ સમો ગિરિરાજ હિમાલય એમાં આવેલો છે. સઘળા ઉચ્ચ પ્રદેશોમાં ઉંચો પામીરનો પ્રદેશ એની મધ્યમાં છે. એના ચેરાપુંજીના પર્વતોમાં વધારેમાં વધારે વરસાદ વરસે છે. જગતની મહા નદીઓની હરોળમા ઊભી રહે એવી સિન્ધુ, ગંગા, યાંગસેકયાગ અને હોઆંગહો જેવી અનેક નદીઓ એમાં થઇ વહી રહી છે. એના ઉત્તરના ટુન્ડ્રના વેરાન પ્રદેશોમાં વધારેમાં વધારે ઠંડી પડે છે. એના સુકા ધડ જેવા અરબસ્તાનના રણમાં વધારેમાં વધારે ગરમી પડે છે. ગોરી, ઘઉંવર્ણી, કાળી અને પીળી પ્રજાઓ એમાં વસે છે એથી એશિયાને અનન્તતાનો પ્રદેશ કહ્યો છે.

એશિયા સૌ ખંડોમાં જુનામાં જુનો પણ ખરો. અમેરિકા અને ઑસ્ટ્રેલિયા તો એને મન આજ કાલનાં બાળકો સમાન છે. સર્વ પ્રજાઓને એણે હિંચોળેલી. એના મધ્યના પ્રદેશોમાંથી અસંખ્ય ટોળીઓએ દેશવટો લઇ દેશદેશાવરો વસાવ્યા. જગતના ઘણાએ દેશો જ્યારે જંગલી અવસ્થામાં હતા ત્યારે એશિયાનાં હિન્દ, ચિન અને બૅબિલોન સુધારાની ટોચે વિરાજતાં એશિયામાં ક્રાઇસ્ટ, બુદ્ધ, જરથોસ્ત, શંકરાચાર્ય અને મહમદ જન્મ્યા. એમણે ભૂલેલી દુનિયાને નીતિ ધર્મનો ઉપદેશ આપ્યો. આમ એશિયા પાસે હજારો વરસની સંસ્કૃતિનો અમર વારસો છે.

ચઢતી અને પડતી સર્વને લલાટે લખાયેલાં છે. એક વખતે એશિયાના વિજેતાઓએ પરદેશો સર કર્યા. એના જ્ઞાનીઓએ ઉપદેશ કર્યો એના વેપારીઓએ સમુદ્રપારનો વેપાર ખેડયો. એ વખતે એનો મધ્યાન્હ કાળ હતો. મધ્યાન્હ પછીની સંધ્યા આવી અને ઘોર અન્ધકાર પણ જામી ગયો. આજે ઉગતા સૂર્યનો ઉજાશ એના પર પડવા માંડયો છે. એનું પૂર્વનું જાપાન પશ્ચિમના દેશોમાં વટ પાડી રહ્યું છે. ચિનના ચિનાઓએ અને હિન્દના હિન્દીઓએ ઘોર નિદ્રાને ફગાવી દીધી છે. એની પશ્ચિમની ઇસ્લામી પ્રજાઓ પણ જાગી છે. એશિયાની આ મહા પ્રજાઓનું એકત્રિત થઇ જ્યારે પ્રગતિના પંથે પડશે ત્યારે સારાએ વિશ્વને એને નમતું આપવું પડશે.

વરધભાઇ પટેલ.

# બહાદુર છોકરો

મંગો નામનો કોઇ એક ખેડુત રંગપુરમાં રહેતો હતો. તેને એક છોકરો હતો. તેનું નામ ભીમો હતું. ભીમો ઘણો હોશિયાર અને સાહસિક હતો.

રંગપુર શહેર નદીને કાંઠે આવેલું હતું. નદી ઉપર રેલ્વેનો મોટો પૂલ બાંધેલો હતો. અને એ પૂલ ઉપરથી હરેક ટ્રેઇન પસાર થતી.

એક દિવસ ભીમો ગાયો ચરાવવા ગયો. ગાયો ચરતી હતી અને ભીમો આમતેમ ફરતાં ફરતાં નદીના પૂલ સુધી ગયો. પૂલ સુધી ગયો કે તરત તેણે પૂલને આગથી બળતો દીઠો. તેણે વિચાર્યું કે ગાડી હમણાં પૂરસપાટાથી આવશે તો નદીમાં એકદમ પડી જશે અને હજારો માણસો મરી જશે. માટે કોઇ પણ રીતે બચાવ કરવાનો રસ્તો શોધવો જોઇએ.

આમ વિચાર કરતો તે ત્યાં ઊભો હતો તેવામાં ગાડીની સીસોટી તેણે સાંભળી. ગાડી પૂલથી માઇલ દોઢ માઇલ દૂર હશે. આ વખતે વિચાર કરવા જેટલો સમય નહોતો. આથી ભીમો બેઉ હાથ પહોળા કરી પૂલ તરફ દોડયો.

એન્જીન ડ્રાઇવરે તેને દૂરથી જોયો અને તેણે જોરથી સીસોટી વગાડી. ગાડીનો વેગ ઓછો કર્યો પણ ગાડી અટકે તે પહેલાં તો ભીમો હતો ન હતો થઇ ગયો. જ્યારે ગાડી પૂલ પાસે આવીને અટકી ત્યારે ડ્રાઇવરે પૂલને બળતો જોયો.

સઘળા ઉતારૂઓ તથા ડ્રાઇવર બિના કેવી રીતે બનવા પામી તે સમજ્યા. અને સૌ પેલા છોકરાને ધન્યવાદ આપવા લાગ્યા.

જો ભીમો દોડીને સામો આવત નહિ તો ગાડી પૂલ પાસે જ આવીને એકદમ અટકી જાત નહિ અને સઘળા ઉતારૂઓ નદીમાં પડી જાત. એક પણ માણસ બચી શકત નહિ.

આ પ્રમાણે ભીમાએ પોતાનો જાન આપી હજારોના જાન બચાવ્યા.

મહીપતરામ એમ. ભટ્ટ

---

# ક્રિયોન

ક્રિયોન નામનો એક ગ્રીસ ગુલામ હતો. મહાન ઈરાની યુદ્ધ પછી ગ્રીસમાં એક એવો કાયદો પસાર થયો હતો, કે ગુલામ બનેલો માણસ કોઇ પણ જાતની કળા શીખી શકે નહિ. પણ આ વખતે તો ક્રિયોન એક મોટો શિલ્પશાસ્રી થઇ ગયો હતો. તેનું મગજ કામ કેવી રીતે સુંદર બનાવવું એ વિચારમાં જ હતું. અને તેની કળા આગળ ને આગળ વધે તે માટે હરરોજ તે બે હાથ જોડી ભક્તિ કરતો હતો. તે માનતો હતો કે, આજ સુધીમાં પોતે જે કરી શકયો છે તે માત્ર દેવ-દેવીઓની કૃપાથી જ.

ક્રિયોન કાયદો સાંભળી ગભરાયો. પણ જ્યારે તેની બહેન કિલઓને આ કાયદાની વાત સાંભળી ત્યારે તે ઘુંટણીએ પડી પ્રભુને પ્રાર્થના કરવા લાગીઃ " હે દેવ અમને આપ આજ સુધી સહાય કરતા આવ્યા છો તો હવે પણ કરશો." તે હિંમતથી પોતાના ભાઇ પાસે જઇ બોલીઃ

' ભાઈ ક્રિયોન, આવા કાયદાથી તું જરા પણ ગભરાઇશ નહિ. તું આપણા

ઘરના ભોંયરામાં જા અને તારૂં કામ જારી રાખ. પ્રકાશ અને ખોરાકની તું જરા પણ ચિન્તા ન કરીશ. હું એ સર્વ તને પુરૂં પાડીશ. પ્રભુ આપણને સહાય કરશે'

પોતાની બહેનનું કહ્યું માની ક્રિયોન ભોંયરામાં ઉતર્યો. પોતાનું જોખમ અને કીર્તિથી ભરપૂરકામ તેને આગળ ચલાવ્યું. તેની બહેન કિલઓન ખોરાક, પ્રકાશ અને જોઈતાં સર્વ સાધનો વખતસર પૂરાં પાડવા લાગી.

આ વખતમાં એથેન્સમાં કળાના નમુનાઓનું એક પ્રદર્શન ભરાયું અને આખા ગ્રીસને તે જોવા માટે આમંત્રણ હતું. પેરિક્લીસ તેનો પ્રમુખ હતો ઘણા પ્રખ્યાત માણસો અને કળાકારો ત્યાં ભરાયા હતા.

'કલાકારોમાં મહાન નમુનાનાં જોડાં એક પછી એક બધાઓને લાવીને બતાવવા માંડયા. આ નમુનાઓના એકમાં સર્વનું ધ્યાન ખેંચાઇ રહ્યું હતું. તે એક ઉત્તમ કલાનો નમુનો હતો કલાકારોમાં તે બનાવનાર ઉપર અત્યંત ઈર્ષા ઉત્પન્ન થઈ હતી.

પણ આ નમુના તૈયાર કરનાર કોણ? તે કોઇ પણ માણસ કહી શકયું નહિ. સર્વ ફરી ફરીને પ્રશ્નો ઉપર પ્રશ્નો કરવા લાગ્યા પણ કોઈ કાંઇ બોલતું જ નહિ.

એટલામાં અસ્ત વ્યસ્ત, લુગડાં બાળ છુટા, આંખમાં નિશ્ચય, અને બીડેલા હોઠ વાળી એક કુમારીકાને ત્યાં લાવવામાં આવી. પ્રદર્શનના પ્રમુખે કહ્યું કે આ સ્ત્રી તે કલાકારને ઓળખે છે. પણ તેનું નામ આપવા તે ના પાડે છે.

'તારે એ કલાકારનું નામ આપવું જ પડશે.' પ્રદર્શનના સત્તાવાળાઓ કુમારીકાને ધમકાવવા લાગ્યા. પણ તે મુંગીજ રહી. ફરીથી તેને કહેવામાં આવ્યું.

'જો તું તેનું નામ નહિ આપે તો તને સખત સજા કરવામાં આવશે.' આમ કહેવા છતાં પણ તે કુમારીકાના બીડાએલા હોઠ ન ખુલ્યા. સત્તાવાળાઓ ગુસ્સે થઇ ગયા. તેઓએ તરતજ હુકમ છોડયો:

'આ છોકરી કાયદાનો ભંગ કરે છે માટે તેને કેદખાનામાં લઈ જાઓ અને....'

વાકય પુરૂં થાય તે પહેલાં તો એક પાતળા શરીર વાળો, પ્રભાવશાળી અને કાળાં નેત્રો અને વિખરાયલા ઉડતા વાળ સાથે એક યુવાન ધસી આવ્યો તરતજ તેને હુકમ આપનારને અટકાવ્યો અને બોલ્યો:

'થોભો. એ ગુન્હેગાર નથી. તેના તરફ આવું વર્તન ન ચલાવો. ખરો ગુન્હેગાર હું છું; મેં તે નમુના બનાવ્યા છે.'

આ યુવાનને જોતાં જ લોકો તેને ઓળખી શકયા હતા કે તે ગુલામ ક્રિયોન હતો. એક અવાજે સર્વ બોલી ઉઠયા કે એને શિક્ષા કરો અને કેદમાં પુરો.

'મારા દેહમાં જીવ છે ત્યાં સુધી તો નહિ જ,' કુમારી બોલી ઉઠી.' એ નમુના તમે બરાબર તપાસો, આવા અન્યાય યુક્ત કાયદા કરતાં શું ગ્રીસમાં બીજું કાંઇ નથી? કળાને પોષવી; તેની વૃદ્ધિ કરવી અને સુંદરતા વધારવી એ કાયદાનો હેતુ હોવો જોઇએ; નહિ કે કલાની વૃદ્ધિ કરનારનો નાશ કરવાનો. માટે એ યુવાનને કેદમાં ન લઇ જતાં મારી પાસે લાવો."

એકઠા થએલા સર્વ માણુસોની વચ્ચે પ્રમુખે તેના હાથમાંનો મુગટ ક્રિયોનના મસ્તક ઉપર ગોઠવી દીધો. અને બંને ભાઈ બહેન સ્નેહથી ભેટી પડયાં.*

ઉમાકાન્ત

---

* અંગ્રેજી ઉપરથી.

# ગંગામૈયાને કાંઠે

આજે તો એ વાતને પાંચ પાંચ હજાર વર્ષો વીતી ગયાં છે. ભારતની એ જૂની કથા પર ઇતિહાસનાં હજાર હજાર પડળો ચડયાં છે. આજે પણ એ પડળો ઉખેળી ઝીણી નજરે નિહાળનારને એમાંથી આર્યોની સંસ્કૃતિ ને પ્રાચીન ભારતની જાહોજલાલી, સિંહાસનોના માલિકોની આંખના પલકારા ને પ્રજાજીવનની નાડના ધબકારા જાણવાના મળી રહે છે.

ભારતનાં સિંહાસનોમાં હસ્તિનાપુરનું સિંહાસન મહા પરાક્રમી. મહારાજ શાંતનુ ત્યાંના રાજા. ગિરિરાજ હિમાલયનાં પુત્રી ગંગા સાથે એમણે લગ્ન કર્યાં. લગ્ન પ્રસંગે મહારાજ શાંતનું અને હિમપુત્રી ગંગાજી વચ્ચે કરાર થયાઃ ગંગામૈયા જે કંઈ કરે તેમાં મહારાજે આડે ન આવવું; એકાદ પ્રશ્ન સરખો પણ ન પૂછવો !

સાંજનો સમય હતો. ધરતી પર ધીમે ધીમે પશ્ચિમનાં અંધારાં ઉતરતાં હતાં. દૂર દૂર ગોરજ ઉડતી હતી. કિલકલાટ કરતાં પંખી માળામાં ભરાતાં હતાં. પવનની મીઠી લહેરો ગંગાના નીરને અડકી અડકીને પસાર થતી હતી.

એ સમયે દૂરથી રેતી ખૂંદતી એક બાઈ ઉતાવળે ગંગાના પ્રવાહ તરફ આવતી હતી. પગની પાનીએ પહોંચે એવડા લાંબા એના વાળ હવામાં અદ્ધર ઊડતા હતા. એના હાથમાં રેશમી રૂમાલમાં વીંટાળેલું તરતનું જન્મેલું એક બાળક હતું.

ગંગાના નીર પાસે આવી એ બાઈએ પોતાન વસ્ત્રોનો કછોટો માર્યો. પુત્રને એ હાથમાં લઇ એ નીચી વળી. હજી તો બાળકને પાણીમાં બોળ્યો ન બોળ્યો ત્યાં તો પાછળથી અવાજ આવ્યોઃ " દેવી, જરા થોભી જજો ! "

દેવીએ પાછું જોયું. મહારાજ શાંતનુનો અવાજ પારખ્યો; મહારાજ શાંતનુને પારખ્યા. બાળકને ઝીલી રહેલા એમના હાથ લાંબા થયા અને એ બોલ્યાં: " મહારાજ, આ આપનો પુત્ર ! પણ આજે, આ સ્થળે આપને આપણા લગ્નપ્રસંગની પ્રતિજ્ઞા સાંભરે છે ? મહારાજ, બસ ત્યારે, આજથી આપણું લગ્નજીવન પૂરું થયું !"

બોલતાં તો મહારાજ શાંતનુ બોલી ગયા પણ પાછળથી એમને ખુબ પસ્તાવો થયો. પોતાની એક ભૂલ માફ કરવા મહારાજે ગંગાને ઘણું ઘણું વીનવ્યાં પણ એ ન માન્યાં. મહારાજને શાંત પાડી એ બોલ્યાં: " મહારાજ, માફ કરજો પણ આપે મને ન ઓળખી. આપ એમ ન માનશો કે પેટના સાત સાત દીકરાઓને આ પતિતપાવની ગંગાનાં નીરમાં સમાવી દેતાં મારા—એમની માતાના—હૈયાને શાંતિ હતી ! પણ એ બધી વાત આજે નથી સંભારતી ! મહારાજ, સુખેથી આપના આ આઠમા દીકરાને હસ્તિનાપુરના મહેલોનો માલિક બનાવો. આપની ઇચ્છા હશે તો એને ઉછેરીને હું મોટો કરી આપીશ ! એનું નામ દેવવ્રત રાખજો. "

શાંતનુ રાજાએ એ બાળક દેવીને સોંપ્યો ને બન્નેએ એકબીજાને અંતિમ પ્રણામ કર્યા. ત્યાં તો નદીના પ્રવાહની

મધ્યમાંથી એક મોટું મોજું બહાર આવ્યું ને ગંગામૈયાને અને બાળક દેવવ્રતને પોતાના ઉદરમાં છુપાવી દીધાં !

મહારાજ શાંતનુ એ જોઇ રહ્યા !

૨

હસ્તિનાપુરના રાજમહેલમાં આજ કેટલાય દિવસથી માણસોની આવજા શરૂ થઇ હતી. મહારાજ શાંતનુની અવસ્થા રાજ્યમાં ને પ્રજામાં ચિંતા ફેલાવતી હતી. આજ કેટલાય દિવસથી મહારાજે અન્ન-જળ ત્યાગ્યાં હતાં. એમની આંખો ઊંડી ઉતરી ગઇ હતી. હાથપગ શિથિલ થઇ ગયા હતા.

કેટકેટલાય વૈદો આવ્યા ને મહારાજની નાડ તપાસી. જોશીઓએ ટીપણાં પાથર્યાં ને પંડિતોએ પોથાં ઉથામ્યાં પણ મહારાજ શાંતનુનો રોગ ન પરખાયો તે ન જ પરખાયો !

મહેલના એક ઓરડામા બેઠા બેઠા કુમાર દેવવ્રત મહારાજના રોગનો વિચાર કરતા હતા. મહારાજની લવારી અને સ્વપ્નોનો એ બારીકાઇથી અભ્યાસ કરતા હતા, એવામાં અંતરનાં ચક્ષુ ઊઘડયાં હોય એમ એકદમ એ ત્યાંથી ઊઠયા. પોતાનો રથ જોડાવી તેમાં બેઠા ને પરબારો ગંગામૈયાને કાંઠે ગયા. ગંગાને તીરે બાંધેલી એક ઝૂંપડી પાસે ઊભા રહી એમણે બારણું ખખડાવ્યું.

થોડીવારે ઝૂંપડીમાંથી એક મચ્છીમાર બહાર આવ્યો. કુમાર દેવવ્રતને જોઇ એણે હાથ જોડયા ને બેસવાનું આસન આપ્યું. કુમાર બેઠા પછી મચ્છીમાર બોલ્યો: " કુમાર, ફરમાવો; શી આજ્ઞા છે ?"

" આજ્ઞા તે શી હોય, ભાઇ ?" કુમારે ધીમેથી કહ્યું, " હું તો વિનતિ કરવા આવ્યો છું. મહારાજ શાંતનુ માટે તારી દીકરીનું હું માગું કરૂં છું !"

" ના રે, બાપ !" મચ્છીમાર બોલી ઊઠયો, " મારી ગરીબની દીકરીને રાજમહેલ શા ! અમારે તો ભલી આ ઝૂંપડી ને ભલી આ ગંગામૈયાનાં ઉછળતાં મોજાં સાથે રમતી નાવડી. રાજ મહેલના હીંડોળાખાટના અવાજે મારી દીકરી મુંઝાઇ જાય ! કુમાર, પાછા વળી જાઓ; રાજસિંહાસન સાથે મારે મારી દીકરી નથી વળાવવી !"

" પણ ભાઇ, તારી દીકરી હસ્તિનાપુરની મહારાણી બનશે તેનો તો ખ્યાલ કર !" કુમાર દેવવ્રતે કહેવા માંડયું, " રાજા ને પ્રજા સર્વનો તું પૂજ્ય બનશે એટલું તો વિચાર !"

" મને વિશ્વાસ નથી બેસતો કુમાર!" મચ્છીમારે જવાબ વાળ્યો, " આજે મારી દીકરી હસ્તિનાપુરની મહારાણી બને તો કાલે વળી બીજા કોઇની દીકરી મહારાણી બનશે."

" પણ મહારાજ શાંતનુ પછી તારો ભાણેજ ગાદીનો વારસ બને, એવી તારી માગણી છે ને ?" કુમાર બોલ્યા, " તો મહારાજ શાંતનું અને ગિરિરાજ હિમાલયનાં પુત્રી ગંગાજીનો પુત્ર, હું દેવવ્રત, આજથી હસ્તિનાપુરની ગાદીનો મારો દાવો ઉઠાવી લેવાનું તને વચન આપું છું ! હવે બસ ?"

ત્યાં તો વળી મચ્છીમાર બોલી ઊઠયો, " ના કુમાર, ના ! એટલું જ પૂરતું નથી. હસ્તિનાપુરની ગાદી માટે

તમે તો તમારી જિંદગી દરમિયાન લોભ નહિ રાખો એ હું કબૂલ કરું છું, પણ આપની પછી આપના પુત્રો મારાં ભાણેજડાંને એ રાજ્ય ન પચવા દે હો ! તે સમયે દેશદેશના રાજાઓ તમારા પુત્રોનો-ક્ષત્રિયોનો પક્ષ લઈ એમને પડખે ઊભા થાય ને મારાં–ઢીમરનાં–ભાણેજડાં રખડી જાય. અરે ! ધરતી પર પગ મૂકવાનું પણ એમને ઠેકાણું ન મળે."

મચ્છીમારની આ વાતોએ કુમાર દેવવ્રતને ઊંડા વિચારમાં નાખી દીધા. એમની નજર સામે આખાય માનવજીવનના કેટકેટલાય પ્રશ્નો ખડા થઈ પોતપોતાની રીતે વકિલાત કરવા લાગ્યા. અને એ બધા જ પ્રશ્નોની સામે પોતાના પિતાની જિંદગીનો પ્રશ્ન ડોકિયાં કરવા લાગ્યો. આખરે એ પ્રશ્ન વિજયી બન્યો. કુમારના કુમળા ચહેરા પર બે ત્રણ તેજરેખાઓ પથરાઈ ગઈ ને એ ઊભા થયા. પાસે વહેતી ગંગાના નીર તરફ એમણે નજર ઠેરવી ને અંતરના ઊંડાણમાંથી વાણીનો ધોધ છૂટ્યોઃ "હું દેવવ્રત, સૂરજ ને ચંદ્રની સાખે, દશેય દિશાઓના દેવોની સાખે, સામે વહેતી પવિત્ર ગંગામૈયાની સાખે, અરે ! આખીય આર્યસંસ્કૃતિની સાખે, પ્રતિજ્ઞા લઉં છું, કે જીવનભર હું કૌમારવ્રત પાળીશ અને પ્રજાને ઉત્પન્ન નહિ કરું ! બોલ ભાઈ હવે તો શાંતિ વળી ને ?"

કુમાર દેવવ્રતની પ્રતિજ્ઞા સાંભળી મચ્છીમાર ને તેની દીકરી મત્સ્યગંધા દિંગ થઈ ગયાં. ત્યાં તો જાણે દૂર દૂરની દિશાઓ ચીરી એક અવાજ આવ્યોઃ "આ તો ભીષ્મ !" અને એ અવાજ ગંગામૈયાનાં ઉછળતાં મોજાં સાથે અથડાઈ પડઘા પાડતો પાડતો ગિરિગહ્વરોમાં સમાઈ ગયો !

કુમાર દેવવ્રત ત્યારથી ભીષ્મ કહેવાયા !

૩

મહારાજ શાંતનુ અને મત્સ્યગંધાનાં લગ્ન થયાં. મચ્છીમારની દીકરી મત્સ્યગંધા હસ્તિનાપુરનાં મહારાણી સત્યવતી થયાં. બે પુત્રોનાં એ માતા થયાં.

નાના કુંવરોને પાછળ મૂકી મહારાજ શાંતનુ મૃત્યુ પામ્યા. મરતી વખતે મહારાજે ભીષ્મને પોતાની પાસે બોલાવ્યા અને મહારાણી સત્યવતી અને નાના નાના બે કુમારોની એમને કાળજી સોંપી.

મોટા કુંવર ચિત્રાંગદ ગાંધર્વો સાથે લડતાં લડતાં મરાયો એટલે નાના કુંવર વિચિત્રવીર્યને હસ્તિનાપુરની ગાદી મળી. મોટાભાઈ તરીકે ભીષ્મ રાજ્યના સલાહકાર બન્યા.

કાશીરાજને ત્રણ કુંવરીઓઃ અંબા, અંબિકા ને અંબાલિકા. એ ત્રણેય કુંવરીઓનો સ્વયંવર હતો. ભીષ્મ ત્યાં ગયા હતા.

કોણ જાણે શું સૂઝ્યું ને ભીષ્મે એ ત્રણેય કુંવરીઓનું હરણ કર્યું. રસ્તે આવતાં અંબા બોલી, "કુમાર, હું તો મનથી શાલ્વ રાજાને વરી ચૂકી છું તો મને ત્યાં જવાની રજા આપો !"

અંબા શાલ્વરાજાને ત્યાં ગઈ પણ એણે એને વરવાની ના પાડી. એટલે વળી પાછી એ ભીષ્મ પાસે ગઈ. ભીષ્મ બોલ્યા, "હવે એ ન બને !" અંબા ત્યાંથી ભીષ્મના ગુરુ પરશુરામના આશ્રમમાં

ગઇ ને બધી હકીકત' કહી સંભળાવી પરશુરામે ભીષ્મને કહેવડાવ્યુંઃ ભીષ્મ,- કુમાર વિચિત્રવીર્યની સાથે અંબિકા ને અંબાલિકાનાં લગ્ન કર્યાં તો સાથે સાથે આ અંબાને પણ એમની સાથે પરણાવ."
પણ એ તો ભીષ્મ! વિનયભરી રીતે ભીષ્મે ગુરુને પાઠવ્યુંઃ "ગુરુદેવ! ક્ષમા કરજો, પણ શાલ્વરાજાનું એઠું હસ્તિનાપુરના મહેલમાં ન હોય!"

ગુરુને ક્રોધ ચડયો. બન્ને વચ્ચે યુદ્ધ થયું. ભીષ્મ વિજય પામ્યા.

પણ ત્યાં તો વિચિત્રવીર્ય મૃત્યુ પામ્યા. હસ્તિનાપુરના રાજવીનો વંશવેલો તૂટયો:એટલે રાજમાતા સત્યવતી મુંઝાયાં. ભીષ્મને બોલાવી એમને પરણાવવાનો રાજમાતાએ ખૂબ ખૂબ આગ્રહ કર્યો પણ એ તો ગંગામૈયાનો પુત્ર! ભલેને આકાશ ને પાતાળ એક થાય પણ ભીષ્મ પોતાની પ્રતિજ્ઞામાંથી કદી ય ન ડગે! ગંગામૈયાને કાંઠે લીધેલી પ્રતિજ્ઞા ગંગાપુત્રને જીવનભર દીવો ધરતી હતી.

પેટના દીકરાના પરાક્રમોએ કોઇ પણ વહાલસોઇ માતાની છાતી ગજ ગજ ઊછળે તેમ તે દિવસે ગંગાના પેટાળમાંથી મોજાં ઉછળ્યાં, અને કુમાર દેવવ્રતે પ્રતિજ્ઞા લીધેલા સ્થાનની રજકણોને ચૂમી ચૂમીને ગંગામાં પાછાં સમાઇ ગયાં!

ભારતના ઇતિહાસમાં ભીષ્મ અમર થયા.

મુસાફિર

—o—

# એક દંતકથા

ન્યુઝીલેંડની એક દંતકથા છે. બહુ જુના વખતની એ વાત છે. પૃથ્વી બની એટલી એ જુની છે. મોઇ ટીકી–ટીકીના માણસો પાનની ઝુંપડી કરતા હતા. ઝુંપડી થોડીક બાંધે ને સૂર્ય આથમી જાય. મોઇ–ટીકી–ટીકી આથી ખૂબ ગુસ્સે થયો. તે દરરોજ વિચાર કરતો અને એનો ઉપાય શોધતો. આખરે તેણે પોતાના સાથીઓને કહ્યું કે ચાલો, આપણે તેને પકડી લાવીએ. સઘળા તેને પકડવા ચાલ્યા. તેને પકડવા માટે ઘાસમાંથી જાળ અને દોરડાં બનાવ્યાં. આ રીતે તેઓ ગુંથતાં શીખ્યા. પછી તેઓ રાત્રે રાત્રે મુસાફરી કરતા અને દિવસે પાનની ઝુંપડીમાં સૂર્ય દેખે નહિ માટે સંતાઈ રહેતા. આમ ચાલતાં ચાલતાં ઉદયાચળે પહોંચ્યા અને જાળ પાથરી. સૂર્ય જેવો ઊગ્યો તેવો જ તે જાળમાં સપડાયો. મોઇ–ટીકી–ટીકીએ તેને પોતાના હાથમાંના દંડુકા વતી ખુબ માર્યો તેથી સૂર્ય ધીમે ધીમે અસ્ત થવા લાગ્યો.

અરવિંદ પટેલ
ઉમર વર્ષ ૧૧

ગઇ ને બધી હકીકત કહી સંભળાવી. પરશુરામે ભીષ્મને કહેવડાવ્યું: ભીષ્મ,- કુમાર વિચિત્રવીર્યની સાથે અંબિકા ને અંબાલિકાનાં લગ્ન કર્યાં તો સાથે સાથે આ અંબાને પણ એમની સાથે પરણાવ." પણ એ તો ભીષ્મ! વિનયભરી રીતે ભીષ્મે ગુરુને પાઠવ્યું: "ગુરુદેવ! ક્ષમા કરજો, પણ શાલ્વરાજાનું અજીઠું હસ્તિનાપુરના મહેલમાં ન હોય!"

ગુરુને ક્રોધ ચડયો. બન્ને વચ્ચે યુદ્ધ થયું. ભીષ્મ વિજય પામ્યા.

પણ ત્યાં તો વિચિત્રવીર્ય મૃત્યુ પામ્યા. હસ્તિનાપુરના રાજવીનો વંશવેલો તૂટયો.એટલે રાજમાતા સત્યવતી મુંઝાયાં. ભીષ્મને બોલાવી એમને પરણાવવાનો રાજમાતાએ ખૂબ ખૂબ આગ્રહ કર્યો પણ એ તો ગંગામૈયાનો પુત્ર! ભલેને આકાશ ને પાતાળ એક થાય પણ ભીષ્મ પોતાની પ્રતિજ્ઞામાંથી કદી ય ન ડગે! ગંગામૈયાને કાંઠે લીધેલી પ્રતિજ્ઞા ગંગાપુત્રને જીવનભર દીવો ધરતી હતી.

પેટના દીકરાનાં પરાક્રમોએ કોઇ પણ વહાલસોઇ માતાની છાતી ગજ ગજ ઊછળે તેમ તે દિવસે ગંગાના પેટાળમાંથી મોજાં ઉછળ્યાં, અને કુમાર દેવવ્રતે પ્રતિજ્ઞા લીધેલા સ્થાનની રજકણોને ચૂમી ચૂમીને ગંગામાં પાછાં સમાઇ ગયાં!

ભારતના ઇતિહાસમાં ભીષ્મ અમર થયા.

મુસાફિર

---

# એક દંતકથા

ન્યુઝીલેંડની એક દંતકથા છે. બહુ જુના વખતની એ વાત છે. પૃથ્વી બની એટલી એ જુની છે. મોઇ ટીકી–ટીકીના માણસો પાનની ઝુંપડી કરતા હતા. ઝુંપડી થોડીક બાંધે ને સૂર્ય આથમી જાય. મોઇ–ટીકી–ટીકી આથી ખૂબ ગુસ્સે થયો. તે દરરોજ વિચાર કરતો અને એનો ઉપાય શોધતો. આખરે તેણે પોતાના સાથીઓને કહ્યું કે ચાલો, આપણે તેને પકડી લાવીએ. સઘળા તેને પકડવા ચાલ્યા. તેને પકડવા માટે ઘાસમાંથી જાળ અને દોરડાં બનાવ્યાં. આ રીતે તેઓ ગુંથતાં શીખ્યા. પછી તેઓ રાત્રે રાત્રે મુસાફરી કરતા અને દિવસે પાનની ઝુંપડીમાં સૂર્ય દેખે નહિ માટે સંતાઇ રહેતા. આમ ચાલતાં ચાલતાં ઉદયાચળે પહોંચ્યા અને જાળ પાથરી. સૂર્ય જેવો ઊગ્યો તેવો જ તે જાળમાં સપડાયો. મોઇ–ટીકી–ટીકીએ તેને પોતાના હાથમાંના દંડુકા વતી ખુબ માર્યો તેથી સૂર્ય ધીમે ધીમે અસ્ત થવા લાગ્યો.

અરવિંદ પટેલ
ઉંમર વર્ષ ૧૧

# હાથી અને શિયાળ

એક મોટું વન હતું. તેનું નામ બ્રહ્મારણ્ય. તેમાં એક હાથી રહે. તેને કપાળે ધોળો ચાંદલો. એટલે તેને સૌ કર્પૂરતિલક કહેતા. એક વખત એ હાથીને જોઈને વનનાં બધાં શિયાળ વિચાર કરવા લાગ્યાં કે જો કોઇ પણ ઉપાયે આ હાથી મરી જાય તો ભારે મઝા પડે. એના આ પહાડ જેવા શરીરમાં એટલું બધું માંસ ભરેલું છે, કે આપણને બધાંને ચાર મહિના સુધી ચાલે.

એટલે એક ઘરડો શિયાળ હતો તેણે પ્રતિજ્ઞા લીધી કે મારે મારા બુદ્ધિબળથી એ હાથીનું મરણ નિપજાવવું.

પછી તે લુચ્ચો શિયાળ કર્પૂરતિલકની પાસે ગયો, તેને સાષ્ટાંગ પ્રણામ કર્યા અને બોલ્યોઃ—" મહારાજ, કૃપાદૃષ્ટિ કરો. "

હાથી કહેઃ—" તું કોણ છે? ક્યાંથી આવ્યો છે? "

શિયાળે કહ્યુંઃ—" હું શિયાળ છું. વનનાં બધાં પશુઓએ મળીને મને આપની પાસે મોકલ્યો છે. રાજા વિના રહેવું એ સારું નહિ. એટલે આ વનના રાજા થવાને આપ બધી રીતે લાયક છો એવું સૌએ નક્કી કર્યું છે. તો મુહૂર્ત વહી ન જાય માટે આપ જલદી જલદી પધારો. " એમ કહીને તે ઊઠીને ચાલવા માંડ્યો.

પેલા હાથીને પણ રાજ્યનો લોભ લાગ્યો એટલે તે પણ શિયાળની પાછળ પાછળ જવા લાગ્યો. વનમાં એક ઠેકાણે ઊંડું કળણ હતું. શિયાળ તો હલકે પગે તેના ઉપર થઇને ચાલી ગયું. હાથી તો લોભથી આંધળો થયો હતો. તે પણ તેની પૂંઠે દોડ્યો. પણ તરતજ ઊંડા કાદવમાં પડ્યો અને કળવા લાગ્યો. એટલે તે હાથી બોલ્યોઃ—" ભાઈ શિયાળ, હવે શું કરવું? હું તો કાદવમાં પડ્યો, અને મરી જવાનો. જરા પાછો ફરીને જો તો ખરો. "

શિયાળે હસીને જવાબ આપ્યોઃ—" મહારાજ, મારું પૂછડું પકડીને ઉપર આવો! મારા જેવાના બોલ ઉપર વિશ્વાસ રાખ્યો તેનાં કડવાં ફળ હવે પેટ ભરીને ચાખો. "

હાથી તો બિચારો કાદવમાં ને કાદવમાં કળી ગયો અને શિયાળોએ આવીને તેને ફાડી ખાધો. *

નગીનદાસ પારેખ

* હિતોપદેશમાંથી.

## કોણ ?

સરવરને તીરે
આછા સમીરે
ત્યાં ફરતું કોણ ધીરે ?
જાણે ધોળાં ધંબ ડગલાં
મૂકે ધીરે ધીરે પગલાં.

જાણે જંગલનો જોગી
મહાન તપ કરતો
આંખ મિંચી ફરતો
શિકાર
ત્યાં ઝટ ત્રાપ લગાવે.

ચાલ્યું જાય કહી રે તપ
ભાઇસાબ પકડે માછલી ચપ
એવા સરવરને તીરે
આછા સમીરે
ત્યાં કોણ ફરતું ધીરે ?

સોમાભાઈ ભાવસાર

# દાંત બતાવો

છોકરાં રે !
હો.........રે.....!
અહિંયાં આવો.
શા માટે !
દાંત બતાવવા.

દોડતાં આવો
કૂદતાં આવો
હસતાં આવો
રમતાં આવો
મોં ઉઘાડી
દાંત બતાવો.

અનુને આઠ દાંત
બંબુને બાર દાંત
સોનુબેનને સોળ છે
વિજુબેનને વીસ છે
ચિનુને ચોવીસ છે
અંશુને અઠ્ઠાવીસ
બાપુને બત્રીસ છે.

નાનપણમાં દૂધીઆ દાંત
પછી આવે છાસિયા દાંત

તમારા દાંત દાડમકળી
તમારા દાંત ઉજળા ફૂલ
તમારા દાંત પીળા પચ
તમારા દાંત લાંબા લચ

નાનાંને દાંત ઓછા હોય
ધીમે ધીમે વધતા જાય
જુવાન થયે પૂરા થાય
પુરા દાંત બત્રીસ હોય.

દાંતમાં ત્રણ જાતઃ—
આગલા દાંત
પાછલા દાંત
વચલા દાંત

ઉપર નીચે જડબાં હોય
બન્નેમાં દાંત સરખા હોય.
સૌથી છેલ્લે દાઢો હોય
દાઢ આપણી ઘંટી છે
એથી ખોરાક ચવાય છે.

દાઢ પછી રાક્ષસી
એની કોર ધારદાર
કાપવું હોય તે કાપી દે
આગલા દાંત રૂપાળા
ધારદાર ને સરખા હોય.

દાંત નીચે પેઢું હોય
પેઢું રાતુંચોળ હોય.

જેટલો દાંત બહાર હોય
એથી વધારે અંદર હોય

દાંત ભારે ઉપયોગી
દાંત સારા તો શરીર સારૂ
દાંત બગડે તો હોજરી બગડે.

રોજ રોજ દાતણ કરો
અંદર ઘસો બહાર ઘસો
ઉપર ઘસો નીચે ઘસો
મીઠું ચાવી કોગળા કરો.

ઘેર બનાવી તૈયાર કરી
સારો એવો પાઉડર ઘસો
ખૂબ ખૂબ કોગળા કરો
આંગળી વતી પેઢાં ઘસો.

બશેર જેટલુ પાણી લઇ
ત્રણવાર કોગળા કરો
મોઢામાં પાણી ભરી
આગળીવતી પેઢાં ઘસો
પોચાં પેઢાં કઠણ થાય
દાંત ભારે મજબુત થાય

ટાઢું હિમ જેવુ ખાય
ઉનુ ફળફળતું ખાય
ખાટું ખારૂ તીખું ખાય
મરી મસાલા ખૂબ ખાય
એથી દાંત બગડતા જાય

પોચુ પોચું ખાશો નહિ
ચાવ્યા વિના ખાશો નહિ
દાંત નકામા કરશો નહિ

દૂધથી દાંત મજબુત થાય
ફળથી દાંત મજબુત થાય
શાકભાજીથી મજબુત થાય

દાંતનાં મૂળ ઉંડાં છે
આંખ સાથે ને કાન સાથે
એ નસને સંબધ છે.

જે તે ખાઈને કોગળા કરો
પાન ચાવીને કોગળા કરો
સૂતા પહેલાં કોગળા કરો
ઉઠીને પણ કોગળા કરો.

દાંત બનાવો ઉજળા દૂધ
દાંત બનાવો મોતી સરખા
દાંત બનાવો દાડમ કળી
હસો તો જાણે ફૂલ ઝર્યાં.

હેમુભાઈ

# મારે કોઈનું કંઈ પણ ન ખપે

એક હતા મુનિ. તેમનું નામ કણાદ. ગરીબમાં ગરીબ. સાદામાં સાદા. કશો ધંધો કરે નહિ. કશું કમાય નહિ. કોઈનું કંઈ પણ ન લેવાની ઇચ્છાવાળા.

નહોતું એમને ઘર. નહોતી એક ચાસ પણ જમીન. ફૂટી બદામ પણ પાસે ન મળે.

કોઈની પરવા એ કરતા નહિ. કોઈની શરમે એ અંજાતા નહિ. એમણે જગતને ન્યાયશાસ્ત્ર આપ્યું.

ન્યાય શુદ્ધ જોઈએ. ન્યાયાધીશ કોઈ પણ પક્ષમાં ન ઢળવો જોઈએ. પણ એ ક્યારે બને ? ખેતી કરતો હોય તો તેને પોતાની જમીન હોય. એ જમીન સાચવવા તે મથે. વેપાર કરતો હોય તો ધન સાચવવા મથે. નોકરી કરતો હોય તો શેઠની કૃપા સાચવવા મથે.

પણ મરજીથી સ્વીકારેલી ગરીબાઈમાં ખોવાનું શું ? સાચવવાનું કંઈ જ નહિ એટલે કોઈના પણ પક્ષમાં ખેંચાવું પડે નહિ.

કણાદ મુનિ આવું જીવન ગાળતા. એમણે જાણીબુજીને ગરીબાઈ વહોરી લીધી.

એ ખાતા ખેતરમાંથી પાક લેતાં ગરી વેરાઈ ગયલા નકામા દાણા ભેગા કરીને: પક્ષીની માફક જાણે ચણી લેતા.

કોઈનો પણ ઉપકાર પોતાના ઉપર ચડવા ન દીધો. એ કહેતા, કે જેનું અનાજ ખાઉં તેના પક્ષમાં બોલવું પડે. હું ન ઇચ્છું, સામો ધણી ન કહે છતાં જાણે અજાણે મારા પેટમાં પડેલું એનું અનાજ મને એની તરફેણમાં બોલાવે જ. માટે મારે કોઈનુ કંઈ પણ ન જ ખપે.

મારા વિચાર શુદ્ધ રાખવા, ન્યાયી રાખવા, મારૂં ન્યાયશાસ્ત્ર શુદ્ધ બનાવવા-મારે કોઈનું કંઈ પણ ન ખપે.

પ્રેમયોગી

---

# કલ્લોલતાં પંખીડાં

સંત તુકારામ હતા. દક્ષિણ દેશમાં રહેતા હતા. એ તો મોટા મહાત્મા થઈ ગયા. એમની આ વાત છે

તુકારામ નાનપણમાં હતા. એ તો બહુ મોટાયે નહિ ને બહુ નાના ય નહિ. તમારા જ જેવા એ બાળક.

નાનપણમાં જ એ એમનાં માત-પિતાથી છૂટા થએલા. એમની પાસે બહુ

ધન–દોલતે ય નહિ, ને સારો સરસામાને ય નહિ. એ તો કામધંધો કરે મહેનત–મજુરી કરે ને કંઇક મેળવે. એમાંથી એ એમનું ગુજરાન ચલાવે.

એક હતો ખેડુત. ભલો ખેડુત. એ ખેડુતને ત્યાં તુકારામ કામધંધે રહેલા. ખેતરમાંનો તૈયાર પાક સાચવવાનું એ કામ કરતા હતા.

એક દિવસ એ નાનકડા તુકારામ ખેતરમાં માળા નીચે બેઠા હતા. કલ્લોલ કરતાં પંખીડાં એ ઉભા પાકને ચણવા આવવા લાગ્યાં. તુકારામે એ જોયાં. એમને થયું, "કેવા મઝાનાં પંખીડાં છે! કેવાં મહેનતુ છે! કેવાં કલ્લોલ કરે છે! એમને ય ખાવાનું તો જોઇએ ને? એ ય પ્રભુનાં જ બાળક છે ને! મારાથી એમને કેમ ઉડાડી મૂકાય!"

આમ વિચાર કરતા કરતા તુકારામ બેસી રહ્યા. એમણે પંખીડાંને ચણવા દીધાં ને ટોવાનું બંધ કર્યું.

બપોર થયા ને ખેડુત આવ્યો. એણે ખેતરમાં ચણતાં અપાર પંખીડાં જોયાં, તુકારામે એક બાજુ માળા નીચે બેસી રહેલા જોયા. છેવટે ખેડુત કહે, "તુકારામ! કેમ બેસી રહ્યો છે? તું તો કાંઇ બોલતો ય નથી, ને ચાલતો ય નથી. આ બધાં પંખીઓ તો મોંઘા દાણા ખાઇ જાય છે!"

તુકારામ ખેડુતને સમજાવીને કહે, "આજના ભાથામાં મારા ભાગના રોટલાને બદલે મને તેટલા દાણા આપજો. ફરી એવું નહિ થાય."

ખેડુત દયાળુ ને ભલો હતો. એણે એમનો ગુનો માફ કર્યો ને એમને દાણા આપ્યા.

પછી તુકારામ તો પોતાની આજુબાજુ દાણા નાખીને બેઠા. પંખીઓ ય એ સંત–મહાત્માને ઓળખી ગયાં, ને તેમની આજુબાજુ કેટલાં ય પંખીઓ એકઠાં થયાં. એ બધાં આનંદ–કલ્લોલ કરતાં દાણા ચણવા લાગ્યાં. ભૂખ્યા તુકારામને ભૂખનું ય ભાન ન રહ્યું. એમનો આનંદ અત્યારે અપાર હતો.

પછી તો પંખીઓ ય સમજી ગયાં, ને આગળ જતાં એ તુકારામ મોટા સંત–મહાત્મા તરીકે વખણાયા.

ઉમિયાશંકર ઠાકર

---

# ખજૂરના દેશમાં

કોઇને મોસંબી ભાવે, કોઇને કેળાં ભાવે તો વળી કોઇને કોપરાં ખુબ ભાવે પણ મને તો ખજૂર બહુ ગમે. ખજૂર ખાવાનું મળે તો બીજું કંઇ ન જોઇએ.

એક દિવસ મારા બાપા ખજૂર લાવ્યા. હું તો રાજી રાજી થઇ ગઇ ને બધું ખજૂર ખાઇ ગઇ. થોડી વાર પછી હું ઊંઘી ગઇ.

"તમે મને રોજ રોજ ખાઓ છો ખરાં, પણ હું કોણ છું અને ક્યાંથી આવું

છું એ કંઇ જાણો છો ?" મને ખજૂરે પૂછ્યું.

"અરે ના રે! મને તો કંઇ જ ખબર નથી." મેં કહ્યું.

"ત્યારે તમારે મારા દેશમાં આવવું છે? હું તમને ત્યાં બધું બતાવીશ." મેં હા કહી, એટલે ખજૂર મને એને દેશ લઇ ગયું.

ત્યાં તો એક મોટા મેદાન જેવી જગા હતી. જ્યાં પગ મૂકીએ ત્યાં રેતી, રેતી ને રેતી જ. એકેય ઝાડ ન મળે. તડકો તો એવો પડે કે મારાથી એક ડગલું પણ ચલાય નહિ.

"અરે ભાઇ, હું તો બહુ થાકી ગઇ છું. એક મોટર મંગાવોને!" મેં ખજૂરને કહ્યું. ખજૂરભાઇ તો હસવા મંડયા. "અરે, આ રેતીમાં મોટર બોટર ન મળે. પણ તમારાથી ન ચલાતું હોય તો આ ઊંટ પર બેસી જાઓ."

અમે બન્ને ઊંટ પર બેઠાં. થોડીવારે એ રણમાં ખુબ પવન ફુંકાયો. મેં તો એકદમ આંખો બંધ કરી દીધી. પણ ઊંટની આંખનાં પોપચાં એવાં બનાવેલાં કે એની આંખે પવન ન લાગે અને અંદર રેતી પણ ન પડે!

થોડીવારે મને તરસ લાગી. મેં ખજૂરને વાત કરી એટલે એણે મને થોડું પાણી આપ્યું. એટલા પાણીથી મારી તરસ ન છીપી એટલે મેં વધારે માગ્યું. ખજૂર બોલ્યું, "ના, હવે તો વધારે પાણી અહીં નહિ મળે. કોઇ કોઇ વખત તો ચાર પાંચ દિવસ સુધી પણ પાણી ન મળે. ત્યારે બહુ તરસ લાગે તો આ ઊંટના પેટમાંથી પાણીની કોથળી કાઢીને તેમાંથી પીએ."

સાંજ પડતાં અમને થોડાં ઝાડ દેખાયાં. ત્યાં પાણીનો એક વહેળો હતો. ત્યાં ઊંટના વાળમાંથી બનાવેલા થોડા તંબુ પણ હતા. અને થોડે દૂર આરબ લોકોની મસીદ હતી.

આરબોએ સફેદ કપડાં પહેર્યાં હતાં. માથે પણ સફેદ કપડું નાખેલું અને તેને જાડી દોરી વડે બાંધેલું હતું.

ત્યાં નાનાં નાનાં બાળકો પણ હતાં. તેમની સાથે હું થોડો વખત રમી. એમને માટે ત્યાં કંઇ નિશાળ નહતી. પણ એ બધાં થોડો વખત મસીદમાં જઇ ભણી આવતાં.

થોડી વારે ખજૂર બોલ્યું, "આ રહી ખજૂરી. એની પર હું થયેલું. એક આરબે મને ઝાડ પરથી ઉતારી દાબડામાં પૂરી તમારા દેશમાં મોકલ્યું. પેલા આરબો જુઓ. એ બધા ખજૂર એકઠું કરે છે."

ત્યાં તો એક ધબાકો બોલ્યો ને મારી આંખ ઊઘડી ગઇ. જાગીને જોયું તો પેલો આરબો ને રણ, ઊંટ ને ખજૂર કંઇએ ન મળે!

મને સમજ પડી, ઊંઘમાં હું અરબસ્તાન જઇ આવી.

ફ્રેનીબેન

# છબીલાં છોકરાં !

વાગે છૂટીનો ઘંટ–
ગાજે કિલકિલતા કંઠ :
છૂટ્ટાં છકે છબીલાં છોકરાં ! ૧

એના કાલા કલબોલ–
જગે મચવે કલ્લોલ :
ખેલે તોફાની છોકરાં ! ૨

ઘૂમે ગરવાં હેતાળ :
નાચે નરવાં રમતીઆળ
વધે આપસવાયાં છોકરાં ! ૩

કોક કાઢે છે આંખ–
કોક કાઢે છે વાંક–
ઘરમાં ગભરાય છુપાં છોકરાં ! ૪

પારકાંને કાં ભળાય ?
ઉગતાંમાં કરમાય :
નિશાળે નિમાણાં છોકરાં ! ૫

જીવ રમવામાં જાય–
રમે તે રાજા થાય–
ભણે તે ભીખારી છોકરાં ! ૬

સાવ છુટ્ટાં મૂકાય–
જાતે જીવતર પલટાય :
માગે રમકડાં છોકરાં ! ૭

સૌને રમાડે રસાળ–
એને હૈયાં–બળ વ્હાલ
મેળે સમજે બધું છોકરાં ! ૮

રમતાં રમતાં ભણાય–
ભણતાં ભણતાં ન રમાય
જબરાં થઇ જાય બધાં છોકરાં ! ૯

લલિત



# દેડકાં અને રાજા

એક સરોવરમાં ઘણાં દેડકાં રહેતાં હતાં. તેમને એક દિવસ એવો વિચાર આવ્યો કે આપણે સર્વે મરજી મુજબ ગમે ત્યાં ભટકીયે છીએ અને મનમાં આવે તેમ વર્તીએ છીએ, એ ઠીક નહિ, માટે આપણા માથા ઉપર કોઇ એક એવો ધણી હોવો જોઇએ કે જેની બીકથી આપણુ સર્વ મર્યાદામાં રહી શકીયે. આમ વિચાર કરી સર્વે દેડકાંએ પોતાને માટે એક રાજા મળે એવી વિષ્ણુ ભગવાનની પ્રાર્થના કરી. દેડકાંની આવી પ્રાર્થનાથી ભગવાનને હસવું આવ્યું અને "લો તમારો રાજા" એમ કહી આકાશમાંથી એક લાકડું ફેંક્યું. મોટા અવાજ સાથે લાકડું પાણી ઉપર પડયું. પાણી ઉછળ્યું તેથી દેડકાં બહુ જ બીધાં. અને કેટલોક વખત સુધી તો કોઇએ તે લાકડાં પાસે જવાની હિંમત પણ કરી નહિ પરંતુ છેવટે જણાયું કે તે તો સ્થિર છે, હાલતું ચાલતું નથી એવું જોઇને ધીમે ધીમે દેડકાં લાકડાં પાસે જવા લાગ્યાં, પાસે ગયાં, તેના ઉપર ચડી રમવા ને કૂદવા લાગ્યાં. પછી તેમના મનમાં થયું કે આ રાજામાં જીવ નથી; આવો રાજા કામનો નહિ પણ બીજો સારો અને રૂપાળો રાજા હોય તો સારૂં આમ ધારી તેઓએ ફરીથી વિષ્ણુની પ્રાર્થના કરીને પોતાની ઇચ્છા જણાવી. આ વખતે વિષ્ણુએ શાહમૃગને દેડકાંનો રાજા બનાવી મોકલ્યો, તેણે આવતાંની સાથે જ દેડકાંઓને મારીને ખાવાનો આરંભ કર્યો. દેડકાં તો ગભરાયાં. તેમનાથી નવા રાજાનો ત્રાસ સહન થયો નહિ. પણ હવે ઉપાય શો ? દર વખતે વિષ્ણુ ભગવાનને આમ તસ્દી આપવાથી તેઓ ક્રોધે ભરાય અને એક કરતાં બીજું થાય તેથી આ વખતે દેડકાંઓએ વિષ્ણુ ભગવાનને સીધી વિનતિ ન કરી પણ ગરૂડ મારફત વિષ્ણુને પોતાનું દુઃખ જણાવવા નક્કી કર્યું. દેડકાંએ ગરૂડની પ્રાર્થના કરીને કહ્યું કે "વિષ્ણુ ભગવાનને સમજાવી અમારૂં દુઃખ ટાળો અને અમને બીજો કોઇ સારો રાજા આપો, અથવા પ્રથમ જેવાં હતાં તેવાં ને તેવાં રાજા વગરનાં રાખો. અમારે રાજાની જરૂર નથી" ગરૂડે દેડકાંની અરજ પહોંચાડી, ત્યારે ભગવાને કહ્યું કે "હવે એ નહિ બને. પ્રથમ આપેલો રાજા તેમને ગમ્યો નહિ, તો હવે તેમણે તેમનાં કર્મ ભોગવવાં જ જોઇએ. આ સર્વની ઉપરા ઉપરી અરજો સાંભળવા બેસું તો મારે આ સૃષ્ટિનો વ્યવહાર ચલાવવો જ ભારે થઇ પડે" દેડકાંનું કાંઇ ન ચાલ્યું અને તેમને માથે કાયમનો શત્રુ જેવો રાજા રહ્યો. તેઓ બિચારાં હજુએ એ દુષ્ટ રાજાથી પીડાય છે. રાજા માગવા ગયાં તેનાં ફળ ભોગવે છે. પ્રભુએ તેમને તદ્દન સ્વતંત્ર રાખેલાં તે તેમને પસંદ ન પડયું લાકડા જેવો શાંત રાજા આપ્યો તો તે પણ ન ગમ્યો અને વધારે સારા રાજાના લોભમાં કાયમની સ્વતંત્રતા ગુમાવી અને ઉપર જાતાં રાજાનો જુલમ સહેવો. બિચારાં દેડકાં ! કોઇ તેને રાજાના ત્રાસથી બચાવશે ? કોઇ શું કરે ? હાથમાં કર્યાં હૈયે વાગ્યાં ! ગરીબ બિચારાં દેડકાં ! !

મૂળશંકર પ્રેમજી વ્યાસ

# હસતાં પાન ને બોલતી સોપારી

તે રોજ સવારે વહેલી ઉઠતી. ન્હાઇ ધોઇ પરવારતી અને પૂજાનો થાળ લઇ મહાદેવજીને મન્દિરે જતી. મહાદેવજીની ''જા કરતી અને મહાદેવજી પાસે વરદાન ાગતીઃ

" ઓ ભોળા શંભુ! મ્હને કોઇ ન્દર વર આપો "

સુન્દર વર વરવાના કોડ બધી જ ાળાઓને હોય છે.

ગામના નગરશેઠની તે એકની એક ાડકવાયી પુત્રી હતી. તેનું નામ મંજરી ાતું.

એક અમૃત નામનો જુવાન ગોવા-ળિયો હતો. તે પણ રોજ મહાદેવને ાન્દિરે જતો અને છૂપાઇ મંજરીને જોતો.

એક દિવસ એ મન્દિરની અંદર છૂપાઇ ગયો અને દરરોજના નિયમ પ્રમાણે ત્યાં મંજરીએ કહ્યું:

" ઓ ભોળા શંભુ! મ્હને કોઇ ુન્દર વર આપજો. "

એટલે પેલો ગોવાળિયો જાણે શંકર ોલતા હોય એમ બોલી ઉઠયો.

' ઓ બાલા, હું તારી પૂજાથી ખુશ ાયો છું. હું તને માગ્યો વર આપું છું મહીંથી દૂર જતાં તને કોઇ ગોવાળિયો ાળશે. એની સાથે સુખેથી તું લગ્ન કરજે.

મંજરીના હર્ષનો તો પાર ન રહ્યો. મહાદેવજી ખરે જ ખુશ થયા. એ તો આનંદમાં ને આનંદમાં મન્દિરમાંથી બહાર નીકળી ચાલવા લાગી.

પેલો ગોવાળિયો ચૂપકીથી મન્દિર માંથી નીકળી થોડે દૂર જઇ ઊભો.

મંજરી આવી એટલે એને જોઇ બોલ્યોઃ

"મને તો મહાદેવજીએ મોકલ્યો છે."

મંજરી સમજી ગઇ કે મહાદેવજીનો આપેલો વર તે આ જ છે. એ તો એને પોતાની સાથે ઘેર લઇ ગઇ. એના બાપને કહ્યું અને મંજરીનાં તો ધામધુમથી લગ્ન થઇ ગયાં. ગોવાળિયાભાઇનો તો આજથી ઠાઠ વધી ગયો.

શેઠે તો દીકરી જમાઇને રહેવાને માટે જુદો બંગલો આપ્યો, નોકર આપ્યા સઘળું આપ્યું.

પણ મંજરીને બાપના આપેલાથી સંતોષ થાય એમ નહતું. એ તો પોતાના પતિ જાતે કમાય અને બંને સુખમાં રહે એમ ઇચ્છતી.

એણે ગોવાળીઆભાઇને એક દિવસ કહ્યુ.

' હવે તમે કંઇ ધંધો કરો તો સારૂં. "

"અરે ! પણ હું તે શો ધંધો કરૂં ? મને તો કંઇએ આવડતું નથી."

એના આ શબ્દોથી મંજરી નિરાશ થાય એમ નહોતી. એણે તો કહ્યું: "જાવ આપણા રાજાજીની પાસે. કહો કે રાજાજી મને નોકરી આપો. રાજાજી પૂછે કે શો પગાર લેશો ? ત્યારે કહેજો કે રોજની સવાસો સોનામહોર. રાજાજી પૂછે કે કામ શું કરશો ? ત્યારે કહેજો કે તમે જે કહેશો તે. પણ જરા હિંમત રાખીને વાત કરજો."

અને અમૃતભાઇ તો રાજાજીના રાજદરબારે ગયા.

રાજાજીએ પૂછયું: "કેમ આવ્યા છો ?"

"આપને ત્યાં નોકરી કરવા."

"ઠીક. શું પગાર લેશો ?"

"રોજની સવાસો સોનામહોર."

"એટલી બધી ?"

"હા જી !"

"પણ કામ શું કરશો ?"

"સાહેબ ! આપ જે કહેશો તે."

રાજાજીએ તો એને નોકરીમાં રાખ્યો.

રોજ સાંજ પડે ને સવાસો સોનામહોર લઇ એ તો ઘેર આવે. મંજરી અને અમૃતનો આનન્દ તો માતો નથી.

શકરો નામનો રાજાનો એક હજામ હતો. એના મનમાં ખટકયા કરતું કે આ અમૃત રોજ ઊઠીને સવાસો સોનામહોર લે અને કામ તો કંઇ કરતો નથી. આપણે રાજકુટુંબના વાળંદ અને આપણને તો બાર મહિને પચાસ મહોર પણ નથી મળતી. માટે કંઇ કરામત કરવી જોઇએ જેથી અમૃતભાઇને પાણીચું મળે.

પાંચેક વરસનો રાજાજીને એક છોકરો હતો. એક દિવસ શકરો એની હજામત કરતો હતો. શકરાએ રાજકુમારને ચૂંટી ખણી એટલે એ રડયો.

રાજાજીએ પૂછયું, "અલ્યા શકરા ! ભાઇ કેમ રડે છે ?

એટલે શકરાએ જવાબ આપ્યો:

"જી હજુર ! ભાઇને તો હસતાં પાન જોઇએ છે."

"અલ્યા ! પણ શકરા ! હસતાં પાન તે વળી મળતાં હશે ?"

'તે અન્નદાતા ! કેમ ના મળે ? દુનીઆમાં મહેનત કરનારને તો બધુંય મળે."

"પણ લાવશે કોણ ?"

"બેઅદબી માફ કરજો અન્નદાતા ! પણ આ અમૃતભાઇ રોજરોજની સવાસો સોનામહોર લે છે તેને આ કામ સોંપોને !"

રાજાએ વિચાર્યું કે આ ઠીક છે. રાજાએ તો ભરદરબારમાં અમૃતને આ કામ સોંપ્યું.

અમૃતભાઈ તો ઘેર આવ્યા અને કપાળે હાથ દઇ બેઠા. ન ખાય કે ન પીયે. ન બોલે કે ચાલે.

મંજરીએ પૂછયું: " આજે કેમ કંઇ આમ ? રાજદરબારે કૈં કડવાં વેણ સંભળાવ્યાં કે ? વાત તો કરો તો કંઇ ઉપાય થાય."

એટલે અમૃત બોલ્યો. " રાજાજીએ તો હસતાં પાન લાવવાનું સોંપ્યું છે. દુનિયામાં હસતાં પાન કયાં મળતાં હશે ?"

" ઓહો ! એમાં શી મોટી વાત છે ? જુઓ હું બતાવું તેમ કરો. અહીંથી ઘણે દૂર એક મોટું જંગલ છે ત્યાં જાવ. ત્યાં એક રાક્ષસી છે. તે મારી બ્હેનપણી છે. તેને આ વીંટી આપજો અને હસતાં પાન માગજો; એટલે એ હસશે અને પાન ખરશે. તે લઇ પાછા આવજો."

" અરે ! પણ મને ખાઇ જાય તો ?"

" જરા હિમ્મત રાખો. આમ કાયર શું બનો છો ?"

અમૃત તો ઘોડા ઉપર બેસી ગયો. અમૃતને જોઇ રાક્ષસી ખાઊં ખાઊં કરતી આગળ આવી. અમૃતે દૂરથી પેલી વીંટી નાખી. રાક્ષસીએ તે લઇ લીધી. અને એણે આદર આપ્યો એણે હસતાં પાનની માગણી કરી. તે ખડખડાટ હસી અને પાન ખર્યાં. તે અમૃતે લઇ લીધાં અને ચાલતો થયો. રાજાને આપ્યાં અને રાજા ખુશ થયો.

શકરાએ જોયું કે આપણા પાસા પોબાર નથી પડયા. એટલે હવે બીજો દાવ અજમાવવો જોઇએ.

એટલે ફરી એણે બીજી વખત હજામત કરતાં રાજકુમારને ચુંટી ભરી તે રડયો. રાજાએ પૂછયું ' કુમાર કેમ રડે છે ?"

સકરાએ કહ્યું: " જી હજુર ! કુમારભાઇને તો બોલતી સોપારી જોઇએ છે "

" અલ્યા શકરા ! બોલતી સોપારી તે મળતી હશે !" રાજાજીએ સવાલ કર્યો.

" અન્નદાતા ! કેમ ના મળે ? કહો આપણા અમૃતભાઈને."

રાજાજીએ ધાર્યું કે શકરાની વાત બરોબર છે. અને તે જ દિવસે ભરદરબારમાં અમૃતને રાજાજીએ એ કામ સોંપ્યું.

અમૃત તો ઘેર આવ્યો ને કપાળે હાથ દઇ બેઠો. ન ખાય કે પીએ; ન બોલે કે ચાલે.

મંજરીએ પૂછયું: " કેમ ! આજે કંઇ રાજદરબારે કડવાં વેણ સંભળાવ્યાં છે કે ? થયું છે શું ? વાત તો કરો. ઉપાય કરીએ."

એટલે અમૃતભાઇએ તો બોલતી સોપારી લાવવાની વાત કહી.

મંજરીએ કહ્યું: ' "ઓહો ! હો !

એમાં તે શી મોટી વાત છે ? જુઓ હું બતાવું તેમ કરો. તમે જે જંગલમાંથી હસતાં પાન લાવ્યા તેની બાજુમાં બીજું એક મોટું જંગલ છે. ત્યાં એક મોટું સરોવર છે. તેને કિનારે એક મહેલ છે. ત્યાં મ્હારી બીજી એક બ્હેન પણ રહે છે. તેને આ વીંટી આપજો અને બોલતી સોપારી માટે કહેજો. એ બોલશે એટલે સોપારી પડશે તે વીણી લવજો."

"અરે! પણ તેં આવી બ્હેનપણીઓ ક્યાંથી કરી ?"

"એ તો હું મહાદેવને મન્દિરે રોજ જતી હતી ને ત્યાં એક દિવસ આ બે જણીઓ આવી હતી. હું જોઇને ગભરાઇ ગઇ એટલે મ્હને કહ્યું કે તું મહાદેવની પૂજા કરે છે તેથી અમને આનન્દ થાય છે. અમે પણ મહાદેવજીની ઉપાસિકાઓ છીએ. અમે બંને એ મહાદેવજી પાસે વરદાન માગ્યાં છે. હું હસું ત્યારે હસતાં પાન ખરે છે અને આ બીજી બ્હેન બોલે ત્યારે બોલતી સોપારી ખરે છે. સંકટના વખતે સહાય કરવા પણ કહ્યું હતું."

આ સાંભળી અમૃતભાઈ તો ખુશ ખુશ થઇ ગયા અને બોલતી સોપારી લેવા ઉપડી ગયા. એ તો જંગલમાં પેઠો. દૂરથી વીંટી ફેંકી. રાક્ષસીએ જોઇ અને એ બોલવા મંડી એટલે સોપારી ખરવા લાગી. અમૃતભાઇએ એ વીણી લીધી. પછી તો એ ખુશ ખુશ થતો રાજદરબારમાં ગયો. ત્યાં ભરસભામાં બોલતી સોપારી રજુ કરી. બધા તો આશ્ચર્ય પમ્યા.

શકરો તો ભારે મુંઝવણમાં પડી ગયો. એણે વિચાર્યું કે હવે એને એવું કામ સોંપો કે જીવતો પાછો ન જ આવે.

એ એક દિવસ રાજાજીની હજામત કરતો હતો. ત્યારે એણે વાત કાઢીઃ

રાજાજી ! રાજાજી ! તે આપણા બાપદાદા સ્વર્ગમાં સુખી હશે કે દુઃખી !"

રાજાજીએ કહ્યું: "અલ્યા, શકરા ! એ આપણે શું જાણીએ ?"

"તો કેમ અન્નદાતા ! આપણા અમૃતભાઇને મોકલોને. તે ખબર કાઢી લાવશે."

"અલ્યા ! પણ તે બને ?"

"કેમ ન બને સાહેબ ! સવાસો સોનામહોર કંઇ અમથી આપીએ છીએ?"

રાજાએ તો ભરદરબારમાં અમૃતભાઇને એ કહ્યું. દિવસ નક્કી કર્યો.

અમૃતલાલ તો ઘેર આવ્યા. કપાળે હાથ દઇને બેઠા. ન ખાય કે પીએ; ન બોલે કે ચાલે.

મંજરીએ પૂછયું: "અરે પણ થયું છે શું તે તો કહો ?"

અમૃતે કહ્યું: "હવે તો ભોગ લાગ્યા છે. કરમ ફૂટી ગયું છે. આ રાજાજીએ તો એમનાં મરેલાં બાપદાદાઓની ખબર લાવવાનું સોંપ્યું છે."

મંજરીએ કહ્યું: "ઠીક, એમાં શું ?"

"અરે ! તને તે કંઇ ભાન છે ? હું

તો મરી જ જાઉં. સ્વર્ગમાંથી તે કોઇ પાછું આવ્યું જાણ્યું છે ? એ તો લાકડાં ભેગાં થઇ જઇએ લાકડાં ભેગાં."

"અરે ! એમ ગભરાયે તે કંઇ ચાલે કે ? જુઓ હું યુક્તિ બતાવું છું. રાજાજીને કહેજો કે મારા માણસો ચિતા તૈયાર કરે."

"અરે ! પણ મને મારી નાંખવો છે ?"

"બન્યું ! પૂરૂં સાંભળો તો ખરા. જુઓ જાણે કે સુરંગ આપણા ઘરથી ચિતાની જગા સુધી ખોદાવવી. તમારે પહેલાં એમાં ઉતરી પડવાનું અને પછી આપણાં માણસો લાકડાં સીંચે અને બહાર નગારાં ઢોલ વાગે. કેમ કેવી યુક્તિ ?"

"મંજરી તારી યુક્તિ તો ગજબ છે."

પછી એણે તો રાજાજીને કહેવડાવ્યું. રાજાજીએ તે બધું કબૂલ કર્યું. છ માસ પછી ખબર લઇ આવશે એમ જણાવી દીધું. છ માસ સુધીની ખોરાકી ઘરમાં ભરી લીધી.

આજે તો ચિતાએ ચઢવાનો દિવસ છે. શકરાભાઇનો તો હરખ માતો નથી. ગામના લોકો આ જોવા ટોળે મળ્યા છે. કરેલી ગોઠવણ પ્રમાણે અમૃતના માણસોએ કામ કરવા માંડયું. અમૃત તો ગોઠવણ પ્રમાણે સુરંગ વાટે વિદાય થયો. લાકડાં સીંચાયાં ચિતા સળગી, ઢોલ નગારાં વાગ્યાં સૌ વિખરાઇ ગયા.

અમૃતને ખબર પડી ગઇ હતી કે આ બધું ઊભું કરનાર પેલો શકરો હજામ હતો. તેણે તો છ માસ સુધી ખૂબ ખાધું પીધું ને મોજ કરી. મુદત પૂરી થયે એ તો રાજ દરબારમાં હાજર થયો.

બધા તો એને જોઇને ચકિત થયા. શકરાના પેટમાં તેલ રેડાયું.

રાજાજીએ પુછયું.

"કેમ ! સ્વર્ગની કેવી ખબર છે ?

"સાહેબ સ્વર્ગની તે હું શું વાત કરૂં ? એ તો દેવલોકનું ધામ. આપના પૂર્વજો બધા જ ખુશી આનન્દમાં છે. ખાય છે, પીયે છે ને મોજ માણે છે. માત્ર એમને એક જ દુઃખ છે."

"દુઃખ છે ? શું છે ? જલદી કહો."

રાજાજીએ પૂછયું.

"આપ નામદારને હું તે જ કહી રહ્યો છું. આપના બાપદાદાઓની હજામત ખૂબ વધી ગઇ છે. એટલે એમણે કહાવ્યું છે કે આપણા કુટુમ્બના હજામને જલદીથી મોકલી આપે."

રાજાજીએ કહ્યું;

"એટલું જ ને ? ઓહો ! હો ! એમાં શું ? મોકલો ત્યારે શકરાને. એ બ્હાને એને સ્વર્ગ જોવાનો લ્હાવો તો મળશે"

શકરો તો બળું બળું થઇ ગયો. એ તો હાથનાં કર્યાં હૈયે વાગ્યાં. હવે છુટવાનો આરો નથી

શકરાભાઇને માટે તો ચંદનનાં લાકડાની ચિતા રચાઇ. શકરાભાઇને જબરજસ્તી સ્વર્ગે મોકલવામાં આવ્યા. બિચારો અદેખો શકરો બળીને ખાખ થઇ ગયો. બાલમિત્રો ! પેલી કહેવત તો તમે જાણો છો ને ? "ખાડો ખોદે તે પડે" અથવા "કરે તેવું પામે."

મૂળજીભાઇ પી. શાહ

* પ્રગટ થનાર 'બાલમન્દિર"માંથી

## કેવો ઊંચો પહાડ !

બધા જ દરિયા ભેગા થઇ જો
મોટો એવો દરિયો થાય
બધાં જ ઝાડો ભેગાં થઇ જો
મોટું એવું ઝાડ થાય

બધા કુહાડા ભેગા થઇને
મોટો જો કુહાડો થાય
બધા જ મરદો ભેગા થઇ જો
મોટો એવો મરદ થાય

મરદ પછી એ મોટો એવો
મોટો એ કુહાડો લઇ
મોટું એવું ઝાડ કાપે
ઝાડ પડે દરિયામાં જઇ..

મોટા એવા દરિયામાં એ
મોટું એવું ગબડે ઝાડ
કેવું મોટું મોજું જાગે
કેવો ઊંચો ઊછળે પહાડ !

રમણલાલ સોની

---

અંગ્રેજીને આધારે.

# ટેલીઓ

રાજારામ ! રાજારામ ! કરતો એક માણસ વહેલી પરોઢમાં અમારી શેરીમાં નીકળતો ને મારી આંખ ઉઘડી જતી. મને થતું કે આટલી કડકડતી ઠંડીમાં બૂમો પાડતું કોણ નીકળતું હશે ? બારી ઉઘાડીને જોઉં તો ' ભવાની ટેલીઓ. '

ભવાનીપ્રસાદ ઉત્તરહિંદનો રહેવાશી પણ ટેલ નાખવા માટે અમારા ગામમાં આવેલો. દીકરી પરણાવવી હોય કે બાપનું શ્રાદ્ધ કરવું હોય ત્યારે બે પાંચ વર્ષે એ અમારા ગામમાં આવતો ને ટેલ નાખતો. પાંચ સાત મહીને ગામમાં ઉઘરાણું થતું ને ભવાનીપ્રસાદને સારી એવી રકમ મળી જતી. ભવાનીપ્રસાદ ટેલીઓ હતો.

ભવાનીપ્રસાદ જાતનો બ્રાહ્મણ પણ વ્રજ તરફનો રહેવાશી એટલે કપડાં પણ એવાં પહેરે. તે બોલે પણ હિન્દુસ્થાની. નાનાં છોકરાં તો એવી બોલીમાં સમજે જ નહિ. તે એની ટોપી જોઇને હસે. પાછળથી છોકરાં તાળીઓ પાડે. ભવાનીપ્રસાદ ચોબો હતો.

ભવાની રાત દિવસ ટેલ નાખ્યા જ કરે. ઠંડી હોય ત્યારે લાંબે રાગે વહેલી સવારે ગાતો ગાતો નીકળે.

> ડગલો ડગલો થાય છે
> ને શીયાળો વહી જાય છે;
> ડગલે ડગલે પીળી પટી,
> એ ડગલો ભટે પહેર્યો નથી;
> ભટને ભાવે સુખડી
> ને ઉત્તરાયણ આવે ઢુંકડી.

ને એ રીતે ગાય એટલે લોકો એને સારી મજાની ડગલી શીવડાવી આપે. તે પણ કસોવાળી, રૂ પાથરીને સરસ બનાવરાવે. ભવાની લોકોમાં બહુ માનીતો હતો. ભવાની ભટ્ટ હતો.

બપોરે ભવાની લોટ લાવીને ટીકડ બનાવે ને તપેલીમાં દાળ ઓરે. જમવા બેસે ત્યારે વેંતભર દાળ ને મૂંઠાભર રોટી ખાય. અમને થાય કે આટલું બધું કેમ-ખૂટશે ? પણ જોતજોતામાં ખાઇ જાય ને કાંઇ વધે નહિ. ભવાની ખરેખરો પૂરબીઓ હતો.

સાંજ પડે એટલે ભવાની હવેલીમાં દર્શન કરવા જાય, ને કીર્તન ગાય. ધોળ પણ ગાય ને ભક્તોની પાસે ભાગવતની વાતો પણ કરે. વાર તહેવારે સીધાં લઇ આવે ને ખાધાખરચ બારોબાર કાઢે. લાલ પાઇનું ખરચ એને માથે ન પડે. ને જાય ત્યારે ખાસી મજાની રકમ બાંધીને ચાલ્યો જાય. ભવાની પક્કો બ્રાહ્મણ હતો.

ભવાની દિવસ આખો ટેલ નાખ્યા કરે ને મોડી રાત્રે કુંભારને ત્યાં જઈ સૂઇ રહે. એનો ઉતારો કુંભારને ઘેર. રાંધી ખાય પણ ત્યાં ને સૂએ પણ ત્યાં. પણ એને માથે ન પડે. વહેલો ઉઠીને નહાય પૂજા કરે ને પછી ટેલ નાખવા નીકળી પડે. બીક જેવું હોય ત્યારે તો રાત બધી ટેલ

નાખ્યા કરે. ચોરનેય એની બ્હીક. કદાચ એ રસ્તામાં મળી જાય તો એની ડાંગ પણ ભારે પડે એવી ચોરનેય ખાત્રી. ભવાની મજબૂત લેખો હતો.

ભવાની રાત્રે નીકળે ત્યારે બધાના નામ લઇ બૂમો મારે ને સાથે કહેતો જાય કે ' મારી ટેલ પૂરી કરજો. નહિ તો સૂવા નહિ દઉં ' પણ એમ કહીનેય ખોંખારા ખાતો જાય, ટેલ નાખતો જાય ને સહુને જાગતા રાખતો જાય. સાથો સાથ ગામની ચોકી પણ કરતો જાય. ભવાની વગર પૈસાનો ગામનો રખેવાળ–ચોકીદાર હતો.

ભવાની ટુંકું ધોતીયું પહેરે. કસોવાળી ડબલ છાતીની બંડી પહેરે ને માથે ત્રણ પૈસાની મલમલની પણ ચપોચપ થાય તેવી તસતસતી ટોપી પહેરે. ખભે દોરી લોટો ને હાથમાં લાકડી આટલો એનો સામાન. લાંબો પરિગ્રહ રાખે જ નહિ. વાસણ કુંભારના ઘરનાં ને ખાટલો ગોદડું પણ કુંભારનું જ વાપરે. ભવાનીને લાંબી છટાછટ નહિ. સાવ સાદો માણસ. એટલે કોઇની પાસે એને માગવું પડે જ નહિ. કોઇ આપે તો લે ને નહિ તો ઇશ્વર ઉપર ભરોસો રાખીને ટેલ નાખ્યા કરે. ભવાની બહુ સંતોષી હતો.

પણ એની ટેલ પૂરી થાય જ. ને એ રાજી થઇને જાય. એ ગયા પછી ફરી પાછો હમણાં આવ્યો નથી. અમે કોઇને ટેલ નાખતો દેખીએ કે તરત જ ભવાની યાદ આવે છે.

મનુભાઇ જોધાણી

---

## ટર – જ – ટર*

( કેટલાક વધુ શબ્દો )

| | | |
|---|---|---|
| બેરીસ્ટર | પ્રિન્ટર | ક્યુરેટર |
| સૉલીસીટર | પૉર્ટર | પ્રોસીક્યુટર |
| ઑડીટર | પ્રોપ્રાયટર | કંપોઝીટર |
| ઍડીટર | રીટર | |

ધૈર્યચન્દ્ર ર. બુદ્ધ

* આવા વધુ શબ્દો માટે ગયો 'બાળક અંક' જોવો. તંત્રી

# મને દે

મોર મને દે તારાં પીછાં
રંગ બેરંગી લીસાં લીસાં. ૧

કોયલ કંઠ વિષે દે આણી
મીઠી મધુરી તારી વાણી. ૨

ફૂલ મને છે એકજ આશ
મીઠી તારી દેજે વાસ. ૩

બેન અરૂણની એ ઉષા
છિપાવજે મુજ અંતર તૃષા. ૪

સંધ્યા દેવી મારે અંગ
પૂરજો ભાત ભાતના રંગ. ૫

ચાંદા મામા ખીલજો આભે
ચંદ્ર સુધા ઝીલીશ હું માથે. ૬

સૂરજ દેવ તમારા કિરણે
ઉષા તણા સોનેરી વરણે. ૭

માંડીશ તેજ તણાં રે પર્વ
ઝીલી લેજો બાળક સર્વ. ૮

સોમાભાઈ ભાવસાર

# ઝુલીકા

નાની ઝુલીકા સવારમાં વહેલી ઉઠે, તંબુના પડદા ખેંચી લે, ગરમ ધાબળાઓની ગડીઓ કરી દે, માતાને હોંસભેર પાણી ભરવા લાગે. બધાંને જમાડીને જમે અને સોયદોરો લઇને બપોરના સીવવા પણ મંડી જાય. કામગરી ઝુલીકા સહુને ગમે.

સહરાના વિશાળ રણમાં વસનાર આરબની એ દીકરી બેન આબી એના બાપનું નામ. રણમાં વસનારા આરબોની માફક બેન આબી તંબુમાં રહે. ઉંટ પાળે, ઘોડા પાળે, બકરાં પાળે અને જેમ તેમ કરી ઉદર નિર્વાહ ચલાવે.

આરબોના આ દેશ પર મેઘરાજાનો કોપ ઉતર્યો છે એટલે અહીંઆં વરસાદ ન વરસે, ઘાસ કે પાણી ન મળે. ખેતીના નામે જ મીંડું એટલે.. ફળફૂલ કે ધાન્ય પણ કયાંથી હોય? ગાય ભેંસ જેવાં પ્રાણીઓ પણ જવલ્લે જ હોય. ગમે ત્યાં ફરી ગમે તે ચરી ખાનારાં ઊંટ, બકરાં અને ગધેડાં જ અહીંઆં ઉછેરી શકાય. આવા સુકકા રણની ઝુલીકા રહેનારી છે.

બેન આબી ગઇ કાલે જ પોતાની વણઝાર લઇ ગામમાં પાછો ફર્યો હતો. એટલે ઘરનાં સઘળાં માણસો સવારથી સાંજ સુધી ખડે પગે રહ્યાં હતાં. ખરા બપોરના સહરાના તાપમાં એક ઝોકું ખાઇ લેવાની વિશ્રાન્તિ પણ એમને મળી ન હતી. એટલામાં તો સાંજ પડી. આરબ રિવાજ મુજબ બંદગી કરી આબી એકલો જમવાની તૈયારી કરતો હતો ત્યાં ઝુલીકાની નજર દૂર દૂરના રસ્તા પર પડી.

જુએ છે તો એક ઘોડેસ્વાર ઝડપથી એમના તંબુ તરફ દોડી આવે છે. જોત જોતામાં તો એ એમના આંગણે આવી ઊભો. ઘરનાં સઘળાંએ ઊભાં થઇ એનું સ્વાગત કર્યું. આવેલા પરોણાને તંબુમાં લઇ આવ્યા. સાંજ પડી હતી એટલે સઘળાં જમવા બેઠાં. ઝુલીકાએ અને એની માએ સૌને જૂદી જૂદી વાનગીઓ પીરસી. એ વાનગીઓમાં તાજું બકરીનું માંસ અને ઉંટડીનું દૂધ મુખ્ય હતાં.

જમતાં જમતાં પરોણાએ વાત કરી. કે શેખ બેન નેડી આપના એક બે દિવસમાં મેમાન થશે. શેખ બેન નેડી આસપાસનાં ગામડાંઓમાં પ્રખ્યાત હતા. એ પોતાને ઘેર પધારશે એ સમાચારથી સઘળાં રાજી રાજી થઈ ગયાં અને એમના સન્માનની તૈયારીઓ કરવા મંડી પડયાં. સૌએ એ માનવંતા મેમાનને શી શી ભેટ ધરવી તે પણ નકકી કર્યું. એકલી ઝુલીકા કશું નકકી કરી શકી નહિ. એનું વહાલું ઊંટડું જીવ્યું હોત તો તેની પણ એ ભેટ કરત. પરંતુ કમનસીબે તે પણ મરી ગયેલું. એની પાસે કશુંજ રહ્યું ન હતું એટલે એ શેખને શાની ભેટ આપે?

જમ્યા પછી ખાટલા ઢાળી આંગણે સઘળાં બેઠાં હતાં. ચાંદની પુરેપુરી ખીલી હતી. રાત્રીની શાંતિમાં વાતો એક પછી એક

નીકળ્યે જતી હતી, હું શું ભેટ ધરીશ એ પ્રશ્ન ઝુલીકાને મુંઝવી રહ્યો હતો.

રાત્રીના થોડા પહોર વહ્યા ન વહ્યા ત્યાં તો રેતી ઠંડી થઇ ગઇ. આવી ઠંડીમાં બારણે કેમ બેસાય ? બારણેથી ખાટલા લેવાયા. તંબુના પડદા નંખાયા અને સર્વે ઉંટનાં વાળના જાડા જાડા ધાબડાઓ નીચે લેપાઇ ગયાં.

મધરાત ભાગી ન ભાગી ત્યાં તો ઝુલીકા ઝબકી ઊઠી. એની એ વિચાર શ્રેણી ફરીથી ચાલુ થઇ. એને એક વાત સાંભળી આવી. એની માએ કહ્યું હતું કે સામેના ટેકરા પર એક પરીનો વાસ છે. એ પરીને બાળકો બહુ ગમે છે. એ પરીની પાસે જાઉં તો 'કેવું સારૂં'

ધાર્યું કરવાની ઝુલીકાને ટેવ હતી. એ ચુપકીથી ઊઠી, પડદામાંથી ધીમે રહી બહારની ચાંદનીમાં સરી આવી, અને રેતીના એ વિશાળ રણમાં એણે એની પગલીઓ પાડવા માંડી. કશાથી એ ડરી નહિ. જોતજોતામાં તો પેલા ટેકરા પર આવી પહોંચી. જુએ છે તો ટેકરો ખાલીખમ. એની પર કશું મળે જ નહિ. એ નિરાશ થઇ. આભમાં ચમકતા તારાઓ તરફ એણે મીટ માંડી. એની આંખમાંથી દડ દડ આંસુઓ સરવા માંડયાં

.. આ નિર્દોષ રૂદન કોને ન પીગળાવે ? દૂર દૂરથી એના તરફ એક પ્રકાશની પ્રતિમા ધસી આવતી જણાઇ. સાક્ષાત્કાર પરી ઝુલીકા પાસે આવી ખડી થઇ. એના વાંસા પર હાથ ફેરવી બોલી કે બેટા તારે શું જોઇએ ? ધીમે સાદે ઝુલીકાએ માગણી રજુ કરી, પરીએ જવાબ વાળ્યો કે શેખના તરફ આટલો પ્યાર છે એ કાંઇ ઓછું છે ? ઝુલીકાએ એટલુંજ કહ્યુ કે શેખ એ કેમ જાણી શકે ? પરી શું જવાબ આપે ? થોડી વાર ચુપ રહી એ બોલી કે સવારમાં સૂર્યના સોનેરી રંગો આકાશને છાઇ દે તે પહેલાં તું અહીંઆં આવજે. ભેટ તને મળી રહેશે. ઝુલીકાને આટલું જ જોઇતું હતું. આવી એ રસ્તેથી એ પાછી ગઇ અને પવનની મંદ મંદ લહરીઓએ પછવાડેથી એની પગલીઓ ભૂંસી નાખી.

આખીએ રાત ઝુલીકા ઊંઘી નહિ. સવારની રાહ જોતી એ પથારીમાં લપાઇ રહી. પ્હો ફાટતાં એ ઉઠી અને એકલી આશાભરી પેલી ટેકરીએ જઇ પહોંચી. ટેકરો ખાલીખમ રહ્યો ન હતો. એના પર રાતા ખજૂરનાં ઝુમખાંવાળાં ખજૂરાં ઊગી નીકળ્યાં હતાં. લીલાં લીલાં પાંદડાં પંખાકારે એ ખજૂરનાં ઊંચાં વૃક્ષો પર શોભી રહ્યાં હતાં. પહેલીજ વાર ઝુલીકાના આંસુએ સહરાની રેતીમાં ખજુર ઉગાડયાં. એનાં રાતાં ફળ એણે લીધાં. બીજે દિવસે શેખને ચરણે એ ફળોની ભેટ ધરાઇ. આવું સ્વાદિષ્ઠ ખજૂર શેખે કદી ચાખ્યું ન હતું. સારા સહરાના પ્રદેશમાં ભીનાશવાળી જગ્યાએ આજે ખજૂર ઊગે એટલુંજ નહિ પણ ખજૂર આરબોનો મુખ્ય ખોરાક થઇ પડયો છે.

વરધભાઈ પટેલ

વેરની વસુલાત

વેરની વસુલાત

વેરની વસુલાત

રેકોર્ડીંગ:— એમ. આઈ. ધરમસી



તમોએ જે પાત્રો સાથે તમારી લાગણીઓ મેળવી છે. તમે જે દુનીયા સાથે દોસ્તી સાધી છે. તમે જે વાર્તા સાથે હળી મળી ગયા છો એ બધું જ એક સાથે તમારી આંખ હેઠળ પસાર થાય એ હકીકત તમને આનંદ નથી આપતી ???

ડાયરેક્ટર:— પુરૂષોત્તમ બલામી

કેમેરામેન:— દુર્ગેદાન એ. કિરાની



જય જય ગરવી

ગુજરાત—

સવીતાદેવી (તનમન)

કુમાર (શિરીષ)
યાકુબ (રઘુભાઈ)
રમા (પદ્મા શાલીગ્રામ)
અનસારી (અનંતાનંદ)
હરીલાલ (મેહસુંખ)
જમુના (અમુજી)

ગુજરાતી સાહિત્યનું મોતી સાગરમાંથી બ્હાર આવી સારા હિંદુસ્તાનની નઝર ઝડપી લે છે.

ગુજરાતના ઘરો છોડી, નાના નાના વાડાઓ કુદાવી આ ગ્રંથ લાખોની નજર સામે જીવતો થાય છે.

....ઇમ્પીરીઅલ સીનેમામાં ટુંક સમયમાં....

નીકળ્યે જતી હતી, હું શું ભેટ ધરીશ એ પ્રશ્ન ઝુલીકાને મુંઝવી રહ્યો હતો.

રાત્રીના થોડા પહોર વહ્યા ન વહ્યા ત્યાં તો રેતી ઠંડી થઇ ગઇ. આવી ઠંડીમાં બારણે કેમ બેસાય ? બારણેથી ખાટલા લેવાયા. તંબુના પડદા નંખાયા અને સર્વે ઉંટનાં વાળના જાડા જાડા ધાબડાઓ નીચે લપાઇ ગયાં.

મધરાત ભાગી ન ભાગી ત્યાં તો ઝુલીકા ઝબકી ઊઠી. એની એ વિચાર શ્રેણી ફરીથી ચાલુ થઇ. એને એક વાત સાંભળી આવી. એની માએ કહ્યું હતું કે સામેના ટેકરા પર એક પરીનો વાસ છે. એ પરીને બાળકો બહુ ગમે છે. એ પરીની પાસે જાઉં તો કેવું સારૂં:

ધાર્યું કરવાની ઝુલીકાને ટેવ હતી. એ ચુપકીથી ઊઠી, પડદામાંથી ધીમે રહી બહારની ચાંદનીમાં સરી આવી, અને રેતીના એ વિશાળ રણમાં એણે એની પગલીઓ પાડવા માંડી. કશાથી એ ડરી નહિ. જોતજોતામાં તો પેલા ટેકરા પર આવી પહોંચી. જુએ છે તો ટેકરો ખાલીખમ. એની પર કશું મળે જ નહિ. એ નિરાશ થઇ. આભમાં ચમકતા તારાઓ તરફ એણે મીટ માંડી. એની આંખમાંથી દડ દડ આંસુઓ સરવા માંડયાં

આ નિર્દોષ રૂદન કોને ન પીગળાવે ? દૂર દૂરથી એના તરફ એક પ્રકાશની પ્રતિમા ધસી આવતી જણાઇ. સાક્ષાત્કાર પરી ઝુલીકા પાસે આવી ખડી થઇ. એના વાંસા પર હાથ ફેરવી બોલી કે બેટા તારે શું જોઇએ ? ધીમે સાદે ઝુલીકાએ માગણી રજુ કરી, પરીએ જવાબ વાળ્યો કે શેખના તરફ આટલો પ્યાર છે એ કાંઇ ઓછું છે ? ઝુલીકાએ એટલુંજ કહ્યુ કે શેખ એ કેમ જાણી શકે ? પરી શું જવાબ આપે ? થોડી વાર ચુપ રહી એ બોલી કે સવારમાં સૂર્યના સોનેરી રંગો આકાશને છાઇ દે તે પહેલાં તું અહીંઆં આવજે. ભેટ તને મળી રહેશે. ઝુલીકાને આટલું જ જોઇતું હતું. આવી એ રસ્તેથી એ પાછી ગઇ અને પવનની મંદ મંદ લહરીઓએ પછવાડેથી એની પગલીઓ ભૂંસી નાખી.

આખીએ રાત ઝુલીકા ઊંઘી નહિ. સવારની રાહ જોતી એ પથારીમાં લપાઇ રહી. પ્હો ફાટતાં એ ઉઠી અને એકલી આશાભરી પેલી ટેકરીએ જઇ પહોંચી. ટેકરો ખાલીખમ રહ્યો ન હતો. એના પર રાતા ખજૂરનાં ઝુમખાંવાળાં ખજૂરાં ઊગી નીકળ્યાં હતાં. લીલાં લીલાં પાંદડાં પંખાકારે એ ખજૂરનાં ઊંચાં વૃક્ષો પર શોભી રહ્યાં હતાં. પહેલીજ વાર ઝુલીકાના આંસુએ સહરાની રેતીમાં ખજુર ઉગાડયાં. એનાં રાતાં ફળ એણે લીધાં. બીજે દિવસે શેખને ચરણે એ ફળોની ભેટ ધરાઇ. આવું સ્વાદિષ્ઠ ખજૂર શેખે કદી, ચાખ્યું ન હતું. સારા સહરાના પ્રદેશમાં ભીનાશવાળી જગ્યાએ આજે ખજૂર ઊગે એટલુંજ નહિ પણ ખજૂર આરબોનો મુખ્ય ખોરાક થઇ પડયો છે.

વલ્લભભાઈ પટેલ

# વેરની વસુલાત

વેરની વસુલાત

વેરની વસુલાત

# વેરની વસુલાત

રેકોર્ડીંગઃ—
એમ. આઇ.
ધરમસી



તમોએ જે પાત્રો સાથે તમારી લાગણીઓ મેળવી છે. તમે જે દુનીયા સાથે દોસ્તી સાધી છે. તમે જે વાર્તા સાથે હળી મળી ગયા છો એ બધું જ એક સાથે તમારી આંખ હેઠળ પસાર થાય એ હકીકત તમને આનંદ નથી આપતી ???

ડાયરેક્ટરઃ—
સર્વોત્તમ બદામી
કેમેરામેનઃ—
ફેરેદુન એ.
ઇરાની



જય જય ગરવી

ગુજરાત—

## સવીતાદેવી

(તનમન)

ગુજરાતી સાહિત્યનું મોતી સાગરમાંથી બ્હાર આવી સારા હિંદુસ્તાનની નઝર ઝડપી લે છે.

ગુજરાતના ઘરો છોડી, નાના નાના વાડાઓ કુદાવી આ ગ્રંથ લાખોની નજર સામે જીવતો થાય છે.

કુમાર
(હીરાજી)
યાકુબ
(રઘુભાઇ)
રમા
(પદ્મા શાલીગ્રામ)
અનસારી
(અનંતાનંદ)
હરીલાલ
(મિકુંજ)
જમુના
(મનુજી)

**....ઇમ્પીરીઅલ સીનેમામાં ટુંક સમયમાં....**

વ્હાલથી છાતી સરસું ચાંપી તેને બોકી કરી. પછી તેણે રાજકુમારનો મુગટ અને હિરામાણેકનો કમરપટો કાઢી લીધાં અને પોતાના બાલકને પહેરાવ્યાં. દુઃખિત હૃદયે તેણે પોતાના બાલક તરફ એક છેલ્લી વ્હાલભરી નજર નાંખી અને ખુની લોકો ઓરડામાં દાખલ થયા તે પહેલાં રાજકુમારને લઇ બીજે દરવાજેથી નાસી ગઇ. જ્યારે પેલા ખુની લોકોએ મુગટ અને રત્નજડિત પટો પહેરેલા ધાવપુત્રને જોયો ત્યારે તેમણે માની લીધું કે આ રાજકુમાર જ હશે. તેમાંનો એક જણ આનન્દમાં આવી જઇ બોલ્યો, "ભલે, ધાવ નાસી ગઇ. તે પોતાના પુત્રને બચાવે એ તદ્દન કુદરતી છે. આપણે તો રાજકુમાર સાથે જ કામ છે ને ? એ છે એટલે બસ."

બીજા એક ક્રૂર દેખાતા માણસે રાજપુત્ર ધારી ધાવપુત્રની છાતીમાં ઉંડી કટાર ભોંકી દીધી અને તે સાથે જ નિર્દોષ બિચારા ધાવપુત્રનો પ્રાણ દેહમાંથી ઉડી ગયો.

આ રીતે તે વફાદાર દાસીએ પોતાના પ્રાણથીયે પ્રિય પુત્રનો ભોગ આપી પોતાના રાજકુમારનો અમૂલ્ય પ્રાણ બચાવ્યો. જ્યારે રાણાને આ વાતની જાણ થઇ ત્યારે તે ઘણો જ ખુશ થયો અને મોતી પ્રત્યે એને ઘણું માન ઉપજ્યું. અનેક પ્રકારનાં ઇનામો આપી મોતીનુ મન ખુશ કરવા અને તેની સ્વામીભક્તિની *કદર કરવા રાણાએ ઘણા પ્રયત્ન કર્યા; પણ* મોતીને આ બધી ચિજોની દરકાર ન હતી. તે જ રાત્રે તેણે છાતીમાં ખંજર ભોંકી આપઘાત કર્યો. મરતાં મરતાં તે બોલી "મેં મારા નાના રાણાનો પ્રાણ બચાવ્યો; હવે હું મારા બાળકને ધવડાવવા જાઉં છું."

તેના મૃત્યુથી આખા જોધપુરમાં શોક ફેલાઇ ગયો. રાણાએ તેની યાદગીરીમાં એક આરસપહાણની સમાધિ ચણાવી, જે આજે પણ તે વફાદાર ધાવની સ્વામીભક્તિની યાદ આપે છે.

સૌ. પુષ્પા ર. વકીલ.

---

[ ૧ ]

## અમે રમકડાં*

અમે રમકડાં, અમે રમકડાં, પડઘમથી ને વાનરભાઇ;<br>
ગામની ગાયો, ડાહીનો ઘોડો, બંદુકવાળો બનું સીપાઇ.<br>
સિંહ ને સસલું, મોરલો મરઘી, બબલો ને વળી બબલી બાઇ,<br>
ઘર ઘર જાશું, ઘર ઘર ફરશું, રમ્મત ગમ્મત નવી નવાઇ.

મજા મજા છે એવી મજા છે કેવી મજા કે વાત નહીં,
ધીંગમ ધીંગા કૂદમ કૂદા, આજ દિવસ કે રાત નહિ.
ખાશું પીશું મજા કરીશું અમને કાંઇ પંચાત નહીં,
બાળક સાથે દોસ્તી બાંધી આકાશે નિત ઉડશું કયહીં.

ચંદ્રવદન મહેતા

[ ૨ ]

## ઊડયા કરૂં

પે....લા પેલા પંખીને જોઇ મને થાય,
એના જેવી જો પાંખ મળી જાય,
તો આભલે ઊડયા કરૂં—
બસ ઊડયા કરૂં.
ઘડીઆળમાં દસ વાગે,
ટન ટન ટન ટન ટન
ટન ટન ટન ટન ટન
બા મને ખોળવા લાગે,
બચુ કયાં ? બચુ કયાં ? બચુ કયાં ?
હું તો આભલે ઊડયા કરૂં,
ઉંચે ઉંચે ઊડયા કરૂં.
પેલા ડુંગરાની ટોચે, મારી પાંખ જઇને પહોંચે
બા ઢીંગલી જેવા,
બાપા ઢીંગલા જેવા,
નાનાં નાનાં નાનાં નાનાં
જોઉં હું તો છાના માનાં
આભલે ઊડયા કરૂં;
ઉંચે ઉંચે ઊડયા કરૂં. પેલા૦

પિનાકિન ત્રિવેદી

* મુંબઇની ન્યુ ઇરા સ્કૂલના વાર્ષિકોત્સવ સમયે ભજવાયેલા નાટકમાંથી આ બે ગીત અહીં લીધાં છે. નાટક જોનાર દરેક બાળકની જીભને ટેરવે એ રમી રહ્યાં છે એટલું જ નહિ પણ બાળકોએ ઘરેઘરને ‘ ઑપેરા હાઉસ ’ બનાવી દીધું છે.

# જુઓ અને જાણો

## જીંદગી આવી છે!

એવી ગણતરી થઇ છે કે દુનિયામાં દર મીનીટે ૬૮ જણા મરે છે, એક દિવસમાં બધા મળી ૯૭,૯૨૦ જણા મરે છે, અને એક વર્ષમાં [illegible] જણા કુલ મરે છે.

*

## નવાઈ જેવો સરવાળો

```
  ૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭ ૮ ૯
  ૯ ૮ ૭ ૬ ૫ ૪ ૩ ૨ ૧
  ૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭ ૮ ૯
  ૯ ૮ ૭ ૬ ૫ ૪ ૩ ૨ ૧
               વત્તા ૨
 ૨ ૨ ૨ ૨ ૨ ૨ ૨ ૨ ૨ ૨
```

*

## ઐતિહાસિક ગપ્પું

કહે છે કે રોમનો રાજા નીરો એટલો બધો દુષ્ટ અને ઘાતકી હતો કે જ્યારે રોમને આગ લાગી ને આખું શહેર ભડભડાટ બળવા લાગ્યું ત્યારે નીરો મહેલમાં બેઠો બેઠો સારંગી ( ફીડલ ) વગાડતો હતો. પણ આ વાત એક મોટું ગપ્પું છે. પહેલી વાત તો એ છે કે રાજા નીરો આજથી આશરે બે હજાર વર્ષ ઉપર થઇ ગયો તે વેળા 'ફીડલ' નામના વાજીંત્રની શોધ થઇ જ ન હતી. અને કદાચ એણે બીજું કોઇ વાજીંત્ર વગાડયું હોવું જોઇએ એવી કોઈ દલીલ કરે તો એ વાત પણ ખોટી છે; કારણ રોમને આગ લાગી તે વેળા નીરો રોમથી ૫૦ માઇલ દૂર આવેલા ઍન્ટિયમ નામના શહેરમાં એના મહેલમાં રહેતો હતો. તે વેળા આગગાડી જેવાં સાધન ન હતાં, એટલે રોમ સળગીને આખું શહેર રાખોડી થઇ ગયું તે પછી જ નીરો રોમમાં પાછો ફર્યો હતો.

આવું જ એક બીજું ઐતિહાસિક ગપ્પું કલીયોપેત્રાના રૂપ સંબંધમાં છે. કલીયોપેત્રા મીસરની રાણી હતી અને તે જગતની સૌથી સુંદર સ્ત્રીઓમાંની એક હતી એમ ગણાય છે. પરન્તુ છેલ્લી શોધખોળ ઉપરથી જણાવ્યું છે કે એ કાળી હતી ને

કહે છે એવી રૂપાળી ન હતી. વળી જ્યારે રોમનો વિજેતા સરદાર માર્ક એન્ટનીનો એની સાથે મેળાપ થયો તે વેળા એન્ટનીની ઉંમર ૯૦ વર્ષની હતી અને ક્લીયોપેટ્રાની ઉંમર ૪૬ વર્ષની હતી!

એક ત્રીજા ગપ્પાની વાત. બંગાળના નવાબ સીરાજ–ઉદ્–દૌલાએ એક નાની કોટડીમાં અંગ્રેજોને પૂર્યા અને અનેક જણા ગુંગળાઈને મરી ગયા એવી વાત તમે હિંદના લગભગ દરેક શાળોપયોગી ઇતિહાસમાં વાંચી હશે. હાલ થયેલી શોધ ઉપરથી સાબીત થયું છે કે એ આખી વાત–કલકત્તાની કાળી કોટડીનો કીસ્સો–બિલકુલ ગલત વાત છે, અને એને માટે એકકે સાચો ઐતિહાસિક પુરાવો નથી.

*

## આ ગુણાકાર જોયો ?

૧૨૩૪૫૬૭૮૯ × ૯+૧૦=૧૧૧૧૧૧૧૧૧૧

૧૨૩૪૫૬૭૮૯ × ૧૮+૨૦=૨૨૨૨૨૨૨૨૨૨

૧૨૩૪૫૬૭૮૯ × ૨૭+૩૦=૩૩૩૩૩૩૩૩૩૩

*

## અજબ બાળક

અમેરિકાના હાર્વર્ડ યુનીવર્સીટીના પ્રોફેસર ડૉ. બોરિસ સિડિસને એક છોકરો હતો. એનું નામ હતું સીડીસ.

સીડીસ માત્ર છ મહિનાની ઉંમરનો હતો ત્યારે એને અંગ્રેજી મૂળાક્ષરો મોંએ આવડતા હતા. બે વર્ષની ઉંમરનો થયો ત્યાર લગીમાં તો એને લખતાં ને વાંચતાં આવડી ગયું. ૧૧ વર્ષની ઉંમરે એણે હાર્વર્ડની શાળામાં મેટ્રિકની પરીક્ષા પસાર કરી; અને ગણિતના અઘરા પ્રશ્નોની ચર્ચામાં કોલેજના પ્રોફેસરોની સાથે ભાગ લઈ એમને છક્ક કરી મૂક્યા.

*

## વિચિત્ર સંજોગો

આયર્લાન્ડના કોર્ક શહેર નજીકના ફુકહુવન નામના ગામમાં પેટ્રીક નામનો માણસ અને ઇલીનોર બ્રેડી નામની સ્ત્રી રહેતાં હતાં. એ બંને જણાનો જન્મ સન ૧૭૯૬ માં એક જ ઘરમાં થયો હતો. બંનેનો જન્મ એક જ દિવસે થયો હતો. એ

બંને એમનો જન્મ થયો એ જ વારે પરણ્યાં. બંને ૯૬ વર્ષનાં થયાં ત્યારે જે દિવસે જન્મ્યાં અને પરણ્યાં હતાં તે જ વારે માંદાં પડ્યાં, અને તે જ વારે મરણ પામ્યાં. એ બંને ૯૬ વર્ષની ઉંમરે મરી ગયાં–અને એમનાં બાળબચ્ચાં ને વારસોની સંખ્યા પણ ૯૬ હતી !"

*

## ટાઢ ?—તાપ ?—આ વાંચો

રશિયાના તાબાના સાઇબીરીયાના મુલકમાં જેક નામનું શહેર છે. સન ૧૯૨૮ ની સાલમાં ત્યાં એટલી બધી ઠંડી પડી કે થર્મોમીટરમાં પારો શૂન્યથી પણ ૧૫૪.૪ જેટલો નીચો ગયો. આ ઠંડી કેટલી ગજબ કરનારી હશે એની કલ્પના કરી લો. આપણે ત્યાં આ વર્ષે આશરે ૩૨ થી ૩૫ ડીગ્રી જેટલી ઠંડી હીમ પડ્યું ત્યારે પડી, અને દેશમાં હાહાકાર થઇ ગયો.. તો આ તો ઠેઠ શૂન્યથી પણ નીચે ખાસ્સી ૧૫૪ અંશ ( ડગ્રી ) ઓછી !

નવાઈની વાત એ છે કે એ જ વર્ષમાં ત્યાં ઉનાળામાં પારો ઉંચે ચડયો તે ૧૦૨.૨ અંશ (ડીગ્રી) જેટલો શૂન્યથી ઉંચે ચડયો ! આપણે ત્યાં ઉનાળામાં ૧૧૦ થી ૧૧૩ અંશ ગરમી પડે છે, એટલે આપણાથી માત્ર ૧૦ થી ૧૧ અંશ ઓછી ગરમી ! એટલે કે એ મુલકમાં હવામાનમાં :૨૫૬.૬ અંશ જેટલો જંગી ઋતુનો ફેરફાર ત્યાંના રહેવાસીઓને એક વર્ષમાં વેઠવો પડ્યો.

ઉપર વાત કરી કે આપણા દેશમાં ગુજરાતમાં ૧૧૦ થી ૧૧૩ અંશ જેટલો તાપ ઉનાળામાં પડે છે. બેએક વર્ષ ઉપર ૧૧૬ અંશ જેટલો આકરો તાપ પણ પડેલો ને આપણે બધા ગભરાઈ ઊઠેલા. જેકોબાબાદ, કવેટા, વગેરે ખૂબ ગરમ મુલકમાં એનાથી પણ વધુ ૪ થી ૬ અંશ જેટલી ગરમી કોઇ કોઈ વાર પડે છે. પરન્તુ ઉત્તર આફ્રિકામાં ટુરેગ્સ ( Tonaregs ) નામના સ્થળમાં સન ૧૯૨૭ માં ૧૫૮.૮ જેટલી આકરી ગરમી પડી હતી. એ ઉનાળો કેવો વસમો હશે એનો તમે જ વિચાર કરી લો.

રમણલાલ નાનાલાલ શાહ

# ફૂલવાડીનાં ફૂલડાં

ાલો ચાલો સઉ બાળ, ચાલો ચાલો સઉ બાળ;
ફૂલડાં વીણવાને ફૂલવાડીમાં. ૧

ડાં ફૂલડાં દેખાય, રૂડાં ફૂલડાં દેખાય;
રંગે રંગેલી ફૂલવાડીમાં. ૨

ીઠી ફોરમ ફેલાય, મીઠી ફોરમ ફેલાય;
ફોરમ ફાલી ફૂલવાડીમાં. ૩

ંલ ફૂલડે દોરાય, દિલ ફૂલડે દોરાય;
સાચાં સૌન્દર્ય ફૂલવાડીમાં. ૪

ુદાં ફરતાં દેખાય, કુદાં ફરતાં દેખાય;
રંગબેરંગી ફૂલવાડીમાં ૫

ંવા ક્યારા સોહાય! કેવા ક્યારા સોહાય!
રૂડા મઝાના ફૂલવાડીમાં. ૬

ાલ દિલડાં લોભાય, બાલ દિલડાં લોભાય;
ફૂલડાં લેવાને ફૂલવાડીમાં. ૭

ઊમિયાશંકર ઠાકર

આ તો કોઇ દેવનું બાળક છે. જન્મ સાથે મળેલું આ કવચ અને આ કુંડળ તો કોઇ રાજવીને હોય !" રાધા ખુબ ખુબ મલકાઇ.

"ત્યારે એનું નામ વસુષેણ રાખનું ?" અધિરથે પૂછયું.

રાધાએ હકારભર્યું ડોકું નમાવ્યું.

૩

પાંડવ કૌરવોની પરીક્ષાનો દિવસ હતો. નગર બહાર મોટો સમિયાણો રચ્યો હતો. પુરલોક ટોળે મળ્યાં હતાં.

એક પછી એક કુમારે શસ્ત્રપ્રયોગો કરી બતાવ્યાં. ભીમ અને દુર્યોધનનું ગદાયુદ્ધ વખણાયું. અર્જુનના બાણના ટંકારે સભામાં "વાહ વાહ" પોકારાઇ.

ત્યાં તો કોણ જાણે કેમ પણ સભાના એક ખુણામાંથી એક બાળક ઊઠયો. ધીર ગંભીર ચાલે તે મંડપ નીચે પહોંચ્યો ને આખી ય સભા સાંભળે તેમ તે બોલી ઊઠયો, "અર્જુને બતાવેલા આ બધા ય પ્રયોગો તો હું કરી બતાવું છું, પણ વધારામાં અર્જુન સાથે સામનો પણ હું માગું છું ! ગુરુદેવ, આજ્ઞા આપો."

આખી સભા એને જોઇ રહી. મંત્રમુગ્ધ બની હોય તેમ ઘડીક વાર તે શાંત બની ગઇ !

"તારું કુળ તો જણાવ !" એક જણે પ્રશ્ન પૂછયો.

ત્યાં તો અધિરથે મંડપમાં પ્રવેશ કર્યો. બાળકને ખભે હાથ મૂકી એણે એને બહાર લઇ જવા માંડયો.

"અરે ! આ તો સૂતપૂત્ર ! આ તો અધિરથનો દીકરો ! આ તો દાસી પૂત્ર !" સભામાંથી સંભળાયું.

"રથ હાંક રથ ! તારા હાથમાં તો ચાબૂક શોભે ! અર્જુનનો સામનો તારાથી નહિ થાય !" ભીમ પોકારી ઊઠયો.

"વિદ્યામાં આ ઉચ્ચનીચના ભેદભાવ શા ?" દુર્યોધને સાચું કહ્યું, "અને કુમાર સામે કુમાર જોઇતો હોય તો એને હું અંગદેશનો રાજા બનાવું છું !"

આખી સભામાં ઘોંઘાટ ફેલાયો. પુરજનોએ પોતપોતાને ફાવતું બોલવા માંડયું.

અધિરથ અને રાધાએ ગર્વથી નાક ફુલાવ્યાં. કુંતાનું હૈયું વલોવાયું ને મૂર્છા ખાઇ એ નીચે પડયાં !

૪

"બેટા, એકવીસ એકવીસ વાર આ પૃથ્વી નક્ષત્રી કરી છતાં આ ફણગા તો ફૂટયા ! જીવનને છેલ્લે આરે બેસી હું શાંતિ શોધતો હતો પણ મારા અંતરમાં ઊંડા ઊંડા વસવસો રહી ગયો હતો, ત્યાં તો તું આવી પહોંચ્યો ને એક વાર હું વધુ સબળ બની ગયો. સ્વપ્નોને સિદ્ધ કરનાર એક તું મને મારો વારસ મળ્યો. અને તે દહાડાથી આજસુધી હૈયું નીચોવી નીચોવી મેં તને વિદ્યા દીધી. બેટા, આવતી કાલે તો તું જવાનો છે. પેટના દીકરાની જેમ મેં તને અહીં પાળ્યો છે, પોષ્યો છે,

એટલે મારું કામ આગળ ધપાવી મારા સળગતા હૈયાને શાંતિ આપજે, બેટા ! " આજ કેટલેય વરસે પરશુરામ અંતરની વરાળ કાઢતા બેઠા હતા.

" ગુરુદેવ ! શું વેરની જ્વાળાઓ આટલી બધી ભૂખાવળી હશે ?" શિષ્ય બોલ્યો, " પણ કંઇ નહિ, બાપુ, આપ જરા વિશ્રાંતિ લો. આપનું મન શાંતિ શોધે છે ને ? "

" બેટા, શાંતિ ? શાંતિ તો તું આપે ત્યારે ! " બોલી પરશુરામ શિષ્યના ખોળામાં માથું મૂકીને સૂતા. એમના અશાંત મનને નિદ્રાએ ઘેરી લીધું ને આંખો જરા મીંચાઇ. પણ ત્યાં તો થોડી વારે એમનું શરીર ઉન્હા લોહીમાં ભિંજાયું ને સફાળા એ બેઠા થયા !

ગુરુ ઊંઘતા હતા તે વખતે એક ભમરો શિષ્યની જાંઘે વળગ્યો. ગુરુદેવ જાગી ઉઠશે, એ બીકે એણે એ ન ઉડાડયો અને ભમરાએ એની જાંઘ આરપાર વીંધી નાખી ! જાંઘમાંથી લોહીનો પ્રવાહ નીકળ્યો ને ગુરુની પીઠ નીચે રહી વહેવા લાગ્યો.

" ન હોય આ બ્રાહ્મણનો દીકરો ! " ગુરુ વિચારમાં પડી ગયા, ' હું છેતરાયો ! હું છેતરાયો ! એ સમસમી ઉઠયા. " સાચું બોલજે, તું કોનો દિકરો ? તારું કુળ કયું ? તારું ગોત્ર કયું ? " એમણે પૂછવા માંડયું.

" સાચું કહું ગુરુદેવ ! હસ્તિનાપુરના સારથી અધિરથનો હું દિકરો વસુષેણ. રાધા મારી જનેતા. "

" અરેરે ! ત્યારે મારાં સ્વપ્નોની સૃષ્ટિ શું સાચે જ આજે ભાંગી પડી ? " ગુરુએ પસ્તાવો કરવા માંડયો, " વસુષેણ, જા, તને-મારા માની લીધેલા સગા દીકરાને બાળી નાખવાની આજે મારી હિંમત નથી રહી ! ચાલ્યો જા, બેટા, બીજું તો કંઇએ હું કરતો નથી પણ અણીને અવસરે મારી દીધેલી વિદ્યા તારી અંદરથી સરી પડશે !"

પરશુરામની વિદ્યા હાથ કરી વસુષેણ ઘેર પહોંચી ગયો.

૫

અને પછી તો એ કૌરવરાજ દુર્યોધનનો જમણો હાથ બન્યો. એના પિતા સૂર્યદેવે એને જન્મથી જ દીધેલાં કવચ ને કુંડળ ઇંદ્રરાજાને દાનમાં લઇ પોતે દાનેશ્વરી કર્ણ કહેવાયો. છેલ્લે છેલ્લે-મહાભારતના યુદ્ધની આગલી રાતે એણે પોતાની સાચી જનેતા કુંતીને પણ ઓળખી લીધી. તે દહાડે ફરી એકવાર બાળક બની પોતાની સાચી જનેતાનો ખોળો ખૂંદવાનું એણે મન થયું પણ દુર્યોધનની મૈત્રીએ એને આમ કરતાં અટકાવ્યો. મહાભારના યુદ્ધમાં બે દિવસ કૌરવ સેનાનો સેનાપતિ પણ એ બન્યો.

યુદ્ધના સત્તરમા દિવસની સાંજ હતી. કુરુક્ષેત્રના મેદાનમાં કર્ણ પડયો હતો.

જીવનના છેલ્લા શ્વાસ એ ખેંચી રહ્યો હતો.

ત્યાં તો દૂરથી એને સાંભળ્યું, "હે કર્ણ; હે દનેશ્વરી કર્ણ !" એ અવાજે કર્ણ ઝબકી ઊઠયો. અવાજની દિશામાં એણે કાન માંડયા ને હળવે રહી પોકાર કર્યો, "આમ આવજો, ભાઇ ! આ અહીં હું પડયો છું."

ચીંથરેહાલ દશામાં એક બ્રાહ્મણ આવ્યો ને કર્ણની પાસે દાનની યાચના કરવા માંડી. એની દીકરીને કન્યાદાન દેવાનું હતું; એના દીકરાને જનોઇ દેવાનું હતું.

ઘડીકવાર તો કર્ણ 'શું આપવું ?' એ વિચારે મુંઝાઇ ગયો. એના આખાય જીવન ભરમાં કોઇ પણ બ્રાહ્મણ એને બારણેથી ખાલી હાથે પાછો નહોતો વળ્યો તે આજે, એના જીવનની છેલ્લી ઘડીએ ખાલી હાથે પાછો વળશે, એ વિચારે એ કમકમી ઊઠયો. પણ ત્યાં તો એને પોતાના દાંતે સોનું મઢયું છે તે યાદ આવ્યું અને એ હરખાઇ ગયો, "ભાઇ, પેલો પથ્થર આપશો ? આપને મારા દાંતે મઢેલું સોનું હું કાઢી દઉં છું." કર્ણે બ્રાહ્મણને કહ્યું.

"રાજા, એમાં દાન શાનું ? એ તો મારી મહેનતનો બદલો." બ્રાહ્મણે જવાબ દીધો.

ગબડતો ગબડતો કર્ણ પથ્થર પાસે ગયો અને તરત જ એનાથી પોતાના દાંત તોડી નાખ્યા. દાંતે મઢેલું સોનું કાઢી એણે પેલા બ્રાહ્મણને આપવા માંડયું.

"એઠું દાન, હું બ્રાહ્મણનો દીકરો શી રીતે સ્વીકારું ?"

કર્ણ ફરીવાર ગબડતો ગબડતો પોતાના રથ પાસે જઇ પહોંચ્યો. ત્યાં પડેલાં પોતાનાં ધનુષ્ય બાણ હાથમાં લીધાં. હળવે રહી એણે પણછ ચડાવી ટંકાર કર્યો ને એક તીર પાતાળમાં ફેંકયું ને તેમાંથી પાતાળગંગાનાં નીર કાઢયાં. તેનાથી સોનું ધોઇ એણે બ્રાહ્મણને દીધું.

બ્રાહ્મણે દાન લઇ કર્ણને આશિર્વાદ દીધા. કર્ણ કૃતાર્થ થયો.

મુસાફિર—

# કોયલ

નાનકડી એક છોકરી હતી. તેનું નામ
ન્ત. તેની સંભાર લેનાર કોઇ નહોતું.
l મા તો એ એકદમ નાની હતી
રની મરી ગઇ હતી. અને એના
પ છોકરીની ' નવી બા 'ની હોંશ પૂરી
કવામાં છોકરીને ભૂલી જ ગયા હતા.
ારામાં વળી એ બિચારીને એવો રોગ
યો હતો કે ઉઠાય જ નહિ. કોઇ વાર
તેની માને યાદ કરી છાનું છાનું રડતી.
ારાયે જગતમાં તેના દુઃખમાં ભાગ
નારૂં હોય તો એક કોયલ હતી.

આ કોયલ, વસન્તની બાએ પોતાની યાદગીરીની નિશાની તરીકે પાળી હતી. બાપને અને નવી બાને તો એ બહુ દુઃખ દેનારી થઇ પડી. પણ વસન્તે જીદ કરીને રાખી હતી. નોકર તેને નવડાવતો અને ખવડાવતો; તેને નવડાવવાનું ને ખવડાવવાનું કોયલને બહુયે મન થતું પણ બિચારી લાચાર હતી.

સારોય દિવસ વસન્ત ઓટલે ખુરશી પ. બેસી રહેતી, ને કોયલના મીઠા ટહુકારાનું અમૃત પીયાજ કરતી. કદાચ વસન્ત દુઃખથી રડતી તો કોયલ ઘણુંજ વ્હાલસોયું ટહુકતી. વર્ષો પહેલાં પોતાને રડતી છાની રાખવા બા મીઠાં મધુરાં લાડ કરતી તે લાડના સૂર, વસન્તને આ ટહુકામાં સંભળાતા. કોઇક વેળા કોયલ આનન્દમાં આવી જઇને ટૂહુ ટૂહુ કરતી આથી વસન્ત કોઇવાર ઉભરો આવતાં બોલી ઉઠતીઃ—

મારી વ્હાલી કોયલ !
મારી મીઠી કોયલ !
ભૂત ભણકાર દેતી કોયલ,
માના અવાજ દેતી કોયલ,
મારી મીઠી કોયલ !
મારી વ્હાલી કોયલ !

ત્યાર પછી તો એનો રોગ મટી ગયો, ને હવે તો તે હાલી ચાલી શકતી. હવે તો પોતે જ કોયલને ખવડાવતી. ને નવડાવતી. આમાં એને ખૂબ મોજ પડતી

એક દિવસ કોયલ જરા પણ ટહૂકી નહિ, ને કોણ જાણે કેમ બેસી જ રહી. વસન્ત આથી બહુ દુઃખી થઇ તેણે કોયલને બહુ યે બોલાવી પણ તે તે જરા પણ ટહૂકી જ નહિ.

બીજે દિવસે વસન્તે ખવડાવવા પાંજ રાનું બારણું ઉઘાડયું. તરત પાંખોન ફડફડાટ થયો. કોયલ ઉંચે ઉંચે ઉડી ગઇ વસન્ત એકદમ ગભરાઇ ગઇ. તે આમતે બ્હાવરી બની જોવા લાગી, પણ કોય તો ઉડી ગઇ હતી.

વસન્તે તે દિવસે રડયા જ કર્યું બધાએ એને છાની રાખવા બહુ મહેન કરી પણ તે કેમે કરી શાન્ત રહી ન તેને આજે બધુ ખાલી ખાલી જ લાગ

પછી તે ઉઠી. ઘરમાંથી બહાર નીકળી. તેણે તેની કોયલ—વ્હાલી કોયલને લાવ્યા વિના ઘેર નહિ આવવાનું નક્કી કર્યું હતું.

જે તરફ કોયલ ગઇ હતી તે તરફ તે જવા લાગી. તે દૂર દૂર ચાલી જતી હતી. મનમાં રડતી અને પેલું ગીત ગાતી.

પણ ત્યાં તો વચ્ચે નદી આવી. તરતાં તો એને નો'તું આવડતું ! પાસે હોડીવાળાનું ઝુંપડું હતું. હોડીવાળો કંઇ ગીત લલકારતો હતો. તેની પાસે તે ગઇ, ને હોડી ચલાવવાનું કહ્યું. આવડી છોકરીને એકલી જોઇને હોડીવાળાને બહુ જ નવાઇ લાગી. હોડીવાળે હોડી ચલાવી. સામે પાર આવ્યા. હોડીવાળાએ કંઇ પૈસા લીધા નહિ ! વસન્તે આગળ ચાલવા માંડયું.

થોડે દૂર ગઇ હશે ને એક ડુંગર આવ્યો: હમણાં થોડા જ વખત પર વરસાદના દહાડા ગયા હતા. એટલે બધાં ઝાડ લીલાંછમ દેખાતાં. સૂરજનો પ્રકાશ પાંદડાં ઉપર પડતો ને તે ચળકતાં. જુદી જુદી જાતનાં પક્ષીઓનો અવાજ ઘણો જ સરસ લાગતો.

આવી સુન્દર જગા, એને તો બહુ ગમી. પણ તેની કોયલ વિના તેને બધું સૂનું સૂનું લાગ્યું. એ, એની બા અને એની કોયલ. એ બધાં આ ડુંગર પર રહેતાં હોય તો કેવું સારૂં ?

પણ, એટલામાં એક ઝીણી ચીસ સંભળાઇ. ચીસ જે તરફથી આવી ત્યાં તે દોડી ગઇ. ત્યાં તેણે શું જોયું ?

એક કોયલ તરફડતી પડી હતી. તેની પાંખમાં સડસડાટ કરતું એક તીર પેસી ગયું હતું. વસન્તે વાંકા વળીને જોયું; કોયલે ઉંચું જોયું; ચારે આંખો મળી. વસન્ત ચોંકી, આ તો એની જ કોયલ હતી.

" ઓ મારી કોયલ ' ! વસન્ત એકદમ બેસી ગઇ. બન્નેનાં મોઢાં દયામણ હતાં. કોયલને મારનાર શિકારી ત્યાં દોડી આવ્યો. તેની આંખમાં પણ આંસુ હતાં.

" મારી વ્હાલી કોયલ !
મારી મીઠી કોયલ ! "

આવું દયામણું ગીત કેટલીયે વાર ડુંગરના પત્થરો સાથે અથડાયું, ને ગાનારે જ પાછું સાંભળ્યું. એવાં ગીતને આપણી દુનિયામાં જગા નથી લાગતી.

વસન્તને કે કોયલને ફરીથી કોઇએ જોયાં નથી.

પ્રસન્ન વકીલ

---

# થોમસ બાટા ( યુરોપનો મોચી )

થોમસ બાટાને તો અત્યારે બધા ઓળખતા હશે. મધ્ય યુરોપના સૌથી છ સારા માણસ ગણવાનું કહો, તો તેમાં બાટાનું નામ જરૂર આવે. તે ઝલીનનો મોચી તેનો બાપ બુટપાલીસનો ધંધો કરતો. અને બાટાએ પણ મોરેવીઆના સંસ્થાનમાં આવેલા ઝલીન ગામમાં મોચીનો ધંધો શરૂ કર્યો.

અત્યારે કોઇપણ ભાગમાં બુટ કે સ્લીપર ખરીદશો તો બાટાનું નામ નજરે પડશે.

તેને યુરોપનો હેન્રી ફોર્ડ ' કહેવામાં આવે છે.

અત્યારે બાટાની ફેકટરીમાં ૨૦,૦૦૦ માણસો કામ કરે છે. ઝલીનનું ગામ બાટામય થઇ ગયું છે. પ્રેગમાં તમો મોટરમાંથી નીચે ઉતરો કે દરેકના મોંહા-માંથી બાટાનું નામ સંભળાશે. મોરેવીઆનો એ તાજ વગરનો રાજા ગણાય છે.

જેવી રીતે અમેરિકામાં વેપાર રોજ-ગારમાં હેન્રી ફોર્ડ આગળ પડતો છે, તેમ યુરોપમાં બાટા છે. બાટાને સ્વદેશ કે પરદેશ જેવું કાંઇ નથી. તે આખી દુનિયાને એક ગણે છે. તેને જાત કે નાત, ઉંચાપણું કે નીચાપણું એમ કાંઇ નથી. તેની પાસે દશ એરોપ્લેઇન છે જેમાં પોતે અગર પોતાની ફેકટરીના અમલદારો, દેશ પરદેશ પોતાના માલનાં વેચાણની દેખરેખ રાખવા જાય છે. દલાલોને આગળથી ખબર આપતા નથી. બાટા એક દિવસ પોલાંડ હોય તો બીજે દિવસે સ્વીટ્ઝરલેંડ ગયો હોય.

બાટાને પાસપોર્ટની તકલીફ પડતી નથી. છતાં પણ એકવાર પોતે પાસપોર્ટ ભૂલી ગયેલ તેથી સરહદપર તેને રોકવામાં આવ્યો; અને જ્યારે તેનો માણસ એરોપ્લેઇનમાં જઇ ઘેરથી પાસપોર્ટ લાવ્યો, ત્યારે જ ત્યાંથી આગળ વધવા દેવામાં આવ્યો.

બાટાનો દિકરો તેની જ ફેકટરીમાં એક સાધારણ મજુર તરીકે કામ કરે છે. તેનામાં તથા બીજા મજુરમાં કાંઇ ભેદભાવ નથી.

બાટાના દિકરાને અંગ્રેજી બોલતાં સારૂં આવડે છે. તે એક સત્તર વર્ષનો દેખાવડો જુવાન છે. બે વર્ષ હેમસ્ટેડ ( હરફોર્ટ શાયર ) માં અભ્યાસ કર્યો છે. તેને ફુટબોલની રમત બહુ ગમે છે. અને યુરોપના રાજ્ય મામલામાં સારો રસ લે છે. તેણે ઇંગ્લાડમાં એરોપ્લેઇના પાઇલટની પરીક્ષા હમણાં જ પસાર કરી છે. બાટાએ ( થોમસ ) એમ માન્યું કે તેને ધંધા માટે ઉડતાં આવડવાની જરૂર છે, એટલે તેના પુત્રને આવડી નાની ઉંમરમાં ઉડતાં શીખવ્યું છે.

તેની ફેક્ટરીમાં વગ જેવી કાંઇ ચીજ જ નથી. જેને સરસ કામ આવડે તેને વધારે પગાર મળે છે. અને સાધારણ મજુર પણ મેનેજરની જગ્યા પર આવી શકે છે.

લોર્ડ નોર્થ–કલીફની માફક બાટા પણ પાંચ દિવસનાં અઠવાડિયામાં માને છે. અને તેની ફેક્ટરીમાં દરરોજ નવ કલાક કામ ચાલે છે. બે દિવસ રજા રાખવામાં આવે છે. સવારના સાતથી બાર સુધી અને એકથી પાંચ સુધી કામ ચાલે છે.

બાટા પોતે અને અમુક અમલદારો શનિવારે પણ કામ કરે છે. ૧૫૦ જુદાં જુદાં ખાતાંના અમલદારો તે દિવસે (શનિવારે) મીટીંગ ભરે છે. (પાર્લામેંટની માફક) અને ગયા અઠવાડિયાનું કામ તથા આવતા અઠવાડિયાના કાર્યક્રમ વિષે વાતચીત ચલાવે છે.

પોતે પણ ઘણીવાર ફેક્ટરીમાં કામ કરવા મંડી જાય છે. અને જુદાં જુદાં કામ જાતે જ તપાસે છે. જે કામ પોતાને આવડતું ન હોય અગર થઇ શકે એમ ન હોય એવું કામ કરવા કોઇ દિવસ તે કોઇ મજુરને કહેતો નથી.

લડાઇ પહેલાં બાટાએ થોડાં વર્ષ અમેરીકામાં ગાળ્યાં હતાં અને ત્યાં જથ્થાબંધ માલ (Mass Production) કાઢવાની રીત શીખી લાવ્યો હતો.

અને અત્યારે ઝલીનમાં, ડેટ્રોઇટ (અમેરિકા)ની ફોર્ડ મોટરની ફેક્ટરીની માફક જ કામ ચાલે છે.

વહાલા બાળકો, હિન્દુસ્તાનમાં આવા શેઠ સાહેબો ઉત્પન્ન થશે ત્યારે જ આપણા મજુરનો ઉદ્ધર થશે. બાકી તો પૈસો એકઠો કરવાની મનોવૃત્તિ જ હોય ત્યાં દુઃખ સિવાય શું નજરે પડે ?

રમણિકલાલ ચં. માંકડ

× 'અંગ્રેજી પરથી.'

# વળામણાં

( ઢાળ: અબોલડા શાના લીધા રે ? )

વગડે તું જાય મ્હારા બાળ !
વળામણાં કેમે દઉં રે ?
લેશે ત્યાં કોણ કહે સંભાળ ?
વળામણાં કેમે દઉં રે ?

દિલડું ડુભાય મ્હારું દેતાં વળામણાં ;
પડે છે પેટ માંહી ફાળ :
હાં રે બાળ !
પડે છે પેટ માંહી ફાળ ·
વળામણાં કેમે દઉં રે !

રઢિયાળું રાજ ત્યાગી જંગલમાં જાવું ;
લાગે છે ઉર માંહી ઝાળ :
હાં રે બાળ !
લાગે છે ઉર માંહી ઝાળ ·
વળામણાં કેમે દઉં રે ?

પુષ્પની પથારિયે તુ પોઢન્તો પ્રેમથી ;
વગાડે છે ભેખડો કરાળ :
હાં રે બાળ !
વગાડે છે ભેખડો કરાળ :
વળામણાં કેમે દઉં રે ?

જરકશીના જામા ને ટોપી ત્હેં ત્યાગી ;
ત્યાગી જરકશીની શાલ :
હાં રે બાળ !
ત્યાગી જરકશીની શાલ :
વળામણાં કેમે દઉં રે ?

એક હાથે લાકડી ને બીજે કમંડલું ;
કંઠે છે કાષ્ટ કેરી માળ :
હાં રે બાળ !
કંઠે છે કાષ્ટ કેરી માળ :
વળામણાં કેમે દઉં રે ?

રૂવે છે આંખડી ને કંપે છે કાળજું ;
નથી ત્યાંહી ત્હારો રખવાળ :
હાં રે બાળ !
નથી ત્યાંહી ત્હારો રખવાળ :
વળામણાં કેમે દઉં રે ?

ઉરના આરામ મ્હારા લાડકડા ધ્રુવજી !
વિસરશે કેમ ત્હારું વ્હાલ ?
હાં રે બાળ !
વિસરશે કેમ ત્હારું વ્હાલ ?
વળામણાં કેમે દઉં રે ?

મૂળજીભાઇ પીતામ્બરદાસ શાહ

# વીરાંગના

આજ રાત્રે ધારાનગરીમાં ઘેર ઘેર દીવા મૂકાયા છે. લોકોનાં ટોળે ટોળાં રસ્તા પર ભેગાં મળ્યાં છે. ઘોડા ઉપર નિશાન, ઊંટ ઉપર ડંકા, અને હાથી ઉપર ત્રંબાળું ગડગડવા લાગ્યાં છે. આજે રાજા ઉદયાદિત્યના પાટવી કુંવર વિરધવળના લગ્નનો વરઘોડો છે. આ જાન ધારાનગરીથી નીકળી ગોંડ દેશમાં જતી હતી, રસ્તામાં કુંકટોડાના રાજાની રાજધાનીનું ટાંક શહેર આવ્યું. જાને ત્યાં વિસામો લીધો. ટાંકના રાજાએ જાનનો બહુ ભાવથી આદર સત્કાર કર્યો. શહેર બહાર તંબુઓમાં જાનને મૂકામ આપવામાં આવ્યો. રાત્રે સ્વસ્થ થઇ સૌ સૂતા હતા. એવામાં એકાએક બૂમ આવી કે "હાથી છૂટયો, હાથી છૂટયો" સાંભળી સ્વારો દોડયા, સિપાઇઓ દોડયા, સેનાપતી દોડયા, ને છેવટે રાજા પોતે પણ ગયા, છતાં તે હાથી કોઇથી પકડાયો નહિ. બાગના છોડ ઉખેડતો, ઝાડ સાથે અથડાતો, પત્થરની દિવાલ સાથે અફળાતો રસ્તામાં કાંઇ અથડાય, તેને પગ તળે કચરતો ઉંચી સૂંઢ સાથે મદોન્મત્ત હાથી રાજમાર્ગ ઉપર દોડતો ચાલ્યો આવે છે. લોકો ત્રાહ્ય ત્રાહ્ય પોકારી રહ્યા છે. લોકો ઘરમાં ભરાઇ જાય છે. ધોરી રસ્તા પર એક ચકલુંએ ફરકતું દેખાતું નથી. એટલામાં ખીસકોલીની માફક રસ્તાપરની આમલી પર કોઇ ચઢી એકાએક જોરથી હાથીના કુંભસ્થળ પર પડયું, ઉંડું ત્રિશુળ ભોકાઇ જવાથી રાડ પાડી હાથી બેસી ગયો; મહાવતો આવ્યા, પગે ચીપીઆ ચોડી, સાંકળો નાખી હાથીને રહેઠાણ પર લઇ ગયા.

રાજાને અને લોકોને હાથી પકડાયો એટલે શાંતિ વળી; પણ તે કોણે પકડયો, તેની તપાસ કરવાનું કોઇને ધ્યાન ન રહ્યું. એટલામાં અંગરખું, પાયજામો કસબી ટોપી ને મોજડી પહેરેલી એક સુંદર કન્યા રાજા પાસે આવી, ને બોલી "પિતાશ્રી હાથીને કબજે કરનારને શોધી કાઢવાની આપને જરૂર નથી લાગતી ?" રાજાને તરત પોતાની બેદરકારીનું ભાન થયું. તેણે પ્રધાનને બોલાવ્યા, સેનાપતિને બોલાવ્યા, નગરમાં પડો વગડાવ્યો, શેરીએ શેરીએ, અને પાદરે પાદરે તપાસ ચાલી. અંતે માલમ પડયું કે હાથી પકડનાર મહેમાન થઇ રહેલા રાણા ઉદયાદિત્યના બીજા કુમાર જગદેવ હતા. જગદેવની અસાધારણ વીરતાથી મુગ્ધ થયેલી રાજકુંવરી પોતાની મા પાસે ગઇ અને કુમાર જગદેવ સાથે વરવાની ઇચ્છા જણાવી. રાજા રાણીએ લાડકી કુંવરીની ઇચ્છા માન્ય કરી અને કુમાર જગદેવ તથા રાજકુમારીનાં લગ્ન થયાં. જગદેવની ઓરમાન માતા વાઘેલી રાણીનું રાજા પાસે બહુ ચલણ હતું અને જગદેવ તથા તેની માતા સોલંકી રાણીને તે બહુ ત્રાસ આપતી હતી.

ઓરમાન માનાં મેંણાં સહન ન

નામાં બાપા પેસવા દેતા નથી. ભાઇ પાસે જાઉં છું તો કહે, "વાંચવા દે મને; પરીક્ષા આવી છે." બચલીને હીંચકાવું તો કહેશે. 'આઘો મર; ઉઠશે ત્હારી સગી."

બ્હાર જાઉં ને રમું તો કહેશે કે ઘરમાં ઘડીકે ય ટાંટીયો ટકતો નથી; ઘરમાં રહું તો કહેશે કે બાયલો છે; ઘરની ઘુશ ઘરમાં ને ઘરમાં. ગાવા માંડું તો કહેશે કે મોંમાં જીભ ઘાલતો નથી; મૂંગો બેસું તો કહેશે કે બઘોલા જેવો બેસી શું રહે છે.

આમ કરૂં તોય માર; તેમ કરૂં તોય માર. ટાઢું સેંવાય નહિ; ગરમ સ્હેવાય નહિ.

ત્યારે હું તે શું કરૂં ?

જમુભાઈ દાણી.

---

# નવી નિશાળ

રોજ રોજ ફૂલડાંની વાડીઓની માંહી
ઝાડવાંના છાંયડે ભણાવે તો ભાઇ
ભણવાની કેવી મજા ?

રોજ રોજ દરિયા ને નદીઓની માંહી
છીપલી ને કોડીઓ ગણાવે તો ભાઇ
ગણવાની કેવી મજા ?

રોજ રોજ દૂધ જેવી ચાંદનીની માંહી
સારી સારી વાતો સુણાવે તો ભાઇ
સુણવાની કેવી મજા ?

રોજ રોજ જંગલ ને ઝાડીઓની માંહી
પંખીનાં ગીતો ગવરાવે તો ભાઇ
ગાવાની કેવી મજા ?

રોજ રોજ ગામબ્હાર ખેતરોની માંહી
ખુલ્લા મેદાનમાં રમાડે તો ભાઇ
રમવાની કેવી મજા ?*

'જુગલ'

---

* બે કવિઓના ભેગા સહકારથી રચાએલા નવા જ બાળગીતોના "હિંડોળો" નામના થોડા વખતમા પ્રગટ થનાર પુસ્તકમાંથી.

# બે મિત્રો

સરોવરની પાળે આંબાનું વન છે. તેમાંના એક આંબા ઉપર એક વાનર રહે છે. એ આંબાની ડાળ સરોવરનાં પાણી ઉપર ઝૂકી રહી હતી.

સરોવરનાં ઊંડાં પાણીમાં એક મગર રહેતો હતો. એકવાર ખરો મધ્યાહ્ન થયો છેઃ; ધોમ ધખે છેઃ તે વખતે મગર ભક્ષ મેળવવાને પાણીની બહાર આવ્યો.

કાંઠા ઉપરની સેવાળ ખાવા લાગ્યો.

વાનરે આંબાડાળે બેઠાં બેઠાં મગરને શેવાળ ખાતો દીઠો.

એટલે વાનરે પૂછયુંઃ ભાઇ, તું શેવાળ શું કામ ખાય છે. ? બીજું કાંઇ ખાવાનું નથી મળતું ? ”

મગર ગરીબડો દેખાતો કહેવા લાગ્યોઃ “ શું કરીએ ભાઇ, પ્રભુએ મને એવો સર્જ્યો. ”

એટલે ભલા વાનરને તેના ઉપર દયા આવી, એણે મગરને કહ્યું: “ હું તને અમૃત સરખાં વનફળ રોજ રોજ આપીશ. તારે હવે શેવાળ નહીં ખાવી પડે. ”

એમ કહી મગરને એણે ફળ ખાવાને આપ્યાં.

મગરે થોડાંક ફળ પોતે ખાધાં; અને બાકીનાં મગરી માટે ઘેર લઇ ગયો.

મગરીએ તો આવાં ફળ કોઇ દિવસ ખાધેલાં નહીં; એટલે ખાઇને ખુબ હરખાઇ.

મગરીએ ફળ ખાધા પછી પૂછયું: “ એ તમે કયાંથી આણ્યાં ? ”

મગરે કહ્યું: “ મેં એક વાનર મિત્ર કર્યો છે. તેણે મને રોજ રોજ આવાં ફળ આપવાનું કહ્યું છે—”

એમ ફળ ખાતાં ખાતાં ઘણા દિવસ ગયા.

એકવાર વાનરે કોઇ વાડીમાંથી આણેલાં પાકાં કેળાં મગરને ખાવા આપ્યાં. મગરે એમાંથી અડધાં પોતે ખાધાં; અને બીજાં મગરીને લાવીને આપ્યાં.

મગરીએ એ કેળાં ખાધાંઃ તો એને બહુ મીઠાં લાગ્યાં.

મગરને કહ્યું: “ જે આવાં ફળ રોજ ખાતું હશે તેનું કાળજું કેવું મીઠું હશે ! ”

એણે મગરને ફરીથી કહ્યું: “ એનું કાળજું આણી આપો તો ખાઇએ. ”

મગરે કહ્યું: “ અરેરે ! એમ કેમ થાય ? મેં એને મિત્ર કર્યો છે; તેને કેમ મરાય ? ”

એટલે મગરી બોલીઃ “ તમે હમણાંના આટલા બધા ધર્મિષ્ઠ થયા લાગો છો. હું તો જે ખરું છે તે કહીશ. ગમે તેમ કરો, પણ એનું કાળજું મને આણી આપો—”

એટલે સ્ત્રીથી ધકેલાઇને મગર સરોવર કાંઠે આવ્યો. પેલો વાનર ત્યાં જ જતો હતો. તેણે ફળ ફેંક્યાં તે મગરે લઇ લીધાં.

પછી મગરે મનમાં કપટ રાખી, વાનરે કહ્યું: " ભાઇ જો સાંભળ: મારી વહુ તે તારી ભોજાઇ થાય. એ તને મળવાને માટે ઘણા દહાડાની તેડ છે. આજે તો તું મારી સાથે ચાલ.—"

ભોળા વાનરે બધું સાચું જ માન્યું; એણે મુશ્કેલી બતાવી: " મારાથી પાણીમાં થઇને કેવી રીતે અવાશે ? "

મગરે તરત ખુલાસો કર્યો: ' કેમ વળી, તું મારી પીઠ ઉપર બેસજે. "

વાનરે કહ્યું: " તો સારું. "

પછી મગરની પીઠ ઉપર, વાનર ફાળ ભરીને ચઢી બેઠો. મગર તરતો તરતો સરોવરની મધ્યમાં આવ્યો. વાનરે તો ચોતરફ પાણી પાણી દીઠું, એટલે મનમાંથી ખૂબ ગભરાવા લાગ્યો.

વાનરના મનમાં ભય પેઠો. અને થયું: " કહો ન કહો; પણ કંઇક કપટ જણાય છે. "

વાનરે મગરને પૂછીને ખાત્રી કરવા માંડી: " દોસ્ત ! તું સાચેસાચું બોલી દેજે. તું મને કયાં લઇ જાય છે ? "

એટલે મગરે વાનરને નીચેનો દૂહો કહ્યો:

*" મિત્ર ! ખરેખર બોલું છું,
કેમ વદું હું આળ ?
મહિલા મારી જીવશે,
ખાઇ તુજ ઉર આજ. "

એ સાંભળી વાનર હસવા લાગ્યો.

મગરે તેને આવી પળે હસતો જોઇ પૂછ્યું: " તું શું હસ્યો ? "

વાનરે કહ્યું: " એ તો આપણે ફેરો થયો તેથી. મારું કાળજું તો ઉમરડાના ઝાડ ઉપર છે. તું અહીંથી પાછો વળ: આપણે ઉમરડા ઉપરથી કાળજું લઇ આવિયે—"

મગર તત્કાળ પાછો વળ્યો. સરોવરને કાંઠે બન્ને જણ આવી પહોંચ્યા.

એટલે વાનરો ફાળ ભરીને આંબાની ડાળે ચઢી બેઠો: અને ત્યાં બેઠો બેઠો રોવા લાગ્યો.

મગરે પૂછ્યું: " કેમ ભાઇ ! રુવે છે ? મૃત્યુની દાઢમાં હતો ત્યારે તો તું હસતો હતો: અને હવે તારે ઘેર, આંબાને ડાળે બેઠો છું છતાં કેમ રુવે છે ? "

વાનરે કહ્યું: " એ જ નવાઇ છે ને. મેં અજાણ્યા માણસની સાથે, તેની નાત જાત ઓળખ્યા વગર ભાઇબંધી બાંધી તેથી મને રડવું આવે છે. હવે તો તને પણ રડવું આવશે કે તારા હાથમાંથી હું છટકી ગયો. હવે રામ રામ—"

મગર ઘણુંયે અકળાયો: અને ઘણુંયે પસ્તાયો.

પણ હવે કાંઇ વાનર તેને ધીરે તેમ નહોતો. ×

મંજુલાલ મજમુદાર

* જુનો દૂહો નીચે પ્રમાણે છે:
" મિત્ર ! ફુડાફુડ બોલીઇ,
કિં અલીઇ જંપેઅ ?
મુજ્ઝ મહેલા જીવસ્યઇ,
ખાઇઇ તુજ્ઝ હિઅેઅ. "

× મોળમા સૈકામાં જુના ગૂજરાતી ગધમાં લખાયલા पञ्चाख्यानवार्तिक ઉપરથી.

# ઇનામી શોધ

**પ્રવેશ પહેલો.**

[ છાત્રાલયનો ઓરડો. ગમન એક લાંબા ટેબલ આગળ ઊભો ઊભો સ્ટવ પર ગરમ થતાં પાણીમાં કાચની નળી બોળી કાંઇક તપાસી રહ્યો છે એટલામાં સુમંત પ્રવેશે છે. ]

**સુમંત**—કેમ ગમન! આ શું માંડયું છે?

( ગમન સાંભળતો નથી )

**સુમંત**—( ગમનનો ખભો હલાવી ) કેમ રે? નથી સંભળાતું શું? આ શી માથા ફોડ કર્યા કરે છે?

**ગમન**—( નળી હાથમાં જ રાખી સુમંત તરફ જોઇ ). કેમ તું નથી જાણતો? હેડમાસ્તર સાહેબે એક ઇનામ જાહેર કર્યું છે.

**સુમંત**—હું તો આ હમણાં જ ગાડીમાંથી આવ્યો. દોસ્ત! કંઇ ખાવાનું તો દે.

**ગમન**—ઠીક, તો તું પહેલાં ખાઇ લે. જો, પણે ડાબલામાં ખાવાનું છે.

**સુમંત**—( ડબો લાવી ઉઘાડી ) ઓહો! કંઇ સરસ છે ને? ( થોડુંક મોંમાં મૂકે છે ) હવે કહે, હેડમાસ્તર સાહેબે શું ઇનામ જાહેર કર્યું છે? ખાતાં ખાતાં સાંભળવાનું ઠીક પડશે. દોસ્ત તું યે સાથે સાથે ખાતો જાને.

**ગમન**—( નળી બાજુએ મૂકી; સ્ટવ બંધ કરી, હાથ ધોઇ તેની સાથે ખાવામાં જોડાય છે ) જો વાત એમ છે કે થોડા દિવસ ઉપર હેડમાસ્તર સાહેબે એક મોટું ઇનામ આપવાનું જાહેર કર્યું છે. આપણી નિશાળમાં અત્યારે નવી નવી શોધખોળો કરવા તરફ છોકરાઓનું ઝાઝું ધ્યાન જતું નથી. ઘરમાં થઇ શકે તેવા પ્રસંગો પણ કોઇ કરવા બેસતું નથી. તેથી સાહેબે એવું ઇનામ બહાર પાડયું છે કે આ એક માસમાં જે વિદ્યાર્થી સૌથી ઉત્તમ બુદ્ધિ દર્શક અને ઉપયોગી શોધ કરી લાવશે, તેને શાળા તરફથી સોનાનો ચાંદ એનાયત કરવામાં આવશે.

**સુમંત**—એટલે તું આ બધું લઇ મંડયો છે, એમ? ઓ...હો!

**ગમન**—જો હું કંઇ એવી શોધ કરી શકું તો મને જરૂર એ ચાંદ મળે, અત્યાર સુધીમાં એટલા બધા અખતરા કરી ચૂકયો છું કે મને લાગે છે કે હું કંઇ સરસ શોધ કરી શકીશ.

**સુમંત**—શી શોધ કરવા ધારી છે?

**ગમન**—અત્યારે તો બે ત્રણ અખતરા ચાલે છે. જે સફળ થાય તે ખરો.

**સુમંત**—બીજા કોઇ આ કામમાં પડયા છે ખરા ?

**ગમન**—વાહ ! સોનાનો ચાંદ કોને નહિ ગમતો હોય ? જયંત, કિશોર, અરુણ સૌ કંઇ ને કંઇ ગડમથલ કર્યા જ કરે છે. પેલી મૂઢ જેવી છોકરી રાધાને પણ શૂર ચડયું છે.

**સુમંત**—રાધા ?

**ગમન**—હા, પેલે દહાડે ફૂટબૉલની મૅચમાં જીતી ગઇ, ત્યારની એ બહુ આગળ આવી ગઇ છે. પણ હોય, એને ય ઇનામ જીતવાનો હક્ક છે. ( બેઠક પરથી જરા ઊભો થઇ) ઓહ ! પેલી રાધા જ આવતી લાગે છે. બહુ જબરી છોકરી છે, હોં ! એની વાતોનો તો પાર જ ન આવે.

( રાધા વેગથી પ્રવેશે છે. એની પાછળ અરુણ, કિશોર ને જયંત આવે છે. સુમંત ને ગમન ઊભા થઇ જાય છે. )

**ગમન**—આઇએ, આઇએ.

**રાધા**—આઇએ...પણ બેસાડે છે કયાં ? એ ખુરશી પર કંઇ છ જણાથી થોડું બેસાવાનું છે ? કંઇ સાદડી ય ઓરડામાં છે કે નહિ ? ( આમ તેમ જુવે છે. ખુણામાં સાદડીનો બીડો દેખે છે તે ઉપાડી લઇ પાથરે છે. સૌ સાદડી પર બેસે છે. )

**અરુણ**—તું કયારે આવ્યો, સુમંત ! નવી ઇનામની વાત જાણી ?

**કિશોર**—એ કઇ જાણ્યા વગર હશે ? (સુમંત માથું હલાવી હા કહે

**રાધા**—મને લાગે છે કે આ પહેલાં તો પેલા ડાબલાને ઇન્સાફ [illegible] દઇએ. કેમ ગમન, વાંધો તો નથી ને

**ગમન**—ખાઓને. કહો તો [illegible] પણ આપું. ( ઊભો થઇ ડાબલો લાવી [illegible] માં ધરે છે. )

**સુમંત**—મને તો ખાતાં ખાતાં કરવાનું ગમે છે. ( ખાવા મોડે છે. )

**રાધા**—સાહેબે બુદ્ધિદર્શક [illegible] ઉપયોગી શોધનું ઇનામ કાઢયું છે. [illegible] એ વિષે થોડુંક કહેવાનું છે. મને થાર [illegible] કે આમ છૂટાછવાયા, કોઇ આમ તો [illegible] તેમ અખતરાઓ કરે, તેથી કંઇ [illegible] નહિ. એથી એમ પણ બની જાય કે [illegible] સાથે બે ચાર જણ....એક જ અખ[illegible] કરતા હોય. આવું થાય તો પછી [illegible] નવીનતા કે વ્યક્તિત્વ જણાય નહિ.

**અરુણ**—કેમ નહિ જણાય ? [illegible] પ્રયોગ સાચો ને વધારે સારો હશે એકદમ દેખાઇ આવશે.

**રાધા**—મને ત્યાં જ બીક છે કે જે પ્રયોગ સાચો ને કદાચ સૌથી સારો [illegible] તેનો ઢંકાઇ જશે. બધા જ છાશનું [illegible] કરવાના હોય તો પછી દહીંની કિંમત શ[illegible]

**સુમંત**—એટલે બધા એકબીજ[illegible] મળતા રહી કામ કરે એમ તારું કહેવું [illegible]

**રાધા**—હા, એ જ. આપણે બ[illegible]

મિત્રો છીએ. એક શાળાનાં વિદ્યાર્થીઓ છીએ. આપણે કંઇ શોધ કરીએ એમાં શાળાની જ કીર્તિ છે. પણ અત્યારે આપણે હરિફાઇનો ભાવ મનમાં ધારણ કરી એક-બીજાથી અલગ પડી જવા જેવું કરીએ એ મને નથી ગમતું. ભલે આપણે જુદી જુદી શોધો કરીએ, પણ જગતના વૈજ્ઞાનિકોની પેઠે એકેબીજાને અવશ્ય મદદ કરતા રહીએ, તેમાં જ આપણી ને શાળાની શોભા છે.

**અરુણ**—એ બધું કેવી રીતે બને ?

**રાધા**—જુઓ, મારી એવી યોજના છે કે આપણે એક શોધક મંડળ સ્થાપવું. જે હરીફાઇમાં ભાગ લેવા માગતો હોય તે એનો સભ્ય. મંડળને બે રૂપિયા એડવાન્સ આપે. દરેક સભ્યે કંઇ અવશ્ય શોધ કરવી જોઇએ. જે કંઇ શોધ કરી ન શકે ને કેવળ હરીફાઇના રસ ખાતર દાખલ થયેલો જણાય તેની એડવાન્સ રકમ મંડળમાં જપ્ત થાય. મને લાગે છે કે આ યોજના પ્રમાણે આપણે કામ કરીએ તો પરિણામ સારું ને ચોક્કસ આવે, આપણે એટલું બધું કાર્ય કરી દેખાડી શકીએ કે એ જોઇને આપણને ને આખી શાળાને ગર્વનું કારણ રહેશે.

**કિશોર**—પણ સાહેબે તો એક જ શોધનું ઇનામ આપવાનું જાહેર કર્યું છે. કામનું પ્રમાણ એમણે ક્યાં માગ્યું છે ?

**રાધા**—આપણે ખોટી હરીફાઇનું તત્વ કાઢી નાખીએ તો તેથી બેય હેતુ સધાય છે. ઉત્તમ શોધો થશે ને કામનું પ્રમાણે સારું થશે, તને કેમ લાગે છે, ગમન ?

**ગમન**—તારી વાત ગળે તો ઉતરે છે, રાધા ! પણ એમ બધાની સાથે ભળી જવામાં અમારું વ્યક્તિત્વ શું ?

**રાધા**—તમે સ્વતંત્રપણે કામ કરશો તે કરતાં આમાં વ્યક્તિત્વ વધારે દીપશે. તમે ય દીપશો ને સંસ્થાએ દીપશે.

**અરુણ**—તો સ્થાપો મંડળ.

**કિશોર**—લખો મારું નામ અને જયંતનું પણ-લખો ( રાધા લખે છે. )

**સુમંત**—મારું પણ લખો. તમે મંડળ કર્યું છે, એટલે તો મને ય કંઇ શોધ કરવાનું સૂઝશે. બાકી આમ તો આપણે માથે દઇ દીધા હતા.

**ગમન**—સુમંત ! તું ય શોધ કરવાનો છે ?

**સુમંત**—હાસ્તો !

**ગમન**—મારું પણ નામ લખ, રાધા ! અને બધું કામ તારે જ કરવાનું છે માટે તું જ મંત્રી થા. હેડમાસ્તરને જઇને કહી દેજે, ઇનામ કયારનું જીતાઇ ગયું છે. ગમે તે જીતે તે શોધકમંડળનો સભ્ય તો હોવાનો જ છે, એટલે આપણી સૌની જીત છે.

**રાધા**—તો અમે હવે જઇએ, બીજા સભ્યો નોંધવા. ચાલો, અરુણ, કિશોર; ચાલ જયંત.

**સુમંત**—રાધાને કોણ જાણે ક્યાંથી

આવું સૂઝે છે! મારા મગજમાં શોધ કરવાનું સ્વપ્નું સરખું નહોતું; આ ઘડીમાં મને ઊંચો નીચો કરી દીધો છે. ગમન! હું યે જરૂર કંઇ શોધ કરવાનો હોં કે દોસ્ત!

**ગમન**—તો ચાલને, હું તને મદદ કરું. સાથીદારો હોય તો તો કામ કરવાનું મને બહુ ગમે. મારે એક તો થર્મોમિટર બનાવવું છે. આપણે ત્યાં કલાકો સુધી દૂધ ગરમ રાખવા માટે થરમૉસ વપરાય છે તેવી જાતની એક બાટલી બનાવવી છે. કપડાં રંગવાના પાકા રંગ કરવાનો ય હું પ્રયોગ કરી રહ્યો છું. તું જો ખુશી હોય તો આમાંથી તને ફાવે તે સોંપી દેવા તૈયાર છું.

**સુમંત**—હું તો દોસ્ત! તારી સાથે જ રહીને કામ કરીશ. ચાલ શરૂ કર હવે કામ.

**ગમન**—તો હું સ્ટવ સળગાવું. (ટેબલ ઉપર મૂકેલો સ્ટવ ચાલુ કરવા પંપ મારે છે એટલામાં પડદો)

---

## પ્રવેશ બીજો.

### શાળાના મેળાવડાનો દેખાવ.

[ હેડ માસ્તર ખુરશીમા બેઠેલા છે. સામે ટેબલ ઉપર શોધોના કેટલાક નમૂના ગોઠવેલા છે, આગળ વિદ્યાર્થીઓ બેઠેલા છે.]

**હેડમાસ્તર**—મારા નાના ભાઇઓ, મને એ જોઇને બહુ આનંદ થાય છે કે ઘણા ઘણા વિદ્યાર્થીઓએ નવીન શોધની આ હરીફાઇમાં ભાગ લીધો છે. કેટલાકે તો બહુ ઉપયોગી શોધો પણ કરી છે. એક ભાઇએ કાર્ડબોર્ડનો ફ્લૉટીંગ બનાવ્યો છે, બીજાએ નહાવા માટે વાપરી શકાય તેવો સુગંધીદાર અને નિર્દોષ સાબુ બનાવ્યો છે. ત્રીજા કોઇએ ધાતુપર રાસાયનિક રીતે કોતરકામ કરવાની શરૂઆત તરીકે ઠીક પ્રયત્ન કર્યો છે; કોઇ એક ભાઇએ મોટે લગાડવાનો મઝાનો પાવડર પણ બનાવ્યો છે. કોઇએ હવા ન લાગે એવી શાહી બનાવી છે. આમ મેં નહિ ધારેલી શોધો થઇ છે. આ બધી શોધો પરીક્ષક મંડળે ધ્યાનપૂર્વક જોઇ છે અને પછી તેમણે ઇનામને માટે ઉત્તમ શોધ પણ પસંદ કરી છે.

ભાઇ સુમંતને તો તમે સૌ ઓળખો છો. રમત ગમતમાં તેણે નામ કાઢયું છે, પણ આ શોધની હરીફાઇમાં તે જીતર્યો છે, અને તેણે કરેલી શોધ સૌથી ઉત્તમ, ઉપયોગી છે એવું જ્યારે પરીક્ષક મંડળે ઠરાવ્યું ત્યારે બહુ નવાઇ લાગી (તાળીઓ) સુમંતે પાણીની મદદથી ચાલતું ઘડિયાળ બનાવ્યું છે શાળાના પ્રદર્શન ગૃહમાં એ તમે જોયું હશે.

એટલે ઇનામ હું ભાઇ સુમંતને આપવાનું જાહેર કરું છું. અને બીજા જે ભાઇઓએ આ હરીફાઇમાં ભાગ લીધો તેને દરેકને રૂ. બે ખાસ ઇનામ આપું છું, અને તેમની શોધકવૃત્તિને અનુકૂળ સગ-

ડે શોળામાં કરી આપવાનું માથે
ડ્યું છું.

સુમંત—સાહેબ મારે થોડું
કહેવું છે.

હેડસ્માસ્તર—ખુશીથી કહો—આવો,
આ તરફ આવો.

સુમંત—( ટેબલ આગળ આવી )

આ ઇનામ જે મને આપવાનું જાહેર કર્યું છે તે ખરી રીતે ગમનને આપવું જોઇએ. કારણ કે ગમને મને આ ઘડિયાળ કેમ બનાવવું તે વિષે બધી સમજણ પાડેલી અને તેની સૂચના મુજબ મેં તો એ માપ બનાવેલું. એમાં હાથ પગ મેં વાપર્યા છે, પણ બુદ્ધિ ને કલ્પના તો ગમનમાં છે. માટે ઇનામ ગમનને જ મળે એવી મારી અરજ છે.

હેડમાસ્તર—તેં શું આ ઘડિયાળ નથી બનાવ્યું ?

સુમંત—સાહેબ, બનાવ્યું તો મેં છે, પણ કેવી રીતે બનાવવું, કેમ ગોઠવવું એ બધું ગમને જ નક્કી કરી આપેલું. હું હથિયાર ખરો, પણ કારીગર તો ગમન છે. હાથ મારા ને મગજ એનું.

હેડમાસ્તર—તો તમારા નામે શા માટે ઘડિયાળ હરીફાઇમાં આવ્યું ?

ગમન—( ઉભો થઇ ) સાહેબ, એ સવાલનો જવાબ હું આપું છું. સુમંત મારી સાથે શોધોમાં કામ કરતો જ હતો. તેથી મને લાગ્યું કે એણે પણ કોઇ નવી શોધ સ્વતંત્ર રીતે હરીફાઇમાં રજુ કરવી જોઇએ, જેથી એની શક્તિ જણાય. આ ઘડિયાળની શોધ મેં સુઝાડેલી એ ખરું, પણ એની રચના આદિથી અંત સુધી સુમંતે જાતે જ કરી છે. મારી બીજી પણ શોધોમાં એની મદદ ઓછી નથી.

હેડમાસ્તર—ત્યારે તો આપણી હરીફાઇની મુખ્ય શરત મુજબ આ શોધનો ઉત્પાદક તું જ ગણાય. તેં કલ્પના કરી, યંત્ર કેમ ને કેવી રીતે બનાવવું એ બધું નક્કી કર્યું, અને સુમંતે તારી દેખરેખ ને સૂચના હેઠળ કામ કર્યું. મને લાગે છે કે ઇનામ તને જ મળી શકે. પરીક્ષક સાહેબોને શું લાગે છે ?

( પાસે બેઠેલા બે ત્રણ ગૃહસ્થોની સામે જુએ છે. )

ગૃહસ્થો—બરાબર છે, ઇનામ ગમનને જ મળી શકે. ( તાળીઓ )

ગમન—સાહેબ, મારી પણ થોડી વાત સાંભળવા જેવી છે. આ બુદ્ધિદર્શક શોધનું ઇનામ ખરી રીતે રાધાને મળવું જોઇએ.

હેડમાસ્તર—શી રીતે ? એણે કરેલી શાહીની શોધ હજી અપૂર્ણ છે. એણે પ્રયત્ન કર્યો છે, એની ના નહિ.

ગમન—સાહેબ, મારે મતે ને બીજા ઘણા વિદ્યાર્થીઓને મતે રાધાએ ખરેખરી બુદ્ધિદર્શકને ઉપયોગી શોધ કરી છે. તેણે શોધક મંડળ રચ્યું છે.

હેડમાસ્તર—આ બધા હરિફોનું મંડળ છે એ જ કેની ?

ગમન—હા, સાહેબ, પણ એ જ એની ખરી બુદ્ધિદર્શક કીમતી શોધ છે. અમને બધા હરીફોને હરીફાઈના આપણા માર્ગેથી ખેંચી એણે પ્રમાણિક હરીફાઈ કરતાં શીખવ્યું છે. શોધક મંડળ સ્થાપી એણે અમને પરસ્પર મદદકર્ત્તા બનાવ્યા છે, અમારામાંથી ઈર્ષ્યા દૂર કરી છે, પોતાનું કામ છૂપું રાખવાની ને બીજાનું કામ છૂપી રીતે જોઈ લેવાની કે બગાડી દેવાની હલકી વૃત્તિઓ તેણે આ મંડળ સ્થાપી અમારામાંથી દૂર કરી છે. શોધક મંડળ ન હોત તો આ હરીફાઈમાં કેટલાયે કજિયા થયા હોત, કેટલાંયે જૂઠાણાં ને વેરઝેર ચાલ્યાં હોત. મને તો લાગે છે કે આ ઈનામી યોજના સાચી શોધકવૃતિ વધારનારી થાત તે કરતાં ખોટી ખણખોદ વધારનારી વધારે થાત.

હેડમાસ્તર—એટલે રાધાએ કરેલી શોધક મંડળની રચનાને ઈનામ માટેની આ બુદ્ધિદર્શક શોધોમાં ગણવી જોઈએ, એમ તારું કહેવું છે? તારા જેવા વિચારના બીજા કોઈ છે?

ગમન—હા-સાહેબ, આ રહ્યા બધા.

કિશોર—(ઊભો થઈ) સાહેબ, ગમનની વાત સાચી છે.

અરુણ—ખરી બુદ્ધિદર્શક શોધ તો રાધાની જ છે.

હેડમાસ્તર—આ તો નવાઈ જેવું લાગે છે. સુમંત ઈનામ લેતો નથી, ગમન પણ ઈનામ લેતો નથી, ત્યારે ઈનામનું શું કરવું?

રાધા—સાહેબ, હું કહું? એ ઈનામ કોઈ એકને આપવા કરતાં સમસ્ત શોધક મંડળને જ આપી દેવું.

હેડમાસ્તર—ઓહ! આ તો વળી નવું! ત્યારે તો એ ઈનામ લેવાની રાધ પણ ના પાડે છે. પરીક્ષક સાહેબો, ઈનામ કોઈ એકને-એક શોધ માટે આપવાની આપણી યોજના છે. હવે કેમ થાય?

૧ ગૃહસ્થ—મને લાગે છે કે ઈનામની યોજનાના અક્ષરોને વળગી ન રહેતાં તેના ભાવને વળગી રહેવું જોઈએ. ઈનામ કોઈ એક વિદ્યાર્થીને, કોઈ એક શોધને માટે આપવાને બદલે સમસ્ત શોધક મંડળને આપવામાં તેનો હેતુ વધારે સ[illegible] છે, એમ મને લાગે છે.

૨ ગૃહસ્થ—આપણે તો વિદ્યાર્થીઓમાં ઉત્સાહને શોધકવૃત્તિ વધે એવું કરવાનું છે એટલે શોધક મંડળને ઈનામ આપવામાં કંઈ જ ખોટું નથી.

હેડમાસ્તર—નવી શોધ માટેનું આ ઈનામ. શોધક મંડળને આપવાનું હું જાહેર કરું છું. અને વિદ્યાર્થીઓની આ સંઘપ્રવૃત્તિ તથા શોધકવૃત્તિને બનતી મદદ આપવાનું હું વચન આપું છું.

(તાળીઓ)

(પડદો)

રમણલાલ સોની

---

## દરજી પંખી

મારા બાગમાં દરજી પંખી રહે છે તે વરસાદના દિવસમાં માળો કરે છે. તેનો માળો પાંદડાં વચ્ચે હોય છે. તે બાગમાં પડેલાં નાનાં નાનાં જીવડાં વીણી ખાય છે.

એનાં બચ્ચાં બહુ મજાનાં હોય છે. એ મને બહુ વહાલાં લાગે છે.

શરદ ઉ. વ. ૬

---

## નલિનીની હરીણી

વરૂણા નદીને કિનારે, વડઘટાની નીચે નલીને ઝૂંપડી બાંધી હતી. એને એક બહેન હતી. તેનું નામ નલિની હતું.

નલિની અને નલીન પાછળ આખું ગામ ગાંડુ હતું. નલિની પાસે એક હરીણી હતી. તેનું નામ મેધા હતું.

નલિનીને મેધા વગર ખાવું પણ ગમે નહિ અને પીવું ગમે નહિ.

એક દિવસ સવારમાં નલીન શિકાર કરવા ગયો હતો અને એ જ જંગલમાં હરીણી અને નલિની ફરવા ગયાં હતાં.

ઘણો વખત થયો પણ નલીનને શિકાર મળ્યો નહિ. થોડી વારે એક હરીણીને જોઇ તેણે તેનો શિકાર કર્યો: પણ એ તો મેધા હતી. નલિનીના દુઃખનો પાર ન રહ્યો. એ તો ખાય નહિ ને પીએ નહિ. આ વાત બની ગયા પછી નલિની કોઇ હરિણીને અડકતી નહિ.

# બોલો, હું કોણ છું ?

મોટું એ જંગલ છે.
તેમાં એક તળાવ છે.
તેને કાંઠે જાંબુનું ઝાડ છે.
તેની પર હું રહું છું.
હું હુપ હુપ બોલું છું.
હું મીઠાં મીઠાં જાંબુ ખાઉં છું

તે તળાવમાં એક મગર રહે છે.
તેની સાથે મેં ભાઇબંધી કરી છે.
હું તેને મીઠાં જાંબુ આપું છું.

હું કોઇ દિવસ જંગલમાં ફરવા જાઉં છું.
ત્યાં જઇને રમું છું.
ને સાંજે પાછો આવું છું.
કોઇ દહાડો તો જંગલમાંથી ફળ પણ લાવું છું.
હું ખાઉં છું ને મગરને ખવરાવું છું.

હું રોજ સવારમાં વહેલો ઊઠું છું.
પછી તળાવમાં નાહું છું.
પછી ડાળે ડાળે કૂદું છું.
પછી મીઠાં ફળ ખાઉં છું.
પછી હું ફરવા નીકળું છું.

મારી સાથે મારા મિત્રો પણ હોય છે.
સાંજે હું ઝાડ પર બેસું છું.
બેઠાં બેઠાં ઊંઘું છું.
બોલો હું કોણ છું ?

ધનું પટેલ ઉ વ ૯

# હું પોતે

૧

હું નાની હતી ત્યારે બહુ મસ્તી રતી હતી. એક વખત હું દાદર પરથી તરતી હતી ત્યારે નીચે પડી ગઈ. એટલે ારાં બા, મારા ભાઇ એ બધાં દોડી ાવ્યાં ને મને ઊંચકી લીધી. મને ગળા ર વાગ્યું હતું પણ મારી બ્હેન તરલાની ાફક હું કાંઇ રડી નહિ. બધાં દોડી ાવ્યાં એટલે મને કંઇ સમજ પડી નહિ ેટલે હું હસવા લાગી. પછી મારાં બાએ ાકરને કહ્યું, કે ચંદુને બાગમાં ફરવા ઇ જા. નોકર મને બાગમાં લઇ ગયો. ત્યાં બાંકડા પર બેઠી અને ઝાડનાં પાંદડાં ાલતાં હતાં તે જોવા લાગી. હજી પણ ાને ઝાડનાં હાલતાં પાંદડાં જોવાની મજા ડે છે.

ચંદુ ખટાઉ
ઉ. વ. ૯

૨

હું નાનો હતો ત્યારે આફ્રિકા રહેતો ો. ત્યાં હું એક દિવસ ફરવા ગયો. તે વસે હું બહુ દોડયો એટલે મને તાવ આવ્યો. તો પણ હું કૂદકા મારતો હતો. એક દિવસ હું રસ્તા પર દોડી ગયો. ત્યાં એક મોટર નીચે હું આવી જાત પણ એક માણસે મને ઊંચકી લીધો. એક દિવસ હું ઊંઘી ગયો હતો ત્યારે મારા બાપા સિનેમા જોવા ચાલ્યા ગયા. હું જાગ્યો ત્યારે બાપા નહિ એટલે હું તેમના ટેબલ પર ચડી બૂમો પાડવા લાગ્યો.

જયંતી શાહ
ઉ. વ. ૧૦

૩

હું નાની હતી ત્યારે એક દિવસ ઉજાણીમાં ગઇ હતી. અમે ઉજાણી કરીને આવતાં હતાં ત્યારે મેં કહ્યું કે મારે દર્શન કરવા જવું છે. તે વખતે રાત પડી ગઇ હતી એટલે એક પણ મંદિર ઉઘાડું નહોતું. મેં તો હઠ કરી એટલે આખા શહેરમાં મોટર લઇને ફર્યાં. રામનું મંદિર ઉઘાડું જોયું. ત્યાં દર્શન કરી ઘેર ગયાં, ને કપડાં બદલી ઊંઘી ગયાં.

માલવિકા મહેતા
ઉ. વ. ૯

---

# ચકલી

મને ચકલી બહુ ગમે છે. તે અમારે ઘેર રહે છે. અમે એને પાળી નથી, પણ એ તો રહે છે. એ ચકલી ૩ વર્ષની છે. રાતે એ ઉંઘે છે. સવારે અમે એને ચોખા નાખીએ છીએ. અમે એણે ચોખા નાખીએ ત્યારે તે રાજી થાય છે, એટલે એ અમારી સાથે રમે છે. એક વખત એક માણસ અમારે ઘેર આવ્યો. એને ચકલી બહુ ગમી. તે ચકલી પકડવા ગયો પણ એ નહિ પકડાઇ.

બિમલ તોલાટ ઉ. વ. ૮

# કેવું સારૂં !

૧

હું ધોબી બનું તો કેવું સારૂં !

બધાંને ઘેર જાઉં ને કપડાં લઇ આવું. પછી દરિયા પર જઇને કપડાં ધોઉં ને પથ્થર પર સુકવું. કોઇ વાર નદીએ કપડાં ધોવા જાઉં તો કોઇ વાર કૂવા પર પણ જાઉં. ત્યાં એક દોરડું બાંધી કપડાં સુકવું. કપડાં સુકાઇ જાય ત્યારે ઇસ્ત્રી કરૂં. પછી હું બધાંને કપડાં આપી આવું ને પૈસા લાવું.

કોઈ મોટા શેઠને ઘેર કપડાં આપવા જાઉં ત્યારે ખાલી ખાલી કહે કે કપડાં સારાં નથી થયાં. એ મને વઢે ત્યારે હું કહી દઉં કે, જાઓ, તમારાં કપડાં હવે હું નહિ ધોઉં.

સરલા મોદી
ઉ. વ. ૯

૨

હું ખેડૂત બનું તો !

ચોમાસામાં હળ લઈ ખેતરમાં જાઉં. ત્યાં હું ખેતર ખેડું. પછી દાણા વાવું.

દાણા પાકે ત્યારે એક ઝાડ પર માળો બાંધું ને ઉપર ચડી હું બૂમો પાડું, એટલે પંખી ઊડી જાય. શિયાળ ને વાંદરાં આવે ત્યારે પણ બૂમો પાડું એટલે એ નાસી જાય.

મારા ખેતરમાં ડાંગર પાકે, તુવર પાકે, બાજરી પાકે ને બીજું અનાજ પાકે.

ઉનાળામાં આંબા પર કેરીઓ થાય તે લાવું ને અથાણું કરૂં.

વરસાદ ન પડે ત્યારે હું કૂવામાંથી કોસ વડે પાણી કાઢું. કોસ તો ચકુર ચકુર બોલે તે સાંભળવાની મને ખુબ મજા આવે.

હું રાતે પણ ખેતરમાં સૂવા જાઉં. મને ત્યાં ખુબ મજા પડે.

કમુ પટેલ
ઉ. વ. ૧૦

---

# મોર

મને મોર બહુ ગમે છે. તેનાં કેવાં સુંદર પીછાં હોય ! તેનો રંગ કેવો સરસ હોય ! મોર બાગમાં હોય છે. તેને દાણા બહુ ભાવે છે. મોર મેઆઉ મેઆઉ બોલે છે. તે થનગન થનગન નાચે છે. તેને માથે કલગી હોય છે. તે સવારે વહેલો ઊઠે છે. અને ટેંહુક ટેંહુક બોલે છે. તેને વરસાદ બહુ ગમે છે. વરસાદ પડે ત્યારે તે બોલવાનું શરૂ કરે. તે બોલે ત્યારે બહુ સુંદર લાગે છે. તે કળા કરે ત્યારે બહુ સુંદર લાગે છે. તે જ્યાં જાય ત્યાં તેની પાછળ ઢેલ પણ જાય છે.

શાંતિ મરીવાળા ઉ. વ. ૫

# ખજાનો

એક ડોસો હતો, તેને સાત છોકરાઓ હતા. એ લોકો સાથે એક ઘરમાં રહેતા હતા. પછી જ્યારે ડોસો મરણ પથારીએ પડયો ત્યારે એણે બધા છોકરાઓને બોલાવી કહ્યું. " જુઓ છોકરાઓ આપણા ખેતરમાં એક ઠેકાણે મેં ખજાનો દાટેલો છે. તે તમે બધા વહેંચીને લઇ લેજો. " એટલું કહી ડોસો મરણ પામ્યો. સાતે છોકરાઓ ઉત્તરક્રિયા પુરી કરી ખેતરો ખોદવાના કામમાં પડી ગયા. એ લોકોએ આખું ખેતર એટલી સારી રીતે ખોદયું અને કંઇ મળ્યું નહિ એટલે અંદર દાણા વાવી પાછી જમીન સરખી કરી દીધી. એ વર્ષનો પાક એટલો બધો સારો થયો અને એ લોકો ખુબ કમાયા. એમના બાપનો ખજાનો ખરેખરો દાટેલો નહોતો પણ જાતમહેનતનીજ જરૂર હતી. છોકરાઓએ પૈસાને માટે મહેનત કરી ત્યારે પૈસારૂપી ખજાનો મળ્યો.

નિરૂપમાદેવી મહેતા
ઉંમર વર્ષ ૧૨

---

# અક્કલનો ઉપયોગ

ગ્રીસ દેશનો રાજા બહુ ઘાતકી હતો. તેણે પોતાના છોકરાને બહાર કાઢી મૂકયો. એક ભરવાડ તેને પોતાને ઘેર લઇ ગયો. તે લંગડો હતો. જ્યારે તે મોટો થયો ત્યારે જુદા જુદા દેશોમાં ફરવા નીકળ્યો. ફરતાં ફરતાં તે પોતાના દેશમાં આવી ચઢયો. ને પોતાના બાપના ગામમાં ગયો. ત્યાં એક મોટું જનાવર બેઠું હતું. તેનું મોં બાઇ જેવું ને બીજો ભાગ સિંહ જેવો હતો. જે માણસ ત્યાં થઇને જાય તેને એ એક સવાલ પૂછે. જો તે ખોટો પડે તો તે તેને મારી નાખે. આ છોકરો ત્યાં આવી ચઢયો. જનાવરે પૂછ્યું, " કયું જનાવર પહેલાં ચાર પગે પછી બે પગે ને છેવટે ત્રણ પગે ચાલે છે ? "

છોકરો બોલ્યો, માણસ જ્યારે તે બાળક હોય છે ત્યારે હાથને પગની મદદથી ચાલે છે. જ્યારે જુવાન હોય છે ત્યારે બે પગે ચાલે. જ્યારે તે ઘરડો થાય છે ત્યારે લાકડીની મદદથી ચાલે છે. આ સાંભળી જ[illegible] જોરથી જમીન સાથે પછડાયું ને મરી ગયું. ગામના માણસોએ પોતાનો રાજા બનાવ્યો.

પિનાકી ઉ. ૧[illegible]

## રજાની મઝા

અમે નાતાલની રજામાં જુહુ રહેવા ગયાં હતાં. એક દિવસ અમે જુહુથી મોટરમાં બેસીને જોગેશ્વરી ગયાં હતાં. જોગેશ્વરીમાં મોટી ગુફા છે. એ ગુફા ડુંગરમાંથી ખોદી કાઢેલી છે. ગુફાની અંદર મુર્તિઓ છે. તેમાં એક સોથી મોટી મુર્તિ છે. તે મુર્તિ બુદ્ધદેવની છે. અંદર મહાદેવનું મંદિર છે. ત્યાં કેટલાક પાણીના કુંડા છે. તેમાંનું પાણી બહુ ગંદુ છે.

ત્યાં અમે એક ગુફામાં બેસીને બટાટાપૌઆ અને માહીમનો હલવો ખાધો. પછી ગુફામાં ખૂબ ફર્યા. ત્યાં એક બાવો રખેવાળ રહે છે.

ગુફા જોઇને અમે ઇસ્લામ કોલેજ જોવા ગયાં. એ કોલેજ જોગેશ્વરીમાં એક ટેકરી પર આવેલી છે. કોલેજનું મકાન બહુ મોટું છે. કોલેજમાંથી આગગાડી જતી આવતી દેખાય છે. કોલેજ જો અમે ઘેર ગયાં.

બંસરી એ. કા
ઉ. વ. ૭

## નાતાલની રજામાં

હમે બધાં નાતાલની રજામાં જુહુ ગયાં હતાં. જુહુ સાન્તાક્રુઝથી જવાય છે. મુંબઇથી મોટરમાં પણ જવાય છે. ત્યાં બધા લોકો સહેલ કરવા જાય છે. કેટલાક લોકો હવાફેર કરવા પણ જાય છે. જુહુમાં એક ગામડું છે, તેનું નામ પણ જુહુ છે. એટલે એ ગામના નામ પરથી આખા કિનારાનું નામ પડયું હોય એમ લાગે છે.

આ ગામડામાં ખાસ કરીને ત્યાંના વતનીઓ રહે છે. બીજા લોકો તો કિનારા પર તંબુ કે બંગલા બાંધીને રહે છે. જુહુ ગામડામાં ખાસ કરીને ખ્રીસ્તીઓ જ રહે છે. ત્યાં તેમનાં મોટાં દેવળો પણ છે. આ મડાને છેડે એક સંગ્રહસ્થાન છે. આ સંગ્રહસ્થાન રાણે નામના ગૃહસ્થનું છે આ સંગ્રહસ્થાન જુહુ આવનાર સહેલાણીઓના ધ્યાન બહાર હોય એમ લાગે છે કારણ કે બહુ થોડા લોકો ત્યાં જતા દેખાય છે.

આ સંગ્રહસ્થાનમાં જુદી જુદી જાતના મરેલા સાપો અને સેંકડો જાતનાં પતંગીઆં છે. આ પતંગીઆંને જુહુમાંથી જ પકડયાં છે અને તે બધાંને પેટીમાં સાચવીને રાખ્યાં છે.

આ સંગ્રહસ્થાનમાં પુરાણા સિક્કાઓ પણ છે તેમાં રામના વખતનો એક સિક્કો છે જેને 'ટંકા' કહે છે. બીજા પુરાણા સિક્કાઓ પણ જોવા જેવા છે. તે ઉપરાંત

જુનાં હથીઆરો પણ છે. જુદી જુદી જાતનાં પશુઓ અને પંખીઓને દવા ભરીને રાખ્યાં છે. પશુઓમાં વાઘ, વરૂ, રીંછ વગેરે છે. પક્ષીઓમાં શહામૃગ, ઘુવડ વગેરે છે. મગર અને નાગ પણ છે. પંખીઓનાં અને પેટે ચાલનારાં દરેક પ્રાણીનાં ઈંડાં છે. આ સંગ્રહસ્થાન જોવા જેવું છે. એમાંથી ઘણું શીખવાનું મળે છે.

જુહુના દરિઆનું પાણી ઘણું ચોકખું છે. એટલે ઘણા લોકો ન્હાવા જાય છે. પણ એ દરિઆમાં ન્હાતાં ન્હાતાં બહુ દૂર જવું બહુ જોખમ ભરેલું છે. કેમકે ત્યાં વમળ છે. અમે દરિઆમાં ખૂબ ન્હાઇ, ખૂબ મઝા કીધી અને રજા પૂરી થતાં પાછાં ' ગામને છેડે ઘેર ' મુંબઇ આવ્યાં.

સુધાકર એ. કાજી
ઉ. વ. ૧૩

---

# હમે માથેરાન ગયા હતા

સવારે વ્હેલા ઉઠયા. પુના એકસપ્રેસમાં બેઠા. નેરલે ઉતર્યા. નાની ટીચકુડી ગાડીમાં બેઠા. તેનું એનજીન પણ નાનું જ હતું. તરસ લાગી તેથી લેમન પીધું. નાનું ગાડી વાંકીચુંકી ચઢતી. છુ છુ છુ છુ અવાજ કરતી. વચ્ચે એક સ્ટેશન આવ્યું. જુમાપટ્ટી, ત્યાં ઉભી નહિ. ગાડી તો ઉપર ચડે જ જાય. વાંકીચુકી ગાડીમાં ચડે જ જાય. એક અંધારૂં બોગદું આવ્યું. તેમાંથી ગાડી પસાર થઇ. વોટરપાઇપનું સ્ટેશન આવ્યું. ગાડી ઉભી, બધા ઉતર્યા. એન્જીનમાં પાણી ભર્યું. પછી થોડી વારે કુક બોલ્યું, બધા બેસી ગયા. 'માથેરાન ક્યારે આવશે ?' કેટલી કેટલી વાર છે તેમ બધા વાતો કરતાં, ગાડી ચાલી થોડી વારમાં એકાદ બંગલો ને લીલોતરી દેખાઇ. કોઇ ડબ્બામાંથી બોલ્યું " કાકા જુવો, પેલું પોરકયુપાઇન પોઇન્ટ ને હાર્ટ પોઇન્ટ. " થોડી વારમાં માથેરાન આવ્યું. ગાડી સ્ટેશને ઉભી.

રીકશાવાળા બૂમો પાડતા. " ઓ સેઠ ચલો અમચી રીકશા મધે ચલા. " હમે ચાર નંબરની રીકશા લીધી. મઝા પડી. ઘેર જમ્યા ને સૂતા. સાંજે બુલબુલ નામના ટટ્ટુ ઉપર બેસી રૂગબી પૅઇન્ટ શારલોટ લેઇક ને એકોપોઇન્ટ ગયા. એકોપોઇન્ટમાં પડઘો પડતો ત્યાં બહુ જ મઝા પડી. સાંજે ઘેર આવ્યા. બીજે દિવસે પાછા મુંબાઇ આવ્યા. માથેરાન મઝાનું છે. અરે ! ઘણું જ મઝાનું છે.

વા. ઇ. ઠાકોર

પ્રિય દોસ્તો,

આખોય અંક વાંચ્યો ? કેવોક ગમ્યો ?

નાની મોટી વાર્તાઓ અને નાટક, જીવનચરિત્રો અને કાવ્યો, એવું ઘણું ઘણું રોજ ટપાલી આપી જતો. આપી શકાય એટલું બધું આપવાનો મેં પણ પ્રયત્ન કર્યો છે.

અંદરનાં ચિત્રો જોયાં ? એ પણ બાળકોનાં જ છે. અને નાનાં નાનાં બાળકોના લેખો ગમ્યા ?

તમે પણ આવું આવું લખી મોકલશો ?

હજી તો કેટલાંય લખાણ જગ્યાના અભાવે મારી પાસે પડયાં છે. એ હવે તો આવતા અંકોમાં.

આવતા વખતથી તમને કેવી જાતનાં લખાણ જોઇએ એ પણ જણાવશો તો એવી જાતનું વસ્તુ આપવા પ્રયત્ન કરીશ.

ન્યુ ધરા સ્કૂલ
મુંબઇ ૭ } સોમભાઇ પટેલ

ગુણસુન્દરી
અને સ્ત્રીહિતોપદેશ

પુસ્તક ૨૪મું માર્ચ : ૧૯૩૫ અંક ૧ લો

## ભૂંગળું બોલ્યું શાને રે!

પૂરી થઇ નહીં રાતડી,
નહીં લેવાયો પૂરો આરામ રેઃ
ભૂંગળું બોલ્યું શાને રે!

ઉઠું હું ચોળતી આંખડી,
રહ્યું કરવું બધું ઘરકામ રેઃ
ભૂંગળું બોલ્યું શાને રે!

મોડી ઉઠું તો પૂગાય શે,
આઘો મીલથી અમારો મુક્કામ રેઃ
ભૂંગળું બોલ્યું શાને રે!

મોટે શિયાળે ચાલવું,
ખૂબ થંડીમાં થથરે કાય રેઃ
ભૂંગળું બોલ્યું શાને રે!

અગિયાર કલાક રહેવું ઉભું,
કેમ દુખે ન તેથી પાય રેઃ
ભૂંગળું બોલ્યું શાને રે!

કેવાં છૈયાં ને કેવાં છોકરાં,
બાળ ઉછેરનું નહીં નામ રેઃ
ભૂંગળું બોલ્યું શાને રે!

આવું હું પાછી સાંજરે,
ત્યાંસૂધી એ સૂનાં તમામ રેઃ
ભૂંગળું બોલ્યું શાને રે!

મિલના મજુર તે શાં માનવી,
એ'ને કેળવણીનું ના નામ રે:
ભૂંગળું બોલ્યું શાને રે!

સંચા જેવું જીવન ગાળવું,
બની રહેવું સંચાના ગુલામ રે:
ભૂંગળું બોલ્યું શાને રે!

માંદાં સાજાં શેઠ ના પૂછે,
એ'ને કામ લીધાથી કામ રે:
ભૂંગળું બોલ્યું શાને રે!

મિલના માલિક મોટરે ફરે,
એ'ને રહેવા મકાન આલીશાન રે:
ભૂંગળું બોલ્યું શાને રે!

કરીએ પાણી અમે લોહીનાં,
અમને રહેવા ગંદાં રહેઠાણ રે:
ભૂંગળું બોલ્યું શાને રે!

મુડીવાદી જાણે નહીં
કદિ માનવતાનું નામ રે:
ભૂંગળું બોલ્યું શાને રે!

આયુ કપાય જ્યાં મજુરનાં
ત્યાં મૃત્યુ એ છેલ્લો વિશ્રામ રે:
ભૂંગળું બોલ્યું શાને રે!

ખેતીપ્રધાન આ દેશને
મિલે ભારે કર્યું નુકશાન રે:
ભૂંગળું બોલ્યું શાને રે!

યંત્રવાદ સહુ આથમી જશે,
ભાંગી જશે એ ભૂંગળાં તમામ રે:
(પછી) ભૂંગળું ક્યાંથી બોલે રે?

જનાર્દન પ્રભાસ્કર



# ભગિની સમાજ

લેખિકા: શ્રીમતી ઊર્મિલા મહેતા, બી. એ.

ભગિની સમાજની સંસ્થા તો ઘણી જુની છે. એની સ્થાપના સ્વ. ગોપાલકૃષ્ણ ગોખલેના સ્મારક ચિન્હ તરીકે તા.૧૯-૨-૧૯૧૬ ને દિવસે સ્વ. ગોખલેની પ્રથમ પુણ્યતિથિ પ્રસંગે થઇ હતી. પણ એ સંસ્થાએ કેટલાક કામ ઉપાડ્યા તેને થોડા જ વરસ થયા છે. તે બધા કામ વિષેની માહિતી ઘણા જ થોડા લોકોને છે તેથી એ વિષે પરિચય કરાવવા અત્રે ટૂંકમાં લખું છું.

સ્ત્રીજાતિની ઉન્નતિ દરેક દિશામાં થાય એવા પ્રયાસ કરવા, અને સ્ત્રીજાતિની ઉન્નતિ માટે પ્રવૃત્તિ કરતી સંસ્થાઓને યથાશકિત સહાયભૂત થવું એ ભગિની સમાજનો ઉદ્દેશ છે. કોઇપણ બ્હેન આ ઉદેશ માટે મદદ કરવા માંગતા હોય કે લાભ લેવા માંગતા હોય તે આ સમાજના સભાસદ થઇ શકે છે. સભાસદનું લવાજમ વાર્ષિક રૂ. ૨,૪,૬ અને ૧૨ છે ને આજીવન સભ્યના રૂ. ૧૦૦ ને પેટ્રનના રૂ. ૩૫૦ છે.

**ભગિનીગૃહ.** ભગિની સમાજ તરફથી એક વસતિગૃહ ચલાવવાનો વિચાર કેટલાંક વર્ષોથી હતો તેને દોઢેક વર્ષ થયા મૂર્ત સ્વરૂપ મળ્યું છે. મુંબઇમાં કામ કરતી બ્હેનો જે અહિં એકલી હોય તેને ઘણી વખત રહેવાની અગવડ પડે છે તે લોકોના ખ્યાલથી આ ગૃહ શરૂ કરવામાં આવ્યું હતું. તેમાં બ્હેનોને માસિક રૂ. ૨૫ લઇ દરેક જાતની સગવડ સાથે રાખવામાં આવે છે. આ ગૃહ ઇંદિરા નિવાસ ભટવાડીમાં આવેલું છે. આ ગૃહમાં દરેક બ્હેનો રહેતી થાય તો જ એનું ખર્ચ ભગિની સમાજને માથે ન પડે. આ ગૃહ માટે ભટ તથા નોકર હોવાથી બ્હેનોને નોકરી તથા અભ્યાસ માટે પૂરતો વખત મળે છે. સમાજના પુસ્તકાલયમાંથી પુસ્તકો, માસિકો તથા વર્તમાનપત્રોનો લાભ પણ આ બ્હેનો લઇ શકે છે.

**ઉદ્યોગ મંદિર** આમાં પેઇન્ટીંગ, મશીન તથા હાથનું ફેન્સી કામ સીવવા તથા વેતરવાનું તથા આમડા પરનું કામ શીખવાય છે. આ વર્ગનો લાભ ઠીક લેવાય છે. બીજા સભાસદ માટે આ વર્ગમાં શીખવા માટે માસિક ૦-૮-૦ ફી રાખવામાં આવી છે. અત્યારે એકંદરે આ વર્ગોનો પચીસ ઉપર બ્હેનો લાભ લે છે. આ વર્ગોની માહિતી સમાજની ઓફિસમાંથી મળી શકશે. આ ઉપરાંત ગરીબ બ્હેનોને ઉદ્યોગ મળે ને થોડીઘણી આર્થિક મદદ મળે તે હેતુથી એવી બ્હેનો પાસે ઓર્ડરથી પાપડ, સેવ, અથાણા વગેરે કરાવી વેચવામાં આવે છે. મુંબઇમાં જ્યારે ટાઉન હોલમાં સ્ત્રી સહકારી મંડળ તરફથી કલા પ્રદર્શન ભરવામાં આવ્યું હતું ત્યારે ભગિની સમાજના ઉદ્યોગ વર્ગમાં તૈયાર કરવામાં આવેલા લાકડા તથા ભરતકામના નમૂના મૂકવામાં આવ્યા હતા. ભરતકામનું કામ પણ ઓર્ડરથી કરાવી આપવામાં આવે છે.

**અંગ્રેજી વર્ગ** થોડા મહિનાથી મોટી બ્હેનો માટે એક અંગ્રેજીનો વર્ગ પણ શરૂ કરવામાં આવ્યો છે. તેનો પણ લાભ સારો લેવાય છે.

હોય તેમને અક્ષરજ્ઞાન આપે છે. ગેની સમાજની આ પ્રવૃત્તિમાં જેને રસ ય તેને અવશ્ય એક વખત સેવામંદિર જોઇ વિવા વિનંતિ કરીશ–મુલાકાતનો દિવસ વવાર રાખવામાં આવ્યો છે. આવી સંસ્થા-ાને પૈસાની જરૂર હોયજ તેમાં શું કહેવું પડે ?

**સ્ત્રીઓને અક્ષરજ્ઞાન આપવાનું કામ**

આપણામાં ઘણી સ્ત્રીઓ તદ્દન અક્ષર જ્ઞાન વગરની છે, તો તેઓને અક્ષરજ્ઞાન આપવાનું કામ પણ ભગિનીસમાજે ઉપાડયું . એક ચાલ લેવામાં આવે છે ને ત્યાં રહેતી ધી બ્હેનો માટે ભગિની સમાજ તરફથી એક બ્હેનને મોકલવામાં આવે છે જે તેમને અક્ષરજ્ઞાન ને તે સાથે થોડું ભરત શીવણ ણ શીખવે છે. હમણાં આ પ્રમાણે દારૂ ાલાની ચાલમાં આ કામ ચાલે છે. રવિવાર સિવાય દરરોજ આ બ્હેન ત્યાં જાય છે.

**પુસ્તકાલય**

ભગિની સમાજની ઓફિસમાં એક પુસ્તકાલય છે. તેનો સભાસદ બ્હેનો સારો લાભ લે છે. પૈસાની મદદ હોય તો પુસ્તકાલયને જેટલું વધારવું હોય તેટલું વધારી શકાય. અત્યારે તો નાનુંજ પુસ્તકાલય છે તેમાં બાલવિભાગ પણ છે. થોડા માસિકો ને દરરોજના પત્રો પણ મંગાવવામાં આવે છે. આ ઉપરાંત ચાલોમાં

**ફરતું પુસ્તકાલય**

ફરતું પુસ્તકાલય કરવાની યોજના થઇ ગઇ છે. જે બ્હેનો ચાલોમાંથી અમુક સંજોગોને લીધે ઘરબહાર નીકળી ન શકવાને લીધે પુસ્તકાલયનો લાભ ન લઇ શકે તેવી ચાલોમાં, દરેક ચાલમાં પુસ્તકોની જવાબદારી લે એવી બ્હેન તૈયાર થતાં, એક પેટી ભરીને પુસ્તકો મોકલી આપવામાં આવશે. તે ચાલમાં વંચાઇ રહે એટલે બીજી ચાલમાં એ પ્રમાણે કરવામાં આવશે. આ પ્રમાણે અત્યારે અલારખીઆ બિલ્ડીંગ, પન્નાલાલ ટેરેસને મોરારજી ગોકળદાસની ચાલમાં પુસ્તકોની પેટી મોકલવાની ગોઠવણ ચાલે છે. વાંચન વગર વિચાર કરવાની શક્તિ આવે જ નહિં, ને વિચાર વગર કંઇ થઇ શકે નહિં માટે સ્ત્રીઓને વાંચતી કરવી એ બહુજ જરૂરનું છે માટે આ કામ અમે ઉપાડી લીધું છે. ને આને ઘણું આગળ વધારવાની આકાંક્ષા છે.

**પ્રકાશન**

ભગિની સમાજ તરફની પખવાડિક પત્રિકા કાઢવાનું નકકી થઇ ગયુ છે. સભાસદોને આ પત્રિકા એમ ને એમ ને બીન સભાસદોને વેચાતી આપવામાં આવશે એમ યોજના છે, સ્ત્રીઓને વાંચતી કરાવી અને દુનીયામાં બનતા બનાવોની માહિતી આપવી એ ઉદ્દેશ છે. ભગિની સમાજ તરફથી અક્ષરજ્ઞાનનો લાભ લેતી બ્હેનો પણ વાંચી શકે ને માહિતી મેળવી શકે એવી તેની સરળ ભાષા રાખવાનો વિચાર છે.

**લેડી લક્ષ્મીબાઈ સ્કોલરશીપ**

લેડી લક્ષ્મીબાઇ તરફથી રૂપીયા આપવામાં આવ્યા હતા તેના વ્યાજમાં આ સ્કોલરશીપ આપવામાં આવે છે. એક બ્હેન દિલ્હીની લેડી અરવીનકોલેજમાં ગૃહવિજ્ઞાન વગેરેનો અભ્યાસ કરવા ગયા છે તેમને તથા બે હરિજન બાળકોને અભ્યાસ માટે આ સ્કોલરશીપ અપાય છે.

**ગરબા મંડળ**

સ્ત્રીઓને જ્ઞાન ઉપરાંત આનંદની પણ જરૂર હોય છે. બ્હેનો દર મહિને એક વખત એકઠી મળી ગરબા ગાઇ આનંદ કરે તે ઉદ્દેશથી આ ગરબા મંડળ શરૂ કર્યું છે. બ્હેનો આનો સારો લાભ લે છે.

ભગિની સમાજની ઉપર જણાવેલી બધી પ્રવૃત્તિઓ છે. દરેક જણને આમાંની કોઇ નહિં તો કોઇ પ્રવૃત્તિમાં રસ હોયજ. મુંબાઇની જનતા આર્થિક મદદ કરવા માટે તો વિખ્યાત છે. તો તે આ ભગિનિસમાજને મદદ કરવામાં પાછી હઠશે ? ને કોઇ પણ બ્હેનને સભાસદ થવા કહેવું પડે તેમ ન હોવું જોઇએ પણ આવું કરતી સંસ્થાના સભાસદ થવામાં તો દરેક બ્હેને અભિમાન ગણવું જોઇએ,

# ચાંદલા ! ઉગ્યો શાને રે !

ક્યાં છે શરદ ? ક્યાં છે ચાંદની ?
ક્યાં છે જાગ્યા જીવનમાં પ્રાણ ?
ચાંદલા ! ઉગ્યો શાને રે !

ખીલ્યાં ક્યાં સ્નેહનાં સોણલાં !
ક્યાં દીઠી લૂટાતી રસ—લ્હાણ !
ચાંદલા ! ઉગ્યો શાને રે !

જીવનને દીવડે તેલ ખૂટયાં,
ને સકળ સંસારે ઉતરે તિમિર રે !
ચાંદલા ! ઉગ્યો શાને રે !

ભર્યાં ભંડાર ધન ધાન્યના,
તોય મળે ન અન્ન કે ચીર રે ,
ચાંદલા ! ઉગ્યો શાને રે !

સૂના સમીર, સૂના આંગણાં,
આજ સૂના આ ચાંદનીના ચોક રે ,
ચાંદલા ! ઉગ્યો શાને રે !

સ્મરણો સજીવ થાય કાલનાં:
અહીં રમતા'તા ગરબે કંઇ લોક રે ,
ચાંદલા ! ઉગ્યો શાને રે !

સૂકાયા સ્નેહના સાગરો,
ને ફૂલી સૂકાઈ આશાની વેલ રે ,
ચાંદલા ! ઉગ્યો શાને રે !

સૂના શેરીઓ, સૂના સાંથિયા,
ને સૂના લોક—જીવનના ખેલ રે ,
ચાંદલા ! ઉગ્યો શાને રે !

ઉંચી અટારી ને મેડીઓ,
ઉંચા આભ, તારા, ચન્દ્ર—વાસ રે ,
ચાંદલા ! ઉગ્યો શાને રે !

વસીએ નીચે ગલી ઝુંપડે,
તેમાં આવે ન તારા ઉજાસ રે !
ચાંદલા ! ઉગ્યો શાને રે !

બટુક દેસાઇ

# સાત્વિક ખોરાક

લેખક : શ્રી. સુરેશ દીક્ષિત,
એમ. એ., એમ. એસસી.

[ ૩ ]

## ચરબી અને મેદ ( Carbohydrate )

ચરબી ( fat ) અને મેદને શરીરને કામકાજ કરવા શકિત આપનાર અને ગરમી ઉત્પાદક ખોરાકમાં ગણાય. શરીરની સગડીને બળતાં એ બળતણ જેવાં ખોરાકનાં તત્વો છે. આપણા શરીરમાંથી દરરોજ ૨૭૦ ગ્રામ અથવા ૯૬ ઔંસ કાર્બન ઓછો થાય છે. એટલે દરરોજ શ્વાસ અને બીજી રીતે ઓછા થતા કાર્બનનું પ્રમાણ પુરૂં પાડવા ખોરાકમાં આ બે તત્વોની આવશ્યકતા છે. ચરબીમાં ૮૦ ટકા કાર્બન અને બીજા કાર્બોહાઇડ્રેટમાં ( ખાંડ, ચોખા ઇ. ) ૪૦ ટકા કાર્બન છે. આ ઉપરાંત થોડા પ્રમાણમાં કાર્બન પ્રોટીનમાંથી મળી રહે છે.

આપણું શરીર ૧૯% ટકા ચરબીનું બનેલું છે. માંદગી કે ભૂખમરામાં શરીરમાં ભરી રખાયેલી ચરબીનો ઉપયોગ થાય છે. શરીરમાં ચામડી નીચે ચરબીનું પડ બાઝે છે. એથી શરીરનું રક્ષણ થાય છે. શરીરને ભરેલું અને દેખાવડું રાખવાને પણ ચરબીની અગત્ય છે. પરંતુ બેહદ ચરબીથી માણસ જાડું, કદરૂપું અને ચાંચલ્ય થઇ જાય છે.

ચરબીમાં આપણે ઘી, માખણ અને તેલ જેવા પદાર્થ ગણીએ. આમાંથી કેટલાક પદાર્થ પ્રાણીજન્ય અને કેટલાક વનસ્પતિજન્ય છે. દુધ, ઘી માખણ અને કોડલીવર વગેરે પ્રાણીજન્ય ચરબી ગણાય. જ્યારે કોપરેલ, તેલ, દીવેલ વિગેરે વનસ્પતિજન્ય છે, ખાંડ, ગોળ, મધ અને કેટલાંક શાક અને ફળમાં ચરબી નથી પરંતુ દાણામાં તેલ જેવા ચિક્કટ પદાર્થ થોડે પણ અંશે હોય છે. સોયાબીન, દાળ, ચણા, બદામ અને મગફળીમાં તેલનું તત્વ છે. જે પદાર્થમાં તેલીતત્વ હશે તે પદાર્થ પાતળા કાગળ ઉપર દબાવી જોવાથી તરત કાગળ ઉપર ડાઘો પડશે.

આપણે ખોરાકમાં વનસ્પતિજન્ય તેલ અને પ્રાણીજન્ય ચરબી લઇએ છીએ પરંતુ એમાંથી પ્રાણીજન્ય ચરબી શરીરને વધારે ઉપયોગી છે. એથી શરીરને વધારે પોષણ મળે છે. ગુજરાતીઓના ખોરાકમાં પ્રાણીજન્ય ચરબી બહુ જ થોડી આવતી હોવાથી તેઓનો ખોરાક ખામીવાળો છે. ઘી, કોડલીવર અને બીજી ચરબીમાં વિટેમીન "એ" (A) વધારે હોવાથી શરીરના ઘડતરમાં અને રોગ સ્હામે રક્ષણ કરવા તે વધારે અગત્યનાં છે. વનસ્પતિના તેલમાં કાંતો વિટેમીન હોતાં જ નથી કે બહુજ થોડા પ્રમાણમાં હોય છે. આપણા ખોરાકમાં દુધ, માખણ અને ચોખ્ખા ઘીની આથીજ ઘણી અગત્ય છે. અને એ ન મળે તો ઇંડાં, માછલી ખાઇ તે મેળવી લેવાં જોઇએ. બજારમાં વેચાતાં " વેજીટેબલ ઘી " તો તદ્દન વિટેમીન માટે નિરૂપયોગી છે. ખોરાકમાં ચરબી પુરતા પ્રમાણમાં ન હોય તો ચૂનાક્ષાર ( Calcium ) ન પચે અને આંતરડાની અંદરનો સુવાળો ભાગ "એસીડ" થી ખરાબ થાય. ખોરાકમાં ચરબી વગર પગે સોજા

( Oedema ) ચડે છે. અને સાથે વિટેમીન " એ " અને " બી " અને આયોડીન વિના ચરબી કે તેલ પચે નહિ એ જાણવું જોઇએ.

આ ઉપરથી સ્હમજાશે કે દાળભાતમાં ઘી અને રોટલી ઉપર ઘી ચોપડીને ખાવાના રીવાજમાં શારીરિક આવશ્યકતા રહેલી છે.

મેદ ( Carbohydrate ):—ખાધાખોરાકના પદાર્થોમાં આ બીજો મોટો વર્ગ છે. આ ભાગમાં ખાંડ સાકર જેવી ગળી ચીજો અને આખા બટાકા જેવી સ્ટાર્ચ (starch) ભરેલી ચીજો આવે. શરીરને સાકર અને સ્ટાર્ચ માટે વનસ્પતિ ઉપર આધાર રાખવો પડે છે. ઘણાખરા દાણાદુણીમાં સ્ટાર્ચ અને પાકાં ફળમાં સાકર હોય છે. વનસ્પતિમાં સ્ટાર્ચ બનાવવાની શકિત રહેલી છે. વનસ્પતિનું એકએક લીલુ પાંદડું સૂર્યના અજવાળામાં કાર્બોનીક એસીડગેસ ( $Co_2$) હવામાંથી લઇને સાકર કે સ્ટાર્ચ બનાવે છે. આ શક્તિ પ્રાણીમાં નથી. એટલે માંસ ખાનારને આ તત્વ મળતુ નથી. વનસ્પતિ આમ એક રીતે હવા સાફ રાખે છે અને બીજી રીતે આપણને ખોરાક પુરો પાડે છે. ઝાડના પાંદડામાં બનેલી સાકર કે સ્ટાર્ચ તેના બી, ફળ, મુળ કે કંદમાં સંગ્રહ કરી રખાય છે. તેમાંય શેરડી, ડાંગર, જુવાર અને બાજરી જેવા ઘાસની જાતના છોડમાં આ શકિત ખાસ છે.

ખાંડ, ગોળ અને મધમાં સંપૂર્ણ સાકર છે. શેરડી અને બીજાં ગળ્યાં ફળમાં ( દ્રાક્ષ મોસંબી, ખજુર ) પણ એનો ઘણો ભાગ છે, જ્યારે ચોખા, મકકાઇ, ઘઉ, બટાકા અને બીજાં કંદમાં સ્ટાર્ચનો વધારે ભાગ છે. જે વસ્તુમાં પ્રોટીન અને તેલ વધારે હોય છે તેમાં સ્ટાર્ચ થોડા પ્રમાણમાં હોય છે. સ્ટાર્ચ અને સાકરનો મુખ્ય ઉપયોગ શરીરને કામ કરવાની શકિત અને ગરમી આપવામાં થાય છે. સ્ટાર્ચ ખાધા પછી મ્હોમાં આવતાં અને આંતરડામાં તે બદલાઇને તેની સાકર થઇ જાય છે. એટલે ભાત ખાવો એ ઘણે અંશે સાકર ખાવા બરોબર છે. શરીરમાં જ્યારે બહુ સાકર હોય છે ત્યારે " લીવરમાં " તે ભરી રખાય છે. જેનો ઉપયોગ પાછો જરૂર પડે થાય છે. માણસ બહુ ચાલવાથી કે શારીરિક મહેનતથી થાકી જાય ત્યારે થોડીક ખાંડથી તેનામાં તેજી આવે છે. શારીરિક મહેનત કરનારને મેદની વધારે જરૂર છે.

આપણા ખોરાકમાં સ્ટાર્ચ અને ખાંડ બીજાં પ્રોટીન, ચરબી, અને ક્ષાર જેવાં તત્વો સાથે સાથેજ આપવાં જોઇએ. એકલી ખાંડ ફાકીએ તો માંદા પડાય, અતિશય સ્ટાર્ચ અને ગળ્યો ખોરાક ખાવાની ટેવથી પ્રમેહ ( Diabetes ) જેવા રોગ થાય છે. મ્હોટી ઉમ્મરના ઘણા હિંદુઓને આ રોગ હોય છે. ખાંડ અને મીઠું ( નિમક ) એક સરખાં ગણાવવાં જોઇએ, આપણે દ્રાક્ષ અને મોસંબી જેવાં ગળ્યાં ફળ ખાતા હોઇએ તો બીજી ખાંડ ખાવાની ભાગ્યેજ જરૂર છે. ખોરાકમાં લાડુ, બરફી અને જલેબી જેવા ખાંડના ઢેફાં જેવી વસ્તુઓ અતિશય પ્રમાણમાં ઝેરી ગણવી જોઇએ. એથી શરીરને બેહદ નુકશાન થાય છે. આપણા ખોરાકના ગળ્યા પદાર્થ રદ્દબાતલ કરવાથી ઘણા ફાયદા થશે. આવી વસ્તુઓ બહુ ખાવાથી પેટમાં પચતી નથી પરંતુ આંતરડામાં સડે છે અને ગેસ વધારે છે. એથી દાંત પણ બગડે છે. ભાત અને બટાકા જેવી વસ્તુઓ વધારે પ્રમાણમાં ખાવાથી ખોરાકમાંના બીજા ઘણા અગત્યનાં તત્વો પ્રોટીન, ચરબી અને ક્ષાર પચતાં નથી. અને બહુ ખાધું હોવા છતાં શરીર ભૂખે મરે છે. સ્ટાર્ચ અને સાકર પચવવાને વિટમીન " બી "ની જરૂરીઆત છે. આવી જાતનો બહુ ખોરાક ખાનાર માણસ તો જાડુ અને કદરૂપ થાય છે. જાડા માણસને પાતળા થવુ હોય તો સ્ટાર્ચ અને સાકર ખાવાનું ઓછું કરવું જોઇએ.

# આંબાને આવ્યો'તો મ્હોર

આંબાને આવ્યો'તો મ્હોર
હાં રે બ્હેની ! આંબાને આવ્યો'તો મ્હોર.
માઝમને તીર વીર મામાનો માંડવો
રમતાં'તાં ભાઇબ્હેન મ્હોર—હાં રે૦

આંબાની ડાળ એક ડોકંતી આભમાં
હિંચંતો હીંચકે હિલ્લોલ
હાં રે વીર ઝૂલે–કળાયેલ મોર—હાં રે૦

નીચેરી ડાળ બ્હેની બેસી ટહૂકતી
કાળુડાં કામણનાં બોલ
હાં રે બ્હેની કૂજે–કોયલડી કિલ્લોલ—હાં રે૦

કૂંળી કૂંપળ દંતકળિયાં શી ફૂટતી
હાસંતી નયનાં ચકોર
હાં રે હસે વાસંતી હેની કિશોર—હાં રે૦

મીઠી મંજુલ મૃદુ મંજરીઓ મ્હેકતી
સોનેરી સાળુની કોર
હાં રે ઊડે મધુરાણી કેશ અંચોળ—હાં રે૦

નાજુકડી ડાળ અંગ ઠમકે ઉછાળતી
નર્તંતી નારીનો દોર
હાં રે નાચ નાચે વાસંતી સુગૌર—હાં રે૦

વીતી વસંત વીતી વર્ષાની વાદળી
વીતી શિશિર કઠોર
હાં રે બ્હેની–મૂર્છન્તી મૃત્યુની છોળ—હાં રે૦

આજે અભાગી ભાઇ એકલ અટૂલડો !
આવ્યો વસંત નઠોર
હાય ! ઊગ્યો રાતુડો આંસુડો મ્હોર !—હાં રે૦

ઉપવાસી

## ચાલુ વાર્તા

સુપ્રસિદ્ધ મહારાષ્ટ્રીય લેખિકા શ્રીમતી ઇન્દિરા સહસ્રબુદ્ધેકૃત
નવલકથા 'બાળૂતાઇ ધડા ઘે' નો ગુજરાતી અવતાર

# એ પત્ની કોની?

રજુ કરનાર :
શ્રી. યજ્ઞેશ હ. શુક્લ

### પ્રકરણ પાંચમું

### ભાસ્કરની ઉંચાઇ

'ભાસ્કરથી શરમાવા જેવું એટલું બધું શું બન્યું? એ કાંઇ તારો વર બર થવાનો છે શું?' એમ વેણુએ મને કહ્યું અને એથી મને કેટલો ઝાટકો :લાગ્યો તે મેં આગળ લખ્યું જ છે. તે વખતે મને વેણુ ઉપર ઘણો રોષ ચડ્યો ખરો પણ હવે હું તે વાતનો વિચાર કરી રહી છું. 'એ છોકરી કેટલી ચાલાક હતી! મારું મન તેણે કેવું બરાબર પારખી લીધું!' એથી મને ઘણું આશ્ચર્ય થાય છે. તે વખતે મને રોષ ચડ્યો નહિ; કારણ કે ખરેખર જ, મારું ;લગ્ન તેની સાથે કરવામાં આવશે અથવા તેમ કરવામાં આવતાં હું સુખી થઇશ એમ મને તે વેળા બિલકુલ લાગ્યું નહિ. એક તો ભાસ્કર બરાબર મારી જ વયનો હતો. અમારી વયમાં બહુએજ બે ત્રણ વર્ષનો ફેર હશે. તે ઉપરાંત ભાસ્કર ઘણો જ ગરીબ; તેના પિતા સારું ભણેલા હતા પરંતુ તેમને ૧૦૦ રૂપિયાથી વધારે પગાર મળતો નહતો અને એમાંથી પણ થોડીક રકમ તેમને, તેમને ગામ કોકણમાં તેમના સગાંઓનાં ભરણપોષણ માટે મોકલવી પડતી હતી. એટલે આવા ગરીબ માણસ સાથે લગ્ન કરીને મારો નિભાવ કાંઇ થોડો જ થવાનો હતો. મને તો બાળપણથી જ સુખ સગવડમાં રહેવાની ટેવ. તેમાં વળી બાપુજીની હું એકની એક દીકરી. એટલે મારી હોંસ પૂરવા માટે પ્રત્યેક જણ તૈયાર. મારી સ્થિતિ આવી હોવાથી 'ભાસ્કર સાથે મારું લગ્ન કેમ થઇ શકે!' એવો વિચાર મારા મનમાં આવ્યા વિના રહી શક્યો નહિ. મને તેના ઉપર પુષ્કળ પ્રેમ હતો પરંતુ એ પ્રેમ આવા પ્રકારનો હશે એવો ઘણા દિવસો સુધી તો મને સંશય સરખો આવ્યો નહિ.

અમે ઘણા દિવસ સુધી વડગામ રહ્યા. મારી અને ભાસ્કરની મૈત્રી વધુ ને વધુ વધતી ચાલી. મને તેના પ્રત્યે વિલક્ષણ પ્રેમ થવા માંડ્યો.

'તેને માટે આટલો બધો પ્રેમ થવા જેવું શું હતું?' એમ મને કોઇ પૂછે તો તેનો ઉત્તર મારાથી મુદ્દલ અપાય એમ નથી.

ભાસ્કર દેખાવમાં સાધારણ જ હતો. તેનાં શરીરનો બાંધો સારો હતો અને વાને તે સામળો હતો. તેનું કપાળ ભવ્ય હતું અને આંખો પાણીદાર હતી. અત્યારની છેલ્લી પદ્ધતિ પ્રમાણે તે વાળ હોળતો હતો. તેનો પોશાક તો એકદમ સાદો હતો; એક ખમીસ, કોટ, ધોતીયું અને હગેરીયન ટોપી. બહાર જતી

વખતે તે પગમાં ઘણી વાર બ્રાઉન રંગના સ્લીપર પહેરતો. કોઇ ને કોઇ ગાયન ગણુ-ગણ્યા કરવાની તેને ઘણી ટેવ હતી. અને તેનો ઉત્તમોત્તમ ગુણ એ હતો કે તે ઘણો જ ઉદ્યોગી અને મહત્વાકાંક્ષી હતો. આખો દિવસ કાંઇ ને કાંઇ તે કરતો જ રહે. નકામી બડબડ કરવાનું તેને જરાય આવડતું નહતું. તેના વિચાર ઉદાર અને સુધારક હતા. સ્ત્રી અને પુરુષ બરાબર સમાનતાથી વર્તે અને પુરૂષ પુરૂષ સાથે અને સ્ત્રી સ્ત્રી સાથે વર્તે તેવી રીતે તેઓ વર્તે તેમાં કાંઇ હરકત નથી, એવું તે કહેતો અને તેવા પ્રકારનું વર્તન રાખવામાં તે પોતે પાછું વાળીને જોતો નહિ.

વેણુ અને કુશી તો પછીથી એક બે દિવસમાં જ ગઇ અને પંડિત માસ્તર અ-મારા બંગાલામાં રહેવા આવ્યા.

બાપુજી કાંઇ વારંવાર વડગામ આવતા નહિ બા હમેશાં ઘરગથુ કામમાં જ ગુંથા-યલી રહેતી. મોટાભાઇ અને મધુએ કેટલાક નવા મિત્રો કર્યા હતા. ભારકરને અને મોટા-ભાઇને કાંઇ ઝાઝું બનતું નહિ. મોટા-ભાઇ મારી બાનાં વલણ ઉપર પડયો હતો. તેને અમારા મત બિલકુલ પસંદ પડતા નહિ. ભારકર સાથેનું મારૂં આપ્ત જેવું વર્તન તેને તદ્દન જ પસંદ પડતું નહિ. પણ તે કરે શું ? બાપુજીના ભયને કારણે મારી ભાંજગડમાં પડવાની તેની હિંમત જ ચાલતી નહિ. ગમે તેની સાથે મોકળાશથી વર્તવામાં બાપુજી બિલ્કુલ વાંધો લેતા નહિ, તેની મોટાભાઇને ખબર હતી. ભાસ્કર માટે પણ બાપુજીનો મત સારો હતો એટલે ભારકર સાથે ગમે ત્યાં જવાની અને ગમે તેટલો વખત તેની સાથે નિખાલસતાથી વાત કરતાં બેસી રહેવામાં મને જરાય ભય લાગતો નહિ.

તે દિવસો રજાના હતા એટલે અમને એકમેકના સહવાસમાં પુષ્કળ વખત રહેવાનું મળતું. ભારકરની સાથે જ રહેવાથી કોઇ મને હસશે અથવા કોઇ આંગળી ચિંધશે એમ લાગવાનું પણ કાંઇ કારણ ન હતું. કારણ કે વડગામની આજુબાજુમાં આવા નિંદાખોર ઉંચ વર્ગની વસતી ન હતી. ભાગ્યે જ એવાં બે ચાર ઘર હશે. કણબી-માળીઓની વસતી કરતાં તેઓની વસતી ઘણી થોડી હતી.

આવી પરિસ્થિતિમાં મને અને ભારકરને અમારા મન પ્રમાણે વર્તવાનો સારો સમય મળ્યો હતો. કોઇનો ધાક નહિ, કોઇનો ભય કે કોઇની શરમ પણ નહિ. માત્ર અંતરના મનોદેવતાની જે થોડી ઘણી ભીતિ લાગતી તેટલું જ. અને તેય મને પોતાને જ લાગતી. ભારકરને તો અમારા વર્તનમાં કાંઇ જ અયોગ્ય લાગતું ન હતું. મને લોકોની ટીકાનો ભય લાગતો પણ તેને તો એનો પણ ભય ન હતો.

અમારા નિત્ય કાર્યક્રમ પ્રમાણે એક દિવસ અમે ચારે જણ મળીને ટેનીસ વગેરે રમ્યાં. પછી તેઓ ત્રણે ફરવા જવા નીકળ્યાં.

પણ મારે ન્હાવું હતું એટલે મેં ભારક-રને કહ્યું:

' તું જા. હું આવતી નથી. મારે ન્હાવું છે. '

એટલે ભારકરે કહ્યું:

' અમસ્તી નદી પર બેસવા તો ચાલ. ઘરે જઇને પણ હમણાં શું કરવું છે ? ' એમ કહીને તેણે મારા હાથમાંથી બેટ લઇને છોકરાને આપી દીધું અને તે મને નદી ઉપર જવા આગ્રહ કરવા લાગ્યો.

મનથી એનું મન દુઃખવાય નહિ. હું તેની સાથે જવા નીકળી. સવારના આઠ વ ગ્યાનો તે સમય હતો. સૂર્યનાં કિરણોએ હજી પ્રખર સ્વરૂપ ધારણ કર્યું નહતું. એટલે ટેનીસ કોર્ટનું વાતાવરણ શાંતિ અને આહ્લાદકારક લાગતું હતું. ટેનીસનો સામાન લઇને છોકરો નીકળી ગયો. એ જ રીતે મધુ

## ચાલુ વાર્તા

સુપ્રસિદ્ધ મહારાષ્ટ્રીય લેખિકા શ્રીમતી ઇન્દિરા સહસ્રબુદ્ધેકૃત
નવલકથા 'બાળૂતાઇ ઘડા ઘે'નો ગુજરાતી અવતાર

# એ પત્ની કોની ?

રજુ કરનાર ;
શ્રી. ચન્દ્રેશ હ. શુક્લ

### પ્રકરણ પાંચમું

### ભાસ્કરની ઉંચાઇ

'ભાસ્કરથી શરમાવા જેવું એટલું બધું શું બન્યું ? એ કાંઇ તારો વર બર થવાનો છે શું ?' એમ વેણુએ મને કહ્યું અને એથી મને કેટલો ઝાટકો લાગ્યો તે મેં આગળ લખ્યું જ છે. તે વખતે મને વેણુ ઉપર ઘણો રોષ ચઢયો ખરો પણ હવે હું તે વાતનો વિચાર કરી રહી છું. 'એ છોકરી કેટલી ચાલાક હતી ! મારૂં મન તેણે કેવું બરાબર પારખી લીધું !' એથી મને ઘણું આશ્ચર્ય થાય છે. તે વખતે મને રોષ ચઢયો નહિ; કારણ કે ખરેખર જ મારૂં લગ્ન તેની સાથે કરવામાં આવશે અથવા તેમ કરવામાં આવતાં હું સુખી થઇશ એમ મને તે વેળા બિલકુલ લાગ્યું નહિ. એક તો ભાસ્કર બરાબર મારી જ વયનો હતો. અમારી વયમાં ભાગ્યેજ બે ત્રણ વર્ષનો ફેર હશે. તે ઉપરાંત ભાસ્કર ઘણો જ ગરીબ; તેના પિતા સારૂં ભણેલા હતા પરંતુ તેમને ૧૦૦ રૂપિયાથી વધારે પગાર મળતો નહતો અને એમાથી પણ થોડીક રકમ તેમને, તેમને ગામ કોંકણમાં તેમના સગાંઓનાં ભરણપોષણ માટે મોકલવી પડતી હતી. એટલે આવા ગરીબ માણસ સાથે લગ્ન કરીને મારો નિભાવ કાંઇ થોડો જ થવાનો હતો. મને તો બાળપણથી જ સુખ સગવડમાં રહેવાની ટેવ. તેમાં વળી બાપુજીની હું એકની એક દીકરી. એટલે મારી હોંસ પૂરવા માટે પ્રત્યેક જણ તૈયાર. મારી સ્થિતિ આવી હોવાથી 'ભાસ્કર સાથે મારૂં લગ્ન કેમ થઇ શકે !' એવો વિચાર મારા મનમાં આવ્યા વિના રહી શકયો નહિ. મને તેના ઉપર પુષ્કળ પ્રેમ હતો પરંતુ એ પ્રેમ આવા પ્રકારનો હશે એવો ઘણા દિવસો સુધી તો મને સંશય સરખો આવ્યો નહિ.

અમે ઘણા દિવસ સુધી વડગામ રહ્યા. મારી અને ભાસ્કરની મૈત્રી વધુ ને વધુ વધતી ચાલી. મને તેના પ્રત્યે વિલક્ષણ પ્રેમ થવા માંડયો.

'તેને માટે આટલો બધો પ્રેમ થવા જેવું શું હતું ?' એમ મને કોઇ પૂછે તો તેનો ઉત્તર આગથી સુદ્દલ અપાય એમ નથી.

ભાસ્કર દેખાવમાં સાધારણ જ હતો. તેનાં શરીરનો બાંધો સારો હતો અને વાને તે સામળો હતો. તેનું કપાળ ભવ્ય હતું અને આંખો પાણીદાર હતી. અત્યારની છેલ્લી પદ્ધતિ પ્રમાણે તે વાળ હોળતો હતો. તેનો પોશાક તો એકદમ સાદો હતો; એક ખમીસ, કોટ, ધોતીયું અને હંગેરીયન ટોપી. બહાર જતી

તે દરમ્યાન ઝાડ, ફૂલ અને પક્ષી એ અમારા વાર્તાલાપના વિષયો હતા. ભાસ્કરને પ્રાણી શાસ્ત્ર અને વનસ્પતિ શાસ્ત્રને લગતી ઘણી સારી માહિતી હતી. તે મને એ વિષે કહેતો હતો. મને ખરેખર જ આ વિષય સંબંધી કાંઇ જ ખબર નહતી, એટલે મનમાં ને મનમાં હું શરમાતી હતી પરંતુ ભાસ્કરને એ ન બતાવતાં; મારી પાસે જે કાંઇ થોડો ઘણો માહિતીનો ખજાનો હતો તે વચ્ચે વચ્ચે ખાલવીને હું મારી આબરૂ સાચવતી હતી.

ભાસ્કર પ્રત્યેનું મારૂં માન ખૂબ વધવા લાગ્યું. મને તે સુંદર લાગવા માંડ્યો. તેની જેમ બરાબર નિરીક્ષણ કરતા રહેવું એમ મને લાગવા માંડ્યું. પણ તેની નજર સામે નજર મિલાવીને જોવાની હિંમત મારાથી થતી ન હતી. તેણે શરીર ઉપર આખી બાંયની કફની પહેરી હતી અને તેનાં ધોતીયાનો છેડો ડાબી ખાંધ ઉપર નાંખીને તે હોજમાંના બેટ સાથે રમતો હતો.

મારી મનઃસ્થિતિ બરાબર નથી એમ લાગતાં મેં કહ્યું:

" ભાસ્કર, હવે તું ફરવા જા, હું ઘરે જાઉં છું.

" હં, જવા લાગી ઘરે ! પણ હું જવા દઇશ ત્યારેને ? ' એમ કહીને ભાસ્કરે મારી આડે બેટ ધર્યું.

## નૂતન જન્મેલ બાળકને

( શાર્દૂલ )

( ૧ )

દેહે નગ્ન અને ગુલાબી અધરો અંગે સુંવાળાં વળી,
રે, જન્મ્યાં નવ બાલુડાં જનનીને ખોળે સુતું તું અહીં;
તારા જન્મ પ્રસંગ રંગ ઉપરે આનંદતાં સૌ અતિ.
તે મધ્યે અહ, તું વિમુક્ત સ્વરથી આક્રંદતું જોરથી !

( ૨ )

રે'જે તુષ્ટ અને સદા જીવન આ તારું સુખે જીવજે,
સ્હેજે અંબુ પ્રવાહ આ ભવતણો ક્ષેમે તરી તું જજે.
ઘેરીને તુજને રડે પ્રિયજનો મૃત્યુ સમે જ્યાહરે;
તારાં શાંત સુધા ભર્યાં વદનથી તું હાસજે ત્યાહરે !

રતુભાઈ ના. દેસાઈ

" નહિ ભાસ્કર, મારે હજુ ન્હાવું છે. મોટાભાઇ–મધુ ઘેર જશે અને હું અહીં જ રહીશ તો બા મારા ઉપર ચીઢાશે. "

' હા, હા, મને એ બધું ખબર છે. ' એમ કહીને તેણે મને પાછળ હડાવી. ' હમણાં બહુ બહુ તો નવનો સુમાર થયો હશે. એટલામાં મધુને મોટાભાઇ ઘરે કયાંથી જવાના ? બેસ અહીં આ પથરા પર. ખરૂં કહે, અહીં તને મઝા નથી પડતી ? '

હું તેના તરફ જોઇને, કાંઇ પણ ન બોલતાં હસી રહી. મારૂં મન તે કળી ગયો. અમારી નાનપણની વાત કાઢીને અમે વાત કરવા માંડી. મેં કહ્યું:

" ભાસ્કર, આપણે પર્વતી પર ફરવા જતાં હતાં તેનું તને સ્મરણ થાય છે કે ? '

' હા, હજી બરાબર સ્પષ્ટ સ્મરણ છે. કેટલા ગમ્મતનાં તે દિવસો હતા ! નહિ ?' એમ અત્યંત આનંદથી તેણે કહ્યું. ' એક દિવસ મોટા ભાઇ તને ચીઢ ચઢે એવું બોલ્યા અને તું તેને મારીને ભાગી ગઇ. મોટાભાઇએ તને પકડવા પ્રયત્ન કર્યો પણ તું સપડાઇ જ નહિ એ પણ મને બરાબર સ્મરણમાં છે. '

' પાછળથી તેમણે મને પકડી પાડી પણ તે તો મને ઠેસ વાગી એટલે. મારા પગમાંથી લોહી વહેવા માંડ્યું પરંતુ મોટા

ભાઇએ મને પારો સુદ્ધાં બાંધ્યો નહિ પણ તેં મારી કેટલી બધી કાળજી લીધી? અને ખરેખર, ભાસ્કર, ત્યારથી જ તું મને ઘણો ગમે છે.'

'અને તું પણ તે સમયથી જ.' એમ કહીને તેણે મારો જમણો હાથ ધરીને આગળ આવ્યો અને તેની છાતી ઉપર તે મૂકીને મારા આંગળા ભીડીને ઉઘાડતો બેઠો.

'અને એકવાર મેં તને રમતમાં હરાવ્યો હતો તે તને યાદ છે ને?'

'ચાલ ચાલ હવે, તું મને શાની હરાવે' એમ મશ્કરીમાં તે બોલ્યો. 'હું કાંઇ કોઇ પોરીથી હારી જાઉં એવો રેંજી પેંજી નથી. શું પોતાની હુશીયારીના બણગાં ફૂંકે છે.'

'હા, હા, હરાવ્યો જ હતો. તને યાદ રહ્યું નથી. જોઇએ તો મોટાભાઇ કે મધુને પૂછીને ખાત્રી કરી આપું.'

'ચાલ હવે એમાં મોટાભાઇ મધુને શું પૂછવું હતું? તેઓ પ્રમાણિકપણાંના પૂતળાં ખરાં ને!'

'એટલી વાત કહેવામાં પ્રમાણિકપણાનાં પૂતળાં હોવાની શી જરૂર છે?'

'અલબત્ત, તું તેની બહેન, એટલે તેઓ તારો પક્ષ ગમે ત્યારે લેવાના જ.'

... તેના તરફ હાથ લંબાવીને બોલી:

... નહિ રે ભાઇ, તું અને તે એક જાતિના એટલે તે તારોજ પક્ષ લેવાના. છોકરી છોકરાં કરતાં ચઢી જવા જેવી કોઇ પણ વાત કરતાં જ અમારા મોટાભાઇને ખૂબ લાગી આવે છે એટલે હું કહું છું કે તે ખાત્રીપૂર્વક તારોજ પક્ષ લેશે.'

'ઠીક, પણ એમાં છે શું? તે મને હરાવી તો શું અને મેં તને હરાવી તો શું? આપણે એકજ છીએ ને? આપણી વચ્ચે ભિન્નભાવ છે કયાં?'

આ છેવટના વાકયથી હું ચમકી.

મેં ભાસ્કર પ્રત્યે અર્થપૂર્ણ દૃષ્ટિએ જોયું.

'આ કહે છે તે ખરૂં છે કે? અમે ખરેખર એક છીએ કે?'

આવો વિચાર એક ક્ષણભર મારા મનમાં આવી પસાર થઇ ગયો.

તેણે મને હલાવીને પૂછયું:

'કેમ, શા ગૂઢ વિચારમાં પડી ગઇ?'

'કાંઇ નહિ. પણ શું, ફરી તે દિવસો નહિ જ આવે કે?' મેં ઉદાસ ભાવે પૂછયું.

'કેવી રીતે આવે? પણ આગળ ઉપર એના કરતાં પણ વધારે સુખના દિવસો કેમ નહિ આવે?'

વાત કરતાં કરતાં અમે પત્થર પરથી ઉઠીને હોજ આગળ કયારે ગયાં તેનું અમને જ ભાન રહ્યું નહિ. અમે બન્ને હોજના કાંઠા ઉપર બેઠાં હતાં. અમારાં બન્નેનાં પ્રતિબિંબ પાણીમાં પડયાં હતાં. ત્યાં મારી દૃષ્ટિ સહજ જ ગઇ. મેં તરતજ કહ્યું:

'ભાસ્કર, પાણીમાં જોયું? કેવો સુંદર દેખાવ છે એ? જો પેલાં સૂર્યનાં કિરણ, પેલાં ઝાડનાં પાંદડા અને આપણે પણ આમ બેઠેલાં!'

ભાસ્કરે મારી ખાંધ ઉપર હાથ મૂકયો અને પાણીમાંનો દેખાવ જોઇને બોલ્યો:

"વાહવાહ, વાહવાહ! કેટલો સુંદર દેખાવ છે, નહિ? બરાબર ફોટો લેવા જેવો. મારો અને તારો આવી રીતે ફોટો લેવાયો હોય તો તને ગમે કે?"

હું ફરી ચમકી. તેનો હાથ જરા રોષથી દૂર કરીને મેં કહ્યું: 'તારો અને મારો આવો ફોટો? કોઇ કદી લઇ શકે નહિ."

"કેમ વારુ?" તને આપણો આવો ફોટો ચિતરતાં નહિ આવડે?"

"નહિ, જરાય નહિ." મેં જરા તિરસ્કારથી કહ્યું.

ભાસ્કર એકદમ શરમાઇ ગયો. તેને ઘણું જ દુઃખ થયું હોય એમ લાગ્યું.

તે સાથેજ હું ઝટ હોજ ઉપરથી નીચે ઉતરી. તેનો હાથ પકડીને તેને પણ મેં નીચે ઉતાર્યો અને તેને મારી પાસે ઉભા રહેવાનું જણાવી મેં કહ્યું:

' જો ભાસ્કર, જો, કોણ મોટું છે ? તું કે હું ? '

' આમ ઉભા રહેવાથી બરાબર સમજાય નહિ. ' એમ કહીને તેમને એક સીધાં એવાં ઝાડ આગળ લઇ ગયો અને મારી બન્ને ખાંધ ઉપર તેના બન્ને હાથ મૂકીને અને મારૂં મોઢું બરાબર સીધું રાખવાનું જણાવીને તેણે એક પત્થરાથી ઝાડ ઉપર નિશાની કરી. પછી મેં પણ એવી જ રીતે તેની ઉંચાઇ માપી. તો મારા કરતાં તે વધારે ઉંચો ઠર્યો. તે ઉંચાઇ તરફ આંગળી કરીને મેં તેને કહ્યું:

' જોયું ભાસ્કર, તું મારા કરતાં મોટો છે, એટલે તું મને કમી લેખશે, મારા ઉપર તારૂં મોટાપણું દાખવશે, ખરૂં ને ? '

' છટ ! એમ કદિ નહિ થાય. ' એમ ભાસ્કરે ભારે અભિમાનથી કહ્યું.

એટલામાં મધુ અમારી પાસે આવીને બોલ્યોઃ

' આ શું ચાલી રહ્યું છે ? ઝાડ ઉપર નિશાની શાની કરો છો ? '

' કાંઇ નહિ. અમે અમારી ઉંચાઇ માપી. ' આમ અમે બન્ને એકદમ બોલી ઉઠયાં.

' ઠીક, જોઇએ તું કેટલો ઉંચો છે ? ' એમ કહીને ભાસ્કરે તેની પણ ઉંચાઇ માપી અને પછી અમે ઘરે ગયાં.

## પ્રકરણ છઠ્ઠું

## ચોરને શિક્ષા

' વડગામના દિવસો ' એવો વિચાર માત્ર મારા મનમાં આવતાં મને કેટલો બધો આનંદ થતો ! મારૂં હૃદય આનંદલહરીથી ઉછાળા મારતું. અને ' ઇશ્વર, તારી કલા અગાધ છે ! ' એવા ઉદ્દગાર સહજ જ મારા મોઢાંમાંથી બહાર નીકળતા.

તે વખતે હું બરાબર યૌવનમાં હતી. તેથી ભાસ્કર સિવાય મારા મનઃચક્ષુ આગળ બીજો કયો વિચાર આવવાનો હતો ?

કોઇપણ વાત હું લખવા કે કરવા લાગું કે તે ભાસ્કર માટે જ કરવી એમ મને લાગતું. પછી ભલે એ વાત કોઇપણ પ્રકારની અને કોઇ પણ રીતની હોય. મારા પોતાના પોશાકથી માંડીને તે ગળ પટ્ટા રૂમાલ સુધી, મારા વિચાર ભાસ્કરને શું પસંદ પડશે એને લગતા હતા. ભાસ્કર અમારે ઘેર રહે એવી કોઇને કોઇ યુક્તિ હું શોધી કાઢતી. તે અમારે ઘેર રહેવા નહિ આવ્યો ત્યારે કોઇને કોઇ કારણ કાઢીને હું તેની પાસે જતી. અમે એકમેકની સમીપ ન હોઇ શકીએ એવા પ્રસંગે હું તેને ગમતું ગીત ગાઇને આનંદ માણી લેતી.

ટુંકામાં જ કહીએ તો મને ભાસ્કરનું ગાંડુ લાગ્યું હતું. ભાસ્કરે તેના સુંદર સ્વભાવે મારાં મનને મુગ્ધ કરી નાંખ્યું હતું. અમારો એકમેકનો મેળાપ નહિ થાય તો તે ખોટેખોટ મારા ઉપર રોષે ભરાય અને તે માટે હું તેના ઉપર દોષ ઢોળીને તેની સાથે બોલવાનું છોડી દઉં અને છેવટે ભાસ્કર મને મનાવવા આવે ત્યાં સુધી વાટ જોઉં. ભાસ્કરની સ્થિતિ પણ મારા જેવી જ થઇ હતી. તેણે પોતે મારા કેટલાય ફોટો કાઢીને પોતાનાં ટેબલમાં, પેટીમાં, પુસ્તકમાં વગેરે જુદે જુદે ઠેકાણે રાખ્યા હતા અને હું તેની પાસે જતાં જ તે મને કહેતોઃ

" અમે તેટલી બારીકાઇથી ચાંદની તરફ જોવા છતાં શુક્રની ચાંદનીનું તેજ તેમાં થોડું જ આપવાનું હતું ! હવે જો, વારૂ, મારી ઓરડીમાં એક જ તારો કેવો પ્રકાશી રહ્યો છે ! હવે તેનાં




## સ્વદેશ

મુંબઈ ઇલાકા સ્ત્રી સભાની ૧૯ મી વાર્ષિક સભા તા. ૨૯ મી જાન્યુઆરીએ મળી હતી. તે વેળા કાઉન્સીલનાં પ્રમુખ તરીકે મીસીસ એફ. એસ. તાલ્યારખાન અને ઉપપ્રમુખ તરીકે મીસીસ ફ્રાન્સીસ લો ની ચુંટણી થઇ હતી. નિવૃત્ત થતાં પ્રમુખ મીસીસ ફૈઝ તૈયબજીએ સર્વનો આભાર માન્યો હતો. મંત્રી શ્રીમતી કુમુદ શાહે વર્ષ ભરની પ્રવૃત્તિનો હેવાલ વાંચ્યો હતો અને કરેલા કાર્યની વિગતો રજુ કરી હતી. તે પછી કાર્યવાહક સમિતિની નિમણુક કરવામાં આવી હતી.

### લેડી વિદ્યાગૌરીનો હીરક મહોત્સવ

**ગુજરાતી મહિલાઓની જાગૃતિમાં પોતાની અનેકવિધ પ્રવૃત્તિઓથી અત્યંત કિંમતી ફાળો આપનાર ગુજરાતનાં આદર્શ સન્નારી શ્રીમતી લેડી વિદ્યાગૌરી નીલકંઠને સાઠ વર્ષ પૂરાં થયાંથી તેમનો હિરકમહોત્સવ ઉજવવાનો વિચાર તેમના કેટલાક મિત્રો કરી રહ્યા છે. ખા. બા. ચાહેવાળાની સૂચનાથી એક સભા અમદાવાદમાં આના સંબંધમાં મળી પણ ચૂકી છે.**

**સ્ટવ-સઘડીના ભોગઃ** (૧) મુંબાઇમાં સી. પી. ટૅંક રોડ ઉપર આવેલી સેન્ટ્રલ ફાર્મસીના એક ભાગીદાર શ્રી સુરેન્દ્ર વકીલનાં ૧૯ વર્ષનાં પત્ની કપિલા રાત્રે સ્ટવ ઉપર રહા કરવા જતાં અચાનક સાડી સળગી જતાથી દાઝી મરણ પામ્યાં. ( ૨ ) મુંબાઇમાં ગિરગામ બેક રોડ ઉપર રહેતા યજ્ઞેશ્વર ભાસ્કરની પત્ની કમળાબાઇ સ્ટવ ઉપર પાણી ગરમ કરવા જતાં સાડીનો છેડો સળગી જવાથી દાઝી મરણ પામી. ( ૩ ) લાલબાગ ઉપર રહેતી મીરામ્મા ગુલામ નામની પચીસ વર્ષની મુસ્લીમ સ્ત્રી સગડી ઉપર ખાણું પકાવતાં સાડીનો છેડો સળગવાથી દાઝી મરણ પામી.

**આપઘાતઃ** ( ૧ ) મુંબાઇમાં મુસલમાન સ્ટ્રીટમાં રહેતી જયનાબી નામની ત્રીસ વર્ષની મુસ્લીમ સ્ત્રીએ શરીર ઉપર ગ્યાસલેટ છાંટી તે સળગાવી આપઘાત કર્યો. તે ધણીથી જુદી રહેતી હતી. ( ૨ ) સાન્તાક્રુઝમાં શ્રી. કાન્તિલાલ ત્રિવેદી નામનાં શિક્ષકનાં પત્ની શાંતાબાઇએ શરીર પર ઘાસલેટ છાંટી આપઘાત કર્યો. પતિએ તેને બેન તરીકે રહેવાની ફરજ પાડયાને પરિણામે આ બનાવ બન્યાનું કહેવાય છે. ( ૩ ) મુંબાઇમાં વિમળાબાઇ પાંડુરંગ નામની ત્રીસ વર્ષની સ્ત્રીએ માંદગીથી કંટાળી પહેલે માળેથી કૂદી પડી આપઘાત કર્યો. ( ૪ ) નાગપુરમાં પેરીન ભરૂચા નામની પારસી બાળાએ પંજાબી યુવક સાથે લગ્ન થઇ શકે એમ નથી એવું લાગતાં તળાવમાં ડૂબી જઇ યુવક સાથે આપઘાત કર્યો.

**પુત્રવધુને નુકશાનીઃ** ઓલપાડ તાલુકાના વેલુક ગામની દેવી નામની વિધવાબાઇએ તેના સસરા સામે ગાળો દઇ હુમલો કરવાના આરોપસર બદનક્ષીની ફરિયાદ માંડતાં સસરાને ત્રણ માસની સખ્ત કેદ રૂ. ૭૫ દંડની સજા થઇ છે. સજા સામે થએલી અપીલ રદ જતાં દેવીને રૂ. ૨૫ નુકસાની આપવા હુકમ થયો છે.

**બાલલગ્ન માટે સજાઃ** બાલલગ્નપ્રતિબંધક કાયદાનો ભંગ કરવા માટે અમદાવાદના જીલ્લા મેજીસ્ટ્રેટે પ્રાંતિક તાબાના હરસોલના વતની ધુળાલાલ અને વખારિયા ફતેચંદને અનુક્રમે રૂ. ૪૦૦ અને રૂ. ૨૦૦ દંડ કર્યો છે.

**પારસી બાળાનું અપહરણ** કરી, તેના પર બળાત્કાર કરી સંભોગ કરવાના તેમજ તેમાં મદદ કરવાના આરોપસર વડોદરાના સેસન્સ જજ મી. સાહેબજાદાએ લીમડાના ઠાકોર રણજીતસિંહને જુદા જુદા આરોપોસર ૩।। વર્ષની સખ્ત કેદ અને રૂ. ૬૦૦ ના દંડની સજા કરી છે. તેના નોકર દસનને અને ભાવનગરના માજી ફોજદાર ધનજીશાહને ૩।। વર્ષની સજા અને રૂ. ૨૦૦) તથા ૬૦૦ નો દંડ કરવામાં આવ્યો છે. મતંગ

ઉસ્તાદને તથા ઠાકોરના બે ડ્રાઇવરોને ૪ વર્ષની સજા અને રૂા. ૧૫૦ નો દંડ કરવામાં આવ્યો છે. આ સજા જુદા જુદા આરોપોસર થઇ છે અને તે ભેગી ભોગવવાની હોઇ બધા આરોપીઓને બે વર્ષ સુધીની સજા ભોગવવી પડશે. સજા સામે વડી અદાલતને અપીલ થઇ છે.

**પુનર્લગ્નઃ** દાહોદમાં શ્રી. ઠક્કરબાપાના ખાનગી મંત્રી શ્રી. વિશ્વનાથ પંડયાએ 'કલોલનાં બ્રાહ્મણ બાળવિધવા શ્રીમતી શશિબાળા સાથે પુનર્લગ્ન કર્યું'.

**છુટાછેડા મળ્યાઃ** મહેસાણામાં લાંબા વખતથી ચાલતા ચકચાર ભર્યા કેસમાં મી. ઓઝા મુનસફનાં પત્નીને કોર્ટે લગ્ન વિચ્છેદનો હુકમ આપ્યો છે. છેવટનો ચુકાદો બાર માસ પછી અરજી કરવાથી આપવામા આવશે.

**સાસુનો જુલમઃ** "મારી સાસુ તથા મારી માસીજીએ મને ઘરમાં પુરી, પાટીએ બાધી, મારા મોંમાં ડુચા મારી, મને સગડીમા ધીકતા તવેથાના ડામ દીધા, મારી માસીજીએ મારાં કપડાં ઉંચા કર્યા, અને મારી સાસુએ મારા શરીર પરના જુદા જુદા ભાગો પર તેમજ ગુપ્ત ભાગ પર ડામ દીધા, એની અસહ્ય વેદનાથી હું બળી રહી છું."

એ બાળાનું નામ ડાહીઃ ઉત્તર દશક્રોઇના ઉવારસદ ગામના પટેલ જુગાભાઇ જીવાભાઇની દીકરી, ચઉદ વર્ષની એ ગભરૂબાળા ઉત્તર દશક્રોઇ તાલુકાના ફ. ક. મેજીસ્ટ્રેટ સમક્ષ પોતાની સાસુ બાઇ સાકર તે શીવાભાઇની વિધવા અને તેની માસીજી બાઇ તેના સામે ઇ. પી. કોડની કલમ ૩૨૪–૩૪૨ મુજબ ફરીયાદ નોંધાવતા ઉપરના શબ્દોમાં પોતાની કથની જણાવે છે; એ કથની આગળ વધે છે. "મારો યુવાન પતિ બહાર ગામ ભણવા ગયો છે. મારી સાસુ અને માસીજી રોજરોજ જુલુમ ગુજારતાં હતાં. મારે ત્યાં રોજ બીજા માણસો આવતા હતા હું એ માણસોને ઘરમાં નહીં આવવા દેવા માટે વિનવતી. મારી એ વિનવણીના પરિણામે તેઓ બંને ગુસ્સે થયા અને બન્ને જણાએ તા. ૨૧ મીના રોજ મારી પર ઘાતકી અત્યાચાર કર્યો. બાઇ ડાહીને તરત જ સીવીલ હોસ્પીટલમાં ખસેડેલી; અને આ સંબંધી સરકારને બાઇ ડાહીને ગયેલી ઇજાઓનો રીપોર્ટ કર્યો છે.

**વિદ્યાર્થિનીઓ માટે પ્રવાસઃ** આંતરરાષ્ટ્રીય વિદ્યાર્થી સેવા સંઘે (ઇન્ટરનેશનલ સ્ટુડન્ટસ સરવીસ); શ્રીમતી એસ. કે. દત્તને, ૧૯૩૪ માં ગોઠવાયો હતો. એવો જ આવતા ઉન્હાળામાં હિંદી સ્ત્રી વિદ્યાર્થીઓ અને શીક્ષકો માટે યુરોપનો પ્રવાસ ગોઠવવાની વિનંતી કરી છે, આ વર્ષે આ પ્રવાસ-પાર્ટી મુંબઇ મેની આખરે છોડશે પ્રવાસ ઓગસ્ટની ૧૦ મી સુધી ચાલશે.

ઓસ્ટ્રીઆ, ઝેકોસ્લોવેકીઆ, જર્મની, બેલ્જીયમ, હોલાંડ, ઇગ્લાંડ, સ્કોટલાંડ, ફ્રાંન્સ અને સ્વીટ્ઝરલાંડની મુલાકાત લેવાશે અને દરેક સ્થળે વિદ્યાર્થીઓ અને શિક્ષકો સાથે મળવાની, યુનીવર્સીટી જીવનનું કંઇક જાણવાની, શિક્ષણ વિષયક અને અને સામાજીક સંસ્થાઓની પીછાન કરવાની અને આંતરરાષ્ટ્રીય વિદ્યાર્થી પરિષદોમાં હાજર રહેવાની તક આપવામાં આવશે.

**આંતરરાષ્ટ્રીય લગ્નઃ** ( ૧ ) લખનૌ યુનિવર્સીટીના વાઇસ ચાન્સેલર ડૉ. આર. પી. પ્રાંજપેનાં ૨૮ વર્ષનાં પુત્રી કુ શકુંતલા પ્રાંજપેએ જીનીવામાં સ્ટેપઝોફ નામના રશિયન સાથે લગ્ન કર્યું છે. કુ. શકુંતલા જીનીવામાં આંતરરાષ્ટ્રીય મજુર કચેરીમાં કામ કરે છે. સ્ટેપઝોફ વર્ષોથી સ્વીટ્ઝરલૅન્ડ માંજ રહે છે. તે કલાકાર છે અને ફુટબોલનો વિખ્યાત ખેલાડી છે. ( ૨ ) લાહોરના પંડિત બ્રીજલાલ નેહરૂએ મેગડોલના ફ્રીડમેન નામની હંગેરિયન યુવતી સાથે લગ્ન કર્યાં છે. હંગેરીયન યુવતીએ શોભારાણી એવું નામ રાખ્યું છે.

**નરી પશુતાઃ** સાડા ત્રણ વર્ષની બાળા ઉપર બળાત્કાર કરવા માટે જબલપુરમાં કટનીના બોધન નામના માણસને ૪ વર્ષ સખ્ત કેદની સજા થઇ છે.

**પતિદેવ:** ગુજરાનવાળાના વકીલ હરનારાયણને તેની પત્નીનાં ભરણપોષણની રૂા. ૧૫૦૦ની રકમ ન આપવા માટે વધારાના જીલ્લા મેજીસ્ટ્રેટે એક વર્ષ કેદની સજા કરી છે, કોર્ટના હુકમોની તેમણે સતત અવગણના કરી હતી.

**શ્રીમતી રાધાબાઇ સુબ્બારાયનને** જીનેવા ખાતે સ્ત્રી અને બાળકોના પ્રશ્નો ચર્ચવા માટે મળનારી આંતર રાષ્ટ્રીય પરિષદમાં હિન્દના પ્રતિનિધિ તરીકે ભાગ લેવાનું આમંત્રણ મળ્યું છે. ગયે વર્ષે પણ મીસીસ સુબ્બારાયનને આમંત્રણ મળ્યું હતું.

**કોણ કહે છે હું વિધવા છું ?** મોરાદાબાદના જાણીતા બેરીસ્ટર અને જમીનદાર શ્રી. ગંગાપ્રસાદ મિત્રની અગ્નિ સંસ્કાર ક્રિયા વખતે તેમનાં પત્ની સ્મશાન ભૂમિ પર હાજર રહ્યા હતા.

પતિ સાથે જ જીવનનો અંત લાવવાનો તેમનો ઇરાદો હતો. ત્યાં હાજર રહેલાઓએ મીસીસ મિશ્રને ઘણું ઘણું સમજાવ્યાં અને આશ્વાસન આપતાં કહ્યું કે ઇશ્વરે તમને વિધવા બનાવ્યા છે તો પછી તેના પર વિલાપ કરવાનો કશો અર્થ નથી. આ શબ્દોથી તેઓ ઉશ્કેરાઇ ગયા અને બોલ્યાં કે "કોણ કહે છે કે હું વિધવા છું? મારૂં જીવન મારા પતિના જીવન સાથે ઓતપ્રોત થઇ ગયું છે." ધણિનું શબ પૂરૂં બળે તે પહેલાં તો તેઓ ત્યાં મરણ પામ્યા હતાં.

પ્રયાગ મહિલા વિદ્યાપીઠના પદવીદાન સમારંભ પ્રસંગે માંગલિક પ્રવચન કરતાં રાષ્ટ્રપતિ બાબુ રાજેન્દ્રપ્રસાદે બધીય રાષ્ટ્રીય સંસ્થાઓને એકત્ર કરવાના વિચારને સમર્થન આપી, દેશને માટે સ્ત્રીઓએ કરેલી સેવાઓની પ્રશંસા કરી હતી. અજ્ઞાન અને પરદેનશીન કહેવાતી સ્ત્રીઓ આગળ આવી દેશનું માન સાચવી લે છે અને કુમળા હૃદયની સ્ત્રીઓ જરૂર પડે પત્થર કરતાંય કઠિણ બની શકે છે, એમ તેમણે જણાવ્યું હતું. સ્ત્રીઓને શારીરિક તંદુરસ્તી જાળવવા અને બાળકોનો સંભાળ ભર્યો ઉછેર કરવાની તેમણે સલાહ આપી હતી. છેવટે મહિલા વિદ્યાપીઠનાં નવાં મકાનનો પાયો નાંખવાની ક્રિયા તેમણે કરી હતી.

### સ્ત્રીઓને અન્યાય કરતું બીલ રજુ ન થયું

આખા મુંબાઇ ઇલાકાની શિક્ષિત સ્ત્રીઓના એક સરખા વિરોધ પછી, હિન્દુઓના દત્તક લેવાના કાયદામાં, હિન્દુસ્ત્રીઓને હડહડતો અન્યાય કરે એવો સુધારો કરનારૂં શ્રી દેસાઇનું બીલ મુંબાઈ ધારાસભામાં રજુ કરવામાં આવ્યું નથી. મુંબાઈ ધારાસભામાં ગઈ તા. ૨૫મીએ એ બીલ રજુ થવાનું હોઈ, એ બીલ સામેનો વિરોધ દર્શાવતા ઠરાવો ધારાસભાના સભ્યોમાં વહેંચવામાં આવ્યા હતા. અને મુંબાઇની કેટલીક આગેવાન બહેનો ધારાસભાની પ્રેક્ષકોની ગેલેરીમાં હાજર રહી હતી. શ્રી. દેસાઇએ આ બેઠકમાં એ બીલ રજુ કરવાનો તેમનો ઇરાદો નથી એમ જાહેર કરતાં હસાહસ થઈ રહી હતી. સ્ત્રીઓએ રજુ કરેલા સક્રીય વિરોધનું આ પરિણામ હોય એમ લાગે છે.

### વિદેશ

મહિલા લીબરલ ફેડરેશન સમક્ષ લંડનમાં ભાષણ કરતાં લેડી લેટને હિન્દના ભાવિ તંત્ર સંબંધમાં વિવેચન કરતાં જણાવ્યું હતું કે હિન્દના નવા કારોબારી તંત્રમાં પ્રાંતો અગત્યનાં કેન્દ્ર બનશે. આગામી દશ વર્ષોમાં હિન્દીઓએ પ્રાંતિક સ્વતંત્રતા સફળ બનાવવી પડશે. પ્રાંતોમાં ખૂબ અગત્યનું કાર્ય કરવાનું છે અને તેના સંબંધમાં સંપૂર્ણ સત્તા આપવામાં આવી છે. કરાંચીની મહિલા પરિષદમાં હાજરી આપી આવેલાં મીસીસ કોરબેટ એશબીએ જણાવ્યું હતું કે પોતાના દેશ ઉપર બહારના લોકો અંકુશ ધરાવે એ હિન્દ, મીસર, પેલેસ્ટાઇન અને સીરીયાના લોકોને રૂચતું નથી. એ દેશોનાં મારા અનુભવ પરથી મને ખાત્રી થઇ છે કે આજની દુનિયામાં પરદેશી સરકારની પદ્ધતિ હવે વધુ વખત માટે શક્ય નથી.

**મીસ એલ્સી પાવરીએ** ઇંગ્લાંડની પાર્લામેન્ટની આગામી ચુંટણીમાં ઉમેદવાર તરીકે ઉભાં રહેવા નિર્ણય કર્યો છે એમ દિલ્હીના એક પત્રનો લંડનનો ખબરપત્રી જણાવે છે.

**જેલ કમીશનર તરીકે સ્ત્રીઃ** ઇંગ્લાંડના ગૃહમંત્રી જેલોનાં મદદનીશ કમીશ્નર તરીકે એક સ્ત્રીની નીમણુંક કરવાનો વિચાર કરે છે. જો આ પદે કોઇ સ્ત્રીની નીમણુક થશે તો સ્ત્રી કેદીઓ સાથે સંબંધ ધરાવતા ખાસ પ્રશ્નોની જ આ નવી મદદનીશ કમીશ્નર સંભાળ લેશે. સામાન્ય જેલોની એ મુલાકાત પણ લેશે. જો સ્ત્રી મદદનીશ કમીશ્નર નીમાય તો તેને ખુબ કામ કરવાનું રહેશે. તેની પ્રવૃત્તિઓને સંકુચિત મર્યાદાઓમાં રોકી ન લેવામાં આવે એવી અપેક્ષા રાખવામાં આવે છે.

**મોટર સાઇકલ પરઃ** મીસ ખ્વેન્ફ્રીરોન અને મીસ વાલાશ નામની બે યુવતીઓ ૧૧ મી ડીસેમ્બરે મોટર સાઇકલ અનેસાઇકલ સાથે દક્ષીણ આફ્રીકાના પ્રવાસે ગઇ છે. તેમણે સાથે બે રીવોલ્વરો અને ફ્લેશલાઇટ રાખ્યા છે. દક્ષીણ આફ્રીકાથી તેઓ મોટર સાઇકલ પરજ પાછાં ફરનાર છે.

**૧૫૦૦૦ સ્ત્રીઓ છુટાછેડા લે છેઃ** અસુખી ગૃહજીવનને પરિણામે ઇંગ્લાંડમાં દરવર્ષે ૧૫૦૦૦ જેટલી સ્ત્રીઓ અદાલતનો આશ્રય લઇ છુટાછેડા મેળવે છે. ન્યાયાધીશો મુકરર કરેલી ભરણપોષણની રકમો આપવા ઉપરાંત ૩૫૦૦ પતિઓને જેલ મો-

ગવતી પડે છે. પરિણિત યુગલોની તકરારોની તપાસ માટેની ખાસ સમિતિએ આ માહિતી એકઠી કરી છે.

**જર્મન સ્ત્રીઓને ફાંસીઃ** લશ્કરી રહસ્યો ખુલ્લાં પાડી દેવા માટે ફ્રાઉ બેનીત્ર વોન ટાફેકેન હેઇન અને ફ્રાઉ રેનાઇટ વોન નાઇઝનેર નામની બે પ્રતિષ્ઠિત કુટુંબની જર્મન સ્ત્રીઓને બર્લિનમાં ફાંસી દેવામાં આવી છે.

**ભગ્નહૃદયા પ્રેમિકાઓઃ** ઇલીઝાબેથ અને જેન નામની અનુક્રમે ૨૩ અને ૨૦ વર્ષની યુનાઇટેડ સ્ટેટસના નેપલ્સ ખાતેના કોન્સલ જનરલ મી. કોઅર્ટ ડુ બોઇસની પુત્રીઓએ મસીના ખાતે, ૧૫૦૦ ફૂટ ઉંચેથી વિમાનમાંથી કુદી પડી આપઘાત કર્યો છે. આ વિમાન એપ્રીજથી પેરીસ જતું હતું અને બન્ને સ્ત્રીઓ જ તેની ઉતારૂ હતી. આખુંય વિમાન તેઓએ ભાડે લઇ લીધું હતું. પાયલોટને એ બન્ને સ્ત્રીઓ કુદી પડયા પછીથી મોડેથી મળી હતી જેન ફોરબસ નામના વિમાની અમલદાર સાથે અને ઇલીઝાબેથ બીટી નામના વિમાની લેફ્ટેનન્ટ જોડે અદરાઇ હતી. આ બન્ને યુવાનો એક અઠવાડિયા પહેલા મસીના ખાતેની બ્રિટિશ સીપ્લેનની ગંભીર હોનારતનો ભોગ બન્યા હતા. આથી નિરાશ થઇને બન્ને પ્રેમિકાઓએ પણ પોતાના દેહનો અંત આણ્યો.

**તુર્કી પાર્લામેન્ટમાં સ્ત્રીઓઃ** તુર્કસ્તાનની નવી પાર્લામેન્ટની ચુંટણીમાં પ્રતિનિધિઓ તરીકે ૧૭ સ્ત્રીઓને પ્રમુખ મુસ્તફા કમાલ પાશાએ ઉમેદવાર તરીકે પસંદ કરી છે. પહેલી જ વાર સ્ત્રીઓ મતાધિકારનો ઉપયોગ કરશે. ૩૦ વર્ષની ઉમરની સ્ત્રીઓ સભ્યપદ માટે લાયક છે.

### ચીનની મહિલાઓની લડત

ચીનની મહીલાઓને દેખીતી ગુલામોની દશામા મુકવા માટે ચાલતી ચળવળ સામે સપળા શહેરોમાં લડત ચલાવી રહેલી સ્ત્રી સંસ્થાઓ ચીનની ૨૦ કરોડ સ્ત્રીઓનું પ્રતિનિધિત્વ ધરાવે છે.

ચીનની મહીલાઓએ ક્વોમીન્ટાંગ વીપ્લવમાં મેળવેલા સમાનતાના હકો તેમના હાથમાંથી ઝુંટવી લેવા માટે પ્રત્યેક ભાગના સ્થાનીક શાસકો, માર્શલ ચીઆંગકાઇસેકની દોરવણી નીચે પસાર કરી રહ્યા છે.

આ સ્થાનીક રાજકર્તાઓના કાયદાઓ અનુસાર ચીનની મહિલાઓ નીચે જણાવેલી કેટલીક વસ્તુઓ કરી શકે નહિઃ—

પુરૂષો સાથે સ્નાનમાં ભાગ લેવો.
પુરૂષો સાથે નૃત્ય કરવું.
ધુમ્રપાન કરવું.
પગ ઉઘાડા મુકવા.
વેઇટરો તરીકે કામ કરવું.
બાંય વગરના ફ્રોક પહેરવાં.
ઉઘાડા પગે ચાલવું.
પતિ સાથે રેસ્ટોરામાં જવું.
રસ્તા ઉપર પતિની સાથે સાથે ચાલવું.
સુગંધી વાળી વસ્તુઓ વાપરવી. વિગેરે

કેટલીક જગ્યાએ આ બધા કાયદાઓ પસ કરવામાં આવ્યા છે અને વધું પસાર થતા જાય છે ચીનના જુના દિવસોના આ પુનરાવર્તન સાં. ચીનની મહિલાઓ બળવો કરવા તૈયાર થઇ છે.

શ્રી જગત માર્શલ ચીઆંગ-કાઇ-શેકને દોષ દે છે. તેની પત્નિએ અમેરીકામાં કેળવણી લીધી છે અને તેના અંગરક્ષક તરીકે કામ કરે છે. આમ છતાંય સામાન્ય હકની તેની સંભાવના પુરાણી ઢબની છે.

તેઓ જણાવે છે કે તાજેતરમાં એક કાયદો પસાર કરીને માર્શલે તેમની સામે આ દમનનાં પગલાં લીધા છે. એ કાયદા અનુસાર સ્ત્રીની બદ ચાલને ફોજદારી ગુન્હો કરવામાં આવે છે. અને તે બદલ એક વરસની જેલની સજા કરવામાં આવે છે.

આ કાયદાથી સ્થાનિક શાસકોના હાથ છુટા થયા છે અને સ્ત્રીઓને " તેમના સ્થાન "માં મુકવા માટે અમર્યાદીત હદે જવા કેટલાક તૈયાર થયા છે

માર્શલ ચીઆંગે પોતાનાં સુત્રો ફક્ત નીતિની બાબતોમાંજ મર્યાદીત કર્યાં નથી તેણે એવું ફર. કર્યું છે કે સ્ત્રીઓએ નગ્ન ન દેખાય, બરડો ઢંકાય એવી લાંબી બાંયવાળાં અને ઉંચે ઘૂંટણ નીચે પહોંચે એવાં ફ્રોક પહેરવાં.

# ગુણસુંદરી અને સ્ત્રીહિતોપદેશ

લવાજમ રૂ. ૪-૪-૦ ] (સ્ત્રી-ઉપયોગી સચિત્ર માસિક) [ હિન્દ બહાર રૂ. ૫-૧૩-

તંત્રી : જયકૃષ્ણ ના. વર્મા
ઉપતંત્રી : યજ્ઞેશ હ. શુકલ

સપ્ટેમ્બર ૧૯૩૦
થી
ફેબ્રુઆરી ૧૯૩૧

કાર્યાલય :
૧૧૪, ગીરગામ બેક રોડ, મુંબાઇ, ૨

વર્ષ ૮મું : પુસ્તક ૧૫મું

## અનુક્રમણિકા

### ફોટો-ચિત્રો

ચિત્રકાર.

## વાર્તા-સ્કેચ યા નાટક



### લેખ



### રાસ-કાવ્ય

## પ્રકીર્ણ



## લેખક-લેખિકા યા સંપાદક



## 'ગુણસુંદરી' માસવિભાગે

Registered No.

# ગુણસુન્દરી
અને સ્ત્રીહિતોપદેશ

આંતરરાષ્ટ્રીય મ

પૂર્ણ સંખ્યા ૧૪૨

જુન : ૧૯૩૫



## પરચુરણ.



## લેખક-લેખિકા વા સંપાદક



## 'ગુણસુંદરી' ભાગવિભાગે





# અર્પણપત્ર

## શ્રીમતી લેડી વિદ્યાગૌરી રમણભાઇ નીલકંઠ, બી. એ.

પૂજ્ય વિદ્યાબ્હેન,

ગુજરાતમાં પહેલાં સ્ત્રી ગ્રેજ્યુએટ હોઇને તમે ગુજરાતી બ્હેનો માટે ઉચ્ચતર સ્ત્રીશિક્ષણનો માર્ગ મોકળો કર્યો; તમારાં પોતાનાં સંતાનોને શક્ય તેટલી ઉંચી કેળવણી માટેની સગવડ કરી આપીને તમે શિક્ષિત માતા તરીકેનો આદર્શ રજુ કર્યો; પતિની નાની મોટી હરેક પ્રવૃત્તિમાં પૂરતો રસ લઇને તમે આદર્શ પત્ની તરીકેની ફરજો સંપૂર્ણ રીતે અદા કરી; કુટુંબની નાની મોટી પ્રત્યેક જવાબદારીનું પૂર્ણાંશે પાલન કરીને તમે આદર્શ ગૃહિણી તરીકે ગૃહસ્થાશ્રમ દીપાવ્યો.

ઘરના–કુટુંબના સંકુચિત વાતાવરણમાં ઘેરાઇ ન રહેતાં તમે ગુજરાતની સ્ત્રીશિક્ષણની અને સમાજસુધારાની હરકોઇ પ્રવૃત્તિના પુરોગામી બન્યાં, ગુજરાતના સંસારસુધારાનાં કાર્યમાં તમે ઓતપ્રોત બન્યાં; દુઃખી વિધવાઓનાં તમે બેલી બન્યાં; જાહેર પ્રવૃત્તિમાં જ્યાં જ્યાં તમે પ્રવેશ કર્યો ત્યાં ત્યાં તમે અવિરત કાર્ય અને પરિશ્રમથી અપૂર્વ સફળતા પ્રાપ્ત કરી.

જીવનની અનેક લીલી સૂકીઓ જોવા છતાં તમે સેવા અને સ્વાર્પણમાં જ તમારૂં જીવન ધન્ય માન્યું.

સ્ત્રીશિક્ષણ, અને સમાજસુધારણા ક્ષેત્રમાં તમે કરેલી સેવાઓ અપૂર્વ છે. ગુજરાતી સ્ત્રીઓ એ સેવાઓ માટે તમારી સદાની ઋણી રહેશે. ગુજરાતની સ્ત્રીઓનું તમારા પ્રત્યેનું આ ઋણ યત્કિંચિત અંશે ફેડવાના શુભ ઉદ્દેશથી પ્રેરાઇને તમારા મણિમહોત્સવ પ્રસંગે અમે "ગુણસુન્દરી"નો આ 'આંતરરાષ્ટ્રીય મહિલા અંક' તમને અર્પણ કરી કૃતાર્થ થઇએ છીએ.

મુંબાઈ,
તા. ૧-૧-૩૫

જયકૃષ્ણ ના વર્મા, તંત્રી
મહેશ ક. શુક્લ, ઉપતંત્રી

## ઈસ્તામ્બુલમાં આંતરરાષ્ટ્રીય મહિલા પરિષદ



એપ્રિલમાં ત્રીજા અઠવાડિયામાં ઇસ્તામ્બુલ ખાતે મળેલી પરિષદનાં પ્રતિનિધિ બહેનો: ચિત્રમાં વચ્ચે હિન્દી પ્રતિનિધિ મંડળના આગેવાન મીસીસ ઇકબાલુન્નીસા હુસેન છે; તેમની જમણી બાજુએ પરિષદનાં પ્રમુખ મીસીસ કોરબેટ એશબી છે.

# ગુણસુન્દરી

અને સ્ત્રીહિતોપદેશ

આંતરરાષ્ટ્રીય મહિલાઅંક

સ્તક ૨૪મું | જુન : ૧૯૩૫ | અંક ૪ થો


# શિક્ષિત બહેનોને વિનંતિ

'ગુણસુન્દરી'નો આંતર રાષ્ટ્રીય અંક કાઢવાનો છે અને તેમાં કાંઇ સંદેશ પાઠવવાનું તેના તંત્રીએ મને લખ્યું. સંદેશ મોકલવો એ મોટી વ્યક્તિઓનું કામ છે. મારે તો આપણા દેશની બહેનોને વિનંતિ માત્ર કરવાની છે. દુનીઆના સર્વ દેશો કેટલા આગળ વધ્યા છે તે જોતાં જણાશે કે તે પ્રગતિનું મૂળ તમામ જનતાનું શિક્ષણ છે. આ જગતનાં અનેક અનિષ્ટો અજ્ઞાનના પરિણામ રૂપે હોય છે. તેથીજ એ ઘોરતમ અજ્ઞાન દૂર કરવા



માટે સર્વેએ પ્રયત્ન કરવાનો છે. શિક્ષિત બહેનો જેમને ફુરસદ છે, જેમનામાં શક્તિ છે તે સર્વે પોતાનાં અભણ ભાઇ–બહેનોને લખતાં વાંચતાં કરી દે તો અલ્પ સમયમાં દેશની અભણતા મોટે ભાગે ઓછી થઈ જાય. વાંચન સરખું જ્ઞાન મેળવવાનું બીજું સાધન નથી. માટે એ સાધન પ્રાપ્ત કરાવવા આપણી બહેનો પોતાનાથી થાય તે સર્વ પ્રયત્નો કરે એ મારી તેમને આગ્રહભરી વિનંતિ છે. આથી ઘણા પ્રશ્નોનો ઉકેલ આવશે એવી મારી શ્રદ્ધા છે.

આંતરરાષ્ટ્રીય જગતમાં જેમણે પોતાની અપૂર્વ બુદ્ધિનો
સ્વતંત્રતા અને સમાનતાને કાજે જે અનેક પ્રકારનાં દુઃખો

# નામાંકિત

'It is blessed to be among women' સ્ત્રીઓનો સંસર્ગ મળવો એ સદ્‌ભાગ્ય છે. આવી મતલબની એક આયરીશ કહેવત છે. દોઢેક વર્ષ પરની ૧૮ માસ સુધીની હિન્દમાંની મારી ગેરહાજરી દરમ્યાન યુનાઇટેડ સ્ટેટ્‌સ, જીનેવા અને નજીનાં પૂર્વમાંની સ્ત્રીઓ અને સ્ત્રીમંડળોના પરિચયમાં આવવાનું મને સદ્‌ભાગ્ય મળ્યું છે. અને એ સદ્‌ભાગ્ય મારાં હિન્દી મિત્રોને પણ મળે તે માટે મારાં એ સંસ્મરણોને નોંધી લેવામાં પણ હું મારું અહોભાગ્ય સમજું છું. એ બધીએ સ્વતંત્રતાના આદર્શને માટે મરી ફિટનારી હતી. કોઇપણ રૂપમાં કે રીતે સ્વતંત્રતાના એ આદર્શને માટે તેઓ કામ કરી રહી હતી અને દેશ ગમે તે હોય અથવા વિષય પણ ગમે તે હોય પણ એ લડતના અનુભવો બધેજ સરખા છે, એમ તેઓ જાણતી હતી

સ્વતંત્રતાના આ સૈન્યની મહત્તર વ્યક્તિઓ રસિક છે, પૂજાને યોગ્ય છે. અમેરિકામાં અને આંતરાષ્ટ્રમાં સ્ત્રીઓના મતાધિકારને માટે જીવનભર લડનાર એ બહાદુર નેતા **મીસીસ કેરી ચેપમેન કેટને** પહેલીજવાર મળતાં તો મને ખાસ અનહદ આનંદ થયો હતો. આંતરરાષ્ટ્રીય સ્ત્રી મતાધિકાર સંઘ (International Alliance for Women Suffrage)નાં તેઓ વર્ષો સુધી પ્રમુખ હતાં. એ સંઘના ન્યુયોર્ક, બર્લિન, જીનેવા અને પેરિસનાં મહત્ત્વપૂર્ણ અધિવેશનોનું પ્રમુખસ્થાન તેમણે શોભાવ્યું હતું. મદામની વીમેન્સ ઇન્ડિયન એસોસીએશનને તેમણે, તેમની પાસેનાં ટ્રસ્ટમાંથી પાંચ વર્ષ સુધી વાર્ષિક ફાળો આપ્યો હતો આ કારણે હું તેમને મળવા માટે ખાસ આતુર હતી. જે દેશોમાં સ્ત્રીઓને મતાધિકાર ન હોય, તે દેશોમાં સ્ત્રીઓને મતાધિકાર મેળવી આપવાની લડત લડવા માટે જ આ ફંડનો વિશિષ્ટ ઉપયોગ કરવાનો હતો. આ ફંડમાંથી આર્થિક સહાય આપવા માટે મીસીસ કેરી ચેપમેન કેટની પહેલી પસંદગી હિન્દ ઉપર ઉતરી અ હિન્દમાં સ્ત્રીમતાધિકાર માટ સફળ લડત ચલાવવામાં તેમની એસોસીએશન તરફથી મોકલવામાં આવેલાં નાણાંનો ઉપયોગ થયો. અહીં એટલું કહેવું જોઇએ કે હિન્દમાં સ્ત્રીઓને પુરુષોની સમાન મતાધિકાર ઘણી જ સહેલાઇથી અને સફળતાથી મળ્યો. મીસીસ કેરી ચેપમેન કેટ આજે ૭૦ વર્ષની વયનાં છે. વિશ્વના પ્રશ્નોનો તેમનો રસ અને અભ્યાસ ઉંડા છે. પરંતુ થોડાક વર્ષથી તેમનો પગ ભાંગી ગએલો છે આને પરિણામે તેઓ લગભગ ઘરમાં રહેવાની સ્થિતિમાં છે. ન્યુ યોર્કની બહાર ૩૦ માઇલ પર આવેલાં તેમનાં નિવાસસ્થાનની મેં અને ડૉ. કઝીન્સે ઘણી જ આનંદદાયક મુલાકાત લીધી હતી. ઘણાયે વિષયો પર તેમની છટાદાર વાતચીતની અમે મજાહ માણી. તેમનો નિવાસ, લાક્ષણિક પરાંવાસી અમેરિકન જેવો હતો પુસ્તકો, પુષ્પો, અનેક ભૂમિના સંભારણાંથી ભરેલો તેમનો વિશાળ આગાર, અત્યંત સાદો છતાં કચનાં ચળકતાં જરા સરખા ડાઘા વિનાનાં

લેખિકા : શ્રીમતી

ભાવ દર્શાવીને સ્ત્રીજાતિના ગૌરવનું ભાન કરાવ્યું છે; 
હીને વિરોધના પ્રચંડ જુવાળ સામે ઝઝુમી છે તે

# સન્નારીઓ

ાસુણેથી ચગડાટ મારી રહેલો તેમનો ભોજનાગાર, મનને મુગ્ધ કરે એવાં હતાં. તેમનું ઉદ્યાન આનંદપ્રેરક છે અને તેનાં એક ખુણામાં મોટર ગેરેજ છે. ગેરેજ ઉપર સોફર–માળી તેમનાં કુટુંબ સાથે રહે છે. આજુબાજુની નાની ચોગાનની જમીન અને એ મકાન તેમની જ માલિકીના છે અને એનો ખુણે ખુણો એ નિવાસ કોઇ સંસ્કારી, સ્વાશ્રયી અને સ્વાતંત્ર સ્ત્રીના હોવાની છાપ પાડે છે. વીમેન્સ ઇન્ડિયન એસોસીએશનનું મુખપત્ર ‘ સ્ત્રીધર્મ ’ તેઓ ઘણા જ રસ અને સહાનુભૂતિથી નિયમિત રીતે વાંચે છે. બંધારણનાં તેઓ પ્રખર હિમાયતી છે અને એક મહાન સંચાલક અને વક્તા તરીકેની તેમની બક્ષિસોને લીધે, આ જન્મ મહા કર્તવ્યશીલ હોવાના ગુણને લીધે તેમણે મહાન લડત ચલાવી હતી કે જે લડતે ૧૯૨૧ માં યુનાઇટેડ સ્ટૃટ્સ ઓફ અમેરિકાની એકેએક સ્ત્રીને રાજકીય મતાધિકાર મેળવી આપ્યો.

પણ અપૂર્વ પ્રતિભા અને કાર્યશીલતાથી મને ચોંકાવી નાખનારી તો અમેરિકાની યુવાન પેઢીની સ્ત્રી નેતાઓ જ હતી. એઓમાંથી બેનો– **એલીસ પોલ** અને **માર્ગરેટ સેંગરનો** તો મારે ખાસ ઉલ્લેખ કરવો જોઇએ મીસીસ ચેપમેન કેટથી તેઓ ઉલટી જ છે. એટલે કે તેઓ જન્મથી જ બળવાખોર છે મીસીસ કેરી ચેપમેન કેટ બંધારણવાદની પ્રખર હિમાયતી છે ત્યારે આ બે બહાદુર-લડાયક નેતાઓ છે અને તેઓના આદર્શો માટે તેઓ જેલ નિવાસ વેઠી ચૂકી છે

માર્ગરેટ ફ્રોન્સ

**એલીસ પોલ**, અમેરિકાની નેશનલ વીમેન્સ પાર્ટી–રાજકીય સ્ત્રીપક્ષ પાછળનું જોમ છે. સ્ત્રીમતાધિકાર માટેની ચળવળનો એ અગાઉ લડાયક વિભાગ હતો, અને તે વખતથી જ ‘ સ્ત્રીઓ માટે સમાન હક્કો ’ એ તેઓનો મુદ્રાલેખ છે. વોશીંગ્ટન ખાતે આવેલા રાષ્ટ્રીય સ્ત્રી પક્ષનાં મુખ્ય મથકે હું એલીસ પોલને મળી. એક અઠવાડિયાં સુધી હું તેમની માનનીય મહેમાન બની હતી. અને પાછળથી સ્ત્રીઓ માટે શહેરીપણાંના સમાન હક્કો સંબંધમાં ૭ સપ્તાહ સુધી મેં જીનેવામાં તેમની સાથે કામ કર્યું હતું. હિન્દ માટેની આંતર રાષ્ટ્રીય સમિતિના એક માજી મુખ્ય તરીકે પણ મેં તેમની સાથે કામ કર્યું હતું.

હજી પાણી ઘણાં ઉંડાં છે, એ કહેવત બરાબર તેમને લાગુ પડે છે. તેઓ સન્મિત્ર છે અને શાન્તિ એ તેમનું મુખ્ય લક્ષણ છે. ભાગ્યે જ જાહેરમાં તે બોલે છે. સંસ્થામાં કોઇ પણ હોદ્દો તે ધરાવતાં નથી. ઘણા જ સાદા વસ્ત્રો પહેરે છે. કોઇ પણ આકર્ષક એ રીતે તેઓ રહેતાં નથી. અમેરિકાની હમેશ મુજબની રાજકીય સ્ત્રી નેતાઓના કરતાં બધી જ રીતે તેઓ ઉલટાં છે. કેટલીક વાર તો ઉંદર જેવાં તેઓ લાગે છે પરંતુ શત્રુ સાથે તમે તેને લડતાં જુઓ અને આંખમાંથી જ્વાળા વર્ષાવતા સિંહ જેવાં તેઓ લાગશે. છતાં પોતાના સાથીઓ ઉપર આટલો બધો પ્રભાવ પાડનારી બીજી કોઇ સ્ત્રીને હું મળી નથી. તેમની ઇચ્છા તેમના સાથીઓને

ધ્યાન બીજી સ્ત્રીઓ તરફ ખેંચાવાનો વધુ ભય પણ તેમણે જોયો. આ બધા અનુભવોએ તેમનામાં બળવાની ચિનગારી સળગાવી. પોતાની બહેનોને જો જ્ઞાન, શક્તિ અને શાન્તિ મેળવી આપવા માટે જો જરૂર પડે તો આત્મસમર્પણ કરવાની ભાવના તેમનામાં જાગી.

' સંતતિનિયમન માટેની મારી લડત '
' My fight tor Birth Control '

એ શીર્ષક નીચે લખાયલી તેમની આત્મકથા સર્વેએ વાંચવી જોઇએ આ લડતમાં દરેક પ્રકારની ત્રાસજનક હેરાનગતિનો તેમણે સામનો કર્યો. પણ એને પરિણામે તો તેમને સન્માન જ મળ્યું. ન્યુ યોર્કની ૧૦ કરોડની વસતીમાંથી કલા, વિજ્ઞાન, ધંધો રોજગાર, અને વેપારમાં સૌથી આગળ તરી આવતી જ્વલંત કારકીર્દિ મેળવનાર સ્ત્રીને અમેરિકન વીમેન્સ એસોસીએશન–અમેરિકન મહિલા સમાજ તરફથી અપાતો ચંદ્રક સૌથી પ્રથમ મેળવનાર મીસીસ માર્ગરેટ સેંગર જ હતાં. એ ચંદ્રક આપતાં એવું જાહેર થયું કે, દુનિયાનું આખુંય સામાજીક બંધારણ મીસીસ માર્ગરેટ સેંગરે પલટી નાખ્યું છે. કરોડો લોકોને પ્રકાશ, સ્વતંત્રતા, સુખ આપવા માટે તેમણે જ્ઞાનનાં દ્વાર ખુલ્લાં કર્યાં છે. તેમણે દૃષ્ટિ, પ્રમાણિકતા અને વીરતાના અપૂર્વ ગુણો બતાવ્યા છે.

ન્યુ યોર્કની બહાર ૮૦ માઇલ દૂર આવેલાં મીસીસ સેંગરના સુંદર નિવાસમાં એક દિવસ ગાળવા ઉપરાંત, તેમને પોતાને જ હાથે તેમનું પોતાનું સંતતિ નિયમનનું ક્લીનીક ( દવાખાનું ) જોવાનું સદ્‌ભાગ્ય મને મળ્યું હતું. એ દવાખાનું એના હેતુને જે રીતે પરિપૂર્ણ કરે છે તેથી મારા મન ઉપર ઘણી જ ઊંડી અને અનુકૂળ અસર પડી છે. એના આછાલીલા રંગના પ્રવેશ દ્વારથી તે એની નાનામાં નાની વિગત સુધી ચોક્ખાઇ, તેમજ નૈતિક અને શારીરિક કુશળતાં તરવરતાં હતાં. પીડીતોની સેવા માટેનાં એ જ્ઞાનમાંથી કુદરતના એક કાનૂનથી કુદરતના બીજા કાનૂન પરત્વે પ્રવૃત્ત સચેટ થતું હતું. હૃદયમાંથી ભયની ભાવના દૂર થતી હતી માર્ગરેટ સેંગર ઇશ્વના શ્રાપમાંથી સ્ત્રીઓને મુક્ત કરનારાઓમાંની એક મુખ્ય છે એ મેં જોયું; દુનિયામાં પ્રકાશ રેડનારાઓમાંની એક માર્ગરેટ સેંગર છે એ મેં જોયું; તેમના આત્મભોગોને લીધે થોડા જ વર્ષોમાં માંગી લીધેલાં, આવકારાયલાં અને સારી રીતે પોષણ પામેલાં બાળકોની વસતીથી જ આ દુનિયા વસેલી હશે એ પણ મેં જોયું. ખરે જ, ત્યારે જ માનવજાતિ વધારે સુખી અને વધારે તંદુરસ્ત હશે ! મીસીસ સેંગરની ચળવળ કાયદાનાં રૂપે પહોંચી ગઇ છે. રોમન કેથોલીકોની લાગવગને પરિણામે યુનાઇટેડ સ્ટેટ્સની સેનેટમાંથી નવું બીલ પસાર કરવામાં તેમને પ્રથમ મુસ્કેલી પડી હતી. પણ તેમના અવિરત પરિશ્રમ થોડોજ ઓછો થવાનો હતો ?

વિશ્વ શાન્તિ કે વિગ્રહમાંથી સ્વતંત્રતાના સ્ત્રીની અસરવાળાં બીજાં ક્ષેત્રમાં એક બીજી અમેરિકન મહિલાનાં કાર્ય અને વ્યક્તિત્વની હું પ્રશંસા કરું છું. એ મહિલા તે રોઅરીય સોસાયટી અને રોઅરીચ મ્યુઝીયમનાં મંત્રી મીસ ફ્રાન્સીસ ગ્રાન્ટ. તે અર્ધ સ્પેનીશ વંશજ છે અને રેડ હિન્દીઓનાં વસાહત નજીક તેમણે શરૂઆતનું જીવન ગાળેલું છે. મહાન રશિયન કલાકાર નીકોલસ રોઅરીચની પ્રેરણા હેઠળ રેડક્રોસ બેનર જેવોજ ' બેનર ઓફ પીસ ' ' સુલેહનો ધ્વજ ' જુદી જુદી સરકારો પાસે સ્વીકારાવવાની ચળવળ કરનાર મીસ ફ્રાન્સીસ ગ્રાન્ટ મુખ્ય છે. આ ' બેનર 'ના ઉપયોગનો હેતુ એ છે કે, લડાઇના સમયમાં સંસ્કૃતિ અને સૌંદર્યની બધીય વસ્તુઓને

ા ન પામવા દેતાં સંરક્ષણી. રેડક્રોસ ધ્વજ
ા હોસ્પીટલો અને ઘવાયલાઓને સુરક્ષિત
મે છે તેમજ આ 'શાન્તિનો ધ્વજ'
ખ્યાત શિલ્પકામ, મંગ્રહસ્થાનો, મહાન
સ્તકાલયો, યુનિવર્સીટીઓ અને ચિત્ર કલા
તેઓને સંરક્ષણ આપે. આમ સંસ્કૃતિ એ
ધરેલા વર્તનનું કારણ બને અને પાશવ-
ાની વિરોધી બને. આ વિષય પરત્વે મી.
ાન્ટ ઘણું જ સુંદર બોલી શકે છે અને
ુંદર સુંદર વાક્ય રચના અને શબ્દ પ્રયોગો
ારવાની તેમની શક્તિને તો શ્રીમતી સરોજિની
ાયડુ જ પહોંચી શકે. પૂર્વના ખાસ કરીને હિન્દ-
ના જીવન અને આદર્શોનાં તે પક્ષપાતિની છે
અને નવી દુનિયામાં પૂર્વ અને પશ્ચિમ વચ્ચે
ઘણાં જ કુશળ પૂલ–બાંધનારાં છે.

રાષ્ટ્રસંઘની એસેમ્બ્લીનાં અધિવેશન દર-
મ્યાન જીનેવા ખાતે હિન્દનો પ્રશ્ન સમુચિત
રીતે રજુ કરવાના મારા મક્કમ નિર્ણ-
યને પરિણામે, ઇગ્લાંડમાં સ્ત્રી મતાધિકાર
માટેની સફ્રેજીસ્ટ ચળવળમાં આર્થિક સહાય
મેળવી આપવા માટે જાણીતા થએલાં એક
અંગ્રેજ બાનુનો મને ફરીથી વધુ પરિચય
થયો. આ બાનુ તે ઉદામ સફ્રેજીસ્ટ મીસીસ
પેંકહર્સ્ટનાં વીસ વર્ષ પરનાં સહકારી
**મીસીસ એમેલીન પેથીક લોરેન્સ.** દશ
વર્ષની સતત લડત અને ચાર વર્ષના મહા-
વિગ્રહને અંતે ઇગ્લાંડમાં પુખ્ત વયની સ્ત્રીઓને
મતાધિકાર અપાવવામાં સફળતા મળ્યા પછી,
મીસીસ એમેલીન પેથીક લોરેન્સે પોતાનાં
વક્તૃત્વ અને વિશાળ રાજકીય લગવગની
શક્તિનો લાભ સ્વતંત્રતાને ઉત્તેજતા જુદા
જુદા પ્રશ્નો પરત્વે આપવા માંડ્યો છે. તેમના
પતિ મજુર સરકારનાં નાણાં મંત્રી હતા અને
હિન્દને તેનો રાજકીય સ્વતંત્રતાનો જન્મ સિદ્ધ
હક્ક પુનઃ મેળવી આપવામાં એ દંપતી રસ
લે છે. એજ જુસ્સા અને અવિરત ઉત્સાહથી
તેમણે 'જીનેવામાં હિન્દ દિન'ની જાહેર
સભાનું પ્રમુખસ્થાન લીધું. બ્રિટનમાં દરેક
સ્ત્રીને મતાધિકાર આપતી, અને સ્વતંત્રતા,
જવાબદારી અને વિશ્વનાં સ્ત્રીત્વનું શહેરીપણું
આપવાનો હેતુ સંપૂર્ણતઃ સિદ્ધ કરતી બ્રિટનની
એ સફ્રેજેટ ચળવળના પુરોગામીઓ પૈકી એક
મીસીસ એમેલીન પેથીક લોરેન્સ હતાં. એ
ચળવળ દરમ્યાન તેમણે ઘણી યાતનાઓ સહન
કરી હતી અને ત્રણવાર તેમને જેલનિવાસ
મળ્યો હતો. હિન્દની સ્વતંત્રતા માટેની આ-
પણી પ્રવૃત્તિઓમાં તેઓ આમ ભાગ લે એ
શુભ શુકન છે એમ મને લાગ્યું.

રાષ્ટ્રસંઘની એસેમ્બ્લીમાં ચીલીના પ્રતિ-
નિધિ મંડળમાં આવેલાં સ્ત્રીપ્રતિનિધિ **મેડમ
વરગારાને** હું જીનેવામાં જ મળી. તે યુવાન
પણ ઠીંગણી છે. પ્રજાત્વ–શહેરીપણામાં સ્ત્રી-
ઓના સમાન હક્કો વિષેના ચીલીની સરકારના
ઘણા જ પ્રગતિમાન વિચારો દર્શાવવા માટે
તેને ખાસ પ્રતિનિધિમંડળમાં મોકલવામાં
આવી હતી. સ્ત્રીઓને શહેરીપણાનાં અસમાન
હક્કો આપતી આંતરરાષ્ટ્રીય કાયદા માટેની
કોડીફીકેશન કોન્ફરન્સે સૂચવેલી કલમો પસાર
કરવાની ભલામણ કરતી દરખાસ્ત જ્યારે
પહેલાં કમીશને પસાર કરી ત્યારે એ આખાંય
કમીશનની સામે, વિરોધ કરતી વેળાની તેમની
હિંમત અને ચીવટાઇ મને ઘણાં જ ગમ્યાં.
આ કમીશનોએ પોતાનો મત સર્વાનુમતે જ
જણાવવો એવી રૂઢી થઇ ગએલી છે પરંતુ દૂર
દૂર દક્ષિણ અમેરિકામાંથી આવેલી આ નાની
સ્પેનીશ બાનુને તેના સિદ્ધાંતોને વળગી રહેવામાં-
થી દબાણ કરવા કે સમજાવવા કોઇ શક્તિમાન
થઇ શક્યું નહિ. તે જાણતી હતી કે દક્ષિણ
અમેરિકા તો જાતીય ભેદભાવને નાબુદ કરવા માં-
ગતું હતું. એ જાહેર કરવા માટે જ તે ત્યાં આવી
હતી અને જૂનવાણીઓના વિચારો સામે તેણે
આગ્રહપૂર્વક વિરોધ ચાલુ રાખ્યો.

ડૉક્ટર રોઝા વેલ્ટ સ્ટ્રોસ સમાન હક્કો માટેની યહુદી સ્ત્રીઓની લીગના અગ્રગણ્ય નેતા છે. રાષ્ટ્રસંઘે સ્થાપેલી શહેરીપણાંના સમાનહક્કો માટેની સ્ત્રીઓની સલાહકારક સમિતિ પર, અખિલ એશીયાઇ મહિલા પરિષદના એક પ્રતિનિધિ તરીકે આ બ્હેને કામ કર્યું હતું. તેમનું જીવન, જેરૂસલામ અને ન્યુયોર્કમાં સરખી રીતે વીત્યું છે. અને આ કારણે તેમનામાં અજબ વ્યક્તિત્વ આવ્યું છે. સીત્તેર ઉપર વર્ષની તેમની ઉમ્મર છે છતાં મારે કહેવું જોઇએ કે તેમની સુંદર આંખો કોઇ યુવતીના જેટલી જ જ્વલંત છે; અને તેમનું સૌન્દર્ય પણ કોઇ યુવતીના જેવું જ છે. તેમનો સ્વભાવ પણ ઘણો તેજદાર છે. પેલેસ્ટાઇનમાં તેમના સહકાર્યકરોનો તેમના પર અજબ પ્રેમ જોતાં મને જરાય આશ્ચર્ય લાગ્યું નહિ. યહુદી સ્ત્રીઓ યહુદી સ્થાનિક સરકાર અને કૌન્સિલમાં ચુંટણીનો તેમજ મતનો અધિકાર ધરાવે છે તે મોટે ભાગે તેમના પ્રયત્નને જ આભારી છે. મેં જે જે યહુદીઓને જોયા છે તેઓની જેમ આતિથ્યમાં તે ઉદાર છે. જીનેવમાં મારા પ્રત્યે તેમણે ઘણી મમતા બતાવી હતી અને પેલેસ્ટાઇનમાં પણ તેમના જ મહેમાન થવાનો તેમણે મને આગ્રહ કર્યો હતો. જીનેવામાં એશીયાઇ મહિલા પરિષદના પ્રતિનિધિ તરીકે ફરજ બજાવવામાં તેઓ સૌથી વધુ વફાદાર હતાં. બધીય ચર્ચામાં પૂર્વની સ્ત્રીઓનું દૃષ્ટિબિંદુ સૌથી મોખરે રાખવામા તે ગૌરવ લેતાં.

નજીકનાં પૂર્વમાં સ્ત્રીઓના હિતોને આગળ ધપાવવામાં સૌથી વધુ જાણીતી થતી જતી સ્ત્રી ડેમાસ્કસનાં મેડમ નૂર હમીદા છે. ઘણા પ્રાચીન કુળ કુટુંબનાં તેઓ સભ્ય છે. ચૂસ્ત આરબ અને મુસ્લીમ છે. ૧૯૩૦માં તેમણે પહેલી " સ્ત્રીઓની પૌર્વાત્ય પરિષદ " યોજી હતી. ડેમાસ્કસમાં એ સફળતાથી ભરપુર હતી, જો કે એમાં પશ્ચિમ એશીયા અને ઇજીપ્તથી જ પ્રતિનિધિઓ આવ્યા હતા. પશ્ચિમ એશીયામાં જુદા જુદા ધર્મો અને જાતિઓની સ્ત્રીઓને એકત્ર કરવાના અને સ્ત્રીઓની હરકતો દૂર કરવા માટે ચળવળ ચલાવવાનો તેમજ અક્ષરજ્ઞાન, આરોગ્ય, બાળલગ્ન, પડદા અને અનેક પત્નીની પ્રથાને લગતી પછાત સ્થિતિમા સુધારા કરવાના પ્રયત્ન રૂપે એ પરિષદ અગત્યની હતી. એ પરિષદે જે જાહેરાત મેળવી તેનાથી ઉત્તેજિત થઇને પાનખર ઋતુમાં ડેમાસ્કસ, ( સીરીયા ); બગદાદ ( ઇરાક ) અને તેહેરાન ( ઇરાન ); એમ ત્રણ જગાએ સ્ત્રીઓની ત્રણ પરિષદેની યોજના કરી. બગદાદમાં મળેલી પરિષદના અધિવેશનની છેલ્લી બેઠકમાં હાજરી આપવા હું શક્તિમાન નીવડી હતી અને તેમાં જે કાર્ય થએલું તેનો પ્રકાર હું સમજી શકી છું. અત્યાર સુધીમા આવી બીજી કોઇ પણ સ્ત્રી સાથે મે કામ કર્યું નથી. શરીરે તે ઘણાં સ્થૂળ છે. વજન પણ ભારે છે છતાં તેમના પગ ઘણા હળવા છે અને માથું તેમજ હાથપગ હળવાં છે. તેમની આંખો અને વાળ કાળા ભમ્મર જેવાને છે અને ચામડી ગોરી છે. તે વાળોનાં ગુંછળાં કાનની પાછળ વાળે છે. કાળો પોશાક તે પહેરે છે. અને એમ લાગે છે કે જાણે તેણે બુરખો પહેરવો જોઇએ છતાં તે બુરખો પહેરતી નથી. ચાર્લ્સ ડીકન્સના પાત્ર જેવી, કોઇક પુસ્તકમાંની તે સ્ત્રી હોય એમ લાગે છે. બાળકના જેટલી જિજ્ઞાસાથી, કોઇ સંતના જેટલી ધાર્મિક શ્રદ્ધાથી, કોઇ સ્ટીમ રોલરની હાંકવાની શકિતથી અશકય લાગતી યોજનાઓ તે હાથ ધરે છે. અને મીઠા અપુર્વ વકતૃત્વના આજન્મ સરસુખત્યાર જેવાં વ્યકિતત્વવાદથી, અને બધાય મતભેદોને પતાવી દેવાની અપૂર્વ શકિતથી તે અપૂર્વ બળ જમાવીને એ



મીસીસ કોરમેર એશબી
આંતરરાષ્ટ્રીય મહિલા પરિષદના ઇસ્તાંબુલ અધિવેશનનાં પ્રમુખ: આંતરરાષ્ટ્રીય

એ યોજનાઓને શક્ય બનાવે છે. મોટામોટા પર્વતોને ખસેડવા જેટલી તેમનામાં શ્રદ્ધા છે. છે. અને મને ખાત્રી છે કે તેમના અવિરત કાર્યથી, દુનિયાના એ બધાય ભાગની સ્ત્રીઓમાં અપૂર્વ જાગૃતિનું ભાન પેદા થશે. તેહેરાનમાં ઘણીજ જાહેરાત પામેલી સ્ત્રીઓની પૌર્વાત્ય પરિષદનું બીજું અધિવેશન મળવાનું હતું. તેમાં છ દિવસ પહેલાં તો એ પરિષદ સાચે સાચ ભરાશે કે નહિ તેની પણ તેમને ખાત્રી નહતી. ઇરાનમાં પ્રવેશવાનો તેમની પાસે પરવાનો સુદ્ધાં નહતો. પણ ઇરાકનાં ના. રાણીએ મેડમ નૂરહમીદાનો ભાવભીનો સત્કાર કર્યો અને સ્ત્રીઓની પરિષદમાં તેમ જ આખાં એશિયાની સ્ત્રીઓની પ્રગતિમાં તેમણે અપૂર્વ રસ બતાવ્યો. મેડમ હમીદાએ ના. રાણી સાહેબાને મળવા જનારી સ્ત્રીઓમાં મારો પણ સમાવેશ કર્યો હતો એ તેમની સુજનતા માટે હું ખરેજ મેડમ નૂ-હમીદાની આભારી છું. સ્ત્રીઓને જાગૃત કરવા કે વ્યવસ્થિત કરવાનું અને તેઓ માટે સામાજીક કે શિક્ષણ વિષયક સુધારાઓ મેળવવાનું પુરોગામી તરીકેનું કીંમતી અને જરૂરી જે કાર્ય તે કરી રહ્યાં છે તે માત્ર નેક મુસ્લીમ જ કરી શકે.

તેમનાથી જુદી જ પડી આવતી બીજી આગેવાન-અગ્રગણ્ય આરબ સ્ત્રી મેડમ **નસીક આબેદ બેહુમ** છે. ખરેખર, એમના પર તો હું ભાનભૂલી ગઇ છું એમ મારે કબૂલવું જોઇએ. ચાર દિવસ સુધી હું તેમની મહેમાન હતી. પછી તે ડેમાસ્કસનાં અમૂલ્ય કરતીચરથી ભરેલ તેમના સુમન્જ મકાનને લીધે, કે તેમના અવાજના અપૂર્વ મરને લીધે, અથવા તો તેમના સુન્દર મુખ ઉપરની ઘેરી ખેદ છાયાથી અથવા તો નવલકથા જેવી તેમની જીવનકથાથી પણ હોય. રોઝીટા ફોર્બ્સ જેવી પ્રખ્યાત અંગ્રેજ નવલકથાકાર સ્ત્રીએ એક નવલકથાની નાયિકા તરીકે પણ એને ચિતરી છે. તે અપૂર્વ છે એ હું જાણું છું. અરબસ્તાન, પેલેસ્ટાઇન, સીરીયા અને ઇરાકના પાનઆરબ શહેનશાહતમાં આરબોની રાજકીય એકતાના, રાજકીય સ્વતંત્રતાના અને આરબ રાષ્ટ્રવાદના સ્ત્રી નેતા તરીકે તે પ્રખ્યાત છે. ડેમારકસ (સીરીયા)ના સૌથી ધનિક અને સૌથી વધુ લાગવગ ધરાવતાં મુસ્લીમ કુટુંબોમાંના એકમાં તેમનો જન્મ થયો હતો. અને ૨૧ વર્ષની વયે તો રાજકીય કાર્ય કરવા માટે તેઓ વિખ્યાત થઇ ગયાં છે. જ્યારે આરબોએ પ્રથમ તુર્કો સામે અને પછી મેન્ડેટરી પાવર-ફ્રેન્ચ-સામે બળવો કર્યો ત્યારે તેણે પુરૂષવેશ ધારણ કરીને આરબ લશ્કરમાં પ્રવેશ કર્યો. એ લશ્કરમાં પુરૂષ સિપાહીઓ સાથે પૂરેપૂરું એક વર્ષ સુધી રહીને તેણે પૂરેપૂરી તાલીમ લીધી. ૫૦૦૦ પુરૂષોમાં એક સ્ત્રી અને તેય સુંદર અને પ્રભાવશાળી, સ્વતંત્રતાના જુસ્સાથી જેની રગેરગ ભરાયલી હતી! લશ્કરમાં જોડાતાં પહેલાં તુર્કોની સામે થતા આરબોનાં બાળકોની સંભાળ માટે તેણે નાણાં એકઠાં કર્યાં હતાં અને તેમણે જે શાળા ત્રણ વર્ષ સુધી વ્યવસ્થિત રીતે ચલાવી તે શહીદોનાં બાળકોની શાળા જ કહેવાતી હતી. મોટે ભાગે આ વર્ષો દરમ્યાન ડેમારકસની સ્ત્રીઓ ઉપર તેણે અજબ શક્તિ મેળવી અને સ્વદેશની સ્વતંત્રતા માટે લડવા સારૂ લોકસમૂહને તે જે વેળા ઉત્સાહિત કરતી હતી તે વેળા તેને અનેક યાતના સહન કરવી પડી હતી. લશ્કરમાંથી તેને દૂર કરવા માટે તેના માતાપિતાએ હજારો એકરનું ખેતર તેને ભેટ કર્યું. તેના ભાઇઓને પણ આટલી જ જમીન મળી હતી. તેના માતાપિતાને એવી આશા હતી કે તે લોકોને, ખેતીવાડીની નવી અને વૈજ્ઞાનિક પદ્ધતિનું શિક્ષણ આપશે. પાછળથી તેણે આ ખેતર તરફ ઘણું ધ્યાન આપ્યું છે.

મોટાં ખેતરમાં ટ્રેકટર ચલાવતી મેં તેને જોઈ છે. મારી પાસે એનું સુંદર ચિત્ર છે. ત્રણ વર્ષ ઉપર બીરૂટ (સીરીયા)ના જાણીતા કવિ અને સાહિત્યકાર મોં. એમ. જામીલ બેલ-લુમને તે પરણી છે. મોં. જામીલ તેના કરતાં ઘણા મોટા છે. અને તેમની ભત્રિજીને ઘણા સમયથી પરણેલા છે. પરંતુ મુસ્લીમ ધર્મ અનેક પત્નીની છૂટ આપે છે, ખાસ કરીને જો કાંઈ સંતાન ન હોય તો. આ પ્રસંગમાં આવું જ છે. અનેક પત્નીની પ્રથાના આ લોકો વિરોધી છે છતાં તેઓએ આમ કર્યું છે. પ્રેમનો રંગ અજબ છે. આ લગ્નને પરિણામે બન્નેએ બધાય મિત્રો ગુમાવ્યા અને પ્રગતિ માટેની તેઓની આગેવાની પણ ગઈ. લશ્કર કે બીજી વ્યવસ્થા કરવા કરતાં આ માનવ ત્રિકોણની વ્યવસ્થા કરવાનું નસીકને ભારે પડશે એની કલ્પના હું કરી શકું છું. રાષ્ટ્રીય મુક્તિ માટે ની લડતમાં હજીય નસીકનું હૃદય છે અને દરેક દિશામાં પ્રગતિ માટે મૂળ પાયા તરીકે સ્ત્રીઓની આર્થિક સ્વાતંત્ર્યતાની તે હિમાયત કરે છે. આરબ લશ્કરની તે ઓનરરી કર્નલ છે. અનુભવી યોજક છે; કુશળ વકતા છે; બુદ્ધિમાન ભાષાશાસ્ત્રી છે, રગેરગમાં દેશભક્તિ ભરી છે; અને એવો સ્વતંત્ર આત્મા છે કે આ આરબ દેશોમાં સર્વત્ર પહેરાતો પડદો તેણે લાંબા સમયથી ફગાવી દીધેલો છે. તેણે પણ 'બોબ્ડ' કરાવેલા છે અને પુરૂષોનાં સ[illegible] જમાં વર્ષોથી તે ઘૂમે છે. આ સુંદર [illegible] અત્યંત કુશળ આરબ સ્ત્રી નેતા માટે દુ[illegible] થોડા જ વખતમાં વધુ સાંભળશે એમ માનું છું. તે અને મેડમ હમીદા હિન્દ[illegible] જવાની સ્ત્રીઓને મળે એ જરૂરનું છે. બન્નેમાં ઘણું સામ્ય છે.

પૂર્વ અને પશ્ચિમની આ બધીય સ્ત્રી[illegible] સ્વતંત્રતાની મિત્રો છે. સ્વતંત્રતાની સા[illegible] ભાષા તે ઉચ્ચારે છે; સ્વતંત્રતા માટે [illegible] કરુણ કાર્યકરોને વેઠવી પડતી સા[illegible] યાતનાઓ તેઓએ ભોગવી છે. તેઓના [illegible] ર્શની પગલે પગલે થતી સિદ્ધિના આનં[illegible] તેઓ ભાગ લે છે. અને ખાસ આનંદ એ જાણીને થાય છે કે, તેઓના દેશની સ્વ[illegible] ત્રતા માટે છેલ્લાં દશ વર્ષની અપૂર્વ ભ[illegible] દ્વારા તેઓએ સ્વતંત્રતા મેળવી છે. તેવા પ્રકારની સ્ત્રીઓ હિંદમાં તેઓ હજારે સંખ્યામાં જોઈ શકશે. અજબ જેવા પુ[illegible] વિષે આપણે ઘણું સાંભળીએ છીએ. પ[illegible] આના જેવી સ્ત્રીઓ અને એમીલીયા ઈ[illegible] હાર્ટ અને એમી જોનસન જેવી સ્ત્રી વિ[illegible] નીઓને અંગે આપણે શ્રદ્ધાપૂર્વક એમ ક[illegible] શકીએ કે દુનિયામાં અજબજેવી સ્ત્રીઓ[illegible] પણ કાંઈ અભાવ નથી.



મનુષ્ય પોતાની જાતને સમજવામાં ઘણી વખત નિષ્ફળ જાય છે. પણ તેની પત્ની તેને બરાબ[illegible] ઓળખી જાય છે. કોઈક વખત પોતાની જાતને છેતરી શકાય છે પણ પત્નીને છેતરવાનું મુશ્કેલ થઈ પ[illegible] છે. પોતાની જાતને હજી જગતથી છૂપાવવાનું શક્ય છે પણ પત્નીથી હૃદયને છૂપાવવું અશક્ય છે ! !

જગતની નજરે તેનાં મૂલ્ય ભલે જુદી જુદી રીતે અંકાતાં હોય પણ પત્નીએ કરેલ મૂલ્યાં[illegible] હમેશાં સાચું જ હોય છે ! અને તેથીજ પત્નીની નજરે જે મહાન છે તે સાચેજ મહાન પુરૂષ છે !

જહોન જે. ઈન્ગાલ્સ

દુનિયાભરના દેશોની સ્ત્રીઓને જેણે પ્રેરણા આપી; તેઓના હક્કનું જેણે ભાન કરાવ્યું, જેણે સ્ત્રીઓની સમાન શહેરી તરીકેની ગણના કરવાની હાકલ કરી તે

# આંતરરાષ્ટ્રીય સ્ત્રીમતાધિકાર સંઘ

## એની તેત્રીસ વર્ષની લીલી સૂકીનો, પ્રેરક અને રસભર્યો ઇતિહાસ

રજુ કરનાર :
**મીસીસ કેરી ચેપમેન કેટ**

આંતરરાષ્ટ્રીય સ્ત્રીમતાધિકાર સંઘ (International Women Suffrage Alliance)ના આરંભના દિવસો કેવા હતા તે જાણવા માટે તે સમયના જાહેર-પ્રજામતનો પ્રથમ ઉલ્લેખ કરવો જોઇએ.

૧૯૦૨ માં યુનાઇટેડ સ્ટેટ્સમાંની વ્યવસ્થિત મહિલા પ્રવૃત્તિ ૫૪ વર્ષથી પ્રગતિ કરી રહી હતી. આંતરવિગ્રહે એની સ્વાભાવિક પ્રગતિમાં અવરોધ નાખ્યો હતો પરંતુ ચળવળ સદંતર બંધ તો થઇ જ ન હતી. આ ચળવળની શરૂઆત થઇ તે વેળા તો કોઇ પરિણિત સ્ત્રી મિલકતની માલિકી ધરાવતી નહતી. તેને વારસામાં મળેલી મિલકત પણ તેના પતિને નામે ચઢતી. પરિણિત સ્ત્રીઓ કાયદેસરનું વીલ કરી શકતી નહિ. પરિણિત સ્ત્રીઓ પોતાનાં બાળકોની કાયદેસરની વાલી પણ થઇ શકતી નહિ. તેઓ કામ કરી શકતી પણ એ કામ કરવાને અંગે તેઓને જે પગાર મળતો તેના પર માલેકી પતિની રહેતી. હાઇ-સ્કુલ કે કોલેજ સ્ત્રીઓ માટે ખુલ્લી નહતી. દેશના સામાજીક, ધાર્મિક અને રાજકીય રીત રિવાજોમાં સ્ત્રીઓ સામે આ સિવાય ઘણા ય ભેદો હતા. કાયદાઓમાં ઇંગ્લાંડના કાયદાઓનું અનુકરણ થયું હતું. પરંતુ ફ્રાન્સ તરફથી મેળવાયલા પ્રદેશમાં નેપોલીયન યુગના કાયદાઓનું અનુસરણ થતું હતું.

૧૯૦૨ પહેલાં સ્ત્રીઓના કાર્યને પરિણામે ઘણા ફેરફારો થઇ શક્યા હતા. પરંતુ દમન-ભર્યા કાનૂનો અને રીત રિવાજોની મોટી હાર-માળા તેઓએ દૂર કરવાની હતી. મતાધિકાર માટેનું ચિહ્ન તો નિરાશાજનક દેખાતું હતું. યુનાઇટેડ સ્ટેટ્સનાં ચાર રાજ્યોએ સ્ત્રીઓને મતાધિકાર આપ્યો હતો અને મક્કમ નિર્ણયથી એક સજીવન સંસ્થા આગે કૂચ કરી રહી હતી. ગ્રે.બ્રિટન અને સ્કેન્ડીનેવીયન દેશોમાં પરિ-સ્થિતિ લગભગ સરખી જ હતી. પ્રયત્નોને એકત્રિત કરવામાં સ્ત્રીઓ ઘણો ઓછો લાભ જોઇ શકી અને જેઓએ એકત્ર કાર્ય કરવાની હાકલને સૌથી પ્રથમ જવાબ આપ્યો તેઓ સાચે જ વીર આત્માઓ હતા.

૧૯૦૧ માં નેશનલ અમેરિકન સફ્રેજ એસોસીએશનના હોદ્દેદારોએ એવી સૂચના કરી કે, ૧૯૦૨ માં એ સંસ્થાનાં ૩૪ માં વાર્ષિક અધિવેશન પ્રસંગે, વોશીંગ્ટનમાં ભરાનારી આંતરરાષ્ટ્રીય સ્ત્રીમતાધિકાર પરિષદમાં પોતાના પ્રતિનિધિઓ મોકલવાનું આમંત્રણ દુનિયાભરની બધીય રાષ્ટ્રીય સ્ત્રી મતાધિકાર સંસ્થાઓને મોકલવું. આ પ્રકારનું આમંત્રણ દુનિયાનાં ઘણાખરા દેશોને કરવામાં આવ્યું અને તે પછી કેટલાય માસ સુધી સતત પ્રયત્ન અને પત્ર વ્યવહાર કરવામાં આવ્યાં. જ્યાં સ્ત્રીઓના પ્રશ્નમાં કાંઇ-પણ રસ હોવાનું જાણવામાં ન હતું ત્યાં મીશનરીઓ, યાત્રાળુઓ, એલચીઓ ને તપાસ

માટે પત્રો મોકલવામાં આવ્યા. અત્યંત તપાસ પછી એમ જાણવામાં આવ્યું કે તે વર્ષમાં માત્ર પાંચ રાષ્ટ્રીય સ્ત્રીમતાધિકાર સંસ્થાઓ અસ્તિત્વમાં હતી. આ પાંચ સંસ્થાઓ તે ( ૧ ) ગ્રેટબ્રિટન, ( ૨ ) યુનાઇટેડ સ્ટેટ્સ ઓફ અમેરિકા, ( ૩ ) નોરવે, ( ૪ ) સ્વીડન, અને ( ૫ ) હોલાન્ડની હતી. કેનેડાએ ઉતાવળે ઉતાવળે એક સંસ્થા સ્થાપી અથવા તો એક સંસ્થાને સજીવન કરી. ઓસ્ટ્રેલીયામાં, પ્રાંતોમાં સંસ્થાઓ હતી પરંતુ કોઈ રાષ્ટ્રીય સંસ્થા ન હતી છતાં પ્રાંતોએ નાણાં ઉભાં કર્યાં અને ઘણી જ જ્વલંત અને ઘણી જ સહાયક નીવડે એવી પ્રતિનિધિ મોકલી.

જ્યારે પરિષદ મળી ત્યારે ઉપર જણાવેલી ચાર રાષ્ટ્રીય સંસ્થાઓ ઉપરાંત કેનેડા અને ઓસ્ટ્રેલીયાની એક એક પ્રતિનિધિ હાજર હતી. હોલાન્ડ સિવાય દુનિયાની સ્ત્રીમતાધિકાર માટેની એક એક સંસ્થાનું એ પરિષદમાં પ્રતિનિધિત્વ હતું.

નીચેના પ્રતિનિધિઓ એ પરિષદમાં હાજર હતાં: મીસીસ ફ્લોરેન્સ ફેનીક મીલર (ઇંગ્લાંડ; મીસ વીડા ગોલ્ડસ્ટીન (ઓસ્ટ્રેલીયા); ડૉ. ઓગસ્ટા સ્ટોગલન, ( કેનેડા: પ્રોક્ષીથી ); મીસીસ ગુડ્રુન ડ્રુમન, ( નોરવે ); મીસીસ એમ્મી યુવાર્ડ ( સ્વીડન ). યુનાઇટેડ સ્ટેટ્સમાંથી ચાર પ્રતિનિધિઓ પસંદ કરવામાં આવી હતી. સુસાન બી. એન્થની; કેરી ચેપમેન કેટ, રેવ. એના હોવાર્ડ શૉ અને રાશેલ ફોસ્ટર એવરી. કોઇપણ વિદેશમાંથી માત્ર એક જ પ્રતિનિધિ હાજર રહી હતી. એટલે અમેરિકાના ચાર પ્રતિનિધિઓને રાખવાનું નક્કી થયું હતું અને દરેક વિદેશી પ્રતિનિધિને ચાર મત આપીને મતાધિકારનું યોગ્ય સરખું કરવામાં આવ્યું હતું. આમ થયું. મુખ્ય કેનેડીયન પ્રતિનિધિ છેક છેલ્લી પળે માંદી પડી ગઇ. રોજ રોજ તેનાં આગમનની રાહ જોવાતી. છતાં તે ન આવી શકી. છતાં ઓન. જેમ્સ એમ હ્યુજ આવી પહોંચ્યા અને કાર્યક્રમમાં તેમણે તેનું સ્થાન પૂર્યું.

ચાર બીજા દેશો—વ્યવસ્થિત સંસ્થા વિનાના—ના પણ પ્રતિનિધિઓ હતા: રશિયાનાં પ્રતિનિધિ તરીકે મેડમ સોફીયા લેવના ફ્રીડલેંડ; જર્મનીના પ્રતિનિધિ તરીકે ફ્રોલીન એન્ટોની સ્ટોલ; ચીલીના પ્રતિનિધિ તરીકે સીનોરીટા કેરોલીના હાઇડોબ્રો; તુર્કીના પ્રતિનિધિ તરીકે મીસ ફ્લોરેન્સ ફેન્શામ. ( *કોન્સ્ટાન્ટીનોપલની બાળાઓ માટેની અમેરિકન* કોલેજનાં ડીન ), હાજર રહ્યાં હતાં. આ પ્રતિનિધિઓ અને પ્રેક્ષકોએ પોતપોતાના દેશોમાં સ્ત્રીઓનો દરજ્જો કેવો છે તે વિષે હેવાલો તૈયાર કરીને વાંચ્યા. કેટલીકવાર આવા હેવાલોમાં પડોશના દેશોને પણ સમાવેશ કરવામાં આવ્યો હતો.

આવીજ રીતના હેવાલો તૈયાર કરીને બેલ્જીયમ માટે મેડમ મેરી પોપલીને, ડેનમાર્ક માટે શાર્લોટ નોર્ગીએ, જર્મની માટે ફ્રો મેરી સ્ટ્રીટે, હોલાન્ડ માટે ડચ સ્ત્રીઓના મતાધિકાર સંઘે. ઇટાલી માટે એના મેરીયા મેઝોનીએ, સ્વીટ્ઝરલેંડ માટે મેડમ હેલન વેન મુલીનને મોકલ્યા હતા. આ હેવાલો અમેરિકન પ્રતિનિધિઓએ વાંચ્યા હતા. સંસ્થાઓ ન ધરાવતા દેશોના બીજા વધુ હેવાલો અમેરિકન સ્ત્રીઓએ કેટલીકવાર તે દેશોની સ્ત્રીઓની સહાયથી તૈયાર કર્યા હતા. ચીન જાપાન ઇરાન, મેક્સીકો, મધ્ય અમેરિકા, દક્ષિણ અમેરિકાનાં પ્રજાસત્તાક રાજ્યો, કયુબા, પોર્ટોરીકો, અને ફિલીપાઇન્સ ખાતેથી આવ્યા હતા.

આમ બધું મળીને ૩૨ હેવાલો આવ્યા હતા. અંગત તેમજ મિલકતને લગતા હકો, કેળવણી, નોકરી, મતાધિકાર વગેરેને લગતા ૨૮ પ્રશ્નોનું પ્રશ્ન પત્રક તૈયાર કરવામાં આવ્યું

૧. એ પ્રશ્નપત્રકનાં ધોરણ પર આ હેવાલો તૈયાર કરવામાં આવ્યા હતા. આ બધાય હેવાલો એક ચોપાનીયામાં પ્રકટ કરવામાં આવ્યા હતા. એ ઉપરાંત ચોપાનીયમાં પરિષદનું આમંત્રણ, સ્વીકારાયલ સિદ્ધાંતોની જાહેરાત અને કાર્યક્રમ તેમજ મીનીટ પણ પ્રકટ કરવામાં આવ્યાં હતાં. આ પહેલો હેવાલ તો કેટલાય વર્ષોથી ખલાસ થઇ ગએલો હોવાથી હવે મળી શકે એમ નથી. યુનાઇટેડ સ્ટેટ્સ ઑફ અમેરિકાની કેટલીય લાયબ્રેરીઓમાં પાછળથી પરિષદોના હેવાલો સાથે આ હેવાલ પણ ફાઇલોમાં બંધાયલો પડયો છે. બધાય દેશોમાં આ ચોપાનીયું મોકલવામાં આવ્યું હતું એટલે કેટલાક દેશોમાં પણ એ કદાચ જળવાઇ રહેલું હોય.

નેશનલ અમેરિકન વુમન સફ્રેજ એસોસીએશનના અધિવેશન સાથે જ પરિષદના સાતે દિવસો સુધી આંતરરાષ્ટ્રીય પ્રતિનિધિઓએ મંત્રણા કરી હતી. સુસાં બી. એન્થની પ્રમુખ અને ઑસ્ટ્રેલીયાવાળાં વીડા ગોલ્ડસ્ટીન મંત્રી ચુંટાયા હતાં. આંતરરાષ્ટ્રીય સહકાર માટેની યોજના વિચારવા માટે મીસીસ ફ્રેનવીક મીલરનાં પ્રમુખપદે પાંચ જણની સમિતિ નીમવામાં આવી હતી.

પાછળથી આ સમિતિએ આંતરરાષ્ટ્રીય સ્ત્રી મતાધિકાર સમિતિ સ્થાપવાની તરફેણમાં હેવાલ કર્યો અને એક કામચલાઉ સ્વરૂપની સંસ્થા નક્કી થઇ. આંતરરાષ્ટ્રીય સ્ત્રી મતાધિકાર પરિષદનું બીજું અધિવેશન, આંતરરાષ્ટ્રીય સ્ત્રી સભાની પંચવાર્ષિક બેઠક પ્રસંગે ૧૯૦૪માં બર્લિનખાતે બોલાવવાનું નક્કી થયું. દરમ્યાન આંતરરાષ્ટ્રીય ચળવળનો વિચાર કરવા અને કાયમની આંતરરાષ્ટ્રીય સંસ્થાનાં સર્વોત્તમ સ્વરૂપ સંબંધમાં પુરેપુરી સુચનાઓ સહિત પ્રતિનિધિ મોકલવાનું દરેક દેશને જણાવવું.

આંતરરાષ્ટ્રીય પ્રતિનિધિઓએ નવી આંતરરાષ્ટ્રીય કમીટીનાં પ્રમુખ તરીકે સુસાં બી. એન્થનીને પ્રમુખ અને કેરી ચેપમેન કેટને મંત્રી ચુંટયા. આ હોદ્દેદારોને જર્મન સ્ત્રી મતાધિકારવાદીઓને ઉપપ્રમુખ તરીકેનું નામ સૂચવવાનું જણાવવા સત્તા આપી અને તેઓએ ડૉ. જર અનીતા ઓગ્સ્પર્ગનું નામ સૂચવ્યું.

ખાસ સમિતિએ સિદ્ધાંતોની જાહેરાત તૈયાર કરી અને પસાર પણ કરી. નજીવા ફેરફારો સાથે બર્લિન અને કોપનહેગનની પરિષદોમાં એ જાહેરાત ફરી મંજુર કરવામાં આવી.

બર્લિનની પરિષદમાં આવેલી પ્રતિનિધિઓ પોતપોતાની સમાજોની સલાહ સૂચના સાથે આવી હતી. ઑસ્ટ્રેલીયા, ડેનમાર્ક, ફ્રાન્સ અને જર્મનીએ તો આ દિવસ દરમ્યાન અર્ધીપર્ધી સંસ્થા વ્યવસ્થિત કરીને આ કામચલાઉ સંસ્થા સાથે સંબંધ બાંધી દીધો હતો. આમ ૧૦ સહાયકારી સંસ્થાઓ થઇ હતી. પરંતુ બર્લિનની પરિષદમાં નિયમિત રીતે નીમાયલા પ્રતિનિધિઓ તરીકે તો માત્ર સાત જ દેશોનું પ્રતિનિધિત્વ હતું. આ સાત દેશો તે ડેનમાર્ક, જર્મની, ગ્રેટબ્રિટન, નોરવે, સ્વીડન, નીધરલેન્ડઝ અને યુનાઇટેડ સ્ટેટ્સ હતા. ઑસ્ટ્રેલીયા, કેનેડા, અને ફ્રાન્સનું પ્રતિનિધિત્વ નહતું. સ્વીટ્ઝરલેંડ, ન્યુઝીલેંડ ઑસ્ટ્રેલીયા અને હંગેરીથી પ્રેક્ષકો આવ્યા હતા. બંધારણ પસાર થાય ત્યાંસુધીને માટે તેઓને સભ્ય બનાવવામાં આવ્યાં. આમ થયા પછી હાજર રહેલાં દેશોની ગણતરી કરવામાં આવી અને જર્મની, ગ્રેટબ્રિટન, સ્વીડન, નીધરલેંડઝ અને યુનાઇટેડ સ્ટેટ્સના પ્રતિનિધિઓ બંધારણ પસાર થવાથી હવે આંતરરાષ્ટ્રીય "સ્ત્રીમતાધિકાર સંઘ" (International Women Suffrage Alliance)

ને નામે ઓળખાતી સંસ્થા સાથે જોડાઇ ગયા. મંત્રીએ જણાવ્યું કે ઓસ્ટ્રેલીયાથી કોઇ પ્રતિનિધિ આવેલ નથી છતાં આ સંપૂર્ણ યોજાયલી સંસ્થાનાં સભ્ય તરીકે ઓસ્ટ્રેલીયાને દાખલ કરવાની પત્રદ્વારા તેમને સત્તા મળેલી છે. આમ સભ્યોની સંખ્યા છની થઇ. છતાં, તરત જ, નોર્વેજીયન અને ડેનીસ પ્રતિનિધિઓએ સાથે મંત્રણા કરી અને તેઓએ પણ સંઘ સાથે જોડાવાની જાહેરાત કરી. આમ કુલ સંખ્યા–સભ્ય દેશોની સંખ્યા–૮ ની થઇ. ફ્રેન્ચ પ્રતિનિધિઓને પેરીસમાં જ બર્લિન આવતાં સ્ટેશન પર અકસ્માત નડ્યો અને તેઓ બર્લિન ન પહોંચી શકી.

સંઘ સાથે બર્લિનમાં જોડાયલી સંસ્થાઓ મક્કમ રીતે ચોંટી રહી અને ફ્રાન્સ તેમજ કેનેડા પણ પછીથી તરતજ જોડાયાં. ૧૯૦૬ માં બીજી પરિષદ મળે તે પહેલા તો સ્વીટ્ઝરલેંડ અને ન્યુઝીલેન્ડ પણ અમારી સાથે જોડાયાં અને રશિયાની પણ શુભેચ્છા આવી. બર્લિન પરિષદનો હેવાલ કોપનહેગન પરિષદ સાથે ભેળવીને ૧૯૦૬ માં પ્રકટ કરવામાં આવ્યો.

પહેલી ત્રણ પરિષદોમાં હાજર રહેનારી કોઇપણ સ્ત્રી, સ્ત્રી મતાધિકાર ક્યારે સામાન્ય થશે તેની તારીખ કહેવાની હિંમત કરી શકે એમ ન હતુ. ભાવિ અંધકારમય ભાસતું હતું છતાં દરેક પરિષદ સાથે નવી રાષ્ટ્રીય સંસ્થાઓ સંઘ સાથે જોડાયે જતી હતી. આ સંઘને સફળતાપૂર્વક ક્યારે વિખેરી શકાય એમ તમને લાગે છે, એવા ૧૯૨૩ માં મીસીસ કોરબેટ એશબીએ પૂછેલા પ્રશ્નનું મને સ્મરણ થાય છે. મેં આનંદથી જવાબ આપ્યો હતોઃ "જ્યારે આપણે મોસ્કો, રોમ અને કોન્સ્ટાન્ટીનોપલમાં પરિષદો ભરી ચૂકીએ ત્યારે." હવે રશિયન સ્ત્રીઓ મતાધિકાર ધરાવે છેઃ આપણે આપણી પરિષદ રોમમાં ભરી છે; ઇસ્તાનબુલમાં પણ ભરીએ છીએ. આ બધુંય ન માની શકાય એવું લાગે છે.

૧૯૦૨ માં વિરોધની વિશાળ દુનિયા સામે બહાદુરીથી લડી રહેલી પાંચ રાષ્ટ્રીય મતાધિકાર સંસ્થાઓએ તેત્રીસ વર્ષોમાં તો મોટા ફેરફારો નિહાળ્યા છે. દુનિયાના અર્ધા ઉપર દેશોમાં સ્ત્રીઓ સાચેજ મત આપે છે. અને બીજા કેટલાય દેશોમાં સ્ત્રી સંસ્થાઓ આગળ ધપી રહી છે.

એ પણ નોંધવા યોગ્ય છે કે વોશીંગ્ટનની પહેલી નાની પરિષદમાં તુર્કીની પ્રતિનિધિ આવી હતી, તે પ્રતિનિધિ અમેરિકન હતી છતાં તુર્કીની સ્ત્રીઓ કે જે તે સમયે પોતાની વતી બોલી શકતી ન હતી તેઓ સાથે ઘણીજ મિત્રાચારી ધરાવતી હતી. ૧૯૩૫માં તુર્કી સ્ત્રીઓની સૂચનાથી તુર્કી સરકાર પોતેજ સંઘને ઇસ્તાનબુલમાં અધિવેશન ભરવાનું આમંત્રણ આપશે અને તુર્કી સ્ત્રીઓ માત્ર મતાધિકારજ ધરાવતી નહિ પણ રાષ્ટ્રીય પાર્લામેન્ટમાં ૧૭ સ્ત્રીઓ ચુંટાઇ હશે એ કોણ માની શકયું હોત !

આંતરરાષ્ટ્રીય સ્ત્રી મતાધિકાર સંઘે બધા દેશોની સ્ત્રીઓને ઉત્તેજન આપ્યું છે, પ્રેરણા આપી છે, સહાય કરી છે. મહાયુદ્ધને પરિણામે દેશો ઉપર જે ભારે સજાઓ લદાઇ છે તે ન લદાઇ હોતે તો કદાચ આપણા કાર્યનો અંત આવી ગએલો આપણે જોયો હોત.

---

સ્ત્રીના નયનોમાં પરમાત્માએ પોતાના બે દીપક મૂક્યા છે જેથી કરીને સંસારમાં ભૂલા પડેલા લોક તે દીપકના પ્રકાશેથી પોતાનો સાચો રાહ શોધી શકે. —વિલિસ

# આપણી શ્રદ્ધાની કસોટી

લેખિકા:

મીસીસ માર્ગરેટ કોરબેટ એશબી

સ્ત્રીઓની સંપૂર્ણ રાજકીય સ્વતંત્રતાની એ સિદ્ધિઓનો ઉત્સવ ૧૯૩૫ની ઇસ્તનબુલની કોંગ્રેસમાં આપણે ઉજવીશું. દક્ષિણ અમેરિકાના પ્રજાસત્તાક રાજ્યોમાં સૌથી મોટું બ્રાઝીલ અને આપણું આ વેળાનું યજમાન તુર્કીનું પ્રજાસત્તાક આ બે દેશોએ સ્ત્રીઓને પુરૂષોની સમાન સંપૂર્ણ રાજકીય સ્વતંત્રતા બક્ષી છે.

આ બે મહાન લાભો સામે સ્ત્રીઓની આ વિંક સ્થિતિમાં ઘણાએ દેશોમાં પીછેહઠ થઇ એની તુલા આપણે મેળવવાની છે. બેકારી અને વિશ્વમંદીના સદાયા હેઠળ એક સ્વતંત્ર વ્યક્તિ, તરીકે સ્ત્રીઓના દરજ્જા અને સ્વતંત્રતા પર પદ્ધતિસર પ્રહાર થયા છે. પોતાના જ પરિશ્રમથી પોતાનો નિર્વાહ ચલાવવા માટે પોતાનો હાથ કે ભેજાંનો ઉપયોગ કરવામાંથી તેમ જ પોતાનાં વ્યક્તિત્વનો વિકાસ કરવાની તેની સ્વતંત્રતા પર આક્રમણ થયાં છે.

રોજરોજના અનુભવ ઉપરથી સ્ત્રીઓને આપવામાં આવતી વધુને વધુ સ્વતંત્રતા, અને સખાવત કે રાહત જેવાં કાર્યમાં સ્વેચ્છાથી વગર મહેનતાણે કામ કરવામાં તેના વધતા જતા સહકાર વચ્ચેનો અને કમાવાની તેમની સ્વતં-

## જાપાનની મહાન સન્નારી મેડમ કાજીકો યાજીમા

જાપાનની એ મહાન સ્ત્રીનેતા હતી. ગયે વર્ષેજ આખાય જાપાને એની જન્મ શતાબ્દી ઉજવી. ટાકીઓમાં તેનું જીવન પ્રવૃત્તિમય હતું. એનું નામઃ મેડમ કાજીકો યાજીમા.

શિક્ષકોને તાલીમ આપનારી શાળામાં તેમણે પ્રવેશ કર્યો હતો અને તેમણે ખ્રિસ્તિ ધર્મ સ્વીકાર્યો હોવાથી બાળાઓ માટેની મીશન સ્કુલમાં તેઓ પહેલાં જ મેટ્રન અને શિક્ષિકા બન્યાં હતાં. શિક્ષણની દિશામાં તેમણે એટલું બધું મહત્વનું કાર્ય કરેલું છે કે તેને લીધેજ તેઓ જાપાનમાં ઘણાંજ જાણીતા અને પૂજાયાં છે. અસાધારણ શક્તિ અને પ્રબળ ઇચ્છાશકિતને લીધે અને કેટલેક અંશે તેમના કડવા અનુભવોને પરિણામે સામાજીક પ્રશ્નોમાં તેઓએ ખુબ રસ લેવા માંડયો હતો.

જાપાની સ્ત્રીઓનું ખ્રિસ્તિ ટેમ્પરન્સ યુનિયન તેમણે સ્થાપ્યું. સ્ત્રી અને પુરૂષ માટે નીતિનું સમાન ધોરણ હોવું જોઇએ. એને માટે તેમણે અવીરત કાર્ય કર્યું. અને તેમણે આ દૂષણ સામે જાપાનમાં કાર્ય કરવા માટે સંસ્થા પણ સ્થાપી. સ્ત્રીમતાધિકારની ચળવળમાં પણ તેમને ઘણો રસ હતો. જો કે, એ ચળવળ ઘણીજ મોડી શરૂ થવાને કારણે તેઓ એમાં સક્રિય ભાગ લઇ શક્યાં નહિ. પરંતુ સ્ત્રીઓના મતાધિકારની તરફેણમાં ઉપદેશ આપવો એ તેમનું જીવનકાર્ય થઇ પડયું હતું.

૧૯૨૯માં તેમનું અવસાન થયું. જાપાને આખા દેશે તેમને અપૂર્વ રીતે અંતિમ માન આપ્યું. જાપાનની સ્ત્રીઓએ તેની પાછળ આંસુ સાર્યા: જાપાનની સ્ત્રીઓને સુધારાનો રાહ તેણે જ દર્શાવ્યો હતો.

નતા અને ઉદ્યોગ ધંધામાં તેઓના પ્રવેશમાં પીછેહઠ થઇ રહી છે, એ વચ્ચેનો તફાવત સ્પષ્ટ થતો જાય છે.

બેકારીના સંભવથી ત્રાસેલા, ઉદ્યોગમાં યંત્રની સામે લડવાને નિરાધાર બનેલા આમ વર્ગના સામાન્ય અશિક્ષિત વર્ગને સ્ત્રી એક કટ્ટર હરીફ લાગે એમાં તેને કોણ દોષ દઇ શકે ? આનો ઉપાય ઉદ્યોગની પેદાશોની વિષમ પહેંચણીમાં રહેલો છે અને ઔદ્યોગિક મુડીવાદીઓના અંગત સ્વાર્થ ખાતર રાષ્ટ્રવાદનો લાભ ઉઠાવાય છે એ ઉપાય સામે આગ્રહ સેવવા કરતાં જાતીય ઇર્ષ્યાથી દોરાઇ જવાનું કેટલું બધું વધુ સહેલું છે ?

લગ્નને, સ્ત્રીઓના નિર્વાહનું એક માત્ર સાધન બનાવવું એ સ્ત્રીને પ્રેમાળ સહચારમાંથી વેશ્યાવૃત્તિ પર હડસેલી નાખવા જેવું છે, એટલું આપણે પુરૂષોને ન સમજાવી શકીએ ? સરખાં કાર્ય માટે સરખો પગાર એ સંરક્ષણની સ્ત્રીઓને ના પાડીને આપણા મજુર નેતાઓએજ સ્ત્રીઓનો સસ્તી મજુરીમાં ઉપયોગ કરવાની મુડીવાદીઓને તક કરી આપી છે, એ આપણે એ નેતાઓને શું ન સમજાવી શકીએ ?

ઇસ્તાનબુલમાં આપણે આપણાં કાર્યક્ષેત્રનો વિકાસ કરવો જ જોઇએ; આપણે આપણા સિદ્ધાંતોની પુનર્ઘોષણા કરવી જોઇએ.

પરંતુ દરેક વા કોઇ પણ ઠરાવને અનુમોદન આપવાના આપણા ઉત્સાહમાં આપણે એ ભૂલવું ન જોઇએ કે, એ ઠરાવોને વ્યવહારૂ રીતે અમલમાં મૂકવાનો સર્વ આધાર વ્યવસ્થાને લગતા આપણા નિર્ણયો ઉપર જ છે.

૧૯૩૫-૩૮ એ ત્રણ વર્ષોનો કાર્યક્રમ આપણે ઇસ્તાનબુલમાં જ યોજવાનો છે. સર્વ દેશોમાં સ્ત્રીઓની વ્યક્તિગત આર્થિક અને *રાજકીય સ્વતંત્રતા, રાજ્યબંધારણમાં તેની* સમાન ભાગીદારીનો સ્વીકાર, અને એમાં તેનો ફાળો, તેના પર પુરૂષોએ લાદેલી ફરજ તરીકેનો નહિ, પણ તેની પોતાની પસંદગીથી સ્વીકારેલો હોવો જોઇએ એ આપણું નિશ્ચિત વલણ હોવું જોઇએ. પૂર્વમાંના આપણા ન । સભ્યોને આપણે સહકાર—ઉમળકાભર્યો સહકાર, આપવો જોઇએ; તેઓને પીઠબળ આપવું જોઇએ. રાષ્ટ્રસંઘના કાર્યમાં આપણે વિશ્વવિસ્તૃત સહકાર આપવાનો છે; સુલેહ શાન્તિ માટે આપણે મક્કમ વલણ લેવાનું છે. પણ આ સર્વનો આધાર તો આપણી નવી કારોબારી કેવી રચાય છે અને આપણી રાષ્ટ્રીય શાખાઓ તરફથી આર્થિક ફાળો કેવો મળે છે તેના ઉપર જ છે.

આપણા ઠરાવો " કાગળના ટુકડા " પણ થઇ શકશે; અથવા ઉત્સાહ પ્રેરક અને બળવત્તર કાર્યનાં ચિહ્ન રૂપે પણ થઇ શકશે. આપણા આત્મભોગના પ્રમાણમાં આપણી શ્રદ્ધાની કસોટી છે.



મારા મત મુજબ સ્ત્રી અને પુરૂષ બંને સમાન કક્ષાએ છે. પણ સ્ત્રી પુરૂષ કરતાં પણ એક વધુ હક્ક ધરાવે છે અને તે હક્ક રક્ષણ મેળવવાનો છે. તમે પરણેલા હો તો જે સ્ત્રીને તમે ચહાતા હો તેને સુખી બનાવવાના યત્ન કરો. તમે ગરીબ હો કે તવંગર હો પણ તમારી પત્ની પ્રત્યે માયાળુપણે વર્તો. તે તમારા જીવનને આનંદ ને ઉલ્લાસથી ભરપૂર બનાવશે.

—રોબર્ટ. જી. ઈંગરસોલ

આંતરરાષ્ટ્રીય

# જગતમાં સ્ત્રીઓનો દરજ્જો

લેખિકા :
મેડેલીન ઝેડ. ડોટી

**રાષ્ટ્ર**સંઘની ૮૪ મી કૌન્સિલની બેઠક પૂરી થઇ ગઇ. એની સમક્ષ ઘણા અગત્યના પ્રશ્નો હતા. પરંતુ તે સર્વમાં સરના પ્રશ્ને વધારે મહત્વ પકડયું હતું. આમ રાજકીય પ્રશ્નોમાં કૌન્સિલ રોકાઇ ગએલી હોવા છતાં, સ્ત્રીઓના હકકો ઉપર વિશ્વસમસ્તમાં થઇ રહેલાં પ્રહારો સામે તે આંખઆડા કાન કરી શકી નથી. સ્ત્રીઓના દરજ્જા સંબંધમાં અને ખાસ કરીને મોન્ટીવીડોના સમાન હકકના કરારના અને મોન્ટીવીડોના શહેરીપણાના સમાન હકકના કરાર સંબંધમાં સ્ત્રીઓએ જે ભલામણો કરવાની હોય તે આગામી કૌન્સિલમાં રજુ કરવી, એમ ઠરાવીને એ પ્રશ્ન પરત્વે કૌન્સિલનું ધ્યાન હોવાનું સ્વીકાર્યું છે.

૧૯૩૩ના ડીસેમ્બર માસમાં આંતરરાષ્ટ્રીય કારો દ્વારા સ્ત્રીઓનો દરજ્જો ઉંચો ચઢાવવા માટે બે ઠરાવો પર, મોન્ટેવીડો ખાતે મળેલી અમેરિકન પ્રજા સત્તાકોની સાતમી પરિષદમાં વિચારણા થઇ હતી. આમાં એક કરાર શહેરી પણાંના સમાન હકને લગતો હતો એના ઉપર ૧૯ અમેરિકન પ્રજાસત્તાઓએ સહી કરી હતી અને તે પછીથી યુનાઇટેડ સ્ટેટ્સ અને ચીલીએ પણ એને મંજુરી આપી હતી. બીજો કરાર જાતિના ધોરણના બધાય ભેદભાવોને દૂર કરતો હતો અને કયુબા, ઇકવેડોર, પેરેગાય અને ઉરૂગાય એ ચાર દેશોએ તેના પર સહી કરી હતી.

ગયા સપ્ટેમ્બર માસમાં સ્ત્રીઓની સલાહકારી સમિતિની પ્રેરણાથી ઘણા દેશોના પ્રતિનિધિઓએ રાષ્ટ્રસંઘમાં મોન્ટેવીડોના શહેરીપણાનાં સમાન હકકના કરારની વિચારણા કરવાની માંગણી કરી હતી. આ માંગણીને માન આપીને રાષ્ટ્રસંઘની એસેમ્બ્લીએ આ વિષય ૧૯૩૫ની બેઠકના કાર્યક્રમ ઉપર મૂકયો.

પરંતુ, શહેરીપણાંનાં હક્કોમાં સમાનતાનો પ્રશ્ન કાર્યક્રમ ઉપર દાખલ કરાવવા ઉપરાંત ગયા સપ્ટેમ્બરમાં, " જાતિનાં ધોરણે, જે જે કાયદેસરના બંધનો છે તે સર્વ દૂર કરવા માટેના ૧૯૩૩ના ડીસેમ્બરમાં મોન્ટીવીડો ખાતે ચાર સરકારોએ સહી કરેલા કરાર પર ખાસ ધ્યાન આપીને સ્ત્રીઓના દરજ્જાનો પ્રશ્ન પણ " ૧૯૩૫ના કાર્યક્રમ ઉપર દાખલ કરાવવામાં સ્ત્રીઓની સલાહકારક સમિતિને સફળતા મળી. આને પરિણામે આવતા સપ્ટેમ્બરની રાષ્ટ્રસંઘની એસેમ્બ્લી " સ્ત્રીઓના સાર્વત્રિક દરજ્જા " વિષે વિચારણા કરશે અને સ્ત્રીઓને પુરૂષોની સમાન લેખવાની માંગણી કરશે.

કૌન્સિલની તાજેતરની બેઠકમાં સ્ત્રીઓના દરજ્જાનો પ્રશ્ન ફરીથી હાથ ધરવામાં આવ્યો હતો પરંતુ એસેમ્બ્લી માટે પૂરતું સાહિત્ય છે કે નહિ એ દૃષ્ટિએ ડેનીશ પ્રતિનિધિ મી. ડી. સ્કેવેનીયસે ઝેકોસ્લોવેકીયન પ્રતિનિધિ મી. બેનેસનાં અનુમોદનથી સ્ત્રીઓની સલાહકારક સમિતિને હેવાલ કરવા જણાવવું એવો ઠરાવ મૂકયો હતો. પછી રાષ્ટ્રસંઘના સામાન્ય મંત્રીએ એવી સૂચના કરી કે, સ્ત્રીઓના દરજ્જા સંબંધમાં કે આંતરરાષ્ટ્રીય મહિલા સંસ્થાઓ તરફથી જે કાંઇ વિચારો દર્શાવતા નિવેદનો આવે તે સ્વીકારી એસેમ્બ્લીને મોકલવાની કૌન્સિલે તેમને સત્તા આપવી. જાન્યુઆરીની તા. ૧૪ મીએ કૌન્સિલે આ દરખાસ્ત સ્વીકારી હતી.

કૌન્સિલનાં આ પગલાંથી, દુનિયાભરની સ્ત્રીઓને અસાધારણ તક મળે છે. અને એ

તકનો, આંતરરાષ્ટ્રીય મહિલા સંસ્થાઓએ તરત જ લાભ પણ ઉઠાવ્યો છે. એક આગેવાન આંતરરાષ્ટ્રીય મહિલા સંસ્થાના પ્રમુખ તરફથી સલાહકારક સમિતિને મળેલા પત્રમાંથી નીચેનો ભાગ ઉપયોગી જણાશે:

" સ્ત્રીઓના દરજ્જાનો આખોય પ્રશ્ન સપ્ટેમ્બરની એસેમ્બ્લીના કાર્યક્રમ ઉપર રજુ થશે એવું નિવેદન તાજેતરમાં જ મને મળ્યું છે. ખરે જ આ અપૂર્વ સિદ્ધિ છે. આમાંથી આપણે ઘણી મોટી વસ્તુ કરી શકીએ એની મને ખાત્રી થએલી છે. આપણે એમ કરવું પણ જોઇએ. આપણને આ ઘણી મોટી તક મળેલી છે, એની પણ મને ખાત્રી થએલી છે અને જો આપણે આ કનો લાભ નહિ ઉઠાવીએ તો આપણે એક હાન વિજય હાથમાંથી ગુમાવીશું એમ પણ ને લાગે છે.

આ પ્રસંગ માટે આપણે બની શકે તેટલી ધીય સ્ત્રી સંસ્થાઓ–દુનિયાભરની સ્ત્રી સંસ્થાઓ સાથે સ્ત્રીઓ તરફનો એકત્ર સામનો રવો જોઇએ. આપણા બધાય પ્રયત્નોને છાજે એવી આ બાબત છે. મારા સહકાર્યકરો સાથે હું પણ મંત્રણા કરીશ. અત્યારે મને મુખ્ય વસ્તુ તો એ લાગે છે કે આપણે ચળવળની યોજના કરવા માટે પ્રાથમિક સભા ભરવી જોઇએ. હું તમારી સેવામાં હાજર છું."

સ્ત્રીઓએ પોતાના બધાય હક્કો ગુમાવી દીધા છે એવા એક દેશમાંથી આગલા સ્ત્રી કાર્યકરોના એક પક્ષ તરફથી સહી વિનાનો પત્ર આવ્યો છે. જીનેવામાં સ્ત્રીસ્વાતંત્ર્યનો ધ્વજ હજુય ઉડતો રહ્યો છે એને માટે તેમાં આભાર માનવામાં આવ્યો છે. એ પત્રનો અંતભાગ આ રહ્યો:

" અહીંનો તમને નૈતિક ટેકો અલબત્ત છે જ. વ્યવહારુ ટેકો તમને મળે તે માટે અમે કામ કરવાનું ચાલુ રાખીશું.

સહાય કરી શકે એવી સ્ત્રીઓના મોટા ભાગની ખરાબ આર્થિક પરિસ્થિતિને કારણે અહીં આ ચળવળ ઘણી જ મર્યાદિત છે. મોટા ભાગની સ્ત્રીઓએ પોતાની નોકરીઓ ગુમાવી દીધી છે અને તેઓ નવું કામ મેળવી શકે એમ ન હોવાથી, બધી આવકમાંથી તેઓ વંચિત થઇ ગઇ છે. આ કારણે તેઓએ કાંઇપણ ખર્ચ કરવામાંથી–અરે, ટ્રામમાં પ્રવાસ કરવામાંથી સુદ્ધાં મુક્ત રહેવું પડે છે. આંતરરાષ્ટ્રીય સંબંધો જાળવી રાખવા માટે તો ઘણાજ મહાન વ્યક્તિગત ભોગો આપવા પડે એમ છે. આમ કરવામાં પણ 'આંતરરાષ્ટ્રીય અસરવાળાં' હોવા માટે તેમના પર શંકા ધરાય એનું જોખમ પણ ખેડવાનું રહે છે. આંતરરાષ્ટ્રીય મહિલા સંસ્થાઓમાં કામ કરનારા આગલા કાર્યકરોમાંથી કેટલાક હાલમાં મૌન સેવે છે એટલે તેઓ શું ધારે છે તે જાણવામાં આવતું નથી. આજે જે પરિસ્થિતિ છે તે જોતાં તેઓ કાંઇ પણ કહી શકે એવી સ્થિતિમાં કે તેઓ જે ઇચ્છતા હોય તે કરી શકે એવી સ્થિતિમાં નથી. અત્યંત સાહસ અને હિંમત બતાવ્યા વિના એમ થઇ શકે એમ નથી અને એમ કરવાનો અર્થ નિરર્થક ભોગ બની જવાનાં પરિણામમાં જ આવે એ પણ ચોક્કસ છે."

યુનાઇટેડ સ્ટેટ્સ, જ્યાં યુરોપ કરતાં સ્ત્રીઓના હક્કો ઉપર તરાપ મારવાના ઘણા ઓછા પ્રયાસ થયા છે ત્યાંની એક સ્ત્રીસ્વાતંત્ર્યવાદી સંસ્થાના હોદ્દેદાર તરફથી એક પત્ર આવ્યો છે:

" સ્ત્રીઓના હક્કોની ચર્ચા કરવાને અને કેટલાય દેશોમાં સ્ત્રીઓની સ્વતંત્રતા પર થઇ રહેલા હુમલાની સ્થિતિમાં પણ સ્ત્રીઓને સાંભળવાને દુનિયાભરના દેશો પર દબાણ કરવામાં સ્ત્રીઓની સલાહકારક સમિતિનું કાર્ય દરેક સ્થળની સ્ત્રીઓ માટે અપૂર્વ છે.'

અત્યારે દેશવટો ભોગવતા એક માજી સ્ત્રી સ્વાતંત્ર્યવાદી નેતા તરફથી સહાયની માંગણી આવી છે. તેઓ લખે છે: " હું તમને અભિનંદન આપું છું. આ સફળતાનો પરિપાક સ્ત્રીઓ કેવી રીતે મેળવે છે એના વિષે મને આશા છે કે અમે તમારા તરફથી જલદી સાંભળવા પામીશું. જો અમારી સહાયની જરૂર હોય તો અમે તે આપવા માટે તૈયાર છીએ. "

રાષ્ટ્રસંઘની કૌન્સિલની તાજેતરની બેઠકમાં સ્ત્રીઓની સલાહકારક સમિતિ સાથે કામ કરનારી સ્ત્રીઓમાં નીચેની આગેવાન સન્નારીઓ પણ હતાં. રાષ્ટ્રસંઘની કૌન્સિલે નીમેલી સ્ત્રીઓની સલાહકારક સમિતિની પ્રચાર સમિતિના પ્રમુખ ફ્રૌ લીલીયન વોન મેશ, વીએના; સ્ત્રીઓની સલાહકારક સમિતિના મદદનીશ એમ મ ત્રી, મીસ એલ સી. એ. વાન ઇયન, ડુર્ન, હોલાન્ડ; સ્ત્રીઓની સલાહકારક સમિતિના ઓન. ખજાનચી ડૉ. રેની ઝ્વેરોડ, જીનેવા; સ્ત્રીઓની સલાહકારક સમિતિની ખરડા ઘડનારી સમિતિના સભ્ય ફ્રૌ એલન હુપ, કોપનહેગન; સ્ત્રીઓની સલાહકારક સમિતિની ખરડા ઘડનારી સમિતિના સભ્ય મીસ એલીસ પોલ, વોશીંગ્ટન, મીસીસ હેલન હોપ ગ્રીવી; મીલવોકી, વીસ્કોન્સીન, મીસ મેડેલીન ડોટી, ન્યુયોર્ક.

કૌન્સિલની બેઠક પૂરી થયા બાદ સ્ત્રીઓની સલાહકારક સમિતિની પ્રચાર સમિતિ ભેગી મળી હતી. અને તેણે સમિતિમાં પ્રતિનિધિત્વ ધરાવતી ૪૫૦ લાખ સ્ત્રીઓ તરફથી કૌન્સિલના પ્રમુખ, મો. તરફી રુસ્તુ બે; ડેન્માર્કના મો. ડી. સ્કેવેનીયસ અને ઝેકોસ્લોવેકીયાના મોં બેનેસ પર પત્ર લખીને તેમણે કરેલી સહાય માટે આભાર માનવામાં આવ્યો છે.

રાષ્ટ્રસંઘની એસેમ્બ્લી માટે સાહિત્ય ભેગું કરવા માટે સમિતિએ એક પેટા સમિતિ પણ નીમી છે. આ હેવાલ કરવામાં જો બધીય સ્ત્રીઓ એકત્ર થાય તો તે ઘણું જ કીંમતી થઇ પડે એમ સમિતિને લાગે છે. આજે સ્ત્રીઓને ખાસ કરીને જ્યાં સ્ત્રીઓનો અવાજ નહિ જેવોજ છે ત્યાં જે મુશ્કેલીઓ પડે છે તેના વિષે બધી સ્ત્રીઓ એકમત છે એમાં તો કાંઇ શંકા જ નથી. ઘણાખરા દેશોમાં સ્ત્રીઓએ જે લાભો અને હકો મેળવેલા છે તેમાંથી પણ પીછેહઠ થતી લાગે છે. સ્વીટ્ઝર્લેંડમાં જીનેવાનાં કેન્ટનમાં માત્ર કેન્ટન જ સ્ત્રીશિક્ષકોને પુરૂષ શિક્ષકો જેટલોજ પગાર આપતું હતું. એણે હાલમાં પુરૂષશિક્ષકો કરતાં સ્ત્રીશિક્ષકોના પગારવધારે ઘટાડવાનો નિર્ણય કર્યો છે. લગભગ બધેજ આવું છે. સ્ત્રીઓને સૌથી પહેલું સહન કરવું પડે છે. નોકરીઓ કે કામ ધંધાપરથી તેઓને હડસેલી કાઢવામાં આવે છે. પરિણિત સ્ત્રીઓને નોકરી કરવા દેવામાં આવતી નથી. તેઓને ફરીથી રસોડામાં અને છોકરાં સંભાળવાનું કામ કરવા માટે જવાનું કહેવામાં આવે છે. તેઓના વિચારો લક્ષમાં લેવાતા નથી. કાયદા આગળ બાળકો જેવી જ કોટિમાં સ્ત્રીઓ પણ આવી ગઇ છે.

આ બધા અન્યાયો અને ભેદભાવો એકત્ર કરીને રાષ્ટ્રસંઘ સમક્ષ રજુ કરવા જ જોઇએ. આવી બાબતો રજુ કરી શકાય એવી દુનિયાની એજ એક માત્ર સંસ્થા છે. હકોની માનવ હકોની. જેમ પુરુષોએ માંગણી કરી હતી તેમ માંગણી કરવાની આ સ્ત્રીઓ માટેની તક છે. જ્યાં બધાં માનવ પ્રાણીઓ, સ્ત્રીઓ કે પુરુષોને સમાન લેખવામાં આવે, કાયદાની દ્રષ્ટિએ તેઓને સમાન હક્ક મળે એવો નવો યુગ સર્જવો જોઇએ, સ્ત્રીઓ માટે એ જાહેર કરવાની આ તક મળી છે.

: : : : સ્ત્રી અને પુરૂષ બન્ને માટે : : : :

# નીતિનું સમાન ધોરણ

લેખિકા:
મીસ એલીસન નીલાન્સ

આંતર રાષ્ટ્રીય સ્ત્રી મતાધિકાર સંઘના કાર્યક્રમનો એક અગત્યનો વિભાગ સ્ત્રી અને પુરૂષ માટે નીતિનાં સમાન ધોરણ પરત્વે કાર્ય કરે છે. આ વિષય પરનાં કમીશને પોતાનાં કાર્ય માટે નીચેના સિદ્ધાંતો નિશ્ચિત કરેલ છે.

" માનવ વ્યક્તિત્વ, જાતીય નિયમન અને જાતિ પ્રત્યેની જવાબદારીના સ્વીકાર પ્રત્યેના માનનીય ધોરણે એકજ પ્રકારનું ઉંચુ નૈતિક ધોરણ સ્ત્રી અને પુરૂષ બન્ને જાતિઓ માટે સ્થાપિત કરવું જોઇએ. આ રીતે જાહેર થએલો સિદ્ધાંત અને એમાં સમાયલા કય દેસરના, શિક્ષિણ વિષયક તેમજ સામાજીક સંજોગોનો કાયદા દ્વારા સ્વીકાર થવો જોઇએ અને એનાં પાલનમાં તેનો અમલ થવો જોઇએ.

આથી, સ્ત્રીઓનો અનીતિ માટેનો વેપાર, કાયદેસરનો ગુન્હો લેખાવો જોઇએ અને એથી તેને માટે સજા થવી જોઇએ.

વેશ્યાવૃત્તિનો કાનૂન અને સ્ત્રીઓ સામે સામાન્ય રીતે અને ચોકકસ વર્ગની સ્ત્રીઓ સામે અપવાદ રૂપ રખાતા કાનૂનો નાબુદ થવા જોઇએ. "

આ કમીશનના પ્રમુખ ડૉ. પોલીના લુઇ-સીએ ૧૯૨૬માં પેરીસની કોંગ્રેસમાં રજુ કરેલા હેવાલમાં, પોતાનું ભાષણ કરતાં આ વિષય ઘણોજ સ્પષ્ટ કર્યો હતો. તેમના શબ્દો આ રહ્યા:

" સ્ત્રીઓને ઉતરતા દરજ્જા પર રાખવામાં સહાય કરનારા જે કાયદાઓ કાનૂનો સૈકાઓથી સ્થાયલા છે તેમાં, આપણી જાતિ પ્રત્યે તિરસ્કાર અને ગેપતી લાગ[ણી] પુરૂષોમાં અને પ્રજાઓમાં ઉત્પન્ન કરવામ[ાં] નીતિનાં બેવડાં ધોરણના ઉતરતા વિચ[ાર] જેટલો બીજો કોઇ વધારે શક્તિશાળી કાન[ૂન] નથી. આમાંથી સ્ત્રીઓના દરજ્જા પરનો સૌ[થી] ખરાબ પ્રહાર વેશ્યાવૃત્તિનો કાનૂન પેદા થએ[લ] છે ઘણાં ઘણાં વર્ષોથી ઘણીએ સ્ત્રીઓ અ[ા] ગલીચ પ્રથા સામે લડી છે. તેઓના સત[ત] પ્રયાસ છતાં, ઘણા દેશોમાં હજીય એ પ્ર[થા] ચાલુ રહી છે. અત્યારના જમાનામાં, આ[વા] સિદ્ધાંત અને તેના પાયા ઉપર સ્થાયલા કાનૂ[ન] ચાલુ રહે એ આપણી સંસ્કૃતિને ન છાજ[તું] અને શરમજનક છે.

જ્યાંસુધી નીતિનું બેવડું ધોરણ કાયદા[માં] જ નહિ પણ આપણા નૈતિક કાયદા[ના] જુસ્સામાં પણ ચાલુ રહેશે ત્યાં સુધી સ્ત્રીઓ[ની] ની સ્વતંત્રતા તેનો સંપૂર્ણ ઉદ્દેશ સાધવા[માં] નિષ્ફળ જશે. તેથી આ જંગલી, ભૂતકાળ[ના] અવશેષ સમી પ્રથાનો સદાને માટે અં[ત] લાવવાના એકજ સર્વોપરી પ્રયાસમાં આપ[ણી] દુનિયાના દેશોની સ્ત્રીઓ એકત્ર થાય [એ] જરૂરનું છે. "

કેટલાક લોકોને આશ્ચર્ય થશે કે સ્ત્રીઓ[ની] ચળવળ આ પ્રશ્ન પર આટલો બધો ભાર [શા] માટે મૂકે છે? એના બે મુખ્ય કારણો [છે.] પહેલું કારણ એ છે કે, નીતિના બેવ[ડા] ધોરણનો આપણે જ્યારે વિરોધ કરીએ છીએ ત્[યારે] આપણે પુરૂષના આ હકક અને સ્ત્રીઓ પ્રત્યે[ની] બેજવાબદારીનાં મૂળ ઉપર જ પ્રહાર કરી[એ]

છીએ. બીજું કારણ એ છે કે સરકારે વેશ્યાવૃત્તિનો સ્વીકાર કરેલો છે અને કુટણખાનાંઓની નોંધણી એ સ્ત્રીઓની ગુલામીનું સૌથી વધુ ઘાતકી પ્રદર્શન છે.

કાનૂનની પ્રથાનો વિરોધ કરવામાં સ્ત્રીઓએ વિલંબ કરવો જોઈએ નહિ. આપણે એની નિષ્ફળ અને દમામે અવહેલના કરી શકીએ છીએ. આ હલકા કાનૂનોને ટેકો આપવા લોકો લલચાય છે કારણ કે ગરમીના રોગોથી તે પુરુષોનું સંરક્ષણ કરશે એમ તેઓને કહેવામાં આવે છે. આથી ઉલટું એથી તો આવા રોગોમાં વધારો જ થાય છે. જાણીતા અને ઘણા જ નિષ્ણાત દાક્તરોએ પણ હવે સ્વીકાર્યું છે કે, વેશ્યાઓનો આ કહેવાતો વૈદકીય અંકુશ તંદુરસ્તીના કાંઈ પણ સંરક્ષણને લાગેવળગે છે ત્યાં સુધી પ્રજાની છેતરપીંડી કરતાં કાંઈક વધારે ગણી છે. દાક્તરી દૃષ્ટિબિંદુ વિષે એટલું જ. એથી જાહેર વ્યવસ્થા અને સભ્યતા જળવાય છે? રાષ્ટ્રસંઘે જ આપણને જણાવ્યું છે કે, વ્યભિચારનાં પરવાના ધરાવતાં કુટણખાનાંને પરિણામે જ સ્ત્રીઓ અને યુવાન બાળાઓનો વિશ્વવ્યાપક વેપાર મુખ્યત્વે ચાલી રહ્યો છે. યુવાનો પર એની અસર શી? માતાને હાથે પોતાના ઘરમાં ઉચ્ચ આદર્શો અને શિક્ષણ પામેલો એક બાળક વેપારની વિશાળ દુનિયામાં પ્રવેશ કરે છે ત્યારે તેના ઉપર આ પ્રથાની અસર શી પડે છે તે સમજવા માટે આપણે આપણી સામાન્ય બુદ્ધિ જ વાપરવાની છે. તેને તરત જ જણાય છે કે, સરકાર તેના ઉપયોગ માટે માત્ર કુટણખાનાં જ પૂરાં પાડતી નથી, સ્ત્રીઓ પણ પૂરી પાડે છે. વળી, તેને એ પણ જણાશે કે તેની તંદુરસ્તી સંરક્ષવાનો પ્રયત્ન કરવામાં સરકાર માન, પ્રતિષ્ઠા નીતિ અને ન્યાયની દરેક વિચારણાને બાજુએ મૂકી દે છે; સ્ત્રીઓને શહેરીપણાંના દરેક હકથી વંચિત કરી નાખે છે અને તેઓને તેઓ સ્ત્રીઓ છે એમ લેખાતી બંધ થઈ જાય, તેઓ માત્ર 'વહીવટની વસ્તુ' બની જાય એટલી હદે ઊંડી ગર્તામાં સ્ત્રીને ઉતારી નાખવાની હદ સુધી જાય છે.

સ્ત્રીઓ શાંતિથી આમ બનવા ન દઈ શકે. અમે માત્ર 'સારી' સ્ત્રીઓ માટે જ ન્યાય અને સમાનતા મેળવવા લડી રહ્યાં નથી. 'બધી' સ્ત્રીઓ માટે એ મેળવવા લડી રહ્યાં છીએ. જો બીજી સ્ત્રીઓને તેઓ માત્ર અનીતિમાન છે એટલાં જ કારણે દરેક માનવહકથી વંચિત રાખવામાં આવતી હોય અને તે સાથે જ, પુરુષોની અનીતિ માટે સરકાર પોતે સગવડ કરી આપી તેનો સ્વીકાર કરતી હોય તો કોઈપણ સ્ત્રી પોતાના જ દેશમાં સાચી રીતે સ્વતંત્ર કહેવાય નહિ. સરકાર કે મ્યુનિસિપાલીટી આવી વેશ્યાવૃત્તિની પ્રથાનો નિભાવ કરી રહ્યાં હોય ત્યારે સ્ત્રીઓ પોતે ફસી પડેલી બાળાઓમાં બચાવનું કાર્ય કરે એ ઘણા ઓછા ઉપયોગનું છે. "પુરુષની પવિત્રતા વિના સ્ત્રીની પવિત્રતા સંભવિત નથી." નીતિનાં આવાં બેવડાં ધોરણના સ્વીકારમાંથી જ વેશ્યાવૃત્તિ અનિવાર્ય રીતે ઉદ્ભવે છે. ગૃહ અને કુટુંબનું સંરક્ષણ કરવાનો ઢોંગ કરતી જ્યારે ખરી રીતે તો માત્ર બધીય નૈતિક જવાબદારીઓનો જ નહિ પણ પુરુષ અને સ્ત્રીના એકમેક પ્રત્યેના પ્રેમમાં જે કાંઈ સર્વોત્તમ છે તે સર્વનો નાશ કરનારી પ્રથા સામે સ્ત્રીઓએ વિરોધ કરવો જ જોઈએ.

આવી કાયદેસરની વેશ્યાવૃત્તિની પ્રથા સામેની લડતની પ્રથમ શરૂઆત ૧૮૭૦ માં ગ્રેટબ્રિટનમાં મહાન સ્ત્રીનેતા જોસેફાઇન બટલરને હાથે થઈ હતી. ૧૮૭૫ માં તેમણે કોન્ટીનેન્ટલ એબોલીશનીસ્ટ ફેડરેશનની સ્થાપના કરી હતી. ૧૮૭૦ થી ૧૯૦૬ સુધી તેમણે પોતાનું આખું જીવન આ કાર્ય માટે સમર્પિત કર્યું. ગ્રેટબ્રિટન, બ્રિટિશ શહેનશાહતના ઘણાખરા ભાગ કોસ્મર (આસ્પાક)

નોરવે અને ડેન્માર્કમાં આ પ્રથા નાબુદ થએલી તેઓ જોઇ શક્યાં. ૧૯૦૪ માં એબોલીશનીસ્ટ ચળવળને આંતરરાષ્ટ્રીય સ્ત્રીમતાધિકાર સંઘનો સત્તાશીલ ટેકો મળ્યો અને ૧૯૨૦ માં રાષ્ટ્રસંઘે સ્ત્રીઓના અનીતિ માટે થતા વેપાર સામે પોતાનું કાર્ય શરૂ કર્યું. નિષ્ણાતોને હાથે તૈયાર થએલા હેવાલો રાષ્ટ્રસંઘે પ્રકટ કર્યા તે ઘણાજ કીંમતી પૂરવાર થયા છે. ૧૯૦૬ માં જોસેફાઇન બટલર મરણ પામ્યાં. તે પછી, સ્ત્રીઓની ચળવળ અને એબોલીશનીસ્ટ પક્ષના ભેગાં બળને પરિણામે અને રાષ્ટ્રસંઘના કાર્યને લીધે નીચેના દેશોમાં આ પ્રથા કે એનો કેટલોક ભાગ નાબુદ કરી શકાયો છે: ફીન્લેન્ડ, હોલાન્ડ, ડચકોલોનીઝ, બલ્ગેરીયા, યુનાઇટેડ સ્ટેટ્સ, ઇસ્થોનીયા, સ્વીડન, પોલાન્ડ, ઝેકોસ્લોવાકીયા, સ્વીટ્ઝરલેન્ડ, કયુબા, લેટેવીયા, પેલેસ્ટાઇન, જર્મની, બોલીવીયા, ઉરૂગાય, હંગેરી, રૂમાનીયા અને બ્રિટિશ સંસ્થાનો. સોવીએટ પ્રજાસત્તાકે બળવા પછીથી રશિયામાંથી આ કાનૂન નાબુદ કર્યો છે.

અહીં એટલી નોંધ લેવાવી જોઇએ કે આ વિજયમાંના કેટલાક વિજય તો અર્ધા પર્ધાજ હતા. કેટલાક દેશોએ રજીસ્ટ્રેશનની અને વેશ્યાઓના ખાસ પોલીસ અંકુશની પ્રથા જાળવી રાખી હતી. આ ઉપરાંત કેટલાક અગત્યનાં શહેરોએ કુટણઘરો નાબુદ કર્યાં હતાં. જોકે બાકીના દેશો તો વણસ્પર્યા જ રહ્યાં હતાં. આમાં વીએના, ગ્રેઝ, એન્ટવર્પ, ડાનઝીગ, ઝેગ્રેબ, જુબલજાના ( જુગોસ્લાવીયા ફ્રાન્સના ૧૮ શહેરો, ડામન હોર ( ઇજીપ્ત ) અને જાપાનનાં ત્રણ પ્રીફેકચરો. હિન્દ અને ચીનમાં રેગ્યુલેશનની પ્રથા હતી જ નહિ પણ શહેરોમાં આવા દૂષણવાળા વિસ્તારો વધવા દેવામાં આવતા હતા. આ બન્ને દેશોમાં આની સામે પ્રજામત કેળવાઇ રહ્યો છે. મુંબાઇ અને મદ્રાસ કુકુણખાનાં બંધ કરી રહ્યાં છે અને સ્ત્રીઓના અનીતિ માટેના વેપારને સખ્તાઇથી દાબી દે છે. જાતિનાં બેવડાં ધોરણ સામે વિરોધ કરવાને પરિણામેજ આ સાધ્ય થઇ શક્યું છે.

તો પછી, આપણે પણ સ્ત્રીઓ અને પુરૂષો બન્નેને માટે નૈતિક જવાબદારીનાં સમાન ધોરણને અનુમોદન આપવું જોઇએ. આપણે અનુમોદન આપવા તૈયાર થઇએ એટલે આપણે એને અમલમાં મૂકવા તત્પર થવું જોઇએ. આનો અર્થ એ છે કે જ્યાં જ્યાં કાયદામાં, પોલીસના કાનૂનોમાં કે જાહેર પ્રજામતમાં જ્યાં જ્યાં નીતિનાં બેવડાં ધોરણનું અસ્તિત્વ હોય ત્યાં ત્યાં આપણે તેનો વિરોધ કરવો જોઇએ. વેશ્યાઓ સામે કામ ચલાવતાં આપણે અટકીએ અને એવી સ્ત્રીઓની માંગણી જ દૂર કરવા તરફ આપણું લક્ષ કેન્દ્રિત કરીએ એ. યાદ રાખજો કે એક સ્ત્રીને, તેનું સ્થાન બીજી સ્ત્રી લે એ રીતે બચાવવાનું નિરર્થક છે. વેશ્યાવૃતિમાં ભાગ લેતી સ્ત્રીઓની સંખ્યા, તેઓના ભાગીદારો તરીકે પુરૂષની, જે સંખ્યા એમાં ભાગ લે છે તેની સરખામણીમાં ઘણી ઓછી છે. તો પછી સ્ત્રીઓ પ્રત્યે જ શા માટે લક્ષ કેન્દ્રિત કરવું ? સ્ત્રીઓ પ્રત્યે આપણે જે ક્રુરતા પાળી છે તેની ક્રુરતાથી પુરૂષો પ્રત્યે વર્તન ચલાવતાં નીતિનું ઉચ્ચતર ધોરણ મેળવી શકાશે એમ કાંઇ નથી. એનો અર્થ એ છે કે, સારાં ચારિત્ર્યની સબળપ્રજાઇચ્છાનાં શાની દબાણથી આપણે પુરૂષોને સીધા માર્ગે લાવવા જોઇએ. એમાં સૌથી પહેલું અને અગત્યનું પગલું તે આજે નીતિનું બેવડું ધોરણ જેટલાં વિશાળ ધોરણે સ્વીકાર્યું છે તેટલાં જ ધોરણે નીતિનું એક સરખું ધોરણ સ્વીકાર્ય થાય ત્યાં સુધી જાહેર પ્રજામતને કેળવવાનું આંતરરાષ્ટ્રીય સ્ત્રીમતાધિકાર સંઘના નીતિનાં, સમાન ધોરણનાં કમીશનનું આ કાર્ય છે.

---o---

# રોટી રળવાનો અધિકાર

લેખિકા :
શ્રીમતી ફ્રોકન ઈન્ગબર્ગ વાલીન

આંતરરાષ્ટ્રીય મહિલા પ્રવૃત્તિના અનેક સળગતા પ્રશ્નોમાં એક પ્રશ્ન, પરિણિત સ્ત્રીઓનો, પગાર લઈને કામ કરવાના હક્કનો છે. આ પ્રશ્ન પર આંતરરાષ્ટ્રીય મતાધિકાર સંઘે ખાસ સમિતિ નીમેલી છે. ૧૯૩૩ માં માર્સેલ્સ ખાતે આ સમિતિની બેઠક મળી હતી. આ પ્રશ્ન પર સમિતિ ઘણી જ સંભાળપૂર્વક ધ્યાન રાખે છે. કામ કરવાના સ્ત્રીઓના હક્કને લગતા બીજા પ્રશ્નો સંબંધમાં પણ આ સમિતિ કાળજી રાખે છે.

આવો જ એક બીજો પ્રશ્ન, સ્ત્રીઓએ રાત્રિના કામ કરવાને લગતા વોશીંગ્ટનના કરારમાં સુધારણા સૂચવવાને લગતો છે ૧૯૩૪ ના જુન માસમાં જીનેવામાં મળેલી આંતરરાષ્ટ્રીય મજુર પરિષદમાં આ વિષય પર નવો કરાર થયો છે.

આ નવો કરાર સામાન્ય રીતે શારીરીક શ્રમનાં કાર્યમાં ન જોડાઈ હોય એવી સ્ત્રીઓ કે જેઓ વ્યવસ્થા વિભાગમાં જવાબદાર હોદ્દાઓ ધરાવતી હોય તેઓને રાત્રિના કામ કરવામાંથી બાતલ રાખવામાંથી મુક્ત રાખે છે. શારીરિક શ્રમના કાર્યમાં સામાન્ય રીતે ન રોકાયલી હોય એવી બધી સ્ત્રીઓને રાત્રિનાં કાર્ય કરવામાંથી બાતલ રાખવામાંથી મુકત રાખવાની ઘણી આંતરરાષ્ટ્રીય મહિલા સંસ્થાઓએ તેમજ આંતરરાષ્ટ્રીય સ્ત્રી મતાધિકાર સંઘે માંગણી કરેલી છે. એનાં કારણરૂપે તેઓએ એવું જણાવ્યું છે કે, આ પ્રતિબંધમાં આ સ્ત્રીઓને અગાઉ શામેલ રાખવામાં આવી ન હતી.

૧૯૩૪ ના જુલાઈમાં પેરીસખાતે મળેલી આંતરરાષ્ટ્રીય સ્ત્રી મતાધિકાર સંઘની બોર્ડે પછી એક ઠરાવ કર્યો તેમાં આ બાબતમાં સંઘે કરેલી ભલામણ સ્વીકારવામાં ન આવ્યા બદલ દિલગિરિ દર્શાવવામાં આવી હતી. પાછળથી આ ઠરાવ પરિપત્રના રૂપમાં સહાયકારી સંસ્થાઓ અને એ સમિતિના સભ્યોને મોકલવામાં આવ્યો હતો.

સ્ત્રીઓ માટેના સંરક્ષણીય કાનૂનો સાથે સંબંધ ધરાવતા આ અને બીજા વિષયો પરના જુદા જુદા દેશોની જોડાયલી સંસ્થાઓના ભિન્ન ભિન્ન વિચારો હોવાથી, આ પરિપત્રમાં શાં પગલાં લેવા તેનું કાંઈ સૂચન કરવામાં આવ્યું ન હતું. પરંતુ તેમાં પોત પોતાના દેશોમાં એ સંસ્થાઓએ શા શા પગલાં લેવાં તેને લગતા જુદા જુદા માર્ગો બતાવવામાં આવ્યા હતા. નવા કરારથી ઉપસ્થિત થએલી પરિસ્થિતિનો અભ્યાસ કરવાની અગત્ય અને સરકારો એ વિષે શાં પગલાં લે છે તેના ઉપર દેખરેખ રાખવાની તેમાં ભાર પૂર્વક સૂચના કરવામાં આવી હતી. આ સૂચના કરવાનો હેતુ એ હતો કે આ કરારથી શારીરિક પરિશ્રમનું કામ કરતી મજુરણ સ્ત્રીઓ તેમજ બીજા ધંધામાં પડેલી સ્ત્રીઓનાં હિત માટે ઉત્તમોત્તમ ગણાય એવાં પગલાં જુદી જુદી સંસ્થાઓ લઈ શકે.

ઉપરાંત, ખાણોમાં સ્ત્રીઓને કામ કરવા દેવા સબંધમાં નવા કરાર વિષે આંતરરાષ્ટ્રીય મજુર કચેરી તરફથી જુદી જુદી સરકારોને મોકલવામાં આવેલા પ્રશ્નપત્રથી ચોક્કસ પ્રકારની ચિંતા ઉભી થઈ. કારણ કે, ખાણવાળાઓની આંતરરાષ્ટ્રીય સમિતિનો ઠરાવ, "ખાણોમાં કામ કરવાની સ્ત્રીઓને સંપૂર્ણ અંશે એક પણ અપવાદ વિના મનાઈ કરતો હતો."

સરકારોને પૂછેલા બીજા પ્રશ્નોમાં બે પ્રશ્નો આવા હતાઃ બધી સ્ત્રીકામદારોને આ કાનૂનો લાગુ પાડવા કે, થોડાક અપવાદો રાખવા ? જો અપવાદો રાખવાના હોય તો તે કઈ કક્ષાની સ્ત્રીકામદારો માટે ? આ સૂચિત કાનૂનોથી, એવો ભય ઉપસ્થિત થયો છે કે, ઈજનેરો, દાક્તરો, નર્સો, સામાજીક કાર્યકરો એવા એવા ધંધામાં પડેલી સ્ત્રીઓને પણ એ લાગુ પડી જાય. હિન્દ અને જાપાન સિવાય દરેક જગાએ સ્ત્રીઓને ખાણોમાં કામ કરવાની મનાઈ છે.

આમ સ્ત્રીકામદારોના બીજાં વધુ ક્ષેત્રો પર ચોક્કસ અંકુશ મુકવાનું વલણ અત્યારે જણાતું જાય છે. આથી સ્ત્રીઓના કામ કરવાના હક્ક ઉપર થતા આવા હલ્લાઓ સામે આપણે સાવચેતી રાખીએ એ ખાસ જરૂરનું છે.

# ::: વિશ્વશાન્તિ :::

લેખિકાઃ
મીસ કે. ડી. કર્ટની

'શાન્તિ !' બ્રિટનની આમ સભામાં પેલે દિવસે અગત્યની ચર્ચા ચાલતી હતી તે વેળા લેડી એસ્ટરે એ શબ્દ ઉચ્ચાર્યો. " દરેક સમજુ પુરૂષના હૃદયમાં શાન્તિ વસે છે; અને ખાસ કરીને એ તો સ્ત્રીઓનો પ્રશ્ન છે."

શાન્તિ એ મુખ્યત્વે સ્ત્રીઓનો પ્રશ્ન છે, એમ લેડી એસ્ટરે કહ્યું છે તે મારામત પ્રમાણે એમ ધારીને કહ્યું છે કે સ્ત્રીઓ–કે જેમનાં હિતો પુરૂષોના જેવાં જ છે–દુનિયા તરફ કાંઇક જુદી જ દૃષ્ટિએ જુએ છે; તેઓનું મૂલ્યાંકન કરવાનું ધોરણ કાંઇક જુદું છે; અને ખાસ કરીને તેઓ માનવજીવનને ખાસ મૂલ્યવાળું લેખે છે. એનો વ્યર્થ ઉપયોગ થતો કે ભોગ અપાતો તે જોઇ શકતી નથી.

વિશ્વ યુદ્ધ પછીના તરતનાં જ થોડાંક વર્ષો દરમ્યાન વિગ્રહમાં થયેલી જાન હાનિ પ્રત્યે સ્ત્રીઓની આ લાગણી ઘણી પ્રબળ હતી. મહિલા સંસ્થાઓની દરેક સભામાં, બીજા કોઇ પણ પ્રશ્ન કરતાં વિશ્વશાન્તિનો પ્રશ્ન, પ્રાધાન્ય ધરાવતો. એનું કારણ એ હતું કે, સામાજિક અને રાજકીય ઉન્નતિ માટેના એકે એક પ્રયત્નમાં શાન્તિ એ મોટી જરૂરીઆત હતી અને વિગ્રહની આપત્તિ વાળી દુનિયામાં કાંઇ પણ પ્રગતિ થવી શક્ય ન હતી. આથી, આંતરરાષ્ટ્રીય સ્ત્રી મતાધિકાર સંઘનાં ૧૯૨૬ માં પેરીસ ખાતે મળેલાં મહાધિવેશનમાં, શાન્તિ સમિતિની સ્થાપના કરવામાં આવી હતી. આમ " શાન્તિ એ મુખ્યત્વે સ્ત્રીઓનો પ્રશ્ન છે " એવી લેડી એસ્ટરની માન્યતા સાથે દરેક દેશની સ્ત્રીઓની આ મહાન સંસ્થાને જોડી.

પણ એ સુલેહ મેળવવી કયાંથી ? એ સુલેહને નિશ્ચિત બનાવવી કઇ રીતે ? આંતરરાષ્ટ્રીય સ્ત્રી મતાધિકાર સંઘની શાન્તિ સમિતિને એમ લાગ્યું કે, શાન્તિ માટે માત્ર પ્રચારકાર્ય કરવા કરતાં કાંઇક વધારે કરવાની જરૂર છે. આંતરરાષ્ટ્રીય પ્રશ્નોમાં પોતાનો હિસ્સો ધરાવવાનો દાવો કરતી મહિલા સંસ્થાને છાજે એવી રીતે તેઓએ શરૂઆતથી જ એનો સ્વીકાર કર્યો કે, શાન્તિની સ્થાપના એ મહાન રચનાત્મક પ્રયાસ છે અને એને માટે આંતરરાષ્ટ્રીય સંબંધો અને શસ્ત્રબંધીના ગુંચવાડાભર્યા પ્રશ્નો વિષે સમજ મેળવવાની જરૂર છે. નવાં જ અને જુદાં જ દૃષ્ટિબિંદુઓ સમજવા માટે મહાન પ્રયત્ન કરવાની, પોતાના જ રાષ્ટ્રની, બીજા રાષ્ટ્રો કે જેઓ તેના દોષ પરત્વે અજ્ઞાત નથી તેઓની આંખે જોવાની ઇચ્છાની પણ જરૂર હતી. એને માટે નિખાલસતા, હેતુની તમન્ના, આંતરરાષ્ટ્રીય કલ્યાણને ખાતર રાષ્ટ્રીય દાવાઓને નમતા મૂકવાની પણ જરૂર હતી.

આથી શાન્તિ સમિતિએ યુરોપના જુદા જુદા ભાગોમાં આંતરરાષ્ટ્રીય અભ્યાસ પરિષદો યોજવાની યોજના ઘડેલી છે. આ પરિષદોમાં જુદા જુદા દેશોના પ્રતિનિધિઓએ, ચોક્કસ પ્રશ્નોનો તે વિષયના નિષ્ણાતોની સહાયથી અભ્યાસ કરવાનો પ્રયાસ કર્યો છે. જીનેવાની સ્ત્રીઓની પ્રબ-

## વિદુષી માતા : વિદુષી પુત્રીઓ



શ્રીમતી લેડી વિદ્યાગૌરી નીલકંઠ અને તેમનાં પાંચ ગ્રેજ્યુએટ પુત્રીઓ : ઉભેલાં : શ્રીમતી વિનોદિની નીલકંઠ; શ્રીમતી સરોજિની મહેતા; શ્રીમતી સૌદામિની મહેતા; ( બેઠેલાં ) શ્રીમતી જ્યોત્સ્ના મહેતા, શ્રીમતી લેડી વિદ્યાગૌરી નીલકંઠ; કુ. તરંગિણી નીલકંઠ

આંતરરાષ્ટ્રીય સન્નારીઓ



શ્રી. ઇન્જબર્ગ વાલીન



શ્રી. ઇન્જબર્ગ હેનસેન



મીસ એલીસન નીલાન્સ



મીસીસ બેસી રીશબીથ

[ પરિચય માટે જુઓઃ 'આ અંકની લેખિકાઓ' વિષેનો લેખ ]

વિસર્જન કમીટી સાથે પણ એણે સહકાર કર્યો છે અને શસ્ત્રબંધી પરિષદની પરિસ્થિતિ સંબંધમાં એ સમિતિએ પૂરાં પાડેલાં નિવેદનો વહેંચવામાં પણ સહાય કરી છે. આ સમિતિએ જ્ઞાન અને સમજણના ઘણા જ સંગીન પાયા ઉપર પોતાનું કાર્ય આરંભેલું છે અને માત્ર પ્રજામત ઉત્પન્ન કરવામાં સહાય કરવામાં જ નહિ પણ એ પ્રજામત જાહેર કરવામાં પણ, શાન્તિ અને શસ્ત્રબંધીના પ્રશ્નો પર આ સમિતિના સભ્યો પોત પોતાના દેશોમાં ભારે લાગવગ ધરાવે છે.

તો હવે ભવિષ્યનું શું ? રાષ્ટ્રસંઘને સહાય કરતી અને આંતરરાષ્ટ્રીય શુભેચ્છા માટે કામ કરતી દરેક સંસ્થાના કાર્યની અત્યારના જેટલી વધુ જરૂરીઆત અગાઉ કદિ ન હતી. આ હેતુ માટે આપણા પ્રમુખ અને બોર્ડનાં બીજાં સભ્યોએ કરેલા વ્યાખ્યાન-પ્રવાસ અત્યંત સફળ નીવડ્યા છે. આપણે એને વિકસાવીને, આપણી સાથે જોડાયલી સંસ્થાઓ જે જે દેશોમાં છે તે તે દેશોમાં થતી શાન્તિ માટેની પ્રવૃત્તિના સંસર્ગમાં રહેવાનો હેતુ આપણી સમક્ષ આપણે રાખી શકીએ ? હજી તો આ સ્થિતિમાં ભારે કામ કરવાનું બાકી છે. જે સ્ત્રીઓ શહેરીપણાનાં સંપૂર્ણ હક્કો માંગી રહી છે તે સ્ત્રીઓએ તો ભવિષ્યની વિશ્વ સમસ્તની પ્રજાના ઘડતર માટે ખાસ અને મહત્વનો ભાગ ભજવવાનો છે.



ચોક્કસ માનજો કે જે પવિત્ર પ્રેમથી પિતા પોતાની પુત્રીને જુએ છે તે સૌથી ઉત્તમ છે, સ્ત્રીના પ્રેમમાં કામના છૂપાયેલી છે, પુત્રના પ્રેમમાં લોભ રહેલો છે પણ જે પ્રેમ પોતાની પુત્રી તરફ સ્ફુરે છે તેવો પ્રેમ દુનિયામાં અથવા બીજે કોઇ સ્થળે મળી શકતો નથી.

—એડીસન



જ્યાં સુધી આદમ એકલો હતો ત્યાં સુધી તો સ્વર્ગ પણ તેને કંટક સમાન ખુંચતું. દેવોનાં ગીત, પક્ષીઓનો કલરવ, ફુલોની સુવાસ, વાયુની લહરી એ બધુંયે તેને નિરસ લાગતું. એ ઉદાસ રહેતો અને નિસાસા નાખતો. પરંતુ જ્યારથી ઇવ તેને મળી ત્યારથી તેનું બધુંયે દુઃખ દુર થઇ ગયું અને વનના કાંટા સ્વર્ગનાં ફુલ બની ગયા.

—કેમ્પબેલ



કેટલાક સદબુદ્ધિ કવિઓએ સ્ત્રીઓને બદનામ કરી છે. તેઓ કહે છે કે સ્ત્રી એક મહાન આફત છે. જાતે ખોરેલી મહાન મરકી છે. સર્પની જેમ ઝેરથી ભરેલી છે અને કુટુંબને દુઃખથી ઘેરનારી કાળી રાત છે. પરંતુ આ બધું તો એમની પામર કવિતાના જુઠા કટાક્ષ છે. આ અસાર સંસારમાં ભલી ચીજો પ્રયત્નથી મેળવી શકાય છે પરંતુ સુલક્ષણા સ્ત્રી તો ફક્ત પરમાત્માની કૃપાથીજ મળી શકે છે. જેને આવી સ્ત્રી મળી હોય તે કદી દુઃખી થતો નથી. મને તો સંપૂર્ણ વિશ્વાસ છે કે જો આ જગત સ્ત્રીઓના કહેવા મુજબ ચાલતું થાય તો દુનીયા સ્વર્ગપુરી બની જાય.

—પોપ

# માનવ કલ્યાણ માટે જેમની વિજ્ઞાનસેવા મહાફળવતી નીવડી એ જગતભરની સર્વશ્રેષ્ઠ વૈજ્ઞાનિક મહિલા મેડમ ક્યુરી

જેમણે બેબે વાર નોબેલ પારિતોષિક મેળવ્યું : પરિચય કરાવનારઃ સીરીલ પી. કોરીગન



જાડા કાચના ચશ્માંમાંથી ટીકી ટીકીને યુનિવર્સીટી રજીસ્ટ્રાર યુવાન મેરી સ્કલોડોસ્કા તરફ જોઈ રહ્યા હતા.

એ તરુણી વાંકડીયા વાળ વાળી, સ્થિર ભૂખરી આંખો વાળી, પ્રભાવશાળી મુખમુદ્રાવાળી હતી. તેના દેખાવમાં તેના રૂપરંગમાં યૌવન હતું, કવિતા હતી.

પણ રજીસ્ટ્રારે તો માત્ર આકર્ષક યુવાન તરુણી જ જોઈ. મેરીએ, ફીઝીક્સ અને કેમીસ્ટ્રીના વિદ્યાર્થીઓ તરીકે, ક્રેકો યુનિવર્સી-ટીમાં દાખલ કરવાની માંગણી કરવા જેટલી હિંમત કરી હતી!

"ના, ના" રજીસ્ટ્રાર હસ્યા. "એ સ્ત્રી માટે અનુકૂળ નથી. આવો અભ્યાસ પુરુષો માટે જ અનુકૂળ છે."

એ વૃદ્ધ પુરુષ પ્રત્યે મુંગો ઠપકો દર્શાવતી મેરી જોઈ રહી, શાન્તિથી 'સાહેબજી!" કહીને તે ચાલી ગઈ. ક્રેકોમાંથી સદાને માટે તે અદૃશ્ય થઈ ગઈ. એનું એ ભૂલેલા રજીસ્ટ્રારને ભાન ન હતું.

અને એ એક જ ભૂલને પરિણામે યુનિ-વર્સીટીએ, દુનિયાની મહાનમાં મહાન વૈજ્ઞાનિક સ્ત્રીને સહાય કરવાની તક ગુમાવી. રેડીયમની શોધક, મેડમ ક્યુરીને નામે અમરતા પ્રાપ્ત કરનારી એ મહિલા હતી.

યુનિવર્સીટીના મૂર્ખ અધિકારીથી તરછો-ડાયલી મેરી સ્કલોડોસ્કાએ પોલીશ તરુણીએ ટુંકા જીવનકાળ દરમ્યાન વોરસોના એક વિખ્યાત વૈજ્ઞાનિક ગણાતા તેના પિતાની સહાયક તરીકે મારા પ્રમાણમાં વૈજ્ઞાનિક જ્ઞાન સંપાદન કર્યું હતું. ક્રેકોને તેણે છેલ્લી સલામ કરી અને પેરીસનો પંથ લીધો.

પુરુષોજ જેનો અભ્યાસ કરી શકે તે જ્ઞાન મેળવવાને ખાતરજ, કાંઈ તે માતૃભૂમિ-થી અત્યંત દૂર ગઈ નહોતી. કારણકે રશિ-યાની ઝારશાહીમાએ પોલાન્ડમાં તો તે બળવા-ખોર હતી.

તેના પિતાના કેટલાક વિદ્યાર્થીઓની ટોળી સાથે તેનામાં પણ તે સમયની દેશપ્રેમની જ્વાળા ભભુકી ઉઠી હતી. પોલાન્ડમાં ઝારશાહી અને રશિયન સત્તાને ઉથલાવી નાખવાનાં એક કાવતરાંની તેણે સરદારી લીધી હતી.

મેરી અને તેના મિત્રોની પ્રવૃત્તિની પોલીસને ખબર પડી ગઈ. પોલાન્ડ છોડવું અથવા તો, સાઈબીરીયા જવું, એવો સમય તેને માટે આવી પહોંચ્યો.

એટલે એ તરુણીએ, વિદ્યાનાં એક ધામ-માંથી તિરસ્કારાયલી એ તરુણીએ પેરીસનો માર્ગ લીધો. માતા જેવાં વાત્સલ્યે એ રમ-ણીયતા અને વિદ્વત્તાની ભૂમિએ તેનો સત્કાર કર્યો. સાચા વિદ્યાર્થીઓ માટે હમેશાં એનાં દ્વાર ખુલ્લાં રહેતાં હતાં.

અને ભૂખરી આંખો વાળી મેરી એક કોટડીમાં રહેતી. વર્ષો સુધી એકલી રોટી અને દૂધ પર તેણે જીવન નિભાવ્યું. કેટલીક વાર તો તેને ભૂખના કડાકા વેઠવા પડતા. સોર-બોન ખાતે શિક્ષણ આપીને, અરે સમય આવે બાટલીઓ ધોઈને અથવા તો પ્રયોગ શાળાઓની ચીમનીઓ સાફ કરીને પણ તે અભ્યાસ માટે જોઈતાં નાણાં મેળવતી.

અને પેરીસમાં, વિદ્યાર્થી અવસ્થાના આ વસોમાંજ મેરીએ "એકજ પ્રતિજ્ઞા લીધી જે તેણે તોડી હતી." એ પ્રતિજ્ઞા તે કોઇના ણ પ્રેમમાં ન પડવાની પ્રતિજ્ઞા હતી. એક જ્ઞાનિક તરીકે વિખ્યાતી મેળવ્યા વિના રેમમાં ન પડવાની તેની એ પ્રતિજ્ઞા હતી.

પરંતુ સુંદર તરૂણ કુમારિકાઓની આવી વૈચિત્ર પ્રતિજ્ઞાઓ પ્રત્યે પ્રેમ તો સદા હસે જ છે. પ્રતિજ્ઞા લીધા પછી, થોડાજ દિવસોમાં પીએરી ક્યુરી નામના સુંદર યુવાન વૈજ્ઞાનિક સાથે, મેરી સ્કલોડોવસ્કા પ્રેમમાં પડી: એની પ્રથમ મુલાકાત પછી છજ માસમાં મેરી સ્કલોડોવસ્કા મેડમ ક્યુરી બની, તે સમયે તો કામદેવે જરૂર હાસ્ય કર્યું હશે.

આમ, આખીય દુનિયાને પાછળથી વિજળીનો આંચકો આપનાર દંપતી જીવન શરૂ થયું. કારણ કે, આખીય દુનિયાને ચોંકાવી નાખનારી, તેનું નામ અમર કરી નાખનારી, માનવજીવનનાં કલ્યાણ માટે સર્વોત્તમ ફાળો આપનારી, એ અજબ જેવી રેડીયમની શોધ તો મેડમ ક્યુરી તરીકે જ તેણે કરી હતી.

અને એ યુગપ્રવર્તક શોધના જન્મ સાથે જ મારે પણ અહીં લેવા દેવા છે.

સહેજે જ એવી કલ્પના તમે કરશો કે, કેન્સર જેવા મહારોગના ભયંકર ત્રાસમાંથી માનવજીવનને ઉગારવાનું સાધન મેળવી આપનારી, રેડીયમની શોધ, જેવી કલ્યાણકારી શોધ; પૂરેપૂરાં સાધનોવાળી એક અર્વાચીન પ્રયોગશાળામાં શ્વેત કોટ પહેરેલા સહાયકોમાં મધ્ય સ્થાને બેઠેલી મેડમ ક્યુરીએ કરી હશે.

પણ નહિ; સાચી સ્થિતિ એમ નથી. દિવસોના દિવસો સુધી કોઇ ભેદી પદાર્થથી ભરેલો ગ્લાસ પ્રકાશની સામે ધરી રહ્યા પછી એક દિવસ અચાનક મેડમ ક્યુરી પતિને ઉદ્દેશીને પોકારી ઉઠી: "મળ્યું મળ્યું, પીઅરી, મને એ મળ્યું." એ દિવસે એ ક્યુરી દંપતી, પેરીસના એક નકામા પડેલા શેડમાં-કે જ્યાં તેમણે પોતાની પ્રયોગશાળા બનાવી હતી-પ્રયોગો કરી રહ્યા હતા. તેમના વૈજ્ઞાનિક મિત્રો તો એમ પણ કહેતા કે, એ સ્થાન ઢોરોને વસવા માટે પણ લાયક નથી.

આવાં જ સ્થળમાં, બાટલીઓ, ટુરબીનો અને એવાં એવાં સાધનોથી ખીચોખીચ ભરાયલાં આ સ્થળમાં જ વર્ષની જહેમત અને સંશોધન પછી, મેડમ ક્યુરીએ એ જાદુઇ શોધ કરી.

યુરેનીયમમાં રેડીયો એકટીવીટીની બેકરેલે શોધ કરી તે પછી તરતજ ક્યુરી દંપતીએ પ્રયોગો દ્વારા જોયું કે, પીચબ્લેન્ડી કે જેમાંથી યુરેનીયમ કાઢવામાં આવતું હતું તેમાં, યુરેનીયમ કરતાં રેડીયો એકટીવીટીનું તત્વ વધારે હતું. આથી તેઓએ એને લગતા રસાયનિક પ્રયોગો શરૂ કર્યા અને તેને પરિણામે ૧૯૯૮ માં પોલોનીયમ અને પછી રેડીયમની શોધ થઇ.

મેડમ ક્યુરીની આ અપૂર્વ શોધની પાછળ એક ખોટી માન્યતા ફેલાઇ રહેલી છે અને તે છે કે, રેડીયમની શોધ એ પતિ અને પત્નીની સંયુકત શોધનું પરિણામ છે.

પણ એ ખોટું છે. જ્ઞાનના મહાસાગરમાંથી, ગુફાઓનાં અંધકારમાંથી, રેડીયમનો પ્રકાશ રેલાવવા માટે મેડમ ક્યુરી પોતે જ જવાબદાર છે રોયલ ઇન્સીટયુશનમાં મેડમ ક્યુરીનાં સંશોધન કાર્ય વિષે પીએરી ક્યુરીએ નિબંધ વાંચ્યો ત્યારથી આ ભૂલની શરૂઆત થઇ હતી.

મેડમ ક્યુરીએ શોધેલા આ અમૂલ્ય પદાર્થને લગતી શોધનો બધો ય ભેદ ઉકેલવામાં દુનિયાના વૈજ્ઞાનિકો હજી આજે ય સફળ થયા નથી.

મહારોગો ઉપર રેડીયમના ઉપચાર પણ અજબ રીતે શરૂ થયા છે.

એક દિવસ મેડમ ક્યુરીએ પ્રો. હેન્રી બેકરેલને એક નાની ટયુબ ભેટ કરી. એ

ટયુબમાં આ મહામૂલાં તત્વના થોડાક ગ્રેન હતા. એક ઔંસ જેટલો પણ આ પદાર્થ અસ્તિત્વમાં નથી એમ કહેવાય છે. ૫૦ લાખ પૌંડ આપતાં પણ એ ખરીદી શકાય એમ નથી.

મો. બેકેરલે કોટના ખિસ્સામાં એ ટયુબ મૂકી અને પછી તો દિવસનું રોજનું કાર્ય તેમણે કર્યા કર્યું.

એ જ રાત્રે તેઓ સુવાની તૈયારી કરતા હતા. તે વખતે તેમની નજર તેમના શરીર પર પડી. તેમણે જોયું કે ખીસ્સામાં જે સ્થળે ટયુબ મૂકી હતી તે જગા આગળ એક ઝીણું દાઝયાનું ચાઠું પડયું હતું.

અને પ્રો. બેકેરલની ચામડી ઉપરનો આ સહેજ દઝારો તો 'બેકેરેલ બર્ન' ને નામે વિખ્યાત થયો પાછળથી એને પરિણામે જીવંત ભાગ ઉપર રેડીયમની કેટલી આશ્ચર્યકારક અસર થાય છે તેની શોધ થઇ અને કેન્સરની સારવાર માટેનો માર્ગ ખુલ્લો થયો.

હવે તો રેડીયમની કિંમત સોનામાં એના વજન કરતાં બે લાખ ગણી હોવાનું અડમદવામાં આવે છે. રોગિષ્ટ શરીર ભોગો અને કેન્સરને અંગેના ઉપચારોમાં થતી એની લાભદાયક અસરને પરિણામે એ કિંમત પણ તે સસ્તુ છે.

દુનિયાના મહાન મથકોમાં રેડીયમની જે સંસ્થાઓ અત્યારે અસ્તિત્વ ધરાવે છે તે દુઃખી માનવ જાતિ માટે આશ્ચર્યજનક સિદ્ધિઓ કરી રહી છે. કયુરી દંપતી પ્રત્યે માનવ જાતિ જે રૂણ ધરાવે છે તેનો બદલો કદિ પણ આપી શકાવાનો નથી.

આ કયુરી દંપતી જે સમયે કીર્તિના સુવર્ણ શિખર પર હતું ત્યોરે તેમના ઉપર આપત્તિ આવી પડી.

વૈજ્ઞાનિકની ધૂનને અંગે સ્વસંભાળ પ્રત્યેની બેદરકારી સાથેજ એક દિવસ પ્રો. કયુરી વ્યાખ્યાન આપવા માટે ઉપડયા હતા. તેઓ વિચારોમાં ગરકાવ થઇ ગએલા હતા. એક ધીચ લત્તામાંથી પસાર થતા તેઓ એક ભારે લોરી સાથે અથડાઇ પડયા. લોરીનાં પૈડાં તેમના માથા ઉપરથી ફરી ગયાં અને થોડીક મીનીટોમાં જ પ્રો. કયુરી અવસાન પામ્યાં.

અને જ્યારે આ સમાચાર મેડમ કયુરીને જણાવવામાં આવ્યા ત્યારે એક પળ માટે તો એમ જ લાગી ગયું કે આ આત્મા, આ આઘાત સહન નહિ કરી શકે. પણ મેડમ કયુરી તરત જ સ્વસ્થ થઇ ગયાં. "એના ગયા છતાં, મારા પ્યારા પીઅરીની યાદમાં હું મારી શોધખોળો ચાલુજ રાખીશ." એમ જ્યારે તેમણે કહ્યું ત્યારે સહેજ ફિક્કું હસ્યાં પણ ખરાં.

અને પતિના અવસાન પછી, ૨૮ વર્ષો પર્યંત આ બહાદુર બાઇએ એકલે હાથે, ગયા જુલાઇમાં તેમના અવસાનનો સમય આવ્યો ત્યાં સુધી કાર્ય કર્યા કર્યું. અને પેરીસ નજીક સોક્ષ ખાતે પતિની સાથે જ તેણે સમાધી લીધી.

પીઅરી કયુરીની દફનક્રિયા પ્રસંગે, ૨૮ વર્ષ પહેલાં મેડમ કયુરીએ પતિની કબર ઉપર ગુલાબનો છોડ વાવ્યો હતો. મેડમ કયુરીની દફનક્રિયા વખતે એ વર્ષમાં પહેલીજ વાર એ ઝાડપરથી ગુલાબ પુષ્પો ખરેલાં જણાયાં.

મેડમ કયુરીનાં અપૂર્વ ચારિત્ર્યને લગતી તો સંખ્યાબંધ વાતો કહી શકાય એમ છે. જીવનનાં છેકછેલ્લાં વર્ષ સુધી સવારનો નાસ્તો લેતાં પહેલાં જીનેવાના સરોવરમાં તરવાની તેમને ટેવ હતી. એ સાગરમાં એક ભાગ પર સ્નાન કરવાની મનાઇ હતી. એ સ્થળ સંબંધમાં પ્રો. ગીલ્બર્ટ મરે નીચેનો પ્રસંગ જણાવે છેઃ

એક સવારે, મેડમ કયુરી એ સ્થળે ગયાં. કાયદાનો તેઓ ભંગ કરી રહ્યાં છે એનું તેમને ભાન સરખું પણ ન હતું. અને પોલીસ તેમને પકડવા માટે પણ આવી રહી હતી.

પરંતુ ત્યાં તરનારી સ્ત્રી તો મેડમ કયુરી છે એટલું જણાવામાં આવતાંજ પોલીસ અમ-

ક્ષેત્રો પણ આગળ વધતા અટકી ગયા. કાયદાથી પણ જાણે તેઓ પર હતાં.

એક વાર કેટલાક મિત્રો તેમના સમાજવાદ વિષે ટીકા કરતા હતા. ભવ્ય ક્યુરી ઇન્સ્ટીટ્યુટ ધરાવવા સાથે સમાજવાદના એ આદર્શો કઇ રીતે સુસંગત હતા એમ તેઓ પૂછતા હતા.

મેડમ ક્યુરીએ મહોલ્લા તરફ આંગળી ચીંધીને તદ્દન સાદાઇથી કહ્યું:

" આ લોકોને મારા જેટલો જ ખોરાક જોઇએ છે: મારા જેટલાં જ કપડાં આ લોકોને જોઇએ છે અને એ તેમને મળવાં જોઇએ. પરંતુ તેમને કોઇ સંસ્થાની જરૂર નથી. ઇન્સ્ટીટ્યુટનું શું કરવું તે પણ તેઓ જાણતાં નથી. "

કોઇ પણ રૂપે જાહેરમાં આવવાનો તેમને મોહ ન હતો, એક વાર પ્રોફેસર ગીલ્બર્ટ મરે એ એક પત્રકાર આગળ મેડમ ક્યુરીનાં હાસ્યની રમણીયતા વર્ણવી.

" એ હશે; પણ અમે છાપાંવાળાઓએ કદિ નિહાળ્યું નથી. " આવો એ પત્રકારનો ઉત્તર હતો.

મેડમ ક્યુરીના સંબંધમાં એક બીજી વાત એવી પણ ઉડી હતી કે તે ઘણી જ ગરીબ હતી. પણ આ કાંઇ સાચું ન હતું. ફ્રેન્ચ સરકાર તરફથી તેમને સારૂં પેન્શન મળતું હતું. અને પેરીસમાં રયુ ક્યુરીમાં ક્યુરી રેડીઓલોજીકલ ઇન્સ્ટીટ્યુટનાં મકાનમાં તે રહેતાં હતાં.

ઘણા દેશો તરફથી તેમને બક્ષિસો મળેલી છે. અમેરિકન મહિલાઓ તરફથી, ૧૯૨૧ માં તેમણે જ્યારે અમેરિકાની મુલાકાત લીધી ત્યારે પ્રેસીડન્ટ હાર્ડીંજને હાથે તેમને પૌ. ૮૦,૦૦૦ની કિંમતનું એક ગ્રામ જેટલું રેડીયમ ભેટ આપવામાં આવ્યું હતું. ૧૯૦૩ માં ફીનીક્સનું નોબેલ પારિતોષિક તેમને, પતિની સાથે મળ્યું હતું. તે પછી ૧૯૧૧ માં તેમને કેમીસ્ટ્રી માટેનું નોબેલ પારિતોષિક આપવામાં આવ્યું હતું.

રેડીયમની શોધ થયાને ૨૫ વર્ષો થઇ ગયા તે પછી તેમને ફ્રેન્ચ સરકાર તરફથી પૌ. ૫૦૦ નું પેન્શન આપવામાં આવતું હતું.

પતિ અને પત્ની–સાચાં દાંપત્ય જીવનનું અપૂર્વ દૃષ્ટાંત ક્યુરી દંપતી પૂરૂં પાડ્યું હતું. પીઅરીનાં અવસાન પછી, થોડા જ વખત જ બાદ મેડમ ક્યુરીએ જણાવ્યું હતું કે, " ઘણીયે વસ્તુમાં અમે રસ લેતા. સંશોધન, પ્રયોગશાળાના પ્રયોગો, અભ્યાસક્રમ, પરીક્ષાઓ વગેરેમાં અગીયાર વર્ષ સુધી અમારૂં દામ્પત્ય જીવન નિભ્યું. તે દરમ્યાન અમે ભાગ્યે જ કદિ જુદાં પડયાં હતા. "

પીઅરી ક્યુરીને કામ કરવાનો એટલો બધો શોખ હતો કે થોડાક દિવસનો આરામ લીધા પછી તે દુઃખદ સ્વરે બોલતાઃ " જાણે લાંબા સમયથી આપણે કાંઇ કામ જ કર્યું નથી એમ મને લાગે છે. "

હવે એક જ પ્રસંગ ટાંકી આ લેખ પૂરો કરીશ.

પીઅરી ક્યુરીનાં અવસાન પછી, પહેલીજ વાર મેડમ ક્યુરી જાહેરમાં બોલવાનાં હતાં. બધાંની ધારણા એવી હતી કે વ્યાખ્યાનની શરૂઆતમાં જ, મેડમ ક્યુરી તેમના પર પતિનાં અવસાનથી આવી પડેલી મહાન આપત્તિનો ઉલ્લેખ કરશે.

ધીમેથી વ્યાસ પીઠ પર તે આવ્યાં. ચશ્મા સરખા કર્યાં હાથમાંના કાગળીયાં પર નજર નાખવા લાગ્યાં.

અને તેમણે શરૂઆત કરી. પીઅરી ક્યુરીનો કાંઇ ઉલ્લેખ જ તેમાં ન મળે. સહેજ ખુંખારીને તેમણે હાથમાંના કાગળીયાં પર નજર માંડીઃ

" ૧૯મી સદીની શરૂઆતથી વિજળી એ જે પ્રગતિ કરી છે તેનું નિરીક્ષણ કરીએ છીએ ત્યારે—" તેમણે શરૂઆત કરી.

જ્યાં, વિજ્ઞાનને લાગતું વળગતું હતું ત્યાં મેડમ ક્યુરીમાં લાગણીવશતાને સ્થાન ન હતું.

વિજ્ઞાન, સાહિત્ય, અને શાન્તિની દિશામાં પુરૂષોની હરોળમાં ઉભી રહીને, વિશ્વસમસ્તમાં નામના કાઢનારૂં કાર્ય કરનારી

# નોબેલ પારિતોષિકની વિજેતા મહિલાઓ

## એમનાં જીવનની ઉપરછલ્લી પણ મહત્વની ઝાંખી



આલ્ફ્રેડ બર્નહાર્ડ નોબેલ નામના એક સ્વીડીશ ધનિકે સાહિત્ય, પદાર્થ વિજ્ઞાન, રસાયનશાસ્ત્ર, ઔષધિવિજ્ઞાન અને શાન્તિ એ પાંચ વિષયોમાં મહત્વનું કાર્ય કરનારી વ્યક્તિઓને વાર્ષિક પારિતોષિક આપવા માટે લગભગ રૂા. ૨,૭૦,૦૦,૦૦૦નું દાન કરેલું છે. ૧૯૦૧ થી આ રકમના વ્યાજમાંથી વાર્ષિક પારિતોષિક આપવામાં આવે છે. દુનિયાભરમાં ઉપરોક્ત વિષયમાં અપૂર્વ સેવા કરનારી વ્યક્તિઓને એ પારિતોષિકો અપાયાં છે. એ પારિતોષિકની જાહેરાત દુનિયાનો એક મહત્વનો બનાવ લેખાય છે.

નોબેલ પારિતોષિક મેળવનારી વ્યક્તિઓ અપૂર્વ બુદ્ધિશાળી હોવા વિષે તો હવે કાંઇ શંકા રહી નથી. આવી અપૂર્વ બુદ્ધિશાળી વ્યક્તિઓ માત્ર પુરૂષ વર્ગમાંથી જ નીપજી છે એવું નથી પુરૂષોની હરોળમા આ પારિતોષિક મેળવવામાં બેસનારી નામાંકિત મહિલાઓ પણ નીકળી છે. અત્યાર સુધીમાં પદાર્થ વિજ્ઞાન, રસાયન શાસ્ત્ર, સાહિત્ય અને શાન્તિ માટેનાં પારિતોષિકો મેળવવામાં સ્ત્રીઓ ભાગ્યશાળી થઇ છે.

મેડમ કયુરીને ૧૯૦૩ માં પદાર્થ વિજ્ઞાન (ફીઝીકસ)માં તેના પતિ સાથે ભાગીદારીમાં આ પરિતોષિક મળ્યું. તે પછી, ૧૯૧૧ માં મેડમ કયુરીને રસાયન શાસ્ત્ર (Chemistry) માં ફરીથી આ પારિતોષિક મળ્યું. અત્યાર સુધીમાં આમ બે વાર કોઇ પણ પુરૂષને સુદ્ધાં પારિતોષિક મળ્યું નથી. મેડમ કયુરીએ પોતાની અપૂર્વ બુદ્ધિમતાથી એ પારિતોષિક બે વાર મેળવ્યું.

સાહિત્ય માટેનું પારિતોષિક મેળવનાર ત્રણ મહિલાઓ છે. એક શ્રીમતી સેલમા લેગર લોફ, બીજા શ્રીમતી ગ્રેઝીયા ડેલેડા અને ત્રીજાં શ્રીમતી સીગ્રિડ અન્ડસેટ. શ્રીમતી સેલમાં લેગર લાફને ૧૯૦૯ માં, શ્રીમતી ગ્રેઝીયા ડેલેડાને ૧૯૨૬ માં અને શ્રીમતી સિગ્રિડ અન્ડસેટને ૧૯૨૮ માં આ પારિતોષિક મળ્યાં હતાં. શાન્તિ માટેનું આ પારિતોષિક મેળવનારી બે સન્નારીઓ શ્રીમતી બર્થા વોન સુટનર અને શ્રીમતી જેન એડમ્સ છે. શ્રીમતી બર્થા વાન સુટનરને ૧૯૦૫માં અને શ્રીમતી જેન એડમ્સને ૧૯૩૨ મા આ પારિતોષિક મળ્યાં છે.

### મેડમ કયુરી

સૌથી પ્રથમ નોબેલ પારિતોષિક મેળવનાર મહિલા મેડમ કયુરીથી 'ગુણસુન્દરી'ના વાચકો પરિચિત છે. ઉપરાંત આ જ અંકમા અન્યત્ર મહાન વિજ્ઞાન શાસ્ત્રી સ્ત્રીનો પરિચય કરાવવામાં આવેલો છે.

### બેરોનેસ બર્થા વાન સુટનર

નોબેલ પારિતોષિક મેળવનારી બીજી સન્નારી બેરોનેસ બર્થા વાન સુટનર છે. ૧૮૪૩ ના જુલાઇ માસની ૯ મી એ પ્રેગમાં તેમનો જન્મ થયો હતો. તેમના પિતા કાઉન્ટ

ફ્રાઉિઝ કિન્સ્કી ઓસ્ટ્રીયાના ફિલ્ડ્‌ માર્શલ હતા. તેમનાં માતા પ્રસિદ્ધ જર્મન કવિ થીયોડોર કર્નરનાં વંશનાં હતાં. આમ મીસ બર્થાને નાનપણથી જ સારી બુદ્ધિ પ્રતિભાનો વારસો મળ્યો હતો. એમનાં જન્મ પછી થોડા જ દિવસમાં તેમના પિતાનું અવસાન નીપજ્યું હતું. પણ તેમની માતાએ તેમને સારૂં શિક્ષણ આપ્યું. શિક્ષણ પુરૂં કર્યા બાદ, ઘણા દિવસો સુધી તેમણે દેશવિદેશનો પ્રવાસ કર્યો. ઘણાખરા દિવસો તેઓ ફ્રાન્સ અને ઇટલીમાં રહ્યાં; આમ તેમણે દુનિયાનો અભ્યાસ ર્યો. ઇ. સ. ૧૮૭૬ માં તેમણે સુપ્રસિદ્ધ વલકથાકર ફ્રીહર આર્થર ગુન્ડેકેરવાન સુટનર ાથે લગ્ન કર્યું અને ૯ વર્ષ સુધી તેની ાથે કોકેશસમાં ટીફલિસ નામક સ્થળ પર હ્યાં. પછી ૧૮૮૫ બાદ તેઓ લોઅર ઓ-સ્ટ્રીયાના એગોનબર્ગ ખાતે રહેવાં લાગ્યાં.

તેઓ એક ઘણાં જ સારાં લેખિકા છે. તેમણે અનેક નવલિકાઓ લખ્યાં છે. સમાજ-શાસ્ત્ર વિષે પુસ્તકો લખ્યાં છે. ૧૮૮૨ માં Inventarium einer Seale; ૧૮૮૯માં Die Waffen Nieder; ૧૮૯૮ માં Hanna; ૧૯૦૩માં Martba's Kinder એ તેમનાં પુસ્તકો છે. એમાં પ Martba's Kinder તેમનું વધારે લોકપ્રિય પુસ્તક છે.

થોડાક સમય સુધી નોબલ પારિતોષિકના દાતા આલ્ફ્રેડ નોબેલની તે પ્રાઇવેટ સેક્રેટરી હતી. રાષ્ટ્રીયબંધુત્વના સિદ્ધાંતની તે ભારે હિમાયતી હતી. આ કારણે નોબેલના માન પર તેમનો ઘણો પ્રભાવ પડ્યો હતો. આ વિષય ઉપર ૧૮૯૬ માં Krieg und Frieden નામનું પુસ્તક પણ તેમણે પ્રકાશિત કર્યું હતું. ૧૯૦૨ માં પર વર્ષની વયે તેમના પતિ અવસાન પામ્યા. પતિ વિયોગને અંગે આવી પડેલાં દુઃખમાં વિશ્વપ્રેમ પ્રત્યે તેમનું વલણ વધુ થયું અને ૧૯૦૫માં વિશ્વશાન્તિ માટેના તેમના પ્રયાસોને પરિણામે, શાન્તિ માટેનું નોબેલ પારિતોષિક તેમને આપવામાં આવ્યું. તેમણે પોતાનાં જીવન સ્મરણો લખ્યાં છે. એ ઘણાં મનોરંજક અને અનેક દૃષ્ટિએ ઉપયોગી છે. ૧૯૧૯ના જુનની તા ૨૧મીએ તેમનું અવસાન થયું છે.

## સેલમા લેગરલોફ

નોબેલ પારિતોષિક મેળવનારી ત્રીજી મહિલા સેલમા લેગરલોફ છે. ૧૮૫૮ના નવેમ્બરની તા. ૨૦ મીએ તેમનો જન્મ વર્મલેંડના મારબાક ખાતે થયો હતો. એ સ્થળ પ્રાચીન ગાથાઓથી ભરપુર છે. એક સાધારણ કુટુંબમાં તેમનું પાલન પોષણ થયું હતું. લેન્ડસ્ક્રોનાનાં એક સાધારણ વિદ્યાલયમાં તેમણે શિક્ષિકા તરીકે કામ કરવા માંડ્યું. પુખ્ત વય થતાં પહેલાં તેમણે એક સાપ્તાહિક પત્રની સાહિત્યને લગતી હરિફાઇમાં ભાગ લીધો હતો. તેમની પ્રથમ નવલ Gosta Berlingo Saga, નાં કેટલાંક પ્રકરણો માટે તેમને સર્વોત્તમ ઇનામ મળ્યું હતું. એ પુસ્તક પાછળથી ૧૮૯૧ માં બે ભાગમાં પ્રકટ થએલું છે. એનો અંગ્રેજી અનુવાદ ૧૮૯૮માં પ્રકટ થયો હતો. આ પુસ્તક વર્મલેન્ડ પ્રાંતનાં ૫૮૩૦ માં જીવન પર લખાયલી કથાઓનો સંગ્રહ છે. અને એ કથાઓ લખવામાં લેખિકાએ પોતાની સંગીતમય શૈલી અને ઉંચી કલ્પના શક્તિનો સારો પરિચય કરાવ્યો છે. ૧૮૯૪ માં તેમણે Osyniliga Lanker ( Invisible Link નામક પુસ્તક લખ્યું અને ૧૮૯૫ પછી તો માત્ર લેખન તેમનું જીવન ધ્યેય થઇ પડ્યું. વિશેષ અભ્યાસ માટે તેમણે ઇટાલીનો પ્રવાસ કર્યો. ત પછી ૧૮૯૭માં Antikriets Mirakler નામક પુસ્તક લખ્યું. તેનો અંગ્રેજી અનુવાદ, એક જ વર્ષ પછી થઇ

ગયો. એ પુસ્તકમાં સીસીલીનાં કુટુંબજીવનનો ઘણો જ સુંદર ખ્યાલ આપવામાં આવ્યો છે. પછીથી સન ૧૯૦૦માં તેમણે પેલેસ્ટાઇન અને પૂર્વના અન્ય દેશોનો પ્રવાસ કર્યો અને પછી ૧૯૦૧-૦૨ માં તેમણે 'જેરૂસલામ' નામનું પુસ્તક બે ભાગોમાં પ્રકટ કર્યું. એ પુસ્તકમાં ડાલાર્ની નામના સ્વીડીશ પ્રાંતમાં ફેલાયલાં ધાર્મિક આન્દોલનનું વર્ણન કરવામાં આવેલું છે.' પેલેસ્ટાઇન પ્રવાસના રૂપમાં એ થયું છે. તેમણે બીજાં પણ ઘણાં પુસ્તકો લખ્યાં છે તેમાં Korkarlen (૧૯૧૨) Dunungen (૧૯૧૪) અને Troll Och Manniskor (બે ભાગમા ૧૯૧૫-૧૯૨૫) એ ઘણી જાણીતી કૃતિઓ છે. ૧૯૦૯માં તેમને સાહિત્યને લગતું નોબેલ પારિતોષિક મળ્યું અને ૧૯૧૪ મા સ્વીડીશ એકેડેમીએ તેમને પ્રથમ મહિલા સભ્ય બનાવ્યાં. તેમની ઘણી ખરી કૃતિઓ પરભાષામાં અનુવાદિત થઇ ચૂકી છે.

## ગ્રેઝીયા ડેલેડા

ગ્રેઝીયા ડેલેડા સુપ્રસિદ્ધ ઇટાલીયન લેખિકા છે. એમની કીર્તિ માત્ર ઇટાલીમાંજ પ્રસરી રહેલી છે એમ કાંઇ નથી તેમની શરૂઆતની સાહિત્યકૃતિઓ યુરોપની મુખ્ય મુખ્ય ભાષાઓમાં ઉતરી ચૂકેલી છે. તેમની પાંચ નવલકથાઓ તો અમેરિકામાં પણ ઘણી વખણાઇ ચૂકી છે. તેમની છેલ્લી નવલ 'The Mother' ૧૯૨૪ મા અમેરિકામાં પ્રકટ થઇ હતી. તેમની કૃતિઓની સંખ્યા ૪૦ થી પણ વધુ છે. એમની કૃતિઓ પરથી એક વાત સ્પષ્ટ થાય છે અને તે એ કે, જીવન શું છે તે તેઓ જાણે છે. અને એને પોતાની કૃતિઓમાં નીરખે છે. તેમની કૃતિઓમાં સાચી કલા છે. પશ્ચિમની દુનિયામા તેમના ગ્રંથોનો વાચકવર્ગ ઘણો મોટો છે.

## સિગ્રિડ અન્ડસેટ

નોબેલ પારિતોષિક મેળવવાનું સન્માન પ્રાપ્ત કરનારી પાંચમી મહિલા સિગ્રિડ અન્ડસેટ છે. ૧૮૮૨ ના મે ની તા.૨૦ મીએ ડેન્માર્કમાં આવેલા કેલન્ડબર્ગ નામના સ્થળે તેમનો જન્મ થયો હતો. તેમણે ક્રિશ્ચિઆનિયા મરકેન્ટાઇલ કોલેજમાં શિક્ષણ પૂરું કરીને ૧૮૯૯ માં કારકુન તરીકેની નોકરી શરૂ કરી હતી. ૧૯૦૯ સુધી તેમણે કારકુની નોકરી કરી હતી. આ નોકરી દરમ્યાન તેમને સમાજમાં સ્ત્રીઓનું જે નિર્જીવ અસ્તિત્વ છે તેનું પૂરતું ભાન થયુ. ૧૯૦૭ માં તેમણે એ અનુભવનો તાદૃશ ચિતાર રજુ કરતી પહેલી સાહિત્ય કૃતિ Frau Marta Onlie લખી. ૧૯૧૨ માં તો તેઓ પ્રસિદ્ધ થઇ ગયાં. તેમની સુપ્રસિદ્ધ નવલકથા 'Jenny' એ તો સાહિત્યની દુનિયામાં ઉપથપાથલ મચાવી નાખી. જીવનની અનેક કેમળ ભાવનાઓનો તેમણે એ નવલકથામાં એટલી સરસ રીતે ઉલ્લેખ કર્યો છે કે કોઇપણ એને માટે આફ્રીન પોકાર્યા વિના નહિ રહે. આ પુસ્તકનો અંગ્રેજી અનુવાદ ૧૯૨૦ મા પ્રકટ થયો. ૧૯૧૯ માં તેમણે એક પુસ્તિકા લખી હતી. એ પુસ્તિકામા, તેમનામા જે ધાર્મિક પરિવર્તન થઇ રહ્યું હતું તેનો અચ્છો ચિતાર મળી રહે છે. ૧૯૨૫ માં તો છેવટે તેમણે રોમન કેથોલીક ધર્મનો સ્વીકાર પણ કરી લીધો હતો. આ જ સમય દરમ્યાન તેમણે એક પુસ્તક લખ્યું તે Kriotin Lavransdatter એનો અનુવાદ અંગ્રેજીમાં ત્રણ ભાગોમાં (૧) Garland, (૨) The Mistress of Husaly તથા (૩) The cross એ નામે થએલો છે. ચૌદમી શતાબ્દીનાં જીવનનો અથવા યુરોપીયન જીવનનો એ ઘણો જ સુંદર ચિતાર છે. આ નવલકથાથી સિગ્રિડ અન્ડસેટ અંગ્રેજી ભાષા બોલનારી પ્રજામાં જાણીતી થઇ. એમની





અમદાવાદનાં શારદામંદિર તરફથી શરૂ થએલાં બ્હેનો માટેના વ્યાયામવર્ગનાં ચાર દૃશ્યો







શ્રીમતી શારદા મહેતા, બી. એ.



મેડમ ઇ. એ મોરોઝોવા
[ જુઓ . સ્ત્રીજગત ]



શ્રીમતી સરોજિની મહેતા, એમ. એ.



નીના કામનોવા
[ જુઓ સ્ત્રીજગત ]

સાહિત્ય કૃતિઓમાં માનસ વિજ્ઞાનનો અભ્યાસ સ્પષ્ટ દેખાય છે તેમની કૃતિ Olav And unsson પણ પ્રખ્યાત છે. ૧૯૨૫ માં એ નવલકથા પ્રકટ થઇ હતી. અને એનો અનુવાદ The Axe એ નામે અંગ્રેજીમાં ૧૯૨૮ માં પ્રકટ થયો. અસાધારણ સાહિત્ય-પ્રતિભાને પરિણામે ૧૯૨૮ માં તેમને સાહિત્યનું નોબલ પારિતોષિક મળ્યું છે.

## જેન એડમ્સ

જેન એડમ્સ અમેરિકાની પ્રખર સમાજ શાસ્ત્રી મહિલા છે. તેમનો જન્મ સેડરવાઇલ, ઇલીનાસમાં ૧૮૬૦ ની ૬ઠ્ઠી સપ્ટેમ્બરે થયો હતો. રોકફોર્ડ કોલેજને નામે અત્યારે ઓળખાતી રોકફોર્ડ ફીમેલ સેમીનરીમાં તેઓ વિદ્યાભ્યાસ કરતાં હતાં અને ત્યાં જ ૧૮૮૧ માં તેઓ સ્નાતિકા થયાં. તે પછી અર્થશાસ્ત્ર અને સમાજશાસ્ત્રના અનેક ગૂઢ પ્રશ્નોનું અધ્યયન કરવાના હેતુથી તેઓ યુરોપ અને અમેરિકામાં કેટલાંક વર્ષ રહ્યાં ૧૮૮૯ માં તેમણે મીસ એલન ગેટસ સ્ટારની સાથે મળીને તેમણે હલહાઉસ નામની એક સામાજીક સંસ્થા સ્થાપિત કરી. એ સંસ્થાની મુખ્ય સંચાલક તે પોતે બની. એ સંસ્થા આગળ ચાલતાં ઘણી જ લાભદાયી નીવડી છે. એની સફળતા મોટે ભાગે મીસ જેન એડમ્સની અદ્ભુત વ્યવસ્થા શક્તિને જ આભારી છે. મ્યુનિસિપાલીટી દ્વારા તેઓ In spector of streets and Aleleays નીમાયાં હતાં. તેમણે એ પદ ઘણી જ ખુશીથી સ્વીકાર્યું હતું. એ ઉપરથી જ સાધારણ જનસમાજના આંતરિક જીવન પ્રત્યે તેમને ઘણી સહાનુભૂતિ છે તે જણાઇ આવે છે. તે પછી થોડા જ દિવસોમાં તેઓ વકતા અને લેખિકાના રૂપમાં તેઓ ખૂબ વિખ્યાત થયાં. સામાજીક પ્રશ્નો પરજ તેમનાં ભાષણો અને લેખો લખાતાં. તેમણે એ વિષય ઉપર પુસ્તકો પણ લખ્યાં છે. એમાંય Democracy and Social Ethics (૧૯૦૨) Newer Ideals of Peace (૧૯૦૭) અને The Spirit of Youth and City Street ( ૧૯૦૯ ) ઘણીજ પ્રખ્યાત કૃતિઓ છે. ૧૯૦૫માં પ્રેગમાં મળેલી આંતરરાષ્ટ્રીય મહિલા મહાસભાનાં તેઓ પ્રમુખ ચુંટાયા હતાં. એ પછીથી શાન્તિ અને સ્વતંત્રતા માટેનાં આંતરરાષ્ટ્રીય મહિલા સંઘની સ્થાપના થઇ હતી. એ સંઘના પ્રથમ પ્રમુખ તરીકે પણ તેમની ચુંટણી થઇ હતી. તેમણે બીજાં પણ કેટલાંક પુસ્તકો લખેલાં છે. તેમાં મુખ્ય મુખ્ય: Twenty years at Hull House ( ૧૯૧૦ ); A New Conscience and an Ancient Evil (૧૯૨૨) The Long Road of Women's Memory (૧૯૧૬) અને Second 20 years at Hull House (૧૯૩૦) છે. ૧૯૩૨ માં તેમને શાન્તિ માટેનું નોબેલ પારિતોષિક આપવામાં આવ્યું

# દુનિયાભરની સ્ત્રીઓ

અમેરિકાની સ્ત્રીઓએ તેઓનો હાલનો રજ્જો મેળવવા લડત ચલાવી છે. મીસ, સન્સીસ પરકીન્સને પ્રધાનમંડળમાં એક પ્રધાન ( મજુરખાતું ) બનાવવામાં આવ્યાં છે. મીસ રૂથ બ્રાયન ઓવેનને કોપહેગનમાં યુનાઇટેડ સ્ટેટ્સના એલચી બનાવવામાં આવ્યાં છે. તે ઉપરાંત, અમેરિકામાં સેનેટર સ્ત્રીઓ, કોંગ્રેસમાં સ્ત્રીઓ, તેમજ સ્ત્રી અધ્યાપકો, બેંકરો, દાકતરો વગેરે પણ છે.

યુગોસ્લાવીયામાં યુનાઇટેડ સ્ટેટ્સના રાજદ્વારી પ્રતિનિધિ તરીકેનું કામ કરતાં મીસીસ જુલીયા વુડરાફ વ્હીલકોક બેલગ્રેડમાં નવું કાર્ય હાથ ધર્યું છે. તેઓ ચૂસ્ત સ્ત્રી સ્વાતંત્ર્યવાદી છે અને જીવનમાં કોઇ પણ સમયે સરકારની સેવા કરવા સ્ત્રી શકિતમાન છે એમ તેઓ મક્કમ રીતે માને છે.

પરંતુ અમેરિકામાં સામાજીક વિષમતા અને અનિષ્ટો છે અને સ્ત્રીઓએ તેમાં ફેરફાર કરવાનો છે. ખાસ કરીને છૂટાછેડાના કાયદામાં ફેરફારની જરૂર છે. સંતતિનિયમનને લગતી માહિતી મેળવવાનો હકક પણ તેઓએ મેળવવાનો છે.

### બ્રિટિશ શહેનશાહતમાં

ગ્રેટબ્રિટનમાં મીસ માર્ગરેટ બોંડફીલ્ડ પ્રધાન મંડળમાં પ્રધાન હતાં. ઉપરાંત, પાર્લામેન્ટમાં સ્ત્રી સભ્યો છે. સ્ત્રી અધ્યાપકો, સ્ત્રી ધારાશાસ્ત્રીઓ, અને દાક્તરો છે. થોડાં વર્ષો પહેલાં લેડી એસ્ટરની આગેવાની હેઠળ એક સ્ત્રીમંડળ બાળકના ગુન્હાઓ માટે તથા કન્યાઓની લગ્ન વય ૧૬ વર્ષની કરવા માટે લડતું હતું.

બ્રિટિશ શહેનશાહતમાં સ્ત્રી વિષયક કાર્યો પ્રગતિ કરી રહ્યાં છે જે હિંદી સ્ત્રીઓની પ્રગતિ જોવા ઇચ્છનારને રસ પડે તેવાં છે.

( ખાસ પ્રતિનિધિ, ધી ન્યુયોર્ક ટાઇમ્સ ઓકટોબર ૨૯ ૧૯૧૩ )

આંકલેન્ડ, ન્યાયખાતાનાં પ્રધાન જોન. જી. કોલેએ ન્યુઝીલન્ડની કન્યાની લગ્ન વય ૧૨ થી ૧૬ સુધીની બનાવતું બીલ રજૂ કર્યું છે.

ત્રીબ્યૂન પ્રેસ સર્વિસ

કેપટાઉન—ઓકટો. ૨૭–સાઉથ આફ્રિકન વીમેન્સ એગ્રીકલ્ચરલ યુનીયન કોંગ્રેસે કન્યાની લગ્ન વય ૧૨ થી ૧૬ નકકી કરવાનો ઠરાવ પસાર કર્યો છે. મીસીસ, સીબ્રીટ્ઝ કહે છે કે આ લગ્ન વયથી શારીરિક ખોડવાળાં અને નબળાં બાળકો ઉત્પન્ન થાય છે. તેણે એક દાખલો આપ્યો કે એક માતા ૪૨ વર્ષની ઉમરે ૧૭ સંતાનો ધરાવે છે.

બીજા વકતાઓ બોલ્યા હતા કે લગ્ન નાની વયમાં થવાને લીધે તેમને થોડી સજા કરવામાં આવે છે. પણ એવાઓને જિંદગી ભરની સજા કરવી જોઇએ.

### સ્કેન્ડીનેવીઆમાં સ્ત્રીઓની સ્થિતિ

ધારાસભાની બે સભ્ય સ્ત્રીઓએ પ્રધાન મંડળમાં સ્ત્રીઓને જગ્યા હોવી જોઇએ એ વાત રજૂ કરી અને પરિણામે સરકારે એક બીલ પસાર કર્યું છે જેમાં લશ્કર–દરિયાઇ લશ્કર અને સ્ટેટ ચર્ચ સિવાયનાં વિભાગોમાં સ્ત્રીઓને દાખલ થવાની છૂટ આપી છે

૧૯૧૨ ના કાયદા પ્રમાણે નોર્વેજીયન સ્ત્રીઓને સીવીલ સર્વીસમાં તથા સ્ટેટ્સ ડીપાર્ટમેન્ટસ્માં સભ્ય થવાનો હકક છે

લેખિકા : શ્રીમતી

# અને તેમનો દરજ્જો

પણ પ્રધાનમંડળ, એલચીખાતું, સ્ટેટચર્ચ વગેરે વિભાગો હજૂ તેમને માટે બંધ છે પણ જો નવું બીલ રજૂ થશે તો ઉપરના કેટલાક વિભાગો તેમને માટે ખુલ્લા થશે.

નોર્વેમાં વહાણની એક પેઢી ૨૨ વર્ષથી ફત્તેહ પૂર્વક બે સ્ત્રીઓ ચલાવી રહી છે. તે બન્ને સ્ત્રીઓ જાતે જ સમારકામ ઉપર દેખરેખ રાખે છે અને તેઓ લડાઇ પછીની ખરાબ સ્થિતિમાંથી પસાર થઇ છે. તેમની પાસે ૨૩,૫૬૦ ટનની ૬ આગબોટો છે.

### કોપનહેગનમાં સ્ત્રીપોલીસ

કોપનહેગનની મ્યુનિસીપલ કાઉન્સીલે શહેરમાં પોલીસ વધારવાનું નક્કી કર્યું છે અને તે માટે પાંચ સ્ત્રી પોલીસ લેવાનું નક્કી કર્યું છે. આથી આ શહેરમાં લગભગ ૪૦ સ્ત્રીપોલીસ થવાનો સંભવ રહે છે. મ્યુનિસિપલ કાંઉસીલના આ કાર્યથી શહેરના કાંઉસીલરો સ્ત્રીપોલીસની અગત્ય સમજ્યા છે.

નોર્વે, સ્વીડન, અને ડેન્માર્ક, એસેમ્બ્લી દરમ્યાન પોતાના ત્રણ સ્ત્રીપ્રતિનિધિઓ રાષ્ટ્ર સંઘમાં મોકલે છે. મેક્સીકોમાં સ્ત્રી પોલીસોનું દળ ૫૦ સ્ત્રીઓથી ૧૯૨૯ માં શરૂ કરવામાં આવ્યું હતું. તેમની મુખ્ય ફરજ બાળકોનું રક્ષણ, સ્ત્રીઓનો બચાવ, અને જાહેર અનીતિ અટકાવવાનું હતું. સ્ત્રીપોલીસે એ મુખ્યત્વે બગીચાઓ, સીનેમાઓ, નાટકો અને હોસ્પીટલોમાં ફરજ બજાવવાની હોય છે, પણ પ્રસંગવશાત્ બીજા કોઇ પણ કાર્ય ઉપર તેઓને નીમવામાં આવે છે. સ્ત્રી પોલીસ કુદરતી રીતેજ માયાળુ અને પ્રેમાળ હોય છે અને પોતાની જાતિની નિર્બળતાને તથા નીતિને બરાબર સમજે છે.

હીરાબ્હેન બોઝ

### સ્વીટ્ઝરલેન્ડમાં સ્ત્રીઓ

સ્વીસસ્ત્રીઓને પ્રજાસત્તા ખૂબ ગમે છે. કેમકે તેઓ તેમના દેશને ચાહે છે. તેઓ દાવો કરે છે કે સ્ટેટમાં પોતાની આબરૂ વધી છે અને તેમને પૂરા હકો મળ્યા છે; અને ત્યાં લડાઇ વિષયક એક સમિતિમાં સ્ત્રી વકીલ છે.

### પ્રથમ જકાત નિષ્ણાત

ફ્રાંસમાં શેત્રંજી તથા સાદડીઓની કીંમત નક્કી કરવા માટે જગાતખાતામાં એક બાઇ નીમવામાં આવી છે. અને ફ્રાન્સે પ્રથમવાર રાષ્ટ્રસંઘમાં જીનિવા ખાતે સ્ત્રીપ્રતિનિધિ મોકલી છે.

### બેલ્જીયમની જાહેર પ્રવૃત્તિમાં સ્ત્રીઓ

બેલ્જીયમની પાર્લામેન્ટમાં સ્ત્રીસભાસદો છે (ત્યાં રાજકીય બાબતોમાં સ્ત્રીઓને મત આપવાનો અધિકાર નથી) અને એક સ્ત્રી ચેમ્બર ડી ડેપ્યુટે અને બીજી સેનેટમાં છે. બન્ને સ્ત્રીઓ સમાજવાદી પક્ષની છે. પ્રાંતિક ધારાસભામાં ચાર સ્ત્રીસભ્યો હોય છે. મ્યુનિસીપાલીટીના સ્ત્રીપ્રતિનિધિઓની સંખ્યા ૧૭૧ છે. તેમાંથી સ્ત્રીઓમેયરો ૧૩ છે. ૧૪ સ્ત્રીઓ શેરીફ તરીકે અને ૧૬ ટાઉન ક્લાર્ક તરીકે છે.

### જર્મનીમાં સ્ત્રીઓ

જર્મનીમાં સ્ત્રીઓએ ખૂબ પ્રગતિ કરી છે, સ્ત્રીઓનાં બધાં મંડળો વિખેરી નાખવામાં આવ્યાં છે. ડૉ. ક્રોકજ નામની પ્રધાન બાઇએ જુદાં જુદાં મંડળોની સ્ત્રીઓનું મંડળ સ્થાપ્યું છે. મીસાઇલર તેના ઉપપ્રમુખ છે, લુસી હોફલીસ નામની એક જાણીતી જર્મનસ નટી ડ્રામેટીક આર્ટની ડાયરેક્ટર નીમવામાં આવી છે. મીસીસ એડીથ વોન કોલેર સ્ટેટ ઇન્સ્ટી-

ટયુશનની બોર્ડમાં સેવા કરે છે. જર્મનીની લીટરેચર એકેડેમીમાં ૩૮ મભ્યોમાંથી ૪ સ્ત્રી સભ્યો છે.

### ઇટલીમાં સ્ત્રીઓ પ્રત્યેનું વલણ

૧૪ વર્ષના ફેસીસ્ટ અમલ દરમ્યાન સ્ત્રી પ્રવૃત્તિએ પાછળ પગલાં ભર્યાં છે. ઘરકામ, બાલઉછેર જેવી બાબતો વિષે અહીં ખૂબ ભાર મૂકવામાં આવ્યો છે.

( આરનેલ્ડો કોર્ટેસીનો ન્યુયોર્ક ટાઇમ્સને તાર )

રોમ–ઓકટો. ૨૮, ૧૯૧૯ માં ફેસીઝમની સ્થાપના થઇ ત્યારથી પુરૂષોની પ્રવૃત્તિનું જોર અધિક થયું છે અને સ્ત્રીઓની પ્રવૃત્તિઓ આગળ વધવાને બદલે એકાદ ડગલું પાછળ ભર્યું છે. મુસોલીની પ્રધાન બન્યો ત્યારથી સ્ત્રીઓને મ્યુનિસિપાલીટીમાં મત આપવાનો તથા દાખલ થવાનો હકક હતો પણ ઘણીવાર ચુંટાયલા મેયરની જગ્યા ઉપર સરકાર પોતે જ મેયર નીમતી. ફેસીઝમ એમ માને છે કે ઇશ્વરે ભાવિપેઢીની ઉત્પત્તિ, સાચવણી તથા કેળવણી માટે સ્ત્રીઓ બનાવી છે અને એ કામકાજમાંથી તેને બીજી પ્રવૃત્તિ માટે બહુ ઓછો મમય રહે છે. બીજી રીતે તેઓ સ્ત્રીઓને ગૃહ–રાણી માને છે અને આ રીતે તે ભાવિ પ્રજા બળવાન અને ખડતલ બનશે એમ માને છે.

ઉપલા નિયમોને અનુસરતાં રાજ્ય વહુ અને માતા બનવાનું શિક્ષણ આપે છે તથા શરૂઆતમાં યુવકોની સંસ્થાઓમાં રાજ્ય પ્રત્યેની ફરજ સમજાવવામાં આવે છે. અને સ્ત્રીઓ જ્યારે માતા થવાની તૈયારીમાં હોય છે ત્યારે રાજ્ય તરફથી સલાહ, મદદ અને સગવડ મળે છે.

બીજી મહત્ત્વની વસ્તુ એ છે કે સ્ત્રીઓને રમતગમતમાં ભાગ લેવા દેવામાં આવે છે પણ એ વિશે ફેસીસ્ટ સરકારનો પૂરો કાબુ છે અને સ્ત્રી શરીરને અને તેના નાજુક બંધારણને ઇજા કરે તેવી રમતો તેમને રમવા દેવામાં આવતી નથી. ટેનીસ, તરવું, ઘોડેસ્વારી, વ્યાયામ જેવી રમત ગમતોમાં ઇટાલીની સ્ત્રી-ભાગ લે છે.

યુનાઇટેડ સ્ટેટ્સમાં, અને બ્રિટનમાં આ બંધારણ જૂની ઢબનું લાગે છે. આટલું છતાં ફેસીઝમે જાહેર કરેલી રમતો વિષે ના. પોપે વાંધો ઉઠાવ્યો છે.

### એશિયાઇ સ્ત્રીઓની પ્રગતિ

તુર્કી સ્ત્રીઓ ઘણી ઝડપથી આગળ વધી રહી છે અને તેમણે સ્વતંત્રતાનો પૂરો લાભ મેળવી મુસ્લીમ રૂઢીનો ત્યાગ કર્યો છે. તેઓ નિર્ભય બની જીંદગીનો સામનો કરે છે.

ચીન અને જાપાનની સ્ત્રીઓ દવા તથા શિક્ષણના કામમાં સારૂં સ્થાન ધરાવે છે. એને વિષે એ. પી. નો તાર આ રહ્યોઃ

ઇસ્તંબુલઃ ઓકટો. ૨૮ સ્વાતંત્ર્ય મળ્યાને દશ વર્ષ થઇ ગયાં છે અને તુર્કી સ્ત્રીઓએ કેળવણી વિષયક કાર્યો કરવાનું નક્કી કર્યું છે.

આવતી કાલે દશવર્ષી ઉત્સવ હોવાથી તુર્કસ્તાન સ્ત્રીઓની મુક્તિનો પ્રસંગ પણ ઉજવશે

" તમારો ચહેરો દુનિયાને બતાવો અને તમે પણ દુનિયા જુઓ." આમ ગાઝી મુસ્તફા બોલ્યો અને શહેરની લાખો સ્ત્રીઓએ બુરખાઓ ફેંકી દીધા.

જ્યારે તેઓએ પ્રથમવાર પડદા બહાર નજર ફેંકી ત્યારે અમેરિકન ચિત્રો દ્વારા શિક્ષણની શરૂઆત થઇ હતી

લગ્નો ઘટયાં અને છુટાછેડા વધ્યા. એક ઇસ્તંબુલનો વેપારી પોતાની સ્ત્રી સાથે છુટાછેડા મેળવવામાં ફાવ્યો કેમકે તેની સ્ત્રી ખુબ દેવાદાર હતી.

તુર્કસ્તાનથી કેટલાય રૂપિયા ફ્રાન્સમાં ગયા. ગાઉન્સ, અત્તરો, લીપસ્ટીક્સ વગેરેની ખરીદી માટે. ઇસ્તંબુલ અને અનકારાની સ્ત્રીઓ સુંદર પહેરવેશ માટે યુરોપમાં પ્રથમ આવી

પરણવાના દિવસ સુધી જે વરવહુ એક બીજાને ઓળખી શકતાં નહીં અને માત્ર માબાપે નક્કી કરેલાં જોડાંઓ પરણતાં તેને બદલે સ્વતંત્રતા અને મોજ માણવાની પુરી

છૂટ હવે મળે છે. યુવકોમાં આપઘાતના કિસ્સાઓ વારંવાર બનતા તે હવે રાજય તરફથી વર્તમાન પત્રમાં છાપવાની બંધી થઇ છે.

પાશ્ચાત્ય સ્વતંત્રતા પ્રાપ્ત થવાથી સ્ત્રીઓ વહેવાર બાબતોમાં નિષ્ણાત બની જાય છે. માતાઓએ ખરીદેલ, પાશ્ચાત્ય માલ તરફ ઉગતી પ્રજા મોં મચકોડે છે.

પ્રાથમિક શાળામાં બાળાઓની સંખ્યા ૧૯૧૩ કરતાં પાંચ ગણી વધારે છે. ઘણી સ્ત્રીઓ પ્રોફેસર વકીલ અને લેખક તરીકે કાર્ય કરે છે.

વળી હમણાં સ્ત્રી બેંકર પણ બન્યાં છે. હાટીજે હનીમ નામની બાઇ તુર્કસ્તાનની મોટી બેંક ઇશબેંકની સબ ડાયરેક્ટર છે અને પોતાનાં પાંચ બાળકોની સંભાળ પણ રાખે છે—ધી ન્યુયોર્ક ટાઇમ્સ ઓક્ટો. ૨૯-૧૯૩૩.

## જાપાનમાં સ્ત્રીઓ

પ્રીન્સ ટોકુ ગાવા જે જપાનીસ રેડક્રોસના પ્રમુખ છે તે ઇન્ટર નેશનલ રેડક્રોસ કોન્ફરન્સમાં હાજર રહેવાના છે. અમેરિકન પ્રતિનિધિએ તેમની હોટેલ, મેટ્રાઇમમાં મુલાકાત લીધી હતી.

"હું જાણીને રાજી થાઉં છું કે" પ્રીન્સ બોલ્યા, "અમારા દેશમાં રેડક્રોસ કોન્ફરન્સ ભરાયાથી લોકોનાં દિલ એક બીજા પ્રત્યે ખેંચાયા છે. એટલું જ નહીં પણ ઇતર દેશના લોકો પ્રત્યે આ માનવી કાર્ય પ્રત્યે મમતા ઉત્પન્ન થઇ છે અને ભાઇચારાની ભાવના ઉત્પન્ન થઇ છે."

"ધી રેડ ક્રોસ એ જાપાનમાં મોટું અને કાર્ય કરતું ખાતું છે." તે બોલ્યા "ચાલુ કાર્ય તરીકે આ ખાતું હોસ્પીટલ, દવાખાનાં, અને નર્સનું શિક્ષણ આપવાનું કાર્ય કરે છે અને એજ કાર્યકરો લડાઇ દરમ્યાન સારવારમાં ખપ લાગે છે અને આનું પ્રાથમિક બળ ૨૦૦૦૦૦૦૦ નું છે.

અને એ પ્રિન્સ જેને ફ્રેન્સ જુનિયર રેડ ક્રોસનું પ્રતિનિધિ મંડળ મળ્યું હતું તે આજે લંડન જવા ઉપડશે. [ચીકાગો ડેઇલી ટ્રીબ્યુન.]

હીદી સ્ત્રીઓ પોતાની પ્રતિનિધ આવતી કોંગ્રેસમાં મોકલે એવી આશા રાખીએ.

## ચીનમાં સ્ત્રી પોલીસ

હેંકોવ ખાતે ૧૯૩૧ માં ૮ સ્ત્રી પોલીસોને કેળવણી આપવામાં આવી હતી અને એ શહેરને સ્ત્રી પોલીસ કેળવવાનું પ્રથમ માન ઘટે છે, અને હમણાં પાઇપીંગ શહેરમાં સ્ત્રી પોલીસનું એક વ્યવસ્થિત દળ નોર્વેજીયન અમલદારની દેખરેખ હેઠળ કેળવણી પામ્યું છે અને એજ દળમાં વધુ સ્ત્રીઓ ભળવાથી એક ચીની અમલદાર જેણે અમેરિકન રીતે કવાયતનો અભ્યાસ કર્યો છે તે કેળવણી આપે છે આમાંની ઘણી ખરી વિદ્યાર્થીની છે. અને તેઓ રોજ સ્ત્રીઓ અને કુમારીઓ સાથે ફરજો બજાવે છે.

## ફ્રાન્સમાં સ્ત્રીઓનો દરજ્જો

ફ્રેન્ચ મેડીસીનના અભ્યાસમાં તે ખાતાના ઉપરી તરીકે બીજી વાર ડૉ. પેપીલોન નામની બાઇને નિયુક્ત કરવામાં આવી છે અને આવું પ્રથમ માન મેળવનાર મેડમ બરટ્રેન્ડ ફ્રેન્ટેઇન હતાં. મેડમ પેપીલોન ગળા અને મોઢાંના દર્દોમાં નિષ્ણાત છે. તેમણે જાહેર કર્યું છે કે "મને આશ્ચર્ય થાય છે કે હજારો મનુષ્યોના પ્રાણ અમારા હાથમાં હોય છે પણ મારા ધણી સિવાય મને પાસપોર્ટ મળી શકતો નથી." કાંઉટેસ આના ડે. નોઇલેસ એક ફ્રેંચ કવિયત્રી છે જે એક ઉંચા પ્રકારની પદવી અને માન પ્રાપ્ત કરી શકયાં છે.

આયર્લેન્ડમાં ત્રણ સ્ત્રીઓને ધારાસભાની ચુંટણી વખતે ડેઇલમાં પાછા ફરવું પડ્યું હતું.

## સ્પેનની સ્ત્રીઓ

નવારાજ્ય શાસનથી સ્પેનમાં ડીપ્લોમાનો લાભ સ્ત્રીઓ મેળવી શકે છે. ૨૭૦ ઉમેદવારોમાંથી ૨૭ ઉમેદવારો આમાં ફત્તેહ પામ્યા છે, અને સફળ થયેલા ઉમેદવારોમાં એક બહેન પણ છે જેમનું નામ સેનોરીટા મારગે-

રીટા સેલેરીઆ છે, અને પાંચ બહેનોએ સ્પેનની ધારાસભામાં પોતાની બેઠક મેળવી છે.

### ફીલીપાઇનની સ્ત્રીઓની મતદારી

ફીલીપાઇનની સ્ત્રીઓ પુરૂષોના જેટલી જ શરતે મત આપી શકે છે. અને તેની ઉમ્મર ૨૨ વર્ષની, લખી અને વાંચી શકવા ઉપરાંત ૨૫૦ શિલિંગની મીલકત હોવી જોઇએ.

### પોલેંડમાં પ્રથમ સ્ત્રી શિલ્પી

હેડવીઝ ડોવઝીન્સ નામની બાઇ શિલ્પ-કળા લેનાર તરીકે પ્રથમ પોલીશ બાઇ છે તેની ઉમર ૩૩ વર્ષની છે, તે દેશના શિલ્પી-ઓમાં તેનું સ્થાન ઉંચું છે અને તેણે મહત્વનાં મકાનોનું નિરૂપણ કર્યું છે. તેણે ઘણી શિલ્પી હરિફાઇઓમાં ભાગ લીધો છે, રાષ્ટ્રમાં અને ૫૨ રાષ્ટ્રમાં, ૩૧ નંબરથી માંડી ૨ જે, ૩ જે નંબરે ઇનામો મેળવ્યાં છે.

### લીથુઆનીયાની સ્ત્રીઓ

લીથુઆનીયામાં માગડેલેન બ્રેઝીટ પ્રથમ સ્ત્રી ન્યાયાધીશ છે. ૧૯૨૦ થી મેરીપોલ લોકોર્ટમાં કાર્ય કરે છે. ૧૯૨૦ માં તે ત્યાં કામચલાઉ સભ્ય તરીકે જોડાયાં અને ૧૯૩૧ માં ન્યાયાધીશ તરીકે નિયુક્ત થયાં. ઘણી બહેનો કાયદાનો અભ્યાસ કરી રહી છે, ઘણી વકીલની પ્રેકટીસ માટે, બેરીસ્ટર તરીકે, જજ માટે અનુભવ મેળવી રહી છે.

### હીંદી સ્ત્રીઓ

પાશ્ચાત્ય દેશોમાં એવી સામાન્ય માન્યતા છે કે હીંદી સ્ત્રીઓ હમેશાં માનને લાયક છે. જૂના વખતમાં તેમજ હમણાં હીંદી સ્ત્રીઓ, વિજ્ઞાન, ધર્મ અને સમાજ કલ્યાણમાં આગળ પડતો ભાગ લે છે. સંગઠિત પ્રવૃત્તિ એ હમણાંની પ્રવૃત્તિ છે.

રાજકીય પ્રદેશમાં સ્ત્રીઓએ હમણાં અગત્યનો ભાગ ભજવ્યો છે. રાષ્ટ્ર-સ્વાતંત્ર્યની લડતમાં સ્ત્રીઓએ પુરૂષોની પડખે રહી ભાગ ભજવ્યો છે. ૧૯૧૭ માં સ્ત્રી મતદારીની ચળવળ થઇ ગણાય. હીંદી સ્ત્રીઓનું મંડળ મી. મોન્ટેગ્યુને મળવા ચાલતું હતું. એના પરિણામ રૂપે ડૉ. મીસીસ મુથુલક્ષ્મી રેડી મદ્રાસની ધારાસભાના ઉપપ્રમુખ થઇ શકયાં હતાં.

ગોળમેજી પરિષદમાં હિંદી સ્ત્રી પ્રતિનિધિઓ હતી. નવા બંધારણ પ્રમાણે ૪૦ સ્ત્રીઓ પ્રાંતિક ધારાસભામાં બેઠક મેળવી શકશે. કોમી મતદારીનાં બંધારણ સામે તેમનો વાંધો હોવા છતાં આ ઠસાવવામાં આવ્યું છે.

હિંદી સ્ત્રીઓ રાજકાર્યમાં જ ભાગ લે એવું નથી પણ કેળવણી, સમાજ સુધારો અને એવા બીજા કાર્યો પણ કરે છે. ઘણી સ્ત્રીઓ વકીલ, ડૉકટર, પ્રોફેસર તરીકે ઉપાધી મેળવી ચૂકી છે.

મીસીસી પી. કે. રાય એક કેળવણીકાર છે અને કલકત્તાની સેનેટમાં સભ્ય છે. મુંબઇ અને મદ્રાસમાં ૧૯૨૭ માં બે સ્ત્રીઓને માજીસ્ટ્રેટ નીમવામાં આવ્યા હતી. અને વિલાયતમાં ૧૯૨૦ માં પહેલી સ્ત્રી માજીસ્ટ્રેટ નીમવામાં આવી હતી અને હમણાં જ કલકત્તામાં ૧૧ સ્ત્રી માજીસ્ટ્રેટ નીમવામાં આવ્યા હતા. મુંબાઇમાં ૧૬ સ્ત્રી માજીસ્ટ્રેટ છે અને મદ્રાસમાં તેથીય વધારે. કલકત્તાની મ્યુનીસિપાલીટીમાં ૨ સ્ત્રી સભ્યો ચુંટવામાં આવી હતી.

કોચીન અને ત્રાવણકોરના દેશીરાજ્યોમાં ૧૯૨૦ માં બે સ્ત્રીઓ ધારાસભામાં હતી અને ત્રાવણકોરમાં એક સ્ત્રી હેલ્થડીપાર્ટમેન્ટ સંભાળે છે.

૧૯૨૫ માં સરોજિની નાયડુ મહાસભાનાં પ્રમુખ થયાં હતાં. અને થોડી સ્ત્રીઓ એમાં કામ કરવા લાગી છે.

આ વર્ષે પ્રથમવાર " ટ્રાફીક ઇન વીમેન એન્ડ ચીલ્ડ્રન " વીશે એક હીંદી સ્ત્રી પ્રતિનિધિ જીનીવા ખાતે નીમવામાં આવી છે.

# ગુજરાતની સ્ત્રીઓ અને આંતરરાષ્ટ્રીય જીવન

લેખિકા:
શ્રીમતી સરોજિની મહેતા,
એમ. એ.

ગુજરાતના નાનકડા વિસ્તારના પ્રમાણમાં એને હિંદના બીજા પ્રાંતોમાં ઠીક મહત્વ મળ્યું છે. પણ આ મહત્વ કાંઇ બહુ જુનું નથી. વીસ વર્ષ ઉપર મહાત્મા ગાંધીજી દક્ષિણ આફ્રિકાથી આવીને અમદાવાદમાં વસ્યા ત્યારથી એમની પ્રત્યક્ષ અસર થવાથી ગુજરાત રાજકીય ક્ષેત્રમાં આગળ વધ્યું અને પરિણામે એની ખ્યાતિ સમસ્ત હિંદમાં પ્રસરી. સામાજિક ક્ષેત્રમાં આપણે બીજા પ્રાંતો કરતાં વિશેષ આગળ વધ્યાં નથી. અને સ્ત્રીઓની કેળવણીની બાબતમાં સિંધ અને પંજાબ આપણને વટાવી આગળ જવાનો પ્રયત્ન કરી રહ્યા છે અને થોડા વખતમાં આગળ જશે જ. કરાંચી જેવા અઢી લાખની વસ્તીના શહેરમાં સવાસો કન્યાઓ કોલેજનું શિક્ષણ લે છે, ત્યારે અમદાવાદ જેવા ચાર લાખની વસ્તીના શહેરમાં માત્ર ચાલીસ કન્યાઓ લે છે.

૧૯૩૦ ની સત્યાગ્રહની લડત વખતે ગુજરાતી સ્ત્રીઓએ હિંદનું નામ રાખ્યું એ સાચું છે. પણ એ લડત બંધ પડયા પછી સ્ત્રીઓનો ઉત્સાહ પણ શમી ગયો છે. રાજસત્તાના અન્યાયો સામે ઝઝુમવા માટે આવેલી હિંમત અને ઉત્સાહ સામાજિક અનિષ્ટોનો સામનો કરવામાં કામ લાગશે એવી આશા ઘણાએ રાખેલી, પણ તે વ્યર્થ ગઇ છે. જેલની યાતના સહન કરી આવેલી બહેનોમાંથી પણ કેટલીએ એવી છે કે જે તદ્દન સંકુચિત મનોવૃત્તિની હોઇ વ્યવહારની ઝીણી, નમાલી વિગતોમાં અને નિંદાકુથલીમાં રસ લે છે તેમજ પોતાને આધીન વહુઓ કે ભાભીઓ પર જુલમ ગુજારે છે. દેશમાં એક વખત અગ્રસ્થાને ગણાયલી સ્ત્રીઓ પણ જો આમ પ્રગતિશીલ જીવનથી વિમુખ રહે તો સામાન્ય સ્ત્રીસમૂહ પાસે શી આશા રાખી શકાય ?

ગુજરાતની સ્ત્રીઓને માત્ર રાજકીય લડતમાં જ ઉત્સાહ છે, સામાજિક કાર્યોમાં નથી એનું કારણ સમજી શકાતું નથી. જેને રાજસત્તાના અન્યાય સાલે તેને રૂઢિસત્તાના પણ સાલવા જ જોઇએ. છતાં એમ બનતું નથી જ એ તો ચોખ્ખું છે. અખિલ હિંદ મહિલા પરિષદની બેઠક દેશ ભરના અગત્યના પ્રશ્નોની ચર્ચા કરે છે અને એ પ્રશ્નોના નિકાલ માટે અનેક પ્રકારનું માર્ગ સુચન કરે છે. છતાં એ પરિષદમાં ગુજરાતી સ્ત્રીઓની હાજરી નહિ જેવી જ છે. સમસ્ત ગુજરાતને તેર પ્રતિનિધિઓ મોકલવાની છૂટ હતી છતાં ગયે વર્ષ માત્ર બે જ પ્રતિનિધિ અમદાવાદ શહેરમાંથી ગયાં હતાં અને તે બેમાંથી પણ એક તો પારસી બ્હેન હતાં. સુરત, ભરૂચ, ભાવનગર, રાજકોટ જેવાં શહેરો જ કશો રસ લેતા નથી તો નાનાં ગામો કે ગામડાં માટે તો ફરીયાદ કરાય જ કયાંથી ? પરિષદની અન્ય પ્રાંતોની શાખાઓ અનેક દિશામાં મહત્વનું કાર્ય કરે છે ત્યારે ગુજરાતનું કામ શૂન્ય છે.

આ પ્રમાણે આંતરપ્રાંતીય જીવનમાં જ જ્યાં સ્ત્રીઓને રસ નથી ત્યાં આંતરરાષ્ટ્રીય જીવનમાં તો હોય જ નહિ એ સમજી શકાય તેવું છે. છેલ્લાં બે વર્ષથી સ્ત્રી વિદ્યાર્થીઓ માટે ત્રણ મહિનાની યુરોપની સફર ગોઠવવામાં આવે છે. આ સફર માત્ર સહેલ કરવાના હેતુથી નહિ પણ જુદા જુદા દેશોની કેળવણીની તેમજ બીજી જાહેર સંસ્થાઓ જોવાના હેતુથી ગોઠવવામાં આવે છે. છતાં એક પણ ગુજરાતી કન્યાએ એનો લાભ લીધો હોય એવું જાણ્યું નથી. પશ્ચિમની સંસ્કૃતિનો આપણને મોહ નથી એ જ આ ઉદાસીનતાનું કારણ છે એવો બચાવ થઇ શકે તેમ

નથી. દર વર્ષે કેટલીએ શ્રીમંત ગુજરાતી બ્હેનો યુરોપની મુસાફરીએ જાય છે.

સ્વદેશીની ભાવના બીજા પ્રાંતો કરતાં ગુજરાતમાં વિશેષ પ્રદીપ્ત થએલી છે તેથી આપણે દરેક પરદેશી વસ્તુ તરફ અણગમાની નજરે જોઇએ છીએ અને તેથીજ આપણી સ્ત્રીઓને આંતરરાષ્ટ્રીય જીવનમાં રસ નથી એમ કદાચ કહેવામાં આવે. પણ એ તદ્દન સાચું નથી. સ્વદેશીની ભાવનાનું આદ્ય સંચાલક તો બંગાળા છે. અને છતાં એ આપણા કરતાં આ બાબતમાં વધારે ઉદાર મનોવૃત્તિવાળું છે. વિશ્વભારતીની આંતરરાષ્ટ્રીય જ્ઞાનનો વિનિમય કરવાની ભાવના અત્યારે બંગાળાના શાંતિનિકેતનમાં જ પોષાય છે. અને બંગાળાના સ્વદેશપ્રેમ માટે કોણ શક લાવી શકે તેવું છે ?

જેમ ચાલતું હોય તેમ જ ચાલવા દેવાની વૃત્તિ જો કે થોડે ઘણે અંશે આખા હિંદમાં વ્યાપી રહી છે, છતાં ગુજરાતીઓમાં એ સૌથી વધારે દેખાય છે. એ જ મારી માન્યતા છે. આપણે આપણું સાચવીને બેસી રહેવું, બીજી પંચાતમાં પડવું નહિ એ વાણીયાશાહી બુદ્ધિ પણ ગુજરાતને વારસામાં મળી છે. અને તેને લીધે પણ આપણી બ્હેનોને બહારના જીવનમાં રસ નથી. વળી ગુજરાતમાં ધનિક વર્ગ મોટે ભાગે વેપારીઓનો જ બનેલો છે. એ વર્ગને કેળવણીની કીંમત ઓછી છે, અને કેળવાયલા વર્ગ પાસે ધન નથી.

અતિશય સંકુચિત વાતાવરણમાં જન્મેલી અને માત્ર થોડાં જ વર્ષોથી પડદામાંથી મુક્ત થયેલી તુર્કસ્તાનની સ્ત્રીઓ કે સૈકાઓથી ઝારશાહીના જુલમો વેઠી હમણાં જ સ્વતંત્ર થયેલી રશિયન સ્ત્રીઓ એકદમ પ્રગતિ કરી શકે અને આપણી ગુજરાતી બ્હેનો જેમને કદિ પડદામાં પૂરાવું પડયું જ નથી તે પ્રગતિ ન કરી શકે એ ખરેખર ખેદજનક છે. તુર્કસ્તાન અને રશિયાની સ્ત્રીઓની ઉન્નતિની પાછળ રાજ્યનું બળ રહેલું છે એ વાત ખરી છે. પણ આપણી બ્હેનોએ તો રાજ્યસત્તાનો સામનો કરવામાં પણ શક્તિ બતાવી આપી છે તો સામાજિક અનિષ્ટોની સામે કમર કસવામાં એ સત્તાની સહાયતાની ખરી જરૂર નથી.

આંતરરાષ્ટ્રીય જીવન એટલે કોઇ જીનીવા કે ઇસ્તંબુલની પરિષદમાં હાજરી આપવી કે એ પરિષદ વિષેનાં લખાણ પત્રોમાં વાંચવા એવો અર્થ નથી. જગતભરની સ્ત્રીઓના જીવનમાં રસ લેવો, એમના અને આપણા પ્રશ્નની 'તુલના' કરવી અને એમણે જે જે મુક્તિ માર્ગ શોધ્યા હોય તે સંબંધી વિચાર કરવો અને એ માર્ગે આપણે પ્રગતિ કરી શકીએ એમ છે કે નહિ તે તપાસવું એનું નામજ આંતરરાષ્ટ્રીય જીવન એમ હું તો સમજું છું. 'રશિયાનું છુટાપણું આપણે ન જોઇએ; તુર્કસ્તાનની સ્ત્રીઓ તો રંગ પાઉડર જ લગાડી જાણે છે; અમેરિકાની લગ્નસંસ્થા તદ્દન છિન્નભિન્ન થઇ ગઇ છે." એવું કહી આપણી શ્રેષ્ઠતા સિદ્ધ કરવા ફાંફાં મારવાં એ સંકુચિત મનોવૃત્તિ દર્શાવે છે. વળી આંતરરાષ્ટ્રીય પ્રશ્નોમાં રસ લેવા છતાં આપણો સ્વદેશપ્રેમ તો કાયમ રહેવો જ જોઇએ. સ્વદેશપ્રેમ અને આંતરરાષ્ટ્રીય ભાવના બન્નેનું સુયોગ્ય સંમેલન એ જ સાચી ઉદાર ભાવના.. સમસ્ત જગતમાં અમારા જેવો કોઇ સમાજ, નથી, અમારી હિંદુ સ્ત્રી જેવી કોઇ સ્ત્રી નથી એમ કહી આપણી ત્રુટિઓ ઉપર થીંગડાં મારવાનો પ્રયત્ન કરવાથી કોઇ પ્રકારની સિદ્ધિ થતી નથી આપણો સમાજ સડેલો છે અને આપણી સ્ત્રીઓ અધમ દશામાં છે એ સત્ય કબૂલ કરી બન્નેને ઉન્નત કરવા માટે બીજા દેશોની હીલચાલ ઉપર નજર રાખવી અને એમાંથી યોગ્ય લાગે તે ગ્રહણ કરવું જ જોઇએ. "પશ્ચાત્ય" એ શબ્દથી જ ભડકી જવાથી કશી પ્રગતિ થવાની નથી. અને જ્યાં આપણને અનુકૂળ પડે છે ત્યાં તો આપણે અનેક પાશ્ચાત્ય વસ્તુઓ અને વિચારો ગ્રહણ કરીએ જ છીએ. માત્ર જ્યાં રૂઢિસત્તા સામે થવાનો વિકટ પ્રશ્ન આવે છે ત્યાં જ આપણું શ્રેષ્ઠ છે અને પાશ્ચાત્ય બધું ખોટું છે એમ કહી જવાબદારીમાંથી ખસી જઇએ છે. આ મનોવૃત્તિ બદલ્યા સિવાય આપણો ઉદ્ધાર નથી.

## સ્ત્રીઓ માટે મુંબઇમાં નવાં શિક્ષણ વર્ગો

પદ્ધતિસર વેતરતાં અને શીવતાં, જાતજાતનું હાથથી અને મશીનથી ભરતાં, તેમજ તરેહ તરેહનું ચીતરતા શીખવાની ઇચ્છા બ્હેનોમાં વધતી જાય છે. ઉપરાંત સારૂં અંગ્રેજી બોલતાં અને લખતાં શીખવાની ઉત્કંઠા પણ સ્ત્રીઓમાં જોવામાં આવે છે. આ વિષયોનું શિક્ષણ યોગ્ય પદ્ધતિસર આપવાના ઉદ્દેશથી નવા શિક્ષણવર્ગો જુન માસથી ખોલવામાં આવશે. આ વર્ગોનો લાભ કોઇ પણ કોમની બ્હેન ઠરાવેલી ફી ભરીને લઇ શકશે. જે બ્હેનો એ વર્ગોનો લાભ લેવા ઇચ્છતાં હોય તેમણે નીચેને સરનામે રૂબરૂ મળવું યા પત્રવ્યવહાર કરવો. રૂબરૂ મળવાનો સમય સવારે ૧૦–૩૦ થી બપોરે ૧–૩૦ સુધી.

ઠેકાણું : લીલાબ્હેન રણછોડદાસ વોરા,

જીવણલાલ મહારાજ બીલ્ડીંગ, ત્રીજે મજલે,

ફીરંગીના દેવળ સામે, ગીરગામ, મુંબઇ, ૪.

# પરિવર્તનોનાં રેખાચિત્રો

દોરનાર :
શ્રીમતી શારદા મ્હેતા,
બી. એ.

***

આ વીસ બીજ આરોગ્ય મંડળના ઉત્સવ સપ્તાહને અંગે શ્રી. ચંદ્રવદન મહેતાએ લખેલું 'આગગાડી' નામનું નાટક ઘણીજ સુંદર રીતે કેટલાંક યુવકો અને યુવતીઓએ રંગભૂમિ ઉપર ભજવ્યું હતું. સ્ત્રીઓજ સ્ત્રી પાત્રનો અભિનય કરે, અને પુરુષોજ પુરુષ પાત્ર થાય એજ પ્રયોગ કળાની દષ્ટિએ સુંદર રીતે સફળ થાય છે. આ પ્રયોગમાં એજ પ્રમાણે થયું હતું. અને તે ઉપરાંત દરેક વ્યક્તિ સુશિક્ષિત અને કલારસિક હોવાને લઇને નાટ્યપ્રયોગ બહુજ પ્રશંસનીય થયો હતો.

સ્ત્રી પુરુષો એકત્ર થઇને નાટ્યાભિનય કરે, નૃત્ય કરે એ વિચારમાળા મગજમાં ચાલતી હતી એટલામાં નિદ્રાધીન થતાં વિચિત્ર સ્વપ્ન ખડું થયું. નાટ્ય પ્રયોગને પરિણામે કે ગમે તે કારણસર પરંતુ સામાજીક દશ્યનું ચિત્રપટ સ્વપ્નમાં દેખાયું. સ્વપ્ન એટલું તાદશ્ય હતું કે હજી પણ આંખ આગળથી ખસતું નથી. એક મોટા કેનવાસના પટ ઉપર જૂદાં જૂદાં ચિત્રો આલેખેલાં હતાં. દરેક ચિત્રમાં આપણા સમાજમાં છેલ્લાં ચાળીસ વર્ષમાં થઇ રહેલાં પરીવર્તનોનાં રેખાંચિત્રો હતાં.

પ્રથમ ચિત્ર રાજનગરની એક પ્રાથમિક કન્યાશાળાનું હતું. કન્યાશાળાનું મકાન વિશાળ હતું. પરંતુ કન્યાઓની સંખ્યા સોથી વધારે નહિ. તેમાં એ મોટામાં મોટી વિદ્યાર્થિનીની વય ૧૧ વર્ષથી વધારે નહિ હોય. બધી એ કન્યાઓ ઉચ્ચ ગણાતી કોમની જ માલુમ પડતી હતી. જવલ્લે એકાદ બીજી કોમની હોય. બધીજ બાળાઓએ ચણીઓ ને બદન અથવા તે ઉપર હોરણી પહેરેલી હતી. વસ્ત્ર બધાં વિદેશીજ હતાં. સખત ખેંચીને તેલ ઘાલીને માથ પર અંબોડા વાળેલો હતો. હાથે કાને નાકે અને ગળામાં આભૂષણો પહેરેલાં હતાં. પગમાં પગરખાં કોઇપણ પ્રકારનાં નહોતાં.

એક બીજા પટપર ઉચ્ચ ગણાતી નાગર કોમના કુટુંબમાં ચોક વચ્ચે લગ્નવિધિ થઇ રહ્યો હતો. દશ વર્ષની કન્યા અને ચૌદ પંદર વર્ષનો વર રાજા. કન્યા બિચારી આંખ મ્હોં ઢાંકીને ઢાવકી ઢાલી થઇને બેઠેલી હતી. રખેને કપડાંની અંદરથી આંખ ઉઘાડીને ભાવિપતિ તરફ દષ્ટિ કરે તેથી પાસે બેઠેલા મામાએ તેની આંખો પોતાના હાથ વતી દાબી હતી. કન્યાનાં માતાપિતા કન્યાદાનનું પુણ્ય પ્રાપ્ત કરવા પાસે બેઠેલાં હતાં. માતાએ પણ લાંબો ઘુમટો તાણેલો હતો ને ભારોભાર આભૂષણોથી શરીર ઢાંકી દીધું હતુ;

ત્રીજા ચિત્રમાં ખાળકુવા પાસે ગંદવાડાની અંદર ન્યાતની પંગત જમવા બેઠેલી હતી.

પછીના ચિત્રમાં ( જે ચિત્ર લગભગ દશ વર્ષ પછીનું હતું ) કન્યાઓની હાઇસ્કુલનું ચિત્ર હતું. ઉત્સાહ અભ્યાસ કરતી જુજ

બાળાઓ પારસી ખ્રિસ્તી છોકરીઓની સાથે માલુમ પડતી હતી. પોષાકમાં ઝાઝો ફેર નહોતો. પરંતુ માથાપર સીધા સેંથાને બદલે કાંઇક કાંઇક વાંકો સેંથો હતો. હોરણીઓ થોડી હતી. કન્યાઓની વય ચૌદ પંદર વર્ષની હતી. ઉચ્ચ વર્ણની સાથે થોડીક કારીગર વર્ગની બાળાઓ પણ હતી. અંગપર સોના ચાંદીના દાગીના ઓછા હતા. પાસે એક છોકરાઓની કૉલેજ હતી. તેમાં છોકરાઓની સાથે પ્રવેશ કરતી બે ત્રણ યુવતીઓ હતી. આગળ પાછળ છોકરાઓ ઠઠ્ઠા મશ્કરી કરતા ઊભા હતા. બસો ત્રણસો છોકરાઓના વૃંદમાં માત્ર બે ત્રણ બાળાઓ નીચું જોઇને ગંભીરતાથી જતી જણાતી હતી. તેમનામાં ઊંચું જોવાની હિંમત નહોતી, એકાદ બે છોકરાઓના હાથમાં પથરા હતા અને યુવતીઓ તરફ તાકતા માલુમ પડતા હતા. બાળાઓ બહુજ સાદા વેશમાં નમ્રતાથી જતી જણાતી હતી.

એક બીજા ચિત્રમાં લગ્નમંડપ હતો. પુરુષો વરઘોડાની ધમાલ કરી રહ્યા હતા. યુવકોએ પણ મોટાં પાઘડાં માથે પહેરેલાં હતાં અને બેસુ તાણીને મહાલતા હતા. સ્ત્રીઓના પોષાકમાં ખૂબજ પારસીનો નકલી પોષાક જણાતો હતો. ઝીણાં વસ્ત્રો, બકુલની માફક ઊંડની બદનની બાંય, નાજુક આભૂષણો માથે વાંકી સેંથી, ઢીલા ઝુલતા અંબોડા, કન્યાની વય પંદર સોળ વર્ષની અને વીસ બાવીસ વર્ષનો વર—

વળી એક ચિત્રમાં વિશાળ જાહેર સભા હતી. કોઇ પરદેશી વક્તા માંચડા પર ઊભો હતો. લાંબા હાથ કરીને બોલતો જણાતો હતો. સભામંડપ પુરુષોથી ભરાઈ ગયો હતો. આગળની લાઇનમાં માત્ર બે કે ત્રણ સ્ત્રીઓ શ્રોતાવર્ગમાં હતી. ત્યાર પછીના ચિત્રમાં પરીક્ષાનો મંડપ હતો. સંખ્યાબંધ છોકરાઓ અંદર દાખલ થતા હતા. કન્યાઓની સંખ્યા પણ ઠીક ઠીક પ્રમાણમાં હતી. તેમાં એ ગુજરાતી બહેનો ઉચ્ચવર્ણની હિંમતભેર આગળ જતી હતી. છોકરાઓ પોતાને રસ્તે ચાલ્યા જતા હતા. છોકરીઓ દાખલ થતી હતી તેની જરાએ પરવા કર્યા વગર ચાલ્યા જતા હતા. પાસે એક કન્યાશાળાના મકાનમાં જાહેર મેળાવડો સ્ત્રીપુરુષોનો હતો. કન્યાઓ સંવાદ અને ગરબાનો કાર્યક્રમ બેધડક કરે જતી હતી. કન્યાઓની વય પણ સોળ સત્તર વર્ષની હતી.

વળી એક ચિત્રમાં છોકરાઓની કૉલેજમાં છોકરાઓ અને છોકરીઓ સાથે સાથે વાતચીત કરતાં દાખલ થતાં હતાં. પોષાક બન્નેનો તદ્દન સાદો સ્વચ્છ સફેદ સ્વદેશી. બંનેના પગમાં ચંપલ–નિખાલસ હૃદયથી વાર્તાલાપ કરતાં માલુમ પડતાં હતાં.

જાહેરસભાનું એક દૃશ્ય. દેશના કોઇ પ્રખ્યાત નેતા વક્તા તરીકે. ખુલ્લા મેદાનમાં સભાનું સ્થાન, શ્રોતાવર્ગથી ચીકાર ભરાઇ ગએલું. પુરુષો તેટલીજ લગભગ સ્ત્રીઓ. મધળાં ખાદી વસ્ત્રમાં સજ્જ થએલા–સ્ત્રીઓના અંગપર આભૂષણનું નામ નહિં–સભાની વ્યવસ્થા સાચવવાને યુવકો અને યુવતીઓ સ્વયંસેવક અને સ્વયંસેવિકાઓ બીલ્લા પહેરીને ફરતાં જણાતાં. કન્યાઓની સંગીત મંડળી સીતાર, દીલરુબા, તબલાં જલતરંગ ઇત્યાદિ ભારતીય વાદ્યો સાથે સુશોભિત રીતે જમીન પર બેઠેલી. સમસ્ત સભા ગાલીચા ઉપર જ બેઠેલી. વક્તા માટે એક વ્યાસપીઠ કરેલી–પાસેના એક પટ પર જાહેર જલસો. બાળાઓના ગરબા–તાળી નહિં પણ જલને મળતા અંગમરોડ, ઝમઝમાટ વસ્ત્રઆભૂષણ–વસ્ત્ર ઘણે અંશે સ્વદેશી–કાંઇક મારવાડી ઢબનાં–યુવતીઓએ પણ સાડીને બદલે મારવાડી ચુંદડીની રંગ બેરંગી હોરણી, મોટા મારવાડી ચળકના ઘાઘરા, પગમાં ઘુઘરા, હાથ પર

બંગડીઓના ખડકલા, કડાં, બદનની બાંય કુંડી અથવા બાંય વગરનાં-માથા પર હોરણીનો છેડો નહિં-ઊઘાડું માથું-લાંબા ચોટલા, એકંદર કળા તરફ દૃષ્ટિ વિશેષ-આગલા ચિત્રની જીવનીની સાદાઇથી ઉલટુંજ દશ્ય.

સાર્વજનિક શાળા-છોકરાઓ અને છોકરીઓ સહશિક્ષણ લઇ રહેલાં. છત્રી, ચંપલ સાથે હાથમાં પુસ્તક લઇને ચાલતી, સંખ્યાબંધ મોટરો અને ગાડીઓમાં બેસીને શાળામાં જતી-કેટલીએક બાઇસીકલ પર જતી-કોલેજના મેળાવડામાં વિદ્યાર્થીઓની સાથે વિજ્ઞાનના પ્રયોગ કરતી, વાદ્ય વગાડતી નૃત્ય કરતી, અભિનય કરતી, ઉત્સાહી આનંદી નિડર ગુંજરાતી બાળા ન્યાત જાતના ભેદ દૂર કરીને કૉલેજની મીજબાનીમાં એક સંધાથે ભાગ લેતી જણાતી.

રાજનગરનાં ચિત્રપટની સાથે બેચાર ગામડાંનાં દશ્યો પણ હતાં. એક પટપર ખેડુતની સ્ત્રી સખત મજુરી કરતી, ઢોરોને ચારો નીરતી, ઘંટી દળતી, રસોઇ કરતી, બાળકને ધમકાવતી, પાસે ખેડુત હુકો તાણતો પડોશી સાથે વાતોના તડાકા મારતો બેઠેલો જણાતો. બીજા પટ પર ખેડુતોનાં બાળક બાળકીઓ માટેનું એક છાત્રાલય ખેડુતની કન્યાઓ વિદ્યાભ્યાસ કરતી, ઘર સફાઇનું કામ કરતી, કપડાં શીવતી, રમકડાં બનાવતી, રેંટીઓ કાંતતી કપડાં વણતી જણાતી હતી.

ચિત્ર વિચિત્ર દશ્યોની છાપ મગજ પર અંકાઇ ગએલી. નિદ્રામાંથી એકદમ જાગૃત થઇ ને આપણા સમાજના વિચારોના ચંક્રમણમાં મગજ ચકડોળે ચડ્યું.

---

## સ્વાવલંબી થયા વિના છૂટકો નથી

જન્મભૂમિની સંસ્કૃતિનાં પોષક અને વર્ધક જે જે માર્ગો હોય તે ગ્રહણ કરવામાં જ મનુષ્યનો ધર્મ સમાએલો છે. એટલે સ્વદેશી એ આપણો ધર્મ છે એ સત્ય સમજવાની જરૂર છે. આ વસ્તુ અત્યારે સમજાવવી પડે એ આપણું લાંછન છે. એ લાંછન નિર્મૂળ કરવું, રાષ્ટ્રનું મુખ ઉજ્જવલ કરવું એમાંજ દેશભક્તિ સમાએલી છે. જો આ સામાન્ય સિદ્ધાંત પ્રજા સ્વીકારે અને તેનું પાલન કરે તો સ્વરાજ્ય આપણી હથેલીમાં છે. પરંતુ મુશ્કેલી જ ત્યાં છે. આપણી આંખપર એટલાં પડળ ફરી વળ્યાં છે, એટલા ઉંધા પાટા બાંધ્યા છે, બંધાવ્યા છે કે તેમાંથી આંખ ઉઘડતી નથી. આમાં ધનિકવર્ગજ મૂળભૂત ગુન્હેગાર છે. એશઆરામ, અમનચમન ઉડાવવાને માટે અનેક સાધનસામગ્રીઓ મેળવવાની લોલુપતા, સમાજમાં પોતાનું ઉચ્ચ સ્થાન કાયમ રાખવાની ઇચ્છા, તે પાર પાડવા માટે ખરા ખોટા ઉપાય ગ્રહણ કરવાના પરિણામથી દેશનો વ્યાપાર નાશ પામ્યો, પ્રજાની સર્જન શક્તિ ઘટી ગઇ, અને પ્રજા આખી સ્વાવલંબી મટીને પરાવલંબી થઇ. ભાવિ પ્રજાનું જો આમાંથી રક્ષણ કરવું હોય તો આપણે સ્વાવલંબી થયા વગર છૂટકો નથી. સ્વાવલંબી થવા માટે આપણા ધંધા રોજગાર, કારીગરી સહુને ઉત્તેજન આપવું પડશે. સ્વદેશીની હાકલ કાયમ કર્યાજ કરવી પડશે.

શ્રીમતી શારદા રહેતા

* * *

સ્ત્રી તું ઘરની રાણી બનીને જા, અને ત્યાં જેટલા પુરૂષો હોય તે સર્વ સાથે રાણીની માફક જ વર્તન કરજે.

ઋગ્વેદ

# ઇન્દોરનું મહિલા સંમેલન

લેખિકા: શ્રીમતી જ્યોત્સ્ના મહેતા, બી. એ.

ઇન્દોરમાં અખિલ ભારત હિંદી સાહિત્ય સંમેલન ભરવાનો નિશ્ચય ઘણા વખતથી થયો હતો. જગદ્વંદનીય મહાત્મા ગાંધીજીના આગમનને લીધે તેમાં અપૂર્વ રંગ જામ્યો. સાહિત્ય સંમેલનને અંગે બીજી ઘણી પરિષદો થઇ હતી. ઇતિહાસ, દર્શન, ( તત્વજ્ઞાન ), વિજ્ઞાન, કવિતા વગેરે વિષયોની પરિષદોની યોજના કરવામાં આવી હતી. તેની સાથે મહિલા સંમેલનની પણ વ્યવસ્થા થઇ હતી. હિંદી સાહિત્ય સંમેલન દર વર્ષે હિંદના જુદાં જુદાં શહેરોમાં થાય છે. પરંતુ મહિલા સંમેલનની યોજના આ પ્રથમ વાર જ કરવામાં આવી હતી. તેના તરફથી હિંદના દરેક પ્રાંતમાં નિમંત્રણ મોકલવામાં આવ્યાં હતાં. સંયુક્ત પ્રાંત, મધ્યપ્રાંત, ઓરીસ્સા અને છેક મદ્રાસ ઇલાકામાંથી પણ કોઇકોઇ સન્નારીઓ પ્રતિનિધિ થઇને આવી હતી. પુરુષવર્ગ તો આવે પ્રસંગે દૂર દૂરના પ્રાંતોમાં જાય એમાં નવાઇ નહિ. પરંતુ જ્યારે સ્ત્રીઓ પણ જાય ત્યારે તે ઉપરથી એમનો ઉત્સાહ કેટલો હશે તે જણાઇ આવે છે. હિંદીને રાષ્ટ્રભાષા કરવાની સૂચના સાંભળીને ઘણી વખત એવી દલીલ કરવામાં આવે છે, કે દક્ષિણ હિંદમાં એ યોજના નિષ્ફળ જવાની છે. પરંતુ આજે એ યોજના અમલમાં મૂકાઇ ચૂકી છે. તેમજ પૂજ્ય મહાત્માજી તથા બીજાઓના પ્રયાસથી દક્ષિણ હિંદના સેંકડો લોકો હિંદી ભાષા બોલતા થઇ ગયા છે. તેમાંથી કેટલાક ત્યાંના પ્રતિનિધિ થઇને ઇન્દોરના સંમેલનમાં આવ્યા હતા. મદ્રાસ ઇલાકામાં રહેનારી સ્ત્રીઓને હિંદીમાં વાતચીત કરતી જોઇને સર્વને આનંદાશ્ચર્ય થયું.

અત્રેના પ્રખ્યાત શેઠ સર હુકમચંદનાં પત્ની શ્રી સૌ. કંચનબાઇ મહિલા સંમેલનની સ્વાગત સમિતિનાં અધ્યક્ષ હતાં. તેમણે પોતાના વ્યાખ્યાનમાં કેળવણીનો ખરો આદર્શ કેવો હોવો જોઇએ તે સમજાવ્યું. આજકાલ કેટલાંક સ્ત્રીપુરુષો એમ માને છે કે સ્ત્રીઓને માત્ર અંગ્રેજી બોલતાં આવડે ને તેઓ ફેશન કરતાં શીખે એટલે કેળવાયલી ગણાય. પરંતુ ખરું જોતાં કેળવણીનો આદર્શ બુદ્ધિનો વિકાસ અને સારા સંસ્કાર એજ છે. સમાજસુધારા માટે ઇન્દોર રાજ્યમાં હોલ્કર સરકારે ઘણા ઉપયોગી કાયદા કર્યા છે. બાલવિવાહના પ્રતિબંધ માટે અહીં કાયદો છે. તેમજ મરણપ્રસંગે ગરીબ લોકોને હદપાર ખર્ચ કરતા અટકાવવા માટે પણ કાયદો છે. આવા કાયદા કરવા માટે આપણે હોલ્કર સરકારનો આભાર માનવો જોઇએ, ને તે કાયદાને અમલમાં મૂકવાનો પ્રયાસ કરવો જોઇએ.

પૂજ્ય ગાંધીજીનાં અંગ્રેજ શિષ્યા શ્રીમતી મીરાંબ્હેન મહિલા સંમેલનનાં અધ્યક્ષ થયાં હતાં. પ્રથમ દિવસે આ સંમેલનનું ઉદ્ઘાટન ઇન્દોરનાં મહારાણી શ્રીમંત સૌ. સંયોગિતાબાઇને હાથે થયું. ઉદ્ઘાટન કરતી વખતે તેમણે પોતાના ભાષણમાં કહ્યું કે સ્ત્રીઓની ઉન્નતિના માર્ગમાં આજે શી બાધાઓ છે, અને તેના નિવારણને માટે શા ઉપાય કરવા જોઇએ તેનો વિચાર કરવાની ખાસ જરૂર છે. આપણી સ્ત્રીઓ કેળવણીમાં ઘણી પછાત છે, એટલે સૌથી પ્રથમ તે તરફ ધ્યાન આપવું જોઇએ. સ્ત્રીઓને શિક્ષણથી વંચિત રાખનાર સૌથી મોટું કારણ પડદાનો રીવાજ છે. જે

પ્રાંતોમાં આ રીવાજ વધારે છે, તે પ્રાંતોની શિક્ષિત સ્ત્રીઓ એ રીવાજને નષ્ટ કરવાનો સતત પ્રયત્ન કરે તો જલદી સફળતા મળી શકે મોટાં શહેરો કરતાં નાનાં ગામડાંની સ્ત્રીઓની સ્થિતિ વધારે દયાજનક છે. સ્વચ્છતાથી કેવી રીતે રહેવાય તે વિષે તેઓ કંઇજ જાણતી નથી. સામાજિક રૂઢિઓમાં તેઓ એવી જકડાઇ ગએલી હોય છે; કે તેથી પોતાનું હિત થશે કે હાનિ તે પણ સમજતી નથી. તે માટે તમારામાંથી કેટલીક સ્ત્રીઓ ગામડાંમાં જઇને પોતાની બ્હેનોની સ્થિતિ જો સુધારી શકો, તો તમારો પરિશ્રમ સફળ થાય. સમાજસુધારાને પ્રગતિ મળે તેને માટે દરેક જગ્યાએ ઉપયોગી કાયદા કરવાની આવશ્યકતા છે. જ્યાં એવા કાયદા હોય, ત્યાં તેને અમલમાં મુકવાનો ખુબ પ્રયાસ તમારે કરવો જોઇએ. હાલ ઘણે સ્થળે બાળકોની સ્થિતિ પણ શોચનીય છે. તે માટે અનેક જગાએ શિશુ સંસ્થાઓ ઉઘાડવાનો પ્રયત્ન કરવો જોઇએ. આ સંમેલનમાં તમે ઉપયોગી યોજનાઓ વિષે વિચાર કરવા ઉપરાંત કંઇ રચનાત્મક કાર્ય કરીને બતાવો કે જેથી સંમેલનનું સ્મરણ કાયમ રહે, એવી હું આશા રાખું છું.

સાહિત્ય સંમેલન માટે ઉભા કરેલા મોટા મંડપમાં જ મહિલા સંમેલન કરવાનું હતું. પણ આગલે દિવસે સાંજે ખૂબ વરસાદ આવવાથી મંડપ ખરાબ થઇ ગયો. તેથી મહિલા સંમેલન અહીંના ટાઉન હૉલમાં કરવું પડયું. ત્યાં આશરે હજારેક માણસ બેસી શકે એટલી જગા છે. પરંતુ સંમેલનની ખબર ઘણા દિવસથી શહેરના દરેક ભાગમાં ફેલાઈ ગઇ હતી. તેમજ ગાંધીજી એમાં આવવાના છે, એ વાત પણ બધાં જાણતાં હતાં. તેથી લગભગ બેત્રણ હજાર સ્ત્રીઓ ટાઉનહૉલ આગળ એકઠી થઇ ગઇ. તે બધી અંદર બેસી શકે તેમ હતું જ નહિ. સ્વયંસેવિકાઓની સ્થિતિ ભયંકર થઇ ગઇ. દરેક સ્ત્રી અંદર જવાનો પ્રયત્ન કરે ને તેમને અટકાવ્યા વગર છૂટકો નહિ, બે પક્ષ વચ્ચે એક જાતનું યુદ્ધ શરૂ થયું. આખરે મહારાણી સાહેબના આગમનથી થોડો વખત શાંતિ થઇ. પરંતુ જે સ્ત્રીઓ અંદર પ્રવેશ ન કરી શકી, તેમણે કોલાહલ મચાવ્યો. કેટલીક સ્ત્રીઓ તો નિરાશ થઇને ઘેર પાછી ગઇ. બીજી કેટલીક ટાઉનહૉલના ઓટલાપર તથા કોમ્પાઉંડમાં ઉભી રહી. તેમનો મુખ્ય હેતુ ગાંધીજીનાં દર્શન કરવાનો હતો. ગાંધીજી આવ્યા કે દર્શન માટે તૂટાતૂટ થઇ. અવ્યવસ્થા વધી ગઇ, પણ તે દિવસે સોમવાર હોવાથી ગાંધીજીના મૌનનો દિવસ હતો. એટલે એ સ્ત્રીઓને કંઇ કહી શક્યા નહિ. પાંચ મિનિટ ઉભા રહીને પાછા ગયા. ઉદ્ઘાટક, સ્વાગતાધ્યક્ષ તથા અધ્યક્ષનાં ભાષણો થયાં, પણ બધાં બરોબર સાંભળી શકાયાં નહિ. માત્ર ગાંધીજીના દર્શન થયાં તેટલાથી પણ કેટલીક સ્ત્રીઓએ પોતે કૃતાર્થ થઇ એમ ગણી સંતોષ માન્યો.

શ્રીમતી મીરાં બ્હેનને ખાદી ધારણ કરેલાં જોઇને સ્ત્રીઓને આશ્ચર્ય લાગતું. એક અંગ્રેજ સ્ત્રી પોતાની રહેણી કરણી છોડીને મહાત્મા ગાંધીજીની સેવિકા બને એ વાત જ લોકોને નવાઇ જેવી લાગે છે. મીરાં બ્હેન હિંદીભાષા એટલી શીખી ગયાં છે, કે તેમણે પોતાનું વ્યાખ્યાન લખ્યા વગર મ્હોડેથી જ કર્યું. તેમના અભિપ્રાય પ્રમાણે હિંદુ સ્ત્રીઓએ પોતાના હકક માગતાં પહેલાં પોતાનાં કર્તવ્ય શાં છે, તેનો વિચાર કરવો જોઇએ. સ્ત્રીઓએ પોતાનાં ગૃહ તથા બાળકોની સંભાળ રાખીને તેમને સુખી કરવાની જરૂર છે. ગૃહની રાણી સ્ત્રી છે, અને તે પોતાની સેવાથી જ બીજાનો પ્રેમ અને આદર પામે છે. સ્ત્રીઓએ ગરીબ લોકોની અને તેમાં ખાસ કરીને હરિજનોની સેવા કરવી જોઇએ. હિંદની સ્ત્રીઓને તેમના

પ્રગતિનો માર્ગ બતાવનાર ગાંધીજી જેવા મહાન્ નેતા મળ્યા છે. એ માર્ગે જો તેઓ પ્રયાણ કરશે તો માતૃભૂમિની સેવા કરવાની અનેક તક તેમને મળશે.

મહિલા સંમેલનની બીજી બેઠકની વ્યવસ્થા મંડપમાં થઇ શકી. તેથી ઘણી સ્ત્રીઓની હાજરી છતા પણ તેમાં શાંતિ જળવાઇ શકી. સ્ત્રીઓને ઉપદેશના ચાર શબ્દો કહેવા માટે મહિલા સંમેલનનાં કાર્યકર્તાઓ તરફથી ગાંધીજીને પહેલેથી વિનંતી કરવામાં આવી હતી. પહેલે દિવસે મૌન હોવાથી તેઓ આ બીજે દિવસે પણ સંમેલનમાં આવ્યા, અને સ્ત્રીઓ આગળ થોડું બોલ્યા. સીતા જેવી આદર્શરૂપ પત્ની થવાનો તેમણે સ્ત્રીઓને બોધ કર્યો. સર્વ સ્ત્રીઓએ હિંદી ભાષા શીખવી, ગ્રામ ઉદ્યોગને મદદ કરવી, તથા અસ્પૃશ્યતાને બંધ કરવાનો પ્રયાસ કરવો એમ જણાવ્યું. ગાંધીજીના ગયા પછી મહિલા સંમેલનનું બાકી રહેલું કાર્ય શરૂ થયું. શ્રી. મીરાં બ્હેને કહ્યું કે ગાંધીજીએ તમને સીતા જેવાં થવાનો ઉપદેશ કર્યો છે. સીતા કંઇ પોતાના હક્ક માગતી નહોતી. તે તો માત્ર પોતાની ફરજ તરફજ ધ્યાન આપતી હતી. તે પ્રમાણે તમારે કરવું જોઇએ. વળી પડદાની પ્રથાથી સ્ત્રીઓ આગળ આવી શકતી નથી. માટે તમારે એ પ્રથાને નાબુદ કરવી, અને તે માટે તમે ઘુંઘટ કઢાવવાનો રીવાજ છોડી દો. તોજ તમારી ઉન્નતિ થશે.

તે પછી સ્ત્રીઓને લગતા નીચેના પ્રશ્નો બાબત ઠરાવો લેવામાં આવ્યા અને તેના પર ચર્ચા થઇ. અનિષ્ટ સામાજિક રૂઢિઓને તોડવાનું કામ સ્ત્રીઓ હાથમાં લે, તો તેમાં ઘણી સફળતા મળી શકે. કારણ કે ઘણી વખત એવું બને છે કે પુરૂષો શિક્ષિત હોવાથી તેમને એવી રૂઢીઓ ગમતી નથી. તે છતાં ઘરની સ્ત્રીઓના આગ્રહને વશ થઇ રૂઢીબંધન પાળવાં પડે છે. બાળલગ્ન વખતે ફરજીઆત પહેરામણીનો રીવાજ, કન્યવિક્રય મરણ પ્રસંગનો અતિશય ખર્ચ વગેરે રૂઢિઓથી હિંદુ સમાજને અત્યંત હાનિ થાય છે. આ બાબત સ્ત્રીઓએ સમજવાની ઘણી જરૂર છે. મોટા શહેરોમાં કેળવણીનો પ્રચાર જેટલી ઝડપથી થાય છે, તેટલો ન્હાનાં ગામોમાં થતો નથી. તેને માટે પ્રયત્ન કરવાની ખાસ અગત્ય છે. વળી છોકરાઓ તથા છોકરીઓનો અભ્યાસ ક્રમ જુદો રાખવો જોઇએ. કન્યાઓને ગૃહવ્યવસ્થા, બાળસંગોપન વગેરે વિષયો ખાસ શીખવવા જોઇએ. જે સ્ત્રીઓ શિક્ષિકા કે નર્સનું કામ કરે છે, તથા જે કારખાનાઓમાં કામ કરે છે, તેમને ઘણે સ્થળે માત્ર સ્ત્રી હોવાથી ઓછું વેતન મળે છે. જો તે પુરૂષોના જેટલુંજ કામ કરતી હોય, તો તેમને વેતન પણ તેમના જેટલું જ મળવું જોઇએ. તેમજ મિલો વગેરે સ્થળે કામ કરતી મજૂર સ્ત્રીઓને પ્રસૂતિ વખતે પૂરા પગાર સાથે દોઢ બે મહીનાની રજા મળવી જોઇએ. આવી મતલબના ઠરાવો પણ હતા. કેટલાક બદમાશ લોકો કન્યાઓ તથા સ્ત્રીઓને ફોસલાવીને અથવા બળાત્કારથી ઉઠાવી જાય છે. પછી તેમને વેશ્યાઓને ઘેર વેચે છે અને બીજા અનેક અત્યાચાર કરે છે. તેવા બદમાશોની તપાસ પોલીસે વધારે સખ્તાઇથી કરવી જોઇએ, અને ન્યાયાધીશોએ તેમને સખત સજા કરવી જોઇએ. બીજો એક ઠરાવ સ્વદેશી પ્રચારનો હતો. સ્ત્રીઓ અને પુરૂષો બન્ને જો સ્વદેશી ચીજો વાપરવાનો નિશ્ચય કરે, તોજ આપણા દેશના ઉદ્યોગોને ઉત્તેજન મળે. હાથની બનેલી ખાદી અને ગામડાંના લોકોએ બનાવેલી ચીજો આપણે વાપરીશું તો ગરીબ લોકોને પોતાના ગુજરાનનું સાધન મળે. સ્ત્રીઓને પરાધીનતામાંથી મુક્ત કરવી હોય તો આપણા હિંદુ કાયદામાં પરિવર્તન કરવાની ઘણીજ આવશ્યકતા છે. હાલ તો સ્ત્રીને પિતા

અથવા પતિની મિલ્કતમાંથી સામાન્ય રીતે કંઈજ ભાગ મળતો નથી. લક્ષાધિપતિની સ્ત્રી પણ વિધવા થાય તો તેને બીજાની દયા પર રહેવું પડે છે. વળી પતિ ગમે તેવો નિર્દય અથવા વ્યભિચારી, કે પ્રમેહાદિ રોગગ્રસ્ત હોય તો પણ હાલના કાયદા પ્રમાણે સ્ત્રીને તે પોતાની સાથે રહેવાની ફરજ પાડી શકે છે. સ્ત્રી પોતાની મેળે પોતાનું ગુજરાન ચલાવવા તૈયાર હોય, તો પણ પતિ જો ધારે તો તેને અટકાવી શકે છે. આ કાયદો બદલવાની જરૂર છે એવા સંજોગોમાં સ્ત્રીને સ્વતંત્ર રહેવાની છૂટ મળવી જોઇએ. તેમજ જો કોઇ કારણથી પતિપત્ની જુદાં રહેતાં હોય, અને પત્ની પોતાનાં બાળકોને પોતાની પાસે રાખવાની માગણી કરે, તો તેને તેવી રજા મળવી જોઇએ; હાલના કાયદા પ્રમાણે મળતી નથી. આ પ્રમાણે કાયદમાં ઘણા ફેરફાર કરવાની અગત્ય છે. ઇન્દોર રાજ્યમાં જે લેજીસ્લેટીવ કમીટી એટલે કાયદા બનાવનારી સભા છે, તેમાં એક સ્ત્રીની નીમણુક કરવી જોઇએ, એવો ઠરાવ પણ આ સંમેલનમાં થયો હતો. હિંદી સાહિત્ય સંમેલનમાં જે હિંદી વિશ્વવિદ્યાલય સ્થાપવાનો ઠરાવ થયો હતો, તેને પણ મહિલા સંમેલન તરફથી અનુમોદન મળ્યું હતું.

---

## સ્વદેશીને વ્યાપક બનાવો

ભરતખંડની સંસ્કૃતિ વર્ષો થયાં ઉજી ટકી રહી છે. એનું કારણ એ જ છે કે ભારતીય સંસ્કૃતિનો ઉપયોગ સમસ્ત જગતના પ્રશ્નોનો નિકાલ લાવવામાં કરવાનો છે. એ પ્રથમપદ લઇને પણ આપણે આપણા પોતાના પ્રશ્નનો વિચાર કરવાનો છે. દરેક રાષ્ટ્રનો ભિન્ન ભિન્ન ઇતિહાસ તે જગતના ઇતિહાસનો એક વિભાગ માત્ર છે. પરંતુ આપણો દેશ એટલો વિશાળ છે કે તેમાં આખી સૃષ્ટિના ઇતિહાસનો સમાવેશ થઇ જાય છે. ભરતખંડ વિશાળ દેશ છે અને તેમાં પ્રજા પણ વિવિધ છે. એ કાંઇ નવી વાત નથી. ઇતિહાસની શરૂઆતથી જ એ વિવિધતાનું અસ્તિત્વ છે. એ વિવિધતામાં પણ એક પ્રકારની એકતા છે. પરંતુ એ એકતા બહારના દબાણને લીધે કુંઠિત થએલી છે. અને તે દબાણ માત્ર રાજકીય જ છે એવું નથી પણ આર્થિક, સામાજીક, ધાર્મિક અને સાંસ્કૃતિક પણ છે. એટલે સમસ્ત સમાજની સ્થિરતાનો જેના ઉપર આધાર છે તેને વિઘ્નરૂપ છે. આ દબાણ આજ કાલનું નથી. મુસ્લીમ આક્રમનથી આરંભ થઇને પાશ્ચાત્ય યુરોપીય પ્રજા–વિશેષ કરીને બ્રિટીશ પ્રજાના પસારા સુધી આ દબાણ એક સરખું ચાલુ જ રહ્યું છે. ભારતવર્ષીય સંસ્કૃતિ કાયમ રાખવાનો તેમજ એ સંસ્કૃતિનો લાભ જગતને આપવાનો ઉપાય માત્ર સ્વરાજ્ય છે, સ્વરાજ્યમાંથીજ સંસ્કૃતિને પોષણ મળે અને સ્વરાજ્યમાં જ સાહિત્ય, વ્યાપાર, કલા ઇત્યાદિની ખિલવણી થાય. અને એ ખિલવણી સ્વદેશી ભાવના–માન્યતાથી જ થઇ શકે. અર્થાત્ સ્વદેશીને વ્યાપક બનાવાય તો જ હિન્દની સંસ્કૃતિ જળવાઇ રહે.

શ્રીમતી શારદા રહેતા

× × ×

પિતા, ભાઇ, પતિ કે દીયર જો પોતાનું કલ્યાણ ઇચ્છતો હોય તો તેણે પોતાની પુત્રી, બહેન, પત્ની અને ભાભીનું કદિપણ અપમાન ન કરવું. જ્યાં સ્ત્રીની પૂજા થાય છે ત્યાં જ દેવતા નિવાસ કરે છે અને જ્યાં સ્ત્રીની પૂજા નથી થતી ત્યાં સર્વપ્રકારનું ઉત્તમ કર્મ નિષ્ફળ જાય છે.

—મનુસ્મૃતિ

# શ્રીમતી વિદ્યાબ્હેન નીલકંઠ

## એક સંસ્કારચિત્ર

લેખિકા :
શ્રીમતી જ્યોત્સ્ના શુક્લ

શ્રીમતી વિદ્યાબ્હેનને ગુજરાત વર્ષોથી ઓળખે છે. વિદ્યાબ્હેન નામ બોલાયું કે વિદ્યાબ્હેન નીલકંઠનું પ્રથમ સ્મરણ થવાનું ને છતાં......

છતાં શું ?

છતાં, એક પ્રશ્ન ઉઠે છે કે વિદ્યા બ્હેનને ગુજરાતે સાચી રીતે પિછાન્યાં છે ખરાં ?

કેમ, એમ કેમ કહો છો ? આખું ગુજરાત વિદ્યાબ્હેનને માન આપે છે ને એમની પ્રસંશા કરે છે, બીજું શું જોઇએ ?

હા, ગુજરાત એમને માન આપે છે એ ખરૂં, એમની પ્રશંસા પણ કરે છે;પણ કોણ જાણે કેમ એમ લાગ્યા કરે છે કે એમની શક્તિઓની સાચી પિછાન હજી ગુજરાતે કરી નથી. વિદ્યાબ્હેન ગુજરાતનાં પહેલાં ગ્રેજ્યુએટ છે, વિદ્યાબ્હેન સુધારક છે, જાહેર જીવનમાં આગળ પડતો ભાગ લે છે, વગેરે વગેરે વાતો બહુ જૂની થઇ ગઇ; છેક બાળપણથી હું જાણું છું કે વિદ્યા બ્હેન નામના એક ગ્રેજ્યુએટ બ્હેન છે, પણ એ સિવાય એમની વિશિષ્ટતાઓ કઇ છે એ તરફ કેટલાએ લક્ષ આપ્યું હશે ?

એક વાર કોઇકે એમને માટે એમ કહેલું કે " શિક્ષણ પ્રાપ્તિ માટે, જાહેર સેવા કાર્ય માટે, તેમજ સાહિત્ય વગેરે ઇતર પ્રવૃત્તિઓ માટે એમને સર્વ પ્રકારની અનુકૂળતા હતી, તેથી જ એમને આટલી સફળતા મળી. " આ કથન સાચું હશે ?

હશે, સાચું હશે; પણ તેથી શું ? સર્વ પ્રકારની અનુકૂળતાઓનો ઉપયોગ કરવો એ તો વ્યક્તિના પોતાના પર જ આધાર રાખે છે ને ? અનુકૂળતાઓ છતાં જીવન જીવતા ન આવડે તો અનુકૂળતાઓનો દુરૂપયોગ કરીને જીવન વેડફી નાખવું, કે એનો સદુપયોગ કરીને જીવનને સુંદર ને સુસંસ્કૃત બનાવવું એ પ્રત્યેક વ્યક્તિના પોતાના હાથમાં છે.

વિદ્યાબ્હેને એ કર્યું. પોતાને મળેલી અનુકૂળતાઓનો સુંદર ઉપયોગ કરીને ગુજરાત આગળ સ્ત્રીત્વનો નવો આદર્શ રજુ કર્યો, અને ગુજરાતના સ્ત્રી-સમાજને આખા ગુજરાતને એમણે ઉપકારવશ કર્યું.

એટલું બધું ?

હા, એટલું બધું. અક્ષરજ્ઞાન જેટલી સામાન્ય કેળવણી માટે પણ જ્યારે સમાજમાં ભારે ઉદાસીનતા હતી, ત્યારે એ ગ્રેજ્યુએટ થયાં. છોકરીઓ વાંચતાં લખતાં શીખે તો પીયરના કે સાસરાના સારા માઠા સમાચારના પત્રો વાંચવા કે લખવા પૂરતોજ તેનો ઉપયોગ હોઇ શકે એવી માન્યતા હતી, તે વખતે એમણે લેખો લખવાની શરૂઆત કરી સગાં સંબંધીના કરવ્યવહાર સાચવવા સિવાય ઘરની બ્હાર સ્ત્રીઓ માટે કશું જ સ્થાન નહોતું, એ પ્રસંગે ઘર બ્હાર નીકળી જાહેર પ્રવૃત્તિઓમાં ભાગ લેવાની એમણે પહેલ કરી અને એ બધું કેવળ કુતુહલવૃત્તિથી નહીં, મન રીઝવવા ખાતર નહીં, કીર્તિ લોલુપતાથી નહીં; પણ અમુક સિદ્ધાંતની સફળતાને અર્થે, સ્ત્રી ઉન્નતિના હિતને કારણે-સમાજના વિકાસને માટે એ બધું એમણે કર્યું.

' એમને અનુકૂળતાઓ હતી ' એમ તમે કહ્યું ખરું ? અનુકૂળ વૃત્તિનાં શિક્ષણ

પ્રિય અને સંસ્કારી સંબંધીઓ એમને મળ્યાં એ ખરૂં, પણ છેક તેર વર્ષની વયે એમનું લગ્ન થયું હતું એ ત્હમે જાણો છો ? એ તો અનુકૂળતા તો નહોતી જ ખરૂં ને ? અને છતાં, એ પછી એમણે અભ્યાસ વધાર્યો અને ગ્રેજ્યુએટ થયાં. નાં, એમણે કૌટુંબિક જીવનને ઠોકરે નહોતું માર્યું, સાંસારિક ફરજો પ્રત્યે ઉદાસીનતા નહોતી બતાવી; પરંતુ સામાન્ય પ્રણાલિકાનો ભંગ કર્યા છતાં સ્ત્રી સુલભ વિનયને મર્યાદા પૂર્વક એમણે એ બેઉ વસ્તુ સાથે કરી બતાવી અને સ્ત્રી જાતિમાં રહેલી શક્તિનો સમાજને પરિચય કરાવ્યો.

## સેવાપરાયણ આદર્શ સ્ત્રી

લેખિકા :
શ્રીમતી લીલાવતી મુનશી

શ્રી વિદ્યાબ્હેન એટલે ગરવી ગુજરાતણ; સ્ત્રીઓને માટે કેળવણીના દ્વાર ખોલનાર પ્રથમ સ્ત્રી ગ્રેજ્યુએટ અને આખી જીંદગી સેવાના અનેક ક્ષેત્રોમાં કાર્ય કરનાર સેવા પરાયણ આદર્શ સ્ત્રી, આદર્શ પત્ની, આદર્શ માતા અને આદર્શ લોકસેવિકા થવાનું કઠણ કામ કોઈક વિરલ સ્ત્રી જ સાધી શકે છે અને શ્રી વિદ્યાબહેને એ સહેલાઈથી સાધ્યું એમાં એમની મહત્તાનાં દર્શન થાય છે. એમનું જીવન સ્ત્રીવર્ગમાં ઉદાહરણરૂપ નીવડ્યું છે અને એમને લીધે ગુજરાત ખૂબ ગર્વ લઈ શકે એમ છે.

પણ એમનામાં અહંભાવ, ખરો કે નહીં ?

અહંભાવ ? કોણ જાણે. જાણ્યો નથી. એમના નિરભિમાન વિષે તો અનેક વાતો સાંભળી છે. પણ કોણ શાને અહંભાવ કહે એ પર એનો આધાર છે. વિદ્યાબ્હેન જેવાં ગંભીર ને ઠરેલ સન્નારીને નિરર્થક ધાંધલ કે લપલપાટ કરવાની ટેવ ન હોય એ સ્વાભાવિક છે, પણ એ કંઈ અહંભાવનું લક્ષણ નથી. ઉલ્ટું ન્હાનાં મ્હોટાં, સૌ સાથે સૌ પ્રસંગે સમાન ભાવથી એઓ વર્તી શકે છે. એમની સામાજિક પ્રતિષ્ઠાએ, બીજાઓ કરતાં પોતે શ્રેષ્ઠ છે એવું એમને શિખવ્યું હોય એમ લાગતું નથી.

'લેડી વિદ્યાબ્હેન નીલકંઠ' એ નામ જરા ભારે–દમામદાર લાગે છે, ખરૂં ? પણ નામ પ્રમાણેનો દમામ એ રાખતાં નથી. એમની સરળતા અને સાદાઈ આપણને મુગ્ધ કરે એવાં છે. ગાંધી યુગની ગૂજરાતણોમાં પણ શ્રી. કસ્તુરબા ગાંધી કે એવાં એક બે મુખ્ય નામો બાદ કરીએ તો સાદાઈના મૂર્તિમંત નમૂના તરિકે શ્રી. વિદ્યાબ્હેન કદાચ મોખરે આવી શકે.

એક ઉદાહરણ આપું ? ૧૯૩૩ ના જુન માસમાં સુરતમાં હરિજન સંઘની સ્થાપના કરવા માટે એઓ આવ્યાં હતાં. અમે સ્ટેશન પર એમને લેવા ગયેલાં. ગાડી આવી અને એક નાનકડી પોટલી હાથમાં લઈ વિદ્યાબ્હેન નીચે ઉતર્યાં, અને પોતાના ખોવાયલાં ચંપલ આમ તેમ ડબામાં જોવા લાગ્યાં. એમના સામાનમાં આ ન્હાની શી પોટલી સિવાય બીજું કંઈજ નહોતું. અમારી સાથેના એક ભાઈએ પૂછ્યું: 'વિદ્યાબ્હેન નથી આવ્યાં ?'

મ્હેં ધીમેથી કહ્યું: "પેલાં પરિક્ષિતભાઈ પાસે ઉભાં છે. એ વિદ્યાબેન જ છે."

એમની આંખો સ્થિર થઈ ગઈ. 'સર રમણભાઈના પત્ની લેડી વિદ્યાગૌરી તે આ ?' એમણે પૂછ્યું.

મ્હને હસવું આવ્યું. મ્હેં કહ્યું 'હા, શિક્ષિત અને સંસ્કારી ગૂજરાતણોનો એ આદર્શ છે.'

અને એમાં ખોટું શું છે ? અનેક પ્રવૃત્તિઓમાં રચી પચી રહેલી વ્યક્તિઓને પોતાના તરફ જરૂર કરતાં વિશેષ લક્ષ આપવા માટે—

અવકાશજ ક્યાં હોય છે ! કોઇ કહેશે 'વિદ્યાબ્હેન તો હવે વૃદ્ધ થયાં, આ વયે સાદાઇ હોય એમાં કંઇ નવાઇ નથી !' પરંતુ એમની સાદાઇ કંઇ વયના વધવા સાથે આવેલી નથી, એ તો એમના જીવનનું એક મુખ્ય લક્ષણ છે.

અને એમની કાર્યપરાયણતા—એમની સેવા વૃત્તિનું માપ શાથી કાઢવું ? જનહિતની કઇ કઇ પ્રવૃત્તિઓમાં એમણે ફાળો આપ્યો છે એ ગણવા કરતાં કઇ પ્રવૃત્તિમાં નથી આપ્યો એની ગણતરી વધુ સરળ થઇ પડે એમ છે સાહિત્ય સેવા, સમાજ સુધારણા, સ્ત્રીકેળવણી વગેરે હેતુઓ સાધતી અનેક સંસ્થાઓ જોડે એમનો સજીવ સંબંધ છે.

એમનું કાર્યક્ષેત્ર હજી તો વિસ્તૃત થતું જાય છે. એમની સમાજ સુધારણાની પ્રવૃત્તિને ગાંધીજીની અસ્પૃશ્યતાનિવારણની હાકલે સ્પર્શ કર્યો ને અમદાવાદ હરિજન સંઘનું પ્રમુખપદ સ્વીકારી તેમાં એમણે પોતાનો ફાળો આપ્યો. દેશની આર્થિક અવનતિ માટે સ્વદેશી એ એકજ અમોઘ શસ્ત્ર છે એ એમના હૃદયમાં વસ્યું ને અમદાવાદની સ્વદેશી પ્રવૃત્તિઓમાં પણ એમણે સક્રિય ફાળો આપવા માંડયો.

આમ જ્યાં જ્યાં ત્રુટી, જ્યાં જ્યાં અજ્ઞાન, જ્યાં જ્યાં ગુલામી ત્યાં ત્યાં બધે એમની દૃષ્ટિ ફરી વળે છે ને પોતાની શક્તિઓ વડે એ સામે યુદ્ધ ખેલી ગુજરાતના સામાજિક જીવનનો વિકાસ સાધે છે.

આપણું બધું નઠારૂં ને પારકું બધું જ સારૂં, અથવા આપણું બધું સારૂં ને પારકું બધું જ નઠારૂં; એવી પક્ષપાતી દૃષ્ટિ વિદ્યાબ્હેનના કોઇ વિચારમાં કે કોઇ કાર્યમાં ઉતરી નથી. આથીજ સૌમાંથી સુંદર તત્ત્વો ઝીલી લઇ જીવનને, કુટુંબને અને સમાજને સુસંસ્કૃત ને સુવિકસિત બનાવવામાં એમને સફળતા મળી.

એમની સ્થિર અને મૂગી સેવાએ થી, તેમજ એમના સમયની સામાજિક સ્થિતિથી અજ્ઞાન માણસો એમના જીવન કાર્યને સમજી શકે કે નહીં એ જૂદો પ્રશ્ન છે; બાકી ગૂજરાતનાં ગ્રેજ્યુએટ માત્ર જ નહીં, પણ ગૂજરાતનાં પહેલાં સ્ત્રી ક્રાંતિકાર તરિકે વિદ્યાબ્હેનનું નામ અમર રહેશે.

---

સ્વદેશી-આદર્શ તત્ત્વ

સ્વદેશીનું તત્ત્વ અમર ને નૈસર્ગિક છે. તે દરેકે પાળવામાં જ દુનિયાની શાંતિ, સમાધાન ને આરોગ્ય વધશે. કારણ સ્વાવલંબન એજ દરેક માણસનું, રાષ્ટ્રનું અને જનસમાજનું આદર્શ તત્ત્વ છે.

—શ્રીપ્રેમાબહેન કંટક

* * *

સ્ત્રી પુરૂષની અર્ધાંગના છે. તેનો સૌથી મોટો મિત્ર છે. ધર્મ, અર્થ અને કામનું મૂળ છે. જે તેનું અપમાન કરે છે તેનો નાશ થાય છે.

મહાભારત

* * *

ભારતનો ધર્મ ભારતવર્ષના પુત્રોથી નહિ પુત્રીઓની કૃપાથી સ્થિર છે. જો ભારતીય સ્ત્રીઓએ પોતાનો ધર્મ છોડી દીધો હોત તો અત્યાર પહેલાં ભારતનો નાશ થઇ ગયો હોત.

સ્વામી દયાનંદ

# બે "ગુજરાતણો"

લેખિકા :
શ્રીમતી ગંગાબહેન પટેલ

ગુજરાતની સ્ત્રી શક્તિ તરફ આશાથી જોનારાઓને કાંઇક સંતોષ થાય એવી પ્રવૃત્તિ હાલમાં ચાલી રહી છે. દરેક નાના મોટા ક્ષેત્રમાં "ગુજરાતણ" પહોંચી ગઇ છે. સામાજીક બળવામાં પણ "ગુજરાતણ"ની હીંમત વધી ગઇ છે. ભલે તે વ્યવસ્થિત કે-વિવેકયુક્ત હાલમાં ન દેખાય પણ આવેલી હીંમતથી આગળ જતાં ડહાપણ ભરેલા બળવો "ગુજરાતણ" કરે એવી શક્તિ તો આવી છેજ. કોલેજોમાં અને ઓફીસોમાં જતાં આજે સ્ત્રીને ડર કે ક્ષોભ થતો નથી. પણ એક દિવસ એવો હતો કે જ્યારે ગુજ-રાતની સ્ત્રીઓ રેલ્વેમાં પુરૂષોના આશરા વીના નહોતી જઇ શકતી. અરે! એવું પણ હતું કે જ્યારે એક શેરીથી બીજી શેરીમાં એકલી છોકરી જઇ શકતી નહોતી જ્યારે છોકરીઓને ભણાવવામાં મહાભયંકર પાપ ગણાતું હતું અને ભણેલી છોકરી "વંઠી જાય" અથવા તો "વિધવા" થાય એવા અજ્ઞાનતા ભરેલા વ્હેમો પોષાતા હતા ત્યારે ગુજરાતના ગૌરવને વધારનાર બે, "ગુજરાતણો" એ આગળ થઇને સ્ત્રી શક્તિની પ્રતિષ્ઠા વધારી; ભવિષ્યની બાળાઓ માટે કેળવણીનાં દ્વાર ખુલ્લાં મૂક્યાં. એમની મુશ્કેલીઓ, સમાજના માનસમાંથી જન્મેલી અનેક સારી ખોટી અફવાઓ અને આક્ષેપો સામે જૂઝવાની એમની શક્તિની કલ્પના આ યુગમાં તો નજ આવે. જેણે સેવાભાવી બ્હેન શારદાબ્હેનનાં "જીવન સં-ભારણાં" વાંચ્યાં હોય તેની દૃષ્ટિ સમક્ષ એ ભૂતકાળની વિટંબણાની ફીલ્મ તરવરે. એ બે-બ્હેનોએ, એકલી કોલેજની કેળવણી લઇનેજ ગુજરાતની કીર્તિને વધારી છે, એમ નથી. પણ કેળવણી એટલે કેવળ નામની પાછળની "ઉપાધિ" નહિ પણ લીધેલી કેળવણીથી "જન-સેવા" કરવી એ કેળવણી એમ એમણે દેખાડી આપી ગુજરાતણના ગૌરવને વધાર્યું છે. કૃષ્ણ અને સુદામા, જેવા નિલકંઠ અને મહેતા, ના "અદ્વૈત" ને એમણે વિકસાવ્યું છે. અને પોત પોતાના ક્ષેત્રમાં "કાર્ય સાધયામિ વા" એ સૂત્રનો પૂર્વાર્ધ પૂર્ણ કરવાને બનતું કર્યું છે. લેડી વિદ્યાગૌરી, અને સેવિકા શારદા બ્હેન ગુજરાતની સ્ત્રી શક્તિના પ્રચંડ નિશ્ચયનું મૂર્ત સ્વરૂપ છે. સાહિત્ય; અને સેવામાં એમણે કૉલેજની કેળવણીને સફળ કરી છે. સ્વ૦ સર રમણભાઇ નિશ્ચિંતપણે આગળ વધ્યા એ વિદ્યાબ્હેનના બુદ્ધિયુક્ત સહકારથી અને શ્રી. સુમંતભાઇ ગુજરાતના લાડકવાયા થયા છે તે શારદાબ્હેનના સહકારથી. ઉચ્ચ કેળવણી લીધી એટલે કેવળ પતંગના જેવા રંગ બદલવા યાતો ગમે તેવા ઉડાઉ ખર્ચ કરવા એમ નહિ. કેળવણી એટલે ઉછાં-છળાપણાથી વડીલો અને પતિને ન ગણકા-રવા એમ નહિ, કેળવણી એટલે મર્યાદા વીનાની વાક્ચાતુરી નહિ, પણ કેળવણી એટલે શાંત અને સુઘડ, બાળા, પત્ની, અને મિત્રાસથી સિંદ્ધાન્ત સમજાવનાર વિદુષી. એ સત્ય, લેડી વિદ્યાગૌરી અને પ્રાતઃસ્મરણીય શારદાબ્હેને પૂરૂં પાડયું છે.

આવાં બ્હેનો ગુજરાતને ખોળે વધુને વધુ રહો અને એમના જીવન્ત આદર્શથી મરવી ગુજ-રાતણ, સાહિત્ય, સેવા, અને જીવનમાં સાફલ્ય મેળવવા ભાગ્યશાળી થાઓ એમ સર્વ ઇચ્છે.

---

# કેટલાંક જૂનાં સંસ્મરણો

[ અડધી સદી પહેલાં અને તે પછીનાં ]

રજુ કરનારઃ
શ્રીમતી લેડી વિદ્યાબ્હેન નીલકંઠ
બી. એ.

આજકાલ સુશિક્ષિત સમાજમાં સર્વત્ર સ્વીકારાય છે કે આ જમાનો તે બાલકયુગ છે. કોઇ પણ જમાનામાં બાલકો પ્રત્યે જનસમાજનું લક્ષ આટલે દરજ્જે દોરાયુ નહોતું. બાલક તે ઘણી ઘણી પ્રવૃત્તિઓનું બન્યું છે. બે જમાના પહેલાં આથી જૂદી જ સ્થિતિ હતી એ આપણે જાણીએ છીએ. અમારા બાળપણનાં કાંઇક સ્મરણાવશેષ 'ગુણ-સુંદરી'ના ઉપતંત્રીની માગણીથી અત્રે આપવા પ્રેરાઉ છું.

હિંદુસમાજમાં પુત્રપ્રાપ્તિ એ ઇશ્વરની મોટામા મોટી કૃપા મનાય છે. એકંદર માન્યતા તો આવીજ છે કે દીકરા તેજ કુલને તારનાર છે અને દીકરીઓ જગતમાં નકામી જન્મે છે. બાળકો માટેની ઘેલાઇ આપણી હિંદુ માતાઓમાં ક્યાંય નહીં હોય તેટલી છે પણ તે મુખ્યત્વે પુત્રો માટે જ છે. અમારા બાળપણના સમયમાં અલબત આજ સ્થિતિ હતી. મારા માતમહ સ્વ. સરદાર રા. બા. ભોળાનાથ સારાભાઇ અમદાવાદના તે જમાનાના અમદાવાદના ત્રણ કે ચાર અગ્રગણ્ય શહેરીઓ નાંમા એક હતા. બધી રીતે પ્રગતિમાન વિચારો ધરાવતા. એમના કુટુંબમાં પણ પુત્ર પુત્રીનો ભેદ હતો. છોકરીઓને પરણીને સાસરે જવાનું છે. ત્યાં મનગમતું વર્તન, સારું ખાવાપીવાનું કે પહેરવા ઓઢવાનું મળવાના સંભવ ઓછા તેથી દસેક વરસની છોકરી થાય એટલે તેને માટે ખાવાપીવાની મર્યાદા બાંધી દેવામાં આવતી. દુધ તો છોકરાઓ અને પુરૂષવર્ગ માટે જ. મોટી છોકરીઓ અને સ્રી વર્ગને વાળુ સાથે દુધ નહીં. આવા સખત પ્રબંધમાં અમે ઉછરેલાં. મારા પિતાને બહારગામ નોકરી તેથી વિદ્યાભ્યાસને માટે હું મોસાળમાં રહેતી ત્યાં અમારાં માસી શ્રી. છીબુબહેન આ મોટા ઘરનો કારભાર ચલાવતાં. શ્રીમંત છતાં અતિ બહોળા કુટુંબને લીધે વ્યવસ્થા ઘણી કરકસરવાળી હતી. જાતજાતના જીભના સ્વાદને સ્થાન નહોતું. અમુક દિવસો સિવાય મિષ્ટ કે વૈવિધ્યવાળાં ભોજન નહોતાં. દિવસમાં એકજ વાર-સવારે-ચ્હા; અને તે પણ ચ્હા તૈયાર થાય તે વખત ઉઠીને દાતણપાણી કરી પરવારેલાં હો તોજ મળે. મોડાં ઉઠો તો ચ્હા રાખી મુકવા કે ફરી કરી આપવો એ વાત નહોતી. નહાવામાં સાબુ વાપરવાનો રીવાજ તે જમાનામાં નહે તો. કપડાં ધોવામાં પણ કોઇ કોઇ વાર સાબુ મળે. લક્ષાધિપતિ અને ગામગરાસવાળા હોવા છતાં દરેક દીકરી અને વહુ પોતાનાં રોજનાં લુગડાં જાતે ધુવે એ રીવાજ હતો. પરંતુ છોકરાને લુગડાં ધોવાં નહોતાં પડતાં. નોકરો તેમનાં લુગડાં ધોતા. ઘરમાં પંદર વીસ છોકરાં એટલે તેમની જમવાની પંગત બંને વખત જૂદીજ બેસતી.

રા. બા. મગનભાઇ કન્યાશાળામાં ગુજરાતી ૭ ચોપડી સુધીનો અભ્યાસ થઇ શકતો. તે પછી મહાલક્ષ્મી ટ્રેનીંગ કૉલેજમાં અંગ્રેજી વર્ગો નીકળેલા તેમાં ભણવાની તીવ્ર ઇચ્છાને સ્વ. છીબુબહેનનો સંપૂર્ણ ટેકો મળેલો. એટલે દૂર જવાનો સવાલ મોટો હતો. માંકડી શેરીથી ત્યાં સુધી એકલાં છોકરી માણસથી ન જવાય એવી માન્યતા એટલે એક માણસ

મુકવા અને તેડવા આવે તોજ બને તેમ હતું. અને સહુની સહાનુભૂતિથી એ પણ બન્યું. ઘેર ત્રણ ઘોડા ગાડી અને ત્રણ ચાર ગાડીવાન; ઘરમાં કોઇને નોકરી ચાકરી માટે નિયમસર બહાર જવાનું નહીં. પરંતુ વિદ્યાર્થીઓએ હાડમારી વેઠવીજ જોઇએ એ સિદ્ધાંતને અનુસરી અમને તડકા, વરસાદ, કે કોઇ પણ પ્રસંગે શાળામાં જવા ગાડી મળતી નહીં. આ બાબતમાં છોકરા છોકરીનો ભેદ નહોતો. આજે નિશાળો આગળ ગાડી મોટરોની અલગાર લાગેલી જોતાં અમાર તે જમાનાનો ખ્યાલ આવે તેમ નથી. મારાં પોતાનાં બાળકો માટે પણ હું એ સખ્તાઇ પળાવી શકી નથી એ સ્વીકારૂં છું.

છોકરીઓને 'રાંડ' 'મુઇ', 'મેર' એવા અપશબ્દોથી સંબોધવાનું બહુ સાધારણ હતું. અમારા કુટુંબમાં મારી સમજણમાં થોડા વખત પછી કુટુંબના પુરુષ વર્ગે તે વાપરવાની સખત બંધી કરેલી અને એ પ્રથા ચાલી ગઇ હતી. હજી ઘણાં પછાત કુટુંબોમાં આ રીત છે. છોકરાને કોઇ કોઇ રોયો, મુવો પીટયો એમ કહે છે પણ તે તો તેના વિરોધીઓ દુશ્મન દાવે કહે છે. ઘરનાં માણસો કદી તેવો પ્રયોગ કરતાં નથી.

કેટલાંક કુટુંબોમાં સ્ત્રી વર્ગને સવારની રાંધેલી રસોઇ જમવાની અને પુરુષ વર્ગ માટે ઉની રસોઇ કરવાનો રીવાજ હતો (હજી પણ ઘણી જગાએ હશે) પરંતુ અમારે ત્યાં આવું કદી નહોતું. સર્વે ઉની રસોઇ જમે અને તેમ ન હોય તેમના ઘર માટે ટીકા થતી. સ્ત્રી વર્ગ ને પુરુષ વર્ગ સાથે ભેળાવાની સંપૂર્ણ છૂટ હતી જેથી કરીને દેશ પરદેશના મહેમાનો જે આવતા તેમની વાતચીત ચર્ચા વગેરેનો લાભ નાનાં મોટાં સર્વને મળતો. રા. બા. ભોળાનાથભાઇનું ઘર મહેમાનોથી સદાએ ભરેલું રહેતું.

આજે આપણાં બાળકો-ગરીબનાં બાળકો પણ પ્રમાણમાં રમકડાંથી રમે છે. તે જમાનામાં નહીં જેટલાં રમકડાં હતાં. એક પણ રમકડું મારી પાસે નહોતું એમ મને સુસ્પષ્ટ સાંભરે છે. ઢીંગલા ઢીંગલીની રમત રમવી એ અમારા ઘરમાં નિંદ્ય ગણાતું. કોઇ ઓળખીતાએ એક લંકડાની પુતળી (જે એક જ આકૃતિની અને બેડોળ હોય છે) મને આપેલી તે મારી પાસેથી ઝુંટવીને ફેંકી દેવામાં આવેલી તેનું મને પૂરૂં સ્મરણ છે. આપણી બાળકીઓ નાનપણથી પરણવાની અને વરવહુ સંબંધી વાતો કરે તે બરાબર નથી અને તેમનું બાળપણ એ સિવાયની બીજી બાબતોમાં ગાળવામાં આવે એ ભાવનાથી ઢીંગલા ઢીંગલીની રમતો નિષિદ્ધ હતી. મેળામાંથી થોડાં ઘણાં માટી કે કાગળનાં રમકડાં સીવાય બીજાં રમકડાં કોઇની પાસે ભાગ્યે જ હતાં.

છોકરાંને જેમ બને તેમ દાબી રાખવાં એ એક તે જમાનામાં નિયમ ગણાતો; તેમને ઘડી ઘડી ધમકાવવાં, હાડછેડ કરવાં અને બનતા સુધી તેમની માગણીઓ પુરી ના પાડવી એ તેમને ખરી રીતે ઉછેરવાનો માર્ગ છે એમ ઘણું ખરૂં મનાતું.

અમારા ઘરમાં પુરાણી કથા ઘણીવાર કહેતા અને તેમની પાસેથી રામાયણ પુરૂષોત્તમ માસની કથા વગેરે સાંભળેલું અને પોળમાં માણભટની કથામાં મહાભારત સાંભળેલું એ જાણે ગઇકાલે બન્યું હોય તેવું તાજું છે. નાટક કે સીનેમા તો તે જમાનામાં હતાં જ નહીં. એટલે જોવા જવાનો સવાલ નહોતો. મોરબી નાટક કંપની સ્થાપન થઇ અને પ્રથમ અમદાવાદ આવી ત્યારે સતી સુલોચના અને ભર્તૃહરી નાટક ભજવાએલાં. સુલોચના નાટક જોએલું એવું યાદ છે પણ તેમાંનું કાંઇ વિગતવાર સ્મૃતિમાં નથી.

ઘરના છોકરાઓ દંડ મગદળ વગેરેની કસરત કરતા પણ છોકરીઓને કોઇ જાતની કસરતનું સાધન નહોતું. હાલ પણ લગભગ તેવી જ દશા છે. બહાર ચાલીને ફરવા જવાનો રીવાજ તે દહાડે નહોતો, આજ પણ નથી. પોળનાં ચોકઠાંમાં સાતતાળી કે એવી બીજી રમતો રમવામાં આવતી. આમાં પણ પૂરી છૂટથી ભાગ નહોતાં લેતાં. સામાન્ય રીતે નાગરો પોતાને બીજાથી બહુ ઉંચા માને છે. સંસ્કાર અને વિદ્યાના બળે તેમનામાં કાંઇક ચઢીઆતાપણું હતું. હવે તો બધી કોમો વિદ્યાભ્યાસ કરે છે, અનેક રીતે સુસંસ્કાર મેળવે છે એટલે નાગરોનું અભિમાન ક્યારનું [illegible] છે. નાગરો પોતાના સિવાયની જ્ઞાતિઓ [illegible] વાત કરે ત્યારે એમજ કહેવાના કે [illegible]જી નાત'ના અમુક બોલે ચાલે વગેરે. [illegible] નાત એટલે નાગર સિવાયની એટલુંજ [illegible] પણ આપણાથી ઉતરતી જ્ઞાતિના એમ એ શબ્દમાં અર્થ રહેલો છે. બીજી જ્ઞાતિઓથી અલગ રહેવામાં તેઓ મોટાઇ માનતા અને હજી પણ માનતા હશે નાગર એટલે વડનગરા નાગર ગૃહસ્થ જ. ખાવું પીવું નહીં એટલુંજ નહીં પણ પડોશી તરીકેનો કોઇપણ વ્યવહાર ઇતર જ્ઞાતિઓ સાથે ન રાખવામાં ઘણાખરા નાગરો પોતાની મોટાઇ સમજે છે. આ નાગર તરીકેના ગર્વ સાથે અમને તો કાંઇક એમ પણ લાગતું કે બીજા નાગરો કરતાં પણ અમે ચઢી જઇએ તેવા છીએ. કેટલાક આચાર વિચારોમાં આગળ વધેલા તેથી હોય, કે ગમે તે કારણથી હોય પણ અમારું કુટુંબ એટલે શ્રેષ્ઠતાની પરાકાષ્ટા એમ લાગતું. શ્રીમંતપણાનું આ પરિણામ હોય એમ મને નથી લાગતું કેમકે બીજા સ્વજ્ઞાતિનાં શ્રીમંત કુટુંબો હતા. આ ભાવના તે વખત હતી. કોઇએ શીખવેલી કે ઉપદેશેલી નહીં પણ સ્વયં આવેલી. તે કૌટુંબિક માન્યતા હશે અને કદાપિ એ મારી માન્યતા ખોટી પણ હોય. આ કારણને લઇને બીજા સાથે-અમુક અપવાદ સિવાય-ઝાઝાં ભળવાનું થતું નહોતું. વિશેષમાં ઘરમાં પુષ્કળ છોકરાં એટલે રમવામાં ખોટ પડે તેમ નહોતું. છોકરા છોકરીઓ સાથે જ રમતાં અને 'હવે તમારાથી ઘરના છોકરાઓ સાથે પણ ના રમાય' એવા હુકમો અમારે ત્યાં નહોતા.

રા. બા. ભોળાનાથભાઇના કુટુંબમાં સંગીતનો શોખ ઘણો અને છોકરાઓને શીખવવા ઉસ્તાદ આવતા. આ વિદ્યા પ્રાપ્ત કરવાની મને ઘણી હોંસ હતી એ જ ઉસ્તાદ પાસે રા. સા. મહીપતરામભાઇને ઘેર મેં તાલીમ લેવાનું શરૂ કર્યું હતું.

એ જમાનામાં ફારસી ભાષાનો અભ્યાસ ઘણો હતો. અમારે ત્યાં અડધો અર્ધ છોકરા ફારસી બીજી ભાષા તરીકે શીખતા. તેમને શીખવવા મુનશી ઘેર આવતા. તેમની પાસે બે ચોપડી ઉર્દુની શીખી ફારસીનો આરંભ કરેલો. દસ વર્ષની ઉમ્મરે આ શરૂ કરેલું પણ પાછળથી છોડી દીધું અને હવે તો અનેકળે અક્ષરોમાંથી થોડા ઘણા ઉકેલે છે. બાકી તમામનું વિસ્મરણ થએલું છે.

મારા પિતા સામાન્ય સ્થિતિના એટલે તેમને ત્યાં રસોઇ હાથે કરવાની અને દસ વર્ષ પછી ત્યાં રસોઇ કરવાં શીખ્યા. ઘણીવાર એકલે હાથે તે કરવાના પ્રસંગ મળતા. રા. સા. મહીપતરામભાઇ ઈંગ્લાંડ જઇ આવ્યા અને જ્ઞાતિમાં દાખલ થયા ત્યારે ન્યાતીલાઓએ તેમની પાસે શરત કરાવેલી કે નાગર રસોઇઆ સિવાય બીજો રસોઇઓ ઘરમાં રાખવો નહીં. ન્યાતના આચાર વિચાર પાળવા. નાગર રસોઇઆ મળવાની મુશ્કેલી તે વખતે પણ ઘણી હતી. પચીસ રૂપીઆનો પગાર અને એક ઓરીસર જેટલો મીજાજ

સહન કરતાં પણ સંખ્યા થોડી એટલે બધાંને તે મળે નહીં. રા. સા. ને ત્યાં ઘણાં વર્ષ નાગર રસોઇઓજ હતો, કેમકે ઘરમાં સ્ત્રીવર્ગમાં કોઇ નહોતું. હું ત્યાં ગઇ ત્યારે રસોઇઓ નહોતો. એ બેત્રણ વર્ષ હાથોહાથ રાંધવાનું હતું. નિશાળના અભ્યાસ સાથે વસ્તારી કુટુંબની રસોઇ કરવાની જેથી અંગ્રેજી પાંચમા ધોરણમાં અભ્યાસ મુકી દેવાની લગભગ અણી પર હતી. રાવ સાહેબ ને તેમના પુત્રો બીજો બ્રાહ્મણ રસોઇઓ રાખવા કહે પણ તેઓ સંમત થાય નહીં. પોતે હમેશ નાહી અબોટીઉં પહેરી જમવા બેસે. ઉઘાડા બેસવાનું પસંદ નહીં તેથી રેશમી પહેરણ પહેરે પણ આ બાબતમાં આપેલાં વચનો તેમણે પોતાના મતની વિરૂદ્ધ પણ પાળેલાં. આમ અભ્યાસ મુકી દેવો પડશે એ ભયથી ચોતરફ પ્રયત્ન કરી નાગર રસોઇઓ મેળવ્યો અને અંગ્રેજી છઠ્ઠું ધોરણમાં પહોંચી. અમારાં લેડી સુપરીન્ટેન્ડન્ટ મીસીસ મેકેરીને એક તુરંગ ઉઠયો કે છઠ્ઠા ધોરણમાંથી અમને મેટ્રીકયુલેશનની પરીક્ષા અપાવવી. એ મુજબ તડામાર તૈયારી કરાવી અને તે પરીક્ષા પસાર કરી.

બાળકોને વખતસર ખવડાવવું, ઋતુ અનુસાર વસ્ત્ર પહેરાવવાં, અને નિશાળે ભણવા મોકલવાં એટલામાં વડીલોની ફરજ સમાપ્ત થતી. તેઓ ભવિષ્યનાં નાગરિક થવાનાં છે; તેમનું શિક્ષણ સર્વતોમુખી હોવું જોઇએ અને તેઓ મહત્ત્વપૂર્ણ વ્યક્તિઓ છે એમ મનાતું નહીં. સ્વાતંત્ર્ય તો તેમને કોઇપણ હીસાબે મળવું ન જોઇએ એ દૃઢ મંતવ્ય હતું. તેમન ખોરાક વિશે કોઇ ઝાઝા વિચાર કરતું નહીં. જે ઘરમાં બાળકોને લાડ હોય ત્યાં પણ તેમને મિષ્ટપદાર્થો પુષ્કળ જથામાં ખવડાવવામાં તેની પર્યાપ્તિ મનાતી. આજે પણ ઘણે તેવું જોવામાં આવે છે પરંતુ બાળકોનો ખોરાક પુષ્ટિકારક હોવો જોઇએ તેમને અમુક તત્ત્વો મળવાં જોઇએ વગેરે બાબતોનો હાલ જેમ વિચાર થાય છે તેમ થતો નહોતો.

અમારા નાનપણમાં વાંચવાની ચોપડીઓ બાળકો માટે તો હતી જ નહીં. બાલ–મિત્ર નામનું પુસ્તક અને એકાદ બે બીજાં પુસ્તકો તે વખતમાં વાંચેલાં યાદ છે. 'સ્ત્રીબોધ' નામનું માસિક પારસી ભાઇઓ તરફથી નીકળતું અને તેમાં વાર્તાઓ ઉપરાંત વિવિધ વિષયો આવતા જે વાંચી વાંચનની જીજ્ઞાસા પૂરી કરેલી. બુદ્ધિપ્રકાશ પણ કોઇ વાર વાંચવા મળતું.

સુધારક કુટુંબમાંથી જે સંસ્કાર મળ્યા તેનો વિકાસ અને વૃદ્ધિ થાય એવા બીજા સુધારક કુટુંબમાં જવાથી જીવનના ઘણા અભિલાષો પરિપૂર્ણ થયા. સ્ત્રી વર્ગ તરફ પરિપૂર્ણ માનની દૃષ્ટિએ જોનાર અને તેમના વ્યક્તિત્વનું મહત્ત્વ ગણનાર પરિસ્થિતિમાં જે સુગમતા મળી તેનો બને તેટલો લાભ લીધો છે અને એ જમાના પર પાછળ નજર ફેંકતાં અમારો ઉછેર આદર્શ તો કદાચ નહીં હોય પરંતુ તેનાં સંસ્મરણો દુઃખદ તો નથીજ.

——:o:——

કોઇ પણ સ્ત્રીના સ્ત્રીત્વનો ભંગ કરતાં પહેલાં મરી જવું એ ઘણુંજ ઉત્તમ છે. કોઇ સ્ત્રીને પાપકર્મથી બચાવી લેવી એ સૌથી મોટું તીર્થ છે.

—મહાત્મા ગાંધીજી

× × ×

તારૂં સ્વર્ગ તારી માતાના પગની પાની આગળ છે. —હઝરત મહંમદ

# વિદુષીમાતાની વિદુષી પુત્રીઓ

૧૯૩૩ ના ફેબ્રુઆરીના "ગુણસુન્દરી"માં શ્રીમતી લેડી વિદ્યાગૌરી નીલકંઠના સતત સંસર્ગમાં રહેલા અમારા સ્નેહી ભાઈશ્રી હીરાલાલ પારેખે શ્રીમતી લેડી વિદ્યાગૌરીનો જીવનપરિચય કરાવ્યો હતો. તેમાં તેમણે એક સ્થળે નીચેના શબ્દો લખ્યા છેઃ

" એમણે ( વિદ્યાબ્હેને ) પોતાના કુટુંબોમા એમની પુત્રીઓને ઉચ્ચ કેળવણી આપીને સ્ત્રી ગ્રેજ્યુએટોની એક સેના ઉભી કરી છે અને એમના દૃષ્ટાંતથી એવી સરસ અસર ઉત્પન્ન થઇ છે કે તે પછી મુંબાઇ યુનિવર્સીટીમાંથી પ્રતિવર્ષ સંખ્યાબંધ સ્ત્રી ગ્રેજ્યુએટો નીકળતી રહી છે; અને એનો યશ કોઇ એક વ્યક્તિને અપાય તો તે લેડી વિદ્યાબહેન અને શારદાબહેન એ બે બહેનોને ઘટે છે. "

શ્રીમતી વિદ્યાબ્હેનની એ ગ્રેજ્યુએટ પુત્રીઓ માટે પણ ગુજરાત જરૂર ગૌરવ લઇ શકે એમ છે. શિક્ષણ અને સેવાના ક્ષેત્રોમાં એ બહેનો પણ પોતાનો ફાળો સારી રીતે આપી રહી છે એટલે પાંચે બહેનોનો ટુંકો પરિચય અત્રે અસ્થાને નહિ કહી શકાય

### શ્રીમતી જ્યોત્સ્નાબ્હેન મ્હેતા

શ્રીમતી વિદ્યાબ્હેનનાં સૌથી મોટાં પુત્રી શ્રીમતી જ્યોત્સ્નાબ્હેન મ્હેતાનો જન્મ ૧૮૯૭ ના જુનની તા. ૧ લીએ થયો હતો. તેમણે અમદાવાદની મહાલક્ષ્મી ટ્રેનીંગ કોલેજને લગતી હાઇસ્કુલમાં અભ્યાસ કર્યો હતો અને મેટ્રીક પસાર કરી ગુજરાત કૉલેજમાં તેઓ દાખલ થયાં હતાં. જુનીયર બી. એ. સુધી આવીને તેમણે ૧૯૧૮ માં નાદુરસ્ત તબીયતને કારણે અભ્યાસ પડતો મૂકયો હતો. પરંતુ પાછળથી તેમણે અભ્યાસ પુનઃ શરૂ કર્યો હતો અને ૧૯૨૨ માં તેઓ ગ્રેજ્યુએટ થયાં હતાં. ૧૯૨૨ ના નવેમ્બર માસમાં તેમનું લગ્ન થયું હતુ. તેઓ સ્ત્રીશિક્ષણ અને સમાજસુધારાની પ્રવૃત્તિમાં રસ લે છે. 'ગુણસુન્દરી 'ના તંત્રી તરીકે પણ તેમણે શરૂઆતના વર્ષોમાં સેવા કરી હતી. અવારનવાર 'ગુણસુન્દરી ' માં તેઓ લખે છે. ઇન્દોરની મ્યુનિસિપાલીટીમાં તેઓ રાજનિયુક્ત સભાસદ થયાં હતાં અખિલ ભારત મહિલા પરિષદની ઇંદોરની શાખાના મંત્રી તરીકે પણ તેમણે કામ કર્યું હતું.

### શ્રીમતી સરોજિની મ્હેતા

બીજાં પુત્રી શ્રીમતી સરોજિની મ્હેતાથી 'ગુણસુન્દરી ' ના વાચકો અજાણ નથી, તેમનો જન્મ ૧૮૯૮ ના નવેમ્બરની તા. ૧૨ મી એ થયો હતો. ઉપર મુજબનાં સ્થળોએ અભ્યાસ કરીને ૧૯૧૯માં તેઓ ગ્રેજ્યુએટ થયા હતાં. તે પછી તેમણે લંડનની સ્કુલ ઓફ ઇકોનોમીક્સમા ૬ માસ સુધી સોશીયલ સાયન્સનો અભ્યાસ કર્યો હતો. મુંબાઇની સ્કુલ ઓફ ઇકોનોમીક્સમાંથી થીસીસ લખીને તેઓ એમ. એ. થએલાં છે. તેઓ ઘણાં ઉદ્દામ વિચારક છે. અને સુલેખિકા છે. સ્ત્રી-સ્વાતંત્ર્યવાદ ( અનુવાદ ), ગુજરાતની લગ્ન-વ્યવસ્થા અને કુટુંબ સંસ્થા, અને એકાદશી એ ત્રણ તેમનાં પુસ્તકો છે. 'ગુણસુન્દરી 'મા તેમજ અન્યત્ર તેઓ અવારનવાર સ્ત્રીસમાજના વિષયોને ચર્ચતા લેખો લખે છે. તેમણે અખિલ ભારત મહિલા પરિષદની મુંબાઇની શાખાના મંત્રી તરીકે બે વખત કામ કર્યું હતું. અમદાવાદના વનિતાવિશ્રામ મહિલા વિદ્યાલયનાં લેડી સુપરિન્ટેન્ડન્ટ તરીકે એક વર્ષ પર્યંત કામ કર્યું હતું. આ ઉપરાંત પણ સ્થાનિક મહિલા પ્રવૃત્તિમાં તેઓ અત્યંત રસ લે છે.

...માં નાદુરસ્ત તબીયતને

અભ્યાસ પડતો મૂકયો હતો. પરંતુ પાત્ર લેનારને રૂ. ૩-૦-૦ માં ઘેર બેઠા...

તેમણે અભ્યાસ પુનઃ શરૂ કર્યો હતો મળવાનું ઠેકાણું:

૧૯૨૨ માં તેઓ ગ્રેજ્યુએટ થયાં હતાં. ૧૯૨... "...હરી", ૧૧૪, ગીરગામ બેક રોડ,

ના નવેમ્બર માસમાં તેમનું લગ્ન થયું હતુ. મુબાઇ, ૪.

પેલરા પામેથી.

### શ્રીમતી સૌદામિની મ્હેતા

એમનો જન્મ ૧૯૦૩ના નવેમ્બરની તા. ૧૯ મી એ થયો હતો. ઉપર મુજબ અભ્યાસ કરીને ૧૯૨૪ માં તેઓ ગ્રેજ્યુએટ થયાં હતાં. કલકત્તાનાં ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળનાં તેઓ આદ્યસંચાલક અને મંત્રી છે. અખિલ ભારત હરિજન સેવા સંઘમાં કલકત્તાની શાખામાં ગાંધીજીનિયુક્ત સભ્ય છે તેઓ ઘણું જ થોડું લખે છે: છતાં તેમની કલમમાં સારો પ્રસાદ છે.

### શ્રીમતી વિનોદિની નીલકંઠ

એમનો જન્મ ૧૯૦૭ ના ફેબ્રુઆરીની તા. ૯ મીએ થયો. શાળા અને કોલેજનો અભ્યાસ ઉપર મુજબ કરી ૧૯૨૮ માં તેમણે બી. એ.ની ડીગ્રી લીધી. તે પછી અમદાવાદ વનિતાવિશ્રામ મહિલા વિદ્યાલયના લેડી સુપરિન્ટેન્ડન્ટ તરીકે તેમણે સવાવર્ષ પર્યંત કામ કર્યું હતું. બાર્બર સ્કોલરશીપ મેળવીને તેઓ ૧૯૨૯ માં અમેરિકાની મીશીગન યુનિવર્સીટીમાં અભ્યાસ માટે ગયાં હતાં. ત્યાંની એમ. એ.ની ડીગ્રી ૧૯૩૦ માં મેળવી હતી. તેમણે 'રસદ્વાર' નામનું એક પુસ્તક લખેલું છે. અખિલ ભારત મહિલા પરિષદની અમદાવાદની શાખાનાં તેઓ એક વખત મંત્રી હતાં. અમદાવાદની મ્યુનિસિપલ ગર્લ્સ હાઇસ્કુલમાં લેડી સુપરિન્ટેન્ડન્ટ અને પ્રાથમિક શાળાઓનાં ઇન્સ્પેક્ટ્રેસ તરીકે તેમણે ચાર વર્ષ સુધી કામ કર્યું હતું.

### કુ. તરંગિણી નીલકંઠ:

એમનો જન્મ ૧૯૧૦ના માર્ચની તા. ૮ મીએ થયો હતો. શાળા અને કોલેજનો અભ્યાસ ઉપર મુજબ કરીને ૧૯૩૨ માં તેમણે બી. એ.ની ડીગ્રી મેળવી હતી. તે પછી અમદાવાદની લાલશંકર મહિલા પાઠશાળામાં માનદ પ્રોફેસર તરીકે બે વર્ષ પર્યંત તેમણે કામ કર્યું હતું. અમદાવાદ મ્યુનિસિપાલીટીની પ્રાથમિક શાળામાં અંગ્રેજીનાં શિક્ષક તરીકે તેમણે બે વર્ષ કામ કર્યું હતું. હાલમાં તેઓ લંડન યુનિવર્સીટીની વ્હાઇટલેંડ્સ કોલેજમાં ટીચર્સ ડીપ્લોમા માટે અભ્યાસ કરે છે. અખિલ ભારત મહિલા પરિષદની અમદાવાદની શાખાનાં મંત્રી તરીકે પણ તેઓ કામ કરતાં હતાં. તે પ્રસંગે તેમણે સંસ્થા તરફથી અમદાવાદમાં સ્વદેશી પ્રદર્શનની યોજના સફળ રીતે કરી હતી.

---

### ગુલામી મનોવૃત્તિ

સ્વદેશીનું મહત્ત્વ લોકો જાણતા નથી એવું કયાં છે ? બધાયે જાણે છે. છતાં મોહ છોડાતો નથી. આપણામાં ગુલામી મનોવૃત્તિ એટલી પેસી ગઇ છે કે જે આપણને ઝેરનો પ્યાલો આપે છે તેનોજ હાથ આપણે ચુમીએ છીએ. ક્ષુદ્ર ફેશનમાં સપડાઇને તેઓ રાષ્ટ્રવાસ્તે આટલી વસ્તુ કરવાનું પણ તરછોડે છે. બાહ્યદર્શને સુંદર ને સસ્તી લાગનારી ચીજો તેમને મોહિત કરે છે. જ્યારે સ્વતંત્ર રાષ્ટ્રોમાં સંરક્ષક કરો બેસાડવાના પ્રયત્નો જારી રહ્યા છે ત્યારે હિંદુસ્તાનમાં સરકાર સામે ઝુઝનાર લોકો ઉદાસીન બેઠેલા છે અને જનતાના સેવકો લોકોને ઉચ્ચે સાદે જાગૃત કરી રહ્યા છે. છતાં તેમનું બધું અરણ્ય રૂદનજ થઇ જાય છે. લોકોને તેની પરવા નથી. તેઓ જાણતા નથી કે સ્વદેશી વ્રતનો ભંગ કરવામાં આપણા પાપોમાં તેઓ કેટલો ઉમેરો કરે છે, અથવા જાણતા હોય તોયે તેમનું મનજ નષ્ટ થઇ ગયું હશે. પરઓકા પણ જેટલું કરી શકાય તેટલું તેમનાથી કરાતું નથી ત્યારે તેઓ અને પશુ વચ્ચે ફરક શું હોય ?

—શ્રી પ્રેમાબહેન કંટક

# સંસ્કારમૂર્તિ

[ આછી

ગુજરાતમાં શિક્ષણ અને સંસ્કારની ફોરમથી સંપૂર્ણતઃ મહેંકી રહેલાં જે ગણ્યાં ગાંઠ્યા કુટુંબો છે તેમાં નીલકંઠ કુટુંબ મોખરાનું સ્થાન ભોગવે છે. શ્રી અને સરસ્વતીનો ક્વચિત જ મેળ મળે એવો સુભગમેળ આ કુટુંબમાં મળ્યો છે. શિક્ષણ અને સંસ્કારને પરિણામે સેવાની ભાવનામાં પણ એ કુટુંબ એટલું જ ઓતપ્રોત થએલું છે.

શ્રીમતી વિદ્યાબહેન, એ નામથી, ગુજરાતના સ્ત્રીશિક્ષણ અને સમાજસુધારાના ઇતિહાસથી સહેજ પણ માહિતગાર એવી કોઇપણ વ્યક્તિ અપરિચિત હોય એ માની શકાય એમ નથી. ગુજરાતમાં નહિ પણ આખાં હિન્દની મહિલાઓમાં શ્રીમતી વિદ્યાબહેન સુપરિચિત છે. સ્ત્રી શિક્ષણ અને સમાજસેવાની દિશામાં તેમણે પોતે અને તેમના કુટુંબે આપેલો ફાળો આખાં હિન્દનાં સ્ત્રી શિક્ષણ અને સમાજસુધારાના ઇતિહાસમાં મહત્વનો છે.

સ્વ. સરદાર ભોળાનાથ સારાભાઇના પ્રખર સુધારક અને સંસ્કારી કુટુંબમાં શ્રીમતી વિદ્યાબહેનનો જન્મ ૧૮૭૬ ના જુનની તા. ૧ લીએ થયો હતો. શ્રીમતી વિદ્યા બહેનના માતુશ્રી બાળાબહેન સ્વ સરદાર ભોળાનાથના પુત્રી થાય. આવા સંસ્કારી અને સુધારક કુટુંબમાં જન્મેલી બાળામાં શરૂઆતથી જ સંસ્કાર અને સુધારાનાં બીજ વવાયાં હોય એમાં આશ્ચર્ય નથી.

જે જમાનામાં સ્ત્રી શિક્ષણનું નામનિશાન સુદ્ધાં નહતું એટલું જ નહિ પણ જે જમાનામાં સ્ત્રીઓને 'ભણવા' મોકલવામાં અનેક પ્રકારના વહેમો પોષાતા તે જમાનામાં લોકાપવાદની જરા સરખી પણ દરકાર કર્યા વિના આ કુટુંબે બાળાઓને શિક્ષણ આપવાની શરૂઆત કરી હતી.

અમદાવાદમાં રાયપુરમાં મગનભાઇ કન્યાશાળાની સ્થાપના થઇ હતી. એ સંસ્થામાંથી શ્રીમતી વિદ્યાબહેને કેળવણીની શરૂઆત કરી હતી. એમાં પ્રાથમીક અભ્યાસ પૂરો કરી તેમણે મહાલક્ષ્મી ટ્રેનિંગ કૉલેજમાં છઠ્ઠી હાયરકુલનું શિક્ષણ લીધું હતું.

હજી આજેય, લગ્ન પછી મોટે ભાગે બાળાઓનાં શિક્ષણની સમાપ્તિ થાય છે; તો આજથી ૫૦ વર્ષ પહેલાની તો વાત જ શી કરવી ? છતાં ૧૮૮૯માં શ્રી. રમણભાઇ સાથે તેમનું લગ્ન થયું. તે પછી, તેમનો અભ્યાસ બંધ થવાને બદલે ચાલુ જ રહ્યો અને ૧૮૯૧માં તેઓ મેટ્રીકની પરીક્ષામાં પસાર થયાં. લગ્ન પછીના કૌટુમ્બીક જીવન અને ઘર સંસાર ચલાવવા સાથે જ તેમણે અભ્યાસ ચાલુ રાખ્યો હતો. કુટુંબને અંગેની જવાબદારીને અંગે કૉલેજમાં દાખલ થવા છતાં તેઓ નિયમિત રીતે પરીક્ષામાં બેસી શકતાં નહતાં. છતાં, સતત પ્રયત્નને પરિણામે ૧૯૦૧ માં શ્રીમતી શારદાબહેન સાથે તેઓ મુંબાઇ યુનિવર્સીટીનાં ગ્રેજ્યુએટ થયાં. શ્રીમતી વિદ્યાબહેન અને શ્રીમતી શારદાબહેને આમ ગુજરાતની બાળાઓ માટે ઉચ્ચતર સ્ત્રી કેળવણીનાં દ્વાર ખુલ્લાં કર્યાં.

ગુજરાતની સ્ત્રીઓ પૈકી સૌથી પ્રથમ ગ્રેજ્યુએટ થનારી આ બે સન્નારીઓને અમદાવાદના સુધારક તેમજ શિક્ષિત વર્ગ તરફથી જાહેર સમારંભ કરીને અભિનંદન આપવામાં આવ્યું હતું.

# વિદ્યાબહેન

જીવનરેખા ]

માત્ર શિક્ષણ મેળવીને બેસી ન રહેતાં એ શિક્ષણનો પોતાના કુટુંબમાં તેમજ લોક કલ્યાણ અર્થે ઉપયોગ કરીને તેનો સદુપયોગ આ બન્ને બહેનોએ કરી બતાવેલો છે. શ્રીમતી વિદ્યાબહેને એમની બધી પુત્રીઓને ઉચ્ચતર શિક્ષણ આપ્યું છે. એમની પાંચેય પુત્રીઓ મુંબાઇ યુનિવર્સીટીની ગ્રેજ્યુએટ છે. શ્રી. હિરાલાલભાઇ પારેખનાં શબ્દોમાં કહીએ તો શ્રીમતી વિદ્યાબહેને " એમની પુત્રીઓને ઉચ્ચી કેળવણી આપીને સ્ત્રી ગ્રેજ્યુએટોની એક સેના ઉભી કરી છે. "

સર રમણભાઇ જેવા પતિ મળવામાં પણ શ્રીમતી વિદ્યાબહેન સદ્દભાગી નીવડયાં હતાં. ખરું કહીએ તો એકમેકને મેળવવામાં તેમનું પરસ્પરનું સદ્દભાગ્ય હતું, શ્રીમતી વિદ્યાબહેને એક ઉત્તમ ગૃહિણી તરીકે પોતાનું કર્તવ્ય ઉત્તમ રીતે બજાવ્યું છે એ તેમનાં કુટુંબના સહેજ પણ સંસર્ગમાં આવેલ કોઇ પણ કહી શકશે.

એકલાં ગૃહિણી તરીકે સેવા બજાવ્યામાંજ તેમણે પોતાનું કર્તવ્ય માન્યું નથી. સ્ત્રી શિક્ષણ, સાહિત્ય, અને સમાજ સેવાની અનેકવિધ જાહેર પ્રવૃત્તિઓમાં શ્રીમતી વિદ્યાબહેને સક્રીય ફાળો આપ્યો છે. અમદાવાદની-ગુજરાતની અનેક સંસ્થાઓના તેઓ પ્રાણરૂપ છે. અમદાવાદ શહેરની કન્યાશાળાઓ સાથે તેમને ઘણો નિકટનો સંબંધ છે.

અમદાવાદની જુનામાં જુની કન્યાશાળા રા. બ. મગનભાઇ કન્યાશાળા, કે જેમાં શ્રીમતી વિદ્યાબહેને શિક્ષણની શરૂઆત કરેલ એ શાળાનાં તેઓ મંત્રી છે. એ શાળામાં શ્રીમતી વિદ્યાબહેનનાં માતુશ્રીએ પણ શિક્ષણ લીધું હતું. અમદાવાદની સૌથી જુનામાં જુની સ્ત્રી સંસ્થા ભોળાનાથ સારાભાઇ લિટરરી ઇન્સ્ટીટયુટ ફોર વીમેન અને લેડીઝ કલબનાં ૨૫ થી ૩૦ વર્ષો સુધી શ્રીમતી વિદ્યાબહેન મંત્રી હતાં અને હાલમાં તેઓ એ સંસ્થાનાં પ્રમુખ છે. મુંબાઇ ઇલાકાની આ સૌથી પ્રથમ કોસ્મોપોલીટન કલબ છે. જીવકોર વનિતા વિશ્રામનાં તેઓ મુખ્ય સંચાલક છે. મહિપતરામ અનાથાશ્રમના તેઓ મુખ્ય સંચાલક અને મંત્રી છે. ગુજરાત વર્નાકયુલર સોસાયટીનાં તેઓ મંત્રી છે. સંસાર સુધારક સમાજના તેઓ મંત્રી છે. મુંબાઇ વીમેન્સ કૌન્સિલની અમદાવાદની શાખાનાં તેઓ મંત્રી છે. કર્વે વિદ્યાપીઠના સીંડીકેટ છે. પ્રાર્થના સમાજ, હરિજન સેવક સમાજ, ગુજરાત મહિલા પાઠશાળા, સ્ત્રી કેળવણી મંડળ, રેસ્કયુ હોમ જેવી પદ્ધતિથી ચાલતા અબળાશ્રમ, રેડક્રોસ સોસાયટી, વગેરે સંસ્થાઓની વ્યવસ્થાપક સમિતિમાં તેઓ આગળ પડતો ભાગ લે છે.

અમદાવાદની મ્યુનિસિપાલીટીમાં તેઓ પ્રથમ સરકાર તરફથી સભ્ય ચુંટાયલાં. પણ પછીથી તેઓ ચુંટાયલાં સભ્ય તરીકે એમાં દાખલ થયાં હતાં અને અમદાવાદ મ્યુનિસિપાલીટીનાં ઉપપ્રમુખ પણ ચુંટાયાં હતાં. હાલમાં તેઓ સ્કુલબોર્ડનાં ચેરમેન છે. આ સિવાય પણ બીજી કેટલીક સંસ્થાઓનાં નામ રહી જતાં હોવાનો સંભવ છે.

આ સંસ્થાઓની યાદી ઉપરથી સ્પષ્ટ સમજાશે કે, અમદાવાદની સ્ત્રી શિક્ષણ કે સમાજ સુધારાની પ્રવૃત્તિમાં શ્રીમતી વિદ્યાબહેનનો ફાળો ઘણો મોટો છે. એ બધી સંસ્થાઓનાં

નામના સભ્ય તરીકે તેઓ રહેલા નથી, પણ એ સંસ્થાઓનાં સંચાલનમાં તેઓ ખાસ રસ લઈને પોતાનું કર્તવ્ય સારી રીતે બજાવે છે. આ બધાં કાર્યની પાછળ તેમને ઘણો જ સમય આપવો પડે છે. પણ તેઓ નિયમિત રીતે કામની પતાવટ કરે છે અને કામ કદિ પણ ચડવા દેતા નથી. ઝડપથી પણ શાન્તિથી તેઓ સર્વ કાર્યનો ઉકેલ કરી નાખે છે.

તેમની જાહેર સેવાની કદર તરીકે ૧૯૧૯ માં સરકાર તરફથી તેમને એમ. બી. ઈ નું માન આપવામાં આવ્યું હતું એ પ્રસંગે તેમને લેડીઝ કલબ તરફથી જાહેર સન્માન આપવામાં આવ્યું હતું. તે પછી સન ૧૯૨૬ માં તેમને કૈસરે હિન્દનો ચંદ્રક સરકાર તરફથી મળ્યો હતો. એ પ્રસંગે તેમને માનપત્ર અર્પણ કરવામાં આવ્યું હતું.

૧૯૩૦ માં સત્યાગ્રહની ચળવળ દરમ્યાન વીરમગામમાં સ્ત્રીઓ પર અમલદારોએ અત્યાચાર કર્યાનું સાંભળીને તેમણે, એ પ્રત્યે સરકારનું ધ્યાન ખેંચવા સરકાર નિયુક્ત પદો પરથી રાજીનામું આપ્યું હતું.

સ્ત્રી સમાજની ઉન્નતિ માટે તેમણે કરેલી સેવાની કદર, લખનૌ ખાતે ૧૯૩૨ ના ડીસેમ્બર માસમાં ભરાયલી અખિલ ભારતીય મહિલા પરિષદના પ્રમુખસ્થાને તેમને નિયોજીને કરવામાં આવી હતી એ પરિષદને પ્રમુખસ્થાનેથી તેમણે આપેલું વ્યાખ્યાન ભારતીય સ્ત્રી જીવનના કૂટ પ્રશ્નોની વિશદ ચર્ચા કરનારું હતું.

મજુરો અને દલિતવર્ગની સ્ત્રીઓના પ્રશ્નમાં પણ તેઓ ઉંડો રસ લે છે. એને પરિણામે મુંબાઈ ઇલાકા સ્ત્રી સભાના આશ્રયે ૧૯૩૩ ના સપ્ટેમ્બર માસમાં મળેલી મુંબાઈ ઇલાકાની મજુર સ્ત્રી પરિષદના પ્રમુખસ્થાને તેમની વરણી થઈ હતી. એ પરિષદ પ્રસંગે તેમણે મજુર સ્ત્રીઓની હાલતનો કરૂણ ચીતાર રજુ કર્યો હતો.

આટલી બધી જાહેર પ્રવૃત્તિમાં મચ્યા રહેવા છતાં તેમનામાં અહંકારનો લેશ માત્ર પણ પ્રવેશ થયો નથી. તેમના સાદાઈ અને સૌજન્ય, ગમે તેવા દુઃખીને સહાનુભૂતિ આપવાને તત્પર એવો સ્વભાવ કવચિત જ કોઈ બીજાનામાં જોવામાં આવે.

સાહિત્યની દિશામાં પણ તેમણે પોતાનો ફાળો આપ્યો છે. જો કે અન્ય પ્રવૃત્તિઓ એટલી બધી છે કે આ દિશામાં તેઓ જોઈએ તેટલો સક્રિય ફાળો આપી શક્યાં નથી. તેમણે છેક ૧૮૯૯થી 'જ્ઞાન સુધા'માં લેખો લખવાનું શરૂ કર્યું હતું. ૧૯૦૭ માં શ્રી. રમેશ દત્તની વાર્તા 'Lake of the Palms'નો 'સુધા હાસિની' એ નામે તેમણે અનુવાદ કર્યો હતો અને સન ૧૯૧૫ માં વડોદરાના ના. મહારાણીશ્રીએ અંગ્રેજીમાં લખેલા 'Position of Indian Women' 'નામના પુસ્તકનો તેમણે 'હિન્દુસ્તાનમાં સ્ત્રીઓનું સામાજિક સ્થાન' એ નામે અનુવાદ કર્યો હતો એમના કેટલાક છુટક લેખોનો સમાવેશ હાસ્ય મંદિરમાં કરવામાં આવેલો છે.

આ ઉપરાંત, જુદી જુદી પરિષદો કે સભાઓના પ્રમુખસ્થાનેથી તેમણે આપેલા વ્યાખ્યાનોનો જો એકાદ સંગ્રહ કરવામાં આવે તો એક ઘણો સારો વિચારપૂર્ણ ગ્રંથ ગુજરાતને મળે એમ છે.

આવા સેવા અને સ્વાર્પણના આદર્શ સમા શ્રીમતી વિદ્યાબહેન આયુષ્યના ૫૯ વર્ષો પૂરા કરી ૬૦ મા વર્ષમાં પ્રવેશ કરે છે એ પ્રસંગ ગુજરાત માટે, ગુજરાતી મહિલાઓ માટે તો ખાસ, ગૌરવ લેવા જેવો છે. ગુજરાત એમનો મણિમહોત્સવ ઉજવીને જરૂર કૃતાર્થ થાય છે.

## ચાલુ વાર્તા

સુપ્રસિદ્ધ મહારાષ્ટ્રીય લેખિકા શ્રીમતી ઇન્દિરા સહસ્રબુદ્ધેકૃત
નવલકથા 'બાળૂતાઇ ઘડા ઘે'નો ગુજરાતી અવતાર

# હું પરણી કોણી ?

રજુ કરનાર :
શ્રી. યજ્ઞેશ હ. શુક્લ

### પ્રકરણ તેરમું
### પાતિવ્રત્ય ભંગ ?

બીજેજ દિવસથી ઘરમાં લગ્નની તૈયારી પૂરજોસમાં શરૂ થઇ.

બાપુજીને મન તો બે ત્રણ દિવસમાંજ લગ્ન થઇ જાય તો ઠીક હતું. પરંતુ તાત્યા સાહેબની તૈયારી ન હતી. તેમને મુંબાઇમાં એકનું કાંઇક જરૂરી કામ જોવા જવાનું હતું. એ ઉપરાંત બધી મંડળીને જણાવીને પુના આવતાં સમય લાગશે એમ પણ તેમનું કહેવું હતું. આથી લગ્ન પંદર દિવસ આગળ લંબાવાયાં.

ગામમાં જ્યાં ને ત્યાં મારાં લગ્ન થવાનાં છે એની જાહેરાત થવા લાગી. અમારે ઘરે પણ જમણવાર શરૂ થઇ ગયો. મારી મસીઆઇ બહેનો કુશી અને વેણુ પણ આવી હતી. વેણુ તો મારી પાછળજ લાગી હતી !

'હવે તો સોનુબહેન મુંબાઇગરાં થવાનાં. હવે તે કાંઇ અમારાં જેવાં ગામડીયાં સાથે થોડીજ બોલવાની છે ! વળી પતિ તો બૈરી જે માગે તે આપે એવા: ગમે તે હોંસ પૂરે એવા. પછી અમારાં સોનુબાઇના ભપકાની વાત જ શી કરવી ! હવે સોનુબાઇ, તું અમારી સાથે ઓળખશે નો બારીને ?' આગ એક સરખી તે મારી સાથે બોલી રહી હતી. તેના મનમાં એમ હતું કે તેના ચીઢાવવાથી મને આનંદ થશે !

પરંતુ તેના શબ્દે શબ્દે 'આ લગ્ન પણ નથી કરવું અને આ માણસો પણ નથી જોઇતાં' એમ મારા મનમાં થતું. એકવાર ઘરમાંથી ભાગી જવાનું પણ મન થયું પરંતુ જવું ક્યાં અને કોની પાસે ? એનો પ્રશ્ન થયો. ઉપરાંત આવી રીતે હું ભાગી જાઉં તો લોકો શું કહેશે ? મારી કેટલી બદબોઇ કરશે ? બાપુજીની કેટલી નિંદા થશે ? વગેરે પ્રશ્નો પણ મારી સમક્ષ ખડા થતા. અને છેવટે આજ પ્રશ્નોનો ઉકેલ ન થવાથી અને આવા પ્રસંગે જોઇતું ધૈર્ય મારામાં ન હોવાથી હું લગ્ન કરવા તૈયાર થઇ.

આ બધામાં રમુજ જેવી વાત તો એ હતી કે મારૂં લગ્ન થવાનું હતું તાત્યાસાહેબ સાથે અને હું વિચાર કરતી હતી ભાસ્કરનો ! લગ્નની ક્રિયા થતી વેળા પણ મારા વિચાર ભાસ્કર વિષે જ ચાલવાના. આ ચોકખો પાતિવ્રત્ય ભંગ ન હતો કે ? પણ સમાજમાં એ ચાલે છે !

લગ્ન થતાં સુધીમાં એક વાર ભાસ્કર મને મળે તો કેટલી ગમ્મત આવે ! હું

તેની સાથે કેટકેટલી વાત કરીશ, હું મારું દુઃખ તેની આગળ કેવી રીતે કહીશ, અને તે મને કેવી રીતે શાન્તવન આપશે વગેરે વિચારો મારા મનમાં એક સરખા ચાલી રહ્યા હતા. રસ્તા ઉપરથી જનારી પ્રત્યેક વ્યકિતને જોઈને, 'રસ્તાપર ભાસ્કર દેખાય છે કે શું?' એમ ગાડી જેવી તેના તરફ હું જોઈ રહેતી. કાળો કોટ પહેરેલા કોઈ યુવાનને ઝટપટ ચાલતો હું જોતી એટલે મને એમ લાગતું કે ભાસ્કર જ હોવો જોઈએ અને પછી કોઈ આશાવાનની જેમ હું તેને સામો આવતા ટીકી ટીકીને જોઈ રહેતી. પણ એ પ્રત્યેક સમયે મને નિરાશા જ થતી. અને તે મને વિસારી ગયો છે, તેને મારી દરકાર નથી એમ માનીને હું વિના કારણે તેના ઉપર મનમાં ને મનમાં રોષે ભરાતી.

લગ્નના દિવસે મને કેમે કરી ઉંઘ આવી નહિ બધા લોકો ઘાઢ નિદ્રાધીન થઈ ગયા હતાં એ સમયે હું ફરીથી ભાસ્કરને જોવા બારણામાં જઈને ઉભી રહી.

તે ચાંદની રાત્રિ હતી રસ્તા ઉપર કોઈ કોઈ માણસ દેખાતા હતા

હું જ્યાં ઉભી હતી ત્યાંથી નિચે જવાનું એક દ્વાર હતું એ દ્વાર હમેશા બંધ રહેતું બીજે દિવસે લગ્ન હોવાના કારણે, એ દ્વાર ખુલ્લું કરવામાં આવ્યું હતું. ઘરમાં તો બધા ઉંઘી ગયાં હતા પાછળના ભાગમાં નોકર ચાકર અને રસોઈઆના બોલવાનો અવાજ આવી રહ્યો હતો તેઓનું કામ હજી ચાલુ હતું.

ભાસ્કરની વાટ જોઈને હું થાકી ગઈ મને પૂર્ણ નિરાશા મળી અને તેથી જ હતાશ થઈને હું ત્યાં જ, બારણામાં જ કઠેરા પર માથું નાખીને સ્વસ્થ થઈ બેઠી

ઓટલા ઉપર [illegible] ઓટલાપરથી કોઈ શ્રીએ ' સો, સો ' એમ બોલ્યાનો મને ભાસ થયો. હું ગભરાઈ પણ થોડીક આંખો મીંચીને ઝટ દઈને ઉભી થઈ અને દ્વાર તરફ જોવા લાગી તો રસ્તા પર કોઈ ભાસ્કર જેવો માણસ મને નીચે ઉતરવા માટે અણસારો કરી રહ્યો હોય એમ જણાયું પરંતુ મને ખાત્રી થઈ નહિ

જાઉં કે ન જાઉં એવા વિચારમાં હું ક્ષણભર પડી ફરીથી એ જ માણસે અત્યંત આતુરતાપૂર્વક મને નીચે આવવા માટે અણસારો કર્યો. ત્યારે તે ભાસ્કર જ હોવો જોઈએ એવી મારા મનમાં ખાત્રી થઈ અને હું તાબડતોબ નીચે ગઈ

ઓટલાપર, મંડપમાં અને પાછળના ભાગમાં ફાનસ બળતા હતા પાછળના ભાગમાં માણસો જાગતા હતા એટલે હું ઓટલા પર રહીને મંડપમાં ગઈ ત્યાં ગયા પછી કોઈ જોતું તો નથી ને ? એની મેં પાછું વાળીને જોઈ ખાત્રી કરી લીધી. વેણુ અને મોટાભાઈ શા શા કારસ્તાન ન કરે તે કાંઈ કહેવાય નહિ !

બ્હીતી બ્હીતી હું આગળ વધી બારણું આગળ આવીને એ માણસ તરફ બરાબર જોયું તે ભાસ્કર જ હતો.

મે બારણું ઉઘાડ્યું કે તરત જ ભાસ્કર ગભરાતો ગભરાતો આવ્યો અને બોલ્યો

સોનુ, તારી પરવાનગી લીધા વિના જ હું અહીં આવ્યો છું–પણ તારી ઇચ્છા શી છે ?'

' ભાસ્કર, મારી ઇચ્છા ? બીજી શી હોય શકે ? આજ ઘણાય દિવસથી હું તારી વાટ જોતી હતી. કોણ જાણે કેમ પણ તું મને મળવા આવશે એમ મારૂં મન મને કહી રહ્યું હતું હવે આપણે બાગમાં બગીચામાં [illegible]

મળી લઉં, તારી સાથે જેટલી વાત થઇ શકે તેટલી વાત કરી લઉં એમ મને એકસરખું લાગ્યા કરતું હતું. એટલે તો લગ્ન કર્યાં પછીની હું તારી રાહ જોઇ રહી છું. પણ તું આવે કઇ રીતે ?–અને મને મળે કઇ રીતે ?–એની જ મને ચિંતા થયા કરતી હતી. મારા મનમાં એમ થયાજ કરતું હતું કે તું જાણે અહીં આવશે, એટલું જ નહિ પણ તું મને મળ્યા વિના રહેવાનો નથી એમ મને ખાત્રી પૂર્વક લાગ્યા કરતું હતું.'

' વાહ, કેટલું સારૂં થયું ' મારા મનમાં થતું હતું તેવું જ આ પણ થયું ! ઇશ્વરે મને અહીં આવવાની બુદ્ધિ સુઝાડી એટલે જ સોનું તું મને મળી. આવ, મારી પાસે આવ. મને એકવાર મન ભરીને ભેટવા દે. '

એટલું કહીને તેણે મને તેનાં હૃદય સરસી ચાંપી.

કેટલોક સમય પર્યંત અમે એજ સ્થિતિમાં કાંઇ પણ બોલ્યા વિના ઉભા રહ્યાં.

છેવટે ભાસ્કરે કહ્યું:

' સોનુ, આપણે નિરાંતે બોલી શકીએ એવી કોઇ જગા શોધી કાઢ ! અહીંથી વળી કોઇ આપણી વાતચીત સાંભળી જશે અને તેનું કાંઇ ભળતું જ પરિણામ આવશે.'

' જગા ? પાછલે બારણે પુષ્કળ જગા છે. પણ એકદમ ઝાડીમાં આપણે બેસવું પડશે. પણ એટલું ખરૂં કે સવાર થતાં સુધી ત્યાં ચલિયું સરખું પણ ફરકનાર નથી. આવે છે ત્યાં ?'

'હા, આપણને ત્યાં કોણ ખાઇ જવાનું છે ?'

' ચાલ, આપણે ત્યાં જ જઇએ. ' એમ કહીને હું બ્હીતી બ્હીતી તેનો હાથ પકડીને મારાં નાનપણના બેસવાનાં સ્થાને તેને લઇ ગઇ.

તે સમયે સર્વત્ર સામે સૂમ થઇ ગયું હતું. આકાશમાંનો ચંદ્રમા પણ પોતાનો માર્ગ ઝડપભેર કાપી રહ્યો હતો. કોઇક કોઇક વાર તે વાદળામાં દાખલ થઇ જતો અને પછીથી બહાર આવતાં ચાંદની ફેલાઇ રહેતાં ભાસ્કરનું મુખ મારાથી સ્પષ્ટ રીતે જોઇ શકાતું.

ભાસ્કરનો ચહેરો ઘણો નિસ્તેજ અને દુઃખી લાગતો હતો.

એક ઝાડ નીચે બેઠા પછી તે બોલ્યોઃ

' મેં ટેકરી પર પત્થર નીચે મૂકેલો પત્ર જ્યાંનો ત્યાં રહેવા લાગ્યો એટલે તેં ટેકરી પર આવવાનું બંધ કર્યું છે એમ મને તરતજ જણાઇ ગયું. મને એમ પણ લાગ્યું કે ઘરમાં તને હેરાન કરવાની શરૂઆત થવા લાગી છે. તને મળવા માટે મારો જીવ તલપાપડ થઇ રહ્યો હતો પરંતુ તને મળવાની તક કેમ મેળવવી તે સમજાતું ન હતું. તું નજરે પડે એટલા ખાતર હું દિવસના કેટલીય વાર અમસ્તો અમસ્તો આ રસ્તા પરે જતો આવતો પણ તું કદિ દૃષ્ટિએ પડી નહિ. પછી થોડા જ દિવસમાં તારાં લગ્નની ખબર ચોતરફ પ્રસરી એટલે મને અતિશય સંતાપ થયો અને ' આ લગ્ન થવા દેવું નથી. ' એવો મેં નિશ્ચય કર્યો, અને એ ઇરાદાથી જ હું આજે તારા ઘર આગળ જ ફર્યા કરતો હતો. તારી ઇચ્છા હોય તો આપણે અત્યારે જ મુંબાઇ જઇએ. બાપુજી અત્યારે ત્યાં જ રહેવા ગએલા છે. '

' ભાસ્કર, આ સંકટમાંથી છુટવાનો આ માર્ગ ઉપયોગી નથી, આથી બાપુજીના નામને કાલિમા લાગશે અને મારા વિષે લોકો મનમાં ભળતી જ કલ્પના કરશે. '

' તો શું તું એ માણસ સાથે, એના પ્રત્યે તારો પ્રેમ ન હોવા છતાં લગ્ન કરશે ? '

' ભાસ્કર, લગ્ન ? લગ્ન કેવું કરવાનું ?

બાપુજી કહે છે એટલે તેની સાથે ચાલી જવાની. લગ્ન તો તારી સાથે જ મારું થઇ ગએલું છે અને તેથી જ આજે છેવટની રાત્રે તારા ખોળામાં માથું મૂકીને આનંદ મેળવવાનો મેં નિર્ણય કરેલો છે.'

એમ કહીને હું તેના ખોળામાં માથું મૂકીને ખરેખર જ સુઇ ગઇ.

'સોનું, તારો મારા પર આટલો બધો પ્રેમ છે, તે છતાં તું તારા પોતાના હાથે તારા અને મારા સુખની ખાખ બનાવવા તૈયાર થઇ છે.'

'તો શું કરું ? આનો બીજો ઉપાય શો ? તું જ કહે. તારી સાથે ચોરી છુપીથી ભાગી જવું એ તો કાયરતા જ ગણાશે.'

'તું કહે છે તે ખરું છે, પણ બાબાસાહેબને સ્પષ્ટ કહીને આપણે જઇએ તો ?'

'હા, એ માર્ગ ઘણો ઉત્તમ છે. પણ લોકાપવાદનો સામનો કરવાનું અને તે ઉપરાંત પણ બાપુજીની ઇચ્છા વિરૂદ્ધ વર્તન કરવાનું ધૈર્ય મારામાં નથી.'

'તારામાં ધીરજ ન હોય તો હું તારા બાપુજીને કહું ?'

'અરે તે મને તરત જ ઘરની બહાર ચાલી જવા કહેશે અને એમ ચાલી જવાની મારી તૈયારી નથી.'

'તો મને દુઃખમાં છોડીને તું એ માણસ સાથે જશે ? અને સુખથી રહેશે ?'

'હાય, હાય, ભાસ્કર આમ મને મ્હેણાં ન માર. આ લગ્નથી મને સુખ મળશે એમ તને લાગે છે ! મને તો એમ લાગે છે કે હવે સુખના દિવસો પૂરા થયા. તારાં જીવનના નાશનું હું કારણ બની, એ એકજ વાત મારા મનને સદાય દુઃખી કરતી રહેશે. ઉપરાંત તારા વિરહમાં મારા દિવસો શનકારમય જશે, એટલું જ નહિ પણ જેની સાથે મારે લગ્ન કરવું પડે છે તેને સુખી કરવાની જવાબદારી મારા ઉપર પડશે અને મારે દેખીતું ઢોંગીલું વર્તન કરવું પડશે. એટલે ભાસ્કર, ખરું દુઃખ તો તારા કરતાં મારે જ ભોગવવાનું છે. ભાસ્કર, તું સુખી છે, અને તારી કીર્તિ સતત વધતી જાય છે એવી વાત મારે કાને સંભળાતાં જ મને ઘણું સુખ થશે અને અભિમાન લાગશે. માટે તું એવું કામ કરવાનો પ્રયત્ન કર. મને બની શકે તેટલે અંશે ભૂલી જવાનો પ્રયત્ન કર કારણ કે તારે માટે તો હું હવે મરી ગયા બરાબર જ છું. મને વિસરી ગયા વિના કાંઇ જ કામ થવાનું નથી.'

'સોનુ, તું આમ ન બોલ. આવા શબ્દોથી મારા હૃદયમાં ઉંડા ઘા પડે છે. અહીં જ પેલા કુવામાં પડીને જીવનનો અંત લાવવાનો મને વિચાર આવે છે. સોનુ, તારા સિવાય હું કયાં જાઉં ? કયાં ભટકું ? કયાં રહું, તે તું જ કહે. તું મને કામ કરવા કહે છે પણ હું શું કામ કરું ? મારી નજર આગળ હું કયું ધ્યેય રાખું ? કયા આધાર પણ હું આ જગતમાં જીવું ?'

એ પછી ભાસ્કર, એકાદ છોકરીની જેમ મુક્ત કંઠે રડવા લાગ્યો.

મને કાંઇ સૂઝે નહિ. હું પણ તેની સાથે, તેને બાઝીને મોકળે મને રડવા લાગી.

થોડીવાર પછી તેનું માથું ઉંચું કરીને હું બોલીઃ

'ભાસ્કર, આમ હતાશ ન થા. ઇશ્વરના મનમાં એવું હશે કે આપણું લગ્ન નહિ થાય. પછી તેમાં કોઇ શું કરશે ?'

જરા ક્રોધિત થઇને મારા તરફ જોઇ તે બોલ્યો

## વ્હેમી સાસુ અને વિનિત વહુ

લીલા ડોસી એક ખરેખર વ્હેમનું જબરજસ્ત બારદાનજ હતી; જ્યારે તેનો પુત્ર કીશોર અને પુત્રવધુ જયાલક્ષ્મી એક સુશિક્ષિત સંસ્કારી દંપતિ હતા. ઇશ્વરકૃપાથી જયાલક્ષ્મીને એક પુત્ર અવતર્યો. જયાલક્ષ્મી પુત્રને ઉછેરવામાં સંસ્કારી ગૃહલક્ષ્મીને છાજે તેવી સર્વ સંભાળ લેતી હતી છતાં દૈવયોગે એકદમ પુત્ર બીમાર પડી ગયો. જયાલક્ષ્મીને તેના વ્હાલસોયા બચ્ચાના દર્દની કંઇ પણ ગમ ન પડવાથી તેણે પોતાની સાસુની તે બાબદમાં સલાહ લીધી. વ્હેમી અને અક્કલની બારદાન લીલા ડોસીએ બચ્ચાંના રોગને માટે કંઇ પણ વૈદક દૃષ્ટિબિંદુ લક્ષમા લીધા સિવાય તરતજ અભિપ્રાય આપ્યો કે, તેને ભૂતનો વળગાડ છે અને તેથી દોરાધાગા, ડાકલા, ભૂવા, વિગેરે ઉપચારોની ધમાલ મચાવી મૂકી. સુશિક્ષિત જયાને આ ઉપચારો ગળે ન ઉતર્યા અને તેથી વૈદકીય ઉપચારોની શોધમાં પડી. તેવામાં એક વખતે " ગુણસુન્દરી " વાંચતા તેની નજર " જયકર્સ કન્વ્હલશન કર્યોર " યાને " બચ્ચાંઓની આકડીનો રામબાણ ઇલાજ " ઉપર પડી અને **મેસર્સ વનમાળી ભીખાની** કું. પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબઇને સરનામેથી તેનું મફત મળતું સાહિત્ય મંગાવી વાંચી જોતાંજ તેની ખાત્રી થઇ કે તેના વ્હાલાં બચ્ચાંનું દર્દ ભૂતપ્રેતનો વળગાડ નહીં પરંતુ આચકીનું દર્દજ હતું અને ઉપરોક્ત જયકર્સ કન્વ્હલશન કયોરની બાટલી અજમાવતા તેના અનહદ હર્ષ વચ્ચે બચ્ચુ ખુશખુશાલ હરતું ફરતું થઇ ગયું અને તેની ખુશાલીનો પાર રહ્યો નહી.

સુજ્ઞ વાંચકો ! આંચકીના દર્દને અજ્ઞાનતાથી ભૂતપ્રેતનો વળગાડ માની તમારા વહાલાં બચ્ચાંઓની જીંદગી જોખમમાં મૂકો તે પહેલાં " જયકર્સ કન્વ્હલશન કર્યોર " અજમાવી જોશો તો તમો પણ ખુશાલી અનુભવશોઃ સુજ્ઞેષુ કિં બહુના !!

'સોનુ, નકામી ગમે તેમ શું બોલે છે ? તારા બાપુજીનું મન દુઃખાવવાનું તારામાં ધૈર્ય નથી એમ કહે. ઇશ્વરને આપણે નકામા શા માટે દોષ દઇએ છીએ ? આપણા લગ્નની બાબતમાં તું આવું વલણ લેશે, એમ મને કદિ પણ લાગ્યું ન હતું. તારો જ ખરો પ્રેમ નથી. નહિતર આ સંકટમાંથી છૂટતાં શી વાર ? તું માત્ર રજા આપ. અત્યારેને અત્યારે આ લગ્નમંડપ હું સળગાવી મૂકું. બોલ સળગાવી મૂકું ? છે તારી તૈયારી ?'

'જો એમ થાય તો બાપુજી તને જીવતો સુદ્ધાં રહેવા દેશે કે ? તારૂં મન સ્થિર નથી અને તેથી તું આવા ઉપાયથી આપણો હેતુ સફળ થશે એમ માને છે. આ મંડપ સળગાવી મૂકવાની ઇચ્છા તારી જેમ મને પણ પણ કેટલીયવાર થઇ છે. પરંતુ તેથી જરા સરખો પણ ફાયદો થનાર નહિ એમ માનીને હું સ્વસ્થ થઇ બેઠી છું.'

આ સાંભળીને તે ઉઠયો અને બોલ્યોઃ

'હવે હું જાઉં છું. અહીં હવે રહીને શું કરવું છે ? મારા પર તારો ખરો પ્રેમ નથી. અને તેથી જ તું મને આ બાબતમાં કાંઇ જ કરવા દેતી નથી. ચાલ, છોડ મારો હાથ. મને જવા દે.' એમ કહીને તે મારો હાથ છોડવવા લાગ્યો.

મેં તેનો હાથ વધારે મજબુત રીતે પકડયો.

'ઇશ્વરે આપણને મળવાની આ છેવટની જ તક આપી છે. તેનો ઉપયોગ આપણે આમ રિસાવા–મનાવામાં જ કરશું ? તારા મત પ્રમાણે, આ મંડપ આપણે સળગાવી મૂકીએ તો મને ઘરમાં સુદ્ધાં રહેવા દેશે કે ? પછી હું ક્યાં જાઉં ?'

'ક્યાં ? ક્યાં એટલે મારી સાથે.'

'તારી સાથે ? અને આમ હું તારી સાથે આવું તો લોક મને શું કહેશે ?'

'ગમે તે કહે, તેની આપણને શી પરવા ?'

'ભાસ્કર, એમ કેમ ચાલે ? આપણે સમાજમાંથી નીકળીને ક્યાંક જંગલમાં તો જઇને રહેવું નથીને ?'

'નહિ જ, નહિ.'

'તો પછી આપણા પર જે સંકટ આવી પડે તે સોસવું જોઇએ.'

'અને આપણાં જીવનનો નાશ કરવો જોઇએ.' એમ કહીને ભાસ્કરે મારા શબ્દો પૂરા કર્યા.

'ભાસ્કર, આયુષ્યનો નાશ, આમ આયુષ્યનો નાશ, કેટલાયનો થયો હશે. એવા અભાગીઓ પૈકી જ આપણે બે પણ છીએ. એમ સમજીને લગ્નની બાબતમાં છોકરા છોકરી પર આવી રીતનો જુલ્મ ન થવો જોઇએ એવો આપણે પ્રયત્ન કરવો જોઇએ.'

મારા આવા શબ્દો સાંભળીને, તે બોલ્યોઃ

'સોનુ, તું કેટલી વિચારશીલ છે, કેટલી શાણી છે, કેટલી સ્વાર્થત્યાગી છે ! તું તારા વડિલ માણસોને માટે સમાજને માટે તારાં સુખ પર પાણી ફેરવવા તૈયાર થઇ છે. પોતાનું સુખ બાજુએ રાખીને તું તારાં કર્તવ્ય તરફ જોઇ રહી છે. પણ તારા જેવો સ્વાર્થત્યાગ કરતાં મને આવડશે કે ? મને મારી મૂળેજ ખાત્રી નથી પણ મારે તારા જેવો સ્વાર્થત્યાગ કરવો જોઇએ. મારે પણ મારૂં જીવન તું કહે છે એવા જ કોઇક સારાં કાર્ય પાછળ ગાળવું જોઇએ. તે વિના મારાથી જીવાવાનું નથી. પણ સોનુ, આપણે ફરીવાર કદીપણ મળી શકીશું ખરાં કે ?'

'તે હું કેમ કહી શકું ? એ વાત,

મારા ભાવિ પતિ-અરે એ શબ્દ પણ ઉચ્ચારતાં કાંઇનું કાંઇ થઇ જાય છે-ની પરવાનગી ઉપર અવલંબે છે. તો પણ આપણો પત્ર વ્યવહાર ચાલુ રહેવામાં કાંઈ હરકત નડશે નહિ એમ મને લાગે છે.'

એટલામાં બેના ટકોરા પડયા તે સાંભળીને ભાસ્કર બોલ્યો:

'સોનુ, ઘણી રાત્રિ વિતી છે. આપણે જે કાંઇ વાત કરવી હતી તે હવે પૂરી થઇ છે. અને હવે જે અર્થમાં તું બીજાની થઇ છે તે અર્થમાં હું હવે અહીં આવી સ્થિતિમાં તારી પાસે રહું એ યોગ્ય નથી, એટલે હવે મારો હાથ છોડ અને મને જવા દે.'

'ભાસ્કર, હજી હું બીજાની થઇ નથી, બાપુજીએ મને બીજાને આપવાનો નિર્ણય કર્યો છે અને મારું કન્યાદાન તેઓ કરે નહિ ત્યાં સુધી હું તારી જ છું. મારું લગ્ન તારી સાથે ક્યારનું થએલું છે. હવે તો આ મારૂં પુનર્લગ્ન જ થઇ રહ્યું છે, અને તે પણ મારો પતિ જીવતો હોવા છતાં!'

મારા આ શબ્દો સાંભળીને ભાસ્કર ખૂબ હસ્યો અને બોલ્યો:

'સોનુ, કેટલીક વાર તો તું ઘણું જ ગમ્મત ભર્યું બોલે છે.'

'ભાસ્કર, આ પુનર્લગ્ન નથી તો શું છે? આપણો સમાજ ખરે જ જે 'છોકરીનું પહેલું લગ્ન થાય છે (એટલે કે જેને પહેલા પતિનું નામ ગામ પણ માહિત નહતું તેનું ફરી લગ્ન થાય છે) તેને 'પુનર્લગ્ન! પુનર્લગ્ન!' એમ કહીને લગ્ન કરવામાં હરકત કરે છે અને મારા સરખીનું પુનર્લગ્ન બળજબરીથી કરે છે!! આને શું કહેવું? એટલે સમાજ આ બરાબર સમજતો થાય ત્યાંસુધી આપણ જેવી થોડી વ્યકિતના આવા જ હાલ થશે અને તે સોસવાને આપણે તૈયાર થવું જોઇએ.'

એટલામાં બાગમાં કોઇના આવવાનો અવાજ સંભળાયો. અમે બન્ને ગભરાયાં.

આ સમયે, આવી સ્થિતિમાં, અમને બન્નેને કોઇએ જોયાં હશે તો?

અરેરે, બાપુજીએ અમારો બરાબર પિત્તો રંગી નાખ્યો હોત!

મેં તરતજ ભાસ્કરને ભાગી જવા જણાવ્યું. હું જે બાજુએથી અવાજ આવતો હતો તે બાજુએ ન જતાં બીજી બાજુએ ગઇ અને મારી પથારીમાં જઇને સુઇ ગઇ.

પરંતુ ભાસ્કર ગયો હશે કે કેમ એની મને ઘણી ચિંતા થતી હતી. પેલો પગરવ બાપુજીનો જ હતો.

હું પથારીમાં પડીને થોડીજ વાર થઇ એટલામાં બા મારી પાસે આવી અને હું કયાં ગઇ હતી તે પૂછવા લાગી. મેં બાને અહીં જ હતી એમ બેધડક કહ્યું.

ખોટું બોલવાની મને મુદ્દલ ટેવ ન હતી. પરંતુ હમણાં લગ્નની આ ભાંજગડમાં મારે કેટલીક વાર આમ કરવું પડતું હતું. તોપણ મને એને માટે મનમાં લાગ્યા કરતું હતું. અત્યારે તો મારું આ જુઠ્ઠાણું જ મને કામમાં આવ્યું.

બાએ તરત જ બાપુજીને જઇને કહ્યું કે હું ઘરમાં જ હતી. એમ એ વાતચીતની ખટપટનો લાગ સાધીને ભાસ્કર ઝાડીમાં સંતાઇ રહ્યો હતો ત્યાંથી પલાયન થઇ ગયો.

(અપૂર્ણ)

---

સ્ત્રીનું પુસ્તક સંસાર છે. સંસારમાંથી તે જેટલું શીખે છે તેટલું પુસ્તકોમાંથી નથી શીખતી.

રૂસો




## સ્વદેશ

**શ્રીમતી કમળા નેહરૂ** અત્યંત નાદુરસ્ત તબીયતને કારણે ગઇ તા. ૨૩ મીએ મુંબાઇથી તબીયત સુધારવા માટે યુરોપ જવા ઉપડી ગયાં છે. તેમની પ્રથમ સારવાર વીએનામાં થશે. ઓપરેશન કરીને તેમની ત્રણ પાંસળીઓ કાઢી નાખવી પડશે એમ પણ લાગે છે. તેમની સાથે તેમનાં પુત્રી કુ. ઇન્દિરા પણ ગયાં છે. શ્રીમતી કમળા નેહરૂને ચાર વર્ષ સુધી વિદેશમાં રહેવું પડશે, પ્રભુ તેમને જલદી આરોગ્ય બક્ષો એજ પ્રાર્થના !

**અમેરિકામાં જાતીય શિક્ષણ:** જાતીય શિક્ષણ પરત્વે બાળકો જીજ્ઞાસા બતાવે એટલે તેઓને જાતીય શિક્ષણ આપવું જોઇએ.' 'અમેરિકામાં જાતીય શિક્ષણ' એ વિષય ઉપર તાજેતરમાં ભાષણ કરતાં કુમારી કપીલા ખાંડવાળાએ ઉપલો અભિપ્રાય આપ્યો હતો.

તેમણે વધુમાં જણાવ્યું: "બાળકો, જેઓ આવતી કાલના નાગરીકો છે, તેમને જાતીય વિજ્ઞાન વિષે સામાન્ય જ્ઞાન હોવું જોઇએ. દરેક વ્યક્તિ માટે આ પ્રશ્ન અગત્યનો છે. જાતીય પ્રશ્ન, એ જાતેજ જીવન છે. એટલે જાતીય પ્રશ્નો વિષે બાળકો ગમે તેવા કાલ્પનિક ભ્રમ સેવતા થઇ જાય તે પહેલાં તેમને જાતીય શિક્ષણ આપવામાં આવે તો વધારે સારૂં.

હિન્દમાં તો બાળકબાળકીઓજ નહિ, યુવાનો અરે વૃદ્ધો સુદ્ધાં જાતીય જ્ઞાન ધરાવતા નથી. એટલે તો એ જ્ઞાન આપવાની આવશ્યકતા વિષે વારંવાર બોલવું પડે છે. હિન્દી સમાજમાં તો જાતીય પ્રશ્નોને લગતી બાબતો દાબી દેવાનું વાતાવરણ છે. આથી નાનાં બાળકોને પણ એમાં કાંઇક ગંદુ લાગે છે. પરિણામ એ આવ્યું છે કે તેઓ છુપી રીતે એવા બદકામો કરે છે કે તેઓની તંદુરસ્તીને નુકશાન પહોંચે છે. જો તેઓને યોગ્ય જાતીય જ્ઞાન આપવામાં આવ્યું હોય તો એવા નુકશાનમાંથી તેઓ બચી જાય.

અમેરીકામાં ૪૮ રાજ્યોમાંથી ચાર કે પાંચ રાજ્યોએ જ કોલેજમાં જાતીય - વિજ્ઞાનનો વિષય દાખલ કર્યો છે, અને તે પણ એ પ્રશ્ન ફરજીઆત નથી પણ મરજીયાત છે. જ્યારે રશીયામાં પરિસ્થિતિ જુદીજ છે. ત્યાં જાતીય શિક્ષણનો પ્રશ્ન લગભગ ફરજીઆત છે.

હિન્દ જેવો દેશ કે જ્યાં સામાન્ય શિક્ષણના પણ વાખા છે ત્યાં જાતીય શિક્ષણ દાખલ કરવામાં ઘણી મુશ્કેલી છતાં એ દિશામાં નાના સરખા પણ જે પ્રયત્નો થશે તેનું ભવિષ્યમાં ફળ મળ્યા વિના રહેશે નહિ.

**એક પર બીજી:** વડોદરાના રહીશ અને વીસનગરની જી. ડી. હાઇસ્કુલના ગ્રેજ્યુએટ શિક્ષક શ્રી. કાટવાળાએ એક પત્ની અને ત્રણ બાળકો હોવા છતાં પાટણની ઔદિચ્ય બ્રાહ્મણ જ્ઞાતિની વિધવા બાઇ ચંદ્રકાન્તા સાથે પુનર્લગ્ન કર્યું.

**જી. એ. બની:** ભાવનગરનાં મહિલા વિદ્યાલયની ચાર બહેનો કર્વે વિદ્યાપીઠની જી. એ. ની પરીક્ષામાં પાસ થઇ છે બે વિદ્યાર્થીનીઓ ઇન્ટર અને બે પ્રીવીયસમાં પસાર થઇ છે.

**પતિ દેવ:** સખત દેવાને કારણે કંટાળી જઇને બોરસદ તાલુકામાં આવેલા દેવાના ગામના યુવાન પતિદેવ જલદ બહાદુરે બાળક અને પત્નીનું ખૂન કર્યું છે આ ભાઇ સાહેબને ગિરફતાર કર્યા છે.

**સ્ટવ સગડીના ભોગ:** ( ૧ ) વડોદરાના સુપ્રસિદ્ધ મરાઠી સાક્ષર અને વકીલ શ્રી. દાજી નાગેશ આપ્ટેનાં પત્ની સ્ટવની અડફટમાં આવી દાઝી મરણ પામ્યાં. ( ૨ ) મુંબાઇમાં માહિમખાતે રાધાબાઇ કેશવ મેડેકર નામનાં બહેન સ્ટવ ઉપર પાણી ગરમ કરવા જતાં સ્ટવની ઝાળ લાગવાથી દાઝી મરણ પામ્યા. ( ૩ ) મુંબાઇમાં હોળી ચકલામાં રહેતી ધનીબાઇ નામની ૧૮ વર્ષની

સ્ત્રી સાડીને સગડીની ઝાળ લાગતાં તે સળગી જવાથી દાઝી મરણ પામી.

**આપઘાત કર્યો:** જ્ઞાતિબંધુઓ અને સગા સંબંધીઓની ટીકાઓથી ત્રાસી જઇને કુંબા કોનમમાં સોની જ્ઞાતિની પંદર વર્ષની કમલમ નામની બાળાએ આપઘાત કર્યો છે. એક વેપારી સાથે તે પ્રેમમાં પડી હતી. અને બન્ને ફ્રેન્ચ પ્રદેશમાં જવા માટે ગાડીમાં બેસતાં પકડાયાં હતાં. વેપારીને પોલીસ જાપ્તામાં રાખ્યો છે.

**સ્ત્રી સ્વાતંત્ર્ય: બે ભિન્ન વિચારો:** અમૃતસરમાં મળેલી એક સભામા બૌદ્ધ ભીખ્ખુ ઉત્તમાએ સ્ત્રીઓની ગુલામીનો વિરોધ કરી સ્ત્રીઓની સ્થિતિ સુધારવા અપીલ કરી હતી. પ્રમુખ ભાઇ પરમાનંદે એ સભામાં સ્ત્રીઓને પડદા પાછળ રહેવાની ભલામણ કરી.

**શિખ સ્ત્રીઓના ઉપવાસ;** પંજાબની શિખ કોમમાં આગેવાની માટે થતા ઝગડા નિવારવા માટે પંજાબના ખાનદાન કુટુંબોની ૪૦ શિખ સ્ત્રીઓએ એક પછી એક ઉપવાસ કરી બલિદાન દેવાનો નિર્ણય કર્યો છે. શિખધર્મને દાંભિક આગેવાનોમાંથી બચાવવાનો ઉપવાસનો હેતુ છે. આ સ્ત્રીઓએ પોતાનાં લોહીથી પ્રતિજ્ઞા પત્ર પર સહી કરી છે અને ત્રણ માસથી બલિદાનની તૈયારી કરી છે.

**કર્ણાટક મહિલા પરિષદનું છઠ્ઠું અધિવેશન** મેંગોરમા શ્રીમની ઉમાબાઇ કુંદાપુરના પ્રમુખપદે ગયા માસમા મળ્યું હતું. પરિષદે શ્રી પુરૂષ કામદારોની હરકતો દૂર કરવાની માંગણી કરતો, લાયકાત ધરાવતી દાયણો નીમવાની વિનંતિ કરતો, તેમજ ભાવિ બંધારણ પ્રત્યે અસંતોષ દર્શાવતા ઠરાવો કર્યા હતા.

**'રાષ્ટ્રીય પુનર્ઘટના અને સ્ત્રીઓ'** મેંગલોરમાં મળેલી કર્ણાટક પ્રાંતિક રાજકીય પરિષદના પ્રમુખ બાબુશ્રીપ્રકાશે શ્રીમતી આનંદીબાઇના પ્રમુખપદે સ્ત્રીઓની જાહેર સભામા ભાષણ કર્યું હતું. તેમણે સ્ત્રીઓને બહાર પડી રાષ્ટ્રીય પુનર્ઘટનાના કાર્યમાં સહાય કરવાની વિનંતી કરી હતી.

**વરરાજાની કિંમત ત્રીસ હજાર !:** કરાંચીમાં હાલમાં જ એક લગ્ન થયું. લગ્ન નહિ સોદો થયો. વરવિક્રયની પ્રખર હીમાયતી સમાજના એક વરરાજા પરણવા નીકળ્યા હતા. તેમના ભાવ બોલવા લાગ્યા સંખ્યાબંધ કુમારિકાઓ માટે તેમની માંગણી થઇ. વીસ હજારથી ત્રીસ હજારની રકમ આપવાની માંગણી થઇ છેવટે ત્રીસ હજારે સોદો પત્યો. એક દાક્તરની છોકરી એ વરરાજાએ પસંદ કરી. કારણ કે તેણે ત્રીસ હજારની રકમ આપવાનું મંજુર રાખ્યું હતું. સિંધમા આ કાંઇ પહેલો જ પ્રસંગ નથી, આવા પ્રસંગો તો લગ્નની મોસમમાં કેટલાય બને છે.

## વિદેશ

**અંગ્રેજ લેખિકાને ઈનામ:** સાહિત્ય જગતમાં જે સન્માન માટે સૌ ઝંખે છે એ ' ફેમીના વીએ હયુરકસ પારિતોષિક ' એક અંગ્રેજ લેખિકા મીસ એલીઝાબેથ જેન્કીન્સને ગયે વર્ષે એની બહાર પડેલી નવલ 'હેરીએટ' માટે એનાયત કરવામાં આવ્યું છે.

આ પારિતોષિક એક ફ્રેન્ચ સમિતિએ આપ્યું છે. એ સમિતિ સમક્ષ એક બ્રિટિશ સમિતિએ આ વર્ષે આખરી પસંદગી માટે ત્રણ નવલોની ભલામણ કરી હતી. બીજી બે નવલો એવલીન વાફની એ હેન્ડ ફુલ ઓફ ડસ્ટ ( મુઠીભર ધુળ ) અને એન્ટોનીઆ વ્હાઇટની ' ફ્રોસ્ટ ઇન મે ' (હીમપ્રલય) હતી.

મીસ જેન્કીન્સ ઉત્તર લંડનની એક શાળામાં અંગ્રેજીની શિક્ષિકા છે: એમણે આ પહેલાં લેડી કેરોલીન લેમ્બનું જીવનચરિત્ર અને ' પોર્ટ્રેઇટ ઓફ એન એક્ટર ' ( 'નટની છબી' ) નામનાં પુસ્તકો પ્રગટ કર્યાં હતાં.

**કોન્ઝર્વેટીવ પક્ષના સ્ત્રી પ્રમુખ** છેલ્લા ત્રણ વર્ષના ગાળામા ઇગ્લાંડના કોન્ઝરવેટીવ પક્ષને બીજી વખત સ્ત્રી પ્રમુખની ચુંટણી કરવાની જરૂર પડી છે.

કુ. રેજીના ઇવાન્સે હમણાંજ એ હોદ્દાનું એક વર્ષનું કામકાજ પુરૂ કર્યું છે અને હવે છેલ્લા અઠવાડીયામાં મીસીસ કલેર ફાઇને ઉપ-પ્રમુખ તરીકે ચુંટી કાઢવામા આવી છે. ૧૯૩૮ માં મળનારી " પાર્ટી કોન્ફરન્સ "ની બેઠકની એ પ્રમુખ બનશે એમ માનવામાં આવે છે.

આગલા ઉપપ્રમુખ સર આર્થર સ્ટીવ મેઇક લેન્ડના અવસાનથી મીસીસ ફઇફીની ચુંટણી થયેલી છે. મીસીસ ફઇફી ન્યુકેસલની કોન્ઝરવેટીવ પાર્ટીની એક કામદાર સ્ત્રી છે.

**સ્ત્રીઓને વધુ પ્રતિનિધિત્વ'** આમની

સભામાં હિન્દ બીલની ચર્ચા દરમ્યાન, મીસ એલીનોર રૈથબોને બંગાળ, આસામ અને સરહદમાં બે બે સ્ત્રીઓની બેઠકો વધારવાનો સુધારો રજુ કર્યો હતો. સામાજીક સુધારણા માટે સ્ત્રીઓને વધુ પ્રતિનિધિત્વ મળવું જોઇએ એવી તેમણે દલીલ કરી હતી. આ સુધારાનો સરકારપક્ષ તરફથી વિરોધ થતાં સુધારા ખેંચી લેવાયા હતા.

**સ્ત્રીઓ કરતાં પુરૂષો ઘણા છહીકણ છે** જ્ઞાનતંતુઓની નબળાઇના દર્દો નોકર વર્ગે સ્થાપિત કરેલી સોસાયટીના સભ્યો પૈકીમાંથી ઘણાંને થયાં છે. ૧૯૨૯ માં એનું પ્રમાણ સભ્ય દીઠ .૯૯ દીવસનું હતું. એ વધીને ૧૯૩૪ માં સભ્ય દીઠ ૧.૫૩ નું છે: આ કારણને અંગે સ્ત્રી સભ્યોમાં એ દર્દોનો કંઇ પણ વધારો ન થતાં જે સંખ્યા હતી તેટલી જ રહી છે.

હમણાંજ લંડનમાં ભરાયેલી વાર્ષિક સભામાં આ સત્ય ઘટના તરફ નેશનલ ફેડરેશનના પ્રમુખ મી. હેનરીલેસરે ધ્યાન ખેંચ્યું હતું.

પુરૂષોમાં આવાં દર્દો ઘણાંજ પ્રચલીત થઇ ગયેલા હોવાને કારણે આ બાબતમાં વધારે તપાસ થવાની જરૂર છે એમ મી. હેનરીએ જણાવ્યું હતું.

" જો એ દર્દો ઘણી સંખ્યામાં હોય તો કદાચ સ્ત્રીઓ પણ એમની ભોગ બની પડત પરંતુ આ દર્દો કંઇક ભયજનક હોય એમ લાગે " મી. લેસરે ઉપર પ્રમાણે પોતાનો મત જાહેર કર્યો હતો.

ખરી રીતે આ દર્દો પુરૂષોમાં મોટા ભાગે જોવામાં આવે છે અને એનું કારણ બેકારીની ચિંતા તથા પુરૂષ કામદારોની કામના અભાવે બની ગયેલી અચોક્કસ પરિસ્થિતિ છે એમ માનવામાં આવે છે.

**રમત શોખીન સ્ત્રીઓઃ** અંગ્રેજ સ્ત્રી-ક્રીકેટરોએ ઓસ્ટ્રેલીઆ અને ન્યુઝીલાંડમાં પ્રવાસ કરીને સારો દાખલો બેસાડયો છે, અને હવે એવી ખબર મળે છે કે ચેમ્પીઅન સ્ત્રી ફુટબોલરોની પ્રખ્યાત પ્રેસ્ટન ટીમ તરતમાં જ મેચ રમવા માટે પેરીસ અને રૂએન જવાની છે. જર્મની અને ઇટાલીની પણ મુલાકાત તેઓ લે એવો સંભવ છે.

આ ટીમ ૧૯૧૭ માં એક દારૂગોળાના કારખાનામાં શરૂ થઇ. અત્યાર સુધીમાં ૪૦૭ મેચો રમી છે, ૩૮૬ માં જીત મેળવી છે, ૧૮ ડ્રોમાં ગઇ છે અને માત્ર ત્રણજ ગુમાવી છે. રેકોર્ડ નથી આ ? કોઇ પણ પુરૂષ ખેલાડીઓની ટીમ આમાં ગૌરવ માની શકે.

આ સ્ત્રી ખેલાડીઓની ઉમર ૧૯ થી ૨૫ સુધીની છે. સરેરાશ ઉંચાઇ સાડાપાંચ ફીટ છે. સરેરાશ વજન ૧૩૨ રતલ છે.

પોતાની કારકીર્દીમાં ટીમે પોતાની આવકમાંથી હજારો પૌંડ દાનમાં આપ્યા છે.

**સ્ત્રીઓ માટે સ્વપ્ન ઘર**—ઘરકામની જંજાળમાંથી બની શકે તેટલે અંશે સ્ત્રીઓને રાહત મળે અને ઘર કામ વધારે સારૂં બને એ હેતુથી ઘરમાં વીજળીક શક્તિનો કુશળતાભર્યો ઉપયોગ કરવાના પ્રચારના ઉદ્દેશથી લગભગ દશ વર્ષથી સ્ત્રીઓ માટેની વીજળીક એસોસીએશનની સ્થાપના લંડનમાં થએલી છે. આ એસોસીએશને હાલમાં એક નવું કાર્ય ઉપાડયું છે, એ કાર્ય તે દરેક સ્ત્રી જેની ઇચ્છા કરશે એવા મકાનની યોજના છે,

આ ' સ્વપ્ન ઘર 'ની યોજના કરવા માટે એસોસીએશને પોતાની બધી બુદ્ધિ શક્તિ અને અનુભવનો ઉપયોગ કર્યો છે. આ યોજનાને પરિણામે ઓછામાં ઓછાં કાર્ય સાથે વધારેમાં વધારે સગવડ મળે એવી યોજના થશે. આ ' સ્વપ્ન ઘર 'ની કિંમત એક હજાર પૌંડની રહેશે. આમાં વિજળીક સાધનો અને ચોક્કસ પ્રકારનાં ફરનીચરનો પણ સમાવેશ થઇ જાય છે.

આ ' સ્વપ્ન ઘર 'નું પ્રથમ પ્રદર્શન બ્રીસ્ટલમાં થશે. એ ઘણુંજ લોકપ્રિય થાય અને દેશના બધાય ભાગોમાં પ્રચલીત થાય એવી દરેક આશા એસોસીએસન સેવે છે.

આ વિજળીક એસોસીએસનની અત્યારે ૭૦૦૦ જેટલી સ્ત્રી સભ્યો છે. એનું ૧૦ મું વાર્ષિક અને ચોથું આંતરરાષ્ટ્રીય અધિવેશન મેની તા૦ ૮મીથી તા૦ ૧૧ મી સુધી માન્ચેસ્ટર ખાતે ભરાયું હતું સ્ટોકટરલેંડનાં મેડમ આન્દ્રી ટ્રોલીયટ સ્વીટ્ઝરલેંડનાં ગૃહજીવનમાં વિજળીક પ્રગતિ વિષે નિબંધ વાંચ્યો હતો.

**સોયામાંથી કલાકૃતિઓઃ** સુંદર કામમાંથી, સોયામાંથી ઉપજાવેલી કલા દ્વારા એ છેલ્લાં ચાલીસ વર્ષોમાં બે હજાર ઇનામો જીતી છે. એનું નામ મીસીસ ઇ. બેરામેન. સુંદરલેંડમાં કેસલ સ્ટ્રીટની નજીકમાં કોન્સેટ રોડ પર તે રહે છે.

ઘણું મઝાનું તે ગુંથે છેઃ ખમીસો પણ ફાંકડાં છેલ્લામાં છેલ્લી ઢબના સીવે છે. અને તેની એ કલા માટે લોકો આફરીન પોકારે છે.

એ કલાની કારીગીરીને અંગે મળેલાં બે હજાર ઇનામોથી તેનું આખું દ્વાર ઉભરાઇ ગયું છે.

ડરહામ, નોર્થમ્બરલેંડ, યોર્કશાયર, લેંકેશાયર, ગ્લાસગો અને એડીનબર્ગમાં તેની કૃતીઓનું પ્રદર્શન ભરાઇ ગયું છે. કેટલાય પ્રસંગોએ તે પહેલાં ઇનામો જીતી છે.

સર્વત્ર તેની ખ્યાતી ફેલાઇ ગઇ છે.

**સ્ત્રી પુરૂષના સરખા પગાર.** "વીમેન સીવીલ સર્વન્ટસ "ની નેશનલ એસોસીએસનના વાર્ષિક ખાણા વખતે કર્નલ ડી. કલીફ્ટન એમ. પી. એ જણાવ્યું હતું કે વેપાર ઉદ્યોગમાં સ્ત્રીઓ હવે અગણીત સંખ્યામાં દાખલ થઇ છે એ સૌ કોઇ જાણી ચુકયા છે. એકય સંબંધી જે પ્રશ્ન આમની સભાએ બહાર પાડયો છે તે ઉપર દબાણ કરીને, દેશની મુશ્કેલ પરિસ્થિતિ તરફ સહાનુભુતી હોવાથી સીવીલ નોકરો વિષે કંઇ પણ કહેવાનો મારો વિચાર નથી. પુરૂષ અને સ્ત્રી બંને જાતીને મળના સરખા પગારની બાબત જે ટ્રેઝરીએ રજુ કરી છે તેની સામેના વાંધાને પહોચી વળવા માટે આજે, પાર્લામેન્ટ હોશીયારીથી સામનો કરશે. જો જાહેર જનતાને એમ સાબીત કરવામાં આવે કે, સ્ત્રીઓના પગારનઃ દર પુરૂષો જેટલા જ રાખવામાં આવે અને સ્ત્રીઓની મજુરી સસ્તી થઇ જવા ન પામે તો સરકાર સીધે રસ્તે આવી જાય અને બન્ને જાતીને સરખા જ પગારો મળે એ દીશામાં ચોક્કસ પગલાં ભરે.

**બ્રીટનની સૌન્દર્યઘેલી સ્ત્રીઓઃ** સર્વાંગ સુંદર બનવાની અભિલાષા એ અર્વાચીન યુગની સ્ત્રીની ટેવ છે. પણ એ ઘણી જ ખર્ચાળ ટેવ છે. ગ્રેટ બ્રીટનમાં આ સૌન્દર્ય સાધનાની સામગ્રીઓ તૈયાર કરવામાં દર વર્ષે કાંઇ નહીં તો બે કરોડ પૌંડ ખર્ચવામાં આવે છે.

એક નિષ્ણાતે તાજેતરમાં કેટલીક મજાનરી કરી હતી. તે ઉપરથી એમ માલમ પડયું છે કે એક અંગ્રેજ સ્ત્રી સરાસરી વર્ષે ત્રણ પાઉંડની રકમ સ્ત્રીત્વને આકર્ષક બનાવવામાં ખર્ચે છે. લંડનમાં વસની સ્ત્રી માટે આ રકમ પાંચ પાઉન્ડની લગભગ થવા જાય છે.

બ્રીટનના એક મોટામાં મોટા સ્ટોરના ડીરેક્ટરના જણાવ્યા પ્રમાણે તેમના સ્ટોરમાં થતી માલની ઉથલપાથલમાં મોઢે લગાડવાનાં પાવડર, લીપસ્ટીક, સસ્તાં અત્તરોના વેપારનું પ્રમાણ ૨૯ ટકા જેટલું છે.

આ રકમ નાની કે નજીવી નથી એની તુલના માટે એક જ દાખલો ટાંકીએ. ગયે વર્ષે ગ્રેટબ્રીટને પ્રજાને તંદુરસ્ત રાખવા પાછળ જાહેર પ્રજાનાં નાણાંમાંથી પૌં. ૨૧,૭૨૨,૮૯૧, નો ઉપયોગ કર્યો. સ્ત્રીઓ લગભગ આટલી જ રકમ પોતાના સૌન્દર્યને વધારવા માટેનાં સાધનો ખરીદવા પાછળ ખર્ચે છે.

સરકારી કચેરીની એક ટાઇપીસ્ટે એવો એકરાર કર્યો હતો કે, સૌન્દર્ય વધારવાની સામગ્રીઓ પાછળ દર અઠવાડીયે તે ૭ શી. થી ૮ શીલીંગ ખર્ચે છે. જ્યારે લંચ પાછળ રોજ તે માત્ર ૭ પેન્સ ખર્ચે છે.

"આજની છોકરીઓ સૌન્દર્યઘેલી છે." વેસ્ટ એન્ડના એક જુના કેમીસ્ટનો આ અભીપ્રાય છે. "વીસ વર્ષ પહેલાં જ્યાં હું મોઢે લગાડવાના પાવડરની એક ડબી વેચતો ત્યાં આજે હું ૨૦ એવી ડબી વેચું છું અને તેય વળી ઘણા વધારે નફાથી."

**મેડમ ઈ. એ. મોરોઝોવા** સ્ત્રી અને પુરૂષ વચ્ચે સમાનતાની ઘોષણા દુનીયાભરના દેશોમાં થઇ રહી છે. પરંતુ એનો દરેક દીશામાં અમલ કરનારો દેશ સોવીયેટ રશીયા છે. સોવીયેટ રશીયાની સરકારે સ્ત્રી અને પુરૂષની સમાનતાનો સર્વાંશે સ્વીકાર કરેલો છે.

હાલમાંજ સોવીએટના એક જીલ્લાનો કારોબાર ચલાવવા માટે મેડમ ઇ. એ. મોરોઝોવા નામનાં બાનુની ચુંટણી થઇ છે. કર્કસ પ્રાંતમાં આવેલાં સોલોમેન્સ્કી પર, તે રાજકારોબાર ચલાવશે. છેલ્લાં બાર વર્ષ દરમ્યાન મેડમ મોરોઝોવા અનેક અગત્યના હોદ્દાઓ ધરાવી ચુકયાં છે.

નીના કામનેવા સોવીયેટ રશીયાની બહાદુર મહીલા છે. તેણે મોસ્કો ખાતે વીમાનમાંથી નીચે પેરેશુટ દ્વારા વીલંબ કરીને કુદવાનો રેકોડ કર્યો છે. મોસ્કો પરથી પ્રથમ ૧૦૦૦૦ ફીટ ઉંચાઇએથી તે વીમાનમાંથી કુદી હતી.

પણ જમીનથી તે માત્ર ૮૦૦ ફીટ ઉંચે હતી ત્યારેજ તેણે પેરેશુટ તો ઉઘાડયું અને તે પાછી સલામતીથી નીચે ઉતરી.

**રશીયાની સ્ત્રીઓ** જગતના કોઇ પણ શહેરમાં સ્ત્રીઓ કામ કરતી ન હોય તેવી દીશાઓમાં

આજે, સોવીયેટ રશીયાની રમણીઓ પોતાનો ભાગ ભજવી રહી છે. સ્ત્રી વિષયોની પ્રવૃત્તિઓનું એક અંદાજપત્ર નીચે પ્રમાણે આપવામાં આવ્યું છે:—

| | સંખ્યા |
|---|---|
| કારખાનાઓમાં અને દુકાનોમાં કામ કરતી સ્ત્રીઓઃ | ૩,૬૯૭,૦૦૦ |
| ખેતરોમાં કામ કરતી સ્ત્રીઓ | ૧૬૫,૦૦૦ |
| ખેતીવાડીના શોક બ્રીગેડમાં કામ કરતી સ્ત્રીઓ | ૫૦,૦૦૦ |
| વૈજ્ઞાનીક શાળાઓનાં કામ કરતી સ્ત્રીઓ | ૧૨,૫૦૦ |
| શારીરીક કેળવણીના શિક્ષણ કાર્યમાં કામ કરતી સ્ત્રીઓ | ૨,૦૦૦,૦૦૦ |

એક બીજી રસમય નોંધ કરવા જેવી એ છે કે "કેમીકલ ઇન્ડસ્ટ્રીઝ"માં લગભગ ૨૨૫ ટકા સ્ત્રીઓજ કામ કરે છે.

**સમાન હક્કો આપોઃ** "પુરૂષો જે કામ કરી રહ્યા છે. તે કામ પરિણીત સ્ત્રીઓને નહીં આપવામાં આવે તો સ્ત્રીઓ લગ્નની પ્રથાનો પરાણે ત્યાગ કરશે."

જીનીવા ખાતે રાષ્ટ્રસંઘના મકાનમાં આંતરરાષ્ટ્રીય વિદ્યાર્થી સંસ્થાની કમીટીની સભામાં એક અંગ્રેજ વિદ્યાર્થીનીએ પરિણીત સ્ત્રીઓના સમાન હક્કો પર ભાષણ કરતાં ઉપલા શબ્દો ઉચ્ચાર્યા હતા.

ભાષણ કરનાર મીસ એસ. એમ. બોવી, "ફેડરેશન ઓફ યુનીવર્સીટી વીમેન" ની પ્રતિનિધિ હતી.

આ કમીટી ઇન્ટર નેશનલ લેબર એસોસીએશનને આંતરરાષ્ટ્રીય કરાર કરવા અને બાળકોનાં ભાવી જીવન પ્રદેશ સંબંધમાં માબાપોને સલાહ આપવા જીનીવામાં એક સેંટ્રલ કમીટી સ્થાપવા ધારે છે.

**પેરીસની પહેલી સ્ત્રી-પોલીસઃ** પેરીસમાં પહેલ વહેલી વખતે જ બે સ્ત્રી પોલીસની નીમણૂક થઇ છે.

તેઓને ખાસ પોલીસનું શિક્ષણ આપવામાં આવ્યું છે, અને પોતાનું કામ સંભાળી લે તે પહેલાં પોલીસ ખાતાના નીષ્ણાતે એમ. લેંગરન તરફથી એમની પરીક્ષા પણ લેવામાં આવી છે.

સુંવાળી હેટો, વાળેલાં કોલરોવાળાં જાંબલી બ્લાઉઝો અને બ્રાઉન જોડા' એ એમનો પહેરવેશ છે.

એમને સોંપેલી ફરજોની મર્યાદા પ્રીફેક્ચર નકકી કરે છે. આ ફરજોમાં મોટી સ્ત્રીઓને લગતા, છોકરીઓ તથા બાળકોને લગતા પ્રશ્નોનો સમાવેશ થઇ જાય છે. તે ઉપરાંત બીજા ઘણાં કામો સોંપવામાં આવે છે જેવાં કે છોકરાઓને ભીખ માગતાં અટકાવવાનું ને દાબી દેવાનું, નિશાળમાંથી પલાયન કરી જતાં છોકરાંઓને ભીખ માંગતાં અટકાવવાનું ને દાબી દેવાનું, નીશાળમાંથી પલાયન કરી જતાં છોકરાંઓને સંભાળવાનું, કાયદા વીરૂદ્ધ કામ કરતી સ્ત્રીઓને અથવા ઉમ્મર લાયક નહિ એવી છોકરીઓ જો દુકાનમાં કામ કરતી હોય તો તેને અટકાવવાનું અને છોકરીઓની નિશાળ પર જાપ્તો રાખવાનું જાહેર રસ્તાઓ અને કસરતશાળાઓ પર દેખરેખ રાખવાનું, રેલ્વે સ્ટેશન અન્ડર ગ્રાઉન્ડ રેલ્વે પર નજર રાખવાનું આટલા કાર્યો સ્ત્રી પોલીસોને સોંપવામાં આવે છે.

——x——

## ડૂબતા દેશને બચાવવાનો ધર્મ

જ્યારે સમસ્ત જગતની વ્યવસ્થા ચગડોળે ચડી છે, સમસ્ત જગત પોતાની સ્થિતિ સુધારવાને સ્વદેશીધર્મ સૂચવે છે ત્યારે આપણે 'સ્વદેશી એટલે શું' તેની વ્યાખ્યાનું નિરાકરણ પણ કરી શકયાં નથી! આ શોકજનક ગંભીર પરિસ્થિતિમાંથી જાગૃત થઇને આપણા ડૂબતા દેશને બચાવવાનો ધર્મ સહુ કોઇ સમજે એજ ઇચ્છા આપણે રાખીશું. સ્વદેશીમાંજ આપણો ઉદ્ધાર છે. આ સરળ, સોંઘું શસ્ત્ર આપણા હાથમાં છે તેનો ઉપયોગ સહુ કોઇએ કરવો ઘટે. સ્વદેશીના પ્રચારમાં સહુ સાથ આપો.

—શ્રીમતી શારદા મ્હેતા

× × ×

સ્ત્રી વનને પણ રાજમહેલો જેટલું સુંદર બનાવી દે છે. રામાયણ

# આ અંકની કેટલીક લેખિકાઓ

:: ઝાંખો પરિચય ::

### મીસીસ માર્ગરેટ કઝીન્સ

હિન્દની મહિલા પ્રવૃત્તિથી પરિચિત કોઇ પણ આ સેવાભાવિ આયરીશ મહિલાને ન ભુલી શકે. હિન્દની સ્ત્રી ચળવળનાં પ્રણેતાઓમાંનાં તેઓ એક છે. અખિલ ભારતીય મહિલા પરિષદનાં તેઓ જનેતા છે. અને હિન્દની સ્ત્રીઓનાં હિતો સાચવવા માટે મથન કરી રહ્યાં છે. તેમણે 'આંતરરાષ્ટ્રીય જગતમાં સન્માન ધરાવતી મહિલાઓ વિષેનો તેમનો સંસ્મરણ લેખ મોકલીને 'ગુણસુન્દરી'ના વાચકોને ઉપકૃત કર્યો છે. તેમની કલમની એક પ્રસાદીનો લાભ આવતા અંકે મળવાનો છે.

### મીસીસ કેરી ચેપમેન કેટ

આંતરરાષ્ટ્રીય સ્ત્રી મતાધિકાર સંઘના આદ્ય સ્થાપક છે અને વર્ષો સુધી એ સંઘનું પ્રમુખ સ્થાન તેમણે શોભાવ્યું છે. અમેરિકાની મહિલા પ્રવૃત્તિનાં તેઓ અગ્રગણ્ય આગેવાન છે અને તેમણે સ્રીમતાધિકાર અને સમાન ગહેરીપણાંના હક્ક માટે કરેલી લડત સ્રીસ્વાતન્ત્ર્યના ઇતિહાસમાં ગણના યોગ્ય સ્થાન ધરાવશે. મીસીસ માર્ગરેટ કઝીન્સે તેમના લેખમાં આ સન્નારીનો પરિચય કાંઇક વિસ્તારથી કરાવ્યો છે તેના પ્રત્યે વાંચકોનું અમે ધ્યાન ખેંચીએ છીએ.

### મીસીસ કોરબેટ એશબી

આંતરરાષ્ટ્રીય સ્ત્રી મતાધિકાર કોંગ્રેસના આ વખતના ઇસ્તાનબુલનાં અધિવેશનનાં આ બહેન પ્રમુખ છે. તાજેતરમાં જ તેઓ હિન્દની મુલાકાતે આવી ગયાં હતાં અને તેમની પ્રવૃત્તિઓથી 'ગુણસુન્દરી'ના વાચકો માહિતગાર છે. આંતરરાષ્ટ્રીય સ્ત્રી મતાધિકાર સંઘનાં માનીત એગની પ્રમુખ છે.બ્રિટિશ સરકારે ગણો વધારવાની નીતિ જાહેર કરી, તે સામે તેમણે વિરોધ જાહેર કરીને રાષ્ટ્રસંઘની સમિતિમાંથી રાજીનામું આપ્યું છે.

### મીસ એલીસન નીલાન્સ

આંતરરાષ્ટ્રીય સ્રીમતાધિકાર સંઘની સ્રીપુરૂષ માટે નીતિનું સમાન ધોરણએ માટેનાં કમીશનનાં આ બહેન ઉપપ્રમુખ છે. ૨૨ વર્ષથી તેઓ બ્રિટિશ એસોસીએશન ઓફ મોરલ એન્ડ સોશીયલ હાઇજીનના મંત્રી છે. અને જાહેર તંદુરસ્તી અને નીતિના પ્રશ્નોમાં તેઓ નિષ્ણાત છે. ચેટબ્રિટનની સ્રીમતાધિકાર માટેની સહેજ ચળવળમાં પણ તેમણે ભાગ લીધો હતો.

### ફ્રોકન ઇન્જબર્ગ વાલીન

બધાય ક્ષેત્રોમાં સ્રીઓ કાર્ય કરી શકે એવી ચળવળ કરનારી આંતરરાષ્ટ્રીય સ્રીમતાધિકાર સંઘની સમિતિમાં આ બહેન પ્રમુખ છે. ગુંથણ કામ અને બીજી હસ્તકળા માટેની શાળાઓમાં ઇન્સ્પેક્ટર તરીકે સ્વીડનની સરકારી નોકરીમાં ૪૦ વર્ષો સુધી કામ કર્યા બાદ છેક ગયે વર્ષે જ તેઓ નિવૃત્ત થયાં છે.

### મીસ કે. ડી. કર્ટની

સંઘના શાન્તિ માટેનાં કમીશનનાં આ બહેન બ્રિટિશ સભ્ય છે. જીનેવાની સ્રીઓની આંતરરાષ્ટ્રીય સંસ્થાઓની શસ્ત્ર બંધી કમીટીનાં તેઓ ઉપપ્રમુખ છે.

### ફ્રોકન ઇબ્ન વર્ગ હેનસન

આ બહેનનો કોઇ લેખ આ અંકમાં નથી પણ ૧૯૩૧ થી આ બહેન બચાવ પક્ષના ધારાશાસ્ત્રી તરીકે ન્યાયખાતાંના પ્રધાન મંડળમાં જગા ધરાવે છે; તેઓ ડેન્માર્કનાં કુશળ ધારાશાસ્ત્રી છે.

### મીસીસ બેસી રીશ બીથ

આ બહેન ઓસ્ટ્રેલીયાની સ્રી મતદારોનાં પ્રમુખ છે. પશ્ચિમ ઓસ્ટ્રેલીયાનાં તેઓ જે. પી. છે રાષ્ટ્રસંઘ યુનીયનમાં ઓસ્ટ્રેલીયા તરફના ઉપપ્રમુખ છે.

ગુણસુન્દરીના વાચકો !

આટલી નોંધ કરી લેજો !

# શ્રી. કનૈયાલાલ મા. મુનશી

પો તા ની આ ત્મ ક થા

# અર્ધે રસ્તે

એ મથાળા નીચે એમની લાક્ષણિક રસિક શૈલીમાં

# કૌ મુ દી

માસિકમાં એપ્રિલ અંકથી નિયમિત લખે છે

તમે કૌમુદીના ગ્રાહક છો ?

ન હો તો આજે જ રૂા. ૫) મ. ઓ. થી

મોકલી ગ્રાહક થઇ જાઓ.

'કૌમુદી' કાર્યાલય, વડોદરા.

# આંતરરાષ્ટ્રીય મહિલા પરિષદ

પૂર્વેદરેક વર્ષો પર તુર્કસ્તાનના જે વિશાળ મહાલયના શેહમાઠવાળા આગારોમાં તુર્કીના સુલતાનની અસંખ્ય પત્નીઓ જનાનામાં મહાલી રહેતી હતી, એ યીલ્ડીઝ મહેલના વિરાટ આગારોમાં એપ્રિલ માસ દરમ્યાન, જગતભરની મહિલાઓની સ્વતંત્રતા માટે ઝંખી રહેલી અને તેને માટે લડત લડી રહેલી દુનિયાની પ્રતિનિધિ સ્ત્રીઓ ભેગી મળી હતી. તુર્કી સ્ત્રીનો એ સાચેજ વિજય નથી શું ?

આજની તુર્કીની સ્વતંત્ર, પડદામાંથી છુટેલી સ્ત્રી રાષ્ટ્રીય મહાસભાની પ્રતિનિધિ બનેલી મ્યુનીસીપાલીટીમાં સ્થાન પામેલી, અને સૌથી વધુ પ્રગતીમાન ગણાય એવા બધાય હક્કો લગભગ મેળવી ચુકેલી, સ્ત્રીસ્વાતંત્ર્યવાદી તુર્કીની સ્ત્રીએ ઉન્નત મસ્તકે, ત્રીસ દેશોની પ્રતિનિધિ મહિલાઓનો સત્કાર કર્યો, આંતરરાષ્ટ્રીય સ્ત્રી મતાધિકાર સંઘ મહાસભાના બારમા મહાધિવેશનનો એ ભવ્ય પ્રસંગ હતો.

આ બારમી મહાસભામાં હાજરી આપવા માટે ૨૮૦ જેટલી સ્ત્રી સફ્રેજીસ્ટો ઇસ્તાન્બુલ ખાતે આવી હતી. તુર્કસ્તાનની સાથેજ સ્ત્રીઓને સંપૂર્ણ રાજકીય સમાનતા આપનાર દેશ બ્રાઝીલમાંથી એક સ્ત્રીનેતા તો આરૂ ઝેપેલીનમાં થોડાક દીવસ ઉડીને ઇસ્તાંબુલ આવી હતીઃ એ ઉપરાંત પણ ન્યુઝીલાન્ડ, ઓસ્ટ્રેલીયા, યુનાઇટેડ સ્ટેટસ અને જર્મની, રૂમાનીયા, ઇજીપ્તથી પ્રતિનિધિ મહિલાઓ મોટી સંખ્યામાં આવી હતી. પહેલીજ વાર હિન્દથી પણ બે મુસ્લીમ સ્ત્રી પ્રતિનિધિઓ આવી હતી. જમાઇકાથી આવેલી એક નીગ્રો યુવતીએ મહા અધિવેશનમાં અનોખું ગૌરવ પાડયો. કોલમ્બો થઇને આવેલાં આસ્ટ્રેલીયન પ્રતિનિધિ મંડળ સાથે સીલોનની મુસ્લીમ સ્ત્રીઓએ સફળતા ઇચ્છતો સંદેશ પાઠવ્યો હતો. અને પૂર્વની સ્ત્રીઓનાં ભાવી માટે તેમણે આશાવાદ વ્યક્ત કર્યો હતો. બ્રીટીશ પ્રતિનિધિઓમાં મહાધિવેશનના પ્રમુખ શ્રીમતી માર્ગરેટ કારબેટ એશબી અને પાર્લામેન્ટનાં સભ્ય લેડી એસ્ટર ખાસ ધ્યાન ખેંચી રહ્યાં હતાં.

આ અધિવેશન એવું હતું કે જેમાં પૂર્વની સ્ત્રીઓ કરતાં પશ્ચિમની સ્ત્રીઓને ઉતરતું સ્થાન લેવું પડતું હોય એમ લાગતું હતું. ઇજીપ્તનું પ્રતિનિધિ મંડળ મેડમ હોદા ચારોઇપાશાની આગેવાની હેઠળ આવ્યું હતું. એમાં ૧૫ બહેનો આવી હતી. અધિવેશનની ચર્ચામાં એ પ્રતિનિધિ મંડળે આગળ પડતો ભાગ લીધો હતો. હિન્દનાં બે પ્રતિનિધિ બહેનો મેડમ હુસેન અને બેગમ હમીદઅલીએ ઘણાં ભાષણો કર્યાં હતાં. જમાઇકાના ગુલામ પ્રદેશમાંથી આવેલી આફ્રીકન વંશજ, નીગ્રો બાનુએ તો પોતાની બુદ્ધિ અને સ્ત્રીસ્વાતંત્ર્ય માટેના આશાવાદથી સર્વને ચકીત કરી નાખ્યાં. ઇરાન, ડેમાસ્કસ અને જેરૂસલામ સીરીયા અને પાન-ઇન્ડીયન પરીષદ વગેરેની પૂર્વની મહિલા સંસ્થાઓને આંતરરાષ્ટ્રીય સ્ત્રીમતાધિકાર સંઘ સાથે જોડવામાં આવી છે.

પશ્ચિમ અને પૂર્વની સ્ત્રીઓ વચ્ચે ભવિષ્યની મંત્રણા એ પ્રશ્નનો ઠીક ઠીક વિકાસ થયો છે. પરિસ્થિતિ ઘણીજ ગંભીર થયેલી કહેવાય છે. પશ્ચિમમાં જર્મની જેવા કેટલાક દેશોમાં સ્ત્રીઓને તેઓએ મેળવેલા હક્કોથી વંચીત કરવામાં આવી રહી છે અને બીજા

દેશો પુરુષોના આર્થીક દબાણને વશ થઇને અત્યાર સુધી સ્ત્રીઓ માટે ખુલ્લાં રહેલાં નોકરીનાં દ્વાર બંધ કરી રહ્યા છે. આ બાબતમાં બ્રીટનનો પણ ઉલ્લેખ કરવામાં આવ્યો હતો.

પશ્ચિમમાં આમ પીછેહઠવાદી ચળવળ ચાલી રહી છે અને પ્રથમ સ્વતંત્રતા મેળવનારી પશ્ચિમની સ્ત્રીઓ ફરીથી ગુલામીનાં જુના બંધનોમાં જકડાઇ જાય એવો ભય ઉત્પન્ન થયો છે. તેથી સ્વતંત્રતા મેળવનારી પૂર્વની સ્ત્રીઓએ હવે પશ્ચિમની સ્ત્રીઓની સહાયે આવવાની જરૂર ઉભી થઇ છે.

પણ આ સહકાર કાંઇ એકપક્ષીય રહેવાનો નથી. પૂર્વના દેશોમાં પણ અમુક ચોક્કસ દેશોમાંજ સ્ત્રીઓ સ્વતંત્ર થએલી છે. ઇજીપ્તના પ્રતિનિધિ મંડળે એ ભાર પૂર્વક જણાવ્યું હતું કે પૂર્વની સ્ત્રીઓ જે પ્રગતિ કરી શકી હોય તો તે તુર્કના નેતા કમાલને જ આભારી છે. તુર્કી મહિલા સંઘના વડા તરીકે મેડમ લનીફ બેકીરે જણાવ્યું હતું કે, તુર્કી સ્ત્રીઓ આજે તેમના સંપૂર્ણ સ્વતંત્ર દરજ્જાએ પહોંચી છે તે કાઇ પણ લડત વિનાજ પહોંચી શકી છે. તુર્કી સ્ત્રીઓ જ્યારે યોગ્ય જણાઇ ત્યારે મુસ્તફા કમાલે તેઓને એ દરજ્જો બક્ષી દીધો

અને ખાનગી મંત્રણાઓ દરમ્યાન ઇજીપ્તની પ્રતિનિધિ બહેનો મુક્ત કંઠે એનો સ્વીકાર કરતી હતી કે ઇજીપ્તની મહિલાઓ કરતાં તુર્કીની મહિલાઓ ઘણીજ આગળ વધેલી છે. તુર્કીની મહિલાઓના સમાન દરજ્જા પર આવવા માટે હજી તો ઇજીપ્તની મહિલાઓએ ઘણું ઘણું કરવાનું છે. તુર્કી સ્ત્રીઓની સંખ્યા કરતાં સ્વતંત્ર થએલી ઇજીપ્તની સ્ત્રીઓની સંખ્યા તો ખાસ કરીને ઘણી નાની છે.

હિન્દી પ્રતિનિધિ બેગમ હમીદઅલીએ અનેક પત્નીનો રીવાજ હદ્દથ ભયજનક છે એ ભારપૂર્વક જણાવ્યું હતું. ચીન જાપાન, હિન્દ, અફઘાનીસ્તાન, આફ્રીકા, અને અગ્નેબીયાની સ્ત્રીઓની અવનત દશાનું મૂળ એ પ્રથામાં રહેલું છે. આ દિશામાં હિન્દમાં ઘણું કામ કરવામાં આવે છે. બાલલગ્નો હવે ઓછા થતાં જાય છે, પરંતુ સામાન્ય રીતે પૂર્વનો સ્ત્રી સમાજ અનેક પત્નીવાદની દમનભરી પ્રથા હેઠળ જીવે છે.

નાઝી જર્મનીમા સ્ત્રીઓના હક્કો સામે પ્રત્યાઘાતી ચળવળ ચાલી રહેલી છે તેની ચર્ચા પણ થઇ હતી. આના સંબંધમાં ગમે તેટલી ગપ્પો ઉડતી અટકે તે માટે, આ વિવાદગ્રસ્ત પ્રશ્નની ચર્ચા જાહેર બેઠક પહેલાં ખાનગી બેઠકમાં કરવામાં આવે, એ જરૂરી માનવામાં આવ્યું હતું. હર હીટલરના રાજ્યકાળ દરમ્યાન સ્ત્રીઓ ઉપર મુકાયલા પ્રતિબંધો વિષે જર્મન સ્ત્રી પ્રતિનિધિઓને, નીખાલસ ઉત્તર આપવાનું જણાવવામાં પણ આવ્યું હતું. એ પ્રશ્નોના જે ઉત્તર ત્યાં આપવામાં આવ્યા હતા, તે ઉપરથી પરિસ્થિતિ ઘણીજ ગંભીર હોવાનું માલમ પડયું હતું. જાહેર બેઠકમા લેડી એસ્ટરે જણાવ્યું હતું કે. " જે સ્ત્રીઓએ મેળવેલા હક્કો ગુમાવ્યા છે તેઓએ આશાનો ત્યાગ કરવો જોઇએ નહિ. આખરે તેમને તો ન્યાય આપવામાં આવશે. " જે દેશોમાં આની પીછેહઠવાળી પ્રવૃત્તિઓ ચાલતી હોય તે દેશોની પરિસ્થિતિનો અભ્યાસ કરીને સ્ત્રીઓના હક્કો માટે સંગઠીત થવાના પ્રયાસ કરવાનું ઠરાવવામાં આવ્યું હતું.

સ્ત્રીઓ માટે આંતરરાષ્ટ્રીય સલામતી અને આર્થિક સલામતી એ મહાસભાના અધિવેશનમાં થયેલા નિર્ણયનો મુખ્ય ધ્વનિ હતો.

અમેરીકાનાં મીસ જોસેફાઇન શાઇન, બ્રીટનનાં મીસીસ માારગરેટ કારબેટ એશબી અને મીસ મેરી ડીંગમેન, ફ્રાન્સનો મેડમ માલાટેરે મેલીમર અને મેડમ ડરેક્ષ બારનેની આગેવાની હેઠળ, દુનીયાની મહિલાઓએ

શસ્ત્રોની ખાનગી બનાવટ સામે પ્રુંબેશ ઉઠા-વવાની જરૂર દર્શાવતો અને ઝઘડાના સમાધાન માટે આંતરરાષ્ટ્રીય લવાદની પ્રથા દાખલ કર-વાની માંગણી કરવામાં આવી હતી. તે સાથે સ્ત્રીઓના આર્થિક દરજ્જાના આંતરરાષ્ટ્રીય સ્વીકારની પણ માંગણી થઇ હતી.

પરિષદમાં આવેલા પ્રતિનિધિઓએ પોત-પોતાના દેશમાં સ્ત્રીઓની સ્થિતિ સંબંધમાં અવલોકનો રજુ કર્યાં હતાં. ઘણાખરા દેશોમાં સ્ત્રીઓની રોજી રાખવાનાં સાધનો પર સીવીલ સર્વીસ દ્વારા જ પ્રહારો કરવાની શરૂઆત થઇ હતી. ગ્રેટ બ્રીટન, ઇટાલી, ઓસ્ટ્રીઆ, નોર્વે, સ્વીડન, ડેનમાર્ક, હોલાન્ડ, ફીન્લેન્ડ, પોલાન્ડ. અને બલ્ગેરીયામાં સનંદી નોકરીમાં રહેલી સ્ત્રીઓ પરાજય પામી રહી છે, અથવા એવો ભય સેવી રહી છે.

બેલ્જીયમમાં તો સ્ટેનોગ્રાફર કે ટાઇપીસ્ટ તરીકેની નોકરીની જગાઓ પણ છેલ્લાં એક વર્ષથી જ્યાં સુધી પુરુષો બની શકે ત્યાં સુધી તેઓને માટે જ અનામત રાખવામાં આવી છે. ઝેકોસ્લોવેકીયામાં રાજ્યની રેલ્વેઓમાં જોડાતી સ્ત્રી અમલદારોને ૧૯૩૨ થી એવા કોન્ટ્રાક્ટ પર સહી કરવાની ફરજ પડે છે કે, લગ્ન થતાંની સાથે જ તેઓ એ જગા ગુમાવ-વાનું કબુલે છે અને એની જગાએ, કોઇપણ સમયે બરતરફી મળે એવી કોઇ જગા તેને આપવામાં આવે તો તેનો સ્વીકાર કરવો.

બીજા દેશોમાં-ઇજીપ્ત, પોર્ટુગલ અને તુર્કીના અપવાદ સીવાય સ્ત્રીઓના હક્કો પર ગંભીર પ્રહારો થઇ રહ્યા છે. જો કે હજી એને અંગે ગંભીર નુકસાન થયું નથી. ફ્રાન્સમાં વિગ્રહ ખાતામાં સ્ત્રીઓને બઢતી આપવા સામે પ્રતિબંધ મુકતાં પગલાં લેવામાં આવ્યાં છે. સ્વીડનમાં પુરૂષો માટે તેમજ સ્ત્રીઓ માટે જુદી જુદી પરીક્ષાઓની પ્રથા દાખલ કરવામાં આવી છે. અને સ્ત્રીઓ માટે એ પરીક્ષાઓ ઘણી ઓછી વાર લેવામાં આવે છે તેથી પુરૂષો જેવા જ હકકો ધરાવતી હોવા છતાં સ્ત્રીઓ તાર અમલદારોના હોદ્દાઓ પર પહોંચતી અ-ટકી જવા લાગી છે.

આ બધાય પ્રહારોમાં સૌથી વધું સહન જો કોઇને પણ કરવું પડતું હોય તો તે પરિણિત સ્ત્રીઓને છે. જે પ્રશ્નો જાહેર પ્રજા-મતે પુરતા વિચાર્યા નથી, તે પ્રશ્નો પરત્વે સહેલાઇથી નિર્ણયો બાંધી નાખતી જાહેર પ્રજાની વિચારશીલતાના અભાવવાળી મનો-વૃત્તિને આભારી છે. મજુર સંઘો, યુવાન પુરૂષ કામદારો, એકાકી સ્ત્રીઓ અને પરિણિત સ્ત્રીઓ કે જેઓ પોતાનાં ઘરમાં જ કામ કરી રહી છે, એ સર્વ રોજી રળનાર પરિણિત સ્ત્રીને સજા કરવામાં એકત્ર થયાં છે, અને માલેકોએ તો પોતાના લાભનો જ વિચાર કરીને આ દીશાનું અનુસરણ કર્યું છે.

આખાં યુરોપમાં, જે સ્ત્રીઓ સમાજોદ્ધારા સંગઠીત છે તેઓએ આ ભય સામે પરિષદો, પ્રચારકાર્ય, પ્રતિનિધિ મંડળો વગેરે દ્વારા વિરોધનાં પગલાં લેવા માંડયાં છે. જો કે, તે બધામાં સફળતા મળી નથી. જ્યાં સફળતા મળી છે ત્યાં પણ તે ઘણી મુશ્કેલીથી મળી છે. પરંતુ આ દીશામાં પુરતો પ્રચાર કરવા માટે પૂરતુ સંગઠન નથી. જુદી જુદી સંસ્થાઓ વચ્ચે કાયમી સહકારનો અભાવ છે એ બીના-નો સ્વીકાર કરવામાં આવ્યો હતો.

સ્ત્રીઓના આર્થિક દરજ્જા સંબંધમાં, હજી આજેય ઘણી બેદરકારી જણાય છે, અને પ્રત્યઘાતી વલણો આજ વિચારણાને આભારી છે.

“ગુણસુન્દરી”

# બાલવિભાગ

તન્ત્રી : સોમભાઇ પટેલ,
C/o ધી ન્યુ ઇરા સ્કૂલ, મુંબઈ, ૭.

વર્ષ ૫ : અંક ૬ પુસ્તક ૫ જુન : ૧૯૩૫

## ફૂલ રે ફૂલ

અલ્યા, ફૂલ રે ફૂલ મારા જીવનનું ગુલ
તારી મોંઘેરી ઝૂલ કોણ મૂલવશે મૂલ ?

પેલો પવનનો પૂલ
તારી સત્તા લે કૂલ

ભલે એકજ હો ભૂલ અલ્યા, ફૂલ રે ફૂલ
એના કોપે તું ધૂલ તને દીઠે સહુ ડૂલ

"ગુણમન્જરી"

એક પક્કું શિયાળ હતું તે દેડકાભાઇનો ઢોંગ કળી ગયું. ઠાવકું મોં રાખી તે બોલ્યું, "મહેરબાન, તમે તમારૂં પાતળું બેડોળ ડાચું, ડાઘા ડાઘાવાળી ચામડી અને કઢંગુ શરીર તો પ્રથમ સુધારો, પછી બીજાની વાત."

દેડકું આ સાંભળી ખૂબ શરમાઇ ગયું ને તરત જ વીલે મોંઢે ત્યાંથી ચાલ્યું ગયું.

ચન્દ્રશંકર

"ગુણસુન્દરી"

# બાલવિભાગ

તન્ત્રી : સોમભાઇ પટેલ,
C/o ધી ન્યુ ઇરા સ્કૂલ, મુંબઈ, ૭.



આલ્પ્સના પહાડી પ્રદેશો છે. આ પહાડી પ્રદેશોમાં સુંદર સરોવરો અને વિશાળ નદીઓ વહી રહી છે. એનાં રસાળ મેદાનો અને ફળદ્રુપ ખીણો પાકથી ભરપુર છે. એના ઉત્તરમાં આવેલા સ્કેન્ડીનેવીઆની વિશાળ ફિયાર્ડોમાં સ્વેચ્છાએ વિહાર કરતી કુદરત દીસે છે. જ્યાં બબ્બે માસ સુધી રાત્રી અને દિવસો લંબાય છે એવાં હેમરફેસ્ટ જેવાં શહેરો એના હિમ પ્રદેશોમાં વસેલાં છે. લોઢું, કોલસા અને અન્ય ખનીજોથી એની ધરતીના ભંડારો ભર્યા છે. આમ નાનકડા યુરોપ પર કુદરતની રહેમ ઉતરી છે

યુરોપવાસીઓ પણ જબરા છે. એમણે કુદરતી સાધાનોનો અન્યો એટલો ઉપયોગ કર્યો એટલું જ નહિ પણ કુદરતને વશ કરવાના હરકોઇ પ્રયત્નો પણ કરી અને યુરોપ... નવી વસાહતો ઉઘાડી. આ યુરોપમાં ઘણા વીર પુરુષો થઇ ગયા અને એમણે યુરોપની કીર્તિ દિગંતમાં ફેલાવી.

ભણેલા ગણેલા યુરોપવાસીઓ વિદેશોમાં વિચર્યા. એમની તોપ અને બંદુક લઇ તેઓ અમેરિકા, આફ્રિકા અને ઓસ્ટ્રેલિયામાં ગયા અને ત્યાંની બાળી ભોળી જંગલી પ્રજાઓનો નાશ કરી એ પ્રદેશોના એ માલિક થયા. એશિયાની પ્રજાઓ પર પણ એમણે વેપારી ગુલામી લાદી. એમના જ્ઞાન વિજ્ઞાનની મદદથી એમણે પરદેશો વશ કર્યા. ધરતીના ઘણા ખરા પ્રદેશો પર આજે યુરોપવાસીઓની આણ ફરે છે. યુરોપનો આજે મધ્યાન્હ તપે છે.

વરધભાઈ પટેલ

ધીમે રહી ચાંદો બોલ્યો, " ના, મા, સારામાં સારી ચીજો તારે માટે લાવ્યો છું. આ રહી બા, એ બધી ય તારે માટે છે "

સૂરજ અને પવનની વાત સાંભળી માને ખૂબ ઓછું આવ્યું, પણ ચાંદાની વાત સાંભળી એને આનંદ થયો.

થોડીવાર પછી હળવે રહી તારલી બોલી, " સૂરજ, ફકત તારા જ સ્વાર્થમાં માને પણ ભૂલી ગયો ? જા ધરતી પર તપ્યા કર અને લોકોને બાળ્યા કર. તારાં ભડકા જેવાં કિરણો જોઈ લોકો મોંએ હાથ દેશે, અને તારાથી ભાગતા ફરશે "

" અને પવન, જા, ધરતીને ખૂણે ખૂણે ઊડયા કર. તને જોઇને મોટાં મોટાં વહાણ અને નાની નાની હોડીઓ, પંખીઓ અને પાંદડાં દૂર નાસતાં ફરશે. ધૂળ ને કચરા સાથે ફરતાં લોકો તને " વંટોળિયો " કહી ગાળ દેશે. "

તારલી થોડીવાર શાંત રહી ને વળી પાછી બોલી, " બેટા ચાંદા, તને જોઈ મને બહુ હરખ થાય છે. તારાં કિરણોમાં હમેશાં શાંતિ હશે દુનિયામાં સર્વ કોઈ તને જોઈ રાચશે અને ઘડી તારી ચાંદનીમાં આનંદ કરશે. નાનાં મોટાં બધાંને તું વહાલો લાગીશ. "

અને ત્યારથી સૂરજ બળ્યા કરે છે. વંટોળિયો આંધી ફૂંકે છે અને ચાંદો ચાંદની વેરે છે.

સોમભાઇ



Registered No. B. 1775

# ગુણસુન્દરી
## અને સ્ત્રીહિતોપદેશ

દીપોત્સવી અંક

નવેમ્બર : ૧૯૩૫



સિદ્ધાર્થ અને ઘાયલ હંસ

શ્રીમતી સરલા મજમુદાર

તંત્રી : જયકૃષ્ણ ના. વર્મા
ઉપતંત્રી : યજ્ઞેશ હ. શુકલ
તંત્રી: બાલવિભાગ :
સોમભાઇ પટેલ

કાર્યાલય :
વિઠ્ઠલભાઇ પટેલ રોડ,
મુંબાઈ, ૪.

લવાજમ :
હિન્દમાં : રૂ. ૪-૬-૦
પરદેશ : શીલીંગ ૧૦
છુટક નકલ : બાર આના



વેન્દ્રમ ખાતે ભરાનારી અખિલ ભારતીય મહિલા પરિષદ માટે પ્રતિનિધિઓ ચુંટવા માટે મળેલી મુંબાઇની મહિલાઓની પરિષદનાં પ્રમુખ શ્રીમતી શારદાબહેન મહેતા અને બીજાં કાર્યકર બહેનો



પ્રયોગશાળામાં
ડૉ. મેરી કારમાઇકલ સ્ટોપ્સ
[ એમના પરિચય
લેખ માટે જુઓ
પૃ. ૧૫૨]

ગુણસુંદરી
અને સ્ત્રીહિતોપદેશ

દીપોત્સવી અંક

પુસ્તક ૨૫મું નવેમ્બર : ૧૯૩૫ અંક ૩ જો

# મહાગુજરાતની

## રાસરસિયણ બહેનોને*

[ ઇતિહાસની આરસી સાહી, મેં જોયું માંહીં ]

વ્હાલાં ! આવોને આંગણ આજ ઉતર્યાં અજવાળાં ;
મોંઘી ગુર્જરી માતને કાજ રહીએ રઢિયાળાં ! ૧

ઉઘડી ચોમેર દિગંત, નિગળે રસધારા ;
ગ્રહી કિરણ કિરણના તંત, ગુંથિયે દિન ન્યારા . ૨

આ આથમણે અંધાર પૂર્યાં જડપણમાં ,
આ ચેતનના ચમકાર ચમક્યાં ઉગમણમાં ! ૩

આવો – આવોને રસિયાં સર્વ, ગરબે રમવાને !
ગુણી ગુજરાતણનો ગર્વ રાખો રસદાને ! ૪

હો સુંદર ને સુકુમાર, નાજુક નખરાળી ;
હો ચંચળ ચતુરા નાર, હો બુદ્ધિશાળી ! ૫

શાણી, શીલવંતી ઠરેલ, ગૃહિણી ગુણગારી ;
રૂપ રૂપ ને રંગ રસેલ, અલબેલી ન્યારી ! ૬

* તાજેતરમાં પ્રગટ થનાર " રાસચંદ્રિકા ભાગ ૨ જો "માંનું અર્પણગીત.

તેજસ્વી, જાજરમાન, સિંહણ શી શૂરી ;
સાગર શી સ્નેહનિધાન, પ્રતાપે હો પૂરી ! ૭

લક્ષ્મી શી પુણ્યઉદાર, સતી સંયમવંતી ;
હો સેવાનો અવતાર, યુગયુગ ફોરંતી ! ૮

લજ્જાળુ લોચનલોલ, સોહાગણ રંભા :
હો વીરમૈયા અણમોલ, દેવી, જગદંબા ! ૯

આવો, આવો, આ રસના ઘાટ થયા કુંકુમવરણા ;
ફૂલડે ફોરી તમ વાટ, ઉભર્યાં રસઝરણાં. ૧૦

સંગીત, નૃત્ય ને બોલ ત્રિવેણીએ ઝીલવો ;
જ ન અં ત ર ના રસઝોળ ઉરઆંગણ ખીલવો ! ૧૧

પાકે ગુ ર્જ ર તી ર પાસ મોતીડાં છીપે,
જ્યાં જ્યાં ગુર્જરીના વાસ, ત્યા ગુર્જરી દીપે ! ૧૨

ગુણગરવી છે ગુજરાત, ઔદાર્યે પૂરી,
સૌરાષ્ટ્ર કુશળ અભિજાત, રાજરમણ શૂરી ; ૧૩

છે કચ્છતણી રૂડી ખ્યાત, સાહસભર પડે,
મુંબઇ શું મહાગુજરાત દીપે નવખંડે ! ૧૪

એવી ગુર્જરભૂમિની નાર, આવો રમવાને !
આ અદલ લલિત લલકાર ભરજો રસગાને ! ૧૫

ફૂલ ફૂલની પાંદડી કૈક થળથળ વેરાઇ :
હ્યો, ગુંથી તે દઉં રસઐક્ય, રહો રસભર ગાઇ ! ૧૬

અરદેશર ફરામજી ખબરદાર

# સ્ત્રીઓ અને રાજકીય જાગૃતિ

સ્ત્રીનું કાર્યક્ષેત્ર ઘરમાં જ સમાપ્ત થતું નથી, એણે જગતની પ્રવૃત્તિઓ અને ખાસ કરીને દેશની પ્રવૃત્તિઓ વિષે રસ ધરાવવો જોઇએ એ દર્શાવતો શ્રીમતી હંસા મહેતા, બી. એ. નો લેખ

સ્ત્રીનું કાર્યક્ષેત્ર ઘરમાં જ સમાપ્ત થતું નથી. એણે જગતની પ્રવૃત્તિઓ અને ખાસ કરીને દેશની પ્રવૃત્તિ વિષે જાણવું જોઇએ એ વિષે હવે બે મત નથી. કૂપ મંડૂકની દશા કેટલાએક સુખી માનતા હશે પણ જેણે બહારની સૃષ્ટિ જોઇ હોય તે એવી દશામાં પડી રહેવાનું પસંદ નથી કરતા તે ઉપરથી જ લાગે છે કે એ દશા આદર્શ તો નથી જ. ખાવું, પીવું અને વંશ વધારવામાં જ મનુષ્ય જીવનની પર્યાપ્તિ થતી નથી. એમાંજ થતી હોત તો જનાવરો અને મનુષ્યો વચ્ચે ફેર ના હોત. મનુષ્ય જીવનને કિંમત છે. એ કિંમત શી રીતે આંકી શકાય? મનુષ્યની બુદ્ધિ, મનુષ્યની ભાવનાઓ, મનુષ્યની અધ્યાત્મશક્તિ, મનુષ્યની નૈતિક શક્તિ, મનુષ્યની કલાવૃત્તિ, મનુષ્યની વ્યવહારિક શક્તિ એ સર્વ મનુષ્ય જીવનની ભિન્ન ભિન્ન પ્રવૃત્તિઓ છે. આ સર્વેને વિકાસનો માર્ગ જોઇએ છીએ. એ વિકાસનો માર્ગ ન મળે તો મનુષ્ય જીવન કચડાઇ જાય છે. આમાંથી માત્ર એક જ શક્તિને વધારવામાં આવે તો પણ એ જીવન એકધારૂં બને છે અને પૂર્ણ વિકાસમાં જે કિંમત છે તે આવા એક તરફી જીવનમાં તો નથી જ.

હિંદુસ્થાનના સ્ત્રી પુરૂષોના જીવન આજે કચડાઇ ગયાં છે એમ કહેવામાં જરાએ અતિશયોક્તિ નથી. કમનસીબી તો એ છે કે એ જીવન કચડાઇ ગયાં છે એ મોટે ભાગે સ્ત્રી પુરૂષો જાણતાં જ નથી. દુનિયાના બીજાં સ્ત્રી પુરૂષો સાથે સરખામણી કરે તો જ આ ભાન થાય આ અજ્ઞાન એજ એમના જીવનનું અધુરાંપણું સાબીત કરે છે. આ અજ્ઞાન દૂર કરવું એ દરેક જણની પહેલી ફરજ છે. એ અજ્ઞાન દૂર થયે આપોઆપ જ એ અજ્ઞાનનું કારણ દૂર કરવાની ઇચ્છા પ્રકટ થશે.

આ અજ્ઞાનનું કારણ સમાજની અધોગતિ મનાવવામાં આવે છે. પરંતુ સમાજની અધોગતિનું કારણ શું? રાજકીય દુર્દશા એ જ સમાજની અધોગતિનું મૂળ ગણી શકાય. સમાજ અને રાજકારણને છૂટા પાડી શકાય નહિ કારણ કે સામાજિક નિયમો ઘડવાનું કામ પણ એક વખત તો રાજસત્તાના હાથમાં જ હતું. જેવી રાજસત્તા તેવો સમાજ. સમાજને સુધારવા માટે પહેલાં રાજસત્તાને સુધારવાની જરૂર છે. આજે હિંદુસ્થાનમાં પરદેશી રાજસત્તા છે. એ રાજસત્તા આપણાં સમાજથી દૂર રહેવા માગે છે; રાજકારણ અને સમાજને ભિન્ન રાખવા માગે છે. કારણ કે એને સમાજ સુધરે કે ન સુધરે તેની દરકાર નથી. સમાજ ન સુધરે તેમાં જ એને તો ફાયદો છે. એટલે હિંદીઓની પ્રથમ ફરજ તો રાજસત્તા કયાં તો બદલવાની અથવા તો રાજસત્તાના મગજમાં સમાજ સુધારવાની અગત્ય ઠસાવવાની છે.

પરંતુ જ્યાં રાજસત્તા શું છે એ વિશે જ લોકોમાં અજ્ઞાન હોય ત્યાં આ વસ્તુ બનવી અશક્ય છે. એ જ કારણથી રાજકીય ચેતન દેશમાં જગાડવાની જરૂર છે. પુરૂષો તો હજીએ થોડું ઘણું રાજકારણ વિષે સમજતા થયા છે. પરંતુ સ્ત્રીઓ તો મોટા પ્રમાણમાં અજ્ઞાન છે એ અફસોસની વાત છે. સ્ત્રીને પણ આ અમૂલ્ય મનુષ્ય જીવનની લ્હાણ માણવાની

[ વધુ માટે પાનું ૧૪૩ જુઓ ]

કણ્વ ઋષિના તપોવનમાંથી બાળપુત્ર ભરતને લઇને

# કન્યા-

શ્રીમતી દીપકબા

( અનુષ્ટુપ્ )

મોહન્તી વનફુલે ને, સુધા શી નયને ઝરે,
સીંચતી બાગમાં વારિ, વનદેવી સમી ખરે.

**કણ્વ :** ( વસંતતિલકા )

આજે શ્વસુરગૃહ જાતી શકુન્તલાને,
નિહાળતાં હૃદય-વ્હાવરું થાય શાને ?
મ્હારા સમા વનનિવાસી ઉરે ય સાલે;
તો કાં સુતા વિરહથી જગ ના મૂંઝાયે ?

**સખીઓ :**

શૃંગાર અંગ સજી શોભતી તું શુભાંગી !
રે ! ઝૂરશું તુજ વિયોગથી કોમલાંગી !

**શકુન્તલા :**

બ્હેની ! આધરી પિયુમીલન કાજ થાતી;
ત્હોયે બનું દુઃખી હું આશ્રમ ત્યાગવાથી.

**સખીઓ :** ( મન્દાક્રાન્તા )

વ્હાલી બ્હેની ! તુજ વિરહથી, સર્વ દુઃખી જણાયે,
નાચન્તાં આ મયૂર મયૂરી થંભી વ્યાકુલ થાયે;
જોને દર્ભાંકુર, ન ગળે, મૃગલાં રાંકડાં એ;
ત્હારા યોગેશ્વર સરિખડા તાતજી અશ્રુ સારે.

**શકુન્તલા :** ( વસંતતિલકા )

ઓ તાત ! તિવ્ર તપથી તન તો સૂકાયું,
ત્હેમાં વળી થયું ઉમેરણ આજ મ્હારૂં;
ના શોક દેવ ! કરશો વદું શું, વધુ હું ?
શી રીત પિતૃઋણ ફેડીશ તાતજી ! હું ?

**કણ્વ :** ( ઇંદ્રવજ્રા )

અખંડ સૌભાગ્ય થકી સુહાજે,
રાજેન્દ્રની માનવતી તું થાજે;
પુરૂ સમા પુત્રથી કુલ તારો;
એ ઋણ ફેડી મમ ઉર ઠારો.

**ગૌતમી :** ( અનુષ્ટુપ્ )

પ્રદક્ષિણા ફરી પુત્રી ! હોમાગ્નિ તણી સત્વર;
શુભ શુકન સાધીને, સિધાવો પતિમન્દિર.

**શકુન્તલા** ( પલ્લવ ખેંચાતો જોઇ ) :

( વસંતતિલકા )

શેં મૃગબાલ ! મુજ પલ્લવ સાહી રે'તું ?
ઓ લાડકા ! પૂંઠળ પૂંઠળ રે ! ભમે શું ?
રે ! જન્મ આપી જનની ગઇ હા ! રીસાઇ;
ઊછેર્યું બાલ તુજને દૂધ દર્ભ દેઇ.
જે મ્હારી સાથ હળી ગેલ કરી રમન્તુ,
ત્હેને નમેરી થઇ આજ ત્યજી જઉં હું;
રે બાપુ ! ના પ્રિયપિતા ઉછરંગ લેશે;
મંભાળીને પ્રિત થકી દૂધ દર્ભ દેશે.

**કણ્વ :** ( માલીની )

વદન રડી રડીને લાડકી ! લાલ ભાસે,
નયન થકી વહન્તી અશ્રુની ધાર ભારે;
ધીરજ હૃદય ધારો બાલકી ! વાર થાય;
કયમ કરી મન વાળું હું'થી શેં જોયું જાય ?

**શકુન્તલા :** ( વસંતતિલકા )

પિતાજી ! ભેટી લઉં આ વનજ્યોત્સ્નિકાને,
ક્યારે ફરી મીલન પ્રિયલતાનું થાશે ?

## પતિગૃહે સિધાવતી શકુન્તલાની વિદાયનો અમર પ્રસંગ

# -વિદાય

દેસાઇનું ખંડકાવ્ય

કણ્વ :

હા બ્હેન ! ભાન્ડુ સમ હેત ત્હમારૂં ભાસે;
બન્ને વિષે મમ ઉરે વળી શાન્તિ આજે.

( અનુષ્ટુપ્ )

આમ્રવૃક્ષ પતિ પામી, મધુરી વનજ્યોત્સ્નિકા;
ચક્રવર્તીપતિ કેરી, બની રાણી શકુન્તલા.

શિષ્યો :

સંપ્રદાય પ્રમાણે તો, જળાશય સુધી જવું;
માટે પાછા વળો દેવ ! ક્હો સંદેશ તે કહું.

કણ્વ : ( ઇન્દ્રવજ્રા )

કે'જે તું સંદેશ નૃપેન્દ્રને આ,
અમે છીયે તો વનવાસીઓ હા;
છે લગ્નની કાંઇ ન સાક્ષી માટે;
જાણો સહુ રાણી સમાન આને.

સખીઓ : ( અનુષ્ટુપ્ )

ગુપ્ત વાત કહું બ્હેની ! જો રાજેન્દ્ર ન ઓળખે;
મુદ્રિકા સાક્ષી રૂપે જે, તે અર્પી સ્મૃતિ પ્રેરજે,

શકુન્તલા :

રે રે ! કંપી રહે હૈયું, મ્હારૂં ત્યાં શું થશે સખિ !

સખીઓ :

મૂંઝાવે શું ! દીસે માત્ર, સ્નેહીના સ્નેહની ભીતી.

કણ્વ : ( વસંતતિલકા )

શી શીખ અર્પું અતિ સદ્દગુણી તું કુમારી !
આદર્શ ગેહિની થજે કુલ તારનારી;
આજ્ઞા પતિની ઝટ બ્હેન ! શિરે જ ધારો;
ત્હારી સપત્ની સહુ બ્હેન સમી પ્રમાણો.

શકુન્તલા :

વાત્સલ્યથી પ્રિય પિતા ! મુજને ઉછેરી,
તે ભૂલી જાઉં ત્યજી હું નગુણી ઘણેરી;
વેલી સુકોમલ પડે જ્યમ પર્વતેથી;
ઓ તાત ! શું ન બનશે ગતિ એવી મ્હારી ?

કણ્વ : ( તોટક )

પતિ માનિતી સત્વર તું બનીને,
મહારાણી તણું પદ મેળવીને;
સુત સૂર્ય સમો ઉછરંગ રમે;
દુઃખ તાત વિયોગનું તું ભૂલશે !

શકુન્તલા : ( વસંતતિલકા )

ક્યારે તપોવન ફરી થકી હું નિહાળું ?
ક્યારે દયામય પિતા ! ત્હમને હું ભાળું ?
વાત્સલ્યસ્નેહ ભૂલું શેં ? વદી રે ! શકું ના;
ચિરાય ચિત્ત ચરણો નવ ચાલતાં હા !

કણ્વ : ( અનુષ્ટુપ્ )

પુત્રને રાજ્ય સોંપીને, રાજરાજેન્દ્રની સહ;
પુત્રી શકુન્તલા તું તો, આવશે આ તપોવન.

સખીઓ :

પિતાજી ! મીઠડી મેના, આજ સાસરિયે ઉડી;
સ્નેહધામ દીસે સૂનાં, ગોઠે ના ગૃહમાં કંઇ.

કણ્વ :

જો ! પુત્રીરત્ન જગમાં પરનું ગણાય,
માલીક હસ્ત મહીં થાપણ સોંપી આજ;
જોડી સમોવડી મળી પ્રભુ પાડ માનું;
ઉછેરી સ્નેહ થકી તે થયું સાર્થ મ્હારૂં.

# : : : : સંતતિ નિયમન : : : :

લેખિકા : શ્રીમતી સરોજિની મહેતા, એમ. એ.

આ વિષય આજકાલ જ્યાં ત્યાં ચર્ચાઇ રહ્યો છે અને એના પ્રત્યે વિવિધ દૃષ્ટિબિંદુથી જોવામાં આવે છે. અલબત્ત સામાજિક વિષયો માફક હજી કેળવાયલા વર્ગમાં જ એ સંબંધમાં કાંઇક પણ જાગૃતિ આવી છે. દેશનો મોટો સમૂહ તો હજી ઘોર અજ્ઞાનતામાં મૂકે છે અને વણમાગી પ્રજા ઉત્પન્ન થયા કરે છે, જેમાંનો મોટો ભાગ તો વર્ષ દિવસમાં મૃત્યુ પામે છે.

સંતતિનિયમનનો વિરોધ કરનારા મોટે ભાગે પુરૂષજ હોય છે. અનેક બાળકોને જન્મ આપતાં અને ઉછેરતાં સ્ત્રીને કેટલો બધો શારીરિક અને માનસિક શ્રમ પહોંચે છે તેનો પુરૂષોને સ્વપ્ને પણ ખ્યાલ હોતો નથી. એટલે સંતતિનિયમનથી વસ્તી ઓછી થશે, અનીતિ વધશે એવા એવા પોકારો ઉઠાવે છે.

લાંબી દલીલો જવા દઇ જે સ્થિતિ છે તેનો જ વિચાર કરીએ. આપણા દેશમાં સ્ત્રીઓ અને બાળકોનું મરણ પ્રમાણ અતિ-મોટું, કોઇપણ સુધરેલા દેશને શરમાવે તેવું, છે. આનું મુખ્ય કારણ અનેક બાળકોના ઉપરા ઉપરી જન્મથી સ્ત્રીનું શરીર ખૂબ નબળું પડી ગયું હોય છે એ જ છે. આ સ્થિતિ અટકાવવા એકદમ પ્રયત્ન થવા જોઇએ એ સૌ કોઇ કબુલ કરે છે. માત્ર કયો ઉપાય લેવો એ બાબત જ વિરોધ હોય છે. એક વર્ગ એમ કહે છે કે સંતતિ નિયમનના વૈજ્ઞાનિક ઉપાયો લેવા જોઇએ, ત્યારે બીજો વર્ગ બ્રહ્મચર્યની તરફેણમાં છે.

સંતતિ નિયમનની વિરૂદ્ધ જે જે દલીલો કરવામાં આવે છે તે વિષે થોડો વિચાર કરીશું. એ જ્ઞાન ફેલાવ્યાથી અનીતિ વધશે એ મોટી મોટી દલિલ છે. સંતતિનિરોધના પાશ્ચાત્ય જ્ઞાન સિવાય પણ અનીતિ આપણા સમાજમાં ખૂબ મોટા પ્રમાણમાં ફેલાયલી જ છે એ વાત જવા દઇએ તો પણ બીજી વસ્તુ પણ વિચારવા જેવી છે. થોડીક વ્યકિતઓ અમુક વૈજ્ઞાનિક શોધનો દુરુપયોગ કરે એ બીકથી સમસ્ત સમાજને એનો ઉપયોગ કરતાં અટકાવવો એ યોગ્ય છે ? દુનિયામાં દરેક વસ્તુ, પૈસો કે કેળવણી જેવી ચીજોનો પણ સારા માણસો સદુપયોગ કરે છે અને ખરાબ માણસો દુરુપયોગ કરે છે. તે જ મુજબ સંતતિ નિયમનના જ્ઞાનના સબંધમાં પણ બનશે. વળી નિષ્ણાતોના હાથ નીચે ચાલતી સંતતિનિયમનની કલીનીકો, જ્યાં દરેક વ્યકિતનો ઇતિહાસ તપાસી તેને સલાહ આપવામાં આવે ત્યાં કાઇ અનીતિને રસ્તે જનારા પોતાને માટે સલાહ લેવા જશે નહિ. એ લોકો તો હાલ પણ ગમે તે રીતે પોતાનો માર્ગ શોધી લે છે અને ભવિષ્યમાં પણ શોધી લેશે. વળી ધારો કે સંતતિનિયમનના જ્ઞાનથી અનીતિ ફેલાશે એ વાત કબૂલ કરીએ, તો પણ જે બાળકોને આશ્રય કે સમાજ અન્ન વસ્ત્ર કે રક્ષણ જેવી પ્રાથમિક જરૂરીયાતો પણ આપવા શકિતમાન્ નથી તેમનો જન્મ થવા દેવો તે વધારે મોટું પાપ નથી ? જે પ્રજાને તદ્દન સામાન્ય કેળવણી કે શહેરી તરીકેના થોડામાં થોડા હકકો પણ પ્રાપ્ત કરવાની લેશ માત્ર તક મળવાની નથી તેને ઉત્પન્ન થવા દેવી એ પણ એક પાપ નથી ? સ્ત્રીને એની મરજી ઉપરાંત પ્રસુતિની મરણવેદના સહન કરવા ફરજ પાડવી એ સામાજિક ગુન્હો નથી ?

સંતતિનિયમનના ઉપાયો કૃત્રિમ હોઇ કુદરતથી વિરૂદ્ધ છે અને તેથી તેમનો ઉપયોગ ન કરવો જોઇએ એમ પણ કહેવામાં આવે

છે. પણ ખરી રીતે સંસ્કૃતિનું મૂળ જ કુદરતનો વિરોધ કરવામાં રહેલું છે. રાંધેલું અન્ન ખાવું, કપડાં પહેરવાં કે ઘરમાં રહી તાઢ તાપથી રક્ષણ મેળવવું એ પણકુદરતનો વિરોધ છે. આખું માનવ જીવન જ કુદરતની શક્તિઓ સામે લડવાનો એક મહાન પ્રયત્ન છે અને સંતતિનિયમન એ એનો જ એક વિભાગ છે.

કૃત્રિમ ઉપાયોથી સ્ત્રીની તંદુરસ્તી બગડે છે એમ પણ દલીલ કરવામાં આવે છે. પણ અનેક સુવાવડોથી જેટલી બગડે છે તેટલી એ ઉપાયોથી કદિ પણ ન બગડી શકે. યોગ્ય વાચન કે સારી દાક્તરી સલાહ મુજબ વર્તવામાં આવે તો તંદુરસ્તી બગડવાનો સંભવ નથી જ.

વધારે પડતી સંતતિ અટકાવવી તો જોઈએ જ, પણ તેને માટે સાચો ઉપાય બ્રહ્મચર્ય છે એમ જે દલીલ કરવામાં આવે છે તે વિષે વિચાર કરીએ. આવી દલીલ કરનારા મહાત્મા ગાંધીનો દાખલો આપે છે. પરંતુ મહાત્માજીએ જે જે સિદ્ધિઓ કરી તે દરેક સામાન્ય મનુષ્ય કરી શકે તો દુનિયા સ્વર્ગ જ બને. વળી "આત્મકથા"ના વાચકોને ખબર હશે કે મહાત્માજી જેવી અસાધારણ વ્યક્તિને પણ બ્રહ્મચર્યની સિદ્ધિ કરતાં અતિશય શ્રમ પડયો હતો, અને તેવીસ વર્ષના પરિણિત જીવન પછી જ તેઓ એ સિદ્ધિ કરી શકયા હતા.

હિંદુ ધર્મે સનાતન કાળથી બ્રહ્મચર્યનો આદર્શ સ્થાપિત કર્યો છે છતાં કોણે એ આદર્શ પાળ્યો છે? કહેવાતા સત્યયુગમાં પણ કેટલા ઋષિ મુનિઓએ, કેટલા દેવોએ બ્રહ્મચર્ય પાળ્યાં અને પળાવ્યાં? કેટલા ઋષિઓને અને દેવોને અનૌરસ સંતાનો હતાં? જો મહાભારતનો ગ્રંથ વાંચીએ તો એમ જ લાગે કે ઔરસ કરતાં અનૌરસ સંતાનોની સંખ્યા એ જમાનામાં બહુ જ વધારે હતી. તો પછી આ જમાનામાં આપણે પાછાં બ્રહ્મચર્ય તરફ વળીએ એ કેટલું અશકય છે?

બ્રહ્મચર્યની દલીલ કરનારા વ્યવહારની નજરે કદિ પણ જોતા નથી. આપણા દેશની ગરીબાઈ અને સ્ત્રીઓની શારીરિક શક્તિ એ બેનો વિચાર કરતાં હાલના જમાનામાં કોઈ પણ કુટુંબમાં ચારથી વધારે બાળક હોય એ ઇષ્ટ નથી. બાળકોની સંખ્યા ચારની અંદર હોય તો જ એમને યોગ્ય કેળવણી અને પોષણ મળે. તો એટલાં બાળકોના જન્મ પછી જીંદગીભર અને બે બાળકોના જન્મ વચ્ચે વર્ષો સુધી સ્ત્રી પુરુષ બ્રહ્મચર્ય પાળી શકે એ શકય છે? "હવે પછી બાળકનો જન્મ થશે તો જીંદગીને જોખમ છે" એમ દાકતરે સ્ત્રીને તાકીદ આપી હોય છતાં બ્રહ્મચર્ય પળાતું નથી અને બાળકનો જન્મ થાય છે અને સ્ત્રી મૃત્યુ પામે છે એવા કેટલાએ દાખલા બને છે. મજુરીયાત વર્ગો બાળકોના જન્મથી કંટાળી જાય છે, કારણ કે ટુંકી કમાઈના જમાનામાં એક ખાનાર વધે એ આફત સમાન થઈ પડે છે છતાં બાળકોના જન્મ તો થાય છે, અને તેઓ રખડતાં રઝળતાં ઉછરે છે કે પોષણના અભાવે મૃત્યુ પામે છે. આવી જ્યાં સમાજની દશા છે ત્યાં બ્રહ્મચર્યનો ઉપદેશ શું કરી શકવાનો હતો? મરણનો કે ભૂખમરાનો ભય પણ બ્રહ્મચર્ય પળાવી શકતો નથી એ સર્વત્ર દેખાય છે છતાં "બ્રહ્મચર્ય" "બ્રહ્મચર્ય"ની બૂમો પાડવી એથી શું વળે? જુના જમાનામાં જ્યારે સમાજની બાલ્યાવસ્થા હતી, જીવન વધારે પ્રકૃતિ સમીપ હતું ત્યારે પણ કોઈએ બ્રહ્મચર્ય પાળ્યું નથી તો હવેના જમાનામાં પળાવવા પ્રયત્ન કરવો એ મિથ્યા જ છે.

વળી બ્રહ્મચર્ય એ સાચો ઉપાય નથી એમ પણ જાતિભેદ વિજ્ઞાનના અભ્યાસીઓ કહે છે. એમના મત પ્રમાણે બ્રહ્મચર્ય એ સંતતિનિયમનના જેટલું જ કૃત્રિમ છે. સ્ત્રી પુરુષની કુદરતી વાસનાઓને કચરી નાખવાથી અનેકવિધ અનિષ્ટ પરિણામો નીપજે છે એમ તેઓ માને છે. વળી જેમને આખી જીંદગી

સાથે કાઢવાની છે એવાં દંપતી પરણેલી જીંદગીનો મોટો ભાગ બ્રહ્મચર્ય સેવે તો તેથી એમની અન્યોન્ય પ્રત્યેની લાગણીઓ બદલાઇ જઇ વિકૃત સ્વરૂપ પકડે છે એમ પણ તેઓ કહે છે.

બ્રહ્મચર્યનો આગ્રહ ધરાવનાર સ્ત્રીનો પતિ, પત્ની આગળ બ્રહ્મચર્યનો ઢોંગ કરી બ્હાર જઇ અનીતિને રસ્તે ચાલે છે એવા પણ દાખલા જોયા છે.

એક દલીલ એવી કરવામાં આવે છે પશુપક્ષીઓ માત્ર પ્રજોત્પત્તિ માટે સમાગમ કરે છે માટે મનુષ્યોએ પણ તેમ કરવું. પરંતુ પશુપક્ષીઓની રક્ષણ અને પોષણની શક્તિઓ પરિમિત હોવાથી કુદરતે જ તેમનામાં નિયમબદ્ધ વાસના મૂકી છે. મનુષ્યમાં તેવું નથી. વળી પશુપક્ષીઓને આપણો આદર્શ રાખી ચાલીએ તો બુદ્ધિથી થતાં દરેક કામ પડતાં મૂકવાં પડે. કારણ કે પ્રાણીઓને બુદ્ધિ નથી. એમની પેઠે મનુષ્યે પણ કુદરત ઘસડે તે પ્રવાહમાં ઘસડાયા કરવું એવો જ આદર્શ આપણે રાખવો પડે!

ભણેલી બ્હેનો પાશ્ચાત્ય સમાજની વાંદર નકલ કરી સંતતિનિયમનની તરફેણ કરે છે એવો પણ આરોપ મૂકવામાં આવે છે. પુરુષે પાશ્ચાત્ય સમાજ પાસેથી વીજળી, વરાળયંત્ર, વિગેરેની મદદથી મળતી અનેકાનેક વૈજ્ઞાનિક શોધોને અપનાવી હવે સ્ત્રીઓ જ્યાં દુઃખી બ્હેનોને મુક્ત કરવા એક વૈજ્ઞાનિક શોધનો આશ્રય લે ત્યાં વાંદર નકલ કહેવામાં આવે છે. સ્ત્રીઓનાં દુઃખ સ્ત્રીઓ જ સમજી શકે છે. અને પોતે જે જ્ઞાન મેળવ્યું છે તેનો લાભ અજ્ઞાન બ્હેનોને આપવા પ્રયત્ન કરવો તેમાં વાંદર નકલ ક્યાં આવી?

પાશ્ચાત્ય દેશોમાં અનીતિના હેતુથી, સ્વાર્થ બુદ્ધિથી કે બાળસંભાળની પીડામાંથી ટળવા માટે સંતતિનિયમનનાં સાધન શોધાયાં છે એમ જે માને છે તેમણે એ શોધનો ઇતિહાસ જાણવો જોઇએ. અમેરિકામાં અનેક બાળકોની માતા બનેલી સ્ત્રીને એક બાળકના જન્મ વખતે પોતે શક્તિહીન હોવાથી ખૂબ કષ્ટ પડયું અને એને એક ભલી સ્ત્રી દાકતરે મહાપ્રયત્ને મૃત્યુ મુખમાંથી બચાવી. દાકતરે તાકીદ આપી કે 'આ તમારું છેલ્લું જ બાળક હોવું જોઇએ. હવે બીજું બાળક થશે તો તમને હું નહિ બચાવી શકું.' માત્ર એક જ વર્ષ પછી દાકતરને, ઓળખાણવાળી એક બીજી સ્ત્રી દાકતર તરફથી સંદેશો આવ્યો કે એક બહુ મુશ્કેલ કેસમાં મદદ કરવા અમુક જગાએ એકદમ આવો. દાકતર ત્યાં દોડી પહોંચી ત્યાં જઇ જોયું તો ગયે વર્ષે જેને પોતે તાકીદ આપેલી તેજ સ્ત્રી ફરી પ્રસવ વેદનાથી પીડાતી હતી! બન્ને દાકતરોએ પોતાનું બધું જ્ઞાન અને બધી શક્તિ વાપરી તનતોડ મહેનત કરી છતાં તે સ્ત્રીને બચાવી શક્યાં નહિ. અને સ્ત્રી મરણ પામી. તાકીદ આપનાર દાકતરે ઘેર આવી પોતાની બૅગ ફેંકી દીધી અને 'એપ્રન' ફાડી નાંખ્યું. અને પ્રતિજ્ઞા કરી કે જ્યાં સુધી નબળી સ્ત્રીને બાળક થતું અટકાવવાનો ઉપાય હું શોધી શકું નહિ ત્યાં સુધી મારે દાકતર તરીકે ધંધો કરવો જ નહિ અને સ્ત્રીઓના પ્રાણ બચાવવા મિથ્યા ફાંફાં મારવાં નહિ. અને લાંબા પ્રયત્ન પછી એણે એવો ઉપાય શોધી કાઢી પોતાની દર્દીઓ ઉપર સફળતાથી અજમાવ્યો. આમ અશક્ત સ્ત્રીને મૃત્યુમાંથી ઉગારવા માટે યોજેલો ઉપાય એ જ કામમાં આપણા દેશમાં વાપરવા ભલામણ કરવામાં આવે તેમાં એટલું બધું અયોગ્ય શું છે?

સંતતિનિયમનની દલીલો કરતાં હિંદુસ્તાનની આર્થિક સ્થિતિનો વિચાર અનેક વખત કરવામાં આવે છે. આર્થિક સ્થિતિ સુધરી શકે તેમ છે, અને તે માટે અમુક અમુક પ્રયત્નો કરવા જોઇએ પણ સંતતિનિયમનનો આશ્રય ન લેવો જોઇએ એમ ઘણા કહે છે. ઘણાં બાળકો હોય તો

આર્થિક બોજો પુરુષ ઉપર પડે ને તેથી તેના દુઃખ નિવારણ માટે યોજનાઓ ઘડવી એમજ આ દલીલનો હેતુ છે. બિચારી સ્ત્રીની કોઇને પડી નથી. ખવડાવવું તો પુરુષને છે ને ? પછી સ્ત્રી ભલે બાળકોને જન્મ આપી આવી મુડદાલ જીવન ગુજારે કે મરણ પણ પામે ! ચૌદ વર્ષની ઉંમરથી ચાળીસ વર્ષ સુધીમાં બાળકોને ઉછેરી, ઉજાગરા વેઠી દીવાની થઇ જાય તો પણ એમાં પુરુષોનું શું જાય છે ?

સંતતિનિયમનનાં જ્ઞાનથી અનીતિ ફેલાય, માટે બ્રહ્મચર્યના ઉપદેશો કે આર્થિક યોજનાઓ આપી પોતે અનીતિના પાપમાંથી બચી જવું એમ ઘણા માને છે. આમાં કેવળ કાયરતા સિવાય કશું નથી. જે સ્થિતિ છે તેનો જ સામનો કરવાનો છે. હિંદુધર્મના આદર્શો ( જે કદિ પળાયા જ નથી તે ) સમજાવ્યાથી કે અશક્ય યોજનાઓ મૂકયાથી કાંઇ સિદ્ધિ થવાની નથી.

એક ચેતવણી પણ આપવાની છે. જો નિષ્ણાત દાકતરોના હાથ નીચે ચાલતી સંતતિનિયમનની કલીનીકો સ્થાપવામાં આવશે નહિ, તો સ્ત્રીઓ ધુતારાઓના હાથમાં ફસાતી જશે. અનેક બાળકોના જન્મથી કંટાળેલી સ્ત્રીઓ જાહેરખબરથી ઠગાઇ નુકસાનકારક દવાઓ કે અણઘડ સોયાણીના વિનાશક ઉપાયો લઇ સંતતિ અટકાવવાના પ્રયત્ન કરે છે અને અંતે પોતાની તંદુરસ્તીને નુકસાન કરે છે, એ સર્વ અનુભવીઓને ખબર છે. આમાંથી સ્ત્રીઓને બચાવવી હોય તો કલીનીકો સ્થાપવી જ પડશે.

---

[ સ્ત્રીઓ અને રાજકીય જાગૃતિ : પાનાં ૧૩૭ થી ચાલુ ]

હોંસ હોવી જોઇએ અને એ હોંસ હોય તો પછી એણે પણ રાજકીય બાબતમાં રસ લેવો જ જોઇએ. રાજકીય સત્તા કોના હાથમાં છે એ વિષે ધ્યાન રાખવું જોઇએ.

હિંદના નવીન બંધારણમાં સ્ત્રીને મતનો અધિકાર થોડો ઘણો આપવામાં આવ્યો છે. એ મત શું તે વિષે પણ સ્ત્રીઓમાં જ્ઞાન નથી તો પછી એના ઉપયોગની તો કયાંથી જ ખબર હોય ? રાજસત્તામાં પ્રજાનો હાથ છે એ દાખવવાનું સાધન તો મત. જ્યાં જ્યાં પ્રજાશાસન છે ત્યાં ત્યાં દેશની તમામ પુખ્ત ઉમરની પ્રજાને સત્તા ચુંટવાને અધિકાર મળે છે એ અધિકાર એ મતદ્વારા પ્રદર્શિત કરે છે. એટલે મતનો ઉપયોગ એ મહત્વનો પ્રશ્ન છે. સમાજ તેમજ દેશના લાભમાં જે કામ કરવાને તૈયાર હોય અને તે પણ માત્ર મ્હોંએથીજ નહિ પણ જેણે એવાં કાર્ય કરી બતાવ્યાં હોય તેને જ મત આપવો. પૈસા આપીને તેમજ બીજા અનેક દબાણો લાવીને મત લેનારા ઘણા સ્વાર્થસાધકો નીકળશે. તે વખતે કોણ પાત્ર છે અને કોણ અપાત્ર છે એનો નિર્ણય કરવા જેટલી શક્તિ પણ દરેક મત આપનારમાં હોવી જોઇએ. તો જ મતની કિંમત છે. મતનો ગેરઉપયોગ કરવો એમાં દેશને તેમજ પ્રજાને હાનિ છે.

હિંદના નવીન બંધારણ પ્રમાણે પણ રાજ્યનો સર્વ કારભાર હિંદીઓને મળવાનો નથી. જે કંઇ ઉપલક સત્તા મળશે તેથી પ્રજાને એવો મહત્વનો લાભ થવાનો નથી. એટલે જ્યાં લગી એ સર્વ રાજ્ય કારભાર હિંદી પ્રજાને ન મળે ત્યાં લગી એ મેળવવાનો પ્રયત્ન એક યા બીજી રીતે ચાલુ રાખવોજ જોઇએ. એ પ્રયત્નમાં પણ સ્ત્રીના સહકારની આવશ્યકતા રહેશે જ. પ્રજા કાયદાની લડતથી-Contitutional fight— અથવા તો આર્થિક શસ્ત્રો વડે લડી શકે. League of Nations રાષ્ટ્રસંઘ પાસે પણ આર્થિક હથિયાર જ છે. એટલે એ હથિયારને ગેરકાયદેસર તો જ ગણી શકાય. શાન્તિની લડતમાં તો એ જ સર્વોત્તમ હથિયાર છે. આર્થિક શસ્ત્રનો ઉપયોગ સ્ત્રીઓ ધારે તો બહુજ સારી રીતે કરી શકે. પરંતુ એ જાણવા માટે પણ એનામાં રાજકીય જાગૃતિ હોવી જોઇએ.

## કા'ન કુંવર

પુષ્પા ર. વકીલ

[ આવો રબારણ હો !—એ ઢાળ ]

મ્હારો કુંવર કા'ન હો, કેડે પડયો રે !
મૂકે કું આડ નીત નીત, જસોદા હો !
કેડે પડયો રે ! મ્હારો૦

મહિનાં ભરેલ માટ હો, માથે ધરેલાં;
મારે છે કાંકરાનો માર, જસોદા હો !
કેડે પડયો રે ! મ્હારો૦

જાતાં રે જમના હો, પાણીડાં ભરવા,
પાલવડો તાણતો કા'ન, જસોદા હો !
કેડે પડયો રે ! મ્હારો૦

બંસરી બજાવીને હો ! હરે એ ચિત્તડાં,
નેણોમાં નિન્દ ના'વે, જસોદા હો !
કેડે પડયો રે ! મ્હારો૦

સાખ્યુ ઘણાં દ'ન હો, હાવાં ન સાંખશું,
આ તે જુલમ કેવડો ? જસોદા હો !
કેડે પડયો રે ! મ્હારો૦

卐

## મળીશું ત્યાં ભેગાં

જયમનગૌરી પાઠક

ઘણુંએ જાણું છું નવ કદિય એ દેહ મળશે,
અધૂરું આયુ આ રડી રડી હવે પૂરણ થશે,
છતાં માનું છું કે જીવનપથમાં એ પમરશે,
રહી કેલાસેયે સહચર સદા સાથ કરશે. ૧

ભલે ન્યાળુ ત્યારે નયનપથમાં ના છબી હશે,
પરન્તુ બિન્દુ આ નયન દ્રવતાંમાં વિલસશે,
અધૂરી આશાઓ કદિક વર્ષો કડે કનડશે,
બળી અશ્રુમાં એ મુજ જીવનતૃષ્ણા છીપવશે ૨

કદી કો સમ્બન્ધી હૃદયવ્રણમાં ક્ષાર ભરશે,
સહ્યું ના જાતાં તે કદિક તનુ પ્રસ્વેદ ધરશે,
વહી વાયુ સંગે શરીરમન એ શાન્ત કરશે,
વમી શ્વાસે શ્વાસે સહગમનના કોડ પુરશે, ૩

કદી ઘેરો ઘાડો તિમિર પડદો આવી નડશે,
ઘણું ગોતું તોયે જીવનરણમાં માર્ગ ન થશે,
અરે ! ત્યારે આવી જીવન-પથમાં તેજ ભરશે,
મને ન્ભાળી એ સુખદ શુચિ પંથે લ ! જશે. ૪

અધૂરાં કર્તવ્યો અવનિ પરનાં પૂરણ થશે,
અને આકાશેથી અમીમય કન્ હાસ્ય ઝરશે,
અચિન્ત્યો ત્યારે હા ! પ્રણયમય એ સાદ કરશે,
મળીશું ત્યાં ભેગાં, નવ કદિ ફરી ભેદ પડશે ૫

# ડૉ. બર્નાડોના ગ્રામ્યબાળાશ્રમ

લેખક : શ્રીમતી જયશ્રી રાયજી બી. એ.

માણસને એકને એક ખોરાકથી અરૂચી થાય છે, ને ખોરાકમાં વારંવાર ફેરફાર કરવાથી તે તરફ રૂચી થઇ તે પચીને વધારે પુષ્ટી આપે છે. તેજ પ્રમાણે આપણા નિત્યના વાતાવરણમાં પણ કંઇક ફેરફાર કરવાથી તથા સ્થળના ફેરફારથી મન વધારે પ્રફુલ્લ થાય છે અને આથી સુખાકારીમાં ફાયદો થાય છે. પૈસા ખર્ચી લોકો હવાફેર કરવા જઇ શકે છે ને આરામ મેળવી શકે છે. પણ જેઓ બીચારાં આ જાતનો ખર્ચ કરી ન શકે તેમને જન્મથી જે ઘરેડમાં ઉછર્યાં હોય તેમાં ને તેમાં જ આયુષ્ય પુરૂં કરતાં સુધી રહેવાનું–તેમના મનને પણ સંકુચીત વાતાવરણમાં પુરાઇ રહેવાનું. આ રીતે મનને મર્યાદામાં નાખવાથી, કહેવત છે કે નવરો બેઠો નખ્ખોદ વાળે તે પ્રમાણે નવરૂં મન અનેક ગુન્હાઓ મનમાં સેવે છે. જેને આપણે વારંવાર સામાં ઉતરી આવેલા ગુન્હા કે દોષો કહી તે તરફ બેદરકારી સેવીએ છીએ. તેને બદલે બાળકનાં Environment આજુબાજુના વાતાવરણમાં ફેરફાર કરીએ તો જરૂર તેના અધઃપતનમાંથી બચાવી તેને એક ઉપયોગી નાગરીક બનાવી શકીએ. લંડન જેવા મોટા શહેરમાં જે મોટા પ્રમાણમાં ગુન્હા થતા તેનું મુખ્ય કારણ શહેરમાં જે ગરીબલતામાં બાળકો રહેતા તેની જીંદગી તે સંકુચીત વાતાવરણમાં રહી તેના માનસ ઉપર ચાલુ ખરાબ છાપ પડયા કરતી તે હતું. આવાં બાળકોને બચાવવા માટે ડૉ. બર્નાડોને એક ગ્રામ્ય બાળાશ્રમ વસાવવાની પ્રેરણા થઇ. તેમણે ઇ. સ. ૧૮૭૩ માં ઇસેક્સમાં બાર્કીંગ સાઇડ તરફ એક Girl's Village Home છોકરીઓ માટે ગામડાની સ્થાપના કરી. આ ગ્રામ્ય ધીરે ધીરે વધીને અત્યારે ત્યાં ૧૫૦૦ બાલીકાઓની વસ્તી થઇ છે. આની સફળતાથી પ્રેરાઇ The Boys Garden City એટલે બાલોદ્યાન કરીને વુડફર્ડબ્રીજ તરફ એક છોકરાઓ માટે ગામડું વસાવ્યું. જ્યાં અત્યારે ૭૫૦ છોકરાઓ રહે છે. ગામડામાં છૂટાં છૂટાં ( કૉટેજ ) કુટીર હોય છે ને દરેકમાં ૨૦ થી ૨૨ બાળકોને રાખવામાં આવે છે. આ બાળકોની દેખરેખ માટે દરેક કુટીરમાં એક Mother માતા ને તેના હાથ નીચે ચારેક બીજાં મદદનીશ બ્હેનો રહે છે. શ્રીમંત લોકો આવાં જુદાં જુદાં કૉટેજ બંધાવી આપવા માટે પૈસાની મદદ આપે છે ને દરેક મદદ કરનાર વ્યક્તિના નામનું તે કૉટેજ કહેવાય છે. તેમજ દરેક બાળકના નિભાવ માટે પણ જુદા જુદા લોકો પાસે પૈસા ઉઘરાવવામાં આવે છે. ડૉ. બર્નાડોનો ઉદ્દેશ હતો કે કોઇ પણ આશરો લેવા આવનાર બાળક અહીંથી પાછું ન જાય. તેઓ પોતાને "Father of Nobody's Children" કહેવડાવતા અને મરતાં સુધી તેઓ ગરીબ બાળકોની સેવા માટે અહીં ગામડામાં જ રહ્યા. દર વર્ષે એમ્પાયરડેને દિવસે એમ્પાયરના જે જે માણસો લંડનમાં હોય તેમને આ ગામડાની મુલાકાત લેવા માટે આમંત્રણ મોકલવામાં આવે છે. બાળકો સ્કાઉટીંગ તથા ડ્રીલ વગેરેનો પ્રોગ્રામ બતાવે છે. પછી બધાને જુદાં જુદાં કૉટેજની મુલાકાત લેવા લઇ જાય છે. ગામડામાં બાળકોને શિક્ષણ આપવા શાળા હોય છે, વળી

[ અનુસંધાન પાન ૧૫૦ પર જુઓ ]

એટલા રૂપીઆ ઓછા થાય. એટલે જો કે આવા સ્ટોરમાંથી માલ ખરીદની વખતે બજારથી સસ્તો ન મળે તો પણ વર્ષ આખરે બોનસ મળે તેથી માલ સરવાળે બજારથી સસ્તો થાય.

આવા સ્ટોર બીનસભાસદોને પણ માલ વેચે છે. ફક્ત બીન સભાસદોને વર્ષ આખરે બોનસ ન મળે. એટલે આ રીતે દરેક જણને સભાસદ થવાની એક જાતની લાલચ રહે.

આવા સ્ટોરની વ્યવસ્થા ઘણી વાર સભાસદો વારા ફરતી વગર વેતને સેવા ભાવે કરે છે. કોઇક વાર પગારદાર નોકરો રાખવામાં આવે છે.

આવા સ્ટોરનો માલ સરવાળે સસ્તો મળવા ઉપરાંત એક બીજો ફાયદો રહે છે. બજારમાં માલ ખરીદીએ તે માટે સારા ખરાબ વિષે પણ આપણને ખાત્રી ન આવી શકે સાધારણ સ્ત્રી પુરૂષને દરેક ચીજ સારી છે કે ખરાબ એની પારખ થોડી જ હોય છે. વેપારી હલકી જાતનો માલ ઊંચી જાતનો છે એમ કહી આપે ને ઊંચી જાતની કિંમત લે. આવી રીતે છેતરાવાનો સંભવ બજારમા હંમેશ રહે છે. પણ સહકારી સ્ટોરમાં આવું કદી ન બને. પહેલા તો સ્ટોર બધા સભાસદોનો હોય છે, ને બીજું વેપારીઓ નફો વધારવા માટે છેતરપીંડીનો આશરો લે તેવો ઉદ્દેશ સ્ટોરમાં કોઇને હોતો જ નથી. વળી માલ સારો છે કે નહિં, તે જોવાની ચીવટ સહકારી સ્ટોરમાં દરેક સભાસદને સ્વાભાવિક રીતે રહે છે. એટલું જ નહિં પણ હિંદુસ્તાનમાં સાધારણ અનુભવ છે તેમ જો વેપારીઓ હલકો માલ આપે તો ખરીદનાર નિરૂપાય છે. જ્યાં વેપારીઓ વચ્ચે હરીફાઇ હોય ત્યાં જો એક વેપારી આપણને છેતરે તો આપણે બીજા પાસે માલ ખરીદીએ. પણ જ્યાં બધાજ વેપારીઓ સરખા અપ્રમાણિક હોય ત્યાં બિચારો ખરીદનાર શું કરી શકે ? પણ સહકારી સ્ટોરનો સભાસદ તો બીજા સભાસદો સાથે સ્ટોરની થાપણ અને વ્યવસ્થામાં અંશભાગી હોવાથી સ્ટોર ઉપર કાબુ રાખી શકે છે. એટલે સ્ટોરમાં કોઇને નફા માટે હલકો માલ આપવાની ઉત્કંઠાનો અભાવ ને સભાસદોનો કાબુ આ બેને લીધે સ્ટોરના માલના સસ્તાપણા અને સારાપણા માટે ખરીદનાર બેધડક રહી શકે છે.

હવે આ વાપરનારાઓના સહકારની આપણા કમનસીબ દેશમાં કેટલી અગત્ય છે તે તપાસીએ. આપણા દેશમાં નિર્ધનતા સર્વત્ર વ્યાપી રહેલી છે. વળી દેશના મોટાભાગના લોકો ટૂંકી કમાઇવાળા છે. ત્યાં માલની ખરીદીમાં એક પાઇનો બચાવ પણ નજીવી વાત ન ગણાય. મહિને પચાસ સાઠ રૂપીઆની કમાઇવાળો પુરૂષ આપણા શહેરોમાં કેમ પોતાનું ને કુટુંબનું ભરણપોષણ કરે છે તે તો જેને અનુભવ હોય તેજ જાણે. આવી વ્યક્તિ ખાધાખર્ચ ને કપડાંલતામાં મહિને બે રૂપીઆ પણ બચાવી શકે તો એની કેટલી જરૂર છે તે વિષે વધુ વિવેચનની જરૂર જ નથી.

વળી સ્વદેશીની જેમને ધગશ છે તેમણે ઘણીવાર અનુભવ્યું હશે કે સ્વદેશી માલ ખરેખર મેળવવો કોઇકવાર કેવો ભગીરથ પ્રયત્ન માગી લે છે ! વેપારીઓ તો નફાના લોભમાં ઘણી વાર ભાનભૂલા થઇ જાય છે. વિલાયતી કે જાપાની માલ સ્વદેશી કહી ધકેલી દેતાં એમને જરાએ આચકો લાગતો નથી તેજ પ્રમાણે આપણા કારખાનાવાળાએ ઘણી વાર લોકોની સ્વદેશીની તીવ્ર ભાવનાનો જો લાભ લઇ માલના ભાવ વધારે છે, નફો કરી નાંખે છે. આ બધી મુશ્કેલીઓ સામે વાપરનારાઓ વ્યક્તિગત કાંઇ જ ન કરી શકે, પણ સમુદાયમાં ઘણું કરી શકે આ

જમાનો સંઘબળનો છે. દરેક ઠેકાણે આપણે જોઇએ છીએ કે બધા જાતજાતના સંઘ જમાવે છે. સહકારી સ્ટોર એ વાપરનારાઓના સંઘરૂપ છે આપણા દેશમાં તો એની વિશેષ જરૂર છે. આવા સ્ટોરો વગર સાધારણ વાપરનારાઓ અપ્રમાણિક કારખાનાના માલીકોને વેપારીઓની સામે ટક્કર ઝીલવામાં નિષ્ફળ નીવડી અસહાય ને દીન અવસ્થા ભોગવે છે.

બીજું હજી, આપણા દેશમાં આપણને સંઘમાં ભેગા મળી કામ કરતાં નથી આવડતું. એક મંડળ ઊભું થાય કે તેમાં તડો પડે અને મારામારી થાય ને કરવાનું કામ ઘણી વાર બાજુ પર રહી જાય છે. આનું કારણ આપણામાં શીસ્તનો અભાવ છે. તો આવા સ્ટોરો સંઘમાં કામ કેમ કરવું એની પણ સારી કેળવણી આપે છે. સ્ટોરનો દરેક સભાસદ માલ સસ્તો મેળવી શકે છે ને સાથે સાથે દેશના ઘડતરમાં પણ સબળ ફાળો આપે છે.

ઉપર જણાવેલા બધા ખ્યાલોનો વિચાર કરતાં કેટલીક બ્હેનોને વિચાર આવ્યો કે સહકારની ભાવનાનું જ્ઞાન ફેલાવવાની ઘણી જરૂર છે ને તે સહકારી ધોરણ પર નાનો સ્ટોર ખોલીને થઇ શકે. એમ ધારી કેટલીક બ્હેનોએ ભેગા થઇ પહેલાં તો થોડો ઘણો માલ સામટો મંગાવીને વેચવાનો પ્રયોગ કર્યો ને તેમાં બીજી બ્હેનોનો સારો સાથ મળતાં બીજી બ્હેનો પાસે શેરો ભરાવી એક રીતસરની સંસ્થા તા. ૧૦-૪-૩૦ ને દિવસે રજીસ્ટર કરાવી તેનું નામ " ગુજરાતી સ્ત્રી સહકારી મંડળ લીમીટેડ "-આ કંપની તા. ૫-૬-૩૦ ને દિવસે રજીસ્ટર થઇ. શરૂઆતમાં સભાસદોની સંખ્યા ૧૭૭ હતી પણ હાલમાં ૪૫૦ સભાસદો છે. દરેક શેરની કિંમત રૂા. ૧૦ રાખવામાં આવી છે. શરૂઆતમાં તો બ્હેનોનો સારો સહકાર મળ્યો પણ હમણાં જોઇએ તેવો સહકાર નથી એમ કહીએ તો ખોટું નથી. જે વખતે આ સ્ટોર નીકળ્યો તે વખતે એ લતામાં સ્વદેશી માલની હાલ છે તેટલી બધી દુકાનો ન હતી એટલે તે કારણે હશે પણ ઘરાકી સારી હતી. આ સ્ટોરનો બધો આધાર બહેનોના સહકાર પર જ છે. આ કંઇ વેપાર કરી નફો મેળવવા કાઢેલી દુકાન નથી. ઘણી વખત એવું બને છે કે બીજા વેપારી એકાદ ચીજ ઘરાકી બાંધવા મુદ્દલ ભાવે વેચી બીજા પર સારો જેવો નફો લઇ લે એટલે એજ ચીજ સ્ટોરમાં કદાચ વધારે ભાવની લાગે પણ તેથી આ સ્ટોર છેતરે છે એમ કહેવું એ તદ્દન ગેરવ્યાજબી છે. દરેક સભા-

卐 卐

## રુક્મિણીજી

— ગીત —

રમણીમાં રત્નમણિ રુક્મિણી રે લોલ !
નમણી નારાયણી નિહાળ જો !
પુણ્યનાં પરાક્રમ શ્રી કૃષ્ણનાં રે લોલ !
રુક્મિણીનાં રંજન ઉછાળ જો !

વૈદર્ભી દમયંતી સમ સતી રે લોલ !
રાજલક્ષ્મી રુક્મિણી રસાળ જો !
વેણુ ગોપાળ ઘુમે નાચતા રે લોલ !
રુક્મિણીજી વૈજયંતી માળ જો !

દ્વારિકાને દ્વીપ રચ્યાં દમ્પતી રે લોલ !
ભારતની રચી યુગપાળ જો !
એકમેક પ્રેમથી ચગાવતાં રે લોલ-
જીવનરસની ઘટમાળ જો !
રુક્મિણીજી તારણહારિણી રે લોલ !
શ્રીકૃષ્ણ તારણહાર જો !

લલિત

卐 卐

સદ બ્હેન એ સ્ટોર જેટલો બીજા કોઇનો છે તેટલો જ પોતાનો છે એ ખ્યાલ રાખશે તો આવી ગેરસમજુત નહિં જ થાય. સ્વદેશીનો પ્રચાર એ આ સ્ટોરનો બીજો મુખ્ય હેતુ છે. પણ બ્હેનોને તેમા ખાસ કરીને સભાસદ બ્હેનો માલ આ સ્ટોરમાથી જ ખરીદી સહકાર નહિ આપે તો સ્ટોર સારો ન જ ચાલી શકે એટલું ખાસ ધ્યાનમા રાખવા જેવું છે. સ્ટોરનું વેચાણ સારૂં થાય તો પછી નવો નવો માલ ભરવાની પણ સગવડ થઇ શકે. માટે આશા રાખુ છું કે ગુજરાતી બ્હેનોનો આ સહકારના ધોરણ પર ચાલતો સ્ટોર છે તેને બધો જરૂરનો માલ ખરીદી પૂરતો સહકાર આપશે.

# ગુણીયલ ગુજરાતણ

[ કુચગીત ]

લોકગીતોની કેટલીક રમ્ય પંક્તિઓમાં કુચગીતના ઢાળ ભર્યાં પડયા છે. એવા

' રામ ને સીતા વાદ વદે રે,<br>
લાવજો રે એક પીળું પાન:<br>
હૃદય કમળમાં રામ રમે રે. '

એ નામક લોકગીતનો ઢાળ લઇ આ નવું કુચગીત રચ્યું છે. ભવિષ્યની ગુજરાતણોની ટુકડીઓ જ્યારે કુચકદમ કરતી નીકળશે ત્યારે પગના તાલ સાથે બંધબેસતી આ નવા ગીતની પંક્તિઓ એમનો લાંબો પંથ કાપવામાં બહુ મદદગાર થશે:—લેખક

---

ગરવી ગુણીયલ ગુજરાતણ,<br>
શુકનવંત જગ સોહાગણ<br>
ગરવી ગુણીયલ ગુજરાતણ.

વચને મીઠી માધુરી તું,<br>
દિલડે દીઠી દિલાવરી તું,<br>
આંખડીયે અમી શોભાવણ:<br>
ગરવી ગુણીયલ ગુજરાતણ.

ઉષા સમી તુ ઉજમાળી,<br>
જીવન બગીચે રસમાળી,<br>
પોષક માનવ જગ આંગણ:<br>
ગરવી ગુણીયલ ગુજરાતણ.

નીતિધર્મની તું માતા,<br>
સંતોષી તું સુખદાતા,<br>
પ્રભુ જીવનની પૂજારણ:<br>
ગરવી ગુણીયલ ગુજરાતણ

વસુંધરા સમ વિખ્યાતા,<br>
સુખે દુઃખે શાંતિશાતા,<br>
ગૃહજીવનની ગોવાલણ:<br>
ગરવી ગુણીયલ ગુજરાતણ.

જગદંબા સમ જ્યોત ભરે,<br>
પગલે પૃથ્વી પાવન કરે,<br>
રણચંડી તું સમરાંગણ:<br>
ગરવી ગુણીગલ ગુજરાતણ.

સંત સતીની તું દાતા,<br>
વીર પુરૂષ જનનીખ્યાતા,<br>
અવતારો આવે આંગણ:<br>
ગરવી ગુણીયલ ગુજરાતણ.

ગોકુળદાસ દ્વારકાદાસ રાયચુરા

જ્યારે વ્યાખ્યાન કરતાં તેઓ કોઈવાર હાથનો અભિનય કરવા જાય છે ત્યારે તેમનાં ખુલ્લાં હાથનાં માંસળ તેમનાં કૌવતની પ્રતીતિ કરાવે છે. મોટે ભાગે તો તેઓ હાથ પાછળ જ જોડેલા રાખે છે. અને પછી તેમના મુખમાંથી મીઠી અને અસ્ખલિત વાણી નીકળવા માંડે છે.

જાતીય વિજ્ઞાનના અભ્યાસીઓ અને વિજ્ઞાનવેત્તાઓ તેમને ડૉ. મેરી કારમાઇકલ સ્ટોપ્સ, ડી. એસસી., પીએચ. ડી., એફ. એલ. એસ. *પ્રાચીન વનસ્પતિ વિદ્યાના નિષ્ણાત*, અને કોલસાને લગતા સંશોધનનાં નિષ્ણાત તરીકે પિછાને છે, જ્યારે સાહિત્ય જગત તેમજ નાટકનો રસિકવર્ગ તેમને ઈરીકા ફ્રેના નામે પિછાને છે. આમ ડૉ. મેરી સ્ટોપ્સ અને ઇરીકા ફ્રે એ બે જુદી જુદી વ્યક્તિઓ નહિ પણ એકજ વ્યક્તિના બે નામાભિધાનો છે.

અર્વાચીન દુનિયાની સૌથી વધુ ક્રાન્તિકારી ચળવળના એક નેતા તરીકે ડૉ. મેરી સ્ટોપ્સનુ નામ આજે આગળ તરી આવે છે. દેવળોની પ્રાર્થનાથી માંડીને તે વિશ્વવિખ્યાત હાસ્ય ચિત્રકાર 'લો' ના હાસ્યચિત્રો સુધી ડૉ. મેરી સ્ટોપ્સનો ઉલ્લેખ થાય છે. જાહેર તંદુરસ્તીની શાહી સંસ્થા-( Royal Institute of Public Health )થી માંડીને તે સામાન્ય સંસ્થા પણ સંતતિ નિયમનના પ્રશ્ન પરત્વે એમને આધારભૂત ગણે છે. રચનાત્મક સંતતિ નિયમન અને જાતીયપ્રગતિ માટેની સંસ્થા ( Society of Constructive Birth Control and Racial Progress ) એ સંસ્થાના તેઓ સ્થાપક હોવા ઉપરાંત અગ્રગણ્ય સંચાલક પણ છે.

સંતતિનિયમનની ચળવળ સંબંધમાં કેટલીક ગેરસમજ ફેલાયલી જણાય છે. સંતતિ નિયમન એટલે બાળજન્મ પર સર્વાંશે પ્રતિબંધ એમ કેટલેક સ્થળે મનાય છે. અને ડૉ. મેરી સ્ટોપ્સની સંસ્થા માટે પણ એમ મનાય છે. પણ ખરી વસ્તુસ્થિતિ જુદીજ છે. સૌથી પ્રથમ એમની સંસ્થાનો ઉદ્દેશ વસતીને મર્યાદિત કરવા કરતાં તંદુરસ્ત બાળકો જન્મે એવી સ્થિતિ લાવવાનો મુખ્યત્વે છે. બીજી અગત્યની બીના એ નોંધવા યોગ્ય છે કે, આ પ્રવૃત્તિને કારણે ડૉ. મેરી સ્ટોપ્સ વિશ્વભરમાં ખ્યાતિ પામ્યાં એ એક અકસ્માત જ છે.

અંગત સંજોગો અને આકસ્મિક તકને લીધે તેમના પર આ ફરજ આવી પડી ન હોત તો કદાચ ડૉ. મેરી સ્ટોપ્સ ખાણના *પ્રધાન મંડળના વૈજ્ઞાનિક અને ઔદ્યોગિક* સંશોધન ખાતાંઓનાં નિષ્ણાત સલાહકાર જ રહ્યાં હોત અથવા લંડનની યુનિવર્સીટીમાં પ્રાચીન વનસ્પતિવિદ્યાની શાખાના સ્થાપક બન્યાં હોત, અથવા તો પીનેરો પંથના એક નાટ્યકાર તરીકે નાની સરખી કમાણી કરનાર નાટ્યકાર બની બેઠાં હોત અથવા તો લોકપ્રિયતામાં ઇલા વ્હીલર વીલકોક્ષ અથવા તો વીલ્હેમીના સ્ટીશની હરિફાઇમાં ટક્કર ઝીલે એવી માત્ર ઊર્મિ ગીતો ગાનારી - કવયિત્રી બની રહ્યાં હોત.

ડૉ. મેરી સ્ટોપ્સ એક શિલ્પીના પુત્રી છેઃ તેમના પિતા સ્ત્રીઓને યુનિવર્સીટી શિક્ષણ આપવાના પ્રખર હિમાયતી હોવા ઉપરાંત તેમનાંમાં સાહિત્ય પ્રત્યેની રસદષ્ટિ ભરી વિદ્વત્તા પણ હતી. તેમની કૃતિઓ બ્રિટીશ મ્યુઝીયમના વાચનાલયનાં કેટલોગમાં ઠીક ઠીક જગા રોકે છે. આમ ડૉ. મેરી સ્ટોપ્સને વારસામાં જ બેવડો રસ મળ્યોઃ વિજ્ઞાનનો અને સાહિત્યનો.

૧૯૧૪ માં પ્રકટ થએલાં એક પુસ્તકમાં ડૉ. મેરી સ્ટોપ્સના નીચેના શબ્દો વંચાય છેઃ " વર્ષો પહેલાં મેં મારે માટે મારે જીવન કેમ જીવવું તેની રૂપરેખા દોરી હતી. કારણ કે મને તે આદર્શ લાગી હતી. વીસ વર્ષો વૈજ્ઞાનિક સંશોધનમાં ગાળવાની, વીસ વર્ષો તત્વજ્ઞાનની વિચારણા પાછળ ગાળવાની અને તે પછીનાં વીસ વર્ષો માનવજાતિની સેવા

પાછળ ગાળવાની મેં યોજના કરી હતી. અને એ સમય દરમ્યાન દુનિયાનો જે અનુભવ જીવનમાં થયો હોય તેનું આલેખન કરતી એકજ કવિતા લખવી અને જ્યારે એ કવિતા પૂરી થાય ત્યારે મૃત્યુને શરણ થવું."

આવી રીતે લખી રખાયલી યોજનાઓમાં મોટે ભાગે બને છે તેમ જીવન અને સંજોગો એ, એ યોજનાને અમલમાં ન મૂકવા દીધી. પરંતુ ઘણાખરા સ્વપ્નસેવીઓ કરતાં તેમણે પોતાના કાર્યક્રમને પાર પાડવા વધારે શૌર્યભર્યો પ્રયાસ કર્યો છે એની કોઇથી ના પાડી શકાય એમ નથી. તત્વજ્ઞાનની વિચારણાનાં વીસ વર્ષો હજી અધુરાં જ રહ્યાં છે એ સાચું પણ વૈજ્ઞાનિક સંશોધનનાં વીસ વર્ષો તો સાચે જ પૂરાં થયાં છે અને "માનવજાતિની સીધી સેવા" માટે ભારે પ્રયત્ન તેઓ કરી રહ્યાં છે. અને ડૉ. મેરી સ્ટોપ્સની અવિરત કારકીર્દિ અને સિદ્ધિઓએ કદાચ કવિતાનાં ઝરણને વધારે અસરકારક રીતે વહવા ન દીધું હોય તો તેમાં દોષ કાઢી શકાય એમ નથી.

પ્રાથમિક અભ્યાસના કાળ દરમ્યાન વિજ્ઞાન પ્રત્યેની તેમની અભિરૂચી સૌથી વધુ પ્રયત્નશીલ લાગે છે. બાર વર્ષની ઉમરે તેઓ ડાયરી લખતાં. એમાં એક નોંધ આવી છે: "શુક્રવાર તા. ૭, શાળામાં ગઇ. આજે ઘણી જ મજાહ પડી, કોલસા અને કોલસાની ખાણો વિષે આજે પદાર્થપાઠ હતો." હજી તો બાલિકા જ હતી ત્યાં તો ૧૩ વર્ષની ઉમરે બાળાઓ અને શિક્ષિકાઓની સભામાં તેમણે પ્રાચીન ઐતિહાસિક વસ્તુઓ રાખનારી સોસાયટીના સંગ્રહસ્થાનને ને તેમના પિતાએ ભેટ કરેલાં ચકમકનાં હથિયારો વિષે શાન્તિથી વ્યાખ્યાન કર્યું હતું. અને તે પછી તેમની પોતાની સૂચનાથી, ૭ અઠવાડિયાં સુધી નોર્થ લંડન કોલેજીએટીક સ્કૂલમાં તેમણે કેમીસ્ટ્રી (રસાયણશાસ્ત્ર)ના વર્ગો લીધા હતા. આ વખતે તેઓ માત્ર ૧૬ વર્ષની વયનાં વિદ્યાર્થીની હતાં.

આજ સમય દરમ્યાન કદાચ તેમણે કવિતાઓ રચવાની શરૂઆત કરી હશે. હવે તો તેમનો કાવ્ય સંગ્રહ 'રીવીલેશન' (Revelation)ને નામે પ્રકટ પણ થઇ ચૂકયો છે. એ અરસાની તેમની એક કવિતા અત્રે ઉતારૂં:

It you would understand
 and live aright,
Do in the world your duty
 to the world
As men prescribe......
I do not ask men's prayers,
 if they but live
Their lives aright accord–
 ing to their laws...
But do not warp thy
 earthly life, my child,
For joyous life alone
 is perfected.

આ કવિતામાં દર્શાવાયલી ઊર્મિઓ ઘણી જ સભાન છે. ૧૬ વર્ષની વયે ડૉ. મેરી સ્ટોપ્સને તેનું દુન્યવી જીવન કચડી નાંખ્યું ન હતું. સુખી બનવાનો હક્ક તેમનાં ધ્યેયનું મૂળભૂત તત્ત્વ સદાને માટે રહ્યું છે.

વિજ્ઞાનનાં વિદ્યાર્થીની તરીકે લંડન યુનિવર્સીટીમાં તેમણે પ્રવેશ કર્યો. યુનિવર્સીટીની પરીક્ષાઓમાં પહેલા વર્ગના ઓનર્સ સાથે તેમણે પ્રથમ સ્થાન મેળવ્યું. વીમેન્સ યુનીયન ડીબેટીંગ સોસાયટીનાં તેઓ પ્રમુખ હતાં. હોકી ટીમમાં પણ તેઓ સામેલ હતાં. છેવટની પરીક્ષામાં બોટની અને જીઓલોજીમાં તેમણે પહેલો વર્ગ–ઓનર્સ મેળવ્યું. અને પ્રવાસ માટેની શિષ્યવૃત્તિ જિતી. તે પછી તેઓ મ્યુનીચ ગયાં; ત્યાંની બોટેનીકલ ઇન્સ્ટીટ્યુટમાં કામ કરીને તેમણે ડૉક્ટર ઓફ ફિલોસોફીની પદવી મેળવી. એજ અરસામાં અકસ્માત તેમણે લગ્ન માટેની માંગણીનો

સ્વીકાર કર્યો. તે પછી તેઓ ઇંગ્લાંડ પાછાં ફર્યાં અને માંચેસ્ટર યુનિવર્સીટીમાં વિજ્ઞાનના વ્યાખ્યાનકાર તરીકે તેમણે જગા સ્વીકારી. આ વિષયના વ્યાખ્યાનકાર તરીકે નીમાનાર ડૉ. મેરી સ્ટોપ્સ સૌથી પ્રથમ મહિલા હતાં.

૧૯૦૫ માં તેઓ ડૉક્ટર ઑફ સાયન્સ બન્યાં. ઇંગ્લાંડમાં આ પદવી મેળવનાર તેઓ સૌથી નાનાં હતા. તે પછી, 'ફોસીલાઇઝડ એન્જીઓસ્પર્મસ'ના અભ્યાસ માટે જાપાન ગયાં; અમેરિકન એસોસીએશન ઑફ સાયન્સમાં હાજરી આપવા યુનાઇટેડ સ્ટેટ્સ ગયાં, અને પછી કેનેડા ગયા: જ્યાં તેઓ તેમના પ્રથમ પતિને પરણ્યાં. ત્યાંથી ઉત્તરધ્રુવની શોધખોળ કરનારી ટુકડી સાથે ગયાં. અને ત્યાંથી ખનીજની શોધખોળ માટે સ્વીડન ગયાં.

સ્ત્રી મતાધિકારની ચળવળના એક ભાગ તરીકે શરૂ થએલા નાકર સત્યાગ્રહ સંઘ (Tax Persistance League) માં તેઓ જોડાયાં. વિગ્રહ દરમ્યાન કોલસો અને બળતણને લગતા પ્રશ્નોનાં તેઓ નિષ્ણાત બન્યાં. Cretaceous Flora, Angiosperms અને Palaeobotany વિષેના વૈજ્ઞાનિક પ્રકાશનો ચાળીસેક જેટલાં તેમણે કરેલાં છે. આમ એક વૈજ્ઞાનિક તરીકેની શરૂઆતની તેમની કારકીર્દિ એટલી બધી જ્વલંત હતી કે વિશ્વવિખ્યાત વિજ્ઞાનશાસ્ત્રી બનવાનું ભાવિ તેઓ માટે ઘણુંએ નિશ્ચિત કરી શક્યું હતું.

પણ અકસ્માતોએ તેમને બીજી જ દિશામાં વાળ્યાં. એ અકસ્માતમાં પ્રથમ તેમનું કાંઇક વહેલી વયે થએલું લગ્ન કહી શકાય. માનસિક અને કાયદાની કેટલીક યાતનાઓ પછી તેઓ લગ્ન નિષ્ફળ કરાવવામાં સફળ થઈ શક્યાં. 'Wine that turned to Vinegar' નામની તેમની કવિતા તેમનાં એ સમયનાં માનસિક દુઃખનો સચોટ ખ્યાલ આપે છે.

તેમના પતિની અસાધારણ વિષયવાસનાને પરિણામે, વીસમીસદીનાં ઇંગ્લાંડમાં શારીરિક અને માનસિક જાતીય પ્રશ્નો વિષેનાં અજ્ઞાન પ્રત્યે તેમનું લક્ષ ખેંચાયું. અને તેમનાં સૌથી વધુ પ્રચાર પામેલાં અને સૌથી વધુ સફળ પુસ્તક "Married Love"નું પ્રકાશન પણ આડકતરું એને જ જવાબદાર કહી શકાય.

તે પછી માન્ચેસ્ટરમાં તેમને કાઉન્સીલર માર્ગરેટ એશટનની મુલાકાત થઇ હતી. માર્ગરેટ એશટન સામાજીક કાર્યકર હતાં અને શિશુકલ્યાણની પ્રવૃત્તિઓનાં ઘણો રસ લેતાં હતાં. તેમનાં શહેરમાં સંતતિનિયમનનું કલીનીક સ્થાપના માટે તેઓ પ્રયાસ કરી રહ્યાં હતાં.

લગ્નમાંથી છૂટાછેડા મેળવ્યા પછી, પણ વિગ્રહના અંત પહેલાં, ડૉ. મેરી સ્ટોપ્સ તેમના બીજા પતિ હંફ્રે વરડોમરોને મળ્યાં. તેઓ આવરો બાઇપ્લેનના બનાવનાર, ફ્લાઇંગ ઑફિસર અને ઉદ્યોગપતિ તેમજ સખાવતી ગૃહસ્થ હતા. માર્ગરેટ એશટનના આગ્રહને વશ થઇને માંચેસ્ટરની એક હોસ્પીટલને સંતતિનિયમનનું કલીનીક સ્થાપવાને તેઓ સમજાવી શકયા હતા.

અને પછી, ૧૯૨૦-૨૧ માં જન્મપ્રમાણના કમીશનને અંગેના અનુભવો પછી, તેમણે લૉર્ડ અને લેડી વિલોબી ડી બ્રોક અને ડૉ. માર્લીબીએ, સંતતિનિયમનના જ્ઞાનનો પદ્ધતિસર પ્રચાર કરવાની હિમાયત કરી, લઘુમતિના હેવાલ પર સહી કરી ત્યારે બૌદ્ધિક માન્યતાને વ્યવહારમાં ઉતારવાનો તેમણે પ્રયાસ કર્યો.

૧૯૨૧ માં તેમણે અને તેમના પતિએ બ્રિટિશ શહેનશાહતમાં સંતતિ-નિયમનનું સૌથી પ્રથમ કલીનીક સ્થાપ્યું. એની સ્થાપનાનો ઉદ્દેશ સમજાવતાં હસ્તપત્રમાં જણાવવામાં આવ્યું હતું કે: "અહીં માતાઓને માત્ર બાળકોને પેદા કરનારી જ નહિ પણ, સારાં બાળકોની સર્જક લેખવામાં આવશે. માતાના

અંકુશમાં હોય એવું માતૃત્વજ હવે આપણી પ્રજાની સાચી પ્રગતિ કરી શકશે.”

આ દેશમાં ડૉ. મેરી સ્ટોપ્સ પહેલાં પણ સંયમિત માતૃ-પિતૃપદના બીજા હિમાયતીઓ હતાં; તેમણે સ્થાપેલી સંસ્થાઓ ઉપરાંત કલીનીકોની સ્થાપના માટેની બીજી સંસ્થાઓ હતી. એની બીસેન્ટ, માર્ગરેટ એશટન, માર્ગરેટ સેંગર, મીસીસ હાવમાર્ટીન અને બીજી બારેક મહિલાઓ તેમના જેવા જ હેતુ માટે મથન કરનારી હતી.

પરંતુ આખી દુનિયામાં એક પુરોગામી કાર્યકર્તા તરીકે ડૉ. મેરી સ્ટોપ્સ જ વિખ્યાત થયાં છે. તેમનાં નામ પર જ સેંકડો લોકો તેમના નામનો ખોટો ઉપયોગ કરીને રળી ખાય છે. અને લાખોની સંખ્યામાં તેમનાં જ પુસ્તકોનું વેચાણ પણ થાય છે. 'Married Love' ની ૧૯ આવૃત્તિઓ થઇ ગઇ છે. અને ૧૯૨૩ સુધીમાં એની ૧૯૧,૦૦૦ નકલો ખપી ગઇ હતી, આફ્રિકાની ભાષા, અરબી, ચીનાઇ, ફ્રેન્ચ, જર્મન, સ્પેનીશ, ડેનીશ, સ્વીડીશ, ડચ, પોલીશ, હંગેરીયન, રૂમાનીયન અને ઝેક ભાષાઓમાં પણ એના અનુવાદ થઇ ગયા છે. ગુજરાતીમાં પણ એ પુસ્તક ઉતરેલું છે.

Married Love પછીનાં તેમનાં પુસ્તકો પણ હજારોની સંખ્યામાં ખપ્યાં છે. રચનાત્મક સંતતિનિયમન અને જાતીય પ્રગતિ માટેની સંસ્થા કલકત્તાથી પેર સુધી પોતાનું કાર્ય કરે છે.

તો પછી, એમનાં જેવી જ બક્ષીસ ધરાવતી અન્ય વ્યક્તિઓ ઢંકાયલી રહી અને ડૉ. મેરી સ્ટોપ્સ વિશ્વવિખ્યાત બન્યાં એનું રહસ્ય શું? માતા અને પિતા બન્ને તરફથી મળેલા બેવડા વારસામાં એનો જવાબ સમાઈ જાય છે. પિતાના વારસાને લીધે તેઓ ડૉક્ટર ઑફ સાયન્સ બન્યાં અને 'Cretaceons Flora' ઉપરના નિષ્ણાત લેખાયાં, જ્યારે તેમની માતાના વારસાએ તેમને કવયિત્રી, સ્વપ્નદર્શી, પરીકથાઓની લેખિકા અને નાટયકાર બનાવ્યાં. વિજ્ઞાનના નિષ્ણાતને આ સાહિત્યકીય ગુણોએ, પ્રજાને રૂચે અને અસર પાડે એવી રીતે શુષ્ક વૈજ્ઞાનિક વિષયને નિરૂપવાની શક્તિ આપી.

અને એમનાં પુસ્તકોનાં નામો જ જુઓને: Married, Love, Radiant Motherhood Enduring Passion આવા કવિત્વમય નામો કોઇ શુષ્ક વૈજ્ઞાનિકને સુઝે પણ ખરાં? તેમની શૈલીનો વિચાર કરો. ચૂસ્ત સાહિત્યકીય દષ્ટિએ એની કસોટી કરતાં કદાચ એની ભાષાની અતિ મીઠાશ માટે ખેદ ઉપજે. પણ પ્રચારલક્ષી સાહિત્યનાં ધ્યેયને એ કેટલી ઉત્તમ રીતે પાર પાડે છે? અનુકુળ લાગણીઓને કેટલી ઉષ્માથી એ સ્પર્શે છે? કોઇપણ વાંચનારને એ વૈજ્ઞાનિક નગ્ન સત્યથી આંચકો લાગતો નથી.

તેમની કવિતાઓમાં પણ એવી જ કુમાશ અને ઉષ્મા જણાઇ આવે છે. વળી તેમાં એમનાં વૈજ્ઞાનિક જ્ઞાનનો પણ સમાવેશ થએલો જણાઇ આવે છે. કોઇ સમાજશાસ્ત્રને લગતો નિબંધ લખવા જેટલી જ સરળતાથી તેઓ કવિતા રચે છે. પ્રેરણા થતાં જ તેમની કલમ ચમકે છે. તેઓ કહે છે: “દરેક કવિતા જવલંત સંદેશ છે.” અને આવી પ્રેરણા કઇ રીતે થાય છે તેનું વર્ણન તેમણે “Man other Poems and a Preface” ની પ્રસ્તાવનામાં જણાવેલું છે.

ડૉ. મેરી સ્ટોપ્સ, કુશળ ધંધાબાજ અને સાવચેત નિયામક છે છતાં તેમનો આત્મા તો રસિક જ રહ્યો છે. તેમનો ડાબો હાથ શું કરે છે તે તેમનો જમણો હાથ ભાગ્યે જ જાણવા પામે છે.

ડૉ. મેરી સ્ટોપ્સનો વૈજ્ઞાનિક દેહ પ્રયોગશાળામાં પ્રયોગો કરતો બેસે: પણ એરી કા ડે-નું કવિ હૃદય તો હમેશાં રંગભૂમિ પર



# અમર પ્રેમ

## અથવા

## દાન—દિલનાં અને દેહનાં !

લેખક : શ્રી. તારાચંદ્ર પોપટલાલ અડાલજા,
'વીરની વાતો' અને 'વીરાંગનાની વાતો' ના લેખક

આખું સારંગપુર રૂપમતીને ઓળખતું. એને લીધે તો સારંગપુરે દૂર દૂર સુધી ખ્યાતિ મેળવી હતી. લોકો કહેતા કે ' સંગીતશાસ્ત્રમાં એ પોતાની માતાને પણ ટપી જાય એવી કળાકુશળ છે ! '

ટીકાખોરો ટીકા કરતા કે ' એની ફોઇએ નામ પાડવામાં ભૂલ કરી છે. એનામાં નામ તેવા ગુણ ક્યાં છે ? રૂપરૂપનો અંબાર હોય તેને જ રૂપમતીનું નામ શોભે !'

અને એ ટીકા સાવ ખોટી તો ન્હોતી. આંખને આંજી નાંખે એવી ભભકરી સૌંદર્યછટા એનામાં ન્હોતી એ વાત ખરી, પરંતુ એ કુરૂપાની પંક્તિમાં મુકી શકાય એવી તો ન્હોતી જ. ઘઉં વર્ણી આ રૂપમતીની ઘાટીલા દેહલતા, મોહક મુખડું, નમણું નાક અને હરીણી શા ચપલ નયનો સૌ કોઇને એના તરફ આકર્ષતા અને બ્રહ્માએ નવરાશની વેળાએ આ સજીવ મૂર્તિ ઘડી હોવી જોઇએ એવો અભિપ્રાય ઉચ્ચારવાની ફરજ પાડતા.

પરંતુ એ બાહ્ય આકર્ષણ કરતાં કંઇક વિશેષ એનામાં હતું અને એ તેનો મધુર કંઠ ! ગળામાં મીઠાશ ભરી હોય તેમ એ બોલતી તો નર્યાં ફૂલ ઝરતાં, એ ગાતી તો જાણે વીણા ગાજી ઉઠતી, એ સંગીતની ધૂન મચાવતી ત્યારે જગતના માનવી થંભી જતાં, કોઇ બાજીગરની મુરલીથી સર્પ થંભી જાય તેમ.

ઉજ્જૈનથી ૫૫ માઇલ ઇશાનમાં કાલી નદીના તીરે આવેલા સારંગપુરમાં એની માતા રહેતી. ગાવા બજાવવાનો તો રૂપમતિને માતા તરફથી વારસો મળ્યો હતો. સંગીત શાસ્ત્રમાં એ પારંગત બની હતી. સંગીતની આરાધના એજ એના જીવનનું પરમ ધ્યેય હતું.

જ્યાં જુઓ ત્યાં એજ વાત થતી કે આ તો ઉકરડામાંથી રત્ન સાંપડવા જેવી વાત છે. ક્યાં એની ધનલોલુપ માતા અને ક્યાં આ સાત્વિકવૃત્તિની સુંદરી ! વારાંગનાને પેટે જન્મ લેવા છતાં શી એની ધર્મપારયણતા ! કેવી નિષ્કલંક પવિત્રતા ! શી ઉત્તમ નીતિરીતિ ! એણે તો પોતાનાં નામ સાથે આપણા ગામની કીર્તિપ્રભા ચોમેર ફેલાવી દીધી છે !

[ ૨ ]

એ કીર્તિની દૂરદૂર સુધી પ્રસરેલી ફોરમથી એક નરભ્રમર તેના તરફ આકર્ષાયો. પ્રેમદીપકમાં હોમાઇ જનાર પતંગની માફક એણે પોતાનું જીવનસર્વસ્વ એના ચરણે ધરી દીધું.

એનું નામ બાજબહાદુર. એક સમયે માળવાનો સ્વતંત્ર રાજા બની બેઠેલો એ પઠાણ

જવાંમર્દ શિકારનો શોખીન હતો. કોઈ કોઈ વખત કવિતા પણ રચતો, ગાવા બજાવવામાં પણ પારંગત હતો. એણે રૂપમતીની સંગીત પ્રવીણતા પારખી અને એને પોતાની અર્ધાંગના બનાવી.

બંનેનો પ્રિય વિષય સંગીત, બંને એ કળામાં નિપુણ; એટલે બંનેનું મિલન દુધ-સાકરના ભેળ સમું નીવડયું.

તે સામાન્ય વારાંગનાની પુત્રી હતી એ બાજબહાદુર ભૂલી ગયો. એને તો પોતાનો સંગીતશોખ સંતોષે એવી સહચરી મળી એટલે જીવન ધન્ય લાગ્યું. રાજવૈભવની છલકાતી સમૃદ્ધિ અને સુખમાહેબી પણ રૂપમતીની મધુરી વાણી અને કર્ણપ્રિય ગાનનાં અમૃતપાન આગળ તુચ્છ લાગી.

રૂપમતી પણ પોતાને બડભાગી માનવા લાગી. કેવળ વિષયવાસનાની તૃપ્તિ અર્થે પતિપદ માટે વલખાં મારનાર અનેક નવજુવાનો એના આગણે આવી ઊંબરા ઘસી ગયા હતા, પરંતુ એનો સાચો જીવનસંગાથી બની રહે તેવો કોઈ એની નજરમાં આવ્યો નહોતો. એને મોહ નહિં પરંતુ અમર પ્રેમ જોઈતો હતો. સંગીતદેવીની ઉપાસના કરતાં બાજબહાદુરને એણે જોયો, સાંભળ્યો, પૂરો પારખ્યો, અને એનું હૈયું ઠર્યું. અમર પ્રેમની એ પૂજારણે પોતાનું તન અને મન બંને બાજબહાદુરને અર્પણ કર્યાં.

નિંદાખોર જગતને ચર્ચા કરવાનું બ્હાનું મળ્યું. રૂપમતીની સાત્વિકતાભરી વાતો એમને પોથીમાંના રીંગણા જેવી લાગી, પૈસો પ્રેમી મુનીવર ચળે એ ન્યાયે રૂપમતી ખરૂં જોતાં બાજબહાદુરને નહિ, પરંતુ તેની રાજ્યસમૃદ્ધિને પરણી છે એવા માર્મિક કટાક્ષોની ઝડી પણ ચોમેરથી વર્ષી રહી.

પરંતુ એ પ્રેમી યુગલને જગતની પરવા ન્હોતી. કોઈ આરાધ્યદેવી પોતાના આંગણે આવી ચડી હોય એટલા પૂજ્યભાવથી બાજબહાદુર રૂપમતીનાં સુખસગવડ સાચવતો. કોઈ અણમૂલું નરરત્ન પોતાને સાંપડયું હોય અને તેનું જતન કરવાનો પોતાનો પરમ ધર્મ હોય એવી વફાદારીથી રૂપમતી બાજબહાદુરની સેવા સુશ્રુષા કરતી, એનો પડયો બોલ ઝીલી લેતી, એને પ્રસન્ન રાખવા આકાશ પાતાળ એક કરતી.

પ્રેમી યુગલ સુખહિંડોળે હિંચતું સંસારમાં સ્વર્ગ ઉતારતું.

[ ૩ ]

લોકોમાં ચણપણ ચણપણ ચર્ચા ચાલી કે બાજબહાદુર રૂપમતીના રૂપમાં લટ્ટુ બની ગયો છે !

" એ રૂપગુણની વાત તો જવા દો, ભાઈ, ખરી વાત એમ છે કે બાજબહાદુરને ગાવા બજાવવાનો જબરો નાદ છે, 'વાંદરાને મશાલ' ની માફક એને વળી સંગીતકળામાં કુશળ રૂપમતી મળી એટલે એમનો તો મનમાન્યો મેળ મળી ગયો. રાજ્યનું ગમે તે થાય એની એને શી પડી છે ?"

અને એ ટીકા કંઈ ખોટી ન્હોતી. બાજબહાદુર રાત ને દિવસ ગાવા બજાવવામાં રૂપમતીનું સ્વરસંગિત સાંભળવામાં, એના વીણાસમા કોમળ કંઠની હલક ઝીલવામાં, એના માધુર્યભર્યા વેણનું સુધાપાન કરવામાં રચ્યોપચ્યો રહેતો, નિશદિન મહેલ, મૃદંગ, અને વીણાના રણકારથી ગાજી ઉઠતો; તબલચી ઓ તબલાના ઠેકા દેવામાં મસ્ત બનતા, સાજીંદાઓ પોતાના સાજને આઠે પહોર સુસજ્જ રાખતા, અને એના સતત ઉપયોગથી મંદિરના વાતાવરણને રણઝણાવી મુકતા.

" રૂપમતિ ! જન્નતની હુર ! તારા સ્નેહભર્યા સદ્યારમાં મારૂં જીવન ધન્ય લાગે છે ! "

" એવા વધુ પડતા વખાણ ન કરીએ

સ્વામિ ! હું તો આપના ચરણની રજકિંકરી છું."

"એમ ન કહે, તું તો મારા મનમંદિરની મૂર્તિ !— મારી આરાધ્ય દેવી ! મારા પ્રાણનો આધાર ! મારી પ્રિય વસ્તુ સંગીતકળાને પોષનાર સંજીવની ! તું ન હોત તો મારી આ ધૂન કોણ પોષત ? મારા ગાવા બજાવવાના શોખને કોણ સંતોષત, જગતની ઉપાધિઓને ભૂલાવી દઈ આનંદ મસ્ત કોણ બનાવત ? સાચેજ સુંદરી ! તારા સહવાસમાં મારા જીવનનું સાર્થક સમજું છું."

"એ આપની મારા પ્રત્યેની મમતા માટે હું દીનાનાથ દિનબંધુનો આભાર માનું છું પરંતુ નાથ! આમ દિવસ રાત ગાનતાનમાં જ લીન બની રહેવું એમાં આપના જીવનનું સાર્થક્ય નથી હો !"

"ત્યારે ?"

"આપના જીવનનું સાચું સાફલ્ય તો રાજા તરીકે પ્રજાનું રક્ષણ કરવામાં. રાજ્યની આબાદી વધારવામાં; રૈયતના સુખદુઃખની સંભાળ લેવામાં અને રાજવીનો પ્રજાપાલનનો ધર્મ પાળવામાં છે, નહિં કે માત્ર પોતાનો શોખ સંતોષવામાં.

બાજબહાદુર ચમક્યો. રૂપમતી આ શું કહે છે ? ગમે તેવા દાવપેચથી પણ રાજાને પોતાના સૌંદર્ય કે વિષય જાળમાં ફસાવી રાખનાર રાણીઓને તેણે જોઈ હતી. આ રૂપમતી જાણી જોઈને તેને કર્તવ્યનું ભાન કરાવી રાજકાજમાં ગુંચવવાની અને એ રીતે પોતાનું જ અહિત કરી લેવાની મુર્ખાઈ કાં કરે ?

ગમે તેમ હોય પરંતુ આવું સુખ તે કાં છોડે ? રાજ્યનું થવાનું હોય તે થાય, સત્તા જહાન્નમાં જાય ! તેથી શું આવું દુષ્પ્રાપ્ય સુખ તે જતું કરે?

રાજ્ય કારભારની ચિંતા દિવાનને

## અભિલાષ

: ૧ :

આખો દિવસ રવિ રશ્મિઓ ફેંકતો,
નિખિલ જગતમાં પ્રસરી રહ્યો ;
દુર્ગંધ ચૂસતો રસકસ પોષતો,
જીવનનાં તત્વને સીંચી રહ્યો :

: ૨ :

રજનીના ભાલમાં સોહતો ચન્દ્રમા,
ચેતન જડમાં વ્યાપી રહ્યો ;
બાળ્યાં ઝાળ્યાં પ્રતિ માનવના અંતરે,
અમૃતના ઓઘો રેલી રહ્યો !

: ૩ :

રાત્રિ – અંબોડલે જડ્યા તારલીઆ,
અવની – ઊરમાં ટમકી રહ્યા ;
ગગનને આરે ઊતર્યાં વાદળીવૃન્દ,
વારિનાં બુન્દ બુન્દ વરસી રહ્યાં !

: ૪ :

દુર્ગંધ ચૂસતો સૂરજ હું બનું,
અખિલ પૃથ્વીમાં પ્રસરી રહું !
શર્વરીના ભાલમાં સોહતો ઇન્દુ થે,
સુધાના સેરો સીંચી રહું !

: ૫ :

તારાનું રૂપ લે વસુધામાં ટમકું !
વાદળી થે વારિ વરસી રહું !
ઊંચા આકાશમાં વિધવિધ રૂપ લે,
ભૂતલપેટાળમાં ઘૂમી રહું !

શાહિનીચન્દ્ર

ખરી ! હઠીલી ઓરતજાત ! ' સરદાર મનમાં જ ગણગણ્યો.

આજ સુધી તેણે મેળવેલા વિજયના અનેક પ્રસંગો આજ આ સંગીત સામ્રાજ્ઞિ ઉપર મેળવેલા વિજય પાસે કંઇ વિસાતમાં ન લાગ્યા.

આશાભર્યો એ સરદાર ઉતાવળા પગલે મહેલમાં આવી પહોંચ્યો.

શયનખંડ પાસે આવતા જ તેવું હૈયું આનંદના અતિરેકથી ધડકવા લાગ્યું. કેવો સુંદર શણગાર ! કેવું મ્હેકતુ વાતાવરણ ! શય્યાની કેવી મઝાઘદાર સજાવટ ! એને લાગ્યું કે ખરેખર આજે પોતે સ્વર્ગવિહાર કરવા નીકળી પડ્યો છે !

શય્યા પાસે આવતા તેણે જોયુ કે રૂપમતી રૂમાલથી પોતાનું મ્હો ઢાંકી સુઇ ગઇ છે !

રખેને પોતાને આવતા મોડું થવાથી આ રમણી રીસાઇ ગઇ હોય !

" બુલબુલ ! આવા આનંદના સમયે આવી રીસ તે હોય ? આ રૂમાલ હટાવી દે, તારા મુખચંદ્રના દર્શનની પ્યાસ છુપાવવા દે ! "

પરંતુ રૂમાલ નજ ખસ્યો.

" કેમ નહિ માને ? અહીં આવતાં વીલંબ થયો એ મારી ભૂલ થઇ હોય તો હું તૌબા કરૂં છુ, લે, પછી છે કઇ ? "

અને ગઇ કાલે વિજેતાના ગર્વથી ગાજતા સરદારે ખરેખર પોતાના ગાલ ઉપર તમાચા મારી તોબા કરી !

છતાય ન તો રૂમાલ ખસ્યો કે ન એને મુખચંદ્રના દર્શન થયાં.

" બસ, બહુ થયું, દિલરૂબા, આશકની આવી આકરી કસોટી ન હોય. તું નહિં હઠાવે તો જો હું જ તારા મુખનું ઢાંકણુ ખસેડું છું..."

અને અધિરા બનેલા સરદારે શય્યામાં સુતેલી રૂપમતીના મુખ ઉપરનો રૂમાલ ખેંચી લીધો.

એ મુખચંદ્રના એને દર્શન તો થયાં, પરંતુ રૂપમતીને નિદ્રાધીન થયેલી તેણે જોઇ.

' દરકત નહિં, આ તો વળી સુંદર તક ! એક વખત અધરામૃતનું પાન કરી તૃપ્ત થવા દે ! ' અને આવેશમા તેણે પોતાના હોઠ તેના હોઠ સાથે મીલાવ્યા.

પરંતુ આ શું ? ન્હોતી એ હોઠમાં ઉષ્મા કે ન્હોતું જરાય ચેતન !

એ ચમકી ઉઠ્યો.

રૂપમતીના ચ્હેરા તરફ તેની નજર ગઇ અને એની રાડ ફાટી ગઇ. " ગજબ ! ગજબ ! "

રૂપમતીના મુખ ઉપરની લાલી ઉડી ગઇ હતી, તેને બદલે લીલો–કાળો રંગ ચ્હેરા ઉપર છવરાઇ ગયો હતો. તેણે બંને હાથે તેનુ મુખ પકડીને તેને ધણધણાવી.

પરંતુ તે ન બોલે કે ન ચાલે ! નીર્જીવ પુતળું પડ્યુ હોય તેમ તેનું આખું અંગ નિશ્ચેતન થઇ પડયું હતુ !

" દગો ! દગો ! " સરદાર બૂમો પાડવા લાગ્યો,

તેના સેવકો દોડી આવ્યા. દાસીઓને ધમકાવવામાં આવી, પણ કંઇ રહસ્ય ન જાણી શકાયું. અંતે એ શયનખંડ અને શય્યાની બારીક તપાસ કરવાનું ફરમાન છુટયું.

" સરદાર સાહેબ. આ ચીઠ્ઠી ! " ઓશીકા તળેથી એક કાગળ હાથ લાગતાં સેવક બોલી ઉઠયો.

સરદારે એ ચીઠ્ઠી ઝડપી લીધી. ક્ષણમાત્રમાં તેના આતુર નયનો એ પત્ર ઉપર ફરી વળ્યા.

ચીઠ્ઠીમાં ફક્ત બેજ લીટી લખી હતી—

' રૂપમતિ દુઃખણી બની, વિણ બહાદુર બાજ
તમ વીણ જીવ તજવી રહ્યો, અહિ હવે શું કાજ.'

સરદાર સમજી ગયો. રૂપમતીએ બાજબહાદુર પ્રત્યેના પોતાના પ્રેમને અખંડિત રાખ્યો અને અમર બનાવ્યો. એ વફાદાર ઓરતે વિષપાન કરીને બાજબહાદુર પાછળ પોતાને પ્રાણ ન્યોછાવર કર્યો, કારણ એ તો પ્રથમથી જ એને આપી ચૂકી હતી. એનો અમર પ્રેમ અને દાન–દિલના અને દેહનાં !

કોઇ અદ્રશ્ય શક્તિ એને પ્રેરી રહી હોય તેમ સરદારનું મસ્તક એ સાધ્વિ–પતિપરાયણ પ્રમદાના ચરણે પૂજ્યભાવે નમી પડયું.

# ગલ રાતાં ફુલડાં

[ બાલહત્યાના 'મનોવેદનાનું' આ ચિત્ર છે. જૂનું અંગ્રેજી લોકગીત છે: તેમાં એક કુમારિકા સ્ત્રીએ કરેલા ગર્ભપાતનો પ્રસંગ છે. એ પરથી ગુજરાતી લોકઢાળમાં ઉતારેલું આ ગીત છે. ]

ઢાળ—" સોનલા ઇંઢોણી રૂપા બેડલું રે
પાલવ છોડજો !
" પાણીડાં ગઇ'તી તળાવ
નવજાદી, નવ પાલવ છોડજો.
—એ લગ્ન-ગીતનો.

૧

વનરા તે વન કેરી કાંટમાં રે
રાતાં ફુલડાં;
હાં રે બાઇએ પધરાવ્યાં પેટનાં બાળ,
વનરામાં ગલ રાતાં ફુલડાં.

૨

અરધી રાતલડીનો ચાંદલો રે
રાતાં ફુલડાં;
હાં રે નીચે મલકે છે મા-મેલ્યું બાળ
વનરામાં ગલ રાતાં ફુલડાં.

૩

' હસ મા એવડલું હો લાડકા રે '
રાતાં ફુલડાં;
' હાં રે મારાં કળીએ કાળજડાં કપાય '
વનરામાં ગલ રાતાં ફુલડાં.

૪

જમણે હાથે મીંચી આંખડી રે
રાતાં ફુલડાં;
હાં રે બાઇએ ડાબે હાથે દબાવી છે ડોક
વનરામાં ગલ રાતાં ફુલડાં

૫

બાર માસ બાળ-કુંવારડી રે
રાતાં ફુલડાં;
હાં રે બાઇનાં તેર માસે લખિયાં લગન
વનરામાં ગલ રાતાં ફુલડાં.

૬

એકા રે દશીની ઉપવાસણી રે
રાતાં ફુલડાં
હાં રે બાઇ તો હરિ-મંદિર પૂજવાને જાય
વનરામાં ગલ રાતાં ફુલડાં.

૭

હસતા ને રમતા હીંડોળલે રે
રાતાં ફુલડાં
હાં રે બાઇએ નિરખ્યા છે બાળ ગોપાળ
વનરામાં ગલ રાતાં ફુલડાં.

૮

થડક્યા થાનેલા, થંભી ગઇ રે
રાતાં ફુલડાં.
હાં રે બાઇની છાતીમાં છલછલ દૂધ
વનરામાં ગલ રાતાં ફુલડાં.

૯

સરજ્યાં જો હત મારે ખોળલે રે
રાતાં ફુલડાં,
હાં રે તમને પેરાવત હું હીર ને ચીર
વનરામાં ગલ રાતાં ફુલડાં.

૧૦

ભૂલી હો ભૂલી ભુંડી માવડી રે
રાતાં ફુલડાં,
હાં રે મારી તે ઢીની મરડેલી ડોક
વનરામાં ગલ રાતાં ફુલડાં.

૧૧

આવડાં ધાવણ આજે ઉભરે રે
રાતાં ફુલડાં;
હાં રે મારી તેદુની તરસ્યો સંભાર,
વનરામાં ગલ રાતાં ફુલડાં

૧૨

ઝુલું હું જશોદા માને ખોળલે રે
રાતાં ફુલડાં,
હાં રે તારે ખોળલે અગન કેરી ઝાળ
વનરામાં ગલ રાતાં ફુલડાં.

ઝવેરચંદ મેઘાણી

# શ્રી લીલાવતી મુનશીની સાહિત્ય સેવા

[ શ્રી. કનૈયાલાલ મુનશીની દૃષ્ટિએ ]*

અનુ :
શ્રી. શાન્તિલાલ ગુ. તોલાટ

શ્રીમતી લીલાવતી મુનશી ( જન્મ ઇ. સ. ૧૮૯૯ ) શ્રી. મુનશી સાથે થોડા સમય સુધી " ગુજરાત "ના સહતંત્રી હતાં; તેમણે સમકાલીન અને ઐતિહાસિક વ્યકિતઓના સંખ્યાબંધ રેખાચિત્રો, નકશો, નવલિકાઓ, એકાંકી નાટિકાઓ, રોજનિશિઓ હિન્દ અને યુરોપના પ્રવાસપત્રો અને નિબંધો લખ્યાં છે. ઇ. સ. ૧૯૨૫ સુધીના તેમના સર્વ લેખો " રેખાચિત્રો અને બીજા લેખો " નામથી પુસ્તકાકારે પ્રકટ થયા છે. " કુમાર દેવી " ( ૧૯૩૦ ) એક પંચાકી નાટક છે. ઇ. સ. ૧૯૨૫ પછીની તેમની નવલિકાઓ અને નાટિકાઓનો સગ્રહ ઇ. સ. ૧૯૩૨ માં " જીવનમાંથી જડેલી " નામે પ્રસિદ્ધ થયો છે. તેમના અન્ય પ્રકીર્ણ લેખો હમણાં જ ( ૧૯૨૫માં ) " વધુ રેખાચિત્રોઃ જુનાં અને નવાં " નામથી બહાર પડયાં છે. જેલનિવાસ અને રાજકીય જીવનની અન્ય પ્રવૃત્તિઓને લીધે તેમના સાહિત્યકાર્યમાં હમણાં હમણાં અંતરાય પડવા માંડયો છે.

આપણી ભાષામાં શ્રીમતી લીલાવતી મુનશીની શૈલી વિશિષ્ટ અને અનેરી છે. પ્રસંગાનુસાર સરળ, સૂક્ષ્મ મર્મચ્છેદી, રમતીયાળ અથવા ઉર્મિલ તેમની શૈલી અર્વાચીન સમયની સુંદર ગુજરાતી ભાષાના પ્રતીક રૂપે છે. શ્રદ્ધા અને સહેલાઇથી તેઓ ભાષામાંથી આવશ્યક સાધનો મેળવી લે છે. અનેરો સંયમ દાખવતી તેમની ભાષા કદીય સાહિત્યકીય અસર ઉપજાવવાનો પ્રયત્ન કરતી નથી. તેઓ પોતાની પરિમિતતા સમજે છે અને તેથી શ્રદ્ધા અને કુશળતાપૂર્વક જે ન કરી શકાય તે માટે ભાગ્યે જ પ્રયત્ન કરે છે. શ્રીમતી લીલાવતી અને શ્રી. કનૈયાલાલ મુનશીની સાહિત્યકૃતિઓ ગાઢ સંસર્ગમાં સર્જાઇ છે. એકની શૈલીએ બીજાની શૈલીને અનેક રીતે સ્પર્શી છે, તે છતાંય શ્રીમતી લીલાવતીના અચૂક રસદષ્ટિ શ્રી૦ મુનશીની શૈલીને આચ્છાદતા રંગની ભભક અને અલંકારોની ઝમકથી દૂર રહેવા પામી છે. શ્રી. લીલાવતીએ દોરેલા ચિત્રોના રંગ કલાત્મક રીતે સમન્વિત બની નયનને આલ્હાદે છે અને નહિ કે ચકિત કરે છે.

સાહિત્યમાં તેઓ અર્વાચીન રમણીના માનસશાસ્ત્રીય દષ્ટિબિંદુના પ્રતિનિધિ છે. જીવન તેમજ સાહિત્યમાં અત્યાર સુધી સ્ત્રીને એક શણગારેલી-ઢીંગલી તરીકે જ લેખવામાં આવતી . શ્રીમતી લીલાવતીની કૃતિઓમાં આપણે સ્ત્રીને એક માનવ તરીકે નીહાળીએ છીએ—જીવનને આંગણે મુંગી અભિલાષા

*[ નોંધઃ-શ્રી. કનૈયાલાલ મુનશી વિરચિત તાજેતરમાં પ્રકટ થયેલા અંગ્રેજી ગ્રંથ " Gujarat and its Literature "માંથી આ અવતરણ આપણી ભાષામાં ઉતાર્યું છે. મૂળ ગ્રંથના આઠ પાના રોકતા આ લેખને પ્રસંગોપાત સંક્ષિપ્ત કર્યો છે. એક વિદ્વાન પતિએ પોતાની પ્રતિભાવાન પત્નીની સાહિત્યસેવાના કરેલા મૂલ્યાંકન ઉપરાંત, આ લેખ શ્રીમતી લીલાવતી મુનશીનું સ્થાન અર્વાચીન ગુર્જર સાહિત્યમાં નિર્ણીત કરે છે તે દષ્ટિએ, ઉપયોગી છે. મૂળમાંનાં પહેલાં વચનને સ્થાને અત્રે ત્રીજું વચન વાપર્યું છે, અને કેટલેક સ્થળે મૂળને વળગી ન રહેતાં થોડા આવશ્યક ફેરફાર કર્યા છે.

શાન્તિલાલ તોલાટ. ]



**ફ્લોરેન્સ એલન**

અમેરિકામાં ન્યાયમૂર્તિનું પદ ભોગવતા આગેવાન મહિલા



શાન્તાક્રુઝ ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળના બાલમંદિરના
વાર્ષિકોત્સવ વખતે સેવાના કાર્યકરોનો ફોટો

સાથે ઉમેલી નહિ પરંતુ જીવન અને તેની કૃતિઓને બરાબર સમજતી; એક પુરૂષ જે જે કરી શકે તે સર્વ સાધવા તત્પર; ટુંકમાં સાહસ, અદ્ભુતતા અને સૌંદર્યને ચાહતી એક બંડખોર ! પુરૂષે જ્યારે સ્ત્રીના સ્વતંત્ર વ્યક્તિત્વનો સ્વીકાર કર્યો ત્યારે અર્વાચીન વિશ્વની શરૂઆત થઇ એ ભાવના તેમના એક નિબંધમાં સુંદર રીતે વ્યકત કરવામાં આવી છે. તેમની વાર્તાઓમાં સ્ત્રીની મહત્તા પુરૂષથી વિશિષ્ટ રીતે પોતાનું વ્યક્તિત્વ ખીલવવામાં માલમ પડે છે અને જેટલે દરજ્જે પુરૂષ આ વિકાસમાં સ્ત્રીને સહાય કરે છે તેટલે દરજ્જે પુરૂષની મહત્તા છે. ફકત એકવીસ વર્ષની વયે લખાયેલી તેમની " કાશ્મીરની ડાયરી " તેમનો દ્દષ્ટિકોણ ઘડવામાં જે મુશ્કેલીઓ નડી હતી તેના પરથી સુંદર રીતે પડદો ઉંચકે છે.

( ૨ )

લેખિકામાં એક મહાન ગુણ છે તે આત્મીયતાનો સૂર, સ્વયંપ્રકાશનો એક આછેરો સ્પર્શ અને વાંચકની આસપાસ અંગતતાની વણ ગુંથતો-ખાનગી વાતો કહેતો-અનેરો જાદુ. આથી જ આત્મલક્ષી આવિષ્કારોને પ્રદર્શિત કરતાં સાહિત્યસ્વરુપો-જેવાં કે ડાયરી, પત્રો અને રેખાચિત્રો-માં શ્રીમતી લીલાવતીની લેખિની સુંદર ગદ્યની પરાકાષ્ટાએ પહોંચે છે. પરંતુ આને લીધે તેમની કૃતિઓનું વર્તુલ પરિમિત બને છે: પુરૂષો તેમજ વસ્તુઓના પ્રસંગોમાં તેમને ભાગ્યે સફળતા મળે છે. તેમની જે વાર્તાઓ નાયિકાઓના દૃષ્ટિકોણની આસપાસ ગુંથાયેલી નથી. તેના નિર્માણમાં સ્વાભાવિક ક્ષતિઓ પ્રવેશવા પામે છે. તેમની શરૂઆતની નાટિકાઓ ભભકભર્યા વાર્તાલાપ અને નાયિકાના જીવન પરત્વેના દૃષ્ટિબિંદુથી વર્ણવેલી વાર્તાઓ છે. ઉદાહરણ તરીકે " કુમારદેવી "માં એક જ જીવન્ત પાત્ર છે તે કુમારદેવી, જ્યારે અન્ય પાત્રો ફકત કુમારદેવીને વર્ણવવા માટે સર્જાયલાં છે.

શ્રીમતી લીલાવતી જેવી અસાધારણ નિરીક્ષણ શક્તિ અથવા તો માનવ આચરણને અતિ સૂક્ષ્મ દૃષ્ટિથી પૃથકકરણ કરવાની શક્તિ ઘણા થોડાજ લોકો ધરાવે છે. પોતાની કેટલીક નવલિકાઓમાં તેઓ નિર્દય વાસ્તવિકતાથી પુરૂષના સ્ત્રી તરફના વર્તન પરથી પડદો ઉચકે છે: પરિણામે અન્ય લેખકો કરતાં આગળ વધીને તેઓ સાહિત્ય સ્વરૂપની નવી ભૂમિકા રજુ કરે છે.

કુદરતનાં સૌન્દર્ય જોઇને તેમને જે આહ્લાદ થાય છે તે ખાસ કરીને " કાશ્મીરની ડાયરી " અને " યુરોપના પત્રો " માં સરસ રીતે વ્યકત થાય છે. કાશ્મીરના વેરીનાગની મુલાકાતનું વર્ણન એક સુંદર શબ્દચિત્ર છે.

શુભ્ર ચંદ્રિકામાં સ્નાન કરી રહેલી વેનીસની મહાન નહેરનું અને લંડનથી એરોપ્લેનમાં પારીસ જતાં કુદરતી સૃષ્ટિ સૌન્દર્યનું તેઓએ આપેલું વર્ણન આપણી ભાષામાં વિરલ એવા શબ્દ ચિત્રો રજુ કરે છે.

[ ૩ ]

તેમની નવલિકાઓ અને નાટિકાઓ ઘણે ભાગે જીવન અને કૌતુહલપ્રિય વૃત્તિથી વ્યાપ્ત બંડખોર રમણીના વિવિધ અનુભવો રજુ કરે છે: જે કંઇ ફેર હોય છે તે સંજોગોમાં અને હેતુઓમાં. દરેક વખતે નારીનું વ્યક્તિત્વ સરખુંજ હોય છે: તેના દુર્ભાગ્યની જોખમદારી પુરૂષને શીરે લાદવામાં આવે છે. અને આવા પુરૂષને ઉપહાસ, વ્યંગ અને ઘૃણાપાત્ર ચીતરવામાં આવે છે. તેમની " ઝાંઝવાના જળ " નામની સુંદર નવલિકાની નાયિકા કળા એક પ્રેમીને તિરસ્કારી કાઢે છે, કારણ કે તે " ચક્ષમાં વિજયના ગર્વ સાથે. "

દીધો " મારે તો જ્યાં ત્યાં પાલખીએ ચઢી પરણી જ નાંખવાનું છે ને ! "

" એમ કેમ ? તારી પત્નીનું પોષણ કરવા તું બીજાના જેટલો જ શક્તિવાન છે. " તેની માતાએ દલીલો કરવા માંડી " તું વિદ્યાપીઠની પદવીઓ મેળવી ચૂક્યો છું. સરસ્વતીની કૃપા થઇ છે પણ હજી લક્ષ્મી પ્રસન્ન થવાની વાર છે પણ એથી શું ? "

પુત્રની પદવી ઉપર માતાને ગૌરવ લેતી જોઇ શ્રીકાંતને હસવું આવ્યું. આપણી વિદ્યાપીઠનો એમ. એ. ? લગભગ તમામ ધંધા માટે નાલાયક.

પુત્રને મૌન સેવતો જોઇ માતાએ પોતાનું પારાયણ આગળ ચલાવ્યું, " તારે માટે અનેક માગાં આવી ચૂક્યા છે. આજ સુધી બધાને મેં ઉડાવ્યાં કર્યાં છે. પરંતુ આજે તો એક સૌંદર્યની મહારાણીનું માગું આવ્યું છે. મેં મારી જાતે તેને જોયેલી, ત્યારે તો એ નાની બાલિકા હતી. પરંતુ એ પરદેશ ગયાં ને હું વિસરી ગયેલી. આજે જ તાપી ડોશીએ મને કહ્યું કે એ તો સોળ વર્ષની સુંદરી થઇ ચૂકી છે. એની મોહકતાની તો વાત જ કરવાની નથી. સંપૂર્ણ લંબગોળ વદન ને આકર્ષક કેશકલાપ. દાંત જરા મોટા ખરા પણ એમાં શું ?

શ્રીકાંત આ સ્વર્ગસુંદરીને પરણવા જરાય અધીરો નહોતો છતાં ય આ નજીવી ખોડથી તો એના આકર્ષણમાં ઉમેરો થતો હશે એમ તેણે માની લીધું.

" તારા ડોશી જેવાંની પસંદગી ઉતરી તો એ કન્યા કુંવારી રહે જ કેમ ? " શ્રીકાંતે ફેંસલો આપ્યો " પણ બા ! તારા દીકરામાં પણ ખોડ છે. તેનું શું ? "

" છટ્ " તેની બાએ એને તુચ્છકારી કાઢ્યો. " પુરુષોની ખોડ તે જોવાતી હશે ? નાનપણમાં તું પડી ગયેલો તેથી સહજ કાપો પડ્યો છે, તેમાં શું થઇ ગયું ? "

" પણ બા ! હું એવા કાપાની વાત કરતો નથી. " શ્રીકાંત ગંભીર બન્યો, " મારી ખોડ તો એથી પણ ગંભીર છે. મારે દિવસમાં ચારવાર ખાવા જોઇએ છે. "

એની માતાને ખોટું લાગ્યું હોય તેમ જણાયું. " છોકરીનો બાપ નથી " તે બોલી " નહિ તો ક્યારની યે કોઇ શ્રીમંતને ઘેર ગોઠવાઇ ગઇ હોત. અત્યારે એમના હાથપગ બંધાઇ ગયા છે એટલે આપણા જેવા ગરીબનો ભાવ આવ્યો છે. માટે વાત હસવામાં કાઢી નાંખવાને બદલે તું પરણીશ કે નહિ તેનો મને રીતસર જવાબ આપ "

" પણ એ માટે વિચાર તો કરવા દે " શ્રીકાંતે વાત ઉડાવી; ઝટપટ વાળુ પતાવી તે બહાર નીકળી ગયો.

હિંદની પૂણ્યભૂમિમાં પરણવું એ પણ એક ધંધો છે એ વાત શ્રીકાંત અત્યાર સુધી સાવ ભૂલી ગયો હતો. અત્યારે શૂલની માફક એ સ્મરણ તાજું થયું. સૌંદર્યની મહારાણી શિરછત્ર વિહોણી હતી. એટલે પહેરામણીની આશા તો નહોતી. ગુજરાતણ લાંબો સમય સૌંદર્યની રાણી રહેતી નથી. દશ બાર વર્ષમાં તો એ દશ બાર બાલકોની માતા બની જાય છે ને એનું સૌંદર્ય અકલિત રીતે ક્યાંય અદ્રશ્ય થઇ જાય છે. એટલે સૌંદર્ય કરતાં કંઇક વધારે આપી શકે એવા કુટુંબમાં પરણવું એને ઠીક લાગ્યું. જો કે વિદ્યાપીઠની પદવીઓએ પૈસા કમાવાની શક્તિ પૂરેલી નથી હોતી છતાં ય ભવિષ્યના શ્વસુરોને તો એથી સારી છાપ પાડે છે જ ને એમની થેલીની દોરી ઢીલી થાય છે.

રાત્રે શ્રીકાંત વિચાર ચગડોળે ચઢ્યો. એને કુબડી કન્યા પરણી સારી જેવી રકમ ઉડાવવા દિલ થયું. ધીમે ધીમે એના મગજમાં

" ભલે " મદનલાલ ઉઠ્યા, " અંદર જઇ મારે એમને ખબર આપવી જોઇએ. "

એ અંદર ગયા. ચિંતા શ્રીકાંત પર ઉતરી. મદનરાયની દીકરી કેવી હશે? છોકરી સુંદર હોય તો નિરાંત થઇ જાય. એ સૌંદર્યમૂર્તિ ન હોય પણ સુંદર વદનમાં એની માતાએ કહ્યું તેવી લાંબા દાંતની ખોડ હોય તોય હરકત નહિ. અરે! વદન શામળું હોય પણ નયન જરા વિશાળ હોય, ભ્રમરો ચમકદાર હોય ત્હોય નભાવી લેવાય. એનું નાક પોપટ જેવું હોય કે ગોળ હોય તેની પંચાત જ નથી કરવી

" એક ક્ષણમાં હું આવી " એક દાસીનો અવાજ સંભળાયો. ઓરીમાં નાણું ગોઠવતી તે દાદર ઉતરી ગઇ.

શ્રીકાંતનું હૈયું નિરાશાથી ધડકી રહ્યું. હવે કન્યા આવતી હશે. બીલકુલ કુબડી હશે તો એ શું કરશે? આ પળે પાછા પડવામાં સાર નહોતો. શરાફની પેઢી ને ચાર ઘરનો વારસો અમદાવાદમા કોણ આપે એવુ હતું? એ વિચાર આવતાં જ તે થંભ્યો ને વિચારવા લાગ્યો.

કન્યાના આગમન સૂચક પડછંદા સંભળાયા. રેશમી વસ્ત્રોનો ફડફડાટ કાને પડયો. બંગડીઓનો ઝણકાર થયો. ઘુસપુસ વાતો સંભળાઇ. બન્ને હાથમાં હિંમત એકઠી કરી શ્રીકાંત ફરી ખુરસીમાં બેઠો.

એક દાસી મીઠાઇની થાળી લઇ આવી, એની બાજુમાં જ કન્યા ચાંદીનું પ્યાલું લઇ આવી. મદનલાલ પણ પાછળ જ હતા. શ્રીકાંત ઉંચું પણ જોઇ શકયો નહિ. એણે માત્ર ભરેલા ચંપલ ને ગુલાબી બનારસી સાડી જ જોઇ.

" આ મારી પુત્રી તરંગિણી. " મદનલાલે પીછાન કરાવી, " આપની પિછાન કરાવવા લઇ આવ્યો છું. "

શ્રીકાંતને પરાણે ઉંચુ જોવું પડયું. કન્યા કુબડી નહોતી એ જોઇ તેને નિરાંત વળી. પરંતુ મોટા દાંત કાંત નભાવી લેનાર છે એવું પ્રભુ પ્રથમથી કળી ગયો હશે. કન્યાના ઉપલા તમામ દાંત મોટા હતા. તે ઢાંકવા તે ઘણોય પ્રયત્ન કરતી પણ સફલ થતી નહિ. તે શામળી હતી પણ છેક કાળી નહોતી. એકવડા બાંધાની હતી. જાડી નહિ.

" આપને કાંઇ પૂછવું હોય તો પૂછો?" મદનલાલ બોલ્યા.

શ્રીકાંત શરમાયો " કયાં ભણો છો? " તેણે પૂછયું.

" વીનીત વર્ગમાં: મહિલા પાઠશાળામાં. " કન્યાએ બધાં જ દાંત ઉઘાડયા વિના છૂટકો થયો નહિ.

વાર્તાલાપ લંબાયો જ નહિ. શ્રીકાંતે ઠીક ઠીક નાસ્તો કરી લીધો. ચ્હા લઇ તે જવા ઉઠયો.

કન્યા તે પહેલાં જ વિદાય થઇ હતી. " તમારો જવાબ મારે જાણવો જોઇએ. " મદનલાલે ખુલાસો માગ્યો.

" મને કંઇ હરકત નથી " શ્રીકાંતે ઉત્તર દીધો " લગ્ન નક્કી કરી જણાવજો. "

મદનરાય હર્ષ પામ્યા જણાયા, " પણ શરૂઆતની વિધિ પતાવી દેવી જોઇએ ને?" તે બોલ્યા, " તમારી માતાને કયારે મળવાનું રાખીશું? "

" મારી માતાને મળવાની કાંઇ જ જરૂર નથી. " શ્રીકાંત અકળાઇ બોલી ગયો " મારી માતા છેક જ જૂના વિચારની છે. એને સ્ત્રીઓની સ્વતંત્રતા પાલવતી નથી. નર્મની છોકરીને એ નવવધૂ તરીકે કદાચ ન પણ સ્વીકારે. "

'એને ગમ્યું તો નહિ પરંતુ એની માતા વાંધો ઉઠાવે તેની એને ઘણી જ બીક હતી

પરંતુ મદનલાલને એથી જરા પણ ખોટું લાગ્યું નહિ. "ભલે" તે બોલ્યા, "જૂના વિચારની હિંદુ માતા વાંધો લીધા સિવાય રહે જ નહિ."

એટલે લગ્ન છૂપી રીતે થઈ ગયાં. શ્રીકાંતે એની માતાને કાંઈ જ કહ્યું નહોતું. કન્યાના બાપે વરને જે આપવું ઘટે એ બધું ય આપ્યું. હીરાની વીંટી, કાંડાનું ઘડિયાળ, રેશમી વસ્ત્રો ને ચાંદીનાં વાસણો, તરંગિણી પણ વસ્ત્રાલંકારોથી સજ્જીત થયેલી હતી. શ્રીકાંતને અલંકારોનું મુલ્ય બે હજાર રૂપિયા હશે એમ લાગ્યું. થોડુંક રાચરચીલું પણ કન્યાદાનમાં અપાયું. ત્રણેક હજારની મત્તા મેળવી, શ્રીકાંતને મદનલાલની ભલાઈ પર હસવું આવ્યું. આટલી બધી મૂડી આમ વ્યાજવગરની ચીજોમાં રોકવાને બદલે શરાફી પેઢીમાં રોકવાની જરૂર હતી, વાર્ષિક ત્રણસો રૂપિયા વ્યાજની આવક ન થાય. પરંતુ હજી હમણાં જ લગ્ન થયેલાં હોવાથી તે કાંઈ જ કહી શકયો નહિ.

આ લોકો બહુ જૂના વિચારનાં નહોતાં. એટલે શ્રીકાંતને પત્ની સાથે રહેવાની તક મળી.

ખંડમાં કોઈ નહોતું. કન્યા એકલી જ મોં છૂપાવી બેઠી હતી. શ્રીકાંતે પોતાનો સ્વર બનતો મૃદુલ બનાવ્યો. "ઘર છોડતાં લાગી આવતું હશે. તરંગિણી! એવું હશે તો હું તને હમણાં નહિ લઈ જાઉં"

તરંગિણીએ ઉંચું જોયું. "માતા છે જ કયાં તે મને જવાનું ન ગમે?"

શ્રીકાંતની મુંઝવણનો પાર રહ્યો નહિ. "તું મદનલાલની પુત્રી નહોય?" તેણે પૂછ્યું "એમનાં પત્ની તારાં માતા નહિ?"

"હું મદનલાલની પુત્રી ખરી" નવવધૂ બોલી "પણ આ તો મારી ઓરમાન મા છે."

શ્રીકાંતનો સ્વર બેસી ગયો "તારી ઓરમાન માતા તને ચાહે છે તો ખરીને?" તેણે નિરાશામાં પૂછ્યું "એને બીજું સંતાન તો નથી.'

"એને મારા પિતાથી એક પણ સંતાન નથી." તરંગિણીએ ખુલાસો કર્યો " મારા પિતાને તો હું એકલી જ પુત્રી છું પરંતુ મારી ઓરમાન માને આગલા પતિથી બે દીકરા છે. એ લોકો લગ્નમાં આવ્યા જ નહોતા. એમના અસ્તિત્વની બીના તમારાથી છૂપાવવાથી એ માતાપિતા ઉપર રોષે ભરાયા છે."

શ્રીકાંતે બન્ને હાથમાં માથું છૂપાવી દીધું. ઘડીભર કોઈ બોલ્યું નહિ.

તરંગિણીને સહજ ખુલાસો કરવાની અગત્ય જણાઈ "મેં પણ પિતાજીને એમ કરવા ના કહ્યુ હતું" તેણે કહ્યું. "પરંતુ પિતાજી તમને અસત્ય કહેવા તૈયાર નહોતા. તમને ભેટ સોગાદો પણ આપવા ચાહતા હતા. વળી આણામાં પણ જે આવશે; તેથી તમને સંતોષ જ થશે."

તરંગિણી સાચું જ બોલતી હતી. શ્રીકાંતને બધું કબુલ કર્યા વિના છૂટકો નહોતો. મદનલાલે એક પણ વાકય અસત્ય ઉચ્ચાર્યું નહોતું. એનું કિસ્મત જ વાંકું હતું કે એણે જુદો અર્થ કર્યો. પણ શરાફી પેઢી તો ચાલુ હતી ને? કદાચ ત્યાં કંઈ નોકરી મળી જશે.

**વહુઘેલાઓ—**

શ્રીમતી સારૂ અમે, સાડીઓ વણાવશું,
જીવનના લ્હાવા લણાય;
—રેંટિયા મીઠા સુરે રે.

**યુવકો—**

નીંદર વેચીને, એક વેઠે ઉજાગરા
બીજાનાં નેણે ગુલાલ.
—રેંટિયાના મીઠા સુરે રે.

**વહુઘેલાઓ—**

( કોણ કહે છે ગાય નોતી મારા વ્હાલા-એ રાગ.)

કોણ કહે છે ? * દાક્ષિણ્ય અમારાં,
યુરોપિયનથી ઓછાં છે ?
હું કહું છું-દાક્ષિણ્ય અમારાં,
યુરોપિયનથી અદકાં છે-

**યુવકો—**

મોં મલકે છે, વાતો કરતાં
મનવર જઈને રમતાં છે
કાંતી, કાંતી, આંટી કરતાં
સરવાળા મેળવતાં છે

**સત્યાગ્રહી યુવકેદીઓ—**

ઝીણા તણાયે છે તાર—વગેરે.

## પ્રવેશ ત્રીજો

[ એક શ્રીમતી પ્રવેશ કરે છે-વિજોગથી બ્હેબાકળી બની ગઇ છે. જેલની ઓફીસમાં મુલાકાત ચાલે છે-મ્હેકીજ મુલાકાત હોવાથી અર્ધભાનમાં-અર્ધબેભાનમાં લવતી હોય એમ બોલે છે. ]

**શ્રીમતી**-આર્યપુત્ર ! કયાં હશો ?

**વહુઘેલા**—દેવી ! પંચવટીમાં છું.

**શ્રીમતી**—( મૂર્છામાં બોલે છે ) અરે ! પંચવટી તો અપશુકનીઆળ છે. જોગીને વેષે રાવણ આવીને સતિ સીતાને ત્યાંથી જ હરી ગયો હતો. આર્યપુત્ર ! 'વ્હાલા-રસિયા, તમારૂં કોઇ હરણ કરી જશે તો હું શું કરીશ?

[ શ્રીમતી આકાશવાણી સાંભળે છે. ]

" જોગીને વેષે રાવણ આવ્યો ને-
દસ માથાનો દૈત્ય રે,
હાથમાં તે પવન પાવડી-
જઇ સીતા પાસે માગી ભીખ."

**શ્રીમતી**—[જાગૃત-સ્વપ્નમાં પડી છે લવે છે.] પતિની બુદ્ધિ તારમાં. તણાતી જોઉં છું. ઇતિહાસ, રાજ્યકારણ, તત્વજ્ઞાન કાવ્ય અને સાહિત્યથી પોતાનો માનસિક અને આધ્યાત્મિક વિકાસ કરવાનો આવો સારો લાગ મૂકી, સીતાજી સુવર્ણમૃગના મોહમાં પડયાં હતાં એવી રીતના અમારી તરફના કોઇ અગમ્ય મોહમાં પહેલા હું એમને જોઉં છું. દેશભક્તિને માટે એ કાંતતા નથી. અમારાં કેવળ સ્થૂલ મોહે જ, એમને ઘેર્યા છે. પ્રભો! પતિતપાવન પ્રભો !

**સંયુક્તા**—[ પ્રવેશ કરે છે-શ્રીમતીને કમળપત્રથી પવન નાખે છે. શ્રીમતી હજી ભાનમાં આવતાં નથી. આખરે રૂપાની ઝારીમાં, ગોદાવરીમાંથી શીતલ જલ લાવીને શ્રીમતીની આંખો પર ધીમેથી સંયુક્તા છાંટે છે. ( સ્વગત ) કહે છે ]
" મારે પણ એક રસિયા વાલમ હતા. "

[ શ્રીમતી સુતી સુતી જાગૃત થાય છે પણ હજી ઉઠી શકાતું નથી. સુતેસુતે સંયુકતાને પૂછે છે ]

**શ્રીમતી**-" મારે પણ એક રસિયા વાલમ હતા " એમ તમે બોલ્યાં ખરૂં ?

**સંયુક્તા**—હા બ્હેન, મારા મોહમાં તલ્લિન થઇ, એમણે દીલ્હીનાં દ્વાર સુધી ઘોરી શાહને આવવા દીધો હતો. એ મહા અપરાધનું ફળ આપણી ભારતમાતા હજી ભોગવ્યા કરે છે !

[શ્રીમતી બેઠી થાય છે, દુઃખી હૃદયે સંયુક્તાની કથની સાંભળે છે ]

**સયુકતા**—[ શું કહું કથની મારી બ્હેન-એ રાગ ]

શું કહું ? કથની મ્હારી બ્હેન !
મોહ પડેલા સ્વામી !

---

* Chivelry, સ્ત્રી માટે આદરભાવ.

# હિન્દુ દંપતી-જીવન

લેખક :
ડૉ. અમૃતલાલ હ. પટેલ,
ડી. પી. એચ. ( ઇગ્લેંડ ) હેલ્થ ઓફિસર, સુરત.

દક્ષિણ હિંદના એક પ્રખ્યાત હિંદુ લેખકે હિંદુ સમાજના દંપતીજીવન અને ગૃહવ્યવસ્થા વિષે ટકોર કરી છે કે " We have no homes but houses, no wives but women " આ વાક્યને ગુજરાતી ભાષામાં ખરો અર્થ ટુંકમાં સમજાવવો બહુ મુશ્કેલ છે. આટલા માટે પત્ની અને ગૃહ એ બે આપણી ભાષામાં દરરોજ વપરાતા શબ્દો તેમના ખરા સ્વરૂપમાં હિંદુ સંસારમાં હસ્તી ધરાવે છે કે કેમ તે બાબત આપણે વિચાર કરશું.

યુરોપના કોઇ ચિત્રકારને, તે દેશના એક, સુખમય જીવન ગાળનાર મધ્યમ વર્ગના દંપતીનું ચિત્ર આલેખવાનું કહ્યું હોય તો તે એક નાનું મરખું માદા ફરનીચરવાળું દીવાનખાનું બતાવે. તેમાં તેમાં શિયાળાની ઠંડીથી બચવા માટે, દીવાલની અંદર ગોઠવેલી સગડીમાં ( Domestic Hearth ) આસ્તે આસ્તે સળગતો અગ્ની બતાવે, સાદી નીચા ઘાટની ખુરશી પર બેઠેલો અને સીગારેટ પીતો પતિ બતાવે અને વધારામાં, પતિ પત્નીની બાજુમાં રમકડાં સાથે ખેલ કરતુ બાળક બતાવે !

એક હિંદી ચિત્રકારને, મધ્યમ વર્ગના એક હિંદુ દંપતીના ગૃહસંસારનું ચિત્ર આલેખવાનું કહ્યું હોય તો તે કેવું ચિત્ર આલેખશે તેનો આપણે કોઇ વખત વિચાર કર્યો છે ? હિંદી ચિત્રકાર ગમે તેટલો હોંશિયાર હશે તો પણ તેને હિંદુ દંપતીના આદર્શ ગૃહજીવનનું ચિત્ર દોરતાં બહુ મુંઝવણ લાગશે. તે બીચારાને આ ચિત્ર દોરતા અગાઉ અનેક પ્રશ્નો અને કોયડાઓનો ઉકેલ કરવો પડશે.

મર્હુમ પ્રખ્યાત ચિત્રકાર રવિવર્માએ કદાચ આજ કારણથી હિંદુ સંસારનું એક પણ ચિત્ર દોરવાની હિંમત નહિ કરી હોય અને તેમણે પુરાણોની કાલ્પનિક વ્યક્તિઓનાં ચિત્રો દોરી સંતોષ માનવો પડયો હશે !

કોઇ પણ આધુનિક ચિત્રકારે પણ, હિંદુ દંપતી જીવનનું સુંદર ચિત્ર દોરી નામના મેળવી નથી.

હિંદી ચિત્રકારને પહેલી મુશ્કેલી તો એ ન જણાશે કે તેણે પત્ની કેવી ચિતરવી ? સંયુક્ત કુટુંબમાં કેદીની જેમ રહેતી ઘૂમટો કાઢતી અને છુપાતી છુપાતી ચાલતી સ્ત્રીનું ચિત્ર દોરવું કે ઉંચી એડીના બૂટ પહેરતી, વાંકી સેંથી પાડતી, અને ચમકતાં વિદેશી કપડાંથી સજ્જ્યલી યુવતી ચિતરવી કે ખાદીના સાદા વસ્ત્ર અને ચંપલ પહેરનારી સબળા ચિતરવી કે આર્થિક હાડમારી અને અજ્ઞાનમાં વલખાં મારતી, અર્ધદગ્ધ અને આદર્શ વગરની, અડધાં સ્વદેશી અને અડધાં વિદેશી વસ્ત્રોમાં સજાયલા કાલના મધ્યમ વર્ગની સ્ત્રી ચિતરવી ?

હિંદી ચિત્રકારને બાજુ પર મૂકી, આપણે હિંદી લેખકો આ બાબતમાં શું ધારે છે તે જોઇએ. આ દેશના સાંસારિક નવલકથા લખનાર લેખકોએ હિંદુ દંપતીનું ગૃહજીવન જુદા જુદા સ્વરૂપમાં બતાવ્યું છે. સાક્ષર શ્રી ગોવર્દ્ધનરામે દંપતીજીવનના પણ નમૂનાઓ ગુજરાત સમક્ષ ધર્યા: સરસ્વતિચંદ્ર અને

કુસુમ, બુદ્ધિધન અને ગુણસુંદરી, અને પ્રમાદધન અને અલકકિશોરી. શ્રીયુત કનૈયાલાલ મુનશીએ પોતાની ઐતિહાસિક તેમજ સાંસારિક નવલકથાઓમાં બે ત્રણ હિંદુ દંપતીઓના ચિત્ર બહુજ સારી રીતે રજુ કર્યાં છે.

હાલના લોકપ્રિય લેખક શ્રીયુત રમણલાલ દેસાઈએ પણ પોતાની દરેક નવલકથામાં હિંદુ દંપતી જીવનનાં સુંદર નમુનાઓ રજુ કર્યાં છે.

પરંતુ હિંદુ દંપનીના જુદી જુદી રીતે આલેખાયેલા આટલા બધા ચિત્રોમાંથી કોઈપણ ચિત્રે આપણા જીવન પર સચોટ અસર કરી હોય તેવું જણાતું નથી.

સાંસારિક જીવનના સુખનો આધાર એકલા પતિની અથવા પત્નીની લાયકાત ઉપર નથી રહેતો. આ દેશમાં, સ્ત્રી કરતાં પુરૂષને વધારે હક્ક હોવા જોઈએ એવી માન્યતા જમાનાથી ચાલતી આવી છે તે ઉપરાંત મધ્યકાળના હિંદી સાહિત્યમાં, પુરૂષ કરતાં સ્ત્રીની લાયકાત દરેક રીતે, સાધારણ રીતે ઓછી જ છે તેવું લખાણ મોટા પ્રમાણમાં મળી આવે છે.

આવી માન્યતાની અસર આપણા મન ઉપર સેંકડો વર્ષોથી થઈ છે અને તેને લીધે હજી સુધી દંપતીજીવનના સુખનો કોયડો હજુ અણ ઉકેલાયલો રહ્યો છે. આ લેખકના એક કેળવાયેલ અને શ્રીમંત મિત્ર લગભગ પાંત્રીસ વર્ષની ઉંમરે વિધુર થયા. તેમણે અનેક મિત્રોએ ફરી પરણવા આગ્રહ કર્યો. તેનો જવાબ તેમણે આપ્યો કે "હિંદુ સાંસારિક જીવનમાં એવું શું રહ્યું કે મને ફરી પરણવાનું મન થાય?" મારા ધારવા મુજબ હિંદુ સાંસારિક જીવનની આ કડક પરંતુ યોગ્ય ટીકા છે. હિંદુ દંપતીઓ અત્યારે કેવું જીવન ગાળે છે તેનું બારીકાઈથી, જો આપણે નિરીક્ષણ કરીયે તો તેમાં દંપતી જીવનના સુખ જેવી કોઈ વસ્તુ છે? અને છે તો સેંકડે કેટલા ટકા છે? ચાલો આપણે આ દેશના મધ્યમ વર્ગનું દંપતી જીવન તપાસીયે.

હિંદુ સમાજમાં સાધારણ રીતે છોકરા કરતાં છોકરીને ઓછી તેમજ ઉતરતા પ્રકારની કેળવણી આપવાનો રીવાજ છે. આને લીધે પતિ કરતાં પત્નીની વિદ્વત્તા ઓછી જ હોય છે. બન્નેની વિદ્વત્તાનો મેળ ભાગ્યે જ હોય છે. આ ઉપરાંત, શારીરિક, માનસિક અને આત્મિક ઉન્નતિ કરવાના જે સંયોગો એક છોકરાને હિંદુ સમાજમાં મળી શકે છે તે સંયોગો છોકરીને ભાગ્યે જ મળે છે. આ પરિસ્થિતિનું સીધું પરિણામ પતિ પત્નીની દરેક બાબતમાં અસમાનતા છે. દંપતિજીવનના સુખનો આધાર પતિ અને પત્નિનો એક બીજા સાથે કંઈ જાતનો સંબંધ છે તેના ઉપર છે એટલે કે પત્નીની દશા નોકર, મિત્ર અથવા શેઠ, આપણમાંથી જેને મળતી હશે તે મુજબ તે દંપતી સુખી કે દુઃખી હશે. દંપતી જીવનના ખરા સુખની ઉત્પત્તિ, પતિ પત્નીની એક બીજા તરફની સમાન ભાવના ઉપર છે. સમાન ભાવનાનો ખરો અર્થ ઘણા સ્ત્રી પુરૂષ બરાબર સમજી શકતા નથી અને તેને લીધે તેમનું સાંસારિક વહાણ જગતના તોફાની દરીયામાં સંતોષકારક રીતે ચાલતું નથી.

પતિ અને પત્નીના કાર્યક્ષેત્રો તદ્દન જુદા છે, આ વાત સમાન હકનો વિચાર કરતી વખતે ભુલાઈ જવી ન જોઈએ. બીજી એક વાત ખાસ સમજવાની જરૂર છે તે એ છે કે કુટુંબનું પોષણ કરવા ખાતર પૈસા કમાઈ લાવવાનો ધંધો જેટલો માન ભર્યો, પુરૂષ વર્ગ માને છે તેટલો જ માન ભર્યો ધંધો, બાળકો ઉછેરવાનો અને ગૃહકાર્ય કરવાનો છે તે પુરૂષ જાતિ એ ભૂલી જવું ન જોઈએ. ગૃહ એ એક પ્રજાસત્તાક રાજ્ય જેવી સંસ્થા છે. આવી સંસ્થામાં કોઈ પણ વ્યક્તિની જોહુકમી ચાલવી ન જોઈએ.

પતિ અને પત્ની તે બન્ને પોતપોતાનો કુદરતે નિર્માણ કરેલો ધંધો માનભર્યો અને મોભાવાળો સમજે અને પોતપોતાના કાર્યક્ષેત્રમાં પોતાની વ્યાજબી ફરજ બજાવે તો સંસારમાં સ્વર્ગ ઘરે ઘરે ઉત્પન્ન થાય.

દંપતી જીવનને સુખી બનાવવાની ઇચ્છા રાખનાર પતિ પત્નીએ નીચેની અગત્યની સૂચનાઓ ઉપર મનન કરી તેમને જીવનમા ઉતારવ નો યત્ન કરવો જોઇએ અને જો આમ કરવામાં આવે તો, જે દંપતીઓ અમુક નજીવા કારણોને લીધે દુઃખી જીવન ગાળી રહ્યાં છે તેઓ જરૂર સુખી થાય.

( ૧ ) કોઇ પણ સ્ત્રી પોતાના પતિના અમુક હિસ્સાથી કદાપિ સંતુષ્ટ થતી નથી, તેને તો પતિનો સંપૂર્ણ અને અવિભકત પ્રેમ જોઇએ છે.

( ૨ ) કોઇ પણ પુરૂષ પોતાની પત્નીના ઓછા કે અધૂરા પ્રેમથી સંતુષ્ટ થઇ શકતો નથી. તેને પણ પત્નીનો સંપૂર્ણ તેમજ ભાવભીનો પ્રેમ જોઇએ છે.

( ૩ ) પતિની દોલત અને ચાલુ આવક પર પતિ પત્ની બન્નેનો સરખો હક હોવો જોઇએ અને કુટુંબના ધનનો વ્યય બન્નેની સઘડામા ( [illegible]

આસતે સળગતો અગ્ની બતાવે, સાદી નીચા ગૃ ઘાટની ખુરશી પર બેઠેલો અને સીગારેટ નમાં પીતો પતિ બતાવે અને વધારામાં, પતિ વગરની, પત્નીની બાજુમાં રમકડાં સાથે ખેલ કરતું વસ્ત્રોમાં સજ્જયલા બાળક બતાવે ! ચિતરવી ?

એક હિંદી ચિત્રકારને, મધ્યમ વર્ગના એક હિંદુ દંપતીના ગૃહસંસારનું ચિત્ર આલેખવાનું કહ્યું હોય તો તે કેવું ચિત્ર આલેખશે તેનો આપણે કોઇ વખત વિચાર કર્યો છે ? હિંદી ચિત્રકાર ગમે તેટલો હોંશિયાર હશે તો પણ તેને હિંદુ દંપતીના આદર્શ ગૃહજીવનનું ચિત્ર દોરતાં બહુ મુંઝવણ લાગશે. તે બીચારાને

આર્થિક સ્થિતિથી અજાણ રાખવી ન જોઇએ. દરેક મનુષ્યને પોતાની જીંદગીમાં આર્થિક વિપત્તિઓ આવે છે અને પતિ જો પોતાની આર્થિક સ્થિતિના કટોકટીના પ્રસંગે જો પોતાની પત્નીને તે બાબતથી વાકેફ ન કરે તો પત્નીન તેની ખરે સમયે મદદગાર બની શકતી નથી.

( ૬ ) પતિ પત્નીએ એક બીજાના શોખ અને વૃત્તિઓને અનુકુળ રહેવા જરૂર યત્ન કરવો. એક બીજાની વૃત્તિને નહિ અનુસરવાથીજ દંપતીજીવન દુઃખમય બને છે. પતિ પત્ની બન્ને એક બીજાની ખરાબ ટેવોને, સમજાવટ, વિનવણી અને લાગણીમય વર્તનથી સુધારી શકે છે. આ કાર્ય માટે ધમકી અને ક્રોધનો જો ઉપયોગ કરવામાં આવે તો તેનુ પરિણામ વિપરીત જ આવે છે.

( ૭ ) આખો દિવસ સખત કામ કરી અને કંટાળીને પતિ ઘરે આવે ત્યારે તેને હસતે મુખે અપાયલો આવકાર અને તેને મન ગમતો બનાવેલો ન્હાનો પ્યાલો પતિને પોતાના ગૃહમાં જ સ્વર્ગનું ભાન કરાવે છે, તે વાત દરેક પત્નીએ જરૂર યાદ રાખવી જોઇએ.

( ૮ ) કેટલીક જુના વિચારની સ્ત્રીઓ પોતાને સંતાન થયા પછી પોતાની બધી કાળજી અને લાગણી પતિ તરફથી સંકેલી લઇ બાળકો તરફ ઢાલવે છે. પતિને, પોતાના બાળકો ગમે તેટલાં વ્હાલાં હોય છતાં [illegible]ની આવી વર્તણુકથી સંતુષ્ટ કે સુખી [illegible] પત્નીની પહેલી ફરજ

હિંદી ચિત્રકારને બાજુ પર મૂકી, રાખવી. બાળક હિંદી લેખકો આ બાબતમાં શું ધા[illegible] તેની પ્રથમ તે જોઇએ. આ દેશના સાંસારિક નવલકથી જોઇએ લખનાર લેખકોએ હિંદુ દંપતીનું ગૃહજીવન જ પુત્ર જુદા જુદા સ્વરૂપમાં બતાવ્યું છે. સાક્ષર કરી બાળકને ગોવર્ધનરામે દંપતીજીવનના પણ નમૂના ગુજરાત સમક્ષ ધર્યાઃ સરસ્વતિચંદ્ર અને[illegible]

થી કંટાળીને ઘેર આવેલા પતિને આનંદિત અને સુખી કરવાની જેટલી પત્નીની ફરજ છે તેટલી જ ફરજ ગૃહકાર્યથી કંટાળેલી અને થાકેલી પત્નીની સંભાળ લેવાની પતિની ફરજ છે. આ જાતની પરસ્પર સહાનુભૂતિ તેજ સંસારને સ્વર્ગ બનાવવાની ચાવી છે.

( ૧૦ ) પતિ અથવા પત્નીએ પોતપોતાને અતિશય પ્રિય શોખમાં બહુ મશગુલ રહેવું જ જોઇએ. જરા નવરાશ મળે કે તરત જ હારમોનીયમ કે દિલરૂબા લઇને બેસનારી સંગીતની શોખિન પત્નીઓથી ઘણાએ પતિઓ કંટાળે છે. આખો દીવસ પાઠ પૂજા અને ધર્મના પુસ્તકો વાંચનારી અને ધર્મની જ વાત કરવાની પત્નીઓને "ભગતડી"નું ઉપનામ કેટલાએ પતિઓએ આપ્યું છે. ઘણી વખત કેટલાક પતિઓને તો, આવી સ્ત્રીઓને, પાંજરાપોળમાં મૂકવાનું મન થઇ જાય છે. આવી જ રીતે બીડીઓ ફૂંકનાર પાના કે સોગટા બાજી રમનાર પતિ માટે, પત્નીને તિરસ્કાર છુટે છે.

મંદીરે મંદીરે ભટકતી અથવા આખો વખત બ્હેનપણીઓના ઉમરા ગણનારી પત્નીઓથી પતિ કંટાળે તેવી જ રીતે પત્નીને ઘેર રહેવા દઇ દરરોજ એકલાં નાટક સીનેમા જોનાર અથવા રાતના અગીયાર વાગ્યા સુધી કલબમાં વાત જ રમનાર પતિથી કેટલીયે પત્નીઓને આપઘાત કરવાનું મન થાય છે.

( ૧૧ ) પત્નીએ પોતાના પિયર પક્ષના સગાવહાલાનો અણઘટતો પક્ષ લેવાથી અને તેમના પર વધારે પડતી લાગણી રાખવાથી અને પતિએ પોતાના માતાપિતાના કુટુંબના માણસો તરફ વધારે મમતા અને પક્ષપાત રાખવાથી ઘણા દંપતીના જીવનમાં ઝેર રેડાયું છે. હિંદુસમાજની મનોદશાને અનુસરીને ધિરજથી અને ઉદારભાવે આ દિશામાં વર્તન ચલાવવાની દરેક પતિપત્નીની ફરજ છે. અત્યારે આ દેશમાં જુના વિચારના સંયુક્ત કુટુંબોમાં સાત પેઢીનો દૂરનો પિતરાઇ પોસાય છે પણ સાળીનો અનાથ બાળક ન પોસાય. આવી જ રીતે કેટલાક સુધરેલા વિભક્ત કુટુંબોમાં તદ્દન નજીકના સગા પિતરાઇને ઉભા રહેવાનું સ્થાન મળતું નથી અને સાળી સાઢુ અને તેમના છોકરાઓનો કાયમનો વાસો થઇ શકે છે. આ બન્ને પરિસ્થિતિ અસહનીય છે. આવા સંયોગોમાં પતિ પત્ની બન્નેએ વિવેક અને દીર્ઘદ્રષ્ટિ વાપરીને વર્તન કરવું જોઇએ.

( ૧૨ ) ધનવાન, મધ્યમ અને ગરીબ એવા દરેક કુટુંબોમાં પત્નીની મોટામાં મોટી જોખમદારી તે પતિની તંદુરસ્તી અને તેની ઇચ્છાને અનુકુળ ખોરાક આપવો તે છે. આપણા દેશમાં આટલા બધા હોટેલો ઉઘડતાં જાય છે અને તે બધાનો સારી રીતે નિભાવ થાય છે તેના શું કારણો છે તે બાબતનો આ દેશની સ્ત્રીઓએ ગંભિરપણે વિચાર કરવાની જરૂર છે. પતિને ભાવતી અને મન ગમતી રસોઇ અને બીજી વાનીઓ જો તેને ઘરમાં જ મળી શકતી હોય તો તે હોટલમાં સ્વાદિષ્ટ વસ્તુઓ ખાવા માટે જાય જ શા માટે ?

(૧૩) સ્ત્રીજાતિને કુદરતે અનેક બક્ષિસો કરેલી છે તેમાંથી હેતાળ અને હસમુખો સ્વભાવ, કુટુંબ વાત્સલ્ય, પતિ તરફ અગાધ પ્રેમ, કોમળ કંઠનો સંગીત ગાવામાં ઉપયોગ, અને ભરત ગુંથણ અને ચિત્રકળાથી ગૃહને શણગારવાની શક્તિ આ બધાનો જો તે વિવેકપૂર્વક ઉપયોગ કરે તો, પુરૂષજાતિનું નાટક, સીનેમા, કલબ અને નાચ ગાનના જલસા તરફનું આકર્ષણ આપોઆપ ઓછું થાય અને હિંદુ જાતિનો સળગતો સંસાર જરૂર સ્વર્ગમય બને.

(૧૪) દંપતી જીવનને સુખી બનાવવા માટે પત્નીની જેટલી જોખમદારી છે તેટલી જ પતિની પણ જોખમદારી છે. પોતાને

જન્મ આપનારી માતા, વ્હાલા પિતા અને ભાઇ ભાંડુનો સ્વેચ્છાપૂર્વક ત્યાગ કરી, અને એક અજાણ્યા અને પરાયા કુટુંબમાં, પતિ પ્રત્યેના પ્રેમથી આકર્ષાઇ, પતિના ગૃહમાં સદાને માટે જીવન ગાળવા રહેવા જેટલો આત્મત્યાગ કરવા વાળી પત્ની પ્રત્યે જો પતિ જરા પણ બેદરકારી ભરેલું વર્તન ચલાવે અને તેને ઓછું આવવા દે તો તે એક મહાન પાપ અને વિશ્વાસઘાતનું જ કાર્ય ગણાય.

(૧૫) અગ્રેજ પ્રજા અત્યારે પોતાની કોઇ પણ વસ્તુથી વધારેમાં વધારે મગરૂર હોય તો તે દેશના મધ્યમ વર્ગના દંપતી જીવનથી (Middle class family life) છે. અત્યારે અંગ્રેજી પ્રજાને કોઇ વ્હાલામા વ્હાલી વસ્તુઓ હોય તો તે ગૃહ અને ગૃહજીવન ( Home and domestic life ) છે.

લેખ પૂરો કરતા અગાઉ આ લેખની શરૂઆતમાં લખાયલું વાક્ય ' We have no homes but houses, no wives but women " તે વાક્ય વાંચકને ફરી યાદ દેવડાવવાનું મન થાય છે. નવિન ભારતના યુવકવર્ગને, હાલના હિંદીઘરો ( Houses ) ને ગૃહો ( Homes ) બનાવવામાં અને હાલની હિંદી બૈરીઓ (Women)ને પત્નીઓ ( Wives ) બનાવવામાં આ લેખ કાંઇક માર્ગદર્શક નિવડો ! ઇત્યોમ્.

---

# આગમન

બાર મેઘે રેલે મૂશળધારા
  વીજ કરે કડકાટ;
ઑતર-દખ્ખણ વાયરે ઝ્હારા,
  અંતરના ફફડાટ;
હૈયે હતી ધારણ કારી,
  આંખો નિંદ-ઘેનથી ભારી: ૧

એવે આવી ઝ્હારે બારણે,
  કોઈ વાત વદે ધારી ધીર,-
" સુખ સૂતી જાગ નિંદથી, ત્હારો-
  આવતો પ્રાણ અધીર;
  સિંધુ કેરા નીર-ઑવારે,
  બેની ! ત્હારો નાથ પધારે " ૨

દિપ પેટયા અંગ અંગમાં,
  મન વાયે વા'લપ શરણાઇ;
આજ વિલોગણ આંગણે બેની !
  કંથ આવ્યાની વધાઇ;
  ચાલી ચોટ ચાહ રંગાળો,
  આવ્યો ઝ્હારો છેલ છબીલો;

સાજ સજ્યો નહીં અંગ પિયુનો,
  રોતું ન રીઝવ્યું બાળ;
લીધાં નહીં ધૂપ, દિપ, સુગંધી-
  ચંદન કે ફુલ થાળ:
  દ્વારે રંગોળી ન કિધી
  દોટું નાથ વાટ પે' દિધી· ૩

ત્રૂટ ત્રૂટયા ઝ્હારે બાજઠે,
  મેં તો આસન એમને દિધાં;
ગૂંછી કરી પ્રિત - ગોઠડી-
  ઉર અમૃત પાયાં ને પિધાં;
  રચ્યાં રેન હેતથી ઝાઝાં,
  આવ્યો ઉર રાતનો રાજા:

ગજાનન વિશ્વનાથ જોષી

નવરાત્રિના ગરબા



વનિતા વિશ્રામ, મુંબાઇની બાળાઓનું ગરબાનૃત્ય

કુળવાનો જેમને ત્યાં પુષ્કળ સંતાન હોય, અને પુષ્કળ પૈસો હોય એમને ત્યાં એકાદ પુત્રનું મરણ થાય અને એકાદ વહુ વિધવા થાય તો યે શું ? કાનખજુરાને ઘણાયે પગ હોય છે. એમાંથી એકાદ પગ તૂટયો તેથી ઓછો એને ખેદ થાય ! કદાચ પોતાની સાસુનું માનસ આવું હશે, એમ તેને લાગ્યું.

સમય વહેતાં ત્રીજો પુત્ર પોતાની સ્ત્રી સહિત દેશાવર ગયો અને સાસુસસરો તથા લતા એટલાં જ કુટુંબીઓ સાથે વસવા લાગ્યાં. શેઠજી કોઈ જાતનો વેપાર કરતા નહીં. સાસુજી હમેશાં ઘરેણાં અને કીંમતી વસ્ત્રો પહેરીને ઘરમાં ફરતાં હતાં. લતાને આશ્ચર્ય ઉપજતું કે, લક્ષ્મીને ચક્ષુઓ નથી કે શું ? પુત્રવધૂ ઘરમાં વિધવા છે એમ છતાં એની લાગણીની લગીરે દરકાર નહીં કરનારાં અને વિલાસી જીવન ગાળનારાંને ત્યાં લક્ષ્મીએ શું જોઈને વાસ કર્યો હશે ?

પણ એક દિન એના આશ્ચર્યનો સ્ફોટ અત્યંત આઘાતકારક રીતે થયો. રાતના બે વાગે તેની ઉંઘ એકદમ ઉડી ગઈ અને ભયાવહ વિચારો આવવા લાગ્યા. તેને સમજાયું નહીં કે, શાથી તેને ન સમજાય એવો ભય ઉપજતો હતો ! ઘરમાં નોકરો ઉપરાંત એક નોકરડી પણ હતી. લતાએ તેને પોતાના ખંડમાં બોલાવવા અને સુવાડવાનો વિચાર કર્યો અને તેથી તે પોતાના ખંડમાંથી બહાર નીકળીને એ નોકરડી સુતી હતી ત્યાં ગઈ. એને માલુમ પડયું કે, નોકરો તેમજ નોકરડી હજી જાગતાં હતાં અને કાંઈક મસલત કરતાં હતાં.

" શું છે ? તમે લોકો હજી કેમ જાગો છો ? " લતાએ પૂછયું.

પહેલાં તો સૌ અવાક્ રહ્યાં પણ પછી નોકરડીએ કહ્યું: " લતા બહેન, આવતી કાલે પ્રભાતે આ ઘર પર આફત વરસવાની છે. હમણાંજ આ નોકર રામો ખબર લાવ્યો છે કે, એક સ્થળે પોલિસખાતાએ દરોડો પાડીને એક અનીતિનું ધામ પકડયું છે. એમાં દુનીઆભરની તમામ અનીતિઓ વર્ષોથી ચાલતી હતી. અને એ ધામનાં મુખ્ય સંચાલકો સમાજમાં કુલીન અને આબરૂદાર ગણાતાં એક પૈસાપાત્ર ધણીધણીઆણી છે. બન્ને જણને પોલિસખાતાએ પકડયાં છે અને કેદ કર્યાં છે. "

લતાએ પૂછયું: " એમાં આપણા ઘર ઉપર આફત ગુજરશે એમ તું શા ઉપરથી કહે છે ? "

" બહેન, કહેતાં જીભ ઉપડતી નથી. જે ધણી ધણીઆણી પકડાયાં છે તે કોણ છે, એ આપ જાણો તો આપને ઘણો આઘાત થાય "

" એ કોણ છે ? "

નોકરડી ચૂપ રહી. લતાએ બહુવાર પૂછયું, બધાંને પૂછયું; પણ કોઈએ જવાબ દીધો નહીં. આખરે તેણે નોકરડીને તેના ઇષ્ટ દેવના સોગંદ દીધા અને ત્યારે લતાએ તેના કહેવાથી જાણ્યું કે, એ પકડાયલાં તેનાં સાસુ અને સસરોજ હતાં !

લતા એકદમ મૂર્છિત થઈ ગઈ.

પ્રાતઃકાળ થતા પહેલાં નોકરો અને નોકરડી પોતપોતાનું જે કાંઈ હતું તે લઈને તે ઘરમાંથી જતાં રહ્યાં. લતા શુદ્ધિમાં આવ્યા પછી શૂન્ય ચિતે તે ઘરમાંથી ચાલી નીકળી. નોકરડીએ સાચું કહ્યું હતું. બીજે દિન પ્રભાતે એ વાત જગજાહેર થઈ ગઈ કે, અનીતિનું ધામ પકડાયું છે અને તે ચલાવનાર પૂનમચંદ અને તેની પત્ની હતાં.

તેમના પર કેસ ચાલ્યો. તેમને લોકોના ફિટકાર વચ્ચે સાત સાત વર્ષની સખ્ત કેદની સજા થઈ. તેમનું ઘર જપ્ત કરી લેવાયું.

× × ×

લતાના જીવનનું વિરામસ્થાન હવે નર્મદા

નદીને કિનારે એક મઢૂલી છે. વર્ષોનું તેનું આશ્ચર્ય આઘાતકારક રીતે દૂર થઇ ગયું છે.

નિર્ધનતામાંથી તેની શાસુ સાથી ધનવાન થઇ એનો ભેદ તે જાણી ચુકી છે. જેણે ધર્મ તજ્યો; નીતિ તજી, શીલ તજ્યું તેને લક્ષ્મી—માયા—પ્રાપ્ત થઇ ! એ માયામાં જે ન ફસાય અને ધર્મ તથા નીતિને ચુસ્તપણે વળગી રહે તેને કદી પસ્તાવાનું હોતું નથી.

અપરિગૃહવ્રત અને અનાસક્તિયોગને તપસ્વીઓ શા માટે વળગી રહે છે એ લતાના ખ્યાલમા હવે બરોબર આવી જવાથી, તે કદાપિ નર્મદા કિનારો છોડવા માગતી નથી.

---

## પાંખો આપો

મ્હને ઊંચે ઊડયાના કોડ :
હાં રે ! મ્હને ઊંચે ઊડયાના કોડ :
કોઇ મ્હને પાંખો આપો :
હો દેવ ! મ્હને પાંખો આપો.

ચાદનીનાં તેજ કેરી ચુંદડી હું ઓઢું ;
મ્હારી એ ચુંદડીએ તારલા હું ચોઢું.

મ્હને ગગન ઘૂમવાના કોડ :
હાં રે ! મ્હને ગગન ઘૂમવાના કોડ :
કોઇ મ્હને પાંખો આપો :
હો દેવ ! મ્હને પાંખો આપો.

પંખીડાંની હૃદયવાત સુણવી છે મ્હારે ;
ઘેરું ઘેરું ગુંજતા એ સ્નેહને સિતારે.

મ્હારે જવું ગગનને ગોખ :
હાં રે ! મ્હારે જવું ગગનને ગોખ :
કોઇ મ્હને પાંખો આપો :
હો દેવ ! મ્હને પાંખો આપો.

મેઘધનુ-રંગ માંહી રંગવી છે ચુંદડી ;
ચન્દ્ર કેરી સાથ મ્હારે ફરવી છે કુદડી.

મ્હારે જવું છે ચંદનીને ચૉક :
હાં રે ! મ્હારે જવું છે ચંદનીને ચૉક :
કોઇ મ્હને પાંખો આપો :
હો દેવ ! મ્હને પાંખો આપો.

નેન ભરી નીરખું હું ઊડતા આ વિશ્વને ;
સાત સાત સાયરો ને ડુંગરોના દેશને.

મ્હને ઊંચે ઊડયાના કોડ :
હાં રે ! મ્હને ઊંચે ઊડયાના કોડ :
કોઇ મ્હને પાંખો આપો :
હો દેવ ! મ્હને પાંખો આપો.

મૂળજીભાઇ પી. શાહ

# ત્રણ ગદ્યકાવ્યો

રચનાર:
શ્રી. રંજિતલાલ હરિલાલ પંડ્યા

૧

ફુલ ફુલની પાંખડીઓ ખરી જાય છે, પ્રેમઅંશિની ! સમસ્ત વાટિકા તારાં પ્રેમ-કુસુમોથી આચ્છાદિત થઇ છે !

હૃદયના પરાગ ઝરી ઝરી જાય છે, સ્રોતસ્વિની ! સમસ્ત નભોમંડળ તારી સૌરભ-સિતાથી મ્હેંકી રહ્યું છે !

આત્માનાં અમૃતવર્ષણ વર્ષે જાય છે, સુધાહાસિની ! સારૂ જગત એના સુવર્ણ સ્પર્શથી સમલંકૃત થઇ રહ્યું છે !

નિર્દોષ, નિરાયાસ, નિર્મમ, આત્માનો પુણ્યસંભાર જગત્ પર ઢાલવી રહેનાર જીવન-સંભવે ! પામર મનુષ્યની પાગલ સૃષ્ટિમાં ઉતરી આવનાર તું કોણ

દેવાંગના છો ? !

૨

અનંત જીવનને આરે આપણે બે મળ્યા; સૃષ્ટિના બંધો તુટી ગયા, દેહના સાહજિક ધર્મો વિખેરાઇ ગયા.

નગ્ન, અનસ્ત, આત્માની સાથે આત્મા મિલાવી, અનંત જીવનને આરે આપણે ઉભાં.

જગતલોકના કલ્પભાર શમી ગયા. પ્રવૃત્તિ કુપ્રવૃત્તિના ઘોંઘાટ ઓસરી ગયા.

અનન્ય ઐક્યની નિરવ શાંતિમાં, પરમ સાયુજ્યની ઉંડી નિષ્ક્રિયતામાં, અનંત જીવ-નને આરે આપણે મળ્યાં.

૩

બળવાન સાગર પગ આગળ ઘોરે છે: જીવન સખા ! પણ તેનું શું ?

મોજાં કારમા ઉછાળા ખાઇ હૃદયને વીંધી નાંખે છે: પ્રિયસખા ! પણ તેનું શું ?

આકાશ ઠેર ઠેર વાદળ ભરી આત્મકમળને પ્લાવિત કરી નાંખે છે; આત્મસખા ! પણ તેનું શું ?

સાગર છો ઘોરે, મોજાં છો ઉછળે, આકાશ છો વાદળદળ ભરી ઉમટે:

આત્માના અમર ઐક્યની આપણી હોડી, પ્રિયતમે !, એ સમસ્ત અંધારજગતને તરી જશે અને સામે તીરે, સુખક્ષેમ, સૂર્યના સુવર્ણ પ્રદેશમાં આપણને ઉતારશે !

સ્વ. શ્રી. વ્યોમેશચન્દ્ર પાઠકજીના થોડા વખતમાં પ્રસિદ્ધ થનારા નાટક

# જીવતી જુલિયટ માંથી એક પ્રવેશ

[ બિન્દુનું ઘર. બિન્દુને કોકિલા વાત કરે છે. સોમો વાસીંદું વાળે છે. ]

કોકિલા ( ધીમેથી )—આ તમારા નોકરોથી હું તદ્દન કંટાળી ગઈ છું.

બિન્દુ—કેમ ?

કોકિલા ( ધીમેથી )—એ લોકો કંઈ ને કંઈ બહાને આપણે બેસાં હોઈએ છીએ ત્યાં આવ્યા જ કરે છે. મારા મનમાં કે તમે અહીં એકલા હશો તો અહીં વળી સોમો જ ઊભો છે.

બિન્દુ ( ધીમેથી )—કંઈ નહિ. હમણાં હું એને બહાર મોકલું છું, ( મોટે સાદે ) એઈ સોમા, અત્યારે ઘર સાફ કરવાનું હોય કે સવારના પહોરમાં ?

સોમો સાહેબ, તમે હમણાં જ ઊઠયા એટલે હું ઓરડામાં શી રીતે આવું ? આ ઓરડા સિવાય આખું ઘર વાળી નાખ્યું છે, સાહેબ.

બિન્દુ ( ચાટ પડી જઈ )—ઠીક ઠીક, લે આ પૈસા લે, ને એક મણ કોકિલા લઈ આવ.

સોમો—કોકિલા ! તે શું ?

બિન્દુ ( ચીડાઈને )—અક્કલ: મેં કોયલા કહ્યું, ત્યારે તું કોકિલાનું નામ શેનો દે છે ?

સોમો—નહિ સાહેબ, આપ કોકિલા જ બોલેલા.

કોકિલા ( હસતાં હસતાં )—તમે ભૂલમાં મારું જ નામ બોલેલા.

બિન્દુ ( ગૂંચવાઈ જઈ )—આ હા. હું ભૂલમાં કોયલા બોલેલા. કોકિલા લઈ આવ એક મણ.

[ નોકર હસતો હસતો જાય છે. બિન્દુ કોકિલાની પાસે જવા જાય છે, એટલામાં રસોઈઓ આવીને ઊભો રહે છે, બિન્દુ તાકીને તેના સામું જુએ છે. ]

બિન્દુ—કેમ ! શું છે !

ભટ—સાહેબ, જમવાની વખત થઈ ગઈ છે.

બિન્દુ—એટલામાં રસોઈ થઈ ગઈ ! હજી તો હમણાં ઊઠયો.

ભટ—સાહેબ, દસ થઈ ગયા. પછી ગઈ કાલે આપને મોડું થયું, તેમ આજે મોડું થશે તો મને તમે વઢશો,

બિન્દુ—દસ !

ભટ—હા, સાહેબ.

બિન્દુ—જા, આવું છું.

[ બિન્દુ ભટના ગયા પછી હાથ લાંબા કરી કોકિલા તરફ જાય છે; એટલામાં સોમો પાછો આવે છે. ]

બિન્દુ—સોમા, તું માણસ છે કે કોણ છે ? મેં તને કોયલા લેવા મોકલ્યો તે હજી તું ગયો નથી !

સોમો—સાહેબ, હું જતો જ હતો પણ કોઈ આવ્યું છે. કહે કે સાહેબને કહી આવ કે અગત્યના કામસર મળવું છે.

બિન્દુ ( ચીડાઈને )—સવારના પહોરમાં અગત્યનું કામ ! લોકો કેવો વખત જોઈને આવે છે ! મોકલ. ( સોમો જાય છે )

બિન્દુ ( બબડે છે ) વળી કોણ છે ? પહેલું હું તેને પૂછવાનો છું કે માણસોની પાસે જવું તે વખત જોઈને જવું એટલું તમે જાણો છો ?

ફોજદાર (ઓરડીમા આવીને)—મિસ્ટર,

બિન્દુ—ઊભા રહો. હું કહું છું તે સાંભળો. પોલિસમાં અક્કલ નથી હોતી એતો જાણીતું છે પણ તમે મૂર્ખના શિરોમણિ છો, એટલું મારે તમને કહેવું જોઈએ.

ફોજદાર—અક્કલ તો ઈશ્વરે આપી હોય તે ખરી; પણ તમે વિવેકહીન થઈને મારું અપમાન શેના કરો છો ? આમ બોલવાનું કંઈ કારણ !

**બિન્દુ**—કારણ એ કે તમે લોકોને ઘેર ક્યારે જવું તે જાણતા નથી. આ વખત મળવા જવાનો છે ?

**ફોજદાર**—સવારના ન જઈએ ત્યારે ક્યારે જઈએ ? રાતે બાર વાગે જઈએ ? ને અમારો તો ધંધો એવો છે કે રાતે બાર વાગે પણ કોઈનાં બારણાં જઈને ઠોકવાં પડે.

**બિન્દુ**—જે ધંધામાં રાતે બાર વાગે બારણા ઠોકવાં પડે તેના જેવો હૃદયહીન ધંધો બીજો દુનિયામાં નથી. તમારે સાંજે આવવું જોઈતું હતું.

**ફોજદાર**—ગઈ કાલે સાંજે હું આવેલો ત્યારે તમે નોકર પાસે એમ કહેવડાવેલું કે અત્યારે મળવા આવવાનો વખત નથી.

**બિન્દુ** ( બન્નેય તેથી ચીડવાઈ )—બોલો શું કામ છે ?

**ફોજદાર**—પેલી પિસ્તોલ આપી દો.

**બિન્દુ**—કઈ પિસ્તોલ ?

**ફોજદાર**—કઈ પિસ્તોલ ! અરે વાહ ! તે રાતે તમે મારી પાસેથી ઝૂટવી લીધેલી તે, વળી બીજી કંઈ ?

**બિન્દુ**—પિસ્તોલ નહિ મળે. અમને તમે કારણ વગર અટકાવ્યાં હતાં તેની તમને હું શિક્ષા કરું છું.

**ફોજદાર**—તમને શિક્ષા કરવાનો અધિકાર નથી. પિસ્તોલ પાછી આપો છો કે નહીં ?

**બિન્દુ**—નથી આપતો, જાઓ.

**ફોજદાર** ( બહારથી એક માણસને બોલાવે છે. )—આમ આવ. આ શું કહે છે તે સાંભળ. જે સાંભળે તેની સાક્ષી પૂરજે. ( બિન્દુને ) પિસ્તોલ આપો છો કે નહિ ?

**બિન્દુ**—ના, તમે શું કરશો ?

**ફોજદાર**—ગેરકાયદેસર હથિયાર રાખ્યા બદલ ફરિયાદ માંડીશ. સાહેબજી; હવે પધારજો કોરટમાં ને પછી જેલમાં.

**બિન્દુ** ( ગભરાઈને )—અરે ફોજદાર સાહેબ, ઊભા રહો. આપું છું, ( ફોજદાર જાય છે ) કોકિલ પિસ્તોલ લાવ તો. ( કોકિલા દોડે છે ) અરે ફોજદાર સાહેબ,

**ફોજદારનો સાક્ષી**—તમે ફોજદારને મૂર્ખના શિરોમણિ કહેતા હતા પણ મૂર્ખના શિરોમણિ તો તમે છો.

**બિન્દુ**—શું કાયદો ન જાણે તે મૂર્ખ !

**સાક્ષી**—હા. અંગ્રેજ સરકારના રાજમાં કાયદો જાણવો જ જોઈએ.

[ કોકિલા પિસ્તોલ લાવી બિન્દુને આપે છે. ]

**બિન્દુ**—તમે એને પિસ્તોલ આપજો. લો. અને ફરીયાદ ન માંડે એટલું કહેશો તો તમારો મારા પર ઉપકાર થશે.

**સાક્ષી**—ઠીક ઠીક. ( પિસ્તોલ લઈને જાય છે. )

**બિન્દુ**( વિચારમાં )—આ કાયદાઓ પર મને એટલી ચીઢ છે; શું માણસથી વગર પરવાનેગીએ હથિયાર પણ ન રખાય ! એ કેવો કાયદો ! ( પાછી કોકિલા યાદ આવે છે એટલે હસીને ચુંબન કરવા જાય છે; એટલામાં ભટ આવીને ઊભો રહે છે. )

**ભટ**—સાહેબ, રસોઈ ટાઢી પડી જશે. બહુ વખત થઈ ગયો.

**બિન્દુ** ( ખૂબ અકળાઈને )—આ બધા મળીને ગાંડો કરી મૂકશે. ( ભટને ) અહીંથી એકદમ ચાલ્યા જાઓ. રસોઈ ટાઢી પડે તો પડવા દો. મને ટાઢી રસોઈ બહુ ભાવે છે.

**ભટ**—ગઈ કાલે રસોઈ ઠંડી પડી ગઈ, તેથી આપ સાહેબ ખૂબ અકળાયલા; તેથી સાહેબ.

**બિન્દુ** ( કંટાળીને )—હા, ભાઈ હા, ભૂલ્યો. આવું છું જા. ( ભટ જાય છે )

[ બિન્દુ જવા જાય છે ]

**કોકિલ** ( તેને અટકાવે છે )—વહાલા ! ( ધારીને બિન્દુ સામું જુએ છે )

**બિન્દુ** ( સમજી જઈ )—ચોક્ખ ખસ, હવે તને ચુંબન કરવા નથી માંગતો. એક કલાક થયાં કોઈ જંપીને બેસવા નથી દેતાં. હવે મારે કિસ નથી કરવી.

**કોકિલ**—તેમાં મારો શો વાંક ? નોકરોને રજા આપો. હું બધું કરીશ.

**બિન્દુ** ( ખુશ થઈ જઈ )—હા, એ સરસ છે ! [ ચુંબન કરે છે ]

# મનુસ્મૃતિમાં
# સ્ત્રીઓનું સ્થાન

પ્રયોજક :
શ્રી. નર્મદાશંકર વ. દ્વિવેદી

વેદોની સાથે આપણા હિંદુઓનો અત્યંત પૂજ્ય અને આપણી સંસ્કૃતિ, આચાર અને વ્યવહારનો પ્રાચીન કાળથી આધારસ્તંભ મનાતો કોઇ પણ ગ્રંથ હોય તો તે મનુસ્મૃતિ જ છે. આપણા રાષ્ટ્રના ઐહિક અને પાર લૌકિક જીવનનું નિયમન કંઇક શતકોથી મુખ્યત્વે આ ગ્રંથદ્વારા થતું આવ્યું છે. આજે પણ કરોડો હિંદુઓ જે કાયદા કાનૂનોથી પોતાનું જીવન અને વ્યવહાર કરે છે તે તત્ત્વતઃ મનુસ્મૃતિને આધારે જ ઘડાયેલા છે. મનુસ્મૃતિ એજ આજનો તત્ત્વતઃ હિંદુ કાયદો છે. બીજી સ્મૃતિ, સદાચાર અને રૂઢિ, તેના જ વિસ્તાર રૂપે છે અથવા હોવાં જોઇએ, એવો આપણા હિંદુ સ્મૃતિકારોનો મત છે.

હતી, માતાની સ્થિતિ કેવી હતી, પત્નીની સ્થિતિ કેવી હતી; વગેરે વિષયોની તેમાં આપેલી માહિતી આજની પ્રત્યેક સુશિક્ષિત સ્ત્રીને જેટલી અભ્યાસ કરવા યોગ્ય છે તેટલી જ સામાન્ય સ્ત્રીઓને પણ આકર્ષક અને ઉદ્બોધક છે. સમાજશાસ્ત્રના અભ્યાસકોને એ અઢી હજાર વર્ષ પહેલાંના હિંદુ સ્ત્રીઓના જીવનનું યથાવત દર્શન કરાવનાર મનુસ્મૃતિ એક જ ગ્રંથ છે.

આજે પણ મનુસ્મૃતિ હિંદુ સમાજમાં તત્ત્વતઃ ઘણે અંશે પ્રમાણભૂત ધર્મશાસ્ત્ર મનાય છે. તેમાં નિબંધ ( કાયદા ) અને આચાર બન્નેનો સમાવેશ થાય છે. પ્રાચીન પરંપરા અનુસાર આ બન્ને એકસરખાં અનુલ્લંઘનીય માનવામાં આવે છે. અને મનુ-

તેમાંના કેટલાક નિયમો જો જેમના તેમ સ્વીકારવામાં આવે તો તે વિના કારણ હાસ્યજનક થઇ પડે. એટલે આ શ્લોકો માત્ર ઐતિહાસિક દૃષ્ટિએ વાંચવા જોઇએ. આજની પરિસ્થિતિમાં પણ તેમાંના કેટલાક હિતકારક લાગશે; અને હિતકારક હોઇને તેમને અનુસરવું યોગ્ય છે; અનુલ્લંઘનીય છે એમ માનીને નહીં. અને જે નિયમો હાનિકારક લાગે તેને અનુસરવા નહીં. પણ તેટલા ઉપરથી સર્વ સ્મૃતિઓમાં શ્રેષ્ઠ એવી આ સ્મૃતિને હાનિકારક કે હાસ્યાસ્પદ માનવાની જરૂર નથી ઉલટું તે કાળના બીજી સંસ્કૃતિઓના જે ધર્મ ગ્રંથો અત્યારે પ્રાપ્ત થાય છે તે બાબિલોન, ઇજીપ્ત, યાહુદી, ગ્રીક, રોમન, ઇત્યાદિ પ્રાચીન આગળ પડતા ધર્મગ્રંથો સાથે, તેની તુલના કરતાં આપણી આ સર્વથી પ્રાચીન સ્મૃતિ સર્વથી વિશેષ આદર પૂજાને પાત્ર છે. આપણા હિંદુ રાષ્ટ્રના તે સમયના, જગતને પોતાના આશ્ચર્યથી ચકિત અને પરાક્રમથી કંપિત કરનાર ઉત્તુંગ પ્રબલ રાજપ્રાસાદના પાયાના પૂજનીય અવશેષ છે, એમ સમજી આદરભાવથી અને મમત્વથી આ પ્રાચીન સ્મૃતિનું આપણે સન્માન કરવું જોઇએ.

## ભૃગુસ્મૃતિ અને તેનો કાળ:

આજે જે ગ્રંથ મનુસ્મૃતિ તરીકે આપણી પાસે ઉપલબ્ધ છે, તે મનુ ભગવાનનો રચેલો નથી; પણ તેમણે અગાઉ ભૃગુ ઋષિને જે શાસ્ત્રનો ઉપદેશ કર્યો; તેમાંથી જેટલું યાદ રહ્યું તે ભૃગુ ઋષિએ પોતાના શબ્દોમાં ગ્રથિત કર્યું તે જ આ મનુસ્મૃતિ.

મનુસ્મૃતિની જે પ્રત આજે પ્રસિદ્ધ છે તેનો કેટલોક ભાગ અત્યંત પ્રાચીનકાળના ત્રૈવર્ણિક આર્યરાષ્ટ્રની સમાજસ્થિતિ દર્શાવનારો છે, અને એકંદર ગ્રંથ પણ-પ્રક્ષિપ્ત ભાગ બાદ કરતાં-ઇ. સ. પહેલાંની એટલે બે હજાર વર્ષ પહેલાંની આસપાસની સમાજની સ્થિતિ દર્શાવનાર છે. આ મોટા ગ્રંથમાં રામાયણ, ભારત, મહાભારત કે ગીતાનો ઉલ્લેખ પણ પ્રાપ્ત થતો નથી. પરંતુ મહાભારત આદિ ગ્રંથોમાં કોઇ પ્રાચીન મનુસ્મૃતિનો ઉલ્લેખ વારંવાર મળી આવે છે. આટલા ઉપરથી પણ આ ગ્રંથ હાલ છે તે સ્થિતિમાં પણ કેટલો પ્રાચીન છે તે જણાઇ આવે છે.

આટલી પ્રાથમિક નોંધ કર્યા પછી હવે સ્ત્રીને લગતા નિર્ણયો અને આચારનો મહત્ત્વનો ભાગ ક્રમવાર નીચે આપવામાં આવ્યો છે. લેખ વિસ્તારના ભયથી સંસ્કૃત શ્લોકો આપવામાં આવ્યા નથી. માત્ર તેનું ગુજરાતી ભાષાંતર જ જેમનું તેમ આપવામાં આવ્યું છે.

## માતાની યોગ્યતા

છોકરાંઓને જન્મ આપીને ઉછેરવામાં માતાપિતાને જે દુઃખ સહન કરવું પડે છે, તેનો બદલો છોકરાંઓએ સેંકડો વર્ષો સુધી સેવા કરવાથી પણ વાળી શકાતો નથી.

કારણ કે તેજ ત્રણ લોક ( પૃથ્વી, અંતરિક્ષ અને સ્વર્ગ ) કહેવાય છે, તેજ ત્રણ આશ્રમો ( બ્રહ્મચર્ય, ગાર્હસ્થ્ય અને સંન્યાસ ) કહેવાય છે. તેજ ત્રણ વેદો ( ઋગ્, યજુર્ અને સામ ) કહેવાય છે અને તેજ ત્રણ અગ્નિ કહેવાય છે.

જ્યાં સુધી એ ત્રણે જીવતાં હોય ત્યાં સુધી તેઓની આજ્ઞા વિના પુત્રે કે શિષ્યે બીજા ધર્મો પાળવા નહિ, પરંતુ નિયમે તેઓની જ સેવા કરવી અને તેઓનું હિત તથા પ્રિય કરવામાં પરાયણ રહેવું.

એ ત્રણેયની સેવા કરવાથી પુરુષનું સર્વ કર્તવ્ય પૂર્ણ થાય છે. એ સાક્ષાત્ પરમધર્મ કહેવાય છે, અને બીજો ઉપધર્મ કહેવાય છે.

( અ. ૨, ૨૨૭, ૨૩૦, ૨૩૫, ૨૩૭ )

સાથે વિવાહ કરવો હોય ત્યારે તેનો વિધિ આ પ્રમાણે જાણવો.

( અ. ૩; ૧૨, ૧૩, ૪૩ )

બ્રાહ્મણ અને ક્ષત્રિય આપત્તિમાં આવી પડયા હોય તો પણ તેઓએ શુદ્ર જાતિની કન્યા સાથે વિવાહ કર્યો હોય એવી વાત કોઇપણ ઇતિહાસમાં કહેલી નથી.

બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય જાતિના પુરુષો જો ધન અથવા તો કામથી મોહ પામીને શુદ્ર જાતિની કન્યાને પરણે છે તો તેઓ પોતાનાં કુળોને સંતાનોની સાથે તુરત શુદ્રપણાને પમાડે છે.

જે બ્રાહ્મણ શુદ્ર જાતિની સ્ત્રીના હોઠનું ચુંબન કરે છે, જેનું મોઢું શુદ્ર જાતિની સ્ત્રીના નિશ્વાસથી અપવિત્ર થાય છે તથા જે શુદ્ર જાતિની સ્ત્રી વિષે પ્રજા ઉત્પન્ન કરે છે તે બ્રાહ્મણના પાપની શુદ્ધિ માટે શાસ્ત્રમાં પ્રાયશ્ચિત કહ્યું નથી.

( અ. ૩; ૧૪, ૧૫, ૧૯ )

### વિવાહ વિધિ:

બ્રાહ્મ, દૈવ, આર્ષ, પ્રાજાપત્ય, આસુર, ગાંધર્વ, રાક્ષસ અને આઠમો અધમ પૈશાચ વિવાહ; આ આઠ પ્રકારના વિવાહ શાસ્ત્રમાં કહ્યા છે.

એ વિવાહોમાંથી પ્રથમથી અનુક્રમે છ વિવાહો બ્રાહ્મણને માટે ધર્મવાળા જાણવા, છેવટના ચાર વિવાહો એટલે આસુરાદિક ચાર વિવાહો ક્ષત્રિયને ધર્મવાળા જાણવા અને વૈશ્ય તથા શુદ્રને રાક્ષસ વિવાહ બાદ કરતાં બાકીના અસુર, ગાંધર્વ અને પૈશાચ વિવાહ ધર્મવાળા જાણવા.

કન્યા અને વર અન્યોન્યની ઇચ્છાથી એક બીજાને પરણે છે તે વિવાહને ગાંધર્વ વિવાહ જાણવો અને તે વિવાહ એક બીજાના ભોગની કામનાથી થાય છે.

સુતેલી, કેફી વસ્તુના ઘેનમાં પડેલી, તથા બેભાન થઇ ગયેલી કન્યાની સાથે એકાંતમાં સંભોગ કરવો તે પૈશાચ વિવાહ કહેવાય છે અને સર્વે વિવાહમાં તે વિવાહ મહાપાપી અને અધમ છે.

( અ. ૩, ૨૨, ૨૬, ૩૨, ૩૪)

### ઋતુકાલ વિચાર:

બેકી રાત્રિઓમાં ગમન કરવાથી પુત્રો ઉત્પન્ન થાય છે, અને એકી રાત્રિઓમાં ગમન કરવાથી કન્યાઓ ઉત્પન્ન થાય છે. માટે પુત્રની ઇચ્છાવાળાએ ઋતુકાળમાં બેકી રાત્રિઓમાં સ્ત્રીઓનો સહવાસ કરવો.

પુરૂષનું વીર્ય અધિક હોય તો ( એકી રાત્રિમાં પણ ) પુત્ર પ્રજા થાય છે અને સ્ત્રીનું શોણિત અધિક હોય તો ( બેકી રાત્રિમાં પણ ) કન્યા પ્રજા ઉત્પન્ન થાય છે. જો પુરૂષ અને સ્ત્રી બન્નેનું વીર્ય સરખું હોય છે તો નપુંસક પ્રજા થાય છે અથવા તો કન્યા અને પુત્રનું જોડું ઉત્પન્ન થાય છે અને વીર્ય જો ક્ષીણ અથવા તો થોડું હોય છે તો ગર્ભ રહેતો નથી અથવા તો સૂવી જાય છે.

( અ: ૨, ૪૮, ૪૯ )

### ગૃહિણીની યોગ્યતા:

કન્યાનાં મા બાપો, ભાઇઓ, પતિ તથા દિયરો જો બહુ કલ્યાણ મેળવવાને ઇચ્છતાં હોય તો તેઓએ કન્યાનો ભોજન આદિથી સત્કાર કરવો તથા વસ્ત્રોની અને આભૂષણોથી તેને શણગારવી.

જે કુળમાં સ્ત્રીઓનો સત્કાર કરવામાં આવે છે તે કુલ ઉપર દેવતાઓ પ્રસન્ન થાય છે. અને જે કુળમાં સ્ત્રીઓનો સત્કાર કરવામાં આવતો નથી, તે કુળની યજ્ઞયાગ વગેરે સર્વ ધર્મક્રિયા નિષ્ફળ જાય છે.

જે કુળમાં ભર્તાર ભાર્યાથી અને ભાર્યા

જાય, એ આશામાં હું અહીંથી તહીં ફરતી ફરું છું ! જો એ જીવતા હશે તો કોઇ વારે મળશે. એમની પાસે આ કમનસીબ બાળકને હું લઇ જઉં છું. "

સીપાઇની આંખમાં આંસુ આવી ગયાં. એણે પેલા બાળકને પગ આગળથી ઉંચકી લીધો.

અને એનાથી એમ પણ પૂછી શકાયું નહીં કે, " તેં મને ઓળખ્યો કે નહીં ? "

એ બાળકનો પિતા હતો.

એણે બાળકને હાથમાં લઇ મોંથી સીસોટી વગાડી છાનો રાખવા માંડયો. અને વ્હાલથી પંપાળવા મંડયો.

જગતના પિતાઓ કોઇનાં પણ બાળક રડતાં શે ખમી શકતાં હશે ? જગતની માતાઓનું વાત્સલ્ય જ આ જગતને જીવવા લાયક રાખી શકે છે સાચો સ્નેહ પોતાનું પારકું ઓળખતો નથી*

* હિન્દી ઉપરથી.

---

# નવરાત્રીના દીન

નવલા નવરાત્રીના દીન, કે આવ્યા ઓપતા રે લોલ !
નૌતમ શોભતા રે લોલ !
ફૂડા દીપાવળીના સંદેશા, શુભ લાવીયા રે લોલ !
સૌને ભાવીયા રે લોલ !

શારદ વીણા ગાજતી, ઉર્મિ – રવ – રેલાય !
મંગળ લોમે અવનવું, નવચેતન ઉભરાય :

અદ્ભુત ભાવ ભરંતા, જ્યોત ઝરંતા આવીયા રે લોલ !
જગત ઝળકાવીયાં રે લોલ !
પ્રતિભા-ભાવ જગવતાં, સંગીત શાં છલકાવીયાં રે લોલ !
રસીક રેલાવીયાં રે લોલ !

વર્ષાંભીની વાદળી, ભીના જગના ચોક :
ભીંજ્યાં જગ-ઉર ઓપવા, પ્રગટે દીવડે જ્યોત !

નવલી નવસુંદરીનાં વૃંદ, સદન સોહાવતાં રે લોલ !
રસે રસકુંજમાં રે લોલ !
રૂમઝુમ ગીત લલકારે, રસની ધૂમ મચાવતાં રે લોલ !
રાસે ઘૂમતાં રે લોલ !

રસછલકંતો રસનીધિ, રસવહેતો સુસમીર ;
રસઢોળતી ચંદ્રિકા, ઉષા કોમલ ક્ષીર :

રસીક રસરાજ-શારદની, મંજરીએ સત્કારીયા રે લોલ !
ફુલડે વધાવીયા રે લોલ !
રૂપે રસચંદની શાં શુભ ઉજ્વલ હૈયે આવીયા રે લોલ !
સુભગ સોહાવીયા રે લોલ !

જગુભાઈ રાવળ

# હજી જૂદાં

**પતિ :**

કંઈ જૂદાં, જૂદાં હૃદય દ્વય શું આપણ રહ્યાં ?
કંઈ જૂદાં, જૂદાં દિલ સુશીલ શું આપણ વહ્યાં ?
ગઈ બાલ્યા મિઠ્ઠી, જીવિતની યુવાયે સરી સરી,
વહી ચાલી, વ્હાલી ! ગતિ ત્વરિત વૃદ્ધા પ્રતિ થતી !

હજીયે શું જૂદા જિગર ? પ્રિય ! સંસાર સરતાં-
ગૂંથેલાં ભાવિએ જીવન : તદપિ રૂહે ઉર જૂદાં ?
જૂદાં વૃત્તિ, ભાવો, હૃદયરસતૃષ્ણા જૂદી, છતાં-
ધરન્તાં સંગે શી જગવિકટની આપત્તુ ધુરા !

કર્યાં ત્હેં સૌ મ્હારાં સ્વજન તુજ, સૌજન્ય મૃદુથી,
ભર્યાં ત્હેં સૌ મ્હારાં સદન, તુજ સૌભાગ્ય ઋજુથીઃ
હર્યાં ત્હેં સૌ મ્હારાં દમન દુઃખ, શાન્તિ સહનથી,
ઝર્યાં શીળાં ત્હેણે સુખઅમિ, પ્રીતિ સાન્ત્વન વતીઃ

દીધાં ત્હેં સદ્રત્નો કુલમણિ અમોલાં પ્રિય મ્હને,
સિંચ્યાં વાત્સલ્યે એ સુરવન કુસુમો ઉરપયે;
ધર્યાં ઉત્સંગે ને જીવનમહિં યે બાલક રૂડાં,
ઉછેર્યાં, સત્પ્રેર્યાં 'પ્રભુતણી પ્રસાદી,'-વિરલ શાં ?

જૂદાં હૈયાં, ત્હોયે વિષમ ભવસિન્ધુ તરણમાં,
સદા સાથે સાથે ઉછળી રહી નૌકા ઝીલી રહ્યાં;
તુફાનો રહેવાનાં, ખડક થકી સંભાળી સરવુ,
બધું સાથે : ત્હોયે મનવહનરે ખેંચનું જૂદું !

ઝૂલન્તી વલ્લી શી તુજ અણુમૂલી રમ્ય તનની,
સુવર્ણે સોહન્તી, દિલફૂલ ફૂલી મંજરી ભરી;
પ્રીતિ મૂર્તિ તું આ જીવન દીનની મોહિની બની,
છતાં રહેતો છાયી હૃદય તુજમાં ભેદજ હજી ?

થયેલાં પૂર્વે કે ઋણ પુનીત કર્મો જવ ફળ્યાં,
સુયોગે સંસારે જીવિત વિમળાં આપણ મળ્યાં;
અધીરી આશાઓ, પ્રણયની મધુરી ઉરરતિ,
અપૂરી જ્યાં, વ્હાલી ! અફળ દીસતી જિન્દગી બધી !

**પત્ની :**

'હજી જૂદાં !'-શાથી યુગલ હૃદયો આપણ રહ્યાં ?
'હજી જૂદાં !'-શાથી દિલવમળમાં દંપતી તણાં ?
વર્યાં સંલગ્ને : ને જીવન ઝરણાં સંકલનમાં,
સર્યાં, વર્ષો કેરાં ગહન વિધિપ્રેર્યાં વહનમાં

ધર્યું ઉલ્લાસે મ્હેં દિલ તમ પદે સપ્તપદીમાં,
દીધો પ્રીતે જ્યારે કરમુંજ શુચિ, સ્વામી ! તમમાં;
અનેરી આશાઓ કનકમય સ્વપ્નાં સમ હતી,-
ફળી દીસન્તી સૌ ખીલતી નવલી જિન્દગી મહિં.

પછી ભ્રાન્તિ મિઠ્ઠી ધીમી ધીમી વહી, નિશ્ચય ગઈ,
પ્રતીતિ જ્યાં લાધી,- સમ નહિં તુલા દંપતી મહિં !
ઉમંગે રંગેલી હૃદયમૃદુની ઉર્મિ ક્ષીણ થઈ,
વિહારે, સંસારે, બની ગૃહિણી જ્યાં દાસી, પૂતળી !

જીવિતે આનન્દો સહચરણના વન્ધ્યજ રહ્યા,
દીઠાં મૈત્રિ કેરાં ઉરરમણ મિથ્યા સહુ થયાં !
ધુરાં ધારી ત્હોયે ગૃહજગતની ધર્મલહી મ્હેં,
વહ્યું સંસારાબ્ધિ તરણિતમમાં, ઉર વિહીને !

યુવાયે ગઈ ચાલી, સ્મૃતિ પ્રીતિ રહી માતૃગૃહની,
નવા સમ્બન્ધોમાં નવી અનુભવી આત્મવિરતિ;
સમૃદ્ધિ, સન્તાનો, વિવિધ જગનાં બન્ધન બન્યાં,
ધર્યાં હૈયે પ્રેમે, અફળ : તદપિ જ્યાં 'પર' બધાં !

હજી 'મ્હારૂં-મ્હારૂં' પતિજી ! રહ્યું 'મ્હારૂં'જ બધુંયે ?
ત્હમારાં માનો જ્યાં સ્વજન, સદને, બાલક અને !
વિશાળા સંસારે કશું ન સહધર્મિણીનું ? અરે !
ઉરે વેણો શીળાં 'દીન જીવન' શાં કયેમ ઉતરે ?

અપૂરી માધુરી પ્રીતિતણી ત્હમારૂં ઉર ત્રસે ?
સદા શું ત્હેમાંયે સહચરી તણો દોષજ વસે ?
યુવાસ્હોયું અર્પ્યું જીવન રસીલું, સ્વામી ! ચરણે,
કુળું હૈયું ત્હોયે પ્રણય વિણ રૂહે કોણ શરણે ?

રામમોહનરાય જસવન્તરાય

# ક્રાંતિને કાજે

## [ મેક્સીમ ગોર્કીની એક વાર્તા ]

અનુવાદક :
શ્રી. નિરંજન લક્ષ્મીરામ પાઠક

ઠંડીથી ગાત્રો કંપી ઉઠતાં હતાં; હાથ જકડાઇ ગયા હતા; પગ ઠુંઠળી ગયા હતા; નાક ઠંડુ હીમ જેવું બની ગયું હતું; ચામડી નઠોર બની ગઇ હતી, છતાં પણ ડોસી બરફને પગવતી કચડતી સ્ટેશન તરફ આગળ વધી રહી હતી. એના એક ખભા ઉપર બગીવાળોર ચોપાનીયાં અને ચોપડીઓની એક પોટલી માવચેતીથી બાંધેલી હતી. એક હાથમાં બીજું એક નાનું પોટલું હતું; જેમાં એક કામળી, એક લોટી તથા એક લુખ્ખો-સુક્કો રોટલો હતો.

ડોસીનું નામ ઇદા હતુ. ગાડીના વખત પહેલાં તે સ્ટેશન ઉપર પહોંચી ગઇ. ગાડી આવવાને હજુ વાર હતી એટલે તે ત્રીજા વર્ગના ગંદા, અર્ધઢાંકયા મુસાફરખાનાની જમીન ઉપર પોટલીઓ મૂકી એના ઉપર જ બેસી ગઇ. ત્યાં એટલી ભીડ હતી કે એટલા માણસોને ત્યા બેસવાની તો શું પરન્તુ ઉભા રહેવાની પણ જગ્યા ન હતી. ત્યાં બેસવા માટે બેન્ચો પણ ન હતી. પરન્તુ હા, પાસે જ ટીનના છજા તળે એક ગાદીવાળો સોફો પડયો હતો; જેના પર મૂછો મરડતા બે ત્રણ પોલીસ બેઠેલા હતા. મુસાફરોને ડરાવવા તથા ધમકાવવા માટે જ ત્યાં હોય એવી રીતે પોલીસોની બે નાળવાળી ભરેલી બન્દુક સામે જ મૂકેલી હતી

પાસે જ ચાવાળાની દુકાન હતી. દુકાનમાં દેવતા સળગી રહ્યો હતો પરન્તુ જેના ખીસ્સામાં ચા પીવાના પૈસા હતા તે જ એ દેવતાથી તાપી શકતા હતા. કેટલાક લોકો સીગારેટ ફૂંકી રહ્યા હતા, અને કેટલાક મોઢાં પાઇપ રાખી ગરમ ઓવરકોટ પહેરી આમને માથું મારતાં પ્લેટફૉર્મ ઉપર ફરી રહ્યા હતા. ઠંડીથી કંપતા સ્ટેશનના પોર્ટરો પોતાનો મેલો વાદળી પોષાક પહેરી ભૂતોની માફક આવતા-જતા જોવામાં આવતા હતા

પાસે જ ૧લા વર્ગનો ' વેઇટીંગ રૂમ ' હતો. રૂમમાં એશઆરામની દરેક વસ્તુઓ હાજર હતી. મોટાં-મોટાં જેમાં આખું શરીર જણાય એવાં દર્પણો ટાંગેલા હતા. બેસતાંની સાથે જ અંદર ઉતરી જવાય એવાં નરમ મોફાઓ પણ હતા. ત્યાં પોલીશ કરેલી ખુરસીઓ અને ટેબલોનો ગંજ હતો. ખુરસીમાં ગરમ કોટ પહેરી અમીરજાદાઓ બેઠેલા હતા. ' બાથ રૂમ 'માં ગરમ અને ઠંડા પાણીના નળો હતા. જમીન ઉપર કીંમતી શેતરંજી પાથરી હતી. કહેવાનું તાત્પર્ય એટલું જ કે ત્યાં આરામની દરેક વસ્તુ મોટા પ્રમાણમાં હાજર હતી.

લગભગ ૧૫ મીનીટ બાદ એક ખુબસુરત પહાડી યુવાન ૧લા વર્ગના વેઇટીંગ રૂમમાંથી બહાર નિકળ્યો. એના માથા ઉપર કિંમતી ટોપ હતો. તેણે રેંડીયરની ચામડાંનો કિંમતી કૉટ પહેર્યો હતો. ઠંડીથી કાંપતી ઇદા ઠંડીથી બચવા માટે બારણા આગળ જઇ ઉભી હતી. દરવાજો જોરથી-એક ધક્કે ઉઘડવાથી ઇદા જમીન પર પડી. એક તો દુર્બળ શરીર, વૃદ્ધાવસ્થા અને દુઃખમાં દટાયેલી હોવાથી બિચારી ઇદાનું પોટલું ઉછળીને દૂર જઇ પડ્યું અને તે પોતે એવી સખ્ત પટકાઇ કે તેના હોંશકોશ ઉડી ગયા. પરન્તુ પેલા અમીરી ઠાઠથી અકડાયેલા યુવાને ડોસીને એકાદ બે

નમ્ર શબ્દો પણ ન કહ્યા. ડોસીને ઉઠાડવી, એની માફી માગવી એ તો દૂર રહ્યું પરન્તુ પેલો છકેલો યુવાન ડોસી સામે જોયા પણ વગર બબડતો બબડતો ચાલ્યો ગયો. એવા બેવકૂફ માણસો આ દેશમાં જન્મ લે છે કે બારણાંથી દૂર ઉભા રહેવાનું સમજતા નથી. આજ ઠીક શિખામણ મલી ગઇ...લગભગ પાંચ-સાત મીનીટ બાદ કેટલાક કુલીઓએ આવી ડોસીનો હાથ ઝાલી ઉભી કરી. ઇદાના જુના કપડા વધારે મેલાં થઇ ગયાં અને કેટલીક જગ્યાએથી તે ફાટી પણ ગયાં. અમીરજાદાઓ અને અમીરજાદીઓનો કાફલો પાટલુનોમાં હાથ નાખી દૂરથી આ તમાશો જોઇ રહ્યો હતો. કેટલાક ઘાતકી હાસ્ય કરી રહ્યા હતા: — "ચોર છે!" "ઉઠાવગીર છે!" અને કેટલાક ટાપસી પુરી કહેતા:—" પાકી ઉઠાવગીર છે!" પરન્તુ વૃદ્ધ ઇદાને માટે આ કડવા પ્યાલામાં ખુનના ઘુંટની જેમ ગળે ઉતરી ગયા સિવાય બીજો ઉપાય પણ શો હતો?—ત્યારના રશિયનોમાં ગરીબો સાથે અમીરો આવો જ વ્યવહાર રાખતા હતા.

કોઇએ જઇને સ્ટેશન માસ્તરને ખબર આપનાર આબરૂદાર હતા. ત્યારના રશિયામાં માલદાર લોકો જ આબરૂદાર ગણાતા હતા. સ્ટેશન માસ્તર આવીને ડોસી આગળ ઉભા રહ્યા; અને આંખોમાંથી અંગાર વરસાવતા એની તપાસ કરવા લાગ્યા. ડોસી, બિચારી દુખીયણ અસહાય અને નિર્બળ! તે પોતાની લજ્જા, આંખો પરથી ઉઠાવીને કાંઇક કહેવાનો પ્રયાસ કરવા ગઇ કે તરત જ ધમકીનો અવાજ સંભળાયો "તું મારી સામે આંખો ઘુરકાવીને શું જોઇ રહી છે? ચુડેલ!"

"કાંઇ નહિ બાપજી!" ડોસી શાન્ત થઇ ગઇ.

"કાંઇ નહિ! કાંઇ નહિ! શું બકે છે? ઘરડી ખચ્ચર થઇને આવું હરામીપણું કરે છે? હરામખોર! ચોર!"

......ઇદાને એવું લાગ્યું કે જાણે કોઇએ તેને તમાચો ચોડી કાઢ્યો હોય, અપમાન...વારંવાર ઘોર અપમાન તેનું હૃદય જાગ્રત થયું. તેણે પોતાની સમસ્ત શક્તિ એકઠી કરી કહ્યું:—"તમે જુઠા છો. હું ચોર નથી."

તમામ મુસાફરો ભેગા થઇ ગયા. ખેતરોમાં જતા ગામડાના લોકો પણ આ તકરાર જોવાને માટે ત્યાં એકઠા થઇ ગયા.

### ફૂલ ચૂંટો

ફોરમ ફોરે ફૂલવાડીમાં ફૂલે,
હો સહિયર! ફૂલવાડીનાં ફૂલ ચૂંટો:
ફોરમ ફોરે ને હૈયાં હૂલે,
હો સહિયર! ફૂલવાડીનાં ફૂલ ચૂંટો!

: સાખી :

ફૂલ ખીલ્યાં ફૂલવાડીમાં, ફૂલડે ફોરે ફોર,
ફોરે હૈયાં ફોરમે, રેલાવે રસ છોળ.
ફૂલ ખીલે ને હૈયાં ઝૂલે,
હો સહિયર! ફૂલવાડીનાં ફૂલ ચૂંટો!
ફૂલે ઝૂલે ફોરમતાં ફૂલે,
હો સહિયર! ફૂલવાડીનાં ફૂલ ચૂંટો!

: સાખી :

સરજનહારે સરજીયાં, ભાતભાતનાં ફૂલ,
ફૂલવાડીનાં ફૂલ વીનાં, જગની શોભા ડૂલ.
ચૂંટો ચૂંટો ને ગૂંથો વેણી,
હો સહિયર! ફૂલવાડીનાં ફૂલ ચૂંટો!
રહો પરિમલ જીવનભર તેની.
હો સહિયર! ચૂંટો ચૂંટોને લ્હાણ લૂંટો!

વાડીલાલ હ. શાહ

સ્ટેશન માસ્તર—" આ ચોર છે. "

મજુરોમાંથી એક જણઃ—" કદાપિ નહિ ! લગભગ ૬૫ વર્ષની ઉંમર હશે–પણ જુઓ તો ખરા ચહેરો કેવો ચમકી રહ્યો છે ! "

" હું ચોર નથી " ઇદાએ કહેવા માંડયું. " કાલે વિપ્લવવાદીઓનો કેસ હતો. એમાં મારો છોકરો પણ આરોપી હતો. હું અભિમાન પૂર્વક કહું છું કે મારો છોકરો બધાનો આગેવાન હતો. એનું નામ પોવેલ છે. કદાચ તમારામાંનાં ઘણાએ એનું નામ સાંભળ્યું હશે. એણે ત્યાં કોર્ટમાં મહત્વનું ભાષણ આપ્યું હતું. જુઓ પોટલીમાં નોટીશોની નકલો પણ બાંધેલી છે. બળવાખોર પાર્ટીએ આ નકલો હજારોની સંખ્યામાં છપાવી વેચવાનો નિશ્ચય કર્યો છે..." આમ કહેતાં કહેતાં તેણે એક પોટલીની ગાંઠ છોડી અને થોડીક નોટીશોની નકલોને ટોળીમાં લૂંટાવી દીધી. ઇદાએ જોયું કે એ ચોપાનીયા માટે લોકોમાં પડાપડી થઇ રહી છે. કોઇ બગલમાં તો કોઇ કોટમાં ચોપાનીયાને છુપાવી રહ્યું હતું. કોઇ ઉપર–ઉપરથી ચોપાનીયાને વાંચી લેતું. ઇદાના આ કૃત્યથી લોકોમાં જાગૃતિ ફેલાઇ સર્વત્ર નિરવતા છવાઇ ગઇ.

" ભાઇઓ ! આ માટે મારા દિકરાને તેમણે જન્મ દેશનિકાલની સજા ફરમાવી છે. એ જ્યાંસુધી બહાર રહ્યો ત્યાંસુધી જનતાને સત્યનો પેગામ પહોંચાડયો. તેણે લોકોને સમજાવ્યું કે તમારી જીંદગી કેટલી અધમ છે. ઝારશાહીએ તમને કેવા ઘેટાં–બકરાં જેવા બનાવી દીધા છે. તમારૂં અમૂલ્ય જીવન આ સત્યાનાશી રાજ્યમાં પારકાને માટે નષ્ટ થઇ રહ્યું છે. તમારા પાસેથી બમણા અને ત્રણ ગણા કરો લેવામાં આવે છે. પોતાની પ્રજાના કપડાં સુદ્ધાં ઉતરાવી લે એવો તો કોઇ રાજા હોઇ શકે ? આ શાસનને છીન્ન–ભીન્ન કરી સ્વતંત્રતા પ્રાપ્ત કરવાની ખાસ જરૂર છે..."

ટોળું વધતું જતું હતું. ઇદાના શબ્દો લોકોના હૃદયમાં સોંસરા ઉતરી જતા હતા. લોકો એની વાતો સાંભળવાને આતુર બની ગયા હતા.

" ગરીબાઇ, બીમારી અને અપમાન–આ ત્રણ વસ્તુઓ રશીયાના શ્રમજીવીઓને પોતાની મહેનતના બદલામાં મલે છે. " ઇદાએ કહેવાનું ચાલુ રાખ્યું. " આવી રીતનું જીવન આપણને ચોરી, લૂંટ અને ચારિત્રહીન થવા ફરજ પાડે છે. આ ઉપરાંત આપણી સુકાઇ ગયેલી છાતીઓ ઉપર પગ મૂકી મૂડીવાદીઓનો સમુદાય નિત્ય નવા–નવા એશઆરામો કરે છે. અતિશય ગરીબાઇ અને અતિશય અમીરાઇ એ ખરાબ વસ્તુ છે. પોલીસો, અમલદારો અને લશ્કર બધાયે અમીરોની રક્ષાને માટે અને ગરીબોને કચડવાને માટે છે. મુડીવાદીઓ આપણે પરસેવે મોજો ઉડાવે છે અને આપણને કુતરાની જેમ જંજીરોમાં જકડી રાખે છે. આપણે મૂર્ખ છીએ, અશિક્ષિત છીએ, અસંગઠિત છીએ. આપણું જીવન અંધારી રાત જેવું છે. આ ઉપરાંત આપણને અનેક ભૂલામણીઓમાં નાખી તરેહ–તરેહની નિશાવાળી વસ્તુઓ પીવડાવવામાં આવે છે. લાલચરૂપી રાક્ષસના આંધળા ગુલામો તેને પ્રસન્ન રાખવાને માટે આપણો આનંદ, આપણી તંદુરસ્તી અને આપણા જીવનનું બલિદાન ચઢાવી રહ્યા છે. શું કોઇ એમ કહી શકે તેમ છે કે આમાં મેં કાંઇ ખોટું કહ્યું છે ? "

ટોળું—" ના, ના, બધુંયે બરાબર છે. કહો અમારે તમારી વાતો સાંભળવી છે ! "

"સાંભળવાની મરજી હોય તો ખુશીથી સાંભળો. આ જીવનક્રમને બદલવાને માટે કાંઇક વિચાર કરો. ગરીબ જનતામાં શિક્ષણ ફેલાવો, જ્ઞાન ફેલાવો, અને તેમને સમજાવો કે

સ્વાધીનતા અને સ્વરાજ કોને કહે છે. કેટલાક સામ્યવાદી, નિડર અને તેજસ્વી દેશભક્તો દેશમાં જીવનની જ્યોતિ પ્રગટાવવા ઘૂમી રહ્યા છે. પરંતુ તેમની સંખ્યા નગણ્ય છે. ઓછામાં ઓછા દેશના દશ લાખ મરણીયાઓએ દેશને માટે હોમાઇ જવા આગળ પગલું ભરવું જોઇએ. દશ લાખ પોવેલો જો રશીયામાં મરી ફીટવા બહાર નિકળી જાય તો રશીયાને આ અત્યાચારી રાજ્યની મૂકિત મેળવતાં દશ દિવસ પણ ન લાગે. "

...એટલામાં પોલીસવાળા આવી પહોંચ્યા. ટોળાને ધકેલતા, ગાળો ભાંડતા, ડંડા ઉછાળતાં તેઓ ધ્રુદ્ધ નજિક આવ્યા. ટોળામાં કેટલાયે માણસોના માથાઓ નાળીએરની જેમ–જેમ ફટો–ફટ ફૂટવા લાગ્યાં.

" ચુપ થાય છે કે નહિ ! સુવર ! એક જ ફટકે ધૂળ ચાટતી કરી નાખીશ. " એક ભેંસ જેવા તગડા સિપાઇએ બન્દુકનો કુંદો છાતીમાં ઠોકતાં કહ્યુ. બીજાએ પાછળથી ધ્રુદ્ધાને ધક્કો માર્યો અને આટલું છતાં ધ્રુદ્ધા ન રોકાઇ ત્યારે પેલા જાલીમોએ ધ્રુદ્ધાના ચાંદીના તાર જેવા વાળને પકડી ખેંચવા માંડયા. ત્યારે ધ્રુદ્ધા બોલીઃ—" દેશના ખુણે–ખુણામાં દરરોજ જે અત્યાચારો થઇ રહ્યા છે તેની સરખામણીમાં તો આ અત્યાચાર કાંઇ હિસાબમાં નથી. કોઇ પણ પોલીસ, કોઇ પણ સ્ત્રીની ધોળે–દહાડે લાજ લૂંટી શકે છે, ગાય બળદની જેમ પીટી શકે છે ! "

...આના જવાબમાં ડોસીના સૂકાઇ ગયેલા ગાલ પર લોખંડી તમાચો પડયો. પાછળથી કોઇએ પીઠ પર રાક્ષસી ડંડો જમાવ્યો.

" ડોસીને પકડી જાવ પણ બિચારીને મારો છો કેમ ? " ટોળામાંથી કોઇક સાહસિક જુવાને બૂમ પાડી.

" ઠીક સાલાઓ ! હરામખોરો ! તમારે પણ ડંડાનો સ્વાદ ચાખવો છે. " કહેતાં પેલા નાદીરશાહે જોરથી લાઠીચાર્જ કર્યો. ડોસીના હાથ પીઠ પાછળ બાંધી દેવામાં આવ્યા. વારંવાર ડોસા પડવા લાગ્યા અને બિચારીને અધમૂઇ કરી નાખી. મુશ્કેલી, હેરાનગતી અને મારપીટથી ધ્રુદ્ધા ડગલે–ડગલે જમીન પર પડવા લાગી. શરીરમાં ઠેક–ઠેકાણેથી લોહી વહી રહ્યું હતું. બરફો સફેદ લાલચોળ બની ગયો હતો.

" મને ભલે મારી નાખો. પરન્તુ તમે આવી રીતે સત્યને કદાપિ છૂપાવી શકનાર નથી. "

ડોસીની જીભ ઉપર ફક્ત એક જ વાત હતી. પાછી તે બેભાન બની ગઇ. જોનારાઓએ જોયું કે પોલીસની પેલી રાજભકત ટોળી ધ્રુદ્ધાને એવી દશામાં જમીન પર ઘસેડતા–ઘસેડતા જેલખાના તરફ લઇ ગઇ જ્યાં ચોથે દિવસે પોવેલ...પોવેલ...કરતાં ધ્રુદ્ધા મરણ પામી...

---

**લગાવ ધબ્બો !**

" મોટા ભાગનાં માબાપો કરે છે પણ શું ? બાળકો ઘરમાં અવાજ કરે છે ? લગાવ ધબ્બો ! કપડાં ગંદાં કરી લાવે છે ? લગાવ ધબ્બો ! અમુક વસ્તુની માગણી કરે છે ? લગાવ ધબ્બો ! અમુક કામ કરવા માગે છે ? લગાવ ધબ્બો ! જ્યાં જુઓ ત્યાં આજે તો લગાવ ધબ્બાનું જ સામ્રાજ્ય ચાલી રહ્યું લાગે છે. માબાપોને કોઇ દિવસ વિચાર કરવાની ફુરસદ જ કયાં હોય છે કે પોતાનું બાળક અમુક પ્રવૃત્તિ શા માટે કરી રહ્યું છે ? આ તો બાળક પોતાની સહેજ પણ આડે આવ્યું, પોતાનું કહેવું સહેજ પણ ન માન્યું એટલે લગાવ ધબ્બો ! માબાપો કોઇ દિવસ વિચાર કરવાની તસ્દી લે છે ખરાં કે બાળક એમ શા માટે કરે છે ? પણ જ્યાં સુધી 'લગાવ ધબ્બા'નું શસ્ત્ર હાથ હોય ત્યાં સુધી વિચાર કરવાની તસ્દી પણ શું કરવા લેવી પડે ?

આપણે માબાપો સહેજ વિચાર કરતાં થઇશું ખરાં ? "

શં. શા. ( શિક્ષણ પત્રિકા )

# રાજ્યસમર્પણ

મધ્યાહ્નનો સૂર્ય શિરે તપે છે,
વહ્નિ સમા ચંડ કરો પ્રસારી;
ધીમે ધીમે વ્યોમ મહીં ધપે છે,
વસુંધરાના ઉરને દઝાડી.

ભરી ઉરે આત્મ સમૃદ્ધિ ભાર,
ને રિદ્ધિ સિદ્ધિ ધરતા અસંખ્ય;
રમંત જેને નિજ આત્મ–અંક,
સમસ્ત શક્તિ નિત બેશુમાર;

શિરે ધરી શ્યામ જટા સુકેશી,
શરીર ધારી ભગવાં સ્વદેશી,
તે હસ્તમાં તુંબિ સુપાત્ર સાહી,
સમર્થ સ્વામી છ ભમંત આહીં,

ઘરે ઘરે દ્વાર સમક્ષ થોભી,
'ભિક્ષાન્ન દેહિ' વદતા વિજોગી.

*

સમર્થની એહ વિચિત્ર લીલા,
શિવાજીએ સેવક મુખ જાણી,
સક્ષુબ્ધ ભાવે થઇ વ્યગ્ર, વી'લા,
પદે પુગ્યા જ્યાંહિ ફરંત સ્વામી.

થયા ભીના નેત્ર શિવાજી કેરાં,
ને કંઠ શુષ્ક કંપ શોક ભારે,
સ્પર્શી પદો સ્વામી તણા વડેરા,
શિવાજી સાષ્ટાંગ પ્રણામ ધારે.

"પ્રભો, કરો પાવન પર્ણકુટિ",
એવું વદી સ્વામી સહિત મ્હેલે–
ગયા શિવાજી : કરતા વિખુટી,
માયા બધી રાજ્યતણી સુમેળે.

વેળા થઇ સ્વામીતણી જવાની,
લહી શિવે પત્ર તુરંત કાઢ્યો;
અને ગુરુદેવ ઉછંગ માહીં–
ધીરે મૂકી ભાવ ગભીર ધાર્યો.

સુમંદ હાસ્યે નિજ નેત્ર ઢાળી,
બે પંક્તિ, ત્યાં સ્પષ્ટ અવાજ વાંચી –
"સ્વીકારજો સ્વામિન રાજ્યગાદી,
ધરે શિવાજી નિજની પ્રમાદી."

ઊઠું હસ્યા હાસ્ય અહો, સમર્થ,
નમ્યુ નમ્યું શીર્ષ શિવાજીનું ત્યાં;
પરંતુ ધીમે વદતા સમર્થ,
જતું બધું ધ્યાન શિવાજીનું ત્યાં!

"છે ક્ષાત્રનો ધર્મ સ્વરાજ્ય રક્ષા
તને કદી ના ભગવાં ઘટે છે.
દઉં ફરી રાજ્ય નવીન દીક્ષા–
અર્પું તને રાષ્ટ્રભૂમિ તટે એ!

"દ્રષ્ટા મહા સ્વપ્ન તણો હતો તું,
સ્રષ્ટા મહારાષ્ટ્ર તણો થયો તું;
કરો હવે દિગ્વિજયી સુયાત્રા,
ઝંડો ઉરાડી ભગવો બધે તું!"

સમર્થના નેત્ર થકી અમી વ્હે,
શિવાજીનું શીર્ષ નમી નમી રહે.

*

અને લહી વ્યોમ વિષે વહાવી,
છટા અનેરી ભગવી પ્રભાની,
સંધ્યા લખે ગૂઢ ભવિષ્યવાણી,
શિવાજીની અદ્ભુત દાનકહાણી!

રતુભાઇ ના. દેસાઈ

## જ્યાં હિન્દી બાળાઓને ગૃહિણીપદની તાલીમ અપાય છે



પ્રયોગશાળામાં કામ કરતી કૉલેજની વિદ્યાર્થીનીઓ

# લેડી ઇરવીન કોલેજ ફોર વીમેન

પરિચય કરાવનાર :
શ્રી. 'સુન્દરશ્યામ'

**મા**ત્ર નવ વિદ્યાર્થિનીઓથી ત્રણ વર્ષ પહેલાં શરૂ થએલી લેડી ઇરવીન કૉલેજનું સ્થાન આજે હિન્દી સ્ત્રીઓના શિક્ષણ-પ્રચારમાં આગળ પડતું છે એમ માનવામાં આવે છે. આ કૉલેજની સ્ત્રીઓએ દેશને લગતા શિક્ષણના સિદ્ધાંતને પણ સારી રીતે અપનાવ્યો છે. "આ દેશની સ્ત્રીઓની સંભાળ કોણ લે છે ?" એવી જે વાતો અત્યાર પહેલાં કરવામાં આવતી હતી તેના પ્રત્યુત્તર રૂપે આ કૉલેજ જનતા સમક્ષ સાક્ષી પૂરે છે.

સ્ત્રીઓના શિક્ષણ સબંધી ટીકા કરતાં બેથ્યૂન કૉલેજના પારિતોષિક સમારંભ વખતે બંગાલના જાહેર કેળવણીના ડાયરેક્ટરે જણાવ્યું હતું કે હિન્દી સ્ત્રીઓએ સ્ત્રી શિક્ષણમાં વિષયમાં ઉલટભર્યો રસ લેવો જોઇએ, સને ૧૯૨૭ માં પુનામાં ભરાયેલી અખિલ ભારતીય મહિલા પરિષદમાં ઉપલા પ્રશ્નની ચર્ચા હાથ ધરવામાં આવી હતી અને દિલ્હી ખાતે ભરાયેલી આજ પરિષદની બીજી બેઠકમાં, શિક્ષણ વિષયક યોજના માટે પ્રચાર કરવા એક ફંડ ઉઘરાવવાનો ઠરાવ પણ પસાર કરવામાં આવ્યો હતો.

પરિષદની પૂર્ણાહુતિ પછી ઑલ ઇન્ડીયા વીમેન્સ એજ્યુકેશન ફન્ડ એસોસીએશન નામની એક સંસ્થા સ્થાપવામાં આવી કે જેમાં લેડી ઇરવીનને પ્રમુખ તરીકે અને મીસીસ રૂસ્તમજી ફરદુનજીને માનદ્‌મંત્રી તરીકે નિયુક્ત કરવામાં આવ્યાં. આ સંસ્થાએ સૌથી પ્રથમ કાર્ય એ કર્યું કે તેણે આખા હિંદમાંથી વીણીને શિક્ષણ વિચારકોની એક સમિતિ નીમી.

આ સમિતિએ લાંબી અને કાળજીપૂર્વકની વિચારણા પછી એક નવી યોજના



રસોડામા રાંધતી વિદ્યાર્થીનીઓ



બગીચામાં બાગકામ કરતી વિદ્યાર્થીનીઓ




૪૫-૪૭
ચર્ચગેટ સ્ટ્રીટ
મુંબઈ.

જિં
દ
ગી
ના
વી
મા
ની



સ
ફ
ળ
તા
ની
ચા
વી

એજન્સી અને પૉલિસીની વિગત માટે લખો—

: : બ્રાંચ સેક્રેટરી : :
: શરાફ બજાર :
: : ભાવનગર : :

: : મેનેજર : :
: હેડ ઓફીસ :
: : મુંબઈ : :

: : બ્રાંચ સેક્રેટરી :
: ગાંધી રોડ :
: : અમદાવાદ : :

વિદ્યાર્થિનીઓજ રાખે છે. આ કૉલેજમાં બગીચાની સંભાળ વિષે બહુજ અગત્ય બતાવવામાં આવે છે અને આ બગીચાની કાળજીભરી સંભાળ લેવા માટે વિદ્યાર્થિનીઓ ચિંતાતુર રહે છે.

કૉલેજના શિક્ષણવર્ગો પણ મોટા અને હવા. ઉજાસવાળા રાખવામાં આવ્યા છે. જો કે જગ્યાની સંકડાશને અંગે ભાષણો વિગેરેનો કાર્યક્રમ " ડાઇનીંગ રૂમ " માં જ પતાવવામાં આવે છે. અત્યારે આ કૉલેજમાં મુખ્યત્વે કરીને ત્રણ વિષયો શીખવવામાં આવે છેઃ (૧) ત્રણ વર્ષ સુધીનો શિક્ષિકા તરીકેનો અભ્યાસક્રમ (૨) બે વર્ષ સુધી ગૃહશિક્ષણ અને (૩) એક વર્ષનો ટુંકો ગૃહશિક્ષણનો અભ્યાસક્રમ. આવી રીતે જેટલા પ્રમાણમાં જગ્યાની સગવડ છે તેટલામાં પાંચ જુદા જુદા વર્ગોનો સમાવેશ કરવો પડે છે.

હિન્દી સ્ત્રીઓને જરૂરી થઇ પડે અને તેમને ખાસ ઉપયોગમાં આવે તેવાં જ અવતરણો અને ટીપ્પણો કૉલેજની દિવાલો પર લખવામાં આવ્યાં છે. કૉલેજનો ઉદ્દેશ વિદ્વત્તા દર્શાવનારી પંડિતા વિદ્યાર્થિનીઓ કે વિદૂષી સ્ત્રીઓને બહાર લાવવાનો નથી પરન્તુ સુશિક્ષિત અને સારી ગૃહિણીઓ અને કાબેલ શિક્ષિકાઓ ઘડવાનો મુખ્યત્વે છે. કૉલેજે નિયત કરેલો કોઇ પણ અભ્યાસક્રમ લેવા ઇચ્છનાર સ્ત્રીએ કાં તો મેટ્રીકની પરીક્ષા અથવા એવી જ જાતની બીજી પરીક્ષા પસાર કરેલી હોવી જોઇએ.

કૉલેજમાં જે ગૃહશિક્ષણ અપાય છે, તેમાં માનસશાસ્ત્ર, નાગરિકધર્મ, જીવનવિજ્ઞાન, આરોગ્ય, રાંધણકળા, કપડાં ધોવાનું તથા બાગબગીચાની વ્યવસ્થા રાખવાનું આટલા વિષયોનો સમાવેશ કરવામાં આવેલો છે.

જે બાળાને ' શિક્ષિકા 'નો અભ્યાસક્રમ લેવા ઇચ્છા હોય તેણે ઉપરના બધા વિષયો લેવા પડે છે અને તે ઉપરાંત ફીઝીક્સ, કેમીસ્ટ્રી અને એવાજ બીજા ઉંચા વિષયોનો પણ



કપડાં ધોવાનું ' લોન્ડ્રી ' કામ કરતી વિદ્યાર્થિનીઓ

અભ્યાસ કરવાની જરૂર પડે છે. છેલ્લાં વર્ષ દરમ્યાન તેમને ઇતિહાસ, શિક્ષણના મુદ્દાઓ અને તેનો અભ્યાસ અને ખાસ કરીને ગૃહવિજ્ઞાનના વિષયોનો પણ અભ્યાસ કરવો પડે છે.

ઉપરનો અભ્યાસક્રમ સિદ્ધાંત તેમજ પ્રયોગ સાથે શીખવવામાં આવે છે. આ અભ્યાસક્રમમાં રસ લેનારી વિદ્યાર્થિનીઓની જ્યારે પાછળથી રસોડાંમાં મુલાકાત લેવામાં આવી ત્યારે જણાયું કે રાંધવાના વાસણ અને હાંડલાંઓ સામે ઉત્સાહથી અને રસપૂર્વક તેઓ કામ કરે જતી હતી તેવાજ ઉત્સાહથી તેઓ પ્રયોગ શાળામાં આ વિષયોના અભ્યાસમાં તલ્લીન બનેલી જણાતી હતી. રસોડાવાળા ઓરડામાં બાળાઓએ ખાસ તૈયાર કરેલા અથાણાં ચટણીની તેમજ એવા બીજા આથણાંઓની બરણીઓ પડેલી જણાતી હતી.

ગૃહજીવનના જુદા જુદા ક્ષેત્રમાં સ્ત્રીઓને માત્ર બાળાનું અહિં તહિંનું શિક્ષણ કામ નથી આવતું. દરેક કાર્ય તેમને જાતે જ કરવું પડે છે, એ સામાન્ય નિયમ છે. આ લક્ષ્યબિન્દુ ધ્યાનમાં રાખીને ઉપલી કૉલેજની સંચાલિકા આ વિદ્યાર્થિનીઓને ખાસ કરીને વ્યવહાર શિક્ષણ આપે છે. કૉલેજની હૉસ્ટેલના તંત્રમા પણ વિદ્યાર્થિનીઓ સહાયરૂપ થઇ પડે છે અને દરેક દિવસે આ કૉલેજની છોકરીઓને જુદા જુદા કામો પર નિયુક્ત કરવામાં આવે છે. દાખલા તરીકે કૉલેજની મુલાકાતે આવનાર મહેમાનોની સભાળમાં ખાસ બે વિદ્યાર્થિનીઓને રોકવામાં આવે છે જ્યારે ચાર છોકરીઓને રસોડાની તેમજ જમવાના ઓરડાની વ્યવસ્થા માટે રાખવી પડે છે. " લોન્ડ્રી " વિ. ના કામકાજ માટે બે અને માંદાની માવજત માટે એક વિદ્યાર્થિની રહે છે. આ રીતે વારાફરતી દરેક વિદ્યાર્થિનીને ઉપર મુજબ કામકાજ કરવું પડે છે. અને તેઓ એ કાર્ય ગૃહિણીધર્મ તરીકે બરાબર બજાવે છે.

આ કૉલેજમાં સંગીત તેમજ સર્વોત્કૃષ્ટ હિન્દી નૃત્યો શીખવાની પણ સગવડ રાખવામાં આવી છે. કૉલેજની વિદ્યાર્થિનીઓએ થોડાં જ વખત પહેલાં શાહીરોપ્ય મહોત્સવ નિમિત્તે એક કાર્યક્રમ ગોઠવેલો અને તે વખતે કેટલાંક ગીતો તેમજ નૃત્યના પ્રયોગો કરેલા, જે જનતામાં સારી પ્રશંસા પામ્યા હતા.

તે ઉપરાંત આ કૉલેજમાં ટેનીસ, બૅડમીનટન, વૉલી બૉલ અને બાસ્કેટ બૉલની જુદી જુદી રમતો રમવા માટેના સંપૂર્ણ સાધનો રાખવામાં આવ્યાં છે. આ રમતો રમવા માટે કૉલેજના બે વિભાગો પાડી નાખવામાં આવ્યા છે. એક છે " હાઉસ ઑફ એપૉલો " અને બીજું છે " હાઉસ ઑફ જ્યુપીટર " કે જ્યાં ઘણી વખત મેચો પણ રમાડવામાં આવે છે. આ હાઉસોની અંદર એક સુંદર સ્નાનાગાર (બાથ) પણ રાખવામાં આવ્યો છે કે જ્યાં ગ્રીષ્મઋતુની અંદર ઘણી વિદ્યાર્થિનીઓ સ્નાનનો લાભ ઉઠાવે છે.

ઉપલી કૉલેજની વિદ્યાર્થિનીઓનો સંઘ નિયમિત રીતે ડીબેટીંગ સોસાયટી ચલાવે છે અને કૉલેજજીવનમાં સામાજીક જીવનનું ઘડતર ઘડે છે. આવી ચર્ચાઓ અને સભાઓને પરિણામે લેડી ઇરવીન કૉલેજની વિદ્યાર્થીનીઓએ એક સારા વક્તા તરીકે નામના મેળવી છે. આ કૉલેજની ભૂતપૂર્વની વિદ્યાર્થિની કુ. મુમતાઝ શાહનવાઝે દિલ્હી ખાતે થયેલી કેટલીક વક્તૃત્વની હરિફાઇઓમાં પહેલું ઇનામ મેળવ્યું હતું.

સ્ત્રીઓને શિક્ષણના સંસ્કાર પાનાર આ સંસ્થા બીજી ઘણી રીતે અદ્વિતીય જણાય છે. હિન્દી જીવન સાથે સંકળાયેલી કેટલીક ચોક્કસ અને વિચિત્ર જરૂરીયાતોને બંધ બેસે એવા ખાસ અભ્યાસક્રમની બાજાને કોલેજના શિક્ષણ સાથે સાંકળી દેનાર કોઇ હોય તો આ સંસ્થા પહેલવહેલી જ છે. વધારામાં આજ કૉલેજમાં લગભગ ૫૦ હિન્દી બાળા-

# દીવાળી ?

આભમાં તારકતોરણ બાંધ્યાં
આજ અમાસની રાત;
અણુગણુ દીપના ઝળહળ તેજે
મ્હેલ અને મ્હેલાત;
માંહી જગે આજ દીવાળી.

આંગણે આંગણે આસોપાલવ,
ફૂલ તણા શણગાર,
રંગોળી ચીતરામણ ચીતર્યાં;
વૈભવના તોખાર;
હણહણી આજ ખુંખારે.

દીન અમારી શેરીઓ સૂની,
આંગણુમાં અંધાર;
દીપકચેતન તેલ અમારાં
ખૂટી ગયાં આ વાર;
ફરી પાછાં કોણ પૂરાવે ?

ફટફટ ફૂટે આજ ફટાકડા
અંતરને થડકાર;
નવચેતનનો જીવનમાંહે
કોણ કરે સંચાર ?
ફરી કોણ જ્યોત જગાવે ?

બંધન, રૂંધણ, મોતનાં નર્તન
ગાજે જ્યાં ચોપાસ,
ત્યાં કશાં હોય ઉલ્લાસ–ઉજમણાં ?
વ્યાપ્યો વિનાશ વિનાશ;
ભાંડુ મ્હારાં હાય પુકારે.

સુંદરજી ગો. બેટાઈ

# જબરદસ્તિ

લેખક :
શ્રી 'નિરંજન'

[ નોંધ: સોની રણછોડ ચીમન ઉપર ઇન્કમટેક્ષ ખાતાંએ આવકવેરાના રૂ. ૧૭-૯-૧ ભરી જવા માટે નોટીસ કાઢેલી, રણછોડે આ વેરો વધારે પડતો હોવા માટે વાંધો ઉઠાવેલો, પોતાની આવક વેરો ભરવા જેટલી નથી એમ તેણે જણાવેલું, પરંતુ ચોપડાના અભાવે તેની એ વાત કોઇએ માની નહિ અને ઇન્કમટેક્ષ ખાતાંએ આવકવેરો આકારી નોટીસ કાઢી હતી, એ નોટીસમાં જણાવ્યા મુજબ રણછોડે એ રકમ નહિ ભરવાથી, ...ના, કલેકટરે એ વેરો વસુલ કરવા માટે રણછોડ ઉપર છેવટની નોટીસ બજાવી જણાવ્યું કે સાત દિવસમાં એ રકમ ભરી જાઓ, નહિં તો તમારા ઘર પર જપ્તિ લાવી રકમ વસુલ કરવામાં આવશે. આ નોટીસથી નારાજ થઇ કલેકટર ઉપર રણછોડે ફર્સ્ટ કલાસ મેજીસ્ટ્રેટની કોર્ટમાં ફરિયાદ કરી હતી. મેજીસ્ટ્રેટ સાહેબે ઇંડીઅન પીનલ કોડની કલમ ૩૮૩ ૩૮૪ મુજબના આરોપ કલેકટર પર ઘડી કાઢી મુકદમો ચલાવ્યો હતો. જેને પરિણામે તેમણે આપેલો નિર્ણય જાહેરપ્રજાએ જાણવા જોગ હોવાથી અહિં આપવામાં આવે છે, એ ચૂકાદો નીચે પ્રમાણે છે. ]

આ ફરિયાદ અત્યંત ગંભીર છે. આરોપી જીલ્લાનો કલેકટર છે અને તેની ઉપર ફરીયાદી રણછોડ ચીમન પાસેથી ઇંડીઅન પીનલ કોડની કલમ ૩૮૩-૩૮૪ ની રૂયે જબરદસ્તિથી નાણાં કઢાવવાનો પ્રયત્ન કરવાનો આરોપ છે. કલમ મુજબ જે કોઇ માણસ બીજા કોઇ માણસને નુકશાન કરવાનો ભય બતાવી અપ્રામાણિકપણે તે માણસને કાંઇ મિલ્કત આપવા લલચાવે તો તે ગુન્હા માટે ત્રણ વર્ષની કેદની સજા તેમજ દંડની સજાને પાત્ર ઠરે. "ભય બતાવવો" એ ગુન્હાનું મુખ્ય લક્ષણ છે. એક માણસ બીજા માણસ પાસે નાણાંની માંગણી કરે એ આ સંસ્કૃતિના જમાનામાં અત્યંત દુઃખદાયક છે; પરંતુ જ્યારે વધારામાં જેની પાસે માંગણી કરવામાં આવે તેને તેના જાન-માલ સંબંધી ભય બતાવવામાં આવે ત્યારે કાયદો વચ્ચે પડી તેનું રક્ષણ કરવાની અને ભય બતાવનારને સજા કરવાની પોતાની ફરજ માને છે.

ફરિયાદી રણછોડને આરોપી તરફથી ધમકીનો એવો પત્ર મળ્યો છે. એ પત્ર આ પ્રમાણે છેઃ

" તમારી પાસેથી આવકવેરાની લ્હેણી નીકળતી રકમ ભરી જવાને માટે તમને અગાઉ નોટીસ આપવામાં આવેલી પરંતુ તેની તમારા ઉપર અસર થઇ નથી. પરિણામે એ રકમની તમારી પાસે **માગણી** કરવામાં આવે છે અને તમને આ **છેલ્લી નોટીસ** આપવામાં આવે છે કે જો એ રકમ **સાત દિવસની** અંદર અમને પ્હોંચતી કરવામાં નહિં આવે તો તમારા ઘર પર **જપ્તી** લાવી એ રકમ વસુલ કરવામાં આવશે."

આ પત્ર જોતાં ખાતરી થાય છે કે નાણાં માટે 'માગણી' અચૂક રીતે કરવામાં આવી છે; આ પત્રમાં 'માંગણી' શબ્દ વધારે જાડા ને કાળા અક્ષરોમાં છે તે ઉપરથી એ બાબત વધારે સ્પષ્ટ થાય છે. આ 'માગણી' ફકત 'માગણી' જ નથી પણ સાથે સાથે ધમકી પણ આપવામાં આવી છે. વળી આ પત્રની શૈલી પણ એવી છે કે વાંચનાર માણસ સ્હેજે થથરી જાય. એ પત્રમાંના આંખે ઉડીને વળગે એવા કાળા શબ્દો 'માગણી', 'છેલ્લી નોટીસ', 'સાત દિવસની અંદર', 'જપ્તી' વગેરે પત્ર વાંચનારને ભયથી ગભરાવી મૂકે એવા છે. પત્રના છેલ્લા શબ્દો-"તમારા ઘર પર જપ્તી લાવી એ રકમ વસુલ કરવામાં આવશે."-ખાસ ધ્યાનમાં રાખવા જેવા છે.

'જપ્તી' એટલે શું? કોઇ પણ માણસની

# રાસરમણી

[ ઢાળ : ' છલકાતુ આવે બેડલું ' ]

૧

આ ચમકે રૂપલા ચાંદરણી,
ઘમકે ઘુઘરી ઝાંઝરની રે,
રજની ન્હોતરતી રમવાને :

૨

આ ધમકારે મ્હેકે ધરણી,
મ્હેકે ચુન્દડી ચમ્પકવરણી રે,
રજની ન્હોતરતી રમવાને :

૩

આ છલકે રસભર ચાંદલિયો,
ટમકે રસની વાદળિયો રે,
રજની ન્હોતરતી રમવાને :

૪

આ ગરબાદીવડી ઝરમરતી,
કીકીઓમાં કામણ ભરતી રે
રજની ન્હોતરતી રમવાને :

૫

આ શરદે સુન્દરતા ઝમતી,
મનની મૈના ટમટમતી રે,
રજની ન્હોતરતી રમવાને :

૬

આ અમૃતચોઘડીઆં વાગે,
રમઝટ રમણાની જાગે રે,
સજનિ ! સંચરીએ રમવાને.

કેશવ હ. શેઠ

'તમને એમ લાગતું હોય તો કોણ જાણે, પણ તમે અહીં આવ્યા પછી છેક જ લેવાઇ ગયા છો. અને તમારામાં કાંઇ તેજ સરખું પણ રહ્યું નથી, એમ કેમ વારૂં? તમને કાંઇ, લગ્નની કાળજી બાળજી તો લાગી નથી ને ?'

'નારે, એવું કાંઇ નથી; પણ મને અહીં ગમતુ નથી, એટલું ખરૂં. સવાર સાંજનો વખત જેમ કામમાં જાય છે તેમ બપોરનો સમય પણ કામમાં જવો જોઇએ.'

'તમે સંસાર માંડશો એટલે એ બધી તકરાર દૂર થઇ જશે. તમે લગ્ન કરવાનો નિર્ણય કરો. પછી તમને ઠીક ઠીક ફાવી જશે.'

ભાસ્કર માત્ર હસ્યો, એટલે તેમણે કહ્યું:

'હસો નહિ, હું કહું છું તે ખરૂં છે. ઠીક. તમને જો વહુ મેળવવાની ચિંતા હોય તો અમારી વનુ હવે લગ્ન યોગ્ય વયની થઇ જ છે. હું ઘણા આનંદથી તમને મારા જમાઇ બનાવીશ.'

'તે બધું ખરૂં—પણ મારે તો લગ્ન જ કરવું નથી ને !'

'કેમ ? એવું તમે કાંઇ પણ લીધેલું છે શું !'

'હા, લગભગ એવું જ છે, એમ કહું તો ચાલે. એક હોસ્પીટલ કાઢીને લોકોને ઉપયોગી થવુ અને તેની પાછળ જ મારો સર્વ સમય ગાળવો એવી મારી ઇચ્છા છે. પરંતુ તેમ કરતાં પહેલાં કાંઇક નામાંકિત થવું અને તે પછી જ એ ભાંજગડમાં પડવુ એમ મારૂં મન મને કહી રહ્યું છે, એટલે હમણાં તો મહાયુદ્ધનાં ક્ષેત્રમાં જઇને ત્યાં હું શા ઉપયોગનો થઇ પડું છું તે જોવું, એવો મેં વિચાર કર્યો છે.'

'અરે, એનો શો અર્થ છે ? નકામો પ્રાણ જોખમમાં શા માટે નાંખવો ? અહીં તમારી જરૂર શી ઓછી છે ? પછી યુદ્ધ જેવાં સ્થળે નકામા શા માટે જવું ? અમારે ત્યાં તમને કાંઇ કમીના તો પડતી નથી ને ?'

'તમે એવી કલ્પના સુદ્ધાં મનમાં લાવશો નહિ. હમણાં હમણાં મારો સ્વભાવ જ એવો થઇ પડયો છે કે, મને કયાંય ઠીક લાગતું નથી.'

'એમ તે ?' ત્ર્યંબકરાવ ઉત્સાહિત થઇને બોલ્યાઃ 'તો એનો એક જ ઉપાય છે અને તે લગ્ન. તમે તાબડતોબ લગ્ન કરો. હું બધું ઠીક ઠીક કરી દઇશ. અમારી વનુ તમને પસંદ પડે તો તો ઘણું જ સારૂં. પરંતુ તમને તે પસંદ ન હોય તો હું કોઇ બીજી છોકરી જોઉં.'

'ત્ર્યંબકરાવ, તમે લગ્નની વાત હવે બોલશો જ નહિ. આ યુદ્ધ પૂરૂં થાય નહિ ત્યાં સુધી લગ્નબગ્ન કાંઇ જ વિચારવાનું નથી. હમણાં તો યુદ્ધક્ષેત્ર પર જવાનો મેં નિર્ણય કરેલો છે. ત્યાં અમારા જેવા લોકોની જરૂર પણ છે. અને વળી મને યુદ્ધનો થોડો ઘણો અનુભવ થશે. આવા પ્રસંગો આપણા આયુષ્યમાં વારંવાર થોડા જ આવે છે ?"

'ઠીક. પણ તમે તમારા પિતાશ્રીને એ જણાવ્યું છે કે ?'

'જવાનું નક્કી થશે કે તરત જ જણાવીશ. તેઓ મને ના નહિ પાડે.'

'ઠીક, જેવી તમારી મરજી. પણ મને તો એમ લાગે છે કે નકામાં આ ફંદમાં ફસાઇને જીવને જોખમમાં ન નાખવો જોઇએ.'

'ત્ર્યંબકરાવ, તમે આવી બધી ચિંતા શા માટે કરો છો ? મેં અરજ કરી છે; હજી તેનો ઉત્તર જ કયાં આવ્યો છે ? ત્યાં જવાની માત્ર મારી ઇચ્છા છે !'

'હું તો કહું છું કે ઉત્તર ન આવે તેજ સારૂં છે. અહીં શું થોડું કામ છે ? ગયે, અઠવાડિયામાં તમે ન્યુમોનીયાના દરદીને સારો કર્યોને તે તમારો કેટલો બધો ઉપકાર માને છે ! તે મારી આગળ તમારી કેટલી પ્રશંસા કરતો હતો. તેણે મને કહ્યું: 'ડાક્ટર ભાસ્કરરાવ જેવા દાક્તર મને મળ્યા એટલે જ હું આ દુઃખમાંથી ઉગર્યો. નહિતર આજ હું અહીં તમારી નજરે પડયો ન હોત.'

આટલા થોડા દિવસોમાં જ તમને કેટલી બધી કીર્તિ મળી ગઇ તે તમે એના બોલવા પરથી જ કળી લોને ! તમને જો કામ જ જોઇતું હોય તો દવાખાનાની સાથે એક હોસ્પીટલ કાઢો, એટલે પછી કાયમ કામ પહોંચ્યા કરશે.'

'હા, તેમ કરવું જ છે, પણ તે પાછળથી.'

એટલામાં ભાસ્કર જે પત્રની રાહ જોતો હતો તેજ પત્ર તેના હાથમાં આવ્યો. એ પત્રમાં તાબડતોબ નોકરી પર હાજર થવાનો હુકમ આવ્યો હતો.

તેજ રાત્રે ભાસ્કર ત્યાં જવાને નીકળ્યો. તેણે દવાખાના પર એક બીજા ડાક્તરની નીમણુંક કરી અને તેની સાથે કાંઇક રકમ નક્કી કરીને તેણે ત્ર્યંબકરાવ અને તેમના કુટુંબીજનોની વિદાય લીધી.

વનુ, ગોપૂ બન્નેએ ભાસ્કર પ્રત્યે ઠીક ઠીક સ્નેહ જામ્યો હતો. વનુની બા, ભાસ્કર યુદ્ધ ક્ષેત્ર જેવાં સ્થળે જવાનો હોઇ ઘણી જ ચિંતામાં પડી હતી. ત્યાં ભાસ્કરના ખાવા-પીવાની કોણ વ્યવસ્થા કરશે, એમ માનીને તેણે બેચાર લાડુ, ચીવડો અને બીજું થોડુંક ખાવાનું તેમજ અથાણું વગેરે તેને બાંધી આપ્યું અને આંખમાં પાણી લાવીને તેણે કહ્યું: 'તબીયત સંભાળજો હો!' ગોપૂ પણ 'ડૉકટર તમે હવે પાછા ક્યારે આવશો ? જલદી આવશોને ? તમને બંધુકની ગોળી લાગવા ન પામે એવી હું રોજ ઇશ્વરને પ્રાર્થના કરીશ. અને વનુબહેન પણ રોજ તુલસીને પાણી ચઢાવતાં એમજ કરવાની છે. કેમ ખરુંને બહેન ?'

પણ વનુ કાંઇ જ બોલી નહિ. માત્ર તેનો ચહેરો દુઃખી લાગતો હતો.

## પ્રકરણ ત્રીસમું

### સ્વપ્નમાં વચનભંગ ?

બોલાવેલે ઠેકાણે ભાસ્કર સમયસર જઇ પહોંચ્યો.

આજે પોતે કોઇ મહત્વનું કાર્ય કરવા માટે દાખલ થયો છે એ વિચારથી તેનું મન ઉલ્લાસમાં જણાતું હતું.

પણ જેમણે પોતાનો જીવ જોખમમાં નાખીને આ આનંદ મેળવ્યો હતો તે બિચારાઓની શી દશા થઇ હશે ! કેટલાય જણ મોઢું પહોળું કરીને પાણીની આશાએ પડ્યા હતા. કેટલાય જણ બંદુકની ગોળીથી ઇજા પામેલા દુઃખથી પીડાતા હતા. કેટલાયના શરીરમાંથી લોહીની ધારા પર ધારા વહી રહી હતી.

એ દેખાવ જોઇને ભાસ્કરને એવી અરેરાટી થઇ !

'પ્રભુ, આવા દુઃખી જીવોને ઉપયોગી ન થઇ પડવાનું હોય તો પછી કોને ઉપયોગી થવાનું ? ભાસ્કર, કામે વળગ. હવે તારા વિના આ બાપડાઓની ચિંતા કોણ રાખનાર છે ?' આવો વિચાર મનમાં આવતાં જ તેણે કપડાં કાઢી, હાથ ધોઇ કાર્યનો આરંભ કર્યો.

જખમી સીપાઇઓના જખમો પર મલમ પટા લગાવવામાં અને તેમની સાથે બે મીઠા શબ્દો બોલવામાં ભાસ્કરના મનને કેટલો બધો આનંદ મળતો હતો ! ડયુટીનો સમય પૂરો થાય ત્યાં સુધી આ કાર્યનો અંતજ આવતો ન હતો. એટલે તેને મારા વિરહને અંગે કાંઇ ત્રાસ પડતો ન હતો. રોજ જખમી સિપાઇઓની તેના વોર્ડમાં જેમ ભરતી થતી તેમ તેની ખોલીમાં પણ તેને સલામ કરીને વિદાય માગનારા સિપાઇઓની ગરદી પણ થતી જ. એ સિપાઇઓ તેના તરફ કેટલી બધી કૃતજ્ઞતાથી જોતા અને તેથી ભાસ્કરના મનને કેટલો બધો આનંદ થતો !

ભાસ્કરના તાબામાંના ઘણા ખરા સિપાઇઓ સારા થતા એ વાત ઉપરી અધિકારીઓના ધ્યાનમાં આવ્યા વિના રહી નહિ. એટલે એ વાત લક્ષમાં રાખીને તેઓએ ભાસ્કરને યુદ્ધના મુખ્ય ઠેકાણે મોકલ્યો.

ભાસ્કર આ ઠેકાણે આવીને દાખલ થયો તે પછી પહેલા બેત્રણ દિવસ સાધારણ સ્વસ્થ રીતે પસાર થયા.

આપ્યા છે. આ પુસ્તિકામાં એક હકીકત અમને ખોટી જણાય છે. રાક્ષસમંત્રીને ચંદ્રગુપ્તના પક્ષમાં ન લેવાય ત્યાં સુધી શિખા ન બાંધવાની ચાણક્યે પ્રતિજ્ઞા કરી હતી, એમ જણાવાયું છે. (જુઓ પાનું ૬). સાચી હકીકત એ છે કે ચાણક્યે નંદોનો નાશ કરવા માટે એ પ્રતિજ્ઞા લીધી હતી અને રાક્ષસમંત્રીને જીતવાનો પ્રશ્ન ઉભો થયો તે પહેલાં એ પ્રતિજ્ઞા તેમણે પૂરી કરી હતી. બાળકો માટેના પુસ્તકોમાં આવી હકીકતો તરફ ખાસ લક્ષ આપવાની જરૂર છે. નં. ૯: રંભાનું રસોઈઘરમાં શ્રી. બ્હેન સુમતિ પટેલ રસોડાની વ્યવસ્થા સંબંધી અનેકવિધ ઉપયોગી માહિતી એક સુગૃહિણીને યોગ્ય એવા અનુભવના નીચોડ તરીકે આપે છે. આ પાંચે પુસ્તકો બાળકોના મનરંજન તેમજ જ્ઞાનવિકાસ માટે ઘણાં ઉપયોગી થશે.

**ચાલો વિચારીએ ગ્રંથમાળા** પ્રકાશક: શ્રી. "કાન્તિકાકા", "ચાલો વિચારીએ" કાર્યાલય, અમદાવાદ. વાર્ષિક લવાજમ: રૂ. ૧-૦-૦

આ ગ્રંથમાળા પણ બાળકો માટે જ ઉપયોગી સાહિત્ય આપે છે. એના પહેલા પુસ્તક "નરવીર" માં ઇટલીને સ્વતંત્ર કરવા માટે અનેક સંકટો સહન કરનાર અને પ્રાણની આહુતિ આપનાર વીર નર ગૅરીબાલ્ડી અને તેની પત્ની એનીટાના પ્રેરક જીવનની ઝાંખી કરાવવામાં આવી છે. જે આપણાં બાલક-બાલિકાઓના હૃદયમાં સ્વદેશપ્રેમની જ્યોત જગવશે. શ્રી ચંદ્રભાઇ ભટ્ટની ભાષા બાળકોને ઘણી ગમી જાય તેવી છે બીજા પુસ્તક: "ચાલો વિચારીએ"માં શ્રી. 'પીનાકી' શ્રમજીવી ખેડુતો અને મીલમજુરોના જીવનની ઝાંખી કરાવી, પ્રજાનો એક ભાગ મહેનત નહિ કરવા છતાં લીલાલહેર કરે છે છતાં બીજો ભાગ શ્રમ કરવા છતાં ભૂખે કેમ મરે છે, તે પ્રશ્ન સંબંધી વિચાર કરવા પ્રેરે છે. બાળકોના મગજથી એ પ્રશ્નો યથાર્થ સ્વરૂપમાં સમજાશે કે કેમ તે તો બાલમાનસશાસ્ત્રીઓ જાણે!

**કિશોર ચરિત્રમાળા:** પ્રકાશક: શ્રી ચરોતર એજ્યુકેશન સોસાયટી, આણંદ. બાર પુસ્તકોનું સામટું મૂલ્ય: રૂ. ૨-૦-૦

શ્રી ચરોતર એજ્યુકેશન સોસાયટી એક આગેવાન શિક્ષણસંસ્થા તરીકે ગુજરાતમાં સુવિખ્યાત છે. એ સોસાયટી તરફથી પ્રકટ થતું "બાલમિત્ર" માસિક ગુજરાતના બાળકોપયોગી મ સિકોમાં અગ્રસ્થાન ભોગવે છે. આ ગ્રંથમાળા પ્રકટ કરી સોસાયટીએ કંઇક મોટી ઉમ્મરનાં બાળકો-કિશોરોની વાચનભૂખ ઉઘાડવાનો તેમજ તે યોગ્ય રીતે સંતોષવાનો સ્તુત્ય પ્રયાસ આદર્યો છે એ બારે પુસ્તકો શ્રી. રસુલભાઇ ન. વ્હોરાના હાથે જ રચાયલાં હોઇ તેમની ભાષા એકધારી રહેવા પામી છે, એ વિશેષ લાભ છે. એ ભાષા સ્હેલી, સાદી અને સંસ્કારી હોઇ કિશોરોને આકર્ષવા યોગ્ય સાધનરૂપ છે. એ બારે પુસ્તકોમાં અપાયલા જીવનચરિત્રો દુનિયાના મહાન પુરુષોના હોઇ કિશોરોને યોગ્ય પ્રેરણા પાશે. અમે ઇચ્છીએ છીએ કે એવી જ રીતે હિન્દની મહાન વ્યક્તિઓનાં તેમજ દેશ પરદેશની મહાન સ્ત્રીઓનાં ચરિત્રો પણ એજ શૈલીએ લખાવી પ્રકટ કરવામાં આવે એ બારે પુસ્તકોના નાયકોનાં નામ તેમની ઉપયોગિતાની સાક્ષી રૂપ છે: (૧) વિજ્ઞાન શાસ્ત્રી ટામસ આલ્વા **એડીસન.** (૨) દાનવીર એન્ડ કાર્નેગી. (૩) અમેરિકાનો દેશભક્ત બેન્જામીન ફ્રેંકલિન. અમેરિકાના પ્રમુખો. (૪) જેમ્સ ગાર્ફીલ્ડ. (૫) અબ્રાહમ લિંકન. (૬) જ્યોર્જ વોશિંગ્ટન. (૭) હિન્દનો મિત્ર હેનરી ફોસેટ. (૮) હબસીઓનો ઉદ્ધારક બૂકર ટી. વોશિંગ્ટન (૯) રૂશિયાનો સાધુ કાઉન્ટ લીઓ ટોલ્સ્ટોય. (૧૦) ઇટાલીનો તારણહાર ગેરીબાલ્ડી. (૧૧) સ્વિટ્ઝર્લૅન્ડનો દેશભક્ત વિલિયમ ટેલ. (૧૨) અમેરિકાનો ધનકુબેર હેનરી ફોર્ડ.

# ફૂલવેણી

## જ્યોતિ સંઘ : અમદાવાદની મહિલા સંસ્થા

સમાજની ઉન્નતિ અને સંસ્કારિતાનો આધાર જેટલો પુરૂષો ઉપર છે તેટલોજ, કદાચ તેથી પણ વધારે સ્ત્રીઓ ઉપર છે. આજે આપણા સમાજની અવદશાના મૂળમાં સ્ત્રીઓની પરાધીનતા મોટે અંશે જવાબદાર છે. સ્ત્રીઓમાં અપાર અજ્ઞાન છે; વહેમો છે, અનાવડત છે, ઇર્ષા છે, સંકુચિતતા, ઝેરીલાપણું અને બીકણપણું છે, અને હજી ગણાવવું હોય તેટલું બધુંય છે, પરંતુ તેના પેટાળમાં ઉતરતાં જણાશે કે એ બધાનું કારણ તેમની સામાજીક અસમાનતા અને આર્થિક પરતંત્રતા છે; પરિણામે પુરૂષ વર્ગને વિકાસની જે તકો મળી છે, તે સ્ત્રીને ન મળી હોઇ તેમની આવી ભયકર અવદશા થઇ છે. આ સ્થિતિમાંથી સ્ત્રીઓએ પોતેજ ઉગરવાનું છે. પોતાનાં બંધન પોતે તોડી મુક્ત હવામાં તેમણે વિહરવાનું છે. સ્ત્રી જાતિના એ ભગીરથ પ્રયાસમા બને તેટલો વેગ પૂરવા અનેક સ્ત્રીસંસ્થાઓની આપણને જરૂર છે.

જ્યોતિ સંઘ એવી એક સંસ્થાની ખોટ પૂરી પાડવાના પ્રયત્નો આદરી રહી છે. તેનો ઉદ્દેશ: “ સ્ત્રીઓનો શારીરિક અને માનસિક વિકાસ સાધી, તેમનામાં નીડરતા, સ્વાશ્રયીપણું, આત્મવિશ્વાસ, બંધુત્વ અને રાષ્ટ્રીયતા કેળવી, કોમી ભાવના દૂર કરી તેમને સારાં નાગરિક બનાવવાં ”નો છે.

સંઘને સ્થપાયે એક વર્ષ પૂરૂં થયું છે. તે દરમિયાન તેણે વિવિધ પ્રવૃત્તિઓ અને વર્ગો દ્વારા બને તેટલા વિશાળ સ્ત્રી સમુદાયને પહોંચવા પ્રયત્ન કર્યો છે.

માત્ર ઉચ્ચ અને ધનિક કુટુમ્બની જ બહેનો જરા ટહેલવા કે મોજશોખ ખાતર સંઘમાં આવતી હશે; સાહિત્ય, સંગીત, અને બીજી લલિતકળાની શોખીન, સુખી અને નિશ્ચિંત બહેનો જ પોતાનો ફાજલ વખત સંઘમાં આપતી હશે, એવી ઘણાઓની બિનઅનુભવી માન્યતા આ એક વર્ષના સતત પરિશ્રમ અને ઉદ્યોગપૂર્ણ કાર્યક્રમને અંતે દૂર થઇ છે. આજે સંઘમાં આવતી બહેનોની સંખ્યા આશરે ૩૦૦ છે તેમાં લગભગ ૨૦ ટકા તો તદ્દન અભણ અથવા થોડું ભણેલી છે. મોટા ભાગની બહેનો કુટુમ્બની એકધારી ઘરેડમાં જીવન ઘસડતી અને રોજ રોજ નિરાશા અને ઉદાસીનતામાં જીવન નીચોવતી છે. તેમને અક્ષરજ્ઞાન આપવાની, તેમની આંખો પર જ્ઞાનની પાંખો ઉગાડવાની સૌથી મહત્ત્વની ફરજ જ્યોતિ સંઘ અદા કરવા ઇચ્છે છે એમને, વાંચતાં, લખતાં, ગણતાં અને સમજતાં શીખવવા માટે સતત પ્રયત્ન ચાલી રહ્યો છે. એ વર્ગોમાં દિન પ્રતિદિન ઉમેરો થતોજ જાય છે.

આ બહેનોને માત્ર અક્ષરજ્ઞાન જ નહિ, માત્ર ભણતર જ નહિ, પણ એક સ્વતંત્ર ઉદ્યોગ પણ શીખવવામાં આવે છે. પોતાના ઘરમાં બેઠાં બેઠાં કુટુમ્બને ઉપયોગી કપડાં સીવી શકે, એટલું સિવણ તો સૌને શીખવવામાં આવે છે. સંગીત અને ચિત્રકળા જેવી લલિતકળાનો પરિચય પણ તેમની રૂચિ અને શક્તિ પ્રમાણે કરાવવામાં આવે છે. આ બધાં કારણે સમાજના એક મોટા અણકેળવાયેલા મધ્યમવર્ગની બહેનોને માટે જ્યોતિ સંઘની પ્રવૃત્તિ ખૂબજ ઉપયોગી નીવડી છે.

આ ઉપરાંત એક બીજો પણ એવો વિશાળ સ્ત્રીસમુદાય છે કે જેને હજી સંઘ સંતોષપૂર્વક આવરી લઇ શકયો નથી, પરન્તુ તેમાં પ્રવેશ તો કરીજ ચૂકયો છે. તદ્દન ગરીબ મજૂર બહેનોને– મિલોમાંથી બેકાર પડેલી બહેનોને–પ્રામાણિક આજીવિકા આપવાનો તેનો પ્રયાસ ચાલુ છે. સંઘ તરફથી તે દિશામા બે પ્રયત્નો થયા છે. એક તો સિવણ વર્ગમાંજ “ કારીગર વિભાગ ” શરૂ કરવામાં આવ્યો છે. તેમાં બહુજ થોડું અક્ષરજ્ઞાન ધરાવતી બહેનો કામ કરે છે, અને પોતાની આજીવિકા

ઔદ્યોગિક જ્ઞાન વિના તેઓનું શિક્ષણ તદ્દન પાંગળું રહે છે. પરીક્ષાઓની ઝડીઓમાં તેમનું જીવન એવું તો ધોવાઇ ગએલું હોય છે કે સામાન્યજ્ઞાન અને બુદ્ધિના વિકાસને બદલે, સામાજિક જીવનના અગત્યના પ્રશ્નોમાં રસ લઇ શકવાને બદલે તેઓ તદ્દન નિસ્તેજ બની ગયેલાં હોઇ નિરૂત્સાહ રહેછે. આ ઊણપ પૂરવાના જ્યોતિ સંઘને કોડ છે, અને એથી દર શનિ, રવિ તથા બીજી રજાઓના દિવસોમાં વિદ્યાર્થિનીઓના વિવિધ વર્ગો ચલાવવામાં આવે છે. તેમાં ઉપર કહી તેવી સંસ્કારિતા રેડવાનો પ્રયત્ન થઇ રહ્યા છે.

આ બધાંને અંતે, તુરતમાં શરૂ કરેલી પણ એક મહત્વની પ્રવૃત્તિનો ઉલ્લેખ કરવો આવશ્યક છે. આ વિભાગ શિશુમંગળ વિભાગ તરીકે ઓળખાય છે. થોડું ભણેલી બહેનો પણ જો અમુક પ્રકારની ઉપયોગી તાલીમ લઇ તૈયાર થાય તો તેમને માટે ઘણું વિશાળ ક્ષેત્ર છે. આપણી ઘણી બાળસંસ્થાઓમાં, કન્યા છાત્રાલયોમાં, સ્ત્રી શિક્ષણ સંસ્થાઓમાં બાળકોની માવજત અને તેમના શારીરિક માનસિક ઉછેર સંબંધી સાચું જ્ઞાન ધરાવતી બહેનોની કેટલી બધી જરૂર હોય છે ? શિશુમંગળ વિભાગદ્વારા એવી બહેનો તૈયાર કરવાનો અમારો ઉદ્દેશ છે. એમાં જોડાવા ઇચ્છતી બહેનો માટે શિષ્યવૃત્તિ (સ્કોલરશીપ)ની વ્યવસ્થા પણ કરવામાં આવે છે. વિધવા, ત્યકતાઓ તેમજ કુમારિકાને આ પંથે દોરી શકાય તો સમાજને ઉપયોગી કાર્ય કરવા એક સારૂં દળ ઉભું થઇ શકે એવી અમને ખાત્રી છે. પરન્તુ દુર્ભાગ્યે આ વિભાગમાં બહુજ જુજ બહેનો અત્યારે જોડાએલી છે. ગામડાંની બહેનોને આમાં જોડાવા ખાસ આમંત્રણ છે.

સંઘની આ બધી પ્રવૃત્તિઓની બરાબર હારોહાર શારીરિક તાલીમને તો શરૂઆતથી જ મહત્વ આપવામાં આવ્યું છે. રમત, ગમતો, કવાયત, રાસ, દાંડિયા, સાઇકલીંગ વગેરેનું શિક્ષણ રોજ અપાય છે.

ઉત્સવો, ઉજાણીઓ, સિનેમા શો, અને વ્યાખ્યાનો દ્વારા અવારનવાર સંઘની બહેનોને વિશિષ્ટ શિક્ષણનો લાભ આપવામા આવે છે.

સંઘનાં આદર્શો, ધ્યેય અને વિચારસૃષ્ટિની ચર્ચા કરતી અને કાર્યક્રમની જાહેરાત આપતી એક પત્રિકા સંઘ તરફથી ચલાવવામાં આવે છે. 'ગુજરાત સમાચાર'ના ગુરૂવારના વધારા રૂપે તે 'જ્યોતિ પૂર્તિ' પ્રસિદ્ધ થાય છે. રૂપિયા બેના વાર્ષિક લવાજમથી ગ્રાહક થનારને પોસ્ટથી તે પહોંચતી કરવામાં આવે છે. સંઘની બહેનોને, વિચારોના ઘડતર માટે અને લેખનનો અનુભવ આપવા માટે આ મુખપત્ર ખુબજ અગત્યનું થઇ પડયું છે.

એવીજ રીતે સંઘનું પુસ્તકાલય પણ કેળવણીનું એક મુંગું પણ મુખ્ય અંગ છે. પુસ્તકો અને સામયિક પત્રોનો લાભ સારા પ્રમાણમાં બહેનો લે છે. બહારની બહેનો પણ રૂ. ૫) ડીપોઝીટ રાખીને આનો લાભ ઉઠાવે એ ઇષ્ટ છે.

સંઘમાં આવતી બહેનોના બાળકોને માટે સંઘમાં ઘોડિયાં ખાતું ચલાવવામાં આવે છે.

સંઘની એકંદર પ્રવૃત્તિનો ખ્યાલ આપવા માટે આટલી માહિતી બસ થશે. વધુ માહિતી, આંકડા તથા વિગત માટે કાર્યનોંધ જોઇ લેવા ભલામણ છે.

સંઘમાં આવતી બહેનોનાં વડીલો, તથા અન્ય ગૃહસ્થોને અમારી વિનંતિ છે કે તેઓ સંસ્થાનો નીકટનો પરિચય સાધે અને બને તેટલી મદદ કરવા ન જ ચૂકે.

## નવાં બંધારણમાં સ્ત્રીઓની સ્થિતિ

લે : કુમારી મનોરમા ઓઝા એમ. એ.

ટૂંક સમયમાં આપણને નવું બંધારણ મળશે. છેલ્લાં સાડા સાત વર્ષથી એ ઘડાતું રહ્યું હતું. હિન્દની પરિસ્થિતિનો અભ્યાસ કરીને છેલ્લા હિન્દી સરકારી કાયદામાં વધુ પ્રગતિ સુચવી શકાય તેની ભલામણ કરવા માટે સાયમન કમીશન ૧૯૨૭-૨૮ ના શીયાળામાં હિન્દ આવ્યું હતું તે આપણે સૌ જાણીએ છીએ. હિન્દમાં પ્રજાની રાજકીય અસ્મિતા જાગૃત થઇ હતી અને પ્રજાએ તેના હકોની માંગણી કરવા માંડી હતી. એને પરિણામે હિન્દનાં ભાવિ બંધારણ સંબંધમાં છેલ્લાં પગલાં લેવાતાં પહેલાં ઘણા કમીશનો નીમાયાં અને ઘણી પરિષદો ભરવી પડી. છેવટે એ બધી વિચારણાઓ બંધ થઇ છે. હિન્દી સુધારાનો ખરડો પસાર થયો છે અને તેને શાહી સંમતી મળી છે



અગીઆર વર્ષની બાળા મેરી હોઅર્ગર પાણીમા ડુબકી મારતી વેળા (અંદર) માતા સાથે મેરી

મીઆમી જવા નીકળી હતી મીસીસીપીથી ન્યુ ઓરલીન્સ સુધી ૧૨૬૦ માઇલ જેટલુ અતર એ બનેએ કાપ્યુ હતુ, પણ પછી તેને નાણાની તગી પડી અને ફ્લોરીડા જવા માટે તેને ટેક્ષી હાકવાનુ કાર્ય કરવુ પડયુ અને મીયામી પહોચી તેજ દિવસે તે ફ્રેડ હોઅર્ગરને પરણી

અત્યારે મીસીસ હોઅર્ગર મીઆમી બીલ્ટ મોર હોટેલમા તરવાને લગતી તાલીમ આપનાર તરીકે કાર્ય કરે છે મેરી અને તેની બહેનોને તેણે ત્યાજ તાલીમ આપી હતી રૂથ સૌથી મોટી છે તે બાર વર્ષની વયની છે તેનુ વજન ૯૦ રતલ છે તેણે સાત વર્ષની વયે ફ્લોરીડા સ્ટેટની ચેમ્પીયનશીપો મેળવેલી છે તે પણ ૧૦ ફુટના બોર્ડ પરથી ડૂબકી મારીને

તે પછી મીસીસ હોઅર્ગરે મેરીના વિકાસ પરત્વે લક્ષ આપવા માડયુ, જો કે અત્યારે હેલન જે છ વર્ષની છે તે બધી ય બહેનોને ટપી જાય એવી નીવડવાની તેને આશા છે ૧૯૩૨મા લોગ આઇલેન્ડ ખાતે જોન્સ બીચ પર ઓલીમ્પીક ટ્રાઇઆઉટસ ખાતે મેરી પ્રથમ હરીફાઇમા ઉતરી હતી અને ૨૬ ની સખ્યામા તે ૯ મી આવી હતી

મીસીસ હોઅર્ગરની શીક્ષણપ્રથા જ અપૂર્વ છે રેતીના ખાડામાથી બાળકોને તે તાલીમ આપવાની શરૂઆત કરે છે અને પરીણામે તેઓમા વિશ્વાસ આવતો જાય છે

મેરી એક વર્ષની હતી ત્યારે તરતા શીખી હતી અને ૬ વર્ષની થતા તો તે ડૂબકી મારવામા પણ નીપુણાત થઇ ગઇ, માતાની દેખરેખ હેઠળ તે રોજ તાલીમ છે એ ઉપરાત તે ભણે છે પણ સારૂ અત્યારે આઠમી ગ્રેડમા છે અને ઘણા સારા માર્કસ મેળવે છે ગણિત અને કલા પ્રત્યે પણ તેને સારો પ્રેમ છે

---




## સ્વદેશ

**મુંબાઇની મહિલા પરિષદ :** ત્રિવેન્દ્રમ ખાતે ભળનારી અખિલ ભારતીય મહિલા પરિષદ માટે પ્રતિનિધિ બહેનો ચુંટવા મુંબાઇની મહિલાઓની એક પરિષદ તા. ૧૨ મી ઓકટોબરે હિન્દ સેવક સમાજના હોલમા ભરાઇ હતી. શ્રીમતી શારદા મહેતા પ્રમુખસ્થાને હતાં. શરૂઆતમા મીસીસ જે. આર. ડોકટરે શ્રીમતી શારદા બહેનની સેવાઓની પિછાન કરાવી હતી. શ્રીમતી શારદા બહેને છેલ્લા દશ વર્ષમા હિન્દની મહિલાઓએ કરેલી પ્રગતિનો ઇતિહાસ જણાવ્યો હતો અને નવા બંધારણ વિષે ચર્ચા કરતા આપવામાં આવેલો મતાધિકાર અસંતોષકારક હોવાનું જણાવ્યું હતું. મુંબાઇ ધારાસભાએ શ્રી. દેસાઇનું બીલ ઉડાવી દીધું તે બદલ સંતોષ વ્યક્ત કરતો, સ્ત્રીઓએ વીમો ઉતરાવવો જોઇએ અને સ્ત્રીઓના વિમાનું કામ મેળવવા માટે સ્ત્રી કેનવાસરો રાખવાનું ઇચ્છવાજોગ છે એમ દર્શાવતો તેમજ બીજા ઠરાવો પસાર કર્યા હતા.

**શ્રી. દેસાઈ બીલનો ફેજ :** વિધવાઓના દત્તક લેવાના હક ઉપર તરાપ મારતો શ્રી. દેસાઇનો ખરડો મુંબાઇ ધારાસભામાં ઉડી ગયો છે. સરકારે ખરડાનો વિરોધ કર્યો હતો.

**સ્વ. મહેરબાઇ કામા :** મુંબાઇની મ્યુનિસિપલ ભૂલેશ્વર કન્યાશાળાનાં જાણીતાં મુખ્ય શિક્ષિકા સ્વ. મહેરબાઇ હો. કામાનો ફોટો ગઇ તા ૧ લી ઓકટોબરે સ્કુલસ કમીટીના ચેરમેન ડો. ખરશેદજી લીલાઉવાળાને હસ્તક કન્યાશાળાના હોલમા ખુલ્લો મૂકવામા આવ્યો હતો. તે પ્રસગે એક નાનો સમારંભ યોજી મરહુમની સેવાઓ વિષે વિવેચન કરવામા આવ્યું હતુ.



મહુંમ મહેરબાઈ કામા

**બાલલગ્ન માટે દંડ :** આણંદ તાલુકાના ઓડના વતની કણબી મનોર છનાના સાડા નવ વર્ષના પુત્ર ડાહ્યાભાઇનું લગ્ન તેજ ગામના કણબી બેચર તળસીની ૧૧ વર્ષની દીકરી ઇચ્છા સાથે થએલું તેને અંગે ગુજરાત પાટીદાર મંડળના મંત્રી શ્રી. વેણીભાઇ પટેલે બાળલગ્ન પ્રતિબંધક બીલ મુજબ ફરિયાદ માંડતાં વરના બાપને તથા કન્યાના બાપને રૂા. બસો બસોનો દંડ, વર અને કન્યાની માને રૂા. દોઢસો દોઢસોનો દંડ અને લગ્ન કરાવનાર ગોર મહારાજને રૂા. ૩૦૦ નો દંડ થયો છે.

**વિઠ્ઠલ કન્યા વિદ્યાલય :** નડિયાદમાં સ્વ. શ્રી. વિઠ્ઠલભાઇ પટેલના સ્મરણાર્થે મહાત્મા ગાધીજીના શુભ હસ્તે શરૂ થએલ શ્રી. વિઠ્ઠલ કન્યા વિદ્યાલયનો સત્રાંત ઉત્સવ ગઇ તા. ૧૨ મીએ ઉજવાયો હતો. તે પ્રસંગે રાસ, ગરબા, પ્રીતિભોજન અને સંમેલનનો કાર્યક્રમ રખાયો હતો. અત્યારે છાત્રાલયમાં ૪૦ વિદ્યાર્થી-

નીઓ છે અને ૨૨ સ્થાનિક વિદ્યાર્થીનીઓ આવે છે. બે પુરૂષ અને ત્રણ બહેનો મળી પાંચ શિક્ષકો છે. વિદ્યાર્થીનીઓ માટે પ્રવાસ વગેરે કાર્યક્રમ પણ યોજવામા આવે છે.

**પુનર્લગ્ન:** તળાજાના જાણીતા સુધારક વણિક કુટુંબનાં બહેન લીલાવતી જેઓ માત્ર ૧૦ વર્ષની ઉમરે વિધવા થયાં હતાં તેમણે અમદાવાદમાં એક બુકસ્ટોલના માલેક શ્રી ચુનીલાલ શેઠ સાથે ગઇ તારીખ ૧૭મીએ પુનર્લગ્ન કર્યું. નોંધ પાત્ર બીના એ છે કે આ પુનર્લગ્નમાં વર અને વધુ બન્નેના કુટુંબીજનોની સંપૂર્ણ સહાનુભૂતિ હતી



કુમારી મેના પરાંજપે,
એમ એસસી.
જેઓ વધુ અભ્યાસ માટે ઇગ્લાંડ ગયાં

**બીજી કાઠિયાવાડ મહિલા પરિષદ:** અમરેલીમાં પ્રથમ કાઠિયાવાડ મહિલા પરિષદ ભરાયેલી તે વેળા બીજી કાઠિયાવાડ મહિલા પરિષદ માટે ભાવનગર તરફથી મળેલા આમંત્રણ મુજબ આવતા નવેમ્બર માસની તા. ૨૧ ૨૨ મીએ ભાવનગરમાં કાઠિયાવાડ મહિલા પરિષદનું બીજું અધિવેશન ભરવાની તૈયારી થઇ રહી છે પરિષદ ભરવા સબંધમા વિચાર કરવા માટે ભાવનગરના જાણીતા કુટુંબની ૩૫ બહેનોએ ભાવનગરની મહિલાઓની જાહેર સભા બોલાવી હતી. એ સભાએ શ્રીમતિ કુમુદબહેન ગુણવંતરાય દેસાઇનાં પ્રમુખપદે ભાવનગરમાં પરિષદ ભરવાનો નિર્ણય કરીને એક લાગવગ વાળી સમિતિ સ્થાપી હતી પરિષદ માટે સલાહ આપવા સેવાભાવી ભાઇઓની એક સમિતિ પણ નીમાઇ છે.

**શ્રી તખ્તેશ્વર મહિલામંડળ:** ભાવનગરના સ્ત્રીજીવનમાં સંસ્કાર, આનંદ, ઉલ્લાસ ને જ્ઞાન પ્રેરવા ને પોષવા માટે. ઉપરની સંસ્થા વિજયા દશમીને દિવસે શ્રીમતી વસુમતી ચન્દ્રશંકર દેસાઇના પ્રમુખપદે હાલ તુરત શ્રી. પારેખ કુટુંબના પાર્વતીભુવનમાં શરૂ કરવામાં આવી છે. બની શક્યા પ્રમાણે રમતગમતનાં સાધનો પૂરાં પાડવામાં આવ્યાં છે. સંસ્થાનો હેતુ શિવણ, ભરતગૂંથણ જેવા ગૃહઉદ્યોગો તથા સ્ત્રીસહજ લલિત કળાઓનો વિકાસ કરવાનો છે: પ્રસંગે રાસ, ગરબા, વગેરે યોજવા ને ઉત્સવો ઉજવવા તથા વ્યાખ્યાનો હરિકથા, ચલચિત્રો, પ્રદર્શનો ને સંમેલનો દ્વારા સંસ્કારિતા ને જ્ઞાન પોષવાનો છે. અઢાર વર્ષ ઉપરની બહેનો માસિક રૂ. ૧) ફી ભરી સભ્ય થઇ શકે છે. પ્રમુખ શ્રીમતી વસુમતી દેસાઇ, મંત્રીઓ, શ્રીમતી વિનોદિની યાજ્ઞિક અને શ્રીમતી તારાબહેન પારેખ, તથા બીજી દશેક પ્રતિષ્ઠિત બહેનોની કાર્યવાહક સમિતિ ચુંટાઇ છે. વિજયાદશમીને દિવસે મીસીસ કોટવાલ, શ્રી. તારાબહેન પારેખ, શ્રી. કમળાબહેન પટેલનાં સંગીત તથા રાસ વગેરેનો વિવિધ કાર્યક્રમ રાખવામાં આવ્યો હતો શરૂઆતથી ૭૫ની સખ્યામાંથી ઘણી બહેનોએ ઉત્સાહથી ભાગ લીધો હતો. મંત્રી બહેન શ્રીમતી વિનોદિની યાજ્ઞિકે પોતાનું નિવેદન વાંચ્યું હતું. શ્રી. સાગરિકાબહેન મ્હેતા, શ્રીમતી જયાબહેન દાણી વગેરે કેટલીક બહેનોએ પ્રવચન કર્યાં હતાં અને પ્રમુખ તરફથી શરબત અને પાનસોપારી થયા પછી ગીતસર સંસ્થાની શરૂઆત થઇ હતી લેડી સૌ. રમાબહેન પટ્ટણીએ આ સંસ્થાને ભાવપૂર્વક પ્રોત્સાહન આપ્યું હતું. તેથી તેમનો તેમજ અન્યોનો આભાર માની સમેલન પૂરૂં થયું હતું.

**અખિલ ભારતીય મહિલા પરિષદનું** આગામી અધિવેશન ડીસેમ્બરની તા. ૨૬ મીથી જાન્યુઆરીની તા. ૨૭ સુધી ત્રિવેન્દ્રમ ખાતે મળનાર છે. પરિષદનાં પ્રમુખ તરીકે મ્હૈસુરનાં યુવરા-

જ્ઞીની વરણી થઇ ચૂકી છે. પરિષદ પ્રસંગે સ્વદેશી પ્રદર્શન ભરવામાં આવનાર છે અને તેમા ગ્રામ્ય ઉદ્યોગોની બનાવટોને અગત્યનું સ્થાન આપવામા આવશે. એ પરિષદમાં પરદેશથી જાણીતા પ્રેક્ષકો આવવાનો સંભવ છે.

**સ્ત્રીઓ માટે ઔદ્યોગિક શાળા.** અખિલ ભારતીય મહિલા પરિષદની અલાહાબાદની શાખા તરફથી અલાહાબાદમાં સ્ત્રીઓ માટે ઔદ્યોગિકશાળા સ્થાપવામાં આવનાર છે. આ શાળા સાથે એક શિક્ષણ વિભાગ પણ રાખવામાં આવશે.

**શ્રીમતી મહાદેવી વર્મા,** એમ એ. હિન્દી સાહિત્યમાં એક પ્રતિભાશાળી કવયિત્રી તરીકે શ્રીમતી મહાદેવી વર્માનું નામ જાણીતું છે. તેઓ પ્રયાગ મહિલા વિદ્યાપીઠના પ્રિન્સિપાલ છે. અલાહાબાદથી નિકળતાં હિન્દી માસિક 'ચાંદ'નું સંપાદન કાર્ય તેમણે હવે સ્વીકાર્યું છે.

**બંગાળી બાળાઓને** વિમાની તાલીમ આપવા માટે કલકત્તામાં પગલા લેવાઇ રહ્યા છે. પચ્ચીસ વર્ષની ઉમ્મરની બાળાઓને નવેમ્બરની અધ વચથી ડમડમ ખાતેની બંગાળ ફ્લાઇન્ગ ક્લબમાં તાલીમ અપાશે. આ હેતુ માટે રૂા. ૧૦૦૦ ખર્ચવાનો દાસ-રોય સ્મારક સમિતિએ નિર્ણય કર્યો છે.

**સંતાકુકડી:** નિનિતાલમા ત્રણ બાળાઓ સંતાકુકડીની રમત રમતી હતી. રમત દરમ્યાન એક અંધારીયા ઓરડામાં પડેલી મોટી લાકડાની પેટીમા ત્રણે છોકરીઓ સંતાઇ ગઇ. પાછળથી પેટીનું ઢાકણું આપોઆપ ઢંકાઇ ગયું. પરિણામે બે છોકરીઓ ગુંગળાઇ મરી. એક જેમ તેમ બચી ગઇ.

**શિક્ષિકાઓમાં બેકારી:** કરાચીની એક કન્યાશાળામાં રૂા. ૩૦ ની શિક્ષિકાની જગા ખાલી પડતાં તેને માટે કુલ ૨૬૪ અરજીઓ આવી જે પૈકીની ૨૧ સ્ત્રીઓ ગ્રેજ્યુએટ, ૪૬ અન્ડર ગ્રેજ્યુએટ અને બાકીની મેટ્રીક હતી.

**પતિદેવ :** ( ૧ ) પત્નીને ગળચી દાબીને મારી નાખવા માટે શિકારપુરના એક શ્રીમંતને સાત વર્ષની સખ્ત કેદની સજા થઇ છે. (૨) સંગમેશ્વર તાલુકામાં ચીખલી ખાતે શક પરથી પત્નીનું ખૂન કરવા માટે બાહુ કુરા નામના લુહારને દેહાંત દંડની સજા થઇ.

### વિદેશ

**બ્રિટનમાં રંગભેદ :** બ્રિટન જેવા સુધરેલા દેશોમા પણ કાળાગોરાનો ભેદ તીવ્રપણે ચાલે છે એના દાખલાઓ અનેક વાર મળ્યા જ કરે છે. તાજેતરમાં એક દાખલો એવો બન્યો છે કે હિન્દનાં એક દેશી રજવાડાંના રાણીએ 'ખાલી પડેલા ફ્લેટો ભાડે આપવાના છે' એવી જાહેરાત થયા છતાં 'ફ્લેટ ભાડે આપવાના નથી' એમ જણાવી ના પાડવામાં આવી છે.



કુમારી મનોરમા ચીમનલાલ શેઠ, બી. એ, બી એસ્સી.
જેઓ વધુ અભ્યાસ માટે વિલાયત ગયા

**મીસ એ હોનોરા એનફીલ્ડ :** સ્ત્રીઓના આંતરરાષ્ટ્રીય સહકારી ગીલ્ડ ( The International Co-operative women's Guild )નાં મંત્રી મીસ એ. હોનોરા એનફીલ્ડનું તાજેતરમાં અવસાન થયું છે. આ મહિલા સંસ્થાની મહાનમાં મહાન વ્યક્તિઓ પૈકી એક મીસ હોનોરા હતાં.

મીસ એનફીલ્ડ વિદુષી હોવા ઉપરાંત ભાષાશાસ્ત્રી હતા. તેમનો જન્મ નોર્ટીંગહામ ખાતે થયો હતો. ઓક્ષફર્ડની સમરવીલ કોલેજમાં તેમણે પદવીની પરીક્ષા પસાર કરી-હતી.

તેમનુ આખુય જીવન સામાજિક કાર્ય કરવામા પસાર થયું હતું. વિશ્વશાન્તિ માટે કામ કરનારા આગેવાન કાર્યકરો પૈકીના તેઓ એક હતા. આ કાર્યને અંગે જ તેમને કો-ઓપરેટીવ ગીલ્ડ પ્રત્યે આકર્ષણ થયું હતું.

સ્વાર્થ જેવી કોઇ વસ્તુ જ તેમનાં જીવનમાં ન હતી. તેમ તેમની કોઇ એવી અભિલાષા પણ



મીસ એ. હોનારા એનફીલ્ડ

ન હતી કે જે અંગત સ્વાર્થને પોષતી હોય. પ્રખર આદર્શવાદને નકર વ્યવહારમાં ઉતારવાની તેમની ઇચ્છા હતી. તેમને મન તો તેમનું સેવાકાર્ય એજ સર્વસ્વ હતું.

૧૯૦૯ થી આંતરરાષ્ટ્રીય પ્રશ્નોમાં તેઓ સક્રીય રસ લેતાં હતા. નેશનલ પીસ કાઉન્સીલના કેટલાંક વર્ષો સુધી તેઓ સભ્ય હતા. ૧૯૧૩ થી ૧૯૧૭ સુધી તેઓ સ્ત્રી કામદારોનાં રાષ્ટ્રીય ફેડરેશનના સ્ટાફ પર હતાં અને નેશનલ હેલ્થ ઇન્સ્યુરન્સ એક્ટસના વહીવટ સંબંધમાં તેમણે અગત્યનું કાર્ય કર્યું હતું.

૧૯૨૨ થી ૧૯૨૬ સુધી સ્ત્રીઓનાં સહકારી ગીલ્ડનાં તેઓ સામાન્ય મંત્રી હતા.

તેઓ આ ફાની દુનિયાને ત્યાગી ગયા છે પણ તેમનુ કાર્ય તેમનું સ્મરણ ચીરંજીવ રાખશે.

## ન્યાયમૂર્તિને પદે અમેરિકન મહિલા

**જસ્ટાઇન વાઇઝ તુલીન:** તાજેતરમાં ન્યુયોર્કની ગૃહ સંસ્થાને લગતા સંબંધો માટેની અદાલત ( Domestic Relations Court ) ના ન્યાયમુર્તિ નીમાયાં છે. ન્યુયોર્ક સ્ટેટમાં મેજીસ્ટ્રેટથી ઉંચા દરજ્જાનો ન્યાય ખાતાનો હોદ્દો ધરાવનારાં જસ્ટાઇન વાઇઝ તુલીન સૌથી પ્રથમ મહિલા છે. ૩૨ વર્ષની તેમની ઉમર છે અને તેમના પીતા રબ્બી સ્ટીફન એસ. વાઇઝની માફક જ તેમનામાં પણ સમાજ સુધારા માટે ભારે ઉત્સાહ છે.

તેઓ નિષ્ણાત અને અનુભવી ધારાશાસ્ત્રી છે અને રાજ્યના કામદારોનો બદલો આપવાને લગતા કાયદા વિષે તો તેઓ પ્રમાણભૂત વ્યક્તિ લેખાય છે. મીસીસ તુલીને બર્નમોર, રેડક્લીફ, અને બર્નાર્ડ ખાતે શિક્ષણ લીધું હતું અને અર્થશાસ્ત્રમાં તેમણે ભારે નામના મેળવી. યેલ ખાતે તેમણે તેમણે મજુર કાયદાને લગતો અભ્યાસ કર્યો અને 'યેલ લો જર્નલ'નું સંપાદન કર્યું. ૧૯૨૮ માં તેઓ કનેક્ટીકટ ખાતે ધારાશાસ્ત્રી થયાં હતાં. ૧૯૨૯ માં ન્યુયાર્ક સ્ટેટના મજુરોને લગતાં ખાતામાં તેમને



જસ્ટાઇન વાઇઝ તુલીન

રેફરી નીમવામાં આવ્યાં હતાં. આ જગા પર નીમાનારાં પણ તેઓ સૌથી પ્રથમ મહિલા હતાં. તે પછીથી તેઓ કામદારોને બદલો આપવાને લગતી બ્યુરો ખાતે કોરપોરેશનના મદદનીશ સલાહકાર નીમાય હતાં.

તેમનો અનુભવ માત્ર એકેડેમીક પદ્ધતિનો નથી રહ્યો. તે પછી તેમણે સામાજીક કાર્ય હાથ ધર્યું તેમણે પેસેઇકમા મીલમાં કામ કર્યું હતું પરંતુ ત્યાં તેમને 'બ્લેકલીસ્ટ' પર મુકવામાં આવ્યાં. આથી તેમણે હડતાળ પડાવી.

તેઓ વિધવા છે અને તેમને સાત વર્ષનો બાળક છે. તેઓ નિષ્ણાત ચિત્રકાર અને શિલ્પી છે.

## મીસીસ વર્જીનીયા એકન

ન્યુયાર્ક, રીપબ્લીકનના પ્રતિનિધિ શેઆ એલ. એકન્સના પત્ની છે અને તેઓ વોશીંગ્ટનમાં સારી પ્રતિષ્ઠા મેળવી રહ્યાં છે. પ્રેસીડન્ટ રૂઝવેલ્ટની

અને રામાને લાત મારી કહ્યું, ઝટ ઉતારી આપ.

મહમદને ગુસ્સાથી બોલતો સાંભળી માતા તરત ત્યાં આવી અને મહમદને રામાને લાત મારતો જોયો. એથી તે બહુ જ દીલગીર થઇ.

મહમદને બરાબર પાઠ ભણાવવાના ઇરાદાથી પોતાના વાત્સલ્ય પ્રેમને દબાવી રાખી પુત્ર પ્રત્યેની ફરજ બજાવવા તૈયાર થઇ.

માતાએ મહમદને કહ્યું ભાઇ આ સારૂં કર્યું ના કહેવાય. ચાલો ભૂલ થઇ પણ રામાની માફી માગી લો. સ્વમાની મહમદને રામાની માફી માગવાની વાત પસંદ પડી નહિ અને માતાથી રીસાઇને ચાલ્યો ગયો. માતા પણ મુગી જ રહી હતી અને શું થાય છે તે જોવા તત્પર થઇ.

માતાથી છુટા પડતા મહમદને દુઃખ તો ઘણું લાગ્યું. કયા જાઉં એમ વિચાર કરતો માશીને ત્યાં ગયો અને બધી હકીકત કહી.

મહમદની માતા દૃઢ જ રહી હતી. જો કે એ દુઃખી માતાને આંધળાને આંખ બરાબર પુત્રનું સુખ લાગતું હતું. પુત્ર વિયોગ માતાને પુષ્કળ લાગતો હતો અને મહમદ વગર બીલકુલ ચેન પડતું ન હતું. આ તરફ મહમદની પણ વિચિત્ર સ્થિતિ હતી. માતાના વ્હાલ ભર્યા શબ્દો સાંભળવાના માતાની મીઠી, ગોદમાં ભરાવાનું માતાના પ્રેમાળ હાથથી પંપાળવાનું અને કાલીકાલી વાતો કરી આનંદ કરવાનું એ બીજા પાસે ક્યાંથી મળે ?

માશીનો ભાવ પણ પુષ્કળ જ હતો તો પણ કંઇ માતાની તોલે આવે !

મહમદ રાહ જોતો હતો કે માતા ક્યારે એને બોલાવે.

આમ બંનેની સ્થિતિ વિચિત્ર હતી. માતાને પણ ઘડીકમાં થતું કે મહમદને બોલાવી લાવું. પણ મનને પાછું વાળી મહમદને પોતાની ભૂલનું ભાન થાય એમ ઇશ્વર પ્રત્યે પ્રાર્થના કરતી હતી: હે પ્રભુ મહમદને એવી સારી બુદ્ધિ આપજે કે જેથી એ આદર્શ જીવન ગાળી શકે.

મહમદને ૨૪ કલાક તો ૨૪ વરસ જેટલાં લાગ્યાં અને હવે એને લાગ્યું કે મારાથી નહિ જ રહેવાય. માશીને કહ્યું, કે તમે માને કહેવડાવો કે મને બોલાવે.

માશીએ સંદેશો કહાવ્યો, માતાએ તરત જવાબ મોકલ્યો કે મહમદને માટે બારણાં ઉઘાડાં છે પણ એની ભૂલની માફી તો માગવી જ જોઇએ.

મહમદ ઘેર આવ્યો; રામાની માફી માગી લીધી અને માતાને વળગી પડ્યો. મા દિકરાને સ્નેહનાં અશ્રુ આવ્યાં અને ઘણે વર્ષે મળ્યાં હોય તેટલો આનંદ અનુભવ્યો. માતાનો પ્રેમ નિઃસીમ છે. પુત્રનું હિત સાચવવા માટે માતાએ કોઇ વખત સખત થવું પડે છે.

મહમદ હવે મોટો થયો હતો. માતાએ બહુ જ સારી કેળવણી આપી હતી. સત્યપ્રિય, ઇશ્વર શ્રદ્ધા અને સેવા એ મહમદના જીવનમાં રમી રહ્યાં હતાં.

આજે મહમદની માતાનો અમર

આત્મા આ દુનિયાનો ત્યાગ કરીને પ્રભુના ધામમાં ચાલ્યો ગયો હતો. મહમદને માતાના વિયોગથી ઘણું દુઃખ થયું અને એકદમ મૂઢ અવસ્થા ભોગવવા લાગ્યો.

માતાના બોધનું એને જ્ઞાન થઇ આવ્યું અને પોતાના જીવનની ફરજ બજાવવા તૈયાર થઇ પોતાની નબળાઇને કાઢી નાખી.

મહમદ પોતાનું જીવન ઘણી જ સારી રીતે ગાળી રહ્યો છે. અઢળક લક્ષ્મી છતાં પોશાકમાં તદ્દન સાદાઇ જ માલમ પડે છે અને સમાજના ગરીબ અને દુઃખી વર્ગને તન મન અને ધનથી ખૂબ મદદ કરી રહ્યો છે.

પ્રજા મહમદ તરફ ખૂબ માનની દૃષ્ટિથી જોઇ રહી છે. જાણે મહમદ પેગમ્બરનો અવતાર ના હોય !

માતાના સ્મરણાર્થે મહમદે પોતાનો મોટો મહેલ સર્વ પ્રજા માટે આદર્શ છાત્રાલય કરવા માટે પ્રજાને અર્પણ કર્યો. નાના મોટા દરેક કાર્યોમાં મહમદ ઉત્સાહથી મદદ કરતો હતો.

મહમદની વર્ષગાંઠ હતી અને તે નિમિત્તે લોકોએ મહમદને માન આપવા જાહેર સભા ભરી હતી. સભામાં ઘણી જ મેદની થઇ હતી. ખરા અંતઃકરણથી લોકો મહમદના દીર્ઘાયુષ્ય માટે ઇશ્વર પ્રાર્થના કરી રહ્યા હતા.

હિંદ માતાને આવા જ અનેક પુત્રો થઇ હિંદની કિર્તીને વધારે, દેશને આબાદ બનાવે એ જ સમાજની ઇચ્છા હતી.

મોટા મોટા વક્તાઓએ મહમદના ચારિત્ર્યની ખૂબ પ્રશંસા કરી, જો કે સહૃદય મહમદને આ બધુ બીલકુલ ગમતું ન હતું. હારના પણ પુષ્કળ ઢગલા ભેગા થયા હતા.

છેવટે બધાનો ઉપકાર માનતા મહમદે કહ્યું, આજે જે માન મને આપી રહ્યા છો તેમ જ મારી પ્રશંસા કરી રહ્યા છો અને તમે બધા અભિનંદન આપો છો પણ તે માટે ખરો હક્ક મારો નથી પણ મારી માતાનો છે. એની ઉચ્ચ કેળવણી એના આશીર્વાદ અને એની ગુપ્ત મદદથી આજે હું જે કંઇ કરી શકયો છું તે મારી માતાની જ પ્રસાદી છે.

નાનપણમા થયેલી ભૂલો સુધારવા માટે માતાએ કેવી રીતે બોધ આપી પોતાના જીવનને આદર્શ બનાવવા મહેનત લીધી હતી તેનો ટુંક વૃતાંત પ્રજાને સંભાળાવ્યો.

છેવટે એ મૃત માતાને હૃદયમાં સ્મરીને મહમદે પોતાના અશ્રુની અંજલી અર્પણ કરી.

લોકોનો ઉપકાર માન્યા બાદ મહમદનો જયજયકાર કરી સભા વિખરાઇ ગઇ હતી. અને મહમદની સર્વ પ્રસંશા કરી રહ્યા હતા.

-ધન્ય છે એ સેવાભાવી મહમદને.

એણે પોતાનું જીવન સાર્થક કરી માતાપિતાની કિર્તિને ઉજ્વળ કરી હતી.

આદર્શબાળા

# શરદ

ધરતી પર વર્ષે વર્ષે શરદ ઊતરે છે.

કહે છે, કે એની સાથે પોતાને દેશથી એ નવી નવાઈની વસ્તુઓ લેતી આવે છે. સાગરને તળિયે વસતી સીપો એનાં પગલાં પૂજવા ઘડીક બહાર ધસી આવે છે. હસતે મુખે એ એને આવકારે છે અને એમને જોઇ શરદ પણ ખૂબ ખૂબ મલકાય છે. હરખનાં આંસુ આવે છે. આસુ ખરે છે. દડ દ્દડ દડ; અને એ સીપોમાં ઝિલાય છે. એનાં મોતી બને છે.

ધરતીના પટ પર રમવા ઊતરી આવેલી શરદને જોવા આખા ય વર્ષ દરમિયાન કદી પણ ન ખીલી હોય એવી ચાંદની શરદની પૂર્ણિમાએ ખીલીને હસી ઊઠે છે. શેરીએ શેરીએ માંડવડીઓ મંડાય છે અને રાસ ગરબાની રમઝટ ચાલે છે. નાનાં મોટાં સૌ કોઈમાં આનંદની હેલીઓ ઊઠે છે

એવી એ રળિયામણી શરદ એની એક કથા છે. કયાંકથી સાંભળી છે; હું સંભળાવું છું.

ઘૂઘવતા સાગરને કાંઠે નાનાં પણ ઘાટીલાં થોડાં ઝૂપડાં હતાં. સાગર ખેડનારા માછી એમાં રહેતા હતા.

રોજ પ્હો ફાટતાં બધા માછીઓ પોતપોતાની નાની નાની હોડીઓ લઈ દરિયાનાં ડુંગર જેવડાં જેવડાં મોજાં સાથે ખેલતા દૂર દૂર નીકળી પડતા. આખો દહાડો પાણીમાં જાળ નાખી એ માછલાં પકડતા અને છેક અંધારું થયે પાછા વળતા.

પણ એ બધામાં રતનો ભારે જબરો. ડરવું કદી એણે જાણ્યું નહોતું. પાછા વળવાનો વખત થાય ત્યારે બધા કહેતા, " રતના, શઢ ફેરવ ભાઈ, આ ઘડીકમાં તો સૂરજ દાદા મેર બેસશે. " ત્યારે એ જવાબ દેતો, " આવું છું; તમે ચાલતા થાઓ. આ પણે સુધીમાં તો તમને પકડી પાડીશ. " અને જળના લોઢ સાથે ખેલતો એ આગળને આગળ ચાલ્યો જતો. છેક મોડી રાતે એ પાછો વળતો.

આમ ને આમ ઘણા દહાડા પસાર થઇ ગયા.

એક વખત એ પોતાની હોડીને આગળ ને આગળ ચલાવ્યે જતો હતો, સૂરજ આથમી ગયો હતો અને આકાશમાં એક પછી એક એમ તારા ઝબકી ઊઠતા હતા. પવનની મીઠી લહેરો વાઇ રહી હતી. રતને હોડીના ભંડારિયામાંથી પાવો કાઢી વગાડવા માંડયો. દરિયા દેવનાં ને સૂરજદાદાનાં, ટમટગતા તારાનાં ને રંગબેરંગી ફૂલોનાં કેટલાંય ગીત એણે ગાયાં. ગાતાં ગાતાં એ ભાન ભૂલ્યો. રાત કેટલી પસાર થઈ ગઇ એની પણ એને ખબર ન રહી.

આખી રાત એ પાણીમાં રહ્યો. સવાર થતાં એણે ચારે બાજુ દૂર દૂર નજર ફેંકી.

ઉગમણી બાજુએ એક બેટ પર એને કેટલાંક ઝાડ દેખાયાં. સઢ ફેરવી એણે હોડી એ બાજુ વાળી અને થોડી વારમાં તો એ ત્યાં પહોંચી ગયો.

રતનાને એ બેટ પર જરા લટાર મારી આવવાનું મન થયું. કિનારે ઊતરી એણે હોડી નાંગરી અને હલેસાં ને સુકાન ભંડાકિયામાં મૂકી ચાલવા માંડયું.

થોડે દૂર ભાતભાતના રંગનાં સુવાસિત ફૂલોના મંડપ હતા. રતનો એ બાજુ વળ્યો અને ઘડીક વિસામો ખાવા એ ત્યાં બેઠો. મંદમંદ પવનની લહેરોમાં, આખી રાતના ઉજાગરાથી એને ઊંઘ આવતાં વાર ના લાગી.

ઊંઘમાં એ મલક મલક હસી ઊઠયો. લીલીછમ ધરતી પર દૂર દૂરથી પંખીનાં ટોળાં ઊતરતાં હતાં. એની પાંખે પાંખે નાનાં નાનાં બાલકો કિલકિલાટ કરતાં હતાં.

થોડી વારમાં તો પેલાં ટોળાં એ બેઠો હતો ત્યાં ઊતરી આવ્યા. બધાં બાળકો નાચતાં કૂદતાં નીચે ઊતર્યાં અને એની આજુ બાજુ જાત જાતની રમતો રમવા મંડયાં.

રમતાં રમતાં કોણ જાણે કયાંથી, પણ ધરતી ધ્રૂજાવી નાખે એવો જબરો અવાજ સંભળાયો અને બાળકો એકદમ દોડી પંખીઓની પાંખોમા ભરાયાં. ઘડીકમાં તો એ બધાં ટોળાં ત્યાંથી અદશ્ય થઇ ગયાં.

રતનો તો એ જોઇ આભો બની ગયો. આટલાં બધાં બાળકો કયાંથી આવ્યાં હશે, એ વિચારતો એ બેઠો હતો ત્યાં તો થોડે દૂરથી એણે કોઇના રડવાનો અવાજ સાંભળ્યો.

એ અવાજે એ જાગી ઊઠયો અને સફાળો બેઠો થઇ ગયો. જુએ છે તો પોતાની પાસે એક નાનકડી બાલિકા બેઠી હતી.

રતનાને એ જોઇ ખૂબ અચંબો થયો. પલવાર તો એ સૂનમૂન બેસી રહ્યો પણ આખરે એણે એને પૂછયું, " બહેન, તું કોણ છે ? "

' હું ? " પેલી બાલિકાએ મીઠા અવાજે કહ્યું, " મને તો કશી ખબર નથી !"

" ત્યારે તું અહીં નથી રહેતી ? " રતનાની ઇંતેજારી વધી.

" ના " એણે ટૂંકો જવાબ દીધો.

રતનાને તો ખૂબ નવાઇ લાગી. ઘડીક વાર એ એને જોઇ રહ્યો. " તારે મારી સાથે આવવું છે ? " રતને એને પૂછયું.

જવાબમાં એણે માત્ર ડોકું નમાવ્યું; અને બન્ને હોડીમાં જઇને બેઠાં. રતને શઢ છોડયો અને સુકાન ફેરવ્યું, વાતો કરતાં મોડી રાતે એ ઝૂંપડીએ પહોંચ્યાં.

અને પછી તો એ બાલિકા ઘણા દિવસ ત્યાં રહી. રતનો રોજ રોજ દરિયો ખેડવા જતો. સાંજે પાછા ફરતાં કોઇ દિવસ કમળ તો કોઇ દિવસ પોયણાં એ લાવતો, અને એના હાર ગૂંથી એ બાલાને શણગારતો.

એક દિવસ જક કરી એ એની સાથે હોડીમાં બેઠી. દરિયાનાં મોજાં સાથે

હિલ્લોળે ચડતી હોડી ઘણે દૂર નીકળી ગઇ. થોડીવારે દૂર કોઇ કિનારો દેખાયો. કિનારે કેટલાંય બાલકો ખેલતાં હતાં.

રતનાને એ જોઇ પેલું સ્વપ્નું યાદ આવ્યું. ઘડીવાર એ વિચારમાં પડી ગયો, ત્યાં તો હોડી કિનારે પહોંચી.

"એ આ હોડીમાં તો શરદ છે!" પાંચ સાત અવાજ સંભળાયા ન સંભળાયા ત્યાં તો આખા ટોળામાં "શરદ, શરદ" થઈ રહ્યું.

રતનો તો આ બધું જોઇ ચકિત થઇ ગયો!

"ભાઈ, રતના! આ મારો દેશ. આ પેલું દેખાય છે તે મારું ઘર. બા બિચારી કેવી વાટ જોતી બેઠી હશે!" રતનાનો હાથ પકડી એ નીચે ઊતરી અને બન્ને ઘેર પહોંચ્યાં.

"શરદ! બેટા ઘણા દહાડા રાહ જોવડાવી." ઘરમાંથી એની મા દોડી આવી અને શરદને ઊંચકી લીધી.

"આ કોણ, બેટા?" માએ પૂછ્યું.

"બા, રતનાને ના ઓળખ્યો!" શરદ બોલી ઊઠી, "રોજ રોજ કમળ અને પોયણાંના એવા સુંદર હાર પહેરાવતો'તો."

મા અમીભરી આંખે રતનાને જોઈ રહી.

એક બે દિવસ પછી રતનો જવા તૈયાર થયો. હોડીમાં બેસી એણે એક નજર શરદ તરફ નાખી અને બોલ્યો, "શરદ! કોઈ દહાડો સંભારીશ તો ખરી ને?"

શરદે હસી જવાબ દીધો, "સંભારીશ તો શું પણ વર્ષે વર્ષે તને મળવા પણ આવીશ."

રતને હોડી ફેરવી. આખે રસ્તે એને શરદના ને શરદના જ વિચારો આવ્યા કર્યા. તે દહાડે ઝૂંપડીમાં પણ એને એકલું એકલું લાગવા માંડયું,

કહે છે કે ત્યાર પછી રતનો કોઈ વખત પણ એની ઝૂંપડીમાં દેખાયો નથી.

પણ પોતે કહ્યા પ્રમાણે શરદ તો વર્ષે વર્ષે ધરતી પર ઊતરી આવે છે.

જાણે રતનો અસંખ્ય મુખે એને આવકારતો હોય તેમ કેટલી ય સીપો મોં ફાડી એની સામે જોઇ રહે છે. અને એ બન્નેને મળતાં જોઇ ઊંચે આકાશે ચાંદો પણ હરખે ખીલી ઊઠે છે.

અને આજ સુધી ય એ ક્રમ હંમેશાં ચાલ્યો આવે છેઃ ધરતી પર વર્ષે વર્ષે શરદ ઊતરે છે.

સોમભાઇ પટેલ

---

# ગુજરાત



દર મહીનાની તા. ૧૫ મીએ પ્રકટ થાય છે.

આદ્યતંત્રી :
**શ્રી. કનૈયાલાલ મા. મુનશી**

સાહિત્ય સંસદ તરફથી

**તંત્રી મંડળ :**

શ્રી જ્યોતીન્દ્ર હ. દવે,
શ્રી. ધનસુખલાલ કૃ. મહેતા,
શ્રી. રમણ ન. વકીલ,
શ્રી શંકરપ્રસાદ છ. રાવલ,
શ્રી. ભાનુશંકર બા. વ્યાસ.



વાર્ષિક લવાજમ :

હિન્દમાં : રૂ. ૫-૦-૦
પરદેશ : ૧૨ શીલીંગ
સંસદના સભ્યો માટે
લવાજમ : રૂ. ૪-૦-૦



કાર્યાલય :
૧૧૧, એસ્પ્લેનેડ રોડ,
કોટ, મુંબાઈ.

## એપ્રીલ અંકમાં

શ્રી. કનૈયાલાલ મુનશીની નવી નવલકથા

## જય સોમનાથ

( પ્રકરણ ૪થું )

શ્રી હિન્દુ સ્ત્રી મંડલ સુરત  વસન્તોત્સવ · વસન્ત-શોધન ગીત-નૃત્ય



કુ. શશીકલા ચૈતન્યલાલ ઠક્કર

" પુષ્પો ! કોયલ ! સૌ, આવો, કરિયે કંઈ શોધન-નૃત્ય "

ગુણસુન્દરી
અને સ્ત્રીહિતોપદેશ

પુસ્તક ૨૬મું , એપ્રિલ : ૧૯૩૬ અંક ૨ જો

# ઘડુલો

[ ઢાળ—' બોલે છે મોર બાલા ! બોલે છે મોર, ' ]

કુવાને નીર વ્હેની ! કુવાને નીર
ઘડુલો પડયો વ્હેની ! કુવાને નીર !
સરકયો છેડો ને હું તો ઝબકી લગીર
ઘડુલો પડયો વ્હેની ! કુવાને નીર !—કુવા૦

ટૂંકી શી દોરડી ને ઉંડેરાં નીર
નીચે નમીને સર્યાં શિરેથી ચીર,
ઘડુલો પડયો વ્હેની ! કુવાને નીર !—કુવા૦

ઉમેરો નીર વ્હેની ! ઉમેરો નીર
આપું આશિષ જીવો વ્હાલેરા વીર,
ઘડુલો પડયો વ્હેની કુવાને નીર !—કુવા૦

અશ્વે ચઢીને કોઈ જાતો'તો વીર
જ્યોતિ ઝીલ્યો ને બની આભી અધીર
ઘડુલો પડયો વ્હેની ! કુવાને નીર !—કુવા૦

ઉભો 'રે ઉરવસ્યા અલબેલા વીર !
તરસ્યા ઘોડીલાને પાતો જા નીર,
ઘડુલો પડયો વ્હેની ! કુવાને નીર !—કુવા૦

ઉતારો ના વીર જરી ! ઉંડાં ના નીર
પાસુ ગૂંથી મ્હારાં આછેરાં ચીર,
ઘડુલો પડયો વ્હેની ! કુવાને નીર,—કુવા૦

ગોતો ઘડો પેસી પાતાળે ધીર !
કહું હેયે ત્હારે વાગ્યાં બે તીર,
ઘડુલો પડયો વ્હેની ! કુવાને નીર !—કુવા૦

રમણીક અરાલવાળા

કોઇ ચોકકસ ચળવળ પ્રત્યે મર્યાદિત નથી, અને આંતરરાષ્ટ્રીય સ્ત્રી સભાની સભ્ય તરીકે કોઇ પણ ધર્મ, પક્ષ, વિભાગ કે વર્ગની સ્ત્રીને આવકાર મળે છે એ કારણે, માનવતાના ભલા માટેનાં બધાંય કાર્યમાં સહાય કરવાને તે બળવત્તર બની છે.

હિન્દની સ્ત્રીઓની રાષ્ટ્રીય સભા આંતર રાષ્ટ્રીય સ્ત્રી સભા સાથે જોડાયલી છે અને બીજા દેશોના જેવા જ તેને પણ મતના અધિકાર છે. બર્મા સહિત બીજી ૭ પ્રાંતિક સભાઓ હિન્દની નેશનલ કાઉન્સીલ ઓફ વીમેન સાથે જોડાયલી છે. આ પ્રાંતિક સભાઓ, દેશભરની સંખ્યાબંધ મહિલા સંસ્થાઓ સાથે સંસર્ગમાં રહે છે. આથી, પોતપોતાની દેશોની રાષ્ટ્રીય સભાઓ સાથે જોડાયલી બધી ય સંસ્થાઓની સ્ત્રીઓને આંતરરાષ્ટ્રીય સ્ત્રી સભાની કાઉન્સીલની બેઠકોમાં પોતાના ખાસ પ્રશ્નોની ચર્ચા કરવાની તક મળે છે.

આંતરરાષ્ટ્રીય સ્ત્રી સભાની બેઠકો દુનિયાના જુદા જુદા દેશોમાં ભરાઇ ચૂકી છે અને આ વર્ષે સંયુકત પરિષદ માટે કલકત્તાની પસંદગી કરવામાં આવી હતી.

કલકત્તા પરિષદમાં ૨૪ વિદેશોની, ૧૯ હિન્દી, અને ૩૦ બંગાળી પ્રતિનિધિઓએ હાજરી આપી હતી એ ઉપરાંત ઘણી પ્રેક્ષકો હાજર રહી હતી. વિદેશોની ૨૪ પ્રતિનિધિઓ પૈકી આયર્લેન્ડે ૧, ગ્રેટબ્રિટને ૮, બેલ્જીયમે ૧, રૂમાનીયાએ ૪, સ્વીટ્ઝરલેન્ડે ૩, ફ્રાન્સે ૨, ડેન્માર્કે ૧, ગ્રીસે ૧, હોલાંડે ૧, (આંતરરાષ્ટ્રીય સ્ત્રી સભાના મંત્રી), ઓસ્ટ્રેલીયાએ ૨, અને ન્યુઝીલેંડે ૧, પ્રતિનિધિઓ મોકલ્યાં હતાં. ચીને એક અને ઓસ્ટ્રેલીયાએ બે પ્રતિનિધિઓ મોકલ્યાં હતાં.

પરિષદની પ્રારંભિક બેઠક તા. ૩૦ મી જાન્યુઆરીએ મળી હતી તેમાં વડોદરાનાં ના. મહારાણીએ પ્રમુખસ્થાન લીધું હતું. પ્રતિનિધિત્વ ધરાવતાં અને મોટાં સમારંભ સમક્ષ ના. મહારાણીએ તેમનું વ્યાખ્યાન કર્યું હતું.* સ્ત્રીકેળવણી અને નવાં બંધારણમાં સ્ત્રીઓનો રાજકીય દરજ્જો એ વિષય ઉપર તેમણે ખાસ ભાર મૂકયો હતો. તેમણે કહ્યું. "રાષ્ટ્રીય પ્રશ્નોમાં પોતાનો ભાગ સ્ત્રીઓ બરાબર ભજવી શકે અને તે સાથે જ વધારે યોગ્ય માતાઓ પણ તેઓ બની શકે તેમને યોગ્ય બનાવે એવી તાલીમ સ્ત્રીઓને આપવી જોઇએ." હિન્દી રાજકારણમાં સ્ત્રીઓના દરજ્જાની ચર્ચા કરતાં ના. મહારાણીએ સ્ત્રીઓના દાવાઓને પૂરેપૂરો સ્વીકાર કેમ ન મળ્યો તે સમજાવ્યું હતું પણ જે હકકો મળ્યા છે તે સારી શરૂઆત કરે છે. અને જો યોગ્ય ઉપયોગ કરવામાં આવશે તો અંતે તેઓના આદર્શો સિદ્ધ થશે.

પરિષદનો વિગતવાર હેવાલ તો આ પાનાઓ માટે ઘણો લાંબો થઇ પડશે. પરંતુ આ બેઠકમાં થયેલા ઠરાવો અને કરવામાં આવેલી ભલામણોનો જ્યારે વિચાર કરીએ ત્યારે સભાનું કાર્ય કેટલું સર્વગ્રાહી છે તે પૂરેપૂરું સમજી શકાય છે. આમ્યપુનર્ઘટના, સ્ત્રીકેળવણી, સામાજીક કાર્ય કરવા માટે તાલીમ, બાલમંદિરો, સીનેમા, શાળાઓમાં દાક્તરી તપાસ, ખોરાક અને આરોગ્ય, કાર્યદાની હરકતો, મતાધિકાર, સુવાવડી સ્ત્રીઓની મરણ, અને અનીતિ માટે સ્ત્રી બાળકોનો વેપાર એ વિષય ઉપર ચર્ચા થઇ હતી.

આ ઠરાવો અનુસારનું કાર્ય, હિન્દની નેશનલ કાઉન્સીલ ઓફ વીમેન તરફથી વ્યવહારૂ હશે તેટલા અંશે કરવામાં આવશે.

* આ વ્યાખ્યાન 'ગુણસુન્દરી' ના માર્ચ માસમાં આખું ય આપેલું છે. ઉપરાંત આંતરરાષ્ટ્રીય પરિષદ જેનો આ લેખમાં ઉલ્લેખ છે તેની કાર્યવાહી વગેરે પણ માર્ચના અંકમાં અપાઇ ચૂકેલા છે.

ગ્રામ્યપુનર્ઘટનના વિષે બોલતાં લેડી ટ્રેલેડે ઇંગ્લાંડમાં કન્ટ્રી વીમેન્સ એસોસીએનો તરફથી થતાં કાર્યનું અવલોકન કર્યું તું. આ એસોસીએશન ૬૪ સમાજોની બનેલી છે. તો હિન્દમાં પણ આવાજ પ્રકારની ગ્રામ્ય સંસ્થા સ્થાપવામાં આવે તો હિન્દમાં સ્ત્રીઓનાં જીવન અને સ્થિતિ સુધારવામાં ઘણું કાર્ય થઇ શકશે. શ્રીમતી લેડી વિદ્યાગૌરી નિલકંઠે હિન્દના ગામડીયાઓની કરૂણ દશાનો ચિતાર આપીને બીજા કાંઇપણ કરતાં શિક્ષણના અભાવનો એનાં કારણ રૂપે ઉલ્લેખ કર્યો હતો. આ નિરક્ષરતા રાજ્યની મદદથી જ નિવારી શકાય એમ પણ તેમણે કહ્યું હતું.

સરકાર તેની ફરજ પ્રત્યે વધારે જાગૃત રહે એ હિંદની નેશનલ કાઉન્સીલ ઓફ વીમેને જોવું જોઇએ.

લેડી બોઝે બંગાળમાં ગ્રામ્ય કેળવણી અને ઉદ્યોગો વિષે પ્રવચન કર્યું હતું. તેમણે ગ્રામ્ય સમાજોની સ્થાપના કરવાની સૂચના કરી હતી અને ગામડાંઓ માટે સ્ત્રીશિક્ષકોને તાલીમ આપવા પણ જણાવ્યું હતું, ગ્રામ્ય ઉદ્યોગોની પુનર્ઘટનાની પણ ઘણી મોટી જરૂર હોવાનું તેમણે જણાવ્યું હતું.

## કોકિલાને—

સુણાવ તુજ મધુબોલ
કોકિલા !
સુણાવ તુજ મધુબોલ !

આજ સુધીમાં સુણ્યા ઘણા—
મેના પોપટ ચંડોલ :
પણ નહિ કો તુજ હારે આવે
ટહુકા તુજ અમોલ—
કોકિલા !

આજ વસન્ત અવનિતલ ઉતરી
જોવા માટ ભૂગોલ :
સૂરાવલિ તુજ છેડ મનોહર
આંદોલન ઉઠે વિલોલ !
કોકિલા—

વસન્તના અવતરણે ફરતા
વિહગ બધા કલ્લોલ :
ત્યારે કેમ ગમે છે તુજને
રહેવું આમ અબોલ ?

જનાર્દન પ્રભાસ્કર

શ્રીમતી કમળાદેવી ચટ્ટોપાધ્યાયે ગામડાંના લોકોની અસાધારણ દરિદ્રતા પર ભાર મૂકયો હતો અને જણાવ્યું હતું કે જ્યાં સુધી પ્રજાને પોતાની આવકના ૮૦ થી ૮૫ ટકા મહેસુલ પાછળ જ આપવા પડે ત્યાં સુધી કંઇ પણ સુધારણા થઇ શકવી શકય નથી. બ્રિટીશ પ્રતિ નિધિમંડળનાં આગેવાન ડેમ એલીઝાબેથ કેડબરીનો મત એવો હતો કે ગ્રામ્ય પુનર્ઘટનાની બધીય યોજનાઓમાં સંગીતને લોકપ્રિય કરવાનું કાર્ય અગત્યની બાબત રહેશે અને તેથી ગ્રામ્યજીવન વધારે આકર્ષક થશે. ઇંગ્લાંડમાં કેટલાક સમયથી અમે શાળાઓનાં બાળકોમાં સંગીત માટે રસ ઉપજાવી રહ્યાં છે અને ગ્રામોફોન અને રેડીઓનો એને માટે ઉપયોગ કરવામા આવે છે પણ હવે એને સ્થાને સંગીત-મંડળીઓ જ યોજવામાં આવે છે. આજે એવી ૮૦ જેટલી મંડળીઓ તો અસ્તિત્વમા પણ આવી ગઇ છે. બાળાઓની કેળવણી સંબંધમાં મીસીસ પી. કે. રાયે કેળવણી ખાતાં હેઠળ બાળાઓની કેળવણી માટે ખાસ બોર્ડ સ્થાપવાની સૂચના કરી હતી. આ બોર્ડને કન્યા શાળાઓ માટે અભ્યાસક્રમ તેમજ તેમાં સુધારણા કરવાની સત્તા સોંપવી

જોઇએ. છોકરાઓની કેળવણી પાછળ જેટલો ખર્ચ કરવામાં આવે તેટલો જ ખર્ચ છોકરીઓની કેળવણી પાછળ પણ કરવાની તેમણે માંગણી કરી હતી અને બાળાઓની કેળવણી સંબંધમાં ખાસ સ્ત્રી અમલદારની નીમણુંક કરવી જોઇએ એવી માંગણી કરી હતી."

સામાજીક કાર્ય માટે તાલીમ આપવાના સંબંધમાં કેટલાય અગત્યનાં વકતાઓ બોલ્યાં હતાં. એ પૈકી ડેમ એલીઝાબેથ કેડબરી, મીસ વેન્બેટ, મીસ ત્યાન ( ચીન ) અને રૂમાનીઆનાં જાણીતાં સામાજીક કાર્યકર પ્રિન્સેસ કાન્તાકુઝેને મુખ્ય હતાં. ઘણા ખરાં વકતાઓએ ઐચ્છિક સામાજીક સેવાની પસંદગી કરી હતી પરંતુ તાલીમ પામેલા કાર્યકરની આગેવાની અને તાલીમ માટેની મોડેલ વ્યવસ્થાનો અભાવ સર્વને જણાઇ આવ્યો હતો.

'સ્ત્રીઓ અને વર્તમાન પત્રકારત્વ' એ વિષય પર ચર્ચા કરતાં સ્વીટઝરલેંડના પત્રકાર મીસ ઝેલવેગરે કહ્યું કે સ્ત્રીઓ પત્રકારત્વને લગતું ઠીક ઠીક કાર્ય કરતી હોવા છતાં, ખબરપત્રીઓ તરીકે અથવા ખાસ પાનાંઓની લેખિકા તરીકે તે ઘણું નમ્ર સ્થાન એ વ્યવસાયમાં ધરાવે છે. સ્ત્રીઓને લગતા અગત્યના પ્રશ્નોને વધારે પ્રકાશન મળવું જોઇએ અને અત્યારનાં કરતાં એ દિશામાં સ્ત્રીઓએ વધારે ગંભીર લેખનકાર્ય હાથ ધરવું જોઇએ.

"સુવાવડી સ્ત્રીઓનાં મરણનો પ્રશ્ન પણ ચર્ચાયો હતો એ આપણે માટે તો માથે જ ઘણો કટોકટીનો પ્રશ્ન છે. માતાને મેળવવાને પરિણામે હિન્દી સ્ત્રીઓનું મરણ પ્રમાણ ઘણું મોટું છે; એનાથી આપણે સૌ માહિતગાર છીએ. પરિષદે આ ભયજનક પરિસ્થિતિની ચર્ચા કરી હતી અને આ અટકાવી શકાય એવું મરણપ્રમાણ અટકાવાય એવી રીતિઓનું સૂચન કરવામાં આવ્યું હતું. આ પ્રશ્ન પરત્વે ડૉ. ઝીરાડે રજુ કરેલી વિગતો ઘણી જ માહિતીસૂચક હતી.

"પરિષદની છેલ્લી બેઠકમાં અનીતિ માટે સ્ત્રીઓ તથા બાળકોના થતા વેપારનો પ્રશ્ન ચર્ચવામાં આવ્યો હતો. સ્ત્રીઓને કાયદામાં થઇ રહેલા અન્યાય અને બાલલગ્ન પ્રતિબંધક કાયદા વિષે પણ ચર્ચા થઇ હતી.

સ્ત્રીઓને કાયદાને અંગે નડતી હરકતો વિષે મીસીસ એસ. એન. રાય બોલ્યાં હતાં અને બાળલગ્ન પ્રતિબંધક શારદા કાયદા વિષે ડૉ. નવરંગે અને મીસીસ મેનન બોલ્યાં હતાં.

અનીતિ માટે સ્ત્રીઓ અને બાળકોના થતા વેપાર વિષે ચર્ચા શરૂ કરતાં મીસીસ શેપર્ડે જણાવ્યું હતું કે, આ અનિષ્ટ પરત્વે સમાજનાં વલણમાં એકદમ ક્રાન્તિ ન થાય ત્યાં સુધી બધા કાયદા કે વૈયકીય રાહતકાર્ય નિરર્થક નિવડશે. સ્ત્રીઓને અને બાળકોને અનીતિમાં ફસાતાં બચાવવાનાં કાર્યમાં સ્ત્રીઓની વધારે મોટી સંખ્યા હમણાં રસ લઇ રહી છે અને અખિલ બંગાળ સ્ત્રી સંઘ જેવી સંસ્થાઓ જો દરેક પ્રાંતમા સ્થાપવામાં આવે તો ઘણું કામ થઇ શકે. આવી સ્ત્રીઓને બચાવનારી મુખ્ય રાહતસંસ્થા સાલ્વેશન આર્મી—મુક્તિફોજ—છે એ હજીય ચાલુ છે તે છતાં બ્રહ્મસમાજ, સેવાસદન અને હિતસેવક સમાજ જેવી અનેક સંસ્થાઓ પણ આ કાર્ય સારી રીતે કરી રહી છે એમ તેમણે અંતમાં જણાવ્યું હતું.

આ વિષય ઉપર બેગમ શાહનવાઝ ઘણું જ સારું બોલ્યાં હતાં. ચર્ચા દરમ્યાન તેમણે જણાવ્યું હતું કે, રાષ્ટ્ર સંઘ સમક્ષ પડેલા આંકડા પરથી એ પૂરવાર થઇ ચૂક્યું

છે કે હિન્દ, દુનિયામાં સૌથી વધુ નીતિમાન દેશોમાંનું એક છે

આ બધા ઉપરથી જણાઇ આવે છે તેમ પરિષદનું કાર્ય ઘણું ભારે તેમ વિવિધ પ્રકારનું છે. આ બેઠકોમાં ચર્ચાયેલા વિષયો નવા નહિ હોય, પણ દુનિયાના આટલા બધા જુદા જુદા દેશોની સ્ત્રીઓ આપણે જે સુધારાઓ મેળવવાને પ્રયત્ન કરીએ છીએ તેની માગણી કરવામાં આપણી સાથે એક થાય એ બાબતજ આપણી પ્રવૃત્તિઓમાં નવો પ્રાણ પૂરે છે.

સ્વાગત સમિતિ તરફથી યોજવામાં આવેલા જુદા જુદા સામાજીક સમારંભોને પરિણામે પરિષદનું ગંભીર કાર્ય કાંઇક હળવું બનતું હતુ. આ સામાજીક સમારંભોમાં મિત્રાચારીઓ બંધાતી અને વ્યક્તિત્વની પિછાન થઇ શકતી. ખરી રીતે તો પરિષદની સામાજીક બાજુ વધારે કાયમી પરિણામો નીપજાવવાની આશા રહે છે કારણ કે મિત્રાચારીનો પ્રકાશ એકતાની ભાવનાની ઝીણવટને પૂરે છે અને તેથી આંતરરાષ્ટ્રવાદના બધા સિદ્ધાંત કરતા સહકારની ભાવના વધારે પ્રબળ રૂપે બંધાય છે. અને આવી ઘણી મિત્રાચારી આ પરિષદમાં બંધાઇ પણ છે.

સ્વ. સમ્રાટના અવસાનના શોકને અંગે કેટલાક સામાજીક સમારંભો પડતા મૂકવા પડયા હતા. પરંતુ જે થોડા ઘણા યોજી શકાયા હતા તે ઘણા સફળ નીવડયા હતા ખાસ કરીને મેલુરની આગબોટ સહેલગાહ વેળાએ બધાએ બધોય સંયમ પડતો મૂકયો હતો અને મિત્રાચારીની સાચી ભાવના ત્યાં પ્રગટી હતી. રૂમાનીયાના પ્રિન્સેસ, પ્રખર સામાજીક કાર્યકર હોવા ઉપરાંત સાચા દિલનાં મિત્ર છે અને તેમની સાથે કુદરતના સૌન્દર્ય અને સાચા વાર્તાલાપદ્વારા આનંદ મેળવી શકાય છે. રૂમાનીયાના ખેડુત જીવનનું ચિત્ર રજુ કરતો તેમનો સીનેમા ઘણોજ આનંદપ્રદ અને માહિતીસૂચક હતો. શરૂઆતને દિનેનું તેમનું વ્યાખ્યાન પણ ઘણું વખણાયુ હતું.

કલકત્તાના મેયર અને એલ્ડરમેને પ્રતિનિધિઓ અને પ્રેક્ષકોના માનમાં યોજેલ નગર સન્માનનો કાર્યક્રમ, આ અપૂર્વ પ્રસંગને વ્યાજબી રીતે છાજતો હતો. મેયરે મહેમાનોને કલકત્તા શહેરમાં આવકાર આપ્યો હતો અને ડેમ એલીઝાબેથ કેડબરી, પ્રિન્સેસ કાન્તાકુઝેને અને મીસીસ રૂસ્તમજી ફરીદુનજીએ અંગ્રેજ, યુરોપીયન અને હિન્દી પ્રતિનિધિઓ તરફથી ઉત્તર આપ્યો હતો.

આ સ્વાગત પછી પરિષદનો અંત આવ્યો હતો અને પ્રતિનિધિઓ પોતપોતાના સ્થાને જવા રવાના થયા હતા.

આંતરરાષ્ટ્રીય સહકારનું હિન્દ લાંબા સમયથી મોટું કેન્દ્ર છે. કવિવર રવીન્દ્રનાથ ટાગોરનું વિશ્વભારતી, દુનિયાના બાકીના ભાગ સાથે આપણને વધારે ગાઢ સંસર્ગમાં લાવનારૂં અર્વાચીન હિન્દનું આંતરરાષ્ટ્રીય સંસ્કૃતિનું સૌથી પ્રથમ કેન્દ્ર છે, તેથી દેશ દેશ વચ્ચે શાન્તિ અને શુભેચ્છાની હિમાયત કરનારી સ્ત્રીઓ આ બેઠક હિન્દમાં ભરે એ બરાબર યોગ્ય છે.

આપણા દેશની ચાલતી આવેલી પરંપરાઓને પૂરેપૂરી રીતે આ પરિષદમાં જાળવી રાખવામાં આવી હતી. આમ પરિષદ ઘણીજ ફતેહમંદ નીવડી હતી

# મારો નિશ્ચય

લેખક : રા. નર્મદાશંકર વ. દ્વિવેદી

**મા**રા મિત્ર રસિકલાલની રજા લેવા હું જ્યારે તેને ઘેર ગયો ત્યારે ત્યાં ધમાલ ચાલી રહી હતી. દિવાનખાનામા ભાત ભાતની સાડીઓ, પોલકાંનું કાપડ અને બીજા કાપડના તાકા આમ તેમ વિખરાયેલા પડયા હતા. નીચે મેં રસિકલાલના ખબર પૂછયા, ત્યારે એક સોળ વરસની બાળાએ કહ્યું: ‘ ઉપર છે, આવો. ’ મને જોતાં જ તેના મનમાં કેવો ભાવ ઉત્પન્ન થયો અને તેને જોતાં જ મારા મનમાં કેવી લાગણી જન્મ પામી તે કહેવું મુશ્કેલ છે. પરંતુ તે જરા શરમાઇ અને હું પણ સહેજ ખંચકાયો. મારા મનનો ભાવ સ્પષ્ટ રીતે કહેવો મુશ્કેલ છે, તો પણ ‘ व्यतिपजति पदार्थानान्तरः कोऽपि हेतुः ’ એ ઉક્તિ મને યાદ આવ્યા વગર રહી નહીં.

સામાન્ય રીતે કોઇ પરમહંસ કે પશુ તરીકે મારી ગણના થતી હતી. કારણ કે મારી સ્ત્રીના મૃત્યુ બાદ મેં કોઈ પણ સ્ત્રી વિષે જરા પણ મોહ દર્શાવ્યો નહોતો, પછી લગ્નની વાત કયાં રહી ! મારો સ્મશાન વૈરાગ્ય થોડા દિવસમાં ચાલ્યો જશે, એવી મારા મિત્રોની ખાત્રી હતી, પરંતુ એ વાતને આજ ખામાં ત્રણથી ચાર વર્ષ વીતી ગયા હતાં અને મારો મનોનિગ્રહ એવોને એવોજ રહ્યો હતો; તેથી સઘળાની ખાત્રી થઇ ચૂકી હતી. હું ફરીથી લગ્ન કરૂં, એટલા માટે મિત્રોએ જૂદા જૂદા પ્રયાસ કરી જોયા હતા, પણ તે સઘળા વ્યર્થ ! મને વૃદ્ધ તપસ્વીનો ઇલ્કાબ મળી ચૂકયો હતો. તેથી જ મારૂં આવું મક્કમ નિશ્ચયવાળું મન એક તરુણીના દૃષ્ટિવિક્ષેપથી જરા પોચું થયું, તેની મને પણ નવાઇ લાગી. એ છોકરી સઘળાની દૃષ્ટિમાં સુંદર દેખાય એવી નહોતી; છતાં મને તે સુરેખ દેખાઇ, એટલું મારે સ્વીકારવું જોઇએ. સાથેસાથ એ પણ હું સ્વીકારીશ કે તેનાં પ્રથમ દર્શને જ મારા મન ઉપરનો મારો કાબુ મેં ગુમાવી દીધો. દાદર ચડીને સીધો રસિકની ઓરડીમાં ગયો. દાદર ચઢતાં ચઢતા મનમાં થયું કે એકવાર દિવાનખાનામા નજર ફેરવી તે તરૂણીને ફરીથી જોઉં, પરંતુ એટલામાં રસિક અંદર આવ્યો.

“ શાબાશ ! બે વાગ્યે આવવાનું કહી ચાર વાગ્યે આવ્યો, આનું નામ જ એપોઇન્ટમેન્ટ ! ” આવતાં આવતાં રસિકે શરૂઆત કરી.

“ રસિક, માફ કર ! આવવાની તૈયારી કરતો હતો. એટલામાં એક ઓળખીતો મળ્યો, તેની સાથે વાત કરતાં જરા મોડું થઇ ગયું. ” ટોપી ઉતારતાં મેં જવાબ આપ્યો.

અમે રસિકની ઓરડીમાં બેઠા. દિવાનખાનામાં ગરબડ ચાલુ હતી. મેં પૂછ્યું. “ આ બધી ધમાલ શાની છે ! ”

“ આપણી લીલા પાસ થઇ, તેની ખુશાલીમાં આજે તેણે પોતાની બ્હેનપણીઓને બોલાવી છે. ” રસિકે કોચ ઉપર લાંબા થઇને જવાબ આપ્યો. એટલામાં દિવાનખાનામાં થતો અવાજ એકદમ બંધ પડયો અને સંગીતના સૂર કાને પડવા લાગ્યા. પ્રથમ તો મને લાગ્યું કે તે જ તરૂણી ગાતી હશે; પણ હું મનમાંજ બોલ્યો, “ આટલા સારા ગુણો

ડ જ તરૂણીમાં ભેગા કરવાની ભૂલ થવાથી
ાપિ થઇ શકે જ નહીં ! એ સંગીતથી
પરિચિત હોઉં એમ મને લાગ્યું. જરા
શેષ લક્ષપૂર્વક સાંભળતા એ હમણાં
સેદ્ધ થયેલી મારી જ કવિતા હતી, એમ
જાણી શકયો. એ મારી કવિતા હતી
ટલા ખાતર નહીં, પણ સુમધુર કંઠેથી તે
વાતી હતી, તેથી તેમને ખૂબ ગમી ગઇ.
l ગાનાર તરૂણી કોણ છે એમ રસિકને
છવાનું મને મન થયું, પણ એમ કરવાથી
સિક મારી મશ્કરી કર્યા વગર રહેશે નહીં
તેની પણ મને પાકી ખાત્રી હતી.

લાંબા સમય સુધી અમે વાતચીત કર્યા
છી મેં ઉઠવાની તૈયારી કરી. ઉંઘમાંથી
જાગ્યો હોય તેમ રસિક બોલ્યોઃ "હવે બેસને !
ની ઉતાવળ છે ! અરે લીલા ! બહુ કામ-
કાજમાં ગુંથાઇ છે કે શું ? આ નવીનને
એમને એમ જવા દેવો છે કે શું ? "

રસિક બોલી ન રહ્યો, એટલામાં બારણા-
માંથી ટ્રેનો થોડો ભાગ દેખાયો. મને લાગ્યું કે
લીલાબેન આવતાં હશે. મશ્કરીમાં હું કાંઇ
કહેવા જતો હતો; પણ એટલામાં ટ્રેની કડી
પકડનારો હાથ મને જૂદો લાગ્યો, અને સાચે
જ મને આશ્ચર્ય થયું ! કારણ કે લીલાબેનને
બદલે બારણામાં મારી સાથે વાત કરનારી
તરૂણી જ ચા લઇ આવતી મને દેખાઇ. તેને
આવતાં જોઇ રસિકે હસીને કહ્યુંઃ " ઓહોહો !
વાહ ! ચા લઇને તારે આવવું પડ્યું !
આજ લીલાને વાત કરવાની પણ ફુરસદ
લાગતી નથી કે તમે સઘળાં મળી તેને બહાર
આવવા દેતાં નથી ! "

તે હસી પડી. ચાનો પ્યાલો લેતાં રસિકે
ફરીથી કહ્યુંઃ " તમારું સંગીત અમે હમણાં
જ સાંભળ્યું. "

શરમથી તેણે કિંચિત્ મુખ મલકાવ્યું.
મારું મન વિશેષ બંડ કરવા લાગ્યું. રસિક
વાત કર્યે જતો હતો.

" સંગીત કર્યું, તેથી કાંઇ આટલું
બધું શરમાવાની જરૂર નથી. !" મારા તરફ
આંગળી ચીંધી, " આ પણ કવિ જ છે.
તમે હમણાં જે ગાઇ તે આમની જ કવિતા. "

રસિકે મારા તરફ આંગળી ચીંધી, પણ
તે તરૂણીએ મારા તરફ જોયું નહીં. મારે
કોના તરફ જોવું તે મને સમજાયું નહીં.

" અને આ જો, કવિરાજ, " મને
ઉદ્દેશીને રસિક બોલ્યો. "જેના કોમળ કંઠની
અત્યાર સુધી તું આટલી બધી પ્રશંસા
કરી રહ્યો હતો તે આપણી લીલાની
બહેનપણી આ પદ્મા. લીલાની સાથે જ તે
પાસ થઇ છે, પણ પહેલો નંબર મેળવ્યો.
છે કેમ ! "

" હવે રહેવા દો, રસિકભાઇ ! આ શું
કરો છો ?" આમ કહી તે એકદમ બહાર ચાલી
ગઇ. મને રસિક ઉપર અત્યંત ગુસ્સો આવ્યો
મારા મનનો વિચાર પારખી જઇ રસિક
હસતાં હસતાં બોલ્યો. " એ તો મેં મશ્કરી
કરી હતી. આમ મારકણા સાંઢ જેવો શું
દેખાય છે ! ચા પીને તારા ક્રોધની શાંતિ
કર ! "

ચાનો પ્યાલો મોઢે માંડતાં માંડતાં મેં
કહ્યુંઃ " તું પણ ઠીક છે ! તે મારા વિષે શા
શા વિચાર નહીં કરે ! "

" પણ તેના વિચાર સાથે તારે શું લાગે
વળગે ? તું તો સાધુ પુરૂષ છું, ભલેને ગમે
તે ધારે ! " મશ્કરીમાં રસિકે જવાબ દીધો.
મારા મનની ચંચળતા રસિકના ધ્યાનમાં
આવશે, એવી બીકથી મેં વાતનો પ્રવાહ
બદલ્યો.

× × ×

ચા નાસ્તો કર્યા પછી હું ત્યાંથી ઉઠ્યો.

મારી ઝોલીમાં બધો સામાન વ્યવસ્થિત કરીને હું વિચાર કરવા લાગ્યો. સ્ટેન્ડ ઉપરથી પડી ગયેલાં પુસ્તકોના ઢગલા પ્રમાણે મારા મનની સ્થિતિ થઇ પડી હતી. મારી બુદ્ધિ મને કહેતી હતી કે એક રંગીત રમકડાના બોજાથી તું તારા મન ઉપરનો કાબુ ગુમાવી બેસે એ તારા પુરૂષાર્થને શોભતું નથી. તેથી ઉલટું મારૂં મન મને કહેતું હતું કે આપોઆપ સ્ફુરેલા નિર્વ્યાજ પ્રેમને તુરંત જ દાબી દેવા જેવું હલકટપણું બીજું કશું જ નથી; એટલું જ નહીં પણ, તે ખોટું થાય છે. આ આંતરિક યુદ્ધમાં છેવટે મનનો જ વિજય થશે એવાં ચિહ્ન સ્પષ્ટ દેખાવા લાગ્યાં. પદ્મા ઉપર મને પ્રેમ થવા લાગ્યો એ ખરૂં હોય તો તે કાયમ રહે એવી ઇચ્છા હું શા માટે ન કરૂં ? જો તેના ઉપર મારો સાચો પ્રેમ હોય તો સમાજથી તે છાનો રાખી મારી સ્વાભાવિક મનોવૃત્તિને દાબી દેવી એ કેટલું મૂર્ખાપણું ! મારાં બીજાં લગ્નમા આડખીલી શા છે ? હું ફરીથી પરણું એજ ઇષ્ટ છે.

મારા મનમાં આ પ્રકારના વિચારોની ગડમથલ ચાલતી હતી. આવી સ્થિતિમાં હું ઘેર આવ્યો, ત્યારે મારા નામનું એક પાકીટ ટેબલ ઉપર પડેલું હતું. અક્ષર રસિકના જેવા હતા; એટલે કપડાં કાઢવા વગર મેં તે વાંચવા માંડયો. સાચે જ એ રસિકનો પત્ર હતો ? આશ્ચર્યથી હું તે વાંચવા લાગ્યો.

'પ્રિયમિત્ર નવીન, સપ્રેમ નમસ્કાર.

આ પત્ર જોઇને તને નવાઇ લાગશે. પણ તું અહીંથી નીકળ્યા પહેલાં એક દિવસ અગાઉ મેં તે નાંખ્યો છે. તારી વિરુદ્ધ મેં અને લીલાએ એક નાજુક કાવતરૂં ગોઠવ્યું છે. તે આવતી કાલે અમલમાં આવશે. એક સુંદર તરુણી અને તારી પરસ્પર ઓળખ કરાવવાનો અમારો વિચાર છે, કારણ એ છે કે તારૂં મંગલ કરવું, અને નવીન, હું ખાત્રીથી કહું છું કે આ કાવતરામાં અમને યશ મળશે. તું હવે સુખરૂપ ઘેર પહોંચ્યો હોઇશ. પણ સાચું બોલ, તારૂં મન સ્વસ્થ છે ખરૂં ? એક સુંદર તરુણીએ તારૂં મન હરી નથી લીધું ? એજ તરુણીએ તને ચા લાવી આપી ! તેના સુંદર કંઠમાંથી તેં તારી કવિતા પણ સાંભળી. તો સોગંદ-પૂર્વક કહે કે તને તે ગમી કે નહીં ? લગ્ન ન કરવાનો તારો નિશ્ચય તું હવે ફેરવી શકે નહીં ? કદાચ ફેરવ્યો જ હશે ! તે છોકરીના વડીલ પાસે હજી સુધી મેં તારૂં નામ દીધું નથી, તેમ તે છોકરીને પણ હજી કશી જ વાત જણાવી નથી. તારૂં મન બદલાશે અને તારા તરફથી લેખિત જવાબ આવ્યા પછી જ હું આગળ ગોઠવણ કરીશ. જો તારી હા હશે તો આવતા વૈશાખમાં જ તારાં લગ્ન થઇ જશે ! તારાં લગ્ન થયેલાં જોવા લીલા એટલી બધી અધિરી બની છે કે નવીન, અમને એ બાબતમાં નિરાશ કરતો નહીં ! છોકરી નક્ષત્રના જેવી સુંદર છે ! તને અને તારા ગુણને અનુરૂપ છે ! એટલે તારો જે વિચાર થાય તે વળતી ટપાલે જણાવજે. બાકી હાથ ધરેલા આ કાર્યમાં મને યશ મળશે એમાં શંકા જ નથી ? તારા જવાબની રાહ જોતો. તારો રસિક.'

હું આનંદમાં આવી ગયો. એ પત્ર મેં મારા હૃદય સાથે જોરથી દાબ્યો, અને ફરીથી વાંચી ગયો. પછી મેજનું ખાનું ઉઘાડી તેમાંથી નોટપેપરનું પેડ કાઢી લગ્ન કરવા તૈયાર છું એવી મતલબનો જવાબ પણ લખી કાઢયો. આવો પ્રસંગ ગોઠવવા બદલ મેં તેને અભિનંદન પણ આપ્યું. પછી તે બંધ કરી માથે ટોપી મૂકી બહાર જઇ ટપાલમાં નાંખી આવ્યો.

× × ×

તે પછી ત્રીજા કે ચોથા દિવસની વાત છે. કોઇ એક મહત્ત્વનો કાગળ ક્યાં મૂકાયો છે તે સ્મરણમાં નહીં રહેવાથી હું કબાટમાં અને પેટીમાં ખોળાખોળ કરતો હતો. એવામાં મારી જૂની બેગના બંડલમાંથી મને એક ઘડી વાળેલો કાગળ મળી આવ્યો. તે ઉપરના અક્ષરો મારા હતા. એમ હું તરત જ ઓળખી ગયો. મેં ઘડી ઉઘાડી જોયું તો મારી પત્નીને, તેની માંદગીમાં મેં લખેલો એ પત્ર હતો એમ મને સમજાયું. હું તે કાગળ વાંચવા લાગ્યો—

વ્હાલી શાન્તા,
તાને અનેક આશીર્વાદ,

તારો પત્ર મળ્યો. આવડી માંદગીમાં પણ છેવટે પત્ર લખ્યો ખરો. તું કેટલી પ્રેમાળ છે! મારા શિવાય તને ચેન નથી પડતું એમ તું લખે છે. મને પણ કયા ચેન પડે છે? મારો દેહ અહીંઆં છે; પણ મારૂ મન તો તારી પાસે જ છે. હું તને ભૂલી જઇશ એમ લાગે છે; તું તો ગાંડી છે ગાંડી! હજી મને ઓળખ્યો નહીં! હું તને વીસરી જાઉં એ શક્ય છે? એકજ બાબતથી તું મને વિસાર પડશે—મૃત્યુથી! હું તારો છું, શાન્તે, હું સર્વ રીતે તારો છું. હું તારા ઉપર સ્નેહ રાખું છું તે બદલ તને શંકા થાય છે કેમ? ‘अतिस्नेहः पापशङ्की’ એ સાચું, પણ તું શંકા કુશંકા કાઢી નાંખ અને તારા મનને જરા પણ કષ્ટ ન આપતાં એકદમ સાજી થઇ જા. શાન્તે! તું મને ચાહે છે ને? તો મારી ખાતર તારે જીવવું જ જોઇએ. મારે તારા સંબંધમાં ડોકટર સાથે વાત થઇ છે. હવે તને જલદીથી ઘેર લાવવામાં હરકત નથી, એમ તેણે મને કહ્યું છે. તું ઘેર આવ્યા પછી આપણે ખૂબ ગમ્મત કરશું. અને જો, તને છોડીને હું અહીં આવ્યો તે ઉપરથી તારા ઉપર મારો પ્રેમ નથી એવો સિદ્ધાંત તેં ક્યાંથી બાંધ્યો! તારી ખાતર મારે પરિશ્રમ ન કરવો શું! મારૂં કામ પડયું કે પક્ષીની જેમ ઉડતો ઉડતો તારી પાસે આવીશ! એવી એક પણ ક્ષણ નથી પસાર થતી કે જેમાં મને તું યાદ નથી આવતી. તબિયત સાચવજે. પત્ર લખજે.

માત્ર તારો જ—’

તેણે તે પત્ર જીવની જેમ જતન કરીને

## યૌવનનાં—આમંત્રણ

હું તો વિશ્વ ઉદ્યાન તણી વેલી
 હો રાજ! કોઇ ફુલડાં ઝીલો! ફુલડાં ઝીલો!
હું તો જીવનપરાગથી ભરેલી
 હો રાજ! કોઈ પરિમલ ઝીલો! પરિમલ ઝીલો!

વાયુ વસંત તણા ઉરમાં આવી ઢળે
હૈયુ આ પ્રેમતણી ભરતીથી ઊભરે
એકજ એ બોલ મારા હૈયાથી નીકળે
હું તો વિશ્વ ઉદ્યાન તણી વેલી
 હો રાજ! કોઇ ફુલડાં ઝીલો! ફુલડાં ઝીલો!
હું તો જીવનપરાગથી ભરેલી
 હો રાજ! કોઈ પરિમલ ઝીલો! પરિમલ ઝીલો!

જીવનમાં આજ મારે ઉગે સોનાનો સૂર્ય
અંતરને આંગણે માંડીને રંગપર્વ
આમંત્રુ અંતરનાં ફુલડાં ધરી સર્વ
હું તો વિશ્વ ઉદ્યાન તણી વેલી
 હો રાજ! કોઇ ફુલડાં ઝીલો! ફુલડાં ઝીલો!
હું તો જીવનપરાગથી ભરેલી
 હો રાજ! કોઈ પરિમલ ઝીલો! પરિમલ ઝીલો!

સોમાભાઈ ભાવસાર

પાચવી શક્યો હતો. પત્ર વાંચીને મને બહુ નાગી આવ્યું. આંખમાંથી નીકળતાં આંસુઓ રૂમાલવતી લૂછી નાંખી હું આરામ ખુરશી ઉપર પડયો. મને થોડી અકળામણ પણ થવા લાગી. મારી પ્રિય પત્ની મારી સમીપ હોય એવો મને ભાસ થવા લાગ્યો. કેમ જાણે તે છેવટના ક્ષમની સ્થિતિમાં પથારી પર પડી પડી મારા તરફ ટીકી ટીકીને જોતી હોય ! તેના શબ્દો મારા કાનમાં સંભળાવા લાગ્યા–

" હું સર્વ રીતે તમારી જ છું. સ્વર્ગમાં જઇશ ત્યાં પણ તમારી જ રહીશ. ત્યાં રહી રહી તમને સુખી જોઇ સુખ માનીશ. પણ તમે તો મને નહીં વીસરી જાવને ? નહીતર મને નરક યાતના ભોગવવી પડશે ! અરે, પણ હું કેટલી પાપી છું કે મને તમારા બદલ શંકા આવી ! તમારા માટે સ્વપ્નમાં પણ શંકા નહીં કરૂં...જરા તમે ટેકો આપશો ને ? અને તમારો એક હાથ આમ માથા ઉપર રાખો અને બીજો હાથ હું મારા હાથમાં લઇશ ! ખરેખર ! હું કેટલી ભાગ્યશાળી છું કે કંકુને ચાદલે તમારા હાથમાં મમાઇ જાઉં છું ! ઇશ્વર મને જન્મોજન્મ તમારી..."

તેના હોઠ સાથે મેં હોઠ બીડયા, અને તેના હોઠ કાયમને માટે બીડાઇ ગયા ! મારા કાળજાને સખત આઘાત લાગ્યો !

એકદમ હું ભાનમાં આવ્યો અને રૂમાલ વતી મોં લૂછી નાંખ્યું, પણ ઉઠવાની હિમ્મત નહોતી, એમજ બેસી રહી હું ફરી વિચારમાં પડયો.

હું કેટલો નીચ છું ? એકને તો ખોટા શબ્દો કહી છેવટ સુધી ફસાવી, અને હવે બીજી ઉપર પ્રેમ કરવા તૈયાર થયો છું ! અને તેને પણ ' જીવીશ ત્યાં સુધી તારા જ ઉપર પ્રેમ રાખીશ ' એવા ભ્રમમાં નાંખીશ ! હું બીજું લગ્ન કરવા તૈયાર થયો છું ! અને પહેલું લગ્ન ? લગ્ન એટલે સ્ત્રી પુરૂષનું કલ્યાણકારી ઐક્ય ! પણ પ્રેમ સિવાય લગ્નમાં કલ્યાણ હોઇ શકે ખરૂં ? પ્રેમ કયાં છે ? અને એક લગ્ન પછી બીજું લગ્ન કરવામા આવે તો ઐક્ય કયાંથી રહે ? એ ભ્રમ છે ! છેતરપીંડી છે ! ત્યારે શું હું બીજી તરૂણી સાથે પ્રેમને કારણે લગ્ન કરીશ. કે ? તેના ઉપર પ્રેમ કેવી રીતે થયો ? મારો અને તેનો કેટલો સહવાસ ? પ્રથમ દર્શને શું પ્રેમ ઉપજ્યો ? એ પણ આત્મવંચના જ છે ! તે મને ગમી ગઈ, શું ગમી ગયું ? શાથી ગમી ગઈ ? તેનું શરીર ! કારણ, મનની તો બિલકુલ ઓળખ નહોતી. અને શરીર પણ શું નિરપેક્ષપણે ગમી ગયું ખરૂં ? તે એટલી લાવણ્યસંપન્ન નહોતી, છતાં મને એટલી ગમી શા માટે ગઇ ? કારણ એજ કે તેનું શરીર સૌંદર્ય મને ગમી ગયું અને હું તેનો યથેચ્છ ઉપભોગ કરી શકું એટલા માટે હું તેને પ્રેમપાશમાં બાંધવા તૈયાર થયો ! તેના મનનું સમાધાન શી રીતે થાય ? મારી ખોટી ખોટી વાતોથી ! તેને ખુશી કરવા માટે ગમે તેવા સોગંદ લેતાં હું અચકાઇશ નહીં ! હું તેને બેધડક કહીશ કે હું તારો છું, હું તને વીસરી જાઉં એ શક્ય નથી. અને મારી પ્રિય–શા માટે આ દુષિત મુખથી તે પતિવૃતાનું નામ દઉં !– તે સ્વર્ગમાં પણ મારીજ રહેશે ! હજી હું તેને ભૂલી નથી ગયો–ભૂલી જઇશ પણ નહી. હું હજી પણ તેનો છું, સર્વ રીતે તેનો છું, એ વિચારથી તે સ્વર્ગમાં પણ મારીજ રહેનાર છે ! ત્યાંથી જો તે મને જોઇ શકતી હોય તો ? તો તેને નરકમાં જવું પડે ! પણ તેથી મારા સુખમાં બાધા શી રીતે આવવાની. તે સ્વર્ગમાં હોય કે નરકમાં હોય, ગમે ત્યાં હોય, તેમાં શું થયું ! મારી સ્વાર્થપરાયણ વૃત્તિ કોઇથી ડરતી નથી !

મારા આ વિચારથી મને શરમ આવી. હું મારું મન બીજી દિશામાં વાળવાનો પ્રયત્ન કરવા લાગ્યો. પણ જ્યાં ત્યાં મારી નિર્લજ્જ કૃતિની છાયા મારો પીછો કરતી હતી. હું ઉઠીને આમતેમ આંટા મારવા લાગ્યો, પણ વ્યર્થ. થોડું ફરી આવીશ, એટલે ઠીક થશે એમ લાગવાથી કપડાં પહેરવા માંડયા, એટલામાં મારા નામની બૂમ સંભળાઇ. એ અવાજ રસિકનો હતો એમ હું તુરતજ ઓળખી ગયો. હસવાનો દેખાવ કરતાં મેં તેનું સ્વાગત કરતાં કહ્યું :—

" મને લાગતું હતું કે તું આવીશ. "

રસિક દોડતો દોડતો અંદર આવ્યો.

" પણ નવીન, આવ્યો નહીં કેમ ? " મારો પત્ર મારી આગળજ ફેંકતાં કહ્યું.

મેં તે હાથમાં લીધો અને શૂન્ય દૃષ્ટિથી તેના તરફ જોઇ રહ્યો. મારો ખભો હલાવીને રસિકે કહ્યું: " શરણે આવેલાએ સાષ્ટાંગ નમસ્કાર કરવા જોઇએ; એટલે હું તને બે હાથ જોડી નમસ્કાર કરૂં છું ! "

મેં પત્ર ઉપરથી મારી નજર ખસેડી નહીં.

" આમ શું કરે છે ! " રસિકે આનંદમાં આવી કહ્યું. " તારાં લગ્નની વાત નક્કી થઇ ચૂકી ! "

શાંતિથી પત્રની ઘડી વાળતાં મેં સ્પષ્ટતાથી ઉત્તર દીધો: " હા, હા, નક્કી જ છે. "

" ક્યારે ! " રસિકે આતુરતાથી પ્રશ્ન કર્યો.

" ક્યારે પ નહીં ! " મેં હસતાં હસતાં કહ્યું.

રસિક ખૂબ જ ચીડાયો.

" એટલે તું શું કહેવા માગે છે ? " તે બોલ્યો.

" હું કદિ પણ લગ્ન કરવાનો નથી એ વાત ચોકકસ છે ! " પત્રના કડકા કરતાં હું બોલ્યો.

રસિક નારાજ થયો. મારા ખભા ઉપર હાથ મૂકી તે બોલ્યો: " નવીન ! તું કેવો વિચિત્ર છે ! કેટલી આતુરતાથી હું તારી પાસે દોડતો આવ્યો છું, અને મને એકદમ નિરાશ કરે છે ! શું કાંઇ ગોટાળો થયો ? "

મેં કહ્યું: " કશો ગોટાળો થયો નથી. જો હું લગ્ન કરૂં તો જ ગોટાળો થાય ! "

" કારણ ? " રસિકે પૂછ્યું.

હસતાં હસતાં હું બોલ્યો: " અરે રસિક ! મારી પહેલી સ્ત્રી જીવતી છતાં મારાથી બીજું લગ્ન શી રીતે થઇ શકે ! "

રસિક મારા તરફ આશ્ચર્યયુકત મુખમુદ્રાથી જોઇ જ રહ્યો.

" આમ શું ગાંડાની જેમ બકે છે ! "

" મારી પહેલી સ્ત્રી સાચોસાચ જીવે છે. " મેં હસીને કહ્યું.

શું કહેવું તેની સમજ ન પડવાથી રસિકે મને કહ્યું:

" ક્યાં છે ? "

" આ અહીંઆં ! " છાતી ઉપર અંગુઠો રાખી મેં ગંભીરતાથી જવાબ આપ્યો.×

---

× મરાઠી ઉપરથી

# એમાં વાંક કોનો ?

લેખિકા :
શ્રીમતી હીરાબ્હેન કે. મોદી

સંસ્કૃતિ એ કંઇ એકલા પુરુષને જ વરેલી નથી. સ્ત્રી પુરુષનું યુગલ જગતમાં સાથે જ ઉત્પન્ન થયું છે. પુરુષે પ્રથમ આવી સમાજમાં પોતાનો હક્ક સાબીત નથી કર્યો. સ્ત્રીના ઉપર સત્તા ભોગવાનો તેને પરવાનો નથી મળ્યો. છતાં ગુમાની પુરુષ પોતાને સ્ત્રી કરતાં શ્રેષ્ઠ માને છે. જેની પ્રેરણાથી પુરુષ સમાજમા અગ્રભાગ ભજવે છે, જેની દોરવણી અને સહાયતાથી તે અદ્દભૂત કાર્યો કરી રહ્યો છે, અને જેને લીધે તે ચિન્તારહીત થઇને સમાજમા ફરી રહ્યો છે, તે જ પુરુષ સ્ત્રીને હલકી ગણી તેને તિરસ્કારી રહ્યો છે !

સમાજમાં સ્ત્રી પુરુષના સરખા હક્ક છે સમાજના કેટલાકો તેને માનની દૃષ્ટિએ જુએ છે, છતા, પુરુષ તરફથી સ્ત્રીને જાણતા અજાણતાં જે અન્યાય અપાય છે તેની પુરુષોને આછી ઝાંખી પણ નથી થતી એ આશ્ચર્ય છે ! સમાજમાં અત્યારે પુરુષોનું જે સ્થાન છે અને ગર્વથી સમાજમાં વીચરી રહ્યા છે તે સ્ત્રીને આભારી છે. તેઓ ભૂલી જાય છે કે તેઓ ડાહ્યા અને આટલી બધી પ્રગતિ કરનાર ગણાયા તે સ્ત્રીનેજ લીધે. જેનું સ્તનપાન કરી મોટા થયા તે માતા સ્ત્રી જ હતી. સ્ત્રી વગરની પોતાની દશા સમાજમાં કેવી છે તેનો ખ્યાલ તો પત્નીના મૃત્યુ બાદ જ પુરુષને થાય, છતા અહંકારી પુરુષ ગુમાન ક્યાં છોડે છે ?

એક બાજુ સુધારાની હિમાયત કરવી અને બીજી બાજુ સ્ત્રીઓને પરતંત્રતાની બેડીમા જકડી રાખવી એ કેવો ન્યાય ! કેટલું શોચનીય ! કેવું શરમ જનક ! આથી વધુ અન્યાય સ્ત્રીઓને કેવો હોઇ શકે ?

આજકાલ સભાઓમા જુઓ, બેચાર મિત્રમંડળના વાર્તાવિનોદમાં જુઓ, માસિક અઠવાડીક પેપરમાં જુઓ તો જણાશે કે જ્યા જુઓ ત્યા પુરુષોની વાતનો વિષય સ્ત્રી જ છે. એકાદ સારો વક્તા ગામમાં આવ્યો હોય અને અમુક વિષય ઉપર વ્યાખ્યાન આપવાનું હોય તો, તેમાં સ્ત્રીની ચર્ચા થશે જ. ( જો કે ચર્ચા કેળવણી સંબધે હોય ) અને એ જ વસ્તુ ઉપર પુરુષો ભાર દઇ રસપૂર્વક બોલશે. આવી ઘણીએ સભાઓમા સ્ત્રીઓના જ આક્ષેપો સાંભળ્યા છે. સુધારાનો ડોળ કરનાર પુરુષ, સરખા હક અને સ્ત્રી સ્વાતંત્ર્યમા માને છે એમ બતાવનાર પુરુષને ખબર નથી કે પોતે સભામાં શું બોલી રહ્યો છે.

સંસારની દરેક ગુંચો ઉકેલવામાં જાણે સ્ત્રીઓ નડતી હોય તેમ પુરુષોને લાગે છે. પણ તેઓ જરા દીર્ઘદૃષ્ટિથી વિચારે તો સહેજે માલમ પડે કે એ નડતર પુરુષોનું છે. સ્ત્રીઓનું નહિ. સ્ત્રીઓને વ્હેમી, ગભરૂ, અબલા અને કુપ્રથાને અનુસરનારી બનાવનાર પુરુષ જાત છે. સહનશીલતાની મૂર્તિ સ્ત્રી બંને બાજુથી સહન કરે છે. એક તરફ સુધારકોના તીખા મર્મભેદક આક્ષેપો અને બીજી બાજુથી તેમને રાક્ષસી રૂઢીમાં જકડી રાખનાર સાંકળરૂપી બંધનો. કોઇ પુરુષ આ સહન કરી શકશે ?

કોઇ જાહેરસભા વખતે સદ્દભાગ્યે કે કમભાગ્યે સ્ત્રીઓને જો આમંત્રણ હોય તો પુરુષના કરતાં સ્ત્રીની હાજરી વધુ પ્રમાણમાં હોય છે. પક્ષપાતી પુરુષ વિચારવાની તસ્દી નથી લેતો કે સ્ત્રીઓ કરતાં પુરુષોની હાજરી કેમ ઓછી છે ? ઉત્સાહી સ્ત્રીઓ પોતાનું કામ ઝડપથી આટોપી સભામાં સૌ પહેલી આવે છે. અને શાન્ત ચીત્તે જે કહેવામાં આવે છે તે શ્રવણ કરે છે, જ્યારે ઘમંડી પુરુષ તેમના જ ઉપર વાક્યબાણોનો પ્રહાર કરે છે. પોતાને શું કહે-

વાનુ છે તે લક્ષ્ય ચૂકી સ્ત્રીઓનો દોષ કહાડી તેના વ્યાખ્યાનની પૂર્ણાહુતી કરી પોતાનો અન્યાયી સ્વભાવ પ્રગટ કરે છે. પુરૂષો માને છે કે સ્ત્રીઓ આપણને દરેક કામમાં અવરોધ કરનારી છે. શું આ સાચું છે ? ખરે એમાં સ્ત્રીઓનો જ વાંક છે ? જરાયે નહિ. દયાની દેવી મનમાં તો ઘૂંધવાઇ જશે, પણ પુરૂષની સામે એક અક્ષર નાહ ઉચ્ચારે. શા માટે ? શું તેને બોલતાં નથી આવડતું ? શું તેને માઠું નથી લાગતું ? પુરૂષને હૃદય છે-લાગણી છે અને તેને નથી ? બધુંએ છે, પણ સ્ત્રીઓ સમજે છે કે આપણે નહિ સહન કરીએ તો કોણ કરશે ? પોતે ખમી લે છે. પુરૂષોની વક્રબુદ્ધિ ઉપર તેમને દયા છૂટે છે. ભરસભામાં સ્ત્રીનું અપમાન કરતાં પુરૂષ નથી સમજી શકતો કે જેને તું તિરસ્કારનાં વચનો સંભળાવે છે, જે સર્વને ઉદ્દેશીને તું બોલે છે તેમાં શું તારી પત્ની, બ્હેન, માતા કે અન્ય સંબંધી નથી ? સુધારો શું બ્હારથી આવવાનો હતો ? પોતાનું એકજ ઘર સુધારવા જો પુરૂષ મહેનત લેતો હોય તો સભાઓમાં તેને બીજી સ્ત્રીઓને અન્યાય આપવાની જરૂરીઆત ઓછી રહે.

" સ્ત્રીઓ સમાજમાં અસ્વચ્છ રહે છે અને તેમને લીધે જ સમાજનાં ઘરો રોગથી ભરપુર બન્યાં છે " એવાં પુરૂષોના મોમાંથી વચન સાંભળીને હૃદયમાં કઇ સ્ત્રીને આઘાત નહિ થતો હોય ? આ શું હડહડતો અન્યાય નથી ? સ્ત્રીને ચારે પાસથી બંધનમાં રાખનાર પુરૂષ વર્ગ ઉપર આ આક્ષેપો થતા હોય તો સમાજમાં ધામો કરતા વહેલી તકે સુધારો દાખલ થાય. સ્ત્રીને નિરક્ષર રાખી ઉપરોક્ત મર્મ વાકયો સાંભળવા તક આપવા દેનાર પુરૂષવર્ગ તારો કેટલો જુલમ છે ! કોઇ કહેશે આમાં વાંક કોનો ?

જમાનાઓ થયાં ટીકાઓ સાંભળવામાં ટેવાઇ ગએલી સ્ત્રી શબ્દ ઉચ્ચારી નથી શકતી. એવો વખત આવશે કે જ્યારે સ્ત્રીઓ જ સભાઓમાં મુખ્ય ભાગ ભજવશે અને પુરૂષોનો ઉપર સીધા પ્રહાર કરશે ત્યારે કયો પુરૂષ મુંગે મોએ સાંભળી રહેવા તૈયાર હશે ?

માનવ જાતનો સ્વભાવ છે કે નબળાને દબાવવું પણ જબરાને નમીને જ ચાલવું એ પ્રમાણે નિર્દોષ સ્ત્રીઓને દોષ દેવાને બદલે પુરૂષ જાત કે જેણે સ્ત્રીઓને અત્યાર લગી અજ્ઞાન રાખી, ભિરૂ બનાવી દીધી છે, તેમને જ શિખામણ આપી, તેમના જ મગજનો મડો દૂર કરવામાં આવે તો ઘણું સારૂં પરિણામ જલદી લાવી શકાય.

સ્ત્રીઓના દોષ કહાડવા, તેમને વાતવાતમાં ઉતારી પાડવી, બીજા દેશની સ્ત્રીઓ સાથે સરખામણી કરી પોતાની સ્ત્રીઓને હલકી પાડવી વિગેરે અછાજતું વર્તન કરવાને બદલે તેમના સદ્ગુણોની પ્રશંસા, તેમનામાં રહેલું અજબ વ્યક્તિત્વ, સહનશકિત, ઉદારતા, ઉત્સાહ પ્રસરવાની શકિત, સમાજમાં આગળ વધવાની ધગશ, પ્રેરણાબુદ્ધિ વિગેરે સદ્ગુણોને વર્ણવી તેમને પ્રોત્સાહન આપવામાં આવે તો પુરૂષો તરફ સ્ત્રીઓને કેટલું માન ઉત્પન્ન થાય ! તેમનામાં રહેલું સ્ત્રીત્વ કેટલું વિકસે ? જે વસ્તુ સ્ત્રીઓને શરમાવીને કરાવવામાં આવે છે તે વસ્તુ તેમને ઉત્તેજન આપીને, તેમનું માન સાચવીને કરાવવામાં આવે તો પુરૂષો જરૂર સ્ત્રીઓને ઉન્નત દશાએ પહોંચેલી જોઇ શકે. અને થોડી મહેનતે વધુ સારૂં પરિણામ લાવી શકે.

સ્વમાન સૌને વહાલું છે. સ્ત્રી પણ સમાજમાં ગર્વ પૂર્વક અવનત મસ્તકે ચાલવા અને સઘળાં કાર્યો ઉલટભેર કરવા માગે છે. પુરૂષ કરતાં સ્ત્રીને સુધારો વધુ પસંદ છે. પણ એટલી જ ખોટ છે કે તેમને નથી તો મનમાનતી કેળવણી મળતી કે નથી તો તેમનાં બંધનો ઢીલાં થતાં. એક અજ્ઞાન અને પરતંત્ર કેદીની પાસેથી તમે કળાકૌશલ્ય અને શુરાતન માગો તે કયાંથી મળે ? આપવું નથી તો લેવાની આશા કેમ રાખી શકો ?

# રામ–જયન્તી

( ઢાળ—'સાંજની શોભા તે રળિઆમણી' )

હાં રે સખિ ઉજવિયે જન્મ રામચંદ્રનો !
હાં રે શુભ દિન આજનો રળિઆમણો, હો જી રે,
ઉજવિયે જન્મ રામચંદ્રનો !

હાં રે જ્યારે અવનિમાં ભાર અતિ વધે,
હાં રે પ્રભુ ધર્મ સ્થાપવા અવતાર લે, હો જી રે,
ઉજવિયે જન્મ રામચંદ્રનો !

હાં રે જેણે પિતૃપ્રેમ, ભ્રાતૃપ્રેમ દાખવ્યો,
હાં રે જેણે ત્યાગનો મહામંત્ર પાઠવ્યો, હો જી રે,
ઉજવિયે જન્મ રામચંદ્રનો !

હાં રે જેણે ધર્મરાજ્યનાં મૂળ સ્થાપિયાં,
હાં રે જેણે રાજધર્મ કાજ સુખ ત્યાગિયાં, હો જી રે,
ઉજવિયે જન્મ રામચંદ્રનો !

હાં રે જેનું એક પત્નીવ્રત પૂજાય છે,
હાં રે રૂડું રામબાણ સિદ્ધ મનાય છે, હો જી રે,
ઉજવિયે જન્મ રામચંદ્રનો !

હાં રે એવાં જીવન આદર્શમય પેખીએ,
હાં રે સીતા–રામ સ્મરી પાવન થઇએ, હો જી રે,
ઉજવિયે જન્મ રામચંદ્રનો !

હાં રે ગુંથી જીવનમાં આદર્શ ઉચ્ચ રામના,
હાં રે રઘુકુલદીપક કેરાં લૈયે વારણાં, હો જી રે,
ઉજવિયે જન્મ રામચંદ્રનો !

સૌ. દીપકબા દેસાઈ

હૃદયભગ્ન માતા : શોકમગ્ન પુત્ર



સ્વ. કમળા નહેરૂની ભસ્મ સાથે પંડિત જવાહરલાલ આનંદભવનમાં
માતા સ્વરૂપરાણીને મળ્યા તે વખતનું કરૂણાજનક દૃશ્ય

## મુંબઈની મહિલાઓનું શોક પ્રદર્શન



શ્રીમતી કમળા નેહરુના અવસાન માટે શોક પ્રદર્શિત કરવા માટે મુંબઈની જુદી જુદી મહિલા સંસ્થાઓ તરફથી સભા ભરવામાં આવી હતી. તે વખતે પ્રમુખ શ્રીમતી લેડી તારાબહેન ચુનીલાલ મહેતા સાથે લેવાયલો ગ્રુપ ફોટો

# હિન્દી વીરાંગનાની હરોળમાં શ્રી. કમળા નહેરૂ

## એ સ્મરણો કદિ ભૂલાશે નહિ

લેખક
આર એલ રાવ

પ્રજાના દિલમા શ્રીમતી કમળા નહેરૂએ જે સ્થાન જમાવ્યું હતું અને પ્રજાનો જે ચાહ તેમણે મેળવ્યો હતો તેવો ચાહ હિન્દની ઘણી ઓછી સ્ત્રીઓ મેળવી શકી છે લામી અને સતત માદગી પછી તેમનુ અવસાન નીપજ્યું, એથી, તેમના પતિ પ્રત્યેનો હિન્દી પ્રજાનો પ્રેમ અને વફાદારી બેવડાયાં છે અને આખાય દેશની પ્રજા, પૂરે-પૂરી સચ્ચાઇ અને પરિપૂર્ણતાથી તેમના પ્રત્યે કુદરતી રીતે જ સહાનુભૂતિ દર્શાવી રહી છે

પત્રકારો અને રાજ-નીતિજ્ઞોની પત્નીઓની મોટે ભાગે હિન્દમા જ અવદશા થાય છે. બધાય દેશોમા આજ સ્થિતિ છે એમ હું ધારૂ છુ

હિન્દના પ્રથમ શહેરી અને અગ્રગણ્ય રાજકીય નેતાના શ્રીમતી કમળા નહેરૂ પત્ની હતા તેઓ પોતે તેમના જીવન વિષે શુ ધારતા, શ્રી જવાહર લાલ નેહરૂ જેવા ભવ્ય અને કાર્યશીલ વ્યકિતત્વ ધરાવતા પુરૂષને પરણવાનો તેમનો અનુભવ શો છે, એ કોઇ જાણતુ નથી



તેઓ કાઇ બહુ ' ભણેલા ' સ્ત્રી ન હતા કોઇ કોલે જમા, કોઇ શાળામા કે કોઇ યુનિવર્સીટીમા તેઓ ગયા ન હતા બધીય હિન્દી સ્ત્રીઓના નસીબમા લખ્યા પછી દુ ખસહનની શાળામા તેમણે તેમના પાઠ પઢ્યા હતા એ શાળામાથી ઘણી ઓછી સ્ત્રીઓ સફળ અને નિષ્કલ ક બહાર આવી શકે છે પણ એટલુ તો ચોક્કસ છે કે શ્રી જવાહરલાલ નેહરૂના પત્ની તરીકે તેમનુ જીવન સતત ફેરફારવાળુ, ભારે પસદગી અને નાપ સદગીઓથી ભરેલુ, ઘણાય અસતોષો અને થોડા આનદ અને વધારે દુ ખભર્યુ નીવડ્યુ છે એમા કાંઇ શક નથી

વીસ વર્ષ પહેલાં, ફેબ્રુઆરી માસમા દિલ્હીના બઝાર સીતારામ ખાતે ઉચ્ચ કાશ્મીરી કુટુબમા લગ્નોત્સવ થયો નેહરૂ અને કૌલ એ બે કુટુબો એ લગ્નથી જોડાતા હતા ચાલતા આવેલા કાશ્મીરી રિવાજ પ્રમાણે પડિત મોતીલાલ નેહરૂના પત્નીએ વધુની પસદગી કરી હતી અને જવાહરલાલને પોતે, એક બે વાર અગાઉ દિલ્હી

માં અને મસુરીની સહેલગાહ દરમ્યાન એ બાળાને જોઇ હતી અને તેને તેઓ મળ્યા પણ હતા. આવા પ્રકારનાં લગ્નમાં ૧૯૩૬ ના યુવાનો જે પ્રકારના સાહસ, જુસ્સા કે પ્રેમપ્રસંગની અપેક્ષા રાખે છે, એવા પ્રકારનું આ લગ્નમાં કાંઇ પણ ન હતુ. બીજી બાજુએ કહીએ તો, એ જુની દુનિયાનું સુખદ લગ્ન હતું એમાં વર અને વહુ એકમેકથી મતુષ્ટ હતાં અને કદાચ તેમને એકમેકને ગમવાનો પ્રસંગ મેળવી આપીને તેમને માતાપિતાના આશીર્વાદો સહિત પરણાવી દેવામાં આવ્યાં હતાં.

૧૯૧૬માં એ લગ્નોત્સવ થયો હતો. તે પછી ચાર વર્ષે પંડિત જવાહરલાલ નેહરૂએ સૌથી પ્રથમ રાજકારણમા પ્રવેશ કર્યો. કેમ્બ્રીજમાં તેમણે શિક્ષણ લીધું હતું. તેમના પિતા અતુલ મંપત્તિના માલીક હતા. અને પંડિત મોતીલાલ નેહર તે સમયે તેમની સત્તા અને રાજકીય સફળતાના શિખરે પહોંચી ચૂકયા હતા. આ બધા વાતાવરણે યુવાન નહેરૂ માટે સફળ કાર્યની ભૂમિકા રચી રાખી હતી અને તેમણે જે કાંઇ કર્યું તે તેમના સમયમાં સૌથી મહાન સિદ્ધિરૂપ લેખાવા લાગ્યું.

'આનંદભવના' માં જીવન આનંદ અને ઉલ્લાસમાં વ્યતીત થતું હતું એટલે કૌલ કુટુંબમાંથી આવેલી એ નવવધુ માટે તો ખુશનસીબીના એ દિવસો નીવડયા હશે. સૌ કોઇ તેના પતિને ચાહતું હતું. એ વિશાળ કુટુંબમાં મહેમાનોનો તો સતત પ્રવાહ ચાલુ રહ્યા કરતો હતો. અને પંડિત મોતીલાલનો આતિથ્ય સત્કાર તેઓની મોજમઝાહમાં કાંઇ ન્યુનતા આવવા દેતો નહિ. એક દિવસે તેનો પતિ પણ આ 'આનંદભવન'ની બધીય કીર્તિ અને સુખદજીવનને વરશે અને કોઇક દિવસ તેજ પંડિત મોતીલાલજીના પુત્રવધુ તરીકે આનંદભવન ,અને તેનાં આતિથ્ય ભાવનાથી ભરેલાં વાતાવરણ પર સામ્રાજ્ય ભોગવશે.

ત્યાં તો રાજકીય ઉથલપાથલ મચી ચૂકી, અને એ સાથે લડતમાં એક પછી એક, નહેર કુટુંબે પ્રવેશ કર્યો. તે પછી લખનૌમાં એ મહાન પંડિત મોતીલાલજીનું અવસાન થયું અને કુટુંબ પર આપત્તિઓ આવવા માંડી. કુટુંબની એક પછી એક વ્યકિતએ જેલ નિવાસ કરવા માંડયો. કુટુંબજીવનનો સંપૂર્ણ અંત આવ્યો અને અંતે આશાહીન અસાધ્ય માંદગી આવી પડી, એમાંથી સાજા થવાય એમ નથી એ સૌ કોઇ જાણતું હતું.

આ ભલી નમ્ર સ્ત્રી ઉપર બધીય આપત્તિ આવી પડી. કેટલી ધીરજથી તેણે સર્વ સહન કર્યું હશે તે કહેવાનું મારું ગજું નથી. એતો તેમના પતિનું કાર્ય. પણ શ્રીમતી કમલા નહેરૂએ આ પૃથ્વી પર પોતાનાં ટુંકા જીવનકાળ દરમ્યાન પણ પોતાને ખાતે ઠીક ઠીક સેવા જમા કરાવી છે, એમાં તો કાંઇ શંકા જ નથી.

સૌથી પ્રથમ નેહર દંપતીને મળ્યાને વર્ષો થયાં છે. અલાહાબાદની ક્રોસવેઇટ ગર્લ્સ કોલેજનાં પ્રિન્સીપાલ મીસ રોહિણી પુલીયાહના આગારમાં ચ્હાનો પ્યાલો પસાર કરતાં શ્રીમતી કમળા નેહરૂની મને સૌથી પ્રથમ ઓળખાણ કરાવવામાં આવી હતી. એ પાનખરની એક સાંજનું મધુરું સ્મરણ હજીય મારા હૃદયમાં તાજું જ છે. એ સાંજ મારાથી મહેલાઇથી ભૂલી શકાશે નહિ. કમળા નેહર ત્યારે તો તરુણ અને નવોઢા હતાં. તેમનાં સાદા સૌંદર્યમાં વય દુઃખને માંદગીએ વિકૃતિ આણી ન હતી. તેમનાં પુત્રી ઇન્દુ સાથે તેઓ ત્યાં આવ્યા હતાં. ઇન્દુએ ફ્રોક પહેર્યું હતુ. અને અમારી વચ્ચેની વાતચીતમાં ભારે રસપૂર્વક ભાગ લીધો હતો. એ વાર્તાલાપ એટલો સુખદ હતો કે જાણે એનો કંઇ અંત જ ન હતો.

સાત વર્ષ પહેલાંની આ પ્રથમ મુલાકાત

પછી તો કેટલીય વાર હું શ્રીમતી કમળા નેહરૂને મળ્યો છું. તેમનું કરૂણ પણ ધૈર્યભર્યું સ્મિત પતિની પ્રવૃત્તિઓમાં પડખો પડખ રહેવાની તેમની બહાદુરી ભરી ઝંખના અને તેને ખુશ રાખવાનો પ્રયત્ન કરતી એમની ઝખંના એ બધાની મારા ઉપર ઘણી ઉંડી અસર પડી છે. કમળા નેહરૂનાં સ્મરણ માત્રથી એ બધું ય યાદ આવે છે. પતિનાં ગજા-કારણને સમજવાનું મથન કરતી એ પત્નીને સતત એનું ભાન રહેતું કે તેના પતિને જે જોઇએ છે તે મર્દ તે આપી શકતી નથી. જીવનના એક વા બીજા તબક્કામાં દરેક પુરૂષની પત્ની માટે એ સમય જરૂર જરૂર આવે છે.

નવેમ્બરના એક દિવસની બપોરે પંડિત જવાહરલાલનો જન્મદિન હતો. તે બપોરે, કમળા નેહરૂને અમારે ત્યાં દોડી આવતાં અને જવાહરલાલ કયાં ગયા છે એની પૂછપરછ કરતાં જોઇને મને અને મારી પત્ની બન્નેને આશ્ચર્ય ઉપજ્યું હતું. જવાહરલાલ ત્યાંથી તરત જ મોટરમા ફરવા ઉપડયા હતા એમ અમે જણાવ્યું, અને તે પછી, જો ફૂરસદ હોય તો અમારે ત્યાં થોડી વાર

## યજ્ઞનું ફુલ !

ત્હેને ના રુચ્યું કે જનની ભૂમિથી દૂર વસવું ?<br>
હવા શ્વાસે શ્વાસે પરભૂમિની લે ને વિચરવું ?<br>
ત્હેને ના રુચ્યું એ અબળ શરીરે નિત્ય વસવું ?<br>
રુચ્યું ના માતાનું પૂજન ત્યજી શય્યાવશ થવું ?

માણ્યાં નહીં સુખ અતુલ સૌ મળ્યાં,<br>
સાત્વિક ભાવો પરમાર્થમાં વળ્યા;<br>
કયાં બાદશાહી ? ધરવા વિરાગ કયાં !<br>
હા ! દંપતીના વસમા વિયોગ કયાં ?

વસંતી વાયુએ ચલિત નવ ત્હારૂં ઉર કર્યું,<br>
યુવાની-ઉલ્લાસે જીવન નવ આચ્છાદિત કર્યું;<br>
વસંતે જંજીરે પીડિત જનનીની ચીસ સૂણી,<br>
ત્યજ્યા, લોકે વાંચ્છિયા-ધન વિભવ ત્હેં વીર રમણી !

સેવ્યા હશે ભવ્ય કંઇ મનોરથો,<br>
ને ભીષ્મ ત્યાગે કંઈ કૈં સહ્યાં દુઃખો;<br>
રાણી મટી સૈનિક નમ્ર તું બની,<br>
સ્વાતંત્ર્ય યુદ્ધે શૂર અગ્રણી બની.

અહો ! ક્ષત્રાંણી શી ઝગમગી જવાહિર સરખી,<br>
રૂંધી કાયા તો યે અણનમ રહી વજ્ર સરખી;<br>
અને સંતે પ્રેર્યાં અભય સૂરને નિશ્ચલ વરી-<br>
અહો ! કાંટાળી એ શહીદ તણી વાટે પરવરી.

નેહેરૂ કુટુંબે ગૃહદીપિકા બની,<br>
ગુલામ હિંદે યશદાયિની બની;<br>
ત્હેં આણ રૂંધ્યા-તપ ઉગ્ર ત્હેં કર્યું,<br>
ને સ્વાર્પણે ભારત ઉજળું કર્યું.

અરે ! સુકિત સુકિત જપતું ઉર શું આજ વિરમ્યું ?<br>
સૂરીલા દાંપત્યે મધુર વહતું સંગીત શમ્યું ?<br>
થયું ત્હારૂં મૃત્યુ ?-કુસુમ તણું શું તર્પણ થયું ?<br>
અહો ! માના યજ્ઞે જીવન કમલા ! ત્હેં દઈ દીધું ?

બલિદાનો થયાં કૈં કૈં સંખ્યાતીત હજી થશે;<br>
અગ્રિશલક્ષણા ભોગો એ સૌમાં કેટલા હશે ?<br>
ધર્મયુધ્ધે-પડયું યજ્ઞે મૃદુ પુષ્પ મનોહર,<br>
ભારતે ખોયું-ને ખોયું, જવાહિરે જવાહર.

જયોત્સ્ના શુક્લ

બેસો તો આનંદ થશે એમ અમે જણાવ્યું. કમળા નેહરૂએ પતિની ચિંતા ત્યારે પડતી મૂકી અને સાંજ સુધી અમારે ત્યાં વાર્તાલાપમાં આનંદમાં ગાળી. તેમણે તે વખતે ઘણીય વાતો કરી, લગ્ન પહેલાંના તેમનાં જીવનની, તેમના 'આનંદભવન' માંના જીવનની, અને હસતાં હસતાં તેમણે મારી પત્નીને એમ પણ કહ્યું હતું કે રાજનીતિજ્ઞો હોય એવા પતિઓ હોવા એ પણ ભયંકર છે! અને પછી તેઓ ગયાં.

અને કમળા નેહરૂનાં અવસાનથી આજે નહેરૂ કુટુંબ ગરીબ બન્યું છે. એ મોટાં કુટુંબમાં અજબ પ્રતિભા ધરાવતી અને ઉપરાંત આકર્ષણનાં કેન્દ્ર સમી વ્યક્તિ તેમનાં અવસાનથી ... થઇ છે. 'આનંદભવન' તો હવે 'પ્રેત' મું થયું છે. એ નિર્જન બનેલા મકાન પર મૃત્યુની સ્થિર છાયા ફેલાઇ રહી છે. હિંદના યમ સહેરીનાં માતા શ્રીમતી સ્વરૂપરાણી ... પોતાનાં મૃત્યુની વાટ જોઇ બેઠા છે.

અને પિતાના એ વિશાળ મહાલય સમા મકાનમાં પ્રવેશતાં પંડિત જવાહરલાલને શી લાગણીઓ થઇ હશે? જેને ચાહતાં તેની ચાહનાથી વંચિત, જીવનને જીવવા જેવું બનાવનારા સંસર્ગો અને દશ્યોનો અભાવ, કરુણ સ્મરણો અને મહાકાળનાં ગુંચવાડા ભરેલાં અને મુંઝવણ ભર્યાં તેમની પ્રજાનાં રાજકારણ, એ બધાં સાથે પોતાની જ મુશ્કેલીઓ અને પોતાનાં જ દુઃખને ભૂલીને આ લડતમાં પ્રજાને સહાય કરવા માટે પ્રજાનાં સ્વીકૃત નેતા તરીકે ખડા રહેવા માટે જે હિંમત અને બળ જોઇએ તે કાંઇ સામાન્ય માણસમાં ન હોઇ શકે!

પણ તેઓ શું કરશે એ વિષે તો કાંઇ શંકા છે જ નહિ. તેમને માટે હવે તો આરામ કે નિવૃત્તિની શાન્તિ છે જ નહિ. તેમનાં પત્નીનું અવસાન એ તો તેમનાં દુઃખસહનના લાંબા પ્રકરણનો માત્ર અંત અને કદાચ નવી એથી ય વધારે ભયંકર લડતની શરૂઆત કેમ ન હોય!

દુનિયા હજી તો, જવાહરલાલ માટે ઘણું ઘણું સાંભળશે.

## હિન્દી વીરાંગનાઓની હરોળમાં

લેખક: હેનન સ્વેફર

શાહીવ.દ, જો તમે મમત્વાં માંગતા હો તો હિન્દના રાષ્ટ્રવાદી નેતાનાં પત્ની શ્રીમતી કમળા નહેરૂ, જેઓ તાજેતરમાં જ સ્વીટ્ઝરલેંડમાં ક્ષયના ભોગ થઇને અવસાન પામ્યાં, તેમનો પ્રસંગ તપાસો.

પુરાણાં કાશ્મીરી કુટુંબમાંથી તેઓ આવ્યાં હતાં. નાનું અને નાજુક તેમનું પંડનર હતું: જાણે હાથીદાંતની પૂતળી ન હોય એવાં તે લાગતાં હતાં, જ્યારે તેઓ પરણ્યાં—અને આંગ્લોએ તેમનાં લગ્નમાં હાજરી આપી હતી—ત્યારે તે અને જવાહરલાલ નહેરૂ જાણે હિન્દમાં સૌથી વધુ સંપૂર્ણ યુગલ હોય એમ લાગતું હતું.

છતાં, નિર્લેપ રહીને જે સુખ માણી શકાયું હોય તે માણવાનો ઇન્કાર કરીને તેમણે હિન્દનાં લોકસમૂહની તીવ્ર કંગાલીયત સુધારવાનાં કાર્યમાં જ ઝંપલાવ્યું. અને આમ તેઓ હિન્દી અમલદારશાહીની ચુંગાલમાં સપડાયાં.

૧૮ વર્ષનાં તેઓનાં પરિણિત જીવનમાં, નહેરૂએ સાડાપાંચ વર્ષો જેલમાં ગાળ્યાં. અને એ મળ્યાં ખરાં તો છેલ્લાં સાત વર્ષોમાં જ: સવિનય કાનૂનભંગના સમયમાં જ.

નેહરૂના પિતા, મોતીલાલ નેહરૂ હિન્દના મોટા વધુ વિખ્યાત અને ધનિક ધારાશાસ્ત્રીઓ

પૈકીનાં એક હતા. અસાધારણ ચારતા ધરાવતા તેઓ આદર્શ પ્રતિભા ધરાવતા હતા.

મોતીલાલે લડતમાં ઝંપલાવ્યું અને તેઓ જેલ નિવાસને પરિણામે અવસાન પામ્યા.

જ્યારે જવાહરલાલ પકડાયા ત્યારે તેમનાં પત્ની કમળાએ તેમનું સ્થાન લીધું. હિન્દભરમાં તેમણે પ્રવાસ કર્યો; વ્યાખ્યાનો કર્યાં અને સંગઠન કર્યું અને જ્યારે તે પણ જેલમાં ગઇ ત્યારે જ જંપી.

જેલ જીવને અને તેમની નાજુક તબીયત ઉપર ગંભીર અસર કરી. અત્યંત તાપમાં તેમને ભયંકર જેલમાં રાખવામાં આવ્યા હતાં. તેમને ક્ષય લાગુ પડયો તેમને છોડવામાં આવતાં તેમણે દાકતરોના મનાઇ હુકમને પણ અવગણીને તેમનું કાર્ય ચાલુ જ રાખ્યું.

'જવાહરલાલ જેલમાં હોય ત્યારે હું શાન્તિથી આરામ લઇ ન શકું.' એલન વિલ્કીસનને તેમણે કહ્યું હતું. ૧૯૩૨ માં અલાહાબાદ ખાતે માંદગી ભોગવતાં કમળાની મુલાકાત લીધી ત્યારે તેમણે એમ જણાવ્યું હતું.

થોડાંક અઠવાડિયા માટે જવાહરલાલ જેલ બહાર આવ્યા અને તેમને વધુ બે વર્ષની સજા કરવામાં આવી. તેમનાં પત્નીની તબીયત એથી સદાને માટે લથડી.

મિત્રોએ અહીં તેમજ હિન્દમાં આજીજીઓ કરી. તેના પતિને તેની મુલાકાત લેવા દેવી જોઇએ. પછી તો છેલ્લી આશા સાથે તે જર્મની ગઇ. જ્યારે તે મરણ પથારીએ છે એમ જાણ્યું ત્યારે જ અમલદારશાહીએ તેના પતિને વિમાનદ્વારા તેની પાસે આવવા દીધો.

પછી તે લંડન આવ્યા અને લડત ચલાવવા પાછા હિન્દ ગયા છે. કમળા નેહરૂ હિન્દની વીરાંગનાઓની હરોળમાં બિરાજે છે.

નેહરૂ કુટુંબે તો બ્રાહ્મણ ધર્મ પણ છોડી દીધો છે. ૨૦૦૦ વર્ષ જુનું તેમનું કુટુંબ છે. પણ જ્ઞાતિપ્રથા હિન્દ માટે શાપરૂપ છે એમ માનીને તેમણે જ્ઞાતિ પણ તજી દીધી છે. ગમે તેની સાથે ખાવાની હદ સુધી તેઓ ગયા છે. અને હિન્દમાં કોઇની સાથે પણ ખાવાની આ છૂટ તો સાચે જ વીરતા ભરી લેખાય.

બધાય ધર્મોમાં તેઓએ સૌન્દર્ય જોયું અને તેથી અમુક જ ધર્મ સારો એમ તેમણે માન્યું નથી.

લંડનમા નેહરૂની સભામાં હું હાજર હતો અને "અસ્પૃશ્યો તો ઇશ્વરનાં પોતાનાં જ બાળકો છે" એ શબ્દો મેં તેમનાં મુખેથી સાંભળ્યા હતા.

## વીરાંગના જેવું જીવન

### કવિવર રવીન્દ્રનાથ ટાગોર

મહ્દભાગ્યે શ્રીમતી કમળા નેહરૂના ઉમદા જીવનનો અચ્છો પરિચય મેળવવા આપણને તક મળી છે. જવાહરલાલ અને કમળાદેવી બન્નેને તમે સારી રીતે ઓળખો છો. ઇન્દિરાને આપણા આશ્રમમાં મૂકવા તેઓ આવ્યાં હતાં. કમળાદેવીનું શાન્ત, સૌમ્ય અને પવિત્ર મુખારવિંદ હજી મારી આંખ આગળ તાજું થાય છે. આજે આપણે એ વીર આત્માને આપણી માનભરી અંજલિ આપવા અહીં ભેગા થયા છીએ.

કોઇના પણ અવસાન માટે શોક દર્શાવવા સભાઓ ભરવાનું આજ કાલ તો ઘણું સામાન્ય થઇ પડયું છે. પણ એમાં સાચી અંતઃપ્રેરણાનો અભાવ છે. એવે વખતે

વકતાઓ અવસાન પામેલી વ્યક્તિના ગુણોની હદપારની પ્રસંશાઓ કરે છે, પરંતુ આજે જ્યારે આપણે કમળાદેવીનાં વીરાંગના જેવા જીવનનું સ્મરણ કરીએ છીએ ત્યારે એને માટે શબ્દોની જરૂર હોતીજ નથી. જીનેવામાં તેમનું અવસાન નીપજવાના ચોંકાવનારા સમાચાર સાંભળતાંજ સમસ્ત દેશે તેમને જે એક સાથે અંજલિ આપી છે તેજ એ બતાવી આપે છે. અર્વાચીન ઇતિહાસમાં એનો જોડો મળનાર નથી. અર્વાચીન યુગમાં પોતાના દેશ બાંધવો તરફથી આવું આશ્ચર્યકારક અને સ્વેચ્છાપૂર્વકનું સન્માન અન્ય કોઇ પણ સ્ત્રીએ મેળવ્યું હોય એવું મારી જાણમાં નથી.

તરુણ ભારતનાં હૃદયમાં અપૂર્વ સ્થાન ધરાવતા જવાહરલાલને પણ આજે આપણે વંદીએ. સિદ્ધાંતોને મક્કમ રીતે વળગી રહેવાની તેમની વૃત્તિ, તેમનો અજબ નિર્ણય, તેમની નિડરતા ઘણાં જ પ્રેરણાદાયી છે. રાજકારણ સાથે રમત રમનારાઓ પૈકી ઘણા ઓછામાં એ આપણે જોઇ શકીએ છીએ. જવાહરલાલના સાહસિક રાજકીય જીવનમાં કમળાદેવી સૌથી વધુ યોગ્ય અને સહાયક પ્રેરણા રૂપ બન્યાં. સિદ્ધાંતોનાં પાલનમાં હમેશાં 'કમળાદેવી જવાહરલાલને પ્રોત્સાહન' આપતાં, અને જીવનની છેલ્લી ઘડીઓમાં પણ, પતિ માત્ર પોતાના તરફ જ મીટ માંડી રહે એવી તેમણે ઇચ્છા સરખી પણ દર્શાવી નથી. પતિ અને પત્નીનાં નિઃસ્વાર્થ જીવનનો આવો સાચો અને અપૂર્વ આદર્શ માનવ ઇતિહાસનો ચિરંજીવ ખજાનો છે.

આજે વસંતોત્સવ છે. એ આનંદોત્સવનો દિન છે. આપણને છોડી ગએલાં કમળાદેવીના સેવાના આદર્શને અનુસરવાના નિર્ણયથી આપણે એને વધાવી લઇએ. ઉચ્ચ પ્રકારની વીરતા આપણે તેમનાં જીવનમાંથી શીખવી જ જોઇએ.

[ શાન્તિનિકેતનમાં વિદ્યાર્થીઓ સમક્ષ ]

## જીવનની રેખાઓ

'દશકા પહેલાંની વાત છે. બેલજીયમના પાટનગર બ્રસેલ્સમાં એક આંતરરાષ્ટ્રીય પરિષદ મળી હતી. દેશ દેશના પ્રતિનિધિઓ પોતાના રાષ્ટ્રીય લેબાસમાં હાજરી આપવા આવ્યા હતા.

એ પ્રતિનિધિઓની વચ્ચે એક હિન્દી યુગલ બેઠું હતું. હિન્દી મહિલાએ સુંદર સાડી પહેરી હતી. એની વાતચીતમાં અને એના પહેરવેશમાં હિન્દીત્વનું અભિમાન ચમકતું હતું.

'પરિષદ પૂરી થઇ. હિન્દના એ બે પ્રતિનિધિઓએ અન્ય રાષ્ટ્રોના પ્રતિનિધિઓ ઉપર એવું તો જાદુ છાંટયું હતું કે ઘણાયે પ્રતિનિધિઓ એમની પાસે હિન્દ સંબંધમાં કંઇ ને કંઇ જાણવા જવા લાગ્યા.

'કોને ખબર હશે કે બ્રસેલ્સની પરિષદમાં હિન્દનું પ્રતિનિધિત્વ કરતું આ યુગલ સમસ્ત હિન્દવાસીઓનું આરાધ્ય યુગલ બનશે ?

'એ યુગલ તે પંડિત જવાહરલાલ નેહરૂ અને શ્રીમતી કમળા નેહરૂ.'

થોડાં દિવસ પહેલાં લંડનના 'ડેઇલી હેરલ્ડ' અખબારમાં પંડિત જવાહર ઉપર લખેલા લેખમાં ઇંગ્લાંડની પાર્લામેન્ટના કામદાર પક્ષનાં સભ્ય મીસ એલન વીલ્કીન્સને ઉપર મુજબ પ્રાથમિક કંડિકાઓ લખી હતી.

× × ×

એજ મીસ એલન વીલ્કીન્સન લખે છે કે 'ઈ૧૯૩૦ ની સાલનો સમય હતો. એ દિવસોમાં હું હિન્દમાં ભમતી હતી. એ દિવસોમાં જવાહરલાલ નેહરૂ જેલમાં હતા.

'અને એ દિવસોમાં શ્રીમતી કમળા નેહરૂ શું કરતાં હતાં ? ભારતની સ્વાધીનતા અર્થે જવાહરલાલે જે ત્રિરંગી રાષ્ટ્રધ્વજ ફરકાવ્યો હતો, એ જવાહરલાલની ગેરહાજરીમાં અણનમ રહે એટલા માટે કમળા એના પતિનું અધૂરૂં કાર્ય કરી રહ્યાં હતાં ત્રિરંગા

માનવમેદની સમક્ષ જવાહરલાલનાં અધૂરાં વ્યાખ્યાનો એ પૂરાં કરતાં.

'રખડતી રખડતી હું આનંદભુવનમાં જઇ પહોંચી. શ્રીમતી નહેરૂ આજાર બન્યાં હતાં, તોયે પૂર્વની રીત પ્રમાણે એમણે ઉઠીને મારું સ્વાગત કર્યું. ઇન્દિરા મને આનંદભુવન બતાવવા લાગી.

'પૂર્વ અને પશ્ચિમનું અજબ મિશ્રણ ત્યાં દેખાતું હતું. પૂર્વની આધ્યાત્મિક ભાવનાઓ, અને પશ્ચિમનું વૈજ્ઞાનિક જીવનઃ એનો બહુ જ સુમેળ એ આનંદભુવનમાં દેખાતો હતો.'

ઉપરના ફકરાઓમાં એક અંગ્રેજ નારીએ જેની તારીફ ગાઇ છે તે કમળા નેહરૂ અવસાન પામ્યાં છે. તા. ૨૮ મી ફેબ્રુઆરીએ યુરોપમાંથી હિન્દમાં સન્દેશ ઉતર્યો કેઃ 'શ્રીમતી કમળા નેહરૂ આજે સવારે અવસાન પામ્યાં છે.' માત્ર આટલા જ શબ્દોએ હિન્દમાં અનેકાનેક નરનારીઓને ઉંડા શોકમાં ડુબાવી દીધાં.

ગામેગામ શોકસભાઓ મળી રહી છે; શોક–હડતાલો પડી રહી છે; ઘરનું કોઇ માણસ, પોતાનું કોઇ સ્વજન અવસાન પામ્યું હોય તેમ સર્વત્ર શોકની છાયા પ્રસરી રહી છે.

શ્રીમતી કમળા નેહરૂના અવસાન બદલ સમસ્ત હિન્દી પ્રજા સુયોગ્ય રીતે શોકપ્રદર્શન કરી શકે એટલા માટે રાષ્ટ્રપતિ શ્રી. ગજેન્દ્રબાબુએ તા. ૧૧ મી માર્ચના દિવસને શોકદિન તરીકે પાળવા વિજ્ઞાપન બહાર પાડયું હતું. એને માન આપીને સમસ્ત ભારતે શોકદિન પાળી એ વીરાંગનાને ભાવભરી અંજલિ આપી હતી.

પંડિત જવાહરનાં સુખદુઃખ એ રાષ્ટ્રનાં સુખદુઃખ છે એવી સર્વ સામાન્ય લાગણી છે. ભાગ્યે જ કોઇ પુરૂષ, ભાગ્યે જ કોઇ કુટુંબ, હિન્દના ઇતિહાસમાં રાષ્ટ્ર સાથે આટલાં એકતાર બન્યાં હશે.

× × ×

કમળાના અવસાનથી સૌથી વધારે દુઃખ આનન્દભુવનમાં એકલા વસતાં જવાહરનાં વૃદ્ધ માતા સ્વરૂપરાણીદેવીને થયું.

કમળાના અવસાનના ખબર આનન્દભુવનમાં આવ્યા પછી એ જવાહરનાં માતાજીને કઇ રીતે પહોંચાડવા એ પ્રશ્ન ભારે જટિલ બન્યો હતો. અલ્હાબાદના 'લીડર' પત્રનો પ્રતિનિધિ એ બ્યાન નીચે મુજબ આપે છેઃ

પંડિત જવાહર તરફથી કમળાના અવસાનના ખબર આપનારો કેબલ સાંજના ચારે આનંદભુવનમાં પહોંચ્યો. એ ખબર નગરમાં વીજળીની ઝડપે પ્રસરી ગયા. નગરમાંથી માણસોનાં ટોળાં માતાજીને દીલાસો દેવા આવવા માંડયાં.

'પરંતુ આનંદભુવનમાં તો માતાજીને હજી એ ખબર કેવી રીતે પહોંચાડવા એ પ્રશ્ન વિચારાઇ રહ્યો હતો. માતાજીનું શરીર વૃદ્ધાવસ્થા અને ચાલુ માંદગીને કારણે તદ્દન કૃશ બની ગયું છે.

'માણસો આવ્યાજ કરતા હતા. વધારે વાર માતાજીને અજ્ઞાત રાખવાનું અશકય હતું. શ્રીમતી વિજયાલક્ષ્મી પંડિત અને રણજીત પંડિત માતાજીને જમવાના ખંડમાં લઇ ગયાં. તેમને થોડો આહાર કરાવ્યો, થોડી ચા પાઇ.

'એ પછી વિજયાલક્ષ્મીએ-જવાહરનાં બ્હેને આ દુઃખદ ખબર આપ્યા. કુદરતી રીતે માતાજીના આક્રોશની સીમા રહી નહિ. માતાજીને સખ્ત આઘાત લાગ્યો.'

× × ×

# સ્નેહ સંમેલનોમાં અને ગરબા પાર્ટીઓમાં માલતીના મુરલી જેવા કંઠથી અનેક હૃદયો મુગ્ધ થઈ જતાં

પણ

ખાંસીએ એના કંઠની મધુ-રતા હરી લીધી અને માલતી ગાતી બંધ થઈ ગઈ



તેણે પોતાના ડાકટરને પૂછ્યું, અને



ડાકટરે તેને સીરોલીન "રોશે" લેવા કહ્યું.

અને એનાથી તેની ખાંસી તત્કાળ જડમૂળથી ચાલી ગઈ અને માલતીનો કંઠ ફરી પાછો બધાને આકર્ષવા લાગ્યો

ગમે તેટલા વખતની શરદી, સળેખમ અને ખાસી સીરોલીન "રોશે"થી તત્કાળ મટી જાય છે અને ક્ષયની પ્રાથમિક સ્થિતિમા પણ આ દવા એટલીજ અસરકારક છે. માટેજ દરેક માતાએ પોતાની અને પોતાના બાળકોની તંદુરસ્તીના રક્ષણ માટે આ સંપૂર્ણ ખાતરીભર્યા ઔષધની એક શીશી હમેશા ઘરમા રાખી મૂકવીજ જોઈએ.




રોશે

P.O. BOX 199 BOMBAY

કુદતા હોય એ એના શરીરને ભૂલીને પણ કામમાં ઝંપલાવતાં.

સત્યાગ્રહનાં દિવસોમાં કમળા નેહરૂ લડાઈમાં ઝંપલાવનારાં અલાહાબાદમાં પ્રથમ નારી હતાં. એને ૧૯૩૧ માં ૭ માસની જેલની સજા થઈ હતી. પરંતુ પંડિત મોતીલાલ નેહરૂની માંદગીને કારણે સજાની મુદત પૂરી થતાં પહેલાં તેમને મુકત કરવામાં આવ્યાં હતાં.

કમળા સંયુકત પ્રાન્તની મહાસભા સમિતિઓમાં મહત્વનું સ્થાન ધરાવતાં. તે સ્થાનિક અને પ્રાન્તિક મહાસભા સમિતિનાં સભ્ય હતાં. યુકત પ્રાન્તની પ્રાન્તિક મહાસભા સમિતિનાં મંત્રીનો દરજ્જો મેળવનારાં તે પ્રથમ નારી હતાં.

તે મહાસમિતિનાં યે સભ્ય હતા, અને થોડો વખત મહાસભાની કાર્યવાહક સમિતિનાં—વર્કીંગ કમીટીનાં—પણ સભ્ય હતાં.

× × ×

જવાહરલાલને કમળા ઉપર અદ્ભુત પ્રેમ હતો. જવાહરલાલને પીછાનનારા જાણે છે કે આજે કમળાના અવસાન પછી દુનિયા ઉપર જવાહરલાલ સૌથી વધારે દુઃખી માણસ હશે.

વર્તમાન ચીનની એક નવલિકા

# નાની વહુ

લેખક :
હસુ ચી કુંગ

તે છોકરીની ઉમર ઓગણીસ વરસની હતી. અને તેની ઉમર બેતાલીસ વરસની હતી. વાંગ યુ નો જન્મ ચીનના ઉંચા વિદ્વાન કુળમાં થયો હતો. એ કુટુંબ જૂની માન્યતાઓ અને કોનફ્યુશસ ધર્મથી રંગાયું હતું. બચપણમાં માબાપે એમને અને બીજા પુરાણા સાધુઓની વાત કહી હતી.

" સુંદર મુખો વડે જગત પ્રેમમય બન્યું છે. પણ સ્વર્ગ તેથી ભેતરાતું નથી. પૂર્વમાંથી કોઈ સ્ત્રી આવી તેને પકડે તો તું પશ્ચિમ તરફ જો અને પશ્ચિમમાથી આવે તો તારી મીટ પૂર્વ તરફ માંડ. "

વાંગ યુને બાળપણના આ પાઠ હજુ સાંભરે છે. તે મોટો થયો, ઉંચો થયો અને કદાવર થયો. પણ તેનું લક્ષ ભણતર તરફ જ હતું. અમેરિકાના વિદ્યાલયમાં જે વર્ષો ગાળેલાં તે શોધખોળ અને વિજ્ઞાનના અભ્યાસમાં જ ગાળેલાં. રેડિયોમાં પ્રવિણ થઈ તેણે વૈજ્ઞાનિક ક્ષેત્રમાં સારી નામના મેળવી.

માઈ ઈંગ પણ ઉંચા ચીની કુળમાં જન્મેલી. તેનો સ્વભાવ આનંદી હતો. તે વિનયમંદિરમા અભ્યાસ કરતી. બધા વિષયો કરતાં તેને કાવ્ય, સંગીત, કલા, અને નવલોમાં વિશેષ રસ પડતો. તેનું શરીર પાતળું અને સપ્રમાણ હતું. તેનું મોં ભરાવદાર અને સુંદર હતું. સૌંદર્ય અને બુદ્ધિનું સૂચન તેમાં થતું હતું. માઈ ઈંગનાં વિનય, બુદ્ધિ અને અભ્યાસમાં કોઈ હરિફ ન હતું.

માઈ ઈંગ અને વાંગ યુ એક મેળાવડામાં ભેગા થયાં. માઈ ઈંગનાં સૌંદર્ય વિનય અને રાણીના જેવું વ્યકિતત્વ જોઈ વાંગ યુ તેની સાથે પ્રેમમાં પડયો. વાંગ યુએ પોતાની ઓળખ આપી. માઈ ઈંગ નવાઈ પામ્યા વગર બીજા છોકરાઓને જેમ મળતી હોય તેમ મળી, જીવનની માંન્યતાઓની અને આનંદની વાતો કરી; એક વૈજ્ઞાનિક હતો અને એક પ્રેમદૂત હતી.

આ પછી વાંગ યુ અનેક કામો મૂકી માઈ ઈંગના જ ચિંતનમાં પડયો. જેમ કવિ કીટ, ફેની બ્રાઉનના ચિંતને પડેલો તેમ.

માઈ ઈંગ જુવાન હતી. ધાર્મિક માન્યતાઓ અને માતૃપ્રેમને ઓળખતી હતી-તેના પિતા બે મહિનાની મૂકીને મૃત્યુ પામ્યા હતા—એટલે વિતેનો પ્રસંગ નવો જ લાગતો હતો. નિશાળના અભ્યાસ બાદ તે ગૂંથતાં ભરતાં શીખી. તે વારંવાર બહેનપણીઓને કહેતી કે કામ ન હોય ત્યારે કામ કાઢવું જોઈએ. તેનું ચારિત્ર્ય તેના વિચારો અને કાર્યોથી વાંગ યુ તેનો પ્રશંસક બની ગયો. તે તેને ત્યાં નિત્યનો અગંતુક બની ગયો. તેઓ ઘણીએ વાર ફૂલ, ઝાડ, વાદળ કે ઝરણો વિશે કવિતા ગોઠવતાં. આમ શિયાળો વહી ગયો. વાંગ યુ એ માઈ ઈંગને જીવનસાથી તરીકે પસંદ કરી પોતાની ઈચ્છા તેની સમક્ષ વ્યકત કરી, તેની પ્રેરણા વડે પોતે વૈજ્ઞાનિક ક્ષેત્રમાં સફળતા મેળવી શકશે, માઈ ઈંગ પણ વાંગ યુની કાર્યદક્ષતા જોઈને તેની ચડતીમાં ભાગીદાર થવા ઈચ્છતી હતી. પણ વાંધો માત્ર એક જ હતો કે વાંગ યુ તેની મા

જેવડો મોટો હતો. આથી મા કદાચ પરવા-નગી ન આપે. -માઇ ઇંગ બહાદુર છોકરી હતી. તે માને દુઃખવવા કરતાં પોતે બલિદાન આપી દે તેવી હતી.

" મા આ વાતને ઇચ્છશે નહિં એથી વાતમાં તફાવત પડી જશે. તમે ઉમદા હૃદયના માનવંત છો. હું પ્રથમથી જ તમને ચાહું છું. અને અંત લગી એમજ ચાહીશ. પોતાને ચાહનારાં શોધી કાઢવાં એ કઠણુ કામ છે. આપણે બીજાને ભોગે સાથે રહેવું નથી. આપણે શાંતિમાં જ રહેવું છે, જેની દુનિયાને આજે જરૂર છે. મારી મા વૃદ્ધ થતી ચાલી છે. ઘણાં માણસો વૃદ્ધ પ્રત્યે ક્રુર હોય છે. મારી માતા વગર હું આજે છું તે ન બની શકી હોત. મારા વગર મારી મા પણુ વૃદ્ધત્વ શાંતિથી ગાળી શકશે નહીં. અને મારે માટે પણુ દેશનું કે બીજા કોઇનું કલ્યાણુ કરવાનું દૂર જ છે. મારી માની સેવા માટે ટૂંકો સમય છે. વૃદ્ધત્વ તેમની પાછળ ચાલ્યું આવે છે. અને તમે પણુ મારા કરતાં હજાર દરજ્જે શ્રેષ્ઠ કુમારિકા શોધી શકશો અને હું તમારી પ્રગતિ વાંચ્છીશ. હીંમતવાળા બનો. વિશ્વ વિશાળ છે. " એક દિવસ માઇ ઇંગે આવો કાગળ વાંગ યુને લખ્યો.

વાંગ યુ આ પત્ર વાંચીને ગાભરો બની ગયો. તેણે પોતાનો અંત લાવવો કે હજુ યત્ન કરવા ? કદાચ આશા પણુ હોય. તેણે નીચે મુજબ પત્ર લખ્યોઃ

" તમારો પત્ર મળ્યો. મને શું થયું તે હું લખી શકતો નથી. આવો બનાવ મારી જિંદગીમાં પ્રથમ જ છે. કદાચ સંગીત જ મારા વિચારો દર્શાવી શકશે. હું તારા માતૃપ્રેમ માટે સહાનુભૂતિ દર્શાવું છું. આપણે ચીનાઓનો એ સદ્‌ગુણ છે. મારાં મા બાપ મારા બચપણમાં ચાલ્યાં ગયાં છે. તમારે મા છે અને તેથી તમે તમારી માતૃભક્તિ દર્શાવી શકો છો તેથી આનંદ થાય છે. સ્વર્ગમાંના મારા માતાપિતા માટે હું હમેશ પ્રાર્થના કરૂં છું. મારામાં કાંઇ બળ હોય તો તે મારી પ્રાર્થનાનું જ છે. તને અને તારી માતાને દુઃખી જોવા કરતાં હું મરવું પસંદ કરૂં છું, પણુ તારી જિંદગી તારી મા કરતાં તને પોતાને વિશેષ જરૂરની છે. તારી માતા જો આ વાત જાણે તો તે નડતરરૂપ નહીં બને એમ હું માનું છું. સુખમાં અને શાંતિમાં જીવવું એ જ આપણો અભિલાષ છે. એ જ આપણું ધ્યેય છે. તારી માતા મને રજા આપશે તો હું પણુ તારી માતાને ચાહતાં શીખીશ. મારા વિચારો તારા ઉમદા વિચારો સાથે મળતા આવે છે. એ ખરૂં ને! હું હંમેશ પ્રાર્થીશ કે તું અને તારી માતા પર ઇશ્વરના આશીષ ઉતરો. માતાની ઉરદાસમાં તારી જાતનું રક્ષણુ કરજે. જેમ વિશેષ વૃદ્ધત્વ તેમ બાળક વધુ વહાલું લાગે છે. મને સમજાય છે કે તું અને તારી માતા કદી જુદાં પડી શકો એમ નથી. હવે મારાથી લખાતું નથી. મારે કહેવાનું ઘણુંય છે. કલમ હાથમાંથી સરી જાય છે અને કાગળ ભીનો થાય છે. "

એક સવારે માઇ ઇંગ અને વુંગ યુ મળ્યાં અને બાળકની જેમ રડયાં. રાત્રે બન્ને જણુંને સુખે ઉંઘ ન આવી; તેમને લાગ્યું કે જગ દુઃખોથી ભરેલું છે. વાંગ યુને લાગ્યું કે માઇ ઇંગને મેળવવા માટે નવી માતાને પ્રસન્ન રાખવી પડશે. વાંગ યુ કમ્પિત સ્વરે બોલ્યો, " હવે વિશેષ રડવાથી દુઃખ ઘટે છે પણ આપણે હજુ ઘણું કરવાનું છે. "

માઇ ઇંગ બોલી, " આપણો સવાલ મા ઉકેલી શકશે. તમે માતા પાસે જાવ અને તેમની દયા માગો. મા શું કહે છે. તે જુઓ. હવે વિશેષ દુઃખ નથી ઉપજાવવું.''

માઇ ઇંગની માતા પાસે વાંગ-યુ ગયો અને નમ્યો. " મારી અને તમારી પુત્રી વચ્ચેનો છેલ્લા થોડા માસનો સંબંધ તમને ખબર છે. માતાનો પ્રેમ સૌથી વિશાળ અને માનભર્યો છે. હું માઇ-ઇંગને ચાહું છું અને તેથી જ હું પણ તમને ચાહું છું. તમારી પુત્રીના સુખમાં તમને સુખ મળશે અને આપણે પરસ્પર સુખી થઇશું. તમે એક જિંદગીનો વિનાશ કરી બે જણુ સુખી થવા ઇચ્છો છો કે ? આપણે ત્રણે એક સાથે સુખી થઇએ તો ? "

તેની માની આંખમાંથી આંસુ ટપકયાં.

" માઇ ઇંગની ઇચ્છા તે મારી ઇચ્છા છે, તેનું સુખ તે મારું સુખ છે, તેની ઇચ્છા આડે મારે કાંઇ કહેવાનું નથી. "

આ આનંદી શબ્દો સાંભળી વાંગ યુ અને માઇ-ઇંગ હર્ષપ્રફુલ્લ બન્યાં. નવું સ્વર્ગ અને નવી પૃથ્વી તેમને સ્પર્શતાં લાગ્યાં. તેની ગરદન પર હાથ લંબાવ્યો અને ચારે હોઠ ભેગા થયા. ફૂલે પોતાની આંખ ઉઘાડી સૂર્ય સામે જોયું. ચેસ્ટનટની ઘટામાં પંખીઓ ચિત્કાર કરવા લાગ્યાં-જાણે નવી જિંદગી હમણાં જ કેમ શરૂ થઇ હોય. ×

× અનુ મુળશંકર ન. દ્વિવેદી.

## ચાલુ વાર્તા

સુપ્રસિદ્ધ મહારાષ્ટ્રીય લેખિકા શ્રીમતી ઇન્દિરા સહસ્રબુદ્ધેકૃત
નવલકથા 'બાળૂતાઇ ધડા ઘે'નો ગુજરાતી અવતાર

# એ પરણી કોણી ?

રજુ કરનાર ;
શ્રી. યજ્ઞેશ હ. શુકલ

### પ્રકરણ એકતાલીસમું

### વિશ્વાસઘાતકી તાત્યાસાહેબ

કુસુમ, તાત્યાસાહેબને ઘરે ગયા પછી, વચગાળામાં બની ગએલી સર્વ હકીકત મેં ભાસ્કરને જણાવી અને તારે કારણે મને મુંબઇ આવીને કેમ રહેવું પડયું તેના સબંધમાં એક લાંબો પત્ર મેં તેને લખ્યો. તે આ રહ્યો:

'પ્રિય ભાસ્કર,

આ પત્રમાં મેં લખેલી બીના વાંચીને તું ઘણા વિચારમાં પડી જશે અને હું કેટલી ચમત્કારિક છું એમ જ તને કેટલોક સમય તો લાગશે. ભાસ્કર આ પત્રમાં તને જે મુખ્ય વાત જણાવવાની છે તે તો એ છે કે હું પુનાથી મુંબઇ, તાત્યાસાહેબને ત્યાં રહેવા આવી છું. પણ મને અહીં રહેવામાં કાંઇ મજાહ પડે છે તે માટે નહિ પણ હું એવી પરિસ્થિતિમાં મૂકાઈ ગઇ કે એમ કર્યા વિના બીજો આરો જ નહોતો, એમ લાગતાં મેં આ વ્યવહારિક માર્ગ સ્વીકાર્યો છે.

ભાસ્કર, મારો અને કુસુમનો વિયોગ થવાનો પ્રસંગ આવી પડયો. તેને મુંબઇ લઇ જવા તાત્યાસાહેબ આગ્રહ કરીને બેઠા ! એટલે કુસુમનાં હિત માટે પણ મારે અહીં આવવાની જરૂર પડી. ભયે હવે ઘણીખરી વાત મારે તેના હિતને દૃષ્ટિ આગળ રાખીને જ કરવી પડશે એમ મને લાગે છે,

ભાસ્કર, હજીય મને તારાપર પ્રેમ છે. તાત્યાસાહેબને મેં એ વાત સ્પષ્ટ રીતે જણાવી છે. પરંતુ તેઓ હવે એ વાત તરફ ઝાઝું ધ્યાન આપતા નથી ! પછી તો કોણ જાણે ! મને લાગે છે કે, કુસુમને ખાતર મારા સર્વ ગુન્હા માફ કરવાનો તેમણે નિર્ણય કર્યો છે ! અને તેમની પોતાની સહનશીલતા જોઇને તો ખરેખર મને પણ તેમની દયા આવે છે. મને તેમના માટે માન ઉપજે અને તેમના સુખ માટે મારે પણ થોડું ઘણું કાંઇ કરવું જોઇએ એમ મારૂં મન મને કહી રહ્યું છે.

આ-ઉપરથી તને હું ભૂલી ગઇ છું, અથવા તારા ઉપરનો મારો પ્રેમ ઓછો થયો છે, એમ તું રખે માનતો. ભાસ્કર ! પણ, 'આપણે ત્રણે સરખી વિકટ પરિસ્થિતિમાં સપડાયાં હોવાથી આપણે એકમેકને થોડો-ઘણો હાથ આપ્યા વિના આપણા આ દુઃખદ દિવસો કઇ રીતે પસાર થશે ?' એમ પણ મારા મનમાં કદિ કદિ થાય છે,–આથી કેટલીક વાત મને નાપસંદ હોવા છતાં તાત્યાસાહેબને ખાતર હું કરૂં છું ! અને તે વખતે મને મારા-દાંભિક વર્તન બદ્દલ ખરેખર

હસવું આવે છે ! અને 'હવે પછી હું આવી દાભિક બનનાર નથી' એમ મારું મન મને કહેવા લાગે છે. કારણ કે, અત્યારે કેટલીક બીના એવી પણ છે કે જો હું તાત્યાસાહેબની ઇચ્છા મુજબ વર્તું નહિ તો મારી એકની એક કુસુમને પિતાનો અથવા તો માતાનો પ્રેમ કાયમને માટે તજવો પડે ! એ સિવાય ઘરબાર, માલમતા એમાં પણ કદાચ નુકશાન આવે ! એટલે તેને એવું કાંઇપણ પ્રકારનું નુકશાન સહન કરવું ન પડે એમ સમજીને હું અહીં આવું છું.

તે છતાં, અહીં હું એક શરતે આવવા કબૂલ થએલી છું. અને તે શરત પાળવા માટે તાત્યાસાહેબે મને તે સમયે જ વચન પણ આપ્યું હતું છતાં......!

હું અહીં આવ્યા પછી, તે શરત તેમના ખ્યાલમાં રહી લાગતી નથી ! એટલું જ નહિ પણ, 'એવી મૂર્ખા જેવી શરત વળી કદિ કોઇએ પાળી છે ખરી કે !' એમ કહીને તેમણે મને મૂર્ખામાં ગણી કાઢી છે !

પણ હવે જે થવાનું હતું તે થઇ ગયું. આપણા મન વિરુદ્ધ ગમે તેટલી વાત બનવા પામે તો પણ તેનો વિરોધ ન કરતાં કુસુમના સુખને માટે, બીજી સ્ત્રીઓની માફક જ ગમ ખાઇને દિવસો કાઢવા એમ મેં ઠરાવ્યું છે.

સાચનો મેળાપ તો આવતા જન્મમાં જ થશે, ખરું ને ?

હાય હાય ! ઇશ્વર ! કેટલી ભયંકર આ સજા ! એના કરતાં તો અમારી ઓળખાણ જ ન કરાવી હોત તો શું બગડી જવાનું હતું ! પણ ઇશ્વર તને પણ શા માટે દોષ દેવો ? બધીય ભૂલ મૂળે મારી જ હોવાથી, એ બધાનો દોષ ઇશ્વર ઉપર શા માટે નાખવો ?

ભાસ્કર, એ વિના તને બીજું હું શું લખું ?

તારું સદા ચિંતન કરનારી
સોનૂ'

× × ×

મારો આ પત્ર સગુણાના હાથમાં આવ્યો અને તેણે એ વાંચ્યો પણ ખરો !

સગુણાએ ભાસ્કરને એ પત્ર મુદ્દલ બતાવ્યો જ નહિ ! પત્રના સરનામા ઉપરથી જ મારા અક્ષર પારખી જઇને હું ભાસ્કરને શું લખું છું તે જાણવાની તીવ્ર જિજ્ઞાસા સગુણાને થઇ, એટલે મારો પત્ર ફોડીને વાંચ્યો: પત્રમાંની વિગતો વાંચીને, ભાસ્કરનો સદાને માટે લગ્ન ન કરવાનો નિશ્ચય અને તેની સદાની ઉદાસ અને દુઃખી વૃત્તિનું કારણ સગુણાના લક્ષમાં બરાબર આવી ગયું.

એટલું જ કહીને ભાસ્કર આંખે અંધારાં જેવું આવવાથી આરામ ખુરસી પર ઝટ દઇને બેસી ગયો. સગુણા એ જોઇને ગભરાઇ. તે તરત જ પાણી લઇ આવી અને તેની આંખ પર છાંટયું અને થોડું પાણી તેને પીવા આપીને તેની નાડી તપાસવા લાગી, અને ' આમ આઘાત થવા જેવું તેમણે શું લખ્યું છે ? ' એમ કહીને તેણે માસ્તરનો પત્ર વાંચી જોવાની પરવાનગી ભાસ્કર પાસે માંગી ! ભાસ્કરે કંટાળીને કપાળ અને માથાં પર હાથ ફેરવતાં ' વાંચ ' એટલું કહ્યું.

કુસુમ, માસ્તરના પત્રમાં હું ' ખુશીથી અને ઘણા જ આનંદથી ' તને લઇને તાત્યાસાહેબને ત્યાં રહેવા ગઇ અને હવે તેમની સાથે ' સુખચેનમાં રહું છું, ' એમ લખેલું હતું.

એ વાકય વાંચીને ભાસ્કરનું હૃદય પાણી પાણી થઇ ગયું.

માસ્તરે વધુમાં આમ લખ્યું હતું: ' હવે નિરર્થક તેને ખાતર ઝુરીઝુરીને તારૂં જીવન બગાડ નહિ. સગુણા ઘણી સારી છોકરી છે. તેને તારા પર ઘણો પ્રેમ છે, અને તે કેટલો છે તે સમજાય તે માટે જ અમે તેને અહીંથી ત્યાં મોકલેલી છે. એટલે હવે તું તારી બધીય હઠ છોડી દઇને સગુણા સાથે લગ્ન કર એ મને ઠીક લાગે છે. આથી એ વિષે તારો શો મત છે તે વળતી ટપાલે મને લખી જણાવજે. સગુણાને મારો પત્ર બતાવીને તેનો મત શો છે તે જણાવજે...'

સગુણાએ એક બે વાર તે પત્ર વાંચ્યો પણ ભાસ્કરને એમાં આઘાત થાય એવું શું છે તે તેના સમજવામાં આવ્યું નહિ. ' મારી સાથે લગ્ન કરવાના વિચાર માત્રથી તો તેને આટલો બધો આઘાત થયો નહિ હોયને ?' એવો વિચાર મનમાં આવતાં જ સગુણાએ એક દીર્ઘ નિશ્વાસ નાખ્યો અને તે મનમાં બોલી: ' સોનુએ તે આના પર કોણ જાણે શી મોહીની લગાડી છે ? અને હું એની સદા ભકિત કરૂં છું તે છતાં મારા પર તે પ્રસન્ન થતા નથી ! ઇશ્વર, મારામાં એવી તે શી કમીના છે ? અને સોનુમાં એવું તે શું વધુ છે ? ' એવો વિચાર કરી સગુણા ત્યાં જ ભાસ્કર પાસે બેઠી.

સગુણાને આવા વિચારમાં પડેલી જોઇને ભાસ્કરે તેને કહ્યું,

' સગુણા હું બધી વાત તને ખુલાસા વાર કહીશ. અત્યારે મને જરા ઉંઘી જવા દે. એટલે મને ઠીક થઇ જશે. '

એટલે સગુણા ઉઠીને જવા લાગી. એટલે ભાસ્કરે એકદમ તેને પૂછ્યું:

'એ વિના બીજા કોઇનો પત્ર નથી કે? '

સગુણા સાફ ના કહીને ચાલી ગઇ !

સગુણાના ગયા પછી ભાસ્કર સુઇ ગયો અને પથારીમાં પડયો પડયો પંડિત માસ્તરના પત્ર ઉપર વિચાર કરવા લાગ્યો.

હું તાત્યાસાહેબ પાસે કેમ રહેવા ગઇ, એનું જ ભાસ્કરને કેટલાય સમય સુધી આશ્ચર્ય થયા કર્યું. તે સ્વગત વિચારવા લાગ્યો: ' સોનુ આનંદથી તેની પાસે ગઇ ! શું આશ્ચર્ય ! મને તે ભૂલી ગઈ ? મને કાંઇ ન જણાવતાં, મને ન પૂછતાં, તે તાત્યાસાહેબ પાસે ચાલી ગઇ ? કે વળી બાપુજી ગમે તેમ ખોટું લખે છે ? જો તાત્યાસાહેબનો તેણે આટલો બધો ફજેતો શા માટે કરાવ્યો હશે ! મને આ વાત પર જરાય વિશ્વાસ બેસતો નથી. હું સગુણા જોડે લગ્ન કરૂં, એટલા ખાતર જ તો બાપુજીએ આમ લખ્યું નહિ હોય ને ? તેઓ લખે છે ' તાત્યાસાહેબ સાથે ઘણા જ આનંદમાં રહે છે ! ' જો એમ હોત તો તેણે પોતે જ મને એમ જણાવ્યું ન હોત કે ? સદિચ્છાથી માણસ

ગમે તે વાત કરે છે ! અને તેમાંની જ આ એક વાત કેમ નહિ હોય ? હું સોનુને ખાતર જ લગ્ન કરતો નથી એ તમને બરાબર ખબર છે. એટલે ' સોનુ સુખમાં છે ' એમ કહેવાથી હું લગ્ન કરીશ એમ જ તમને લાગવું હોવું જોઈએ. પણ ખુદ સોનુ તરફથી જ એવો ખાત્રીભર્યો પત્ર આવ્યા વિના એ બાબતમાં કાંઇ જ કરવું નહિ, એમ જ મારે ઠરાવવું જોઈએ......'

ભાસ્કરને ઉંઘ આવી નહિ, એ જોઈને સગુણા પાછી ઓરડીમાં આવી. આટલો સમય તે ઓરડીમાંથી બહાર ગઇ હતી ખરી પણ તેની નજર ભાસ્કરની હીલચાલ પર જ હતી. ભાસ્કર વિચાર કરતા કરતાં પોતાના પગ એક સરખા હલાવ્યા કરતો હતો. એ જોઈને ભાસ્કર જાગતો છે એ વિષે સગુણાને ખાત્રી ઉપજી અને તેણે ઓરડી આગળ આવીને જરા અવાજ કર્યો. એટલે કોણ છે તે જોવા માટે ભાસ્કરે તરત જ માથા પરથી ઓઢેલું કાઢી નાખીને સગુણા તરફ જોયું. એ સાથે જ ' ઉંઘ પૂરી થઇ કે ! ચાર વાગી ગયા છે. હજી તો તમે જમવાના પણ છોને ! ' એમ સગુણાએ કહ્યું.

' પણ તું ચિંતા શા માટે કરે છે ? હું તો એમ જ જઇશ. ' એમ ટૂંક ઉત્તર આપીને ભાસ્કર માથે ઓઢીને સુઇ ગયો.

ભાસ્કરના આ ઉત્તરથી સગુણા પાણી પાતળી થઇ ગઇ અને મોઢું ચઢાવી તે ઓરડીમાંથી ચાલી ગઇ.

ભાસ્કરને તેનાં ઉદ્ધત વર્તન બદલ તરત જ પશ્ચાત્તાપ થવા લાગ્યો. એથી તેને ઠીક ન લાગ્યું. એટલે તે તરત જ સગુણા પાસે ગયો.

સગુણા તે વખતે સુતરનો રૂમાલ ગૂંથતી બેઠી હતી. ભાસ્કરના છેલ્લા જવાબથી તેને ઘણું જ ખરાબ લાગ્યું હતું. એટલે રૂમાલ ગૂંથતાં ગૂંથતાં તેની આંખમાંથી આંસુ વહેતાં હતાં. ભાસ્કરને જોતાં જ તેણે આંસુ ઝટપટ લુંછી નાખ્યાં અને રૂમાલ બાજુએ મૂકીને બોલી:

' હવે તમને ઠીક લાગે છે ને ? '

' હા ઠીક છે. હવે તો મારૂં એમ જ ચાલ્યા કરવાનું.'

' પણ આમ દુઃખી થવા જેવું એમાં શું બન્યું છે ? '

' તને એ કઇ રીતે સમજાય ! જો સગુણા, આજે મેં તને બધુંય કહેવાનો નિશ્ચય કર્યો છે. એ પત્રમાંની ' સોનું તાત્યા-સાહેબને ત્યાં ગઇ અને ત્યાં તે ઘણી સુખમાં છે,' એ વાક્યે જ મારા હૃદયને જબ્બર આઘાત લગાડયો છે. હવે મારા હાથપગની નાડી બંધ જ પડશે કે શું એવું એક ક્ષણભર મને લાગ્યું. સગુણા, પત્રમાં દુઃખી થવા જેવું શું છે તે હવે તારાથી સમજાયું કે ? '

' પણ મને તો લાગે છે કે તમે નકામી ભળતી જ આશા પર વળગી રહો છો. એનો શો અર્થ ? '

' શો અર્થ ! અર્થ શો વળી ! પણ ગાંડા મનને સમજાવે કોણ ? તું જ કહે, તને એનો અનુભવ છે ને ? '

સગુણાએ શરમથી મોઢું નીચું નમાવ્યું અને તે બોલી: ' તમારી આશામાં અને મારી આશામાં અંતર છે. મારી આશા ફળદ્રુપ થવાનો સંભવ છે પણ તમારે માટે તો એ માર્ગ પણ મોકળો નથી. '

' બરાબર; પણ પ્રેમ તો ગાંડો જ હોય છે ને ! આ જન્મે સોનૂ મારી થાય એ શકય નથી, એવી મારી ખાત્રી હોવા છતાં તે તાત્યા-સાહેબ પાસે રહે નહિ એટલાથી જ મને આનંદ થતો હતો અને એ રીતે મારા પર તેને પ્રેમ છે એની સત્યતા પુરવાર થતી હતી. '



મુંબઇના ભગિની સમાજ સેવા મંદિરના વાર્ષિકોત્સવ વખતે આ હરિજન બાળાઓએ ગરબાનો સુંદર કાર્યક્રમ રજુ કર્યો હતો.

# એકદમ સસ્તા ભાવે પુસ્તકોનું વેચાણ

| પુસ્તકનું નામ | હાલ લેવાની કિંમત |
|---|---|
| વડોદરા રાજ્યની પુસ્તકાલય-પ્ર | ૧- ૮ |
| ; નળદમયંતી | ૦- ૨ |
| ι બાલકાવ્યો | ૦- ૨ |
| ૬ કસરત અને આરોગ્ય | ૦- ૭ |
| ; શ્રેષ્ઠ સલાહકાર—૨ જો | ૦- ૩ |
| ૨ મધુમક્ષિકા અને ભ્રમક | ૦- ૫ |
| ૬ ઉત્તર હિંદુસ્તાની સંગીતનો ઇતિ. | ૦- ૭ |
| ૦ શ્રી કર્વેનું આત્મચરિત્ર | ૧- ૮ |
| ૮ ઘરમાં રમવાની રમતો | ૦- ૩ |
| ૩ કેટલાક રોગો-૨જો | ૦- ૬ |
| ૨ પ્રગતિને પંથે | ૦- ૮ |
| ૨ ભૂરચના | ૦- ૫ |
| ૪ માનસશાસ્ત્રની દૃષ્ટિએ શિક્ષણ | ૦- ૯ |
| ૫ રોગ અને આરોગ્ય | ૦-૧૦ |
| ૩ માટીનો પ્રાકૃતિક ઇતિહાસ | ૦- ૬ |
| ૧ લગ્ન અને ભવિષ્યની માતા | ૦- ૮ |
| ૧ વિદ્યાશાળા | ૦- ૮ |
| ૧ શિક્ષણનો શાસ્ત્રાર્થ | ૦- ૫ |
| ૬ સિદ્ધ | ૦- ૩ |
| ૨ હિંદના ઇતિહાસની વાતો | ૦- ૬ |
| ૨ છાત્રોને | ૦- ૧ |
| ૪ આહારશાસ્ત્ર | ૦- ૭ |
| ૪ બાલકેળવણી | ૦- ૭ |
| ૮ વૈયાયિક ન્યાયમાળા | ૦-૧૨ |
| ૨ મોન્ટેસોરી પદ્ધતિનો આત્મા | ૦- ૯ |
| ૨ તારાશાસ્ત્ર | ૦- ૬ |
| ૬ રામાયણરહસ્ય | ૦- ૩ |
| ૬ બાલરામાયણ | ૦- ૩ |
| ૮ હાડપિંજર | ૦- ૪ |
| ૫ આર્યોની ઓળખાણ | ૦- ૨ |
| ૬ કુમાર વીરસેન ભાગ ૨ જો | ૦- ૪ |
| ૫ પરિમલ | ૦- ૩ |
| આરોગ્ય વિજ્ઞાન અને ગૃહવ્યવસ્થા | ૦-૪ |

| ચાલુ કિંમત | પુસ્તકનું નામ | હાલ લેવાની કિંમત |
|---|---|---|
| ૦-૧૪ | નેપાલ અને આસામ ભ્રમણ | ૦- ૭ |
| ૧- ૮ | બાલવિજ્ઞાન ભાગ ૨જો | ૧- ૪ |
| ૧- ૮ | બાલવિજ્ઞાન ભાગ ૩જો | ૧- ૪ |
| ૦- ૯ | ચતુર બર્થોલ્ડ | ૦- ૬ |
| ૦- ૭ | સારી રીતભાત | ૦- ૫ |
| ૦-૧૨ | વીરકથાઓ | ૦- ૮ |
| ૨- ૦ | અર્વાચીન સાર્વજનિક પુસ્તક | ૧- ૦ |
| ૦- ૬ | વીર અભિમન્યુ | ૦- ૪ |
| ૦- ૬ | જીવરામ ભટ્ટ | ૦- ૪ |
| ૨- ૦ | ફુલછાબ | ૦-૧૦ |
| ૧- ૮ | સોળ સુંદર વાતો | ૧- ૦ |
| ૦- ૫ | બાપુની કુચ | ૦- ૭ |
| ૨- ૦ | વિનોદવાટિકા | ૧- ૦ |
| 1- 8 | Life of Flowe | 1- 0 |
| ૦-૧૨ | ધર્મોપદેશ | ૦ ૬ |
| ૦-૧૦ | રસરહસ્ય | ૦- ૫ |
| ૧- ૦ | અ. સૌ. કુમોરી | ૦-૧૦ |
| ૨- ૮ | વિનોદવિહાર | ૧- ૮ |
| ૨- ૮ | ઓલીઆ જોશીનો અખાડો | ૧- ૮ |
| ૦-૧૦ | મદનમંદિર | ૦- ૬ |
| ૧-૧૨ | યુરોપના શિક્ષણસુધારકો | ૧- ૩ |
| ૧- ૮ | ધર્મોની બાલ્યાવસ્થા | ૧- ૦ |
| ૧- ૬ | વિષતંત્ર | ૧- ૦ |
| ૦-૧૩ | વીરશૈવ સંસ્કૃતિ | ૦- ૮ |
| ૦-૧૩ | મહકાર મીમાંસા | ૦- ૮ |
| ૧- ૮ | અમેરિકાનાં સંયુક્ત રાજ્યો | ૧- ૦ |
| ૧- ૦ | કુદરતનું અવલોકન | ૦-૧૦ |
| ૦-૧૩ | તક્રસેવન અથવા છાશસેવન વિધિ | ૦- ૮ |
| ૦-૧૪ | મહાસાગર | ૦-૮ |
| ૨- ૪ | વિજયમંત્ર અને સ્નેહની ચાવી | ૧- ૮ |
| ૦-૧૪ | રાજા છબીલારામ બહાદુર | ૧- ૨ |
| ૧-૧૪ | ઇટલીમાં નવચેતન | ૧- ૨ |
| ૦- ૮ | મેઘદૂત | ૦- ૩ |
| ૧- ૦ | પ્રવાસ વર્ણન | ૦ ૮ |

:—પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ૦ રાવપુરા, વડોદરા

'તેને કદિ પણ તમારા પર પ્રેમ હોય એમ મને જરાય લાગતું નથી.'

'તને લાગે તેની સાથે મારે શી લેવા દેવા ? અને તારાથી એ શી રીતે સમજી શકાય ?

'પણ હવે તો તેના ખોટા પ્રેમની સત્યતા પુરવાર થઇ કે નહિ !'.

'ના; હજી પ નહિ. ખુદ સોનુનો જ પત્ર આવ્યા વિના એમ હજી નક્કી કહી શકાય નહિ.'

'તેણે તમારા પર આબાદ ભુરકી નાખી છે !'.

'તે ગમે તેમ હોય, પણ ભુરકી નાખી છે એટલું તો ખરું ને ?'

'હા, દૈવી શક્તિ એમ કહેવું જોઇએ !'

'ઠીક, તું મારી સોનુને આ શક્તિ માટે જેમ વખોડે છે તેમ શું મેં તને ભુરકી નાખી છે એટલે મને કેમ વખોડતી નથી ?'

'હું. તમારી વાત જુદી, અને તેની વાત જુદી. તમે કાઇ કોઇ સાથે લગ્ન કર્યાં નથી.',

'અને તેણે પણ લગ્ન કર્યા કર્યું છે ! એ તો તેના નામ માથે લગ્ન થએલું છે.'

'ગમે તેમ હોય, પણ છેવટે તો તે તમને ભૂલીજ ગઇ ને ?'

'પણ એ ખરું શા ઉપરથી માનવું ?'

'આ શું ! માસ્તરના પત્ર ઉપર પણ તમને વિશ્વાસ નથી આવતો ?'

'નહિ. જો એમ હોત તો સોનુ મને પત્ર લખ્યા વગર કદિ રહેતજ નહિ.'

'પણ તે હવે સાસરે રહેવા ગઇ છે એટલે તેનો પતિ તેને પત્ર લખવાની બંધી નહિ કરે કે ?'

'કરે પણ ખરા કદાચ; ના કોણ કહે છે ?'

'અને તેથીજ તેના તરફથી તમને પત્ર મળનાર નથી. તમારે માસ્તરના પત્ર ઉપરજ વિશ્વાસ મૂકવો જોઇએ.'

'હરકત નહિ. સોનુના પત્રની રાહ જોઇએ પછી ગમે તે નિર્ણય કરીશું.'

'ઠીક પણ આજ તમારે જમવું નથી શું ?'

'છઃ હવે વળી જમવાનું બમવાનું કેવું ! હોસ્પીટલમાં ન્હા પીશ એટલે ચાલશે.' એમ કહીને ભાસ્કર કપડા પહેરવા ઉઠયો. ઉઠતાં ઉઠતાં તે મયુણા પ્રત્યે બોલ્યો 'હાં પણ હું જે કારણે અહીં આવ્યો તે તો બાજુએજ રહી ગયું. મયુણા, મેં તને જરા ચીઢાઇને ઉતર આપ્યો તે માટે રોષ કરતી નહિ.'

'નારે ભાઇ, એવું તે તમે શું કર્યું છે કે હું રોષ કરું ? અને તે માટે તમારે આટલી દિલગિરિ પણ શા માટે દર્શાવવી જોઇએ ?

એટલે ભાસ્કર કાંઈ પણ બોલ્યા વિના હોસ્પીટલમા ગયો.

## પ્રકરણ બેતાલીસમું

### ગરીબ બિચારો દેવ !

કુસુમ, હું તાત્યાસાહેબને ઘરે આવી તે બે ઉદ્દેશથી. એક મારા તરફથી તાત્યાસાહેબને જે કાંઇ નુકશાન થાય તે ભરપાઇ કરવા માટે અને બીજું તને પિતૃપ્રેમ અને વડિલોપાર્જિત હક્ક મેળવી આપવા માટે. જો હું તને તારા પિતાથી દૂર રાખું તો તું કદાચ મોટી થયા પછી એ બાબત માટે મારે માથે દોષ મૂકે એટલું જ નહિ પણ કદાચિત એથી મારા વિષે તારા મનમાં દ્વેષ પણ ઉત્પન્ન થાય આવો પૂરેપૂરો વિચાર કરીને હું તાત્યાસાહેબ સાથે એક શરતે જ રહેવા આવી હતી.

બાબાસાહેબને ત્યાંથી નીકળતી વેળા, 'તું માત્ર કુસુમની સંભાળ લેવા ખાતર જ

મારી સાથે ચાલ ' એમ તાત્યાસાહેબે મને કહ્યું હતું. પરંતુ તેમને ત્યાં રહેવા આવ્યા ને આઠ દશ દિવસ થયા ન થયા ત્યાં તો તેમણે ' પતિદેવ તરીકેનો હક્ક ' સાબીત કરવાની શરૂઆત કરી. એથી મને ઘણું જ ખરાબ લાગ્યું પણ તારે ખાતર, કુસુમ, સર્વ કાંઇ મેં શાન્તિથી સહન કરવાનો નિશ્ચય કર્યો !

અને એથી તાત્યાસાહેબનું જીવન ઘણા જ સુખમાં જવા લાગ્યું !

હું ભાસ્કરને તો જરા પણ ભૂલી ગઇ નહિ. પણ હવે તું મારા મનને આનંદ આપવા માટે મારી પાસે હોવાથી મારા દિવસ પહેલાંની માફક કંટાળા ભરેલા જતા નહિ વળી, એ તારે ખાતર ( મને જે કામ કરવાનો પહેલાં કંટાળો હતો તે જ ) કામ કરવામાં મને ઘણી હોંશ લાગતી હતી આવી રીતે ઘરમાંની બધી વ્યવસ્થા જોવી, પરોણા વગેરેનું આદરાતિથ્ય કરવું વગેરે બાબતો કરવામાં મારો સમય જવા લાગ્યો

તાત્યાસાહેબ સ્વભાવે પ્રેમાળ હતા અને તેમને છોકરાંનો ઘણો જ શોખ હતો એટલે તું તેમની સાથે જલદી હળી ગઇ. સવારે વર્તમાનપત્રો વાંચી રહ્યા પછી ઓફિસમાં જવાના સમય સુધી તાત્યાસાહેબ તારી સાથે રમવામાં જ સમય ગાળતા. છોકરાની સાથે છોકરાં જેવાં થઇને રમતાં તેમને આવડતું હતું. એટલે તને પણ એમ રમવામાં મજા પડતી હતી. તારે માટે આણેલા લાકડાના ઘોડાપર બેસવા કરતાં તને તાત્યાસાહેબની પીઠના ઘોડા પર બેસવાનું વધારે ગમતું. તાત્યાસાહેબે ઘરમાંની એક ઓરડી તારે માટે જુદી જ રમવા માટે શણગારીને રાખી હતી. એ ઓરડીમાં તું ઘણો સમય રમ્યા કરતી.

હું મારું ઘર કામકાજ સંભાળીને લેખનદ્વારા મારા મતનો પ્રચાર કર્યા કરતી હતી. મારું આ કાર્ય તાત્યાસાહેબને ઝાઝું ગમતું નહિ ! તો પણ તે માટે તેમણે ઝાઝી હરકત લીધી નહિ, કારણ કે સારી રીતે ચાલતા સંસારમાં વિનાકારણ વિઘ્ન લાવવું નહિ એમ તેમને લાગ્યા કરતું હતું.

× × ×

આમ, દેખીતી રીતે તો અમારી સ્થિતિ ઘણી સારી હતી ! અમે બન્ને એકએકને લીધે પરસ્પરને સુખ થાય તે માટે સતત પ્રયત્ન કરતાં હતાં તો પણ ખેંચી તાણીને આણેલા પ્રેમમાં કાંઇ સ્વાભાવિકતા થોડી જ આવે ? અને એ રીતે સાચા પ્રેમનો આનંદ કંઇ થોડો જ મળી શકે હતો ?

મને પહેલેથી જ કૃત્રિમતાનો કંટાળો હતો ! પણ આજે તેમ કરવાનું મારા નસીબમાં લખાયું હતું. એથી મને મારા જીવનપર ભારે કંટાળો આવવા લાગ્યો. મને હંમેશાં કાંઇને કાંઇ ડંખ જેવું લાગ્યા કરતું, અને તેમ શાને લીધે થાય છે તે મને ચોક્કસ ખબર હોવા છતાં, એનો કાંઇ ઉપાય થઇ શકતો નહોતો ! આથી હું મનમાં એક સરખી ઉદાસ અને ખિન્ન રહેતી હતી અને ઉપરથી એક સરખી હસતી હતી ! આનું પરિણામ મારી તબીયત પર જેવું આવવું જોઇએ તેવું જ આવ્યું. હમેશાં આપણી સદસદ્‌ બુદ્ધિ સુઝાડે તે પ્રમાણે વર્તવું એટલે આપણે હાથે કાંઇ ભૂલ થાય નહિ; જે તત્વ બધા સામાન્ય લોકોને માન્ય છે. પરંતુ એ તત્વનો ઉપયોગ કરવાની સગવડ કોઇ બાજુને કરી આપવા ઇચ્છતું નથી. એ શું આશ્ચર્યકારક નથી કે ?

અત્યારે પ્રેમનો જે ઢોંગ કરીને હું તાત્યાસાહેબ સાથે વર્તતી હતી તે માટે મારી બા તથા બાપુજી ઘણાજ પ્રશંસા કરતા હતા ! તે કહેતા: ' સોનૂ, પત્નીએ પતિની હમેશા આવી જ રીતે સેવા કરવી જોઇએ;

તેની મરજી પ્રમાણે વર્તવું અને તેને જેથી સુખ થાય તેવી રીતનું વર્તન રાખવું, એમાં સ્ત્રીનું સાચું ભૂષણ છે ! ' પણ હવે તો આવું કાંઇ પણ બોલાય તો તેનો જવાબ આપવો જ નહિ એવો મેં નિશ્ચય કર્યો હતો !

પરંતુ મારા સુધારક પિતાશ્રી મને એકાદ માણસને નકામા જ દેવ માનવાને કહે ત્યારે તો મને માત્ર હસવું આવ્યા વિના રહેતું નથી. ગરીબ બિચારા દેવ ! આપણી ઇચ્છામાં આવે ત્યારે, ઇચ્છા અને સગવડ મુજબ તેનો ઉપયોગ કરતાં આપણે જરાય અચકાતા નથી ! પતિને દેવની ઉપમા આપીને, અને તેની આજ્ઞા વિરુદ્ધ વર્તવાથી પાપ લાગે કે નર્કવાસ ભોગવવો પડે એવો ભય ઉપજાવીને, ગરીબ બિચારી સ્ત્રીઓને ગુલામગિરિમાં જકડી રાખવાનો એ કેટલો સુંદર માર્ગ છે ! ખરેખર, સ્ત્રીઓને પોતાની અટકમાં રાખવાની બીનકાયદાની આ યુક્તિ શોધી કાઢનારાની જેટલી સ્તુતિ કરીએ તેટલી ઓછી જ થઇ પડશે ! ઠીક, પણ સારા પુરૂષ માટેની જ આ બધી વાત છે કે ! નહિ ! એ તો સારામાં સારા પુરૂષથી માંડીને તે દુર્ગુણોના ભંડાર સમા અને વેશ્યાને ઘેરે ઘેરે ભટકીને ગંદા રોગનો પ્રચાર કરનારા હોઇ પણ પુરૂષ પ્રત્યે પણ સ્ત્રીએ તો દેવ સમજીને તેની આજ્ઞાનું પાલન કરવું જોઇએ ! તો જ તે ' સ્ત્રી ' સાધ્વી ' ' પતિવ્રતા ' વગેરે પદવીઓને લાયક ઠરે છે ! તેણે તો તેના પતિના ગંદા રોગથી સ્વતઃ રૂદરૂદીને તેનો પ્રસાદ પોતાનાં સંતાનોને પણ આપીને, તેમાં જ જીવન પૂરૂં કરવું જોઇએ. એ પરિસ્થિતિમાં જો તે મરણ પામે તો એવી પતિવ્રતાની જે કાંઇ વાહવાહ થાય તે વિષે તો પૂછતી જ નહિ !

પણ મારી સ્થિતિ એવી ન હતી. બાપુજીએ મને શિક્ષણ આપીને સારૂં નરસું જાણવાની પાત્રતા મારામાં આપેલી છે. અને હવે હું મારા પતિને દેવ સમજીને તેના પર પ્રેમ કરૂં એમ તેમને લાગે છે !!

પણ બાપુજીની ઇચ્છા મુજબ મારા મન પર હવે કાંઇ થોડી જ અસર થવાની હતી ? ભાસ્કર તો મારા હૃદયમાં એક સરખું સ્થાન ધરાવતો હતો અને તેના મિલાપની આશા હજી પણ મને હતી જ. આ જન્મે નહિ તો બીજે જન્મે, પણ મારી ઇચ્છા સફળ થાય એવી હું ઇશ્વરને નિર્મળ મને પ્રાર્થના કરૂં છું.

આનું પરિણામ એ આવ્યું કે, હું દિવસે દિવસે એકદમ લથડતી ચાલી. રોજ મને ઝીણો તાવ આવવા લાગ્યો અને હવે એમાં જ મારો અંત આવશે એમ મને લાગવા માંડયું.

તાત્યાસાહેબે ઘણા ઘણા દાક્તરો પાસે મારી તબીઅત તપાસાવી અને દવા શરૂ કરી ! દરેક નવા ઔષધથી પ્રથમ સારી અસર માલમ પડતી પણ ફરી પાછો તબીયત ઉથલો ખાતી !

મેં લખેલા પત્રોનો ભાસ્કરે ઉત્તર આપ્યો નહિ એથી મને ઘણું જ ખરાબ લાગ્યું. અને તેથી મારા દુઃખમાં વળી વધારો થયો. હું, તાત્યાસાહેબ પાસે રહેવા આવી એટલે તો તેને રોષ ચઢયો નથી-ને ? અથવા તેને અતિશય દુઃખ થતાં તે પણ મારી માફક જ પીડાઇ રહ્યો તો નહિ હોય -ને ? ' વગેરે વિચારોએ મને ઘણું જ દુઃખ થતું હતું. મેં તેને કેટકેટલા પત્રો લખ્યા પણ એક પણ પત્રનો ઉત્તર તેના તરફથી મને મળ્યો નહિ. આ ઉપરથી મારો તાવ વધતો ગયો અને એમાં ઉધરસે ઉમેરો કર્યો એટલે તો હું છેક જ પથારીવશ થઇ.

મારી આ વિષમ સ્થિતિને લીધે તાત્યાસાહેબ ઘણી ચિંતામાં પડયા.

'' તબીયત છેક છેલ્લે પાયે જવા લાગી છે એવી તો બધાને ખાત્રી થઇ ગઇ.

દાકતરના જણાવ્યાથી, મને કાર્લા લઇ જવામાં આવી. ત્યાં ગયા પછી મારી બાની સુશ્રુષાને અંગે અને ત્યાંની હવાને લીધે મારી તબીયતમાં ફેર પડવા લાગ્યો અને હું સારી થાઉં એવા ચિહ્ન જણાવા લાગ્યાં.

કુસુમ, એ જ સમયે, તારે માટે મારૂં આત્મચરિત્ર લખી રાખવાની એક દિવસે મને ઇચ્છા ઉદ્દભવી અને મને જરા સારૂં માનતાં મેં એ લખવાની શરૂઆત કરી.

—પરંતુ આવું કાંઇક લખું છું એની ખબર મેં કોઇને જ પડવા દીધી નહિ.

## પ્રકરણ તેતાલીસમું

### લબાડ માસ્તર અને ચોર સગુણા

માસ્તરના પત્રમાં લખેલી વાત સાચી છે કે કેમ તે જાણવા માટે ભાસ્કરે મને ઘણા કાગળો લખ્યા પણ તાત્યાસાહેબને ઘરે આવ્યા પછી મને તેનો એક પત્ર પણ મળ્યો નહિ! એટલે મેં પણ તેને ઘણા પત્રો લખ્યા પરંતુ તે પૈકીનો એક પણ પત્ર ભાસ્કરને મળ્યો નહિ.

એથી, 'ભાસ્કરે મારે માટે કાંઇક ગેર સમજ કરી લીધી છે એમ લાગતાં મને વધારે દુ:ખ થવા લાગ્યું.

ભાસ્કરને મારો પત્ર મળ્યો નહિ એટલે પંડિત માસ્તરે મારે માટે લખેલી'બાબત પર તેનો વિશ્વાસ બેસવા લાગ્યો.'

પછી તેણે તેનું હોસ્પીટલનું કામ જોમ જોર ચલાવ્યું એ ઉપરથી તે જલદી ઠીક ઠીક પૈસા કમાઇ શકયો અને મળેલી સંપત્તિનો ઉપયોગ ગરીબ ગુરબાં માટે થઇ શકે તે માટે તેણે એક ' દરિદ્રનારાયણ ' નામની નાની હોસ્પીટલ કાઢી.

એટલે, આ રીતે ' આફ્રિકામાં ભાસ્કરના ઉત્કર્ષ જોઇને માસ્તરને ઘણો આનંદ થવા લાગ્યો. પણ ભાસ્કર હજી અપરિણિત છે એ જોઇને તેમને હવે બિલકુલ ચેન પડતું નહિ, અને તેથી તેઓ ભાસ્કરને ' સગુણા સાથે લગ્ન કરીને એક ગરીબ વિધવાને સંસાર સુખનો ઉપભોગ કરવાની તક આપવા માટે ' એક સરખો પત્ર લખ્યા કરતા હતા!

પણ આ પત્રોથી તો ભાસ્કર એકદમ ત્રાસી ગયો હતો. આ બાબતમાં માસ્તરને કેમ સમજાવવા તે તેના સમજવામાં આવતુ ન હતું, વળી સગુણાની ઉદાસ અને કારૂણ્ય ભરી મુદ્રા જોઇને તેને હંમેશાં દુ:ખ થતું. પણ તેના સંબંધમાં શું કરવું ? એ પ્રશ્નનો ઉકેલ તેનાથી થઇ શકતો ન હતો.

સગુણા સાથે લગ્ન કરવાથી સગુણા અને માસ્તર બન્નેને ઘણોજ આનંદ થશે પરંતુ તેજ ક્ષણે મારી સ્થિતિ કેવી થશે, એમ લાગતાં સગુણા માટે તો વિચાર જ કરવો નહિ એમ ભાસ્કર મનમાંને મનમાં નિશ્ચય કરતો.

' પણ, મારે માટે ગેરસમજ ઉત્પન્ન થયાથી હવે ભાસ્કરના વિચારે જુદું જ વલણ લેવા માંડયું હતું. હું સુખમાં છું, એ જાણીએ ' સગુણાને સુખી કરવાનું મારા હાથમાં હોવા છતાં હું તેને શા માટે નકામો દુખી કરી રહ્યો છું ? મારા નસીબમાં સુખ નથી. તે સુખ બીજાને આપવાનું મારા હાથમાં હોવા છતા, તે હું શા માટે ન અંપાવું ! ' આવા પ્રકારનો વિચાર ભાસ્કરના મનમાં એક સરખો આવવા લાગ્યો અને એક દિવસ માસ્તરનો આજ બાબતને લગતો પત્ર આવતાં તેણે પોતાના વિચારને મૂર્ત સ્વરૂપ આપવાનો નિર્ણય કર્યો અને સગુણાને બોલાવીને તેને તે પત્ર વાંચવા આપ્યો. '

સગુણાએ આખોય પત્ર વાંચ્યો, તે પછી કાંઇ પણ ન બોલતાં તે ત્યાં જ ઉભી રહી.

પછી ભાસ્કરે બોલવાની શરૂઆત કરી:

'સગુણા, બાપુજીનો આવો પત્ર હમેશાં આવ્યા કરે છે. તારું મન તેમણે કળી દીધેલું છે, એ આ પત્રો ઉપરથી જણાય છે. મને પણ હવે આ વાત પર વિચાર કરવાની જરૂર લાગવા માંડી છે. પણ તે પહેલાં એક વાત મારે તને પૂછવી છે. અને તે એ કે મારા પત્રો તો હમણાં ગૂમ થતા નથી ને ?'

'અરે, જરાય નહિ. તમને એમ શા ઉપરથી લાગે છે ?'

'આજ કેટલાક દિવસથી સોનુના પત્રની હું એક સરખી રાહ જોઇ રહ્યો છું. પણ તેના તરફની એક ચીઠ્ઠી સરખી પણ આવી નથી તેથી મને ઘણું જ આશ્ચર્ય ઉપજે છે !'

'કયાંથી આવે ? તે તેના સંસારમાં એટલી બધી પરોવાઇ ગઇ છે કે......'

'શા પરથી ?'

'માસ્તરના પત્રમાં એકવાર એમજ લખ્યું ન હતું કે ?'

'તે ઉપરથી તું એમ કહે છે ને ?'

'હા, અને વળી તેણે આટલા દિવસોમાં એક પણ પત્ર લખ્યો નથી, એ ઉપરથી જ માસ્તરનું કહેવું ખરૂં હશે એમ તમને નથી લાગતું વારૂં ?'

'હા, હવે એમ કહ્યા વિના બીજો છૂટકો નથી.'

એમ કહીને ભાસ્કરે એક લાંબો નિશ્વાસ નાખ્યો.

આ ક્ષણે ભાસ્કરના ચહેરા પર દુઃખની છટા વધુ ને વધુ પ્રસરતી ચાલી. પોતાને જે દુઃખ થઇ રહ્યું છે તે સગુણાની નજરે પડે નહિ તે માટે તેણે પોતે અવિરત પ્રયત્ન કર્યો હતો ! પણ છેવટે દુઃખનો અતિરેક થવાથી આંખમાંથી આંસુનાં બિંદુઓ સરી પડયાં તે તેણે સ્પષ્ટ રીતે સગુણાને બતાવ્યાં એ જોઇને સગુણાને પણ તેની ઘણી દયા આવી અને તે બોલી:

'એ શું ? અમસ્તી ભલતી જ વાતનો નાદ લગાવીને તમે નકામો આમ જીવને કલેશ શા માટે કરો છો ? જે વસ્તુ તમને કદિ જ મળવાની શકય ન હતી તે વસ્તુની પાછળ લાગીને તમે જીવનને કેટલું નુકસાન કરી રહ્યા છો !'

'હા, સગુણા, તું કહે છે તે બરાબર છે. પણ અમારા બન્નેનાં જીવનમાં એવા કેટલાક પ્રસંગો બનવા પામ્યા છે કે તેથી સોનુની યાદ કર્યા વિના હું રહી જ શકતો નથી. એટલે હું શું કરૂં ? તે સમયનાં મધુર સ્મરણો યાદ કરૂં છું કે હૃદયમાં જાણે ખળભળાટ મચી ઉઠે છે. 'અહાહા ! તે દિવસો કદિ પાછા જોવાના મળશે કે ?' એમ લાગે છે. તે સમય 'આપણા જેવું સુખી યુગલ દુનિયામાં કયાં જોવાને મળવાનું નથી !' એમ લાગતાં અમને એક પ્રકારનું અભિમાન થતું પણ ઇશ્વરે અમારૂં અભિમાન બરાબર ઉતારી નાંખ્યું ! હવે અમારાં જેવાં દુઃખી અમેજ એવી સ્થિતિ ઉત્પન્ન થઇ છે !'

'એ બધુંય ખરૂં હશે પણ હવે તમે તે વાત હૃદયમાં જડી રાખો એનો શો અર્થ ! જે મળવાનું શકય નથી તેને વિસરી જ જવું યોગ્ય નથી કે ? પછી......'

'હા, અને તેમ હું એ વાત ભૂલી પણ ગયો છું, એટલું જ નહિ પણ સોનુને ભૂલી જાઉં એટલા ખાતર તો બાપુજીએ મને અહીં મોકલ્યો છે તે ? પહેલાં પહેલાં તો મેં અન્ન પાણી પણ છોડી દીધાં હતાં પણ હવે તો જમું જ છું ને ?'

'ઠીક. પણ તમે મને શા માટે બોલાવી છે ?'

'એટલા જ ખાતર કે, બાપુજી જે વાત માટે એક સરખો આગ્રહ કરી રહ્યા છે તે વાત કરવા માટે હું તૈયાર છું એ તને કહું એટલા માટે.'

એ સાંભળીને સગુણાને માગ્યું જ આવ્યું

અમારા મંડળની સ્થાપના ઇ. સ. ૧૯૩૩ માં કરવામાં આવી હતી. આ મંડળનો ઉદ્દેશ હિન્દુ બેનોમાં પરસ્પર સમાગમ વધારવાનો, તેમના તન અને મનની કેળવણી આપવાનો, તેમની ઔદ્યોગિક, નૈતિક ને સાંસારિક સ્થિતિ ઉન્નત કરવાના સાધનો યોજવાનો તેમજ સ્ત્રી વર્ગના દરેક હકનું રક્ષણ કરવાનો છે.

આ ઉદ્દેશને પાર પાડવાને મંડળે છેલ્લા બે વર્ષમાં વિવિધ પ્રવૃત્તિ હાથ ધરી હતી. સ્ત્રી વર્ગને ઉપયોગી થઇ પડે એ હેતુથી કેટલાક વિદ્વાનોનાં વ્યાખ્યાનો અમે યોજ્યાં હતાં. સામાન્ય સ્ત્રી વર્ગને તેમજ બાલિકાઓને ગૃહ-ઉપયોગી શિક્ષણ આપવાના વર્ગો પણ આ મંડળ તરફથી ચલાવવામાં આવે છે. સંગીત, શીવણ ને ભરતકામ, ફેન્સીકામ-જેમાં ભરત ગૂંથણનો સમાવેશ થાય છે-અને અંગ્રેજીના વર્ગો અનુભવી શિક્ષકો અને શિક્ષિકાઓ નિયમિત રીતે ચલાવે છે. આ ઉપરાંત શ્રી. જયકૃષ્ણ નગરદાસ વર્મા તરફથી એમના માતુશ્રીના સ્મરણાર્થે એક સુંદર પુસ્તકાલય મંડળને ભેટ મળ્યું છે તેમાંથી અઠવાડિયામાં બે વાર મંડળના સભ્યોને પુસ્તકો આપવામાં આવે છે. વળી કેટલાંક ગુજરાતી ચોપાનીયાં પણ બેનોને મળે એવી ગોઠવણ કરવામાં આવી છે.

આ બધી પ્રવૃત્તિને પગભર કરવાને ઉત્સાહી બેનોનો સહકાર અનિવાર્ય છે. મને જણાવતાં હર્ષ થાય છે કે અમારી-વ્યવસ્થાપક સમિતિના બેનો તન, મન અને ધનનો ભોગ આપીને મંડળનું કાર્ય આગળ ધપાવવાને હંમેશ ઉત્સુક રહે છે. એમનો આભાર માનવાની હું આ તકે રજા લઉં છું.

વળી આ મંડળને પગભર કરવાને આર્થિક સહાયની પણ જરૂર હોય જ. અમારા મંડળમાં હાલ લગભગ ૨૩૦ સભ્યો છે. એમના વાર્ષિક લવાજમમાંથી મંડળનો કાયમનો ખર્ચ માંગે જ નીકળી રહે. જો મંડળની પ્રવૃત્તિનો વિકાસ કરવો હોય, જો તેની પ્રવૃત્તિને વધારે ને વધારે લોકપ્રિય ને લોકોપયોગી બનાવવી હોય તો મંડળને વધારે સારા પ્રમાણમાં આર્થિક સહાય મળવી જોઇએ. અત્યાર સુધી મંડળે સુરતની જનતા પાસે જાહેર મદદની માગણી કરી નહોતી. એના આશ્રય હેઠળ અત્યાર સુધીમાં બેત્રણ શરદુત્સવના સમારંભ યોજ્યા હતા પણ તેમાં માત્ર મંડળના સભ્યોને જ નિમંત્રણ આપવામાં આવ્યું હતું. આ વેળા અમારા મંડળના કાર્યથી સુરતની જનતાને વાકેફ કરવાના હેતુથી તેમજ એમની પાસે વસન્તોત્સવના સમારંભ નિમિત્તે કંઇક આર્થિક સહાય મેળવવાની આશાએ અમે આ સમારંભ ગોઠવવાની હિંમત કરી છે અમને જણાવતાં સંતોષ થાય છે કે સુરતની જનતાએ અમારા પ્રયત્નની સુંદર કદર કરી છે, ને અમને લગભગ દોઢ હજાર રૂપિયાની મદદ આપી છે. આ સક્રિય સહાનુભૂતિ માટે હું આપ સૌનો જેટલો આભાર માનું તેટલો ઓછો છે.

સાથે સાથે સુરતની બેનોને મંડળના કામમાં વધારે રસ લેવાની તેમજ એના વિકાસમાં યથાશક્તિ ફાળો આપવાની હું આગ્રહભરી વિનતિ કરું છું. સૌના સહકાર અને આશીર્વાદની અમારા મંડળને માટે યાચના કરી હું વીરમું.

## વસન્તોત્સવ સમિતિના મંત્રી

### શ્રી વસુમતી ઠાકોરનું ભાષણ

શ્રી હિન્દુ સ્ત્રી મંડળની વસન્તોત્સવ સમિતિ તરફથી આ સમારંભને સફળ બનાવવામાં જે અનેક ભાઇ બેનોએ અમને સહાય આપી છે તેમનો હું અંતઃકરણપૂર્વક આભાર માનું છું. જે કાર્યક્રમ આપ સમક્ષ રજૂ કરવામાં આવ્યો છે તે તૈયાર કરવામાં મંડળના ઉત્સાહી સભ્યોએ અથાગ શ્રમ ઉઠાવ્યો છે; એની તૈયારી પાછળ તેમણે એક મહિનો થયા ખંતથી પોતાના સઘળા ફાજલ સમયનો ભોગ આપ્યો છે. એમનો ઉત્સાહ ને મંડળનું કાર્ય જાહેર જનતા સમક્ષ રજૂ કરવાની ઉત્સુકતા જો ન હોત તો આજે આપણે અત્રે ભેગા મળી શક્યા ન હોત. આથી સૌથી પહેલાં આ બેનોને હું એમની સેવાવૃત્તિ માટે મંડળ તરફથી અભિનંદન આપું છું.

વળી કેટલાંક બેનોએ ઘણા ટૂંક સમયમાં અંગત સુખ સગવડનો ભોગ આપીને આ સમારંભની ટિકિટો વેચીને મંડળને અમૂલ્ય સહાય આપી છે. તેમની મદદને અભાવે આટલી મોટી



કુમારી જીન એટન

[ પરિચય માટે જુઓ ' ફૂલવેણી '



મીસીસ જોસેફાઈન જેરીંગસ   મીસ ઇગ્મા કોપેજ

હળના વિમાનોમા ઉંચામાં ઉંચે ઉડવાનો સ્ત્રીઓનો આંતરરાષ્ટ્રીય રેકોર્ડ

આ બે બહેનોએ કર્યો

હુતિ આપી હતી. છેલ્લે "જયજય ગરવી ગુજરાત" ના માતૃસ્તવન સાથે એ સમારંભની મીઠી ફોરમ લઇ પ્રેક્ષકવર્ગ ઉઠયો હતો.

**ઈનામો અને લ્હાણી:**

આ સમારંભને પરિણામે મંડળ સુરતની જનતાનું ધ્યાન પોતાના તરફ આકર્ષી શકયું છે એટલુંજ નહિ પરંતુ તેમની સહાનુભૂતિ પણ પોતાના કાર્ય તરફ મેળવવા શક્તિમાન થયું છે. આવા સમારંભો મંડળ અવારનવાર જાહેરમાં કરતું રહે તો પોતાના કાર્યો માટે આર્થિક સહાય મેળવવા ઉપરાંત એ કાર્યોની ઉપયોગિતાની જનતાને શાખી કરાવી ખાત્રી આપી શકે એમાં શંકા નથી. આ સમારંભમાં જે જે બ્હેનોએ તનતોડ મહેનત લઇ ભાગ લીધો હતો અને મંડળના કાર્યને યશસ્વી બતાવ્યું હતું તેમનુ એક સ્નેહ સંમેલન તા. ૧૫ મી માર્ચને દિને મંડળના મકાનમાં કાર્યવાહકોએ યોજ્યું હતુ આ પ્રસંગે શ્રી. ચૈતન્યલાલ સેવકરામ ઠક્કર તરફથી સમારંભમાં કાર્ય કરનાર પાંચ બ્હેનોને ઇનામો તથા ગરબામાં ઉતરનાર બ્હેનોને પવાલાની લ્હાણી અપાઇ હતી. ઉપરાંત શ્રી. ઠાકોરલાલ માણેકલાલ વકીલ, ડૉકટર એમ. એમ. મહેતા અને શ્રી. વસન્તબ્હેન ભરતીઆ તરફથી બીજી બ્હેનોને ઇનામો અપાયા હતા અને એ રીતે સર્વના શ્રમની યોગ્ય કદર કરવામાં આવી હતી.

**મંડળના સમાચાર:**

છેલ્લી લગ્નસરા પ્રસંગે-ફેબ્રુઆરી માસમાં શ્રી. પ્રહલાદજી દલસુખરામભટ્ટ તરફથી રૂ. ૧૬૦ની કીંમતનું એક મશીન ઉપરોક્ત મંડળને ભેટ મળ્યું છે. ઉપરાંત મંડળને છુટક ભેટોમાંથી એક વધુ મશીન ખરીદવામાં આવ્યું છે. વળી સૌ. મનહરબ્હેન કૃષ્ણલાલ કાજી અને સૌ. પ્રભાવતીબ્હેન લલિતમોહન ગાંધીએ મંડળના લાઇફ ( આજીવન ) સભાસદ બની મંડળના કાર્યને પ્રોત્સાહન આપ્યું છે. એ મદદ માટે મંડળ એ સર્વનો આભાર માને છે.



# સમાલોચના

**ખંડિતમૂર્તિઓ** : લેખક : શ્રી ઇંદુલાલ ગાંધી, સમરસેટ સ્ટ્રીટ, કરાંચી, કિંમત એક રૂપિયો.

'ગુણસુન્દરીનાં વાચકવર્ગથી છેક અપરિચિત નહિ, એવા ગુજરાતમાં એક આશાસ્પદ કવિ, નાટયકાર અને નવલિકાકાર તરીકે જાણીતા થયેલા ભાઇ ઇંદુલાલ ગાંધીનો આ ટૂંકા કાવ્યોનો સંગ્રહ છે. અત્યાર પહેલાં તેમનાં ખંડકાવ્યોની બે નાની પુસ્તિકાઓ ' તેજરેખા ' અને 'જીવનનાં જળ ' પ્રકટ થઇ ચૂકેલી છે. હવે તેમની કાવ્ય પ્રતિભાને દર્શાવનારાઓ સંગ્રહ જરૂર આવકાર દાયક થઇ પડશે. આ સંગ્રહમાં ૫૪ કાવ્યો સંગ્રહાયાં છે અને એમાં માનવલાગણીઓનાં પૂર કવિતારૂપે વહતાં માલમ પડે છે. શ્રી ઇંદુલાલમાં માનવજીવનના ઉંડાણમાં ઉતરવાની શકિત છે. નજર સમક્ષની નૈસર્ગિક શકિતને અવલોકવાની ઉંડી દષ્ટિ છે અને ભાષા સાથે પ્રસાદ છે અને પરિણામે તેની કવિતા વાણી અને વિચારનું સારૂં મિશ્રણ બતાવી શકી છે. ગુજરાતી કવિતાના નવીન પ્રવાહમાં ભાઇ ઇન્દુલાલની ખંડિત મૂર્તિઓ, એક સારાં ઝરણાંનો ઉમેરો કરે છે. સુશોભનો અને ચોકખાં મુદ્રણથી એ પુસ્તક સારા ઉઠાવવાળું થયું છે.

**આલબેલ** : લેખક : શ્રી કરસનદાસ માણેક : પ્રકાશક : મગનલાલ શેઠ, કરાંચી. દોઢ રૂપિયો.

કરાંચીના જ એક બીજા સાહિત્યકારનો આ સંગ્રહ પણ ગુજરાતી કવિતા સાહિત્યના પ્રવાહમાં સારો વધારો કરે છે. " મને મારા કાવ્યોમાં શ્રદ્ધા છે " એવાં સૂચન સાથે લેખક પોતાની કાવ્યકૃતિઓની આલબેલ પૂકારે છે એ ઉપરથી જ એમની કવિતામાં એમને ઘણો આત્મવિશ્વાસ છે, એ પૂરવાર થાય છે અને એ વિશ્વાસ અસ્થાને નથી એમ આમાંની કવિતાઓનો રસ માણનારને પ્રત્યક્ષ થાય છે. છેક સામાન્ય વિષય સુધી એમની કવિતાનો વિષય પહોંચી શકયો છે, એટલે રસની વિવિધતા પણ જળવાઇ શકી છે.

**વેરાનમાં**: લેખક: શ્રી. ઝવેરચંદ મેઘાણી, પ્રકાશક: ક્ષેમશંકર મોહનલાલ દવે, ડેન્સો હૉલ, કરાંચી, કિંમત બાર આના.

મુંબઇનાં સુપ્રસિદ્ધ દૈનિકપત્ર 'જન્મભૂમિ'ના પાનાઓમાં પ્રસંગે પ્રસંગે, ખાસ કરીને ' કલમ કિતાબ 'ના પાનામાં પ્રકટ થઇ ગએલી વિચારવંત, રસિક અને ઉપયોગી વસ્તુ આ પુસ્તકમાં સંગ્રહવામાં આવી છે. શ્રી. ઝવેરચંદ મેઘાણીની સૂક્ષ્મ દષ્ટિએ માનવતાને જાગૃત કરે એવા જે કેટલાક પ્રસંગો એ પાનાંઓમાં રજુ કરેલા તે આમાં સંગ્રહાયાથી, દૈનિક વર્તમાનપત્રનું સાહિત્ય પણ છેક ફેંકી દેવા સર્જાયલું નથી, પણ જો યોગ્ય રીતે એ રજુ કરવામાં આવે તો એમાં ગ્રંથસ્થ થવા જેવા ગુણો પણ ઠીક ઠીક પ્રમાણમાં હોય છે એ પૂરવાર થાય છે.

**ઉત્તર હિન્દુસ્થાની સંગીતની સંક્ષિપ્ત ઐતિહાસિક સમાલોચના**: અનુવાદક: શ્રી સુંદરલાલ હિ. ગાંધી, પ્રકાશક: ગુજરાત સાહિત્ય સભા. અમદાવાદ. કિં. ૦-૧૦-૦

વડોદરામા ભરાયલી પ્રથમ અખિલ ભારતીય સંગીત પરિષદમાં પંડિત વિષ્ણુ નારાયણ ભાત ખંડેએ આપેલાં વ્યાખ્યાનનો અનુવાદ પ્રકટ કરીને ગુજરાતી સાહિત્ય સભાએ પોતાનુ ક્ષેત્ર માત્ર સાહિત્ય પુરતું જ નહિ પણ સંગીતાદિ લલિતકળાઓ પરત્વે પણ છે એ સારી રીતે બતાવ્યું છે. શ્રી. ભાતખંડે જેવા સમર્થ સંગીતાચાર્યે સંગીતનો આમાં વિદ્વત્તાભરેલો ઇતિહાસ આપેલો છે, અને ગુજરાતી સાહિત્યમાં આ વિષય પરના કોઇ પ્રમાણભૂત ગ્રંથના અભાવને કારણે આ અનુવાદ ઉપયોગી થઇ પડશે. શ્રી.

ઉપયોગી થશે. ભાષા બાલકોને રહેજે ગમી જાય એવી સાદી ને સરસ છે.

**કુમાર સત્યાર્થ પ્રકાશ:** પ્રયોજકઃ શ્રી. રતનસિંહ મહેતા, બી. એ., એલ. એલ બી., એડવોકેટ; મૂલ્ય: ૦–૧૨–૦.

સ્વામી શ્રી. દયાનંદ સરસ્વતીના વિખ્યાત ગ્રન્થ " સત્યાર્થ પ્રકાશ "ની આ ટુંકી આવૃત્તિ અનેક દ્રષ્ટિએ જનસમાજના આબાલ વૃદ્ધ સૌને ઉપયોગી થઇ પડશે. ખાસ કરીને ભાઇ મહેતાએ આ પુસ્તકની યોજના આપણા કુમારો અને કન્યાઓ માટે કરી છે, જેથી નાની વયમાં મોટું પુસ્તક વાંચવા અને પચાવવાનો શ્રમ તેમને લેવો ન પડે અને તેમ છતાં આ પુસ્તક મૂળ પુસ્તકના અનેક સુંદર તત્વો સાચવી રાખતું હોવાથી, મૂળ પુસ્તકના અભ્યાસ જેટલી જ અસર તેમના કુમળા મગજો ઉપર થાય ઉપરાંત અત્યારના ધમાલીઆ જીવનમાં મોટેરાઓ મૂળ પુસ્તક વાંચવા જેટલો સમય અને ધીરજ ન ધરાવતા હોય તો તેમને પણ આ પુસ્તક ઉપયોગી થશે.

**હરિયે હવ લાગ્યો:** લેખકઃ શ્રી ચન્દ્રભાઇ કા. મટ્ટ. પ્રકાશક: શ્રી કાન્તિ કાકા મૂલ્ય: ૦–૩–૬.

પ્રકાશકની " ચાલો વિચારીએ ગ્રન્થમાળા "નું આ પુસ્તક પહેલા વર્ષનું ૫ મું પુસ્તક છે. યુરપની ગોરી પ્રજાએ આફ્રિકાની કાળી પ્રજાને ગુલામીના બંધનોમાં જકડી તેમના ઉપર જે કાળો કેર વર્તાવ્યો હતો અને તેમના શરીરોને ગુલામો તરીકે વેચવા ઉપરનાં તેમના માલ મીલ્કત અને પ્રદેશ–ભંડાર જાય રચવાને નામે પચાવી પાડયા, તેનું વર્ણન વાર્તા રૂપે બાલભોગ્ય ભાષામાં આ પુસ્તકમાં અપાયું છે બાળકોને આ રીતે રાજ્યકીય પ્રશ્નોનું જ્ઞાન સહેલાઇથી આપી શકાશે.

**અભય નિવાસ:** ઉપર જણાવેલા લેખક-પ્રકાશક ભાઇઓના મંત્રીત્વ હેઠળ અમદાવાદ નજીક સીંગરવા ગામ પાસે આવેલી આ શિક્ષણ સંસ્થાનો પરિચય તેના સિદ્ધાંતો આ પુસ્તિકામાં સમજાવ્યા છે. શિક્ષણ પ્રદેશમાં એ નવીન પ્રયાસને અમે વધાવી લઇએ છીએ.

**સોયા બીન કોફી:** મેસર્સ સોયાબીન પ્રોડકટસ કંપની, ( ૧૭ B, એલ્ફીન્સ્ટન સર્કલ કોટ, મુંબાઇ ) તરફથી અમને સોયાબીનમાંથી બનાવેલી કોફીનો એક ડબ્બો નમુના તરીકે મળ્યો છે. બુંદ દાણાની કોફી જેવો જ રંગ અને સ્વાદ આ કોફીનો છે. બનાવનારાઓ કહે છે કે બુંદની કોફી કરતાં વધુ ઉપયોગી તત્વો તાજગી અને તાકાત આપનારા તત્વો આ કોફીમાં છે. અને બાળકો માટે ખાસ ગુણકારી છે.

---

## સાભાર સ્વીકાર:

(૧) **આર્યજ્યોતિ:** સંપાદક: શ્રી. વલ્લભદાસ ર. મહેતા. વર્ષ ૩; અંક ૧ થી ૧૨. (૨) **પ્રજામંડળ:** તંત્રીઃ શ્રી. પ્રાણલાલ કા. મુનશી. પુ. ૩; અંક ૪ થી ૬. (૩) **તરૂણ પાલણપૂર:** તંત્રીઃ શ્રી. કનૈયાલાલ ભ. મહેતા. પુષ્પ ૭–૮; પાંખડી ૧–૨. (૪) **વ્યાપારી જગત** તંત્રી શ્રી. સી. પી. કોઠારી. વર્ષ ૧; અંક ૧. (૫) **मैनिक**: સંપાદક: શ્રી કૃષ્ણદત્ત પાલીવાલ. ભાગ ૧૨; સંખ્યા ૩૪-૩૮. (૬) **અનાવિલ જગત:** તંત્રીઃ શ્રી. બળવંતરાય મણીભાઇ દેસાઇ. પુ. ૨; અંક ૬ થી ૯. (૭) **જૈનોદય:** સંપાદિકાઃ સૌ. કંચનગૌરી સઘવી. વર્ષ ૧; અંક ૨. (૮) **ભટ્ટ ભાસ્કર:** તંત્રીઃ શ્રી. ચુનીલાલ પુ. બારોટ. પુ. ૧૫; અંક ૧. (૯) **સર્વોદય:** તંત્રીઃ શ્રી. ગુલઝારીલાલ નંદા, વર્ષ ૧; અંક ૧–૨ (૧૦) **રશ્મિ** તંત્રીઃ પ્રો. ગૌરીપ્રસાદ ઝાલા ( સેંટ ઝેવીયર્સ કોલેજ, ગુજરાતી સાહિત્ય મંડળ તરફથી ). ૧૯૩૫–૩૬, પુસ્તક ૨ (૧૧) **આદર્શ કિશોર** તંત્રી શ્રી. ચંદુલાલ શાહ પુ ૧; અંક ૧–૨. (૧૨) **તિરંદાજ:** તંત્રીઓ: શ્રી. રતિલાલ ભ. ઠક્કર અને ડો. એસ. એચ. પાન. પુ. ૩; અંક ૧૧. (૧૩) **જીવન માર્ગદર્શક:** લેખક: ડો. મોતીવાલા હીપનોટીસ્ટ.

# ગલિયારા સાહિત્ય પારિતોષિક

## ઉગતા લેખકોને મળેલાં ઈનામો

શ્રી ગલિયારા સાહિત્ય પારિતોષિકના વ્યવસ્થાપક શ્રી. જહુરાય ડી. ખંધડિયા જણાવે છે કે, અગાઉ પ્રકટ થએલી પત્રિકામાં આ વર્ષનાં ઇનામો ' ઉગતા લેખકો 'માં વહેંચવાનું નક્કી થયું હતું. અને તે વખતે આસરે રૂ. ૫૫૫, વહેંચવાનો ઇરાદો હતો. પરંતુ ઉમેદવારોની સંખ્યા વધી જવાથી તેમજ સર્વને ઉત્તેજન આપવું એવી નીતિ નક્કી થયાથી તે ઇનામની રકમ વધારીને રૂ. ૬૯૦ ની રકમ નક્કી કરવામાં આવી છે. એ ઇનામો નીચે મુજબ વહેંચવાનું જાહેર કરવામા આવે છે:

**પુરૂષ લેખકો,**

| | | | કુલ રૂપીઆ | |
|---|---|---|---|---|
| ૧ | રા સુરેશ ગાધી ( કરાચી ) ... ... | ૧ લું ઇનામ | રૂા. ૧૦૦) | |
| ૨ | રા. પુરૂષોતમ ખીમજી ચૌહાણ ( ઝરીઆ ) .. | ૨ જું | ,, ,, | ૫૦) | |
| ૩ | રા. અમીરઅલી જાફરઅલી ( ઇંદોર ) ... | ૩ જું | ,, ,, | ૨૫) | |
| વધારાના ૩૮ / ૪૧ | ઇનામો દરેક રૂા. ૧૦) ના ઉત્તેજન દાખલ. ઇનામ મેળવનારાઓના નામની યાદી નીચે આપી છે. | ,, | ,, ૩૮૦) | ૫૫૫) |

**સ્ત્રી લેખિકાઓ,**

| | | | | |
|---|---|---|---|---|
| ૪૨ | (૧) શ્રી પેરીનબ્હેન માસ્ત્રી ( અમદાવાદ ) . | ૧ લું ઇનામ | ,, ૫૦) | |
| ૪૩ | (૨) શ્રી રંભાબ્હેન ગાધી ( કલકત્તા ) . | ૨ જું ,, | ,, ૨૫) | ૭૫) |

**બાલ લેખકો,**

| | | | | |
|---|---|---|---|---|
| ૪૪ | (૧) લવજી હરજી પટેલ ઉ વ. ૧૩ (જામનગર) | ૧ લું ઇનામ | ,, ૨૫) | |
| ૪૫ | (૨) મણીશંકર અં. રાવળ ઉ. વ. ૧૩ (બાવળા) | ૨ જું ,, | ,, ૧૫) | |
| ૪૬ | (૩) ભાનુ પી. પંડયા ઉ. વ. ૧૩ (ઘાટકુપર) | ૩ જું ,, | ,, ૧૦) | |
| ૪૭ | (૪) કુમારી મધુકાન્તા ઉ વ. ૧૪ (કરાંચી) | ખાસ ઇનામ | ,, ૧૦) | ૬૦) |
| કુલ ૪૭ | ઇનામો | | કુલ રૂા. | ૬૯૦) |

(૨) ૧૯૩૭ ના ઇનામો ગુજરાતી પત્રકારિત્વ વિભાગને આપવા એવું નક્કી થયું છે. તેની વિગતો યોગ્ય સમયે જાહેર કરવામાં આવશે.

### પુરૂષ લેખકોને ઉત્તેજન દાખલ અપાયલા દરેક રૂા. ૧૦) એવા વધારાના ૩૮ ઇનામો મેળવનારાઓનાં નામો.

શ્રીયુક્તો:—

૧ કાન્તિ વડોદરીઆ, ભાવનગર.
૨ મનુ કુમાર નેગાંધી, જામનગર.
૩ પંડયા હીરેશ્વર લાલજી, સુત્રાપાડા.
૪ ગટુભાઇ રાઠોડ, બીલખા.
૫ અંબાલાલ જે. પટેલ, અમદાવાદ.
૬ મનુ હ. દવે, સિદ્ધપુર
૭ શાન્તિલાલ ઠાકરસી, બાબરા.
૮ જયંતિલાલ મા, ટાંક, વડોદરા.

શ્રીયુક્તો:—

૯ પ્રિયવદન બક્ષી, ડભોઇ.
૧૦ ચંદુલાલ શુકલ, રાજકોટ.
૧૧ મધુસુદન બી. દેસાઇ, અમદાવાદ.
૧૨ ધૈર્યચંદ્ર આર બુધ્ધ, લાઠી.
૧૩ શાન્તિ કુમાર પંડિત, વંથલી.
૧૪ ભગવાનલાલ જે. મહેતા, અમદાવાદ.
૧૫ હરિલાલ પંડયા, રાજકોટ.
૧૬ માધવજી મોતીભાઇ પટેલ, ભાલંભા.

૧૭ જેઠાલાલ છો. શાહ, સાવલી.
૧૮ મુકુંદ પરાશર્ય, ભાવનગર.
૧૯ પ્રસન્ન નગીનદાસ વકીલ, મુંબઇ,
૨૦ વસંતલાલ એ. શુકલ, હુણાવાડા.
૨૧ સકરચંદ પોપટલાલ શાહ, અમદાવાદ.
૨૨ ગુલાબભાઇ પરાગજી દેસાઇ, વરિયાવ.
૨૩ રમણિકલાલ ચરાલવાળા, અમદાવાદ.
૨૪ પટેલ જયંતિલાલ સાઇલાલ, કડી.
૨૫ હરસુખરાય ગો. માંડલીઆ, કુંચ્છ-માંડવી.
૨૬ જયંતિલાલ ગંગાદાસ શાહ, કલકત્તા.
૨૭ નવિનપ્રસાદ ડી. પંડયા, અમદાવાદ.
૨૮ ભવાનીપ્રસાદ શુકલ, વડોદરા.
૨૯ નાથાલાલ દવે, ભાવનગર.
૩૦ ગુણવંત જોશી, ભાવનગર.
૩૧ ધનવંત શ્રોફ, અમદાવાદ.
૩૨ પ્રીતમલાલ ઝવેરી, મુંબઇ.
૩૩ શા. કનૈયાલાલ છગનલાલ, વડોદરા.
૩૪ નિર્મળચંદ્ર દેસાઇ, સુરત.
૩૫ રમણલાલ લલ્લુભાઇ પંડયા, ડભોઇ.
૩૬ પ્રભાકર બેચરલાલ રાચ્છ, કરાંચી
૩૭ મગનલાલ માધવજી ટાંક, વડોદરા.
૩૮ લક્ષ્મીચંદ ગુલાબચંદ ઝવેરી, મુંબઇ.

(૩) ઉપર જણાવેલા સર્વ ઇનામોની રકમો તા. ૩૧ મી માર્ચ ૧૯૩૬ આસપાસ મનીઓર્ડરથી મોકલી આપવામાં આવશે.

(૪) સર્વ લેખકો તરફથી આવેલા ખાસ લેખો તેમજ મંતવ્ય બનતાં સુધી માસિકોમાં પ્રગટ કરવામાં આવશે.

(૫) આ ઇનામો વહેંચવા માટે ઉમેદવારોના પત્રકો વગેરે તપાસી જવામાં ગુજરાતના જાણીતા કવિ શ્રી કેશવ હ. શેઠે પોતાના અમુલ્ય સમયનો ભોગ આપીને જે મદદ કરી છે તે માટે તેમનો આભાર માનવામાં આવે છે.

લી० સેવક,
જદુરાય ડી. ખંધડીઆ,
વ્યવસ્થાપક,
શ્રી ગલિયારા સાહિત્ય પારિતોષિક.

મુંબઇ તા. ૭ મી માર્ચ ૧૯૩૬.

# ફૂલવેણી

## [૧] એમી મોલીસનનું નવું સાહસ

ઇગ્લાંડથી ઓસ્ટ્રેલીયા, એકલી ઉડનારી સૌથી પ્રથમ મહિલા મીસીસ એમી મોલીસન. ૩૩ વર્ષનું આજે એનું વય છે. વિમાની ઉડ્ડયનની દીશામાં તે નવુંજ સાહસ ખેડવા અને એ રીતે મેળવેલી કીર્તિમાં વધારો કરવા તે તૈયાર થઇ છે. વળી એ નવી દીશામાં પણ પહેલ કરનારી તો તેજ છે. દુનિયાના બધાય ભાગોમાં વિમાની પર્યટનો કરવા માટે તેણે લંડનમાં એક કંપની સ્થાપી છે. ઇચ્છા હોય તો એમાંથી આનંદ પર્યટનોની યોજના પણ કરી શકાશે.

૧૯૩૨ નો રેકોર્ડ તોડનારા એક વિમાની મી૦ જેમ્સ મોલીસનને પરણતા પહેલાં એમી, એમી જોનસન હતી. તેણે એમી જોનસનને નામે વિમાની ઉડ્ડયનની દુનિયામાં નામના મેળવી લીધી હતી અને જેમ્સ મોલીસન પણ એવોજ સાહસિક હતો. એ બન્નેના સાહસિક દીલ ખેંચાયા અને એમી-મોલીસનનું યુગલ જામ્યું.

એમી મોલીસનની આ નવી યોજના ઘણીજ મઝાની છે એ યોજના વિષે એમીએ એક વાર્તાલાપમાં જે વિચારો દર્શાવ્યા તે તેનાજ શબ્દોમાં અત્રે ઉતારીએ:

" આનંદપર્યટનની આખીય પ્રથામા હું ક્રાંતી લાવવા માગું છું અર્વાચીન વિમાનીપ્રવાસના દિવસોમાં દુનીયા જોવાનું કેટલું સહેલું અને સલામત છે તે હું મારા ગ્રાહકોને બતાવવા ઇચ્છુ છું.

એક અઠવાડીયામાં તો હુ તેમને લંડનથી પેરીસ અને બર્લીન અને જો ઇચ્છા હોય તો ત્યાંથી મોસ્કો પણ લઇ જઇ શકું. આવી રીતની યોજનાથી યુરોપની જુદી જુદી પ્રજાના લક્ષણોનો અભ્યાસ અને સરખામણી થઇ શકે એટલુંજ નહિ પણ, પ્રજા પ્રજા વચ્ચે સારી સમજ પણ એથી ઉપજાવી શકાય.

મારી ઇચ્છા તો મારા ઉતારૂઓને અસાધારણ એશઆરામ આપવાની છે. તેમને જરા પણ ચિંતા ઉપજતી રહે એવું હું નહિ રહેવા દઉં. એમાં સાહસ તો હું જરાય નહિ ખેડું અને સારી હવામાંજ ઉડ્ડયન કરીશ.

વળી આ પ્રવાસ યોજવા માટે જે વિમાન હું વાપરવાની છું તે વિમાન ખાસ તૈયાર કરાવેલું છે. ડી. હેવીલેન્ડ કંપનીએ એ બનાવ્યું છે બે ઇન્જીન વાળું ડ્રેગોન એ બનશે અને એના આંતર શણગાર અને ફરનીચર વગેરે ના૦ સમ્રાટના ખાનગી વીમાનનાં જેવાંજ બરાબર બનશે.

ઝાંખા લાલ મોરક્કો ચામડાંના હાથાવાળી આરામ ખુરસીઓ એમાં બેઠક તરીકે રહેશે. ના૦ સમ્રાટનાં ખાનગી વિમાન અને મારા વિમાન વચ્ચે તફાવત એટલોજ રહેશે કે બહારથી મારૂ વિમાન રૂપેરી લાગશે. રૂપેરી અને લાલ એ મારી રંગયોજના છે.

હજી તો કંપનીની સ્થાપના હમણા જ થઇ છે છતાં મારા જાણવામાં આવ્યું છે તે પ્રમાણે વરદીઓ આવવા માંડી છે.

મારા આ પ્રથમ પ્રવાસમાં એક અંગ્રેજ શહેરના મેયર, એલ્ડરમેન અને તેમની પત્નીઓ રહેશે. તેઓ પર્યટનની યોજના કરી રહ્યા છે અને ક્યાં જવું છે તેનો એકવાર તેઓ નિર્ણય કરી નાખે એટલે હું કયે માર્ગે જવું તે નક્કી કરી આપીશ અને હોટેલની તેમ જ બીજા નિસર્ગ અવલોકન વગેરેની અને ભાડાની યોજના કરી નાખીશ.

એકંદરે ભાડું ઘણું જ વાજબી રહેશે. અલબત્ત, સહેલગાહે લઇ જતી આગબોટો કરતાં તો જરા કે સહેજ વધારે રહેશે. પરંતુ મારા ઉતારૂઓ, સ્ટીમરના ઉતારૂઓના કરતાં જોવા જેવું વધારે જોઇ શકશે. વિમાનમાં તેઓ હશે ત્યારે જ

આખીય દુનીયા તેમની હોજ જણાઇ રહેશે એટલે માત્ર જોવાને ખાતર જોવામાં ઝાઝો સમય તેમને લાગશે નહિ.

મેયર અને એલ્ડરમેનને સહેલગાહ કરાવીને પાછા આવ્યા બાદ, હું મારા એ વિમાનમાં યુરોપની ફરતે જવાની યોજના કરાશ. પાછળથી હું બીજું વિમાન પણ તૈયાર કરાવવા ધારું છું કે જેથી એક યુરોપની ફરતેના પ્રવાસ માટે કાયમને માટે રાખી શકું અને બીજું ખાસ સહેલગાહ માટે ઉપયોગમાં લઇ શકું. સમય જતાં લંડનથી ચીન જપાન, સોવીએટ રશીયા અને દૂર પુર્વ સુધી આવી સહેલગાહો યોજવાની મારી મુરાદ છે.

પર્યટન અને સહેલગાહને માટે નવીજ દ્રષ્ટિ આપવી છે. જો વિમાનમાંથી કોઇને ફોટોગ્રાફ લેવા હશે તો મારું વિમાન તેમની સેવામાં હાજર રહેશે. જો તેમને સંગ્રહસ્થાનો, દેવળો અને કલા ગેલેરીઓ જોવી હશે તો હું બધીય વ્યવસ્થા કરીશ:

પણ પર્યટન અને સહેલગાહમા પણ અદ્‌ભુતના અને સૌન્દર્ય લાવવાની મારી મુરાદ છે. સહરાના રણમાંથી હું રાત્રે ઉડી ત્યારે તે કેટલું સુંદર લાગતું હતું તે હું કદી નહિ ભુલું. ચાંદનીમા પીરામીડોનું સૌન્દર્ય તો કદી પણ નહિ ભુલું. ”

જો વિમાની ઉડ્ડયનના દરો વધારે નહિ હોય તો એમી મોલીસનની યોજના સારા પ્રમાણમાં ઘરાકો મેળવશે એમા શંકા નથી.

## [ ૨ ] હિન્દની મહારાણીઓ

મહિલાપ્રવૃત્તિ અને બીજી શહેર ચળવળોમાં રાજ્યકર્તા કુટુમ્બોમાંની કેટલીક મહારાણીઓ સક્રિય રસ લઇ રહેલ છે તે નોધતાં આનંદ થાય છે. છેલ્લી અને તે પહેલાંની મહિલા પરિષદોમાં ભાગ લેવા માટે મયુરભંજ, ત્રાવણકોર અને વડોદરાની મહારાણીઓનાં નામ જાણીતાં છે. ‘ઇન્ડિયન કો-ઓપરેટીવ રિવ્યુ ’ના ચાલુ અંકમાં તન્ત્રીસ્થાનેથી લખવામાં આવ્યું છે:

“ ઇદોરનાં મહારાણી સાહેબા હોલ્કર જેમણે ઇન્દોર પ્રિમીયર કો-ઓપરેટીવ બેન્કનું ભવ્ય અને સુસજ્જિત મકાન ખુલ્લું મૂક્યું છે તેઓ સહકાર પ્રવૃત્તિનાં એક સાચાં હિતચિન્તક છે. સન્નારીઓની એક મોટી સંખ્યાએ મધ્ય હિન્દ, રાજપૂતાના, ગ્વાલીયર અને હોલ્કર રાજ્યોની સહકારી પરિષદોમાં સક્રિય ભાગ લીધો છે અને ઇન્દોર રાજ્યમાં સ્ત્રીઓ સહકાર પ્રવૃત્તિમાં ખરેખર ઉપયોગી ભાગ ભજવી રહી છે એવી છાપ આપણા મન પર પાડી છે. ”

જેમ મહારાણી હોલ્કર સહકાર પ્રવૃત્તિનાં એક મિત્ર અને આશ્રયદાતા છે તેમ ના. મહારાજ પણ જનતાના હિતચિન્તક હોય તેમ જણાય છે. ઉપર જે પત્રમાંથી અવતરણ કર્યું છે તે આગળ જણાવે છે:

“ સહકાર પ્રવૃત્તિનાં ધ્યેયનું મહારાજાએ કરેલું આવિષ્કરણ સ્પષ્ટ તેમજ સચોટ હતું. તેઓ નામદારે યોગ્ય રીતે જ એ મુદ્દો આગળ ધર્યો હતો કે આપણું રાષ્ટ્ર જે આર્થિક પ્રશ્નને અંગે ખૂબ સહન કરી રહ્યું છે તે પ્રશ્ન સંપત્તિની અયોગ્ય વહેંચણીનો છે અને સામાજિક ધોરણમા કોઇ ઉદ્દામ ફેરફારો કર્યા સિવાય સંપત્તિની પુનઃ વહેંચણી થાય એવા દ્રષ્ટિબિન્દુથી આ મુદ્દો સમજવો એ સરકારો તેમજ પ્રજાની ફરજ છે. ખેડૂતોના હિત માટે પણ તેઓ નામદારે લાગણી બતાવી હતી અને જણાવ્યું હતું કે નબળી ખેતીવાડીવાળો કોઇ પણ દેશ ઉન્નતિ સાધના કરી શકયો નથી. ”

સંપત્તિની અસમાન વહેંચણી વિષે અને સમાન વહેંચણીની જરૂરીઆત વિષે મહારાજા હોલ્કરે જે કહ્યુ છે તે કોઇ સમાજવાદીએ કહ્યું હોત અલબત્ત, તેઓ વ્યવહારમાં સો ટકા સમાજવાદી હોય એમ અમે માનતા નથી તો પણ તેઓ અને તેમના પત્ની ઇન્દોરમાંથી ગરીબી અને અજ્ઞાનનો નાશ કરવા માટે ઘણું કરી શકે તેમ છે.

[ મોડર્ન રિવ્યુ-કલકત્તા ]

## [ ૩ ] ડેમ લોરા નાઈટ

રોયલ એકેડેમીના સભ્ય તરીકે એક સ્ત્રીની ઘણે લાંબે સમયે ચુંટણી થઇ છે. ૧૭૫૮ માં એકેડેમીની સ્થાપના થઇ હતી, તે પછી આજ દીન સુધીમાં એના સભ્યપદનું માન માત્ર ત્રણ જ સ્ત્રીઓને મળ્યું છે એમાં પણ આજે જીવંત હોય એવાં તો એક માત્ર ડેમ લોરા નાઇટ જ છે. એના પહેલાં આ માન મેળવનારી મહિલાઓ મેરી મોઝરને નામે ઓળખાતાં મીસીસ મેરી લોઇડ અને મેરી એન્જેલીકા કોફમેન હતાં.



ડેમલોરા નાઈટ

જો કે એ બન્ને તો એકેડેમીની સ્થાપના વખતથી જ સભ્ય હતા. એટલે, એના સભ્ય તરીકે ચુંટાનાર તો ડેમ લેરા નાઇટ સૌથી પ્રથમ છે.

ડેમ લોરા નાઇટ નોટીંગહામના વતની છે, ત્યાંની કળાશાળામાં તેમણે અભ્યાસ કર્યો હતો. ૧૯૦૩ મા તેઓ ચિત્રકાર મી. હેરોલ્ડ નાઇટને પરણ્યા હતા અને એજ વર્ષમાં રોયલ એકેડેમીમાં સૌથી પ્રથમ તેમણે તેમનાં ચિત્રોનુ પ્રદર્શન ભર્યું હતુ.

છેક બાળવયથી તેમને ચિત્રકળાનો શોખ હતો. નોટીંગહામ આર્ટ સ્કુલમાં પાંચ વર્ષ સુધી તેમણે અભ્યાસ કર્યો હતો, તેમના પતી મી. હેરોલ્ડ નાઇટ પણ ત્યા જ અભ્યાસ કરતા હતા. અને એ અભ્યાસકાળ વચ્ચે જ તેમનામાં સ્નેહ ઉપજ્યો એનું પરિણામ લગ્નમાં આવ્યું હતું.

ફ્રાન્સ અને હોલાંડમાં પણ તેમણે અભ્યાસ કર્યો હતો. આજે તો સરકસજીવનના ચિત્રોનાં ચિત્રકાર તરીકે તે નિષ્ણાત લેખાય છે.

શરૂઆતનો તેનો અનુભવ કડવો હતો. રોયલ એકેડેમીમાં તે એક પછી એક ચિત્ર મોકલતી જતી અને એ ચિત્રો રદ થતાં જતાં, છતાં તે હતાશ નહિ થઇ. અલબત્ત, તેણે એ ઇન્કારાયલાં ચિત્રોનો તો નાશ જ કર્યો હતો. પણ વધારે સારાં ચિત્રો માટે તેણે પ્રયાસ ચાલુ રાખ્યો હતો.

૧૯૨૭ માં તેને રોયલ એકેડેમીની એસોસીએટ બનાવવામાં આવી હતી. તે પછી છ મહિને તેના પતિને પણ એ માન મળ્યું હતું, ૧૯૨૯ માં તેને ડેમ ઓફ ધી બ્રીટીશ એમ્પાયરનો ખીતાબ આપવામાં આવ્યો હતો. આવી રીતે બહુમાન પામનાર ડેમ લોરા સૌથી પ્રથમ સ્ત્રી કલાકાર હતી.

એક સમયે એક બેલેટનું તેને આકર્ષણ થયું અને એ વિષય ઉપર તેણે ઘણીય સુંદર આકૃતિઓ ઉપજાવી. એ ચિત્રો દોરવામા પણ બેલટના તત્વોની ખુબીઓ સારી રીતે જાણી શકાય તે માટે, તેણે પોતે બેલટ નૃત્યની તાલીમ લીધી હતી.

હવે રોયલ એકેડેમીના એસોસીએટ તરીકે એક જ સ્ત્રી છે. એનું નામ મીસીસ ડોડ પ્રોક્ટર. એ ઉપરાત ૧૯૨૨ મા મીસીસ એની સ્વીનરટન એસોસીએટ ચુંટાયાં હતાં. પરંતુ ૧૯૩૩ માં તેમનું અવસાન થયું હતું.

## [૪] ન્યુયોર્કની જેન આદમ્સ, મીસ લીલીયન વોલ્ડ

માંદાઓ, ગરીબો નીરાધારોના આર્તનાદને એ અવગણી ન શકી. ઓહીયોમાં જન્મેલી એ યહુદી સુંદર અને તરુણ બાળાએ માતાપિતાનાં ઘરનો ત્યાગ કર્યો અને તે ન્યુયોર્ક આવી.

તેના હૈયામાં ઉંચી આશાઓ હતી. તેની સમક્ષનું કાર્ય શું હતું તે, તે જાણતી હતી. વર્ષોની સતત અને સખ્ત તાલીમ, થોડા વા કોઇક વાર તો મુદલ બદલા વિના ભારે પરિશ્રમ કરવાનો

હતો, પણ એની તેને કાંઇ પડી ન હતી.

ન્યુયોર્કની નર્સો માટેની હોસ્પીટલમાં ટ્રેનીંગ સ્કુલમાંથી સ્નાતક થયા પછી, ન્યુયોર્કનાં પૂર્વ બાજુનાં વિસ્તારોમાં લીલીઅન ડી. વોલ્ડે પોતાનું કાર્ય શરૂ કર્યું. કાર્યની શરૂઆતમાં જ મીસ લીલીઅન વોલ્ડને જણાઇ ગયું કે, દુઃખ માંદગી અને હતાશાનું ત્યાં સામ્રાજ્ય વ્યાપેલું હતું. એટલે તેને 'પરીચારીકા સેવા'ની સ્થાપના કરવાનો તેને વિચાર આવ્યો. તેણે સહાય મેળવવા પ્રયાસ કર્યો અને ૨૬૫, હેન્રી સ્ટ્રીટ, ન્યુયોર્ક ખાતે મકાન મળ્યું. અને આમ હેન્રી સ્ટ્રીટ સેટલમેંટની સ્થાપના કરાવી. આજ દીન સુધી એ કાયમ છે.



મીસ લીલીયન વોલ્ડ

ચાલીસ વર્ષો સુધી મીસ લીલીયન વોલ્ડ એનાં અધિષ્ઠાતા હતા. ૧૯૩૩ માં ૬૬ વર્ષની વયે તેઓ પહોંચ્યા અને તેમણે એ સંસ્થાના વડા તરીકેનાં પદ પરથી રાજીનામું આપ્યું. પણ તેમણે કરેલાં કાર્યો તો બધાંય ચાલુ જ રહ્યાં. જાન્યુઆરી માસનાં અઠવાડીયામાં બ્રુકલીન સ્ટ્રીટ હાઇસ્કુલના વીદ્યાર્થીઓએ શહેરના અગ્રગણ્ય શહેરી તરીકેનો ચંદ્રક તેમને અર્પણ કરવાનો નિર્ણય કર્યો.

મીસ લીલીયનને ન્યુ યોર્કની જેન આદમ્સ કહેવામાં આવે છે. સેટલમેંટના વડા રેસીડન્ટ તરીકે તેઓ સતત પ્રવૃત્તીશીલ હોવા ઉપરાંત તેમણે સંસ્થા માટે પણ ઘણી સારી પ્રતિષ્ઠા જમાવી છે.

એમનાં કાર્યની કીર્તિ એટલી બધી વધતી ગઇ કે તેમને નાણાં માટે અપીલ કરવાની પણ જરૂર રહી નહિ. માત્ર ઓફીસરો સાથે થોડીક વાતચીત તેમને કરવી પડતી અને તેમને નાણાં મળી રહેતાં.

ગરીબો માટે તેઓ લડયાં છે અને હજી ય લડી રહ્યાં છે.

ન્યુયોર્કમાં એક વાર હેલેના હંટીંગટને તેમને માટે નીચેના શબ્દો લખ્યા હતા:

"પ્રજાને મન, મીસ લીલીયન વોલ્ડની, જેન એડમ્સ, કેરી ચેપમેન કેટ અને બીજી થોડીક રાષ્ટ્રીય વીરાંગનાઓમાં ગણના થાય છે. માનવ સ્વભાવ અને વાસ્તવિકતાનાં તેમનાં જ્ઞાન પ્રત્યે સન્માન બતાવાય છે."

## [૫] મીસ જીન બેટનનું સન્માન

ન્યુઝીલેન્ડની એ વિખ્યાત તરૂણી છે. વિમાની સાહસમાં અપૂર્વ નામના મેળવનારી એ તરૂણી મીસ જીન બેટન ફરીથી વર્તમાનપત્રોમાં ગવાઇ રહી છે. પણ આ વેળા કોઇ નવો ઉડ્ડયનનો રેકોર્ડ કરવા માટે નહિ, પણ અગાઉ કરેલા એવા સાહસ માટે તેની કદર થઇ રહી છે એને અંગે તેને તેને વર્તમાનપત્રોમાં આગળ પડતું સ્થાન મળી રહ્યું છે. ગયા નવેમ્બર માસમાં દક્ષિણ આટલાંટીક ઉપર એકલઉડ્ડયન કરવા માટે તેને સન્માન મળ્યું છે.

૧૯૩૫ ના વર્ષની દુનિયાનાં નારી સમુદાયની એ જ્વલંત સિદ્ધિ છે. દક્ષિણ આટલાંટીક પર ઉડ્ડયન કરીને કુમારી જીન બેટને દુનિયાભરમાં ત્રણ રેકોર્ડો કર્યા.

(૧) દક્ષિણ આટલાંટીક ઉપર સહુથી વધુ ઝડપી એકલઉડ્ડયન તેણે કર્યું: ૧૩ કલાક અને ૧૫ મીનીટમાં તે એટલું ઉડી. અગાઉ આ રેકોર્ડ ૧૬ ૧/૨ કલાકનો હતો.

(૨) દક્ષિણ આટલાંટીક પર ઉડનારી તે સહુથી પ્રથમ સ્ત્રી હતી.

(૩) લીમ્પની-કેન્ટન સહુથી વધુ ઝડપી ઉડયન

તેણે કર્યું. ૬૧ કલાક અને ૧૫ મીનીટ માત્ર એ ઉડ્ડયન માટે તેને લાગી હતી.

આ અપૂર્વ સિદ્ધિઓ માટે ફ્રેન્ચ વીમાની સ્ત્રીઓ અને પેરીસની વીમાની કલબોએ તેને સન્માનથી નવાજી છે. નિષ્ણાત વિમાની મહિલા તરીકે તેની કીર્તિને છાજે એવા આવકારથી તેઓએ તેને નવાજી છે.

હોસ્પીટલ અને રેડક્રોસના કાર્ય માટે વિમાનોનો ઉપયોગ વધુ ને વધુ પ્રમાણમાં થાય તે માટે કામ કરનારા બેરોનેસ ડી વોન્ડયોરના આમંત્રણથી મીસ જીન બેટન લંડનથી પેરીસ ગઇ હતી.

જે દીવસે તે પેરીસ પહોંચી તે દીવસની સાંજેજ તે ફ્રેન્ચ એરોનાટીક ફેડરેશનના ઉડ્ડયન વિભાગની મહેમાન હતી. સોરબોન ખાતે યોજાયેલાં એક વ્યાખ્યાન પ્રસંગે તે વેળા ફેડરેશનના પ્રમુખ મોં. લોરેન્ટ ઇનાક કે જેઓ કેટલીયવાર ફ્રાન્સના વિમાન ખાતાના પ્રધાન બની ચુકેલા છે તેમણે અને જાણીના લશ્કરી વિમાની કર્નલ પીએરે વીલ્ને વ્યાખ્યાનો કર્યાં હતાં અને તેનાં સાહસનાં ત્યાં વખાણ થયાં હતાં.

બીજે દિવસે તો સ્ત્રીઓનોજ સમારંભ હતો ઘણી ફ્રેંચ વિમાની સ્ત્રીઓને મળ્યા પછી જીન બેટન એક ભોજન સમારંભની મુખ્ય મહેમાન બની હતી. સફેલ ઇન્ટ્રેવી ખાતે એ ભોજન સમારંભ યોજવામાં આવ્યો હતો. તેની સાથે જ એક બીજી જાણીતી મહિલા પણ મહેમાન બની હતી એનું નામ માર્કવીસ ડી નાઓલી. રેડક્રોસ થાણાઓનું અવલોકન કરી આફ્રીકાથી તે આવી હતી.

બ્રાઝીલની સરકારે પણ તેને સન્માની છે. બ્રાઝીલીયન વિમાની દળે તેને તેના રેકોર્ડ ઉડ્ડયનના સ્મરણમાં વિમાની ઉડ્ડયનની 'પ્રતિભા સરખું' કાંસાનું 'પુતળું' ભેટ આપ્યું છે. આ અંકમાં અન્યત્ર આપેલું છે.

## [ ૬ ] ઇરાન પડદો ફગાવે છે

સ્ત્રી સ્વતંત્રતાની ચળવળ અને એની સિદ્ધિ માટે ઉપયોગમાં લેવાના સાધનો, આજના પ્રગતિમાન ઇરાનનો આ એક મુખ્ય પ્રશ્ન છે. છેલ્લા થોડાક વર્ષોમાં તુર્કસ્તાને જે અપૂર્વ પ્રગતિ સાધી છે એજ પ્રગતિને ઇરાન પણ અનુસરી રહ્યું છે. પણ એ પ્રગતિમાં કેટલાક ભેદ તો રહે છે જ.

ઇરાનના પુરૂષ વર્ગે માથાના પોશાક તરીકે યુરોપીયન હેટને અપનાવી ત્યારથી જ સ્ત્રીઓનો પડદો ફગાવી દેવાની પ્રવૃત્તિને ઝાઝો સમય નહિ લાગે એવી સામાન્ય સમજ ફેલાઇ ગઇ હતી અને નવા વર્ષની શરૂઆતથી જ એની જાહેરાત પણ થઇ.

છેલ્લા કેટલાક સમયથી જાહેર કેળવણીના ખાતા તરફથી સ્ત્રી સંસ્થાઓ અને ગર્લ ગાઇડોની સ્થાપનાઓ દ્વારા, બીન અમલદાર વર્ગની તરૂણ પેઢીની સ્ત્રીઓને જાહેર પ્રવૃત્તિઓમાં વધારે ને વધારે રસ લેતી કરવાને ઉત્તેજન આપવામાં આવે છે. આ શુભ પ્રવૃત્તિની શરૂઆત માટે રમઝાન માસના અંતનો સમય પસંદ કરવામાં આવ્યો હતો. તે વખતે ઇરાનની રાજધાનીમાં મેળાઓ અને સમારંભો યોજવામાં આવ્યા હતા. પ્રાંતિક શહેરોમાં ગવર્નરો તરફથી સમારંભો યોજવામાં આવ્યા હતા અને તેમાં બધાય અમલદારો અને આગેવાન વેપારીઓને તેમની પત્નીઓ સાથે હાજર રહેવાને આમંત્રવામાં આવ્યા હતા. આવા સમારંભોમાં પડદો ન હોય એવી સ્ત્રીઓનેજ દાખલ કરવાનું ફરમાન થયું હતું.

અને શાહ પોતેજ આ બાબતમાં આગેવાની લઇ રહ્યા છે એથી પ્રજાને વધારે પ્રોત્સાહન મળે છે. ગયા જાન્યુઆરી માસના પહેલાં પખવાડીયામાં ના૦ શાહે પોતે પોતાની બેગમ અને પુત્રીઓ સાથે કેટલીય મહિલા સંસ્થાઓ અને હોસ્પીટલોની મુલાકાતો લીધી હતી. તેમની પુત્રીઓ અને બેગમે પડદો રાખ્યો ન હતો. તેમણે અંગ્રેજી પોશાક ધારણ કર્યા હતા. આ મુલાકાતના પ્રસંગોએ ના૦ શાહે સ્ત્રીઓને પડદો ફગાવી દઇને બીજા દેશોની સ્ત્રીઓનું અનુકરણ કરવા અને એ રીતે પોતાના દેશના વિકાસમાં પુરતો હિસ્સો લેવા આગ્રહભરી વિનંતી કરી હતી.

આ વિનંતીનો અમલ સારી રીતે થાય છે છતાં એટલું કહેવું જ જોઇએ કે, એ વિનંતીનો સ્વીકાર

ન કરનારાઓને કોઇ પણ પ્રકારની હેરાનગતી ભોગવવી પડતી નથી. પણ તેમને કેટલીક અગવડો તો દરેક બાજુએ વેઠવી જ પડે છે. દા. ત. તેમને સીનેમા કે સ્નાનાગારમાં પ્રવેશવા દેવામાં આવતા નથી. તેમને બઝારોમાં વારંવાર ખરીદી કરવા પણ જવા દેવામાં આવતાં નથી. તેમ તેમને કોઇ જાહેર મકાનમાં પણ જવા દેતા નથી. એમાં પણ અમલદારોની પત્નીઓ તરફ જરા વધારે સખ્તાઇ રાખવામા આવે છે. જો અમલદાર આ ચળવળ પ્રત્યે અવગણનાની નજરે જુએ તો તે અમલદાર પદે રહી શકતો નથી. આમાંય આશ્ચર્યજનક તો એ છે કે તેહેરાન કરતાં પ્રાંતિક શહેરોમાં આ ચળવળને વધારે ઉત્તેજન મળી રહ્યુ છે. તેહેરાનમાં તો હજુય સ્ત્રીઓનો સારો સરખો ભાગ પડદો રાખે છે.

અનેક પત્ની કરવાના રિવાજ પર પ્રતિબંધ મુકતો કાયદો પણ સરકારે કર્યો છે. એ ઉપરાંત સમાજ સુધારણાનો એક કાર્યક્રમ પણ સરકાર વિચારી રહી છે.




## સ્વદેશ

**ત્રિવેન્દ્રમ પરિષદ:** અખિલ ભારતીય મહિલા પરિષદના ત્રિવેન્દ્રમ ખાતે મળી ગએલા અધિવેશનમા થએલા ઠરાવો અને કાર્ય વિષે મુંબઇમાં શ્રીમતી કુસુમબહેન કણીયાનાં પ્રમુખ પદે મળેલી બહેનોની જાહેર સભામાં ચર્ચા થઇ હતી. શ્રીમતી જયશ્રી બહેન રાયજીએ શરૂઆતમાં જણાવ્યું હતુ કે પરિષદમાં હિન્દના જુદા જુદા ભાગોમાંથી પ્રતિનિધિ બહેનો આવી હતી. અમેરિકામાંથી આવેલાં મીસીસ માર્ગરેટ સેંગરે પણ આ પરિષદમાં ભાગ લીધો હતો. પરિષદમાં રૂંધાતાં સ્ત્રીત્વને લગતા ઠરાવો થયા હતા. મીસીસ માર્ગરેટ સેંગરે સંતતિનિયમનને લગતો ઠરાવ સુંદર દલિલો સાથે રજુ કર્યો હતો. તે ઠરાવ પસાર થયો હતો.

શ્રીમતી કુસુમ બહેન કણીયાએ જણાવ્યું હતું કે સંસ્કારિતા અને આદર્શોને પહોંચી વળવા માટે સ્ત્રીકેળવણીની ખાસ જરૂર છે. અને તે માટે સ્ત્રી કેળવણી સંબંધી ઠરાવો પરિષદમા પસાર થયા હતા તે પછી સ્ત્રીઓને પરિષદના કામકાજ માટે તેમ જ પરિષદના પ્રતિનિધિઓના જવા આવવા માટે સ્ત્રીઓને રેલ્વેની છૂટછાટ મળે એવી ભલામણ કરતો ઠરાવ પસાર થયો હતો.

**ગોંડલના ના. મહારાણીશ્રી નંદકુંવરબા** મુંબઇમાં વાલકેશ્વરરોડ પરના બંગલામા તા. ૬ મી માર્ચને રોજ અવસાન પામ્યા છે. ના. મહારાણી સાહેબા સાહિત્યના રસીયા હતાં. રાજકોટ ખાતે ભરાયલી ગુજરાતી સાહિત્ય પરિષદનાં સ્વાગતાધ્યક્ષ હતા તેઓ ઘણાં સ્વતંત્ર અને પ્રગતિમાન વિચાર ધરાવનારા હતા. તેમણે સૌથી પ્રથમ પોતાના કુટુંબમાંથી પડદા પ્રથાનો ત્યાગ કર્યો હતો તેઓ પોતે સાદાં હતાં અને સાદુ જીવન જીવતા હતાં. પ્રભુ તેમના આત્માને શાન્તિ આપો !



શ્રીમતી ગિરિજાબાઇ કેલકર
થાણા જીલ્લા મહિલા પરિષદનાં પ્રમુખ

**સ્ટવ-સગડીના ભોગ.** (૧) મુંબઇમાં ભૂલેશ્વરમાં ભાસ્કરલેનમાં પતિ સાથે રહેતી કાનાબાઇ દ્વારકાદાસ કાશીનાથ નામની સ્ત્રી સ્ટવ પર રાંધતા દાઝી મરણ પામી. (૨) મુંબઇમાં માડવી ખાતે પતિ સાથે રહેતી મણિબાઇ મેઘજી નામની વીસ વર્ષની સ્ત્રી બળતી સગડીપર સાડીનો છેડો પડવાથી સખ્ત રીતે દાઝી મરણ પામી. (૩) મુંબઇમાં ભૂલેશ્વરમા રહેતી માણેકબાઇ નામની સ્ત્રી સગડીથી દાઝી મરનુ પામી.

**થાણા જીલ્લા મહિલા પરિષદ:** ગઇ તા. ૨૧-૨૨ ને રોજ પાલઘર મુકામે થાણા જીલ્લા મહિલા પરિષદનું પ્રથમ અધિવેશન ભરાયું હતું. એને પ્રમુખસ્થાને જાણીતા મહારાષ્ટ્રીય લેખિકા શ્રીમતી ગિરિજાબાઇ કેળકર બિરાજ્યાં હતા. થાણા જીલ્લાની ૭૦૦ જેટલી સ્ત્રીઓએ પરિષદમા ભાગ

ઓસ્ટ્રેલીયાના સ્ત્રીમતદાર સંઘના પ્રતિનિધિઓ પૈકીનાં એક હતાં.

**મેડમ મેરીયા વીરેનને** ફ્રાન્સની સરકારે 'લીજીયન ડી ઓનર' એનાયત કર્યો છે. તેમની સેવાઓ એટલી બધી જાણીતી છે કે આવી કદર કેટલીય વહેલી થઇ શકી હોત.

**ગ્રીસમાં કેળવણી માટે બરો :** નેશનલ કાઉન્સીલ ઓફ વિમેનના આગ્રહને પરિણામે ગ્રીસમા રાજ્યના કેળવણી ખાતાંના આશ્રયે કેળવણી વિષયક સીનેમેટોગ્રાફી માટેની બરો સ્થાપવામાં આવી છે. એનો ડીરેક્ટર તરીકે કાઉન્સીલના જાણીતાં સભ્ય મેડમ કોરોમીલાની નીમણુંક કરવામાં આવી છે.

**મીસીસ કેરી ચેપમેન કેટ :** ઇયોવા સ્ટેટ કૉલેજમા કાયદાનો અભ્યાસ કરી શકાય તે માટે તેણે લાયબ્રેરીમા રકાબીઓ ધોઇ અને બીજો પરીશ્રમ કર્યો અને પછી તો સ્ત્રીઓને મતાધિકાર હોવોજ જોઇએ એવો નિશ્ચય કરીને તેમણે સ્ત્રી મતાધિકાર માટે ચળવળ ઉપાડી એટલુંજ નહિ પણ એ ચળવળને સફળતાએ પહોંચાડી.

છેલ્લા પચ્ચાસ વર્ષથી દુનિયાભરના દેશોની સ્ત્રીમતાધિકારની ચળવળના પ્રેરણામૂર્તિ સમા એ સન્નારી તે મીસીસ કેરી ચેપમેન કેટ છે. આંતર રાષ્ટ્રીય સ્ત્રી મતાધિકાર સંઘના ન્યુયોર્ક અને પેરીસના મહાઅધિવેશનમા એઓ પ્રમુખ હતા. આજે સીત્તેર વર્ષની વયે પણ સુલેહ માટે, શાન્તિ માટે મથન કરી રહ્યા છે. એમનુ વ્યક્તિત્વ એ દીશામા સારો પ્રભાવ પાડી રહ્યુ છે.

આટલી વૃદ્ધ વયે પણ શાન્તિ માટે તેમની ઝંખના ઓછી થઇ નથી. વોશીંગ્ટનમાં વિગ્રહના કારણ અને ઉકેલ વિષે ચર્ચા કરવા માટે મળેલી પરિષદમા ન્યુયોર્ક ખાતેના ન્યુ રોશેલ ખાતેના તેમનાં નિવાસસ્થાનેથી તેઓ ખાસ ગયાં હતાં સ્ત્રી મતાધિકાર અને શાન્તિ માટેની મીસીસ કેટની ચળવળની ૫૦ મી જયંતી ચાલતી હોવાનું પ્રેસીડેન્ટ રૂઝવેલ્ટ જાણતા હતા. એટલે વ્હાઇટ હાઉસ ખાતે તેમણે મીસીસ કેટની સેવાઓની પ્રશંસા કરતો પત્ર તેમને આપ્યો હતો.

**બે જાણીતી સ્ત્રીઓનાં અવસાન:** અમેરિકાની બે જાણીતી સ્ત્રીઓ ડીસેમ્બર માસમાં અવસાન પામી છે. એક ડૉ. કેથેરાઇન બી મન્ટ જેણે જેલ સુધારણાને પોતાનું જીવનકાર્ય બનાવ્યું હતું તે અને બીજાં લીઝેટ વુડવર્થ રીઝ જેઓ જાણીતા કવયિત્રી હતાં.

**પતિને સ્થાને:** અમેરિકાની સેનેટના સભ્ય મી. હ્યુ લોંગ જેમનું ખૂન કરવામા આવ્યું હતું તેમના વિધવા મીસીસ હ્યુ લોંગને પતિની સેનેટર તરીકેની જગાની મુદ્દત પૂરી કરવા માટે તે પદે નીમવામાં આવ્યાં છે. આમ સેનેટમાં એકીસાથે બે સ્ત્રી સભ્યો પહેલી જ વાર બિરાજશે. અગાઉ આવી જ રીતે પતિને સ્થાને નીમાયલાં મીસીસ કેરેવે પાછળથી ચુંટણીમાં ભાગ લીધો હતો અને પોતાની લાયકાત ઉપર તેઓ ચુંટાઇ આવ્યા હતાં.

**નીગ્રો સ્ત્રીઓની** વ્યવસ્થિત પ્રવૃત્તિઓને લગતી માહિતી આપવા માટે તેમજ જરૂર પડે ત્યાં નીગ્રો પ્રજાનો અવાજ રજુ કરવા માટે મેરી મેકલોડ બેથૂનની આગેવાની હેઠળ રંગીન સ્ત્રીઓની નેશનલ કાઉન્સીલ અમેરિકામાં સ્થપાઇ છે.

**કેનેડામાં.** નાનું સરખું વેબવુડ સ્ત્રીમેયર ચૂંટનારૂં પ્રથમ શહેર થઇ પડ્યું છે.

**સાહિત્યની અધ્યાપિકા:** કેરો યુનિવર્સીટીમા સાહિત્યનાં અધ્યાપિકા તરીકે મેડમ ડેરીયા ફાહમી-ફીક્રીની નીમણુંક થઇ છે.

**જાપાનની સ્ત્રીઓ એક કદમ આગળ**
જાપાનની સ્ત્રીઓએ પોતાનું જ વાયરલેસ સ્ટેશન ઉભું કરવા માટે જંગી ફંડ ઉઘરાવવા માંડ્યું છે. એ સ્ટેશનમાં માત્ર સ્ત્રીઓને જ નોકરીએ રાખવામા આવશે અને માત્ર સ્ત્રીઓ જ એ સ્ટેશનેથી બ્રોડકાસ્ટ કરશે, એમ આંતરરાષ્ટ્રીય સ્ત્રીઓની મજુર અને સમાજવાદી પુર્તિમાં જણાવાયું છે.

આવી શકે એવી રીતે ખુલ્લું રાખતો, ખોરાક દળવાની ઘંટી પણ બેરાબર સાફ કરાવતો નહિ તેથી ખોરાકમા મેલ જતો. ઘરનો પહેરો ભરનારને તે એક જાતનો પદાર્થ પીવા આપતો તેથી પહેરેગીરો આખો દિવસ ઉંઘ્યા કરતા. જ્યારે પહેરેગીરો ઉંઘતા ત્યારે દુશ્મનો આવીને મજા કરતા.

ધીરે ધીરે આ ઘરમાં દુશ્મનો ખૂબ પેસી ગયા અને ઘરના માલિકને ઘણો નબળો બનાવી દીધો અને આખરે આવા સારા ઘરનો નાશ થયો.

તમારી બધાની પાસે આવું જ.સુંદર ઘર છે. માટે જરૂર તમારા ઘરની કાળજી રાખશો. ઘર કયું તેનો તમે વિચાર કર્યો ? આ ઘર તે તમારું શરીર. આ અજબ જેવું ઘર ભગવાને તમને આપ્યું છે તેને આપણે શરીર કહીએ છીએ. આવું સુંદર ઘર ચોખ્ખું રાખવું એ દરેકની ફરજ છે.

સુમન બહેન દેસાઈ

—x—

## ' દેશભક્ત '

યૂરોપમા એક નાનકડો દેશ છે. સ્વીટ્ઝરલેન્ડ એનું નામ. એ ડુંગાળ, રસાળ, અને ઘણોજ રમણીય છે. ઘણાયે રાજાઓ એને મેળવવા ખૂનખાર લડતા. પણ ત્યાંના લોકોને તો સ્વતંત્રજ રહેવું ગમે એટલે કોઇની પણ આણ એ ન માને. કદાચ કોઇ રાજા એમને હરાવે અને ત્યાં રાજ કરે, તો તે માત્ર થોડા વખતજ. બીજેજ મહિને કે, બહુ તો વર્ષે એ લોકો બળવો કરે અને નવા રાજાને હાંકી કાઢે.

સ્વીટ્ઝરલેન્ડની પડોશમાં ઑસ્ટ્રીઆ દેશ છે. લગભગ સાતસેં વર્ષ પહેલાં, ત્યાંના ડયુકે સ્વીટ્ઝરલેન્ડ પર ચડાઇ કરી. ડયુકના લશ્કરમાં તો ઘણાજ તાલીમબાજ લડવઇયા; એના ઘોડાઓ પણ પવનવેગી. અને ભાલા વગેરે હથિયારો પણ મોટાં અને પાણીદાર. ઑસ્ટ્રીઅનોએ તો સ્વીટ્ઝરલેન્ડના પાટનગરને જોતજોતામાં ઘેરી લીધું.

સ્વીટ્ઝરલેન્ડ તો નાનો દેશ એટલે ત્યાના સૈનિક તો બિચારા ગરીબ. એમની પાસે નહિ સારી તાલીમ, સારા હથિયાર કે ઘોડાઓ, છતા માતૃભૂમિની સેવામા પ્રાણ ત્યાગ કરવો પડે તો એ પાછા ન પડે. ત્યાના ટેકરા ઉપર દુશ્મનો સામે મોરચા માડવાનો એમણે નિશ્ચય કરી દીધો. સામનો શરૂ થયો.

ઑસ્ટ્રીઅનો તો એમના નાના હથિયારોની ઠેકડી કરે. એ તો કહે, કે ' આ બધાંને તો આંખ મિંચતામાં મારી નાખીશું. એમનાં શરીરને રાંધી ખાણું બનાવીશું અને એ વડે ડયુક સાહેબને નવાજીશું. ' પણ એ અછકલાઓને કયાં ખબર હતી, કે, એમનું ' ત્યાગરૂપી ' હથિયાર કોઇથી પાછું પડે એમ ન હતું ?

ઑસ્ટ્રીઅનો તો એક બીજાની પાસે પાસે ગોઠવાઇ ગયા અને પોતાના લાંબા ભાલા દરેકે આગળ ધરી દીધા. આથી તો એક ન છેદાય એવી ભાલાઓની ભીંત બની ગઇ. હવે સ્વીઝ સૈનિકો શું કરે ? ઘણાયે પ્રયત્નો કર્યા, પણ સ્વીઝ લશ્કર આ ભીંત ન તૂટી તે નજ તૂટી.

એટલામાં એક સાચો સ્વીઝ સિપાઇ બહાર આવ્યો. એવું નામ આર્નોલ્ડ. એ તો સાચુંજ કહી નાખે અને કરી નાખે. ભાષણો કરતાં એને ન આવડે. એને એ બણગાં અને તુત માનતો. એ બોલી ઉઠયો, કે, દોસ્તો ' માતૃભૂમિ ' બીજાના હાથમાં જાય એ કેમ વેઠાય ? એની સેવામાં મરીફીટી શહીદ થવું એજ જીવન ગણાય ! " અને તરતજ એણે તો પેલી ભાલાઓની ભીંતમાં ઝંપલાવ્યું. એણે દસ બાર ઑસ્ટ્રીઅનોના હાથમાં ભાલાઓ ઝૂંટવી લીધા. પણ ભાલાઓની લોહી તરસી અણીઓ આમ કરવામાં ભોંકાઇ ગઇ. એટલામાં તો લાગ મળતાં સ્વીઝ સિપાઇઓ ભાલા વગરના ઑસ્ટ્રીઅનો ઉપર તુટી પડયા. ઑસ્ટ્રીઅન લશ્કરમાં ભંગાણ પડયું અને ઘણા ખરા સૈનિકો કપાઇ મૂઆ. કેટલા જીવ લઇ નાશી ગયા. છેવટે સ્વીટ્ઝરલેન્ડનો સ્વતંત્ર ધ્વજ અણનમ ફરકતો રહ્યો. પરંતુ દેશનો સાચો દીકરો આર્નોલ્ડ મરી ગયો. લોકોએ એના શરીર પર પુષ્પોનો ઢગ કરી દીધો. એનો મૃત્યુ શોક જાહેર પાળવામાં આવ્યો. એના કુટુંબને વર્ષાસન બાંધી આપવામા આવ્યું. લોકોએ ઘણા દિવસ સુધી યશ ગાથાઓ ગાઇ.

આજે પણ સ્વીટ્ઝરલેન્ડમાં એની મરણતિથિ ઉજવાય છે. એની દેશ સેવાએ ઘણાય આર્નોલ્ડસ સર્જ્યા છે અને સરજશે. એ રીતે એ અમર જ કહેવાયને ? કેટલો મહાન દેશભક્ત ?

નર્મદાશંકર મહેતા.

---

**પુષ્પ :** બાળકો માટેનું સચિત્ર પત્ર: તંત્રીઓ શ્રી. હંસા મહેતા અને શ્રી. મેત્રક ભોજરાજ. ગુલિસ્તાન, ખાર, મુંબઇ. વાર્ષિક લવાજમ એક રૂપિયો.

માત્ર એક જ રૂપિયાની અંદર બાળકોને માટે આટલુ સુંદર, વિવિધતાભર્યું અને સચિત્ર માસિક બાળકોને મળે એ ખરેખર આવકાર દાયક છે. અંગ્રેજી ભાષા જાણતા બાળકો એનો અવશ્ય લાભ લેશે.

'અખીલ ભારત બાળક સંઘ' તરફથી આ પત્રનું પ્રકાશન થાય છે એટલે એક વાત વિચારવાની રહે છે. હિંદુસ્તાનની જુદી જુદી ભાષાઓ વચ્ચે આવા પત્રનું પ્રકાશન અંગ્રેજી ભાષામાં કરવાનું કદાચ એના તંત્રવાહકોએ ઉચિત ધાર્યું હશે પણ થોડાંક પાનાં હિંદી ભાષામાં રાખ્યા હોત તો એક મહત્વનું કાર્ય સિદ્ધ થતું જાત. જુદાં જુદા પ્રાંતોના બાળકો હિંદી ભાષાનો પરિચય કરત અને ઘણાં બાળકો લાભ ઉઠાવત.

છતાંય અંગ્રેજી જાણતા બાળકો એનો લાભ લેવાનુ ન ચૂકે. સૌને પોષાય એટલા લવાજમમાં પ્રાપ્ત થતું આ માસિક સાચે જ ઉપયોગી નીવડશે,

# પવનનું જોર

હજી તમને પવનના જોરનું ભાન નથી. કોઇ અંધકાર રાત્રીએ સુસવાટા કરતો ને ઘુઘવાટા કરતો પવન વાતો હોય ત્યારે, તે છે તેના કરતાં વધારે ભયંકર લાગે છે. ઇગ્લેંડમાં તો કલાકે ૬૦ માઇલની ઝડપ જેટલો વટોળીઓ આવ્યો હતો. તેનાથી કેટલુંય નુકશાન થયું હતું. તો જે દેશમાં સો માઇલની ઝડપનો વંટોળીઓ આવ્યો હોય તેની શું દશા થાય ?

ઇંગ્લેન્ડમાં સો માઇલની ઉપર વંટોળીઆની ઝડપ બે વખત મપાઇ હતી. ૧૯૨૨ માં દક્ષિણ કિનારા ઉપર વંટોળીઆની ઝડપ ૧૦૮ માઇલની હતી જે વખતે દરિયા પરના ૧૫૦ મકાનો તૂટી ગયાં હતા અને બેન્ટ્રી બેની દીવાદાંડી ઉડી પડી હતી ઇગ્લેન્ડમાં જો કોઇ ઝડપીમા ઝડપી વંટોળીઓ આવ્યો હોય તો તે ૧૯૨૦ માં. તેની ૧૧૨ માઇલની ઝડપ હતી.

ઇંગ્લેન્ડમા જો કોઇ વંટોળીઆથી ખુબ નુકશાન થયું હોય તો ને ૨૯ ડીસેમ્બર ૧૮૭૯ માં, જે વખતે ટેય નામનો પૂલ તૂટી પડયો હતો. સીગ્નલ-મેન આગગાડીનો દીવો જોઇને તેની વાટ જોતો ઉભો હતો એટલામાંજ આગગાડીનો દીવો ગુમ થઇ ગયો. તેને ખબર જ ન પડી કે થયું શું ? થોડા વખત પછી એને ખબર પડી કે પૂલ ભાંગી ગયો છે. પૂલ તટેલો તેનો અવાજ આ વાવાઝોડાના અવાજમાં સમાઇ ગયો. વિચાર કરો કે પવનનો કેટલો મોટો અવાજ હશે ? આગગાડીમાં બેઠેલા ૧૦૦ માણસો મરણ પામ્યાં હતાં.

આ તો સો જ માણસો મરી ગયા પણ અમેરીકામાં વંટોળીઆથી ભારે નુકસાન થયુ હતું. ૧૯૦૦ માં જ્યારે ગેલવેસ્ટન નામનું શહેર વંટોળીઆથી ખેદાન મેદાન જેવું થઇ ગયું ત્યારે ૫૦૦૦ માણસો મરણ પામ્યાં હતા. બીજી વખતે ૧૯૧૩ મા એવોજ મોટો વંટોળીઓ આવ્યો હતો. તે વખતે ૨૦૦૦ માણસો મરણ પામ્યાં હતાં અને ૭૫૦૦૦૦૦૦૦ રૂપીઆનું નુકસાન થયું હતું.

હવાનું જોર ખૂબ ભયંકર છે, તે જ્યારે ભારે ભારે ચીજો ઊચકીને બીજી જગ્યાએ ફેંકી દે છે ત્યારે આપણને ખબર પડે છે. ૧૮૪૨ મા જ્યારે ઓહીઓમા વંટોળીઓ આવ્યો ત્યારે મોટાં મોટા મકાનોને ઉપાડીને આઠ માઇલ દૂર કટકે કટકે કરીને, તેણે ફેંકી દીધાં હતાં અહો હો હો હો કેટલું બધું જોર !

પિનાકી પટેલ

# ભાણો પસાયતો

ચારે તરફ શાંતિ છે. માત્ર ખળખળ વહેતા ઝરણાનો અને કોઇ કોઇ વાર પવનના સપાટાથી ખડખડ હસતાં પાંદડાંઓનો અવાજ તબલાની માફક શાંતિમાં તાલ પૂરે છે. ભાણો તળાટીએ આપેલો કાગળીઓ લઇ ગીરની વાંકી કેડીમાંથી પસાર થઇ રહ્યો છે. ગીરના જંગલમાં રખડી રખડીને ભાણાએ ડુંગરોને પોતાના મિત્ર બનાવ્યા છે. ભાણો જ્યારે ભૂલો પડતો ત્યારે એ મિત્રો બોલાવી બોલાવીને તેને માર્ગ બતાવતા. સિંહોની ત્રાડોનો સંદેશો ભાણાને આપી દેતા. અને કોઈ કોઇ વખત સંકટને પ્રસંગે પોતાના ખોળામાં તેને વાસ દેતા.

આજે પણ ભાણો એવા સંકટમાંથી પસાર થઇ રહ્યો છે. જોગીદાસ ખુમાણ બહારવટે ચડયો છે. ગીરના ડુંગરોમાં સિંહોની સાથે તેણે વાસ કીધો છે. એક પછી એક ગામડાંઓ તે ભાંગે છે. આવે પ્રસંગે ભાણો કસોટીએ ચડયો છે. હંમેશની તેને પચાસ પચાસ માઈલની મજલ થાય છે. ભાણાના પગની રગો ચાલી ચાલીને ફૂલી ગઇ છે. ચાલવું તે એને મન રમત બની ગઇ છે. પણ આજે તો હદ થઇ ગઇ છે. ૨૫ ગાઉ તો તે ચાલી ચૂકયો છે. હજુ તેને પંદર ગાઉ કાપવાના છે અને તે પણ વિકટ જંગલમાંથી. સિંહ જોયાની ભાણાને નવાઇ નથી. પણ અત્યારે રાત્રીના સમયે સિંહની બોડ પાસેથી નીકળવાની ભયંકરતા ભાણો સમજે છે. ભાણાની ચપળ આંખો ચારે તરફ ચકળ વકળ ફર્યા કરે છે. અને પગ પોતાનું કામ વફાદારીથી કર્યા કરે છે.

એક ઉંચી ટેકરીની ટોચ ઉપર ભાણો જરા થોભ્યો. આકાશ તરફ નજર ફેંકી તેણે જોઇ લીધું કે રાત્રીના નવ વાગી ચૂકયા છે. સામી બાજુ નજર ફેંકી તેણે રસ્તાનું માપ કાઢી લીધું. ચિંતાની એક બે રેખા તેના મોઢા પરથી પસાર થઇ ગઇ. તેણે જોઇ લીધું કે સિંહોને શિકારે નીકળવાનો વખત થઇ ગયો છે. પણ ચીઠ્ઠી પહોંચાડયા વગર તેનાથી કેમ જંપાય થોડા વખતમાં તે તૈયાર થઈ ગયો. મોઢા પરની રેખા બદલાઇ અને આગળ ચાલવા માંડયું. ખબ ખબ ખબ કરતો તે ટળેટીમાં આવી પહોંચ્યો. ઝાડીની ઘીચતા વધી; અંધકારનું જોર પણ જામ્યુ.

ભાણાએ સિંહોનાં પરાક્રમ જોયા હતા પણ તે ડરી જવામાં માનતો ન હતો. ભાણાને સિંહની ઉદારતાની ખબર હતી છતાં તે બેદરકાર રહેવામા પણ માનતો ન હતો. વોકળા કિનારે કિનારે તળેટીની ઘીચ ઝાડીમાં તેને બે ગાઉ કાપવાના હતા. ભાણાની ચિંતા આ રસ્તા પૂરતીજ હતી. તે જાણતો હતો કે ગીરના સિંહોનો મોટો ભાગ આ જગ્યાએ જ રહે છે. એટલે તે જરા વધારે ગંભીર બન્યો. વધારે સાવચેત બન્યો, કાનને જરા વધારે સરવા કર્યા. ભાણાએ આ રીતે બે માઇલ કાપ્યા. ભાણાની હિંમત જરા વધી. પણ થોડા વખતમાં તેના કાને કોઇના કંસટાવાનો

અવાજ આવ્યો. તરતજ ભાણો થોભ્યો. કાનને તેણે વધારે સરવા કર્યા. એક વખત ચારે બાજુ નજર ફેંકી લીધી તેને ઝાડ પર ચઢી જવાનો વિચાર આવ્યો પણ તે જરા થોભ્યો. અવાજ વધ્યો; ભાણાને સમજાયું કે તે કોઇ માણસનો અવાજ હતો. ધીમે ડગલે તે આગળ વધ્યો. અવાજની દિશામાં તેણે પોતાની નજર ફેંકી. બે મોટા ઝાડના થડ વચ્ચેથી તેણે જોયું તો એક તરફ મોટા અરબી ઘોડાને પીંખી નાખતો સિંહ અને બીજી બાજુ ઘવાયેલો પડેલો સ્વાર તેની નજરે પડયા. પ્રસંગની ભયંકરતા તે સમજ્યો. સ્વારની સામે તીક્ષ્ણ નજરે જોતાં જોતાં ઘોડાને આરોગતો સિંહ તેને મસ્તીમાં આવેલો લાગ્યો. આ વખતે સિંહની નજરે પડવું એટલે કાળના મોઢામાં માથું મૂકવું એમ તેને લાગ્યું. શું કરવું તે તેને સૂઝયું નહિ. બીજીજ પળે તેણે પોતાનું ફાળીયું હાથ પર કોણી સુધી વીંટયું. ડાંગને જરા મજબુત ઝાલી અને સ્થિર પગલે તે બહાર આવ્યો. તેનું લોહી ઉકળી ઊઠયું. સિંહની સામે તેણે લોહી ઝરતી આંખે જોયું. ખખડાટ થતાંજ સિંહે માથું ઉંચકયું. તે પણ વિચાર કરતો ન હોય, તેમ ખાવાનું છોડી ભાણાની સામે જોઇ રહ્યો. બીજી પળેજ ત્રાડ નાખી હો હો હો કરતો તે ભાણા તરફ ધસ્યો. ભાણો ચેતેલોજ હતો સિંહના ફાટેલા મોંઢામાં ભાલાની માફક તેણે ડાંગ ખોસી દીધી અને ફાળીયું વીંટેલા હાથે સિંહના બંને પંજા ઝીલી લીધા. સિંહ હવે જીવ પર આવ્યો. તેણે જોરથી પોતાના માથાને ઝટકો માર્યો. ભાણાના હાથમાંથી ડાંગ છટકી. ડાંગને મોંઢામાંથી કાઢવા સિંહે જોરથી કુંફાડો માર્યો. પણ ઊંડે સુધી પહોંચેલી ડાંગ એમ એક ફૂંફાડે ન નીકળી. ભાણો ગભરાયો. એક પળમાં તો તેણે ચારે તરફ નજર નાખી. એકદમ પાસે પડેલા સ્વારની તરવાર તરફ તેનું ધ્યાન ગયું. ઝબ લઇને તરવાર ખેંચી અને બીજીજ પળે સિંહની ગરદન પર એવા જોરથી ઝાટકી કે છેલ્લી ત્રાડ દેતું સિંહનું માથું ધબ લઇને હેઠું પડયું.

પાસે પડયો પડયો સ્વાર આ બધું જોઇ રહ્યો. ભાણાની મર્દાનગી જોઇ બે ઘડી ઘાનું દુઃખ એ વિસરી ગયો.

ભાણો તરતજ સ્વાર તરફ વળ્યો. પણ ત્યાં તો બીજી ત્રાડ સંભરાણી. ભાણો સમજ્યો કે સિંહની છેલ્લી ત્રાડ સાંભળી સિંહણ આવી હશે. ઝડપ લઇને તેણે સ્વારને ઊચકયો ને સ્વારનો ફેંટો કાઢી તેનો એક છેડો સ્વારને બાંધ્યો ને બીજો છેડો મોંમાં લઇ સડસડાટ કરતો ઝાડ પર ચઢી ગયો. સ્વારને તેણે ઉપર સીંચી લીધો. ઝાડની ઊંચી ડાળ પર તે સ્વારને લઇ ગયો ને જોયું તો સ્વાર બેભાન હતો.

અપૂર્ણ

કેશુભાઇ ભાવસાર

---

તંત્રી અને સ્થાપક: શ્રી. જયકૃષ્ણ વર્મા, બી. એ, એલએલ. બી., એમ. એસસી (લંડન) [illegible]

# ગુણસુંદરી અને સ્ત્રીહિતોપદેશ

ઑગસ્ટ : ૧૯૩

પૂર્ણ સંખ્યા ] પુ. ૨૬ : અંક

તંત્રી :
યશોદા હ. શુક્લ
તંત્રી : બાળવિભાગ :
સોમાભાઈ પટેલ




ગામનો કૂવો :

રેખ દોરનાર : શ્રી. કનુ દે



# ગુણસુન્દરી અને સ્ત્રીહિતોપદેશ

લવાજમ : રૂ. ૪-૬-૦ ] ( શ્રી ઉપયોગી સચિત્ર માસિક ) [ હિન્દ બહાર : ૧૦ શીલીંગ

આદ્યતંત્રી અને સ્થાપક : જયકૃષ્ણ ના. વર્મા, બી. એ., એલએલ. બી, એમ. એસ. સી. (લંડન). ( હાલ ) દીવાન સાહેબ, લુણાવાડા રાજ્ય.

તંત્રી : યજ્ઞેશ હ. શુક્લ   ઑગસ્ટ: ૧૯૩૬

કાર્યાલય : ૧૧૪, વિઠ્ઠલભાઇ પટેલ રોડ, મુંબાઇ, ૪.

પુસ્તક: ૨૬ મું ]   [ અંક ૬ઠ્ઠો

## અનુક્રમણિકા



### બાલ વિભાગ

તંત્રી : સોમભાઇ પટેલ

કર્વે વિદ્યાપીઠની સ્નાતિકાઓ



શ્રીમતી નાથીબાઈ દામોદર ઠાકરસી હિન્દી સ્ત્રીઓની યુનિવર્સીટીમાંથી આ વર્ષે પદવી મેળવનારી સ્નાતિકાઓ

કર્વે વિદ્યાપીઠનો પદવીદાન સંમારંભ



શ્રીમતી લેડી પ્રેમલીલા, સર મનુભાઈ મહેતા, શ્રી. પાટકર, આચાર્ય કર્વે, લેડી ધનવંતા મહેતા
શ્રીમતી નાથીબાઈ દામોદર ઠાકરસી હિન્દી સ્ત્રીઓની વિદ્યાપીઠનો પદવીદાન સમારંભ જુનની તા. ૨૭ મીએ થયો. તે

ગુણસુન્દરી
અને સ્ત્રીહિતોપદેશ

પુસ્તક ૨૬મું ઑગસ્ટ : ૧૯૩૬ અંક ૬ ઠ્ઠો

# મહાસભા અને સ્ત્રીઓ

[ પંડિત જવાહરલાલ નેહરૂ ]

સ્ત્રીઓને લગતા પ્રશ્નો પરત્વે મહાસભાની કારોબારી સમિતિની બેદરકારી સામે ફરિયાદ કરતાં નિવેદનો ગુજરાતની મહાસભાવાદી સ્ત્રીઓની મોટી સંખ્યા તરફથી મને મળ્યાં છે. હાલની કાર્યવાહક સમિતિમાં કોઇ પણ સ્ત્રી સભ્ય ન હોવા સંબંધમાં ખાસ વાંધો ઉઠાવવામાં આવ્યો છે. મહાસભાના પ્રમુખ તરીકે એ બધું મારી સામેજ હોવા છતાં, આપણા સ્ત્રીવર્ગમાં વધતાં જતાં રાજકીય જીવનના સુખદ ચિહ્ન રૂપે હું આ નિવેદનને આવકાર આપું છું.

કાર્યવાહક સમિતિમાં સ્ત્રીઓનો સમાવેશ ન કરવા બાબતમાં તો મારે જ પૂરેપૂરી જવાબદારી લઇ લેવી જોઇએ. સ્ત્રીઓને, સ્ત્રીઓ હોવાને કારણે બાતલ રાખવાનો મારો અથવા તો બીજાઓનો કોઇ વિચાર હતો કે હોઇ શકે એ મારે ભાગ્યે જ કહેવાની જરૂર છે. પરંતુ સંજોગો એવા હતા કે અનિવાર્ય રીતે મારે મારી પસંદગી મર્યાદિત રાખવી પડી. એ છતાં સ્ત્રી સભ્યોની નિમણુંક કરવાનું મારે માટે ચોક્કસ શક્ય હતું. પરંતુ મેં ચાલતી આવેલી પરંપરાનો ભંગ કરવાનો નિર્ણય કર્યો; તે એવી આશાએ કે અંતે તો સ્ત્રીઓને પોતાને જ માટે એ સારૂં થઇ પડશે. મારા નિર્ણયથી કાંઇક સારૂં થવા પામ્યું છે એ મને જે નિવેદન મળ્યું છે તેજ આપોઆપ સૂચવે છે.

સ્ત્રીઓના પ્રશ્નો પ્રત્યે કાર્યવાહક સમિતિની બેદરકારીને લગતી ફરિયાદ ભાગ્યેજ વાજબી લાગે છેઃ કારણ કે આવા પ્રશ્નો પરત્વે પુરૂષો ભાગ્યે જ ઉત્સાહ ધરાવતા થઇ શકે છે. પણ એ યાદ રાખવું જોઇએ કે કરાંચીના ઠરાવમાં અને બીજે, મહાસભાએ સ્પષ્ટ રીતે જાહેર કરેલું છે કે, કોઇ પણ જાહેર કાર્યના અમલમાં, જાતિનાં કારણે, કોઇ પણ પ્રકારનો ભેદભાવ કે નાલાયકાત રાખી શકાશે નહિ.

મહાસભાને લાગેવળગે છે ત્યાંસુધી હિન્દની સ્ત્રીઓએ, તેઓના સમાન દરજ્જા અને નાગરિક તરીકેના હક્કોના સ્વીકાર માટેની લડતમાં વિજય મેળવ્યો છે. આ જે હક્કો સ્વીકારાવવા માટે ઇંગ્લાંડની સ્ત્રીઓને સફળતા મળી તે પહેલાં પેઢીઓ સુધી ભારે કડવાશભરી લડત ચલાવવી પડી હતી. આમ તેઓ માટે દ્વાર ખુલ્લાં છે અને પ્રવેશ કરવો એ તેઓના હાથની જ વાત છે. પરંતુ લાંબા સમયની ટેવને પરિણામે, તેઓના પોતાનાજ પગ પર ઉભા રહેવાને બદલે, બીજાઓની શુભેચ્છા પર તેઓ આધાર રાખતી હોય એમ લાગે છે. શુભેચ્છા તો ઘણા મોટા પ્રમાણમાં અસ્તિત્વ ધરાવે જ છે. અને એમાં વધારો કરાવવા માટે તેઓએ પ્રયત્ન પણ કરવા જોઇએ પણ છેવટે, બીજાઓની મહેરબાની શોધવાથી નહિ પણ પોતાનાંજ સંગઠિત બળદ્વારા તેઓ સામાજીક અને રાજકીય પ્રગતિ સાધી શકશે.

રાજકીય રીતે, આપણી સ્વતંત્રતાની લડતમાં તેઓએ જે વીરતાભર્યો ભાગ લીધો છે તેથી પુરૂષોની પ્રશંસા તેઓ કયારની મેળવી ચૂકી છે. પરંતુ સામાજીક ક્ષેત્રમાં તેઓનું કાર્ય વધારે સખ્ત છે. કારણ કે, આ ભારે સામાજીક બોજામાંથી દૂર થવાનો જ્યાં તેઓ પ્રયત્ન કરે છે ત્યાં તેમની સામે જુના રિવાજો અને પુરૂષોનાં હીતો અને સ્વાર્થો આવે છે આ કાર્ય માટે તો તેઓએ તેઓના પરજ આધાર રાખવો પડશે. જો કે અમારામાના ઘણા, કે જેઓ રાજકીય લડતમાં તેઓના સાથીદાર હતા તેઓ, સામાજીક લડતનો ભાર વહન કરવામાં પોતાનો હિસ્સો આપવાનું ખુશીથી ચાલુ રાખશે.

સ્ત્રીઓનાં હીતોની સંભાળ રાખવા અને મહાસભાવાદી સ્ત્રીઓને સંગઠિત થવામાં સહાય કરવા સારૂ સ્ત્રીઓની એક ખાસ પેટાસમિતિ. નીમવાને કાર્યવાહક સમિતિને સમજાવવાનું મને જણાવવામાં આવ્યું છે. આ વિનતિ હું ખુશીથી મહાસભાની કાર્યવાહક સમિતિને કરીશ. અને તેઓ સહાય કરવાનું પસંદ કરશે એમાં પણ મને શંકા નથી. પરંતુ મને પોતાને એમ લાગે છે કે હાલમાં આવી સમિતિ જરા કવખતની થઇ પડશે અને કદાચ બીજા લોકો તેઓના તરફથી કામ કરી રહ્યાં છે એમ ધારીને સ્ત્રીઓને પોતાનેજ મંદ બનાવી દેશે. સ્ત્રીઓની ચળવળની પ્રેરણા અને પરિબળ ખુદ સ્ત્રીઓમાંથીજ આવવું જોઇએ જો મહાસભાવાદી સ્ત્રીઓ પોતે સંગઠિત થાય તો કાર્યવાહક સમિતિ તેઓના પ્રયત્નોને આવકારશે અને મને ખાત્રી છે કે તેના તરફથી દરેક પ્રકારની સહાય મળશે.

## સ્ત્રીઓને સ્વાશ્રય, સ્વાધીનતા અને જનસેવાના રાહ ઉપર ચઢાવવાનું ઉપયોગી કાર્ય કરી રહેલી સંસ્થા



રણજીત નર્સિંગ હોમ

# રણજીત નર્સિંગ એસોસીએશન

પરિચય કરાવનાર : શ્રી. ' વકીલ '

**ન**વાનગર રાજ્યની ઇરવીન હોસ્પીટલના ઉપલા માળે સરજીકલ વોર્ડની પહેલી કેબીનમાં દર્દી-મિત્રની પથારી પાસે એક રમણીય સન્ધ્યાએ હું બેઠો હતો. એ મિત્રે વધરાવળનું ઓપરેશન કરાવ્યાને પાંચ દિવસ થયા હતા. દર્દી સંપૂર્ણ સ્વાસ્થ્ય અને આનંદમાં હતો.

એમની તબીયતની ખબરઅંતર પૂછ્યા બાદ મારી નજર તેના ખાટલા ઉપરના દર્દીના કેસ ઉપર પડી. તાવ હું મળ્યો તેના આગલા દિવસે ચઢેલો એમ ચાર્ટ બતાવી રહ્યો હતો. ચાર્ટ ઉપર મારી નજર ફરતા એ મિત્રે જ વાત શરૂ કરી.

" કાલે જ તાવ ચઢેલો. આજે સારૂં છે. સારવાર સારી થાય છે. ઘેર માતા કે પત્ની જેટલી સુશ્રુષા કરે તેટલી જ અને તેવી મમતાભરેલી સારવાર આ બહેનો અહીં કરી રહેલ છે. "

બહેનોનું નામ આવતાં મારાથી પ્રશ્ન પૂછાઇ ગયો.

" આ નર્સિંગ એસોસીયેશનની બહેનો ?"

મિત્રે જવાબ આપ્યો, " હા, એ બહેનો, સમાજે જેની પ્રથમથી દરકાર કરી નથી, તરછોડી છે; આજે પણ સમાજ સમજ્યા વગર જેની નિંદા કરી રહેલ છે તે બહેનો. "

મિત્ર પોતાની વાત કર્યે જતો હતો. વચ્ચે સવાલ ન કરવાનું વાજબી ધારી એમને મેં બોલવા દીધા.

" આ હોસ્પીટાલમાં હું જ્યારે નહોતો આવ્યો ત્યારે બહારથી સમાજના લોકો આ બહેનો માટે તરેહ તરેહની વાતો કરતા હતા, જુઠા કલંકો અને નિંદાની ઝડીઓ વરસાવતા હતા. જાણ્યા વગર, જાણવાની દરકાર કર્યા વગર ફાવે તેમ બોલતા હતા.

અહીં આવ્યા પછી મને એમ થાય છે કે સમાજના લોકો કેટલા હદ સુધી નિષ્ઠુર અને કઠોર બની શકે છે. અને તેમને

તાગણી ન હોય; ભલે તેઓ સારી વસ્તુને પ્રસંશે નહિ; ભલે તેઓ જોવા જાણવાની દરકાર ન કરે; પણ જે વસ્તુ તે જાણતા નથી, સમજતા નથી, સમજવાની દરકાર કરતા નથી તે વસ્તુને કારણ વગર શા માટે નિંદે છે ? આટલી હદ સુધી આપણો સમાજ નીચે ઉતરી રહ્યો છે, એ અહીં આવ્યા પછી સમજાયુ. ”

મિત્રને થાક ન ચડે એ જોવાનું કામ મારું હતું. વખતે ડૉકટર રાઉન્ડમાં આવી ચઢે અને અમને વાર્તાલાપ કરતાં અટકાવે એ ભીતિ પણ હતી. પણ મિત્રને પોતાના ઉદ્દગાર મને સંભળાવવા જ હતા ત્યાં મારી વાત તે સાંભળે જ શી રીતે ? તેમણે તો પોતાનું કથન આગળ ચલાવ્યું.

“ આવા બેદરકાર અને બેકદર સમાજની આ બહેનો ખરેખર એ સમાજની સેવા કરી રહેલ છે. એ સેવામાં એઓ કેવો અવર્ણનીય પ્રેમ બતાવી રહેલ છે ? બહેનોને આવી સુંદર તક મેળવી આપનારને ધન્યવાદ ઘટે છે. ”

સમાજની પરાધીન બહેનો પરાધીનતામાંથી છૂટી પોતાનું જીવન સ્વતંત્ર અને સુખી બનાવી શકે એ ઉદ્દેશથી સ્થપાયેલી આ સંસ્થા નવાનગર રાજ્ય અને આખા કાઠિયાવાડ માટે ગર્વ સમાન છે. આવા મારા સંકલ્પમાં મિત્રે એક નવીન વિચાર ઉમેર્યો.

“ આ સંસ્થાના આશ્રયે કમભાગ્યે કોઇ પતિત કે હલકી સંસ્કારવાળી બહેન આવી ચઢે તો તે પોતે પવિત્ર બની ઉચ્ચ સંસ્કાર મેળવી પોતાનું જીવન ધન્ય બનાવી શકે એવું ભવ્ય વાતાવરણ અહીં છે. ”

મેં એ વિચારમાં પૂર્તિ કરી.

“ સમાજમાં બધા સરખા નથી હોતા. સમાજના જે અંગભૂતો ખોટી નિંદા કરે છે એ નિંદા કરનારાઓના ચારિત્ર્ય કેવાં અને કેટલાં ઉજ્વળ છે એની જો તપાસ કરવામાં આવે તો શરમાવાનો વખત આવે. આ નિંદાખોરોને પોતાને સુધરવું નથી; પોતાની જાતને સુધારવી નથી અને જો કોઇ સુધરવાનો કે સુધારવાનો પ્રયત્ન કરે તો તે પ્રયત્ન તોડી પાડી રાજી થવું છે ! ”

સમાજની આ દશા હોવા છતાં સ્થિર હૃદયે શ્રી. ડૉકટર પ્રાણજીવનદાસ મ્હેતાએ આ સંસ્થા સ્થાપી છે અને તેને વિકસાવવા તેઓ પ્રયત્ન કરી રહ્યા છે. અલબત્ત આ નીતિની નિશાળ નથી; ચારિત્ર્યની શાળા નથી; વિશુદ્ધિનો આશ્રમ નથી; જો કે સંસ્થા નીતિના કડક નિયમો જાળવે છે; સંસ્થા ચારિત્ર્યની રક્ષા માટે જાગૃત છે અને વિશુદ્ધિ જાળવી રાખવાની એમાં વ્યવસ્થા છે.

આ નર્સિંગ એસોસીએશન સાથે સ્વ. મહારાજા જામસાહેબનું નામ જોડવામાં આવેલું છે. આવી સંસ્થા શરૂ કરતાં પહેલાં ચીફ મેડીકલ ઓફીસરે ખુબ વિચારણા કરી હતી નર્સ એ નામ સમાજમાં કેટલા અને કેવા ગુણદોષથી ઉચ્ચારાતું એની એમને ગણત્રી હતી. પૂરી વિચારણા પછી મિત્રો અને હિતેચ્છુઓ સાથે એ વિષય પરત્વે મંત્રણાઓ કરી. તેને અંતે નર્સો-ઉપચારિકાઓ માટેનો વર્ગ ખોલવાનો નિશ્ચય દૃઢ થયો.

એ સ્થાપના પહેલાં અનેક પ્રશ્નનો ઉકેલ કરવાનો હતો. વર્તમાન સ્થિતિમાં ઉચ્ચ વર્ગમાંથી પૂરતી સંખ્યામાં બહેનો આ સંસ્થામાં જોડાશે કે કેમ એ એક સવાલ હતો. સેવાના ક્ષેત્રમાં મુશ્કેલીની ગણત્રી કરી એ મુશ્કેલીને વિઘ્નરૂપ નહિ થવા દેતાં આગળ વધવું એજ ઇષ્ટ છે. ચીફ મેડીકલ ઓફીસરે પોતાની ધારણા મહારાજા જામશ્રી દિગ્વિજયસિંહજી સમક્ષ રજુ કરી.

તેઓ તે સમયે " સર " નહોતા થયા. માંગલિક જન્મદિવસે આ વિચાર રાજન સમક્ષ રજુ થયો. તેમણે સહર્ષ એ વિચારને અનુમોદન આપ્યું અને નારીસમાજને આ સંસ્થાની માહિતી આપવામાં આવી. સંસ્થાની સ્થાપના તીથિ ૧૯૩૩ના નવેમ્બરની પહેલી તારીખ મુકરર કરવામાં આવી.

સમય પહેલાં સંખ્યા બંધ બહેનોની વર્ગમાં દાખલ થવાની અરજીઓ આવી. નવાનગર રાજ્યમાંથી અને બહારથી સિત્તેર અરજીઓ આવી. સંસ્થા પંદર બહેનોથી શરૂ કરવાની હતી કારણ કે તેટલી શિષ્યવૃત્તિઓ મળી હતી.

જગ્યા પંદર અને ઉમેદવારો સિત્તેર એટલે દાખલ કરવા માટે લાયકાતની પરીક્ષા લેવામાં આવી. ચાલીસ બહેનો પરીક્ષા આપવા જામનગર આવી. લેખિત અને મોઢેથી પરીક્ષા લેવાઇ. પચીસ બહેનો લાયક માલમ પડી.

એ પચીસ બહેનોને શિક્ષણ લઇ પોતાનું જીવન સુધારવાની હોંસ હતી. શિષ્યવૃત્તિ પંદર હતી. દાખલ થવું હતું પચીસને. દશ બહેનોને શું કહેવું એ બીજા પ્રશ્ને મુંઝવણ ઉભી કરી.

મુંઝવણનો માર્ગ જામ સાહેબના મોટાભાઇ સજ્જન રાજકુમારશ્રીએ સાફ કરી આપ્યો. પોતાનાથી શરૂઆત કરી મિત્ર વર્ગમાંથી દશ વધારાની શિષ્યવૃત્તિની ગોઠવણ તેમણે કરાવી આપી. પચીસ બહેનોને નર્સિંગની તાલીમ આપવા માટે રણજીત નર્સિંગ એસોસીએશનની સ્થાપના કરવામાં આવી.

બહેનોના શિક્ષણનો પ્રબંધ ભવ્ય ઇરવીન હોસ્પીટલમાં કરવામાં આવ્યો. પુસ્તકોના જ્ઞાન સાથે વ્યવહારૂ તાલીમ આપવાની ગોઠવણ કરવામાં આવી. નર્સિંગની તાલીમ બહેનોને મળે તે સાથે તેમના ગુજરાન માટે માસિક રૂા. પંદરની તેમને શિષ્યવૃત્તિ મળે એવી જોગવાઇ થઇ.

બહેનોની સંખ્યા અને શિષ્યવૃત્તિના પ્રશ્નોનો ઉકેલ સહેલાઇથી થતાં ત્રીજો પ્રશ્ન આ સંસ્થાની બહેનોના રહેઠાણનો ઉભો થયો. રાજ્ય પાસેથી કોઇ જુનું દરબારી મકાન માંગવામાં આવત તો જરૂર મળી શકત પણ જે બહેનોમાં સંસ્કાર રેડી એમના જીવન સુધારવા પ્રયાસ કરવાનો છે તે બહેનોને રહેવા માટે સ્વચ્છ હવાવાળા, હોસ્પીટલ નજીકમાં જ, મકાનની આવશ્યકતા જણાઇ.

શરૂઆતથી જ્યાં સુંદર ભાવનાઓ કામ કરી રહી હતી ત્યાં એ ભાવનાઓ વિજયવંતી નીવડયા વગર કેમ રહે ? સદ્દગત દયાશંકર વકીલના પુત્ર ભાઇ જુગતરામે એક સુંદર નર્સિંગ હોમ બાંધવા રૂપીઆ દશ હજારની રકમ આપવા ઇચ્છા બતાવી. પોતાના પ્રજાજનની એ માગણીનો સ્વીકાર કરી એટલી અને એથી વધારે રકમ જામસાહેબે ઉમેરી

## ચન્દ્રમાને

ગગન ઝરુખે ઊગતા ચન્દ્રમાજે,
કે વાત પૂછું આટલી કહી જજે રે લોલ
તારા બાગમાં કેટલાં ફૂલડાં રે,
કે ધરતીને આટલાં દીધલાં રે લોલ
તારા ભાઇબંધને કયાં વિસર્યો રે,
કે ઢુંઢવાને માટે નિકળ્યો રે લોલ
તારા હીરાનો હાર શું તૂટિયો રે,
કે આટલાં પુષ્પ ખર્યાં આભથી રે લોલ
તારા મારગમાં આવે વાદળાં રે,
કે વાદળાં કોણે મોકલ્યાં રે લોલ
તારો ખજાનો કોણે લુંટીયો રે,
કે રૂપું ઢોળાયું અહીં આંગણે રે લોલ
રોજ રોજ ઊગતો આભમાં રે,
કે કરવાને અવનવી શોધ રે લોલ.

મોહિનીચન્દ્ર

પ્રવીન હૉસ્પીટલના વિશાળ ચોગાનમાં સુંદર સગવડવાળું 'હોમ' બંધાવ્યું.

આ 'હોમ'માં આ બહેનોને રહેવાનું છે. બધી બહેનોને સાથે રહેવાનું હોવાથી અરસપરસના પ્રેમ અને લાગણીથી રહેવાનું સુલભ બન્યું. મેટ્રનની આજ્ઞા વગર બહાર જઈ શકાય નહિ કે બહારનાને મળી શકાય નહિ. એટલે સંસ્કારો સહેજે વિશુદ્ધ રહી શકે. સંખ્યા વધતાં શરૂઆતનું બાંધકામ નાનું પડ્યું અને તેમાં નવા રૂમો વધારવામાં આવ્યા છે.

સંસ્થા તો શરૂ થઈ; પણ જ્યાં સુધી મુંબઈ ઇલાકાની નર્સિંગ એસોસીએશન આ સંસ્થાનો સ્વીકાર કરે નહિ અને એ સંસ્થાને તેની સાથે ( affiliate ) જોડવામાં ન આવે ત્યાં સુધી આ સંસ્થામાં તાલીમ લઈ તૈયાર થતી બહેનોની કિંમત શી રીતે અંકાય ? અને તે બહેનો ના કામની કદર કેમ થઈ શકે ?

એ માટે મુંબઈ પ્રેસીડન્સી નર્સિંગ એસોસીએશને નક્કી કરેલો અભ્યાસક્રમ મુકરર કરવામાં આવ્યો અને તેની સાથે એસોસીએશનને જોડવાનો પ્રયાસ શરૂ કરવામાં આવ્યો. એસોસીએશનને જોડતાં પહેલાં એ એસોસીએશન તરફથી ડૉ. મંગળદાસ મહેતા અને ડૉ. કૂપરની સમિતિ જામનગર તપાસ અર્થે આવી. દરવર્ષે પાંત્રીસ બહેનોને પ્રવીન હૉસ્પીટલ નર્સિંગની તાલીમ આપી શકે તેવો સમિતિનો અભિપ્રાય થવાથી એમની ભલામણથી મુંબઈ નર્સિંગ એસોસીએશનનો સ્વીકાર કરવામાં આવ્યો.

કાઠિયાવાડના આગેવાન પત્ર 'ફૂલછાબ' ના અભિપ્રાય પ્રમાણે " સૌરાષ્ટ્રની નગરીને સ્થાપત્ય, સ્વાધીનતા અને જનસેવાના ગઢ ઉપર મૂકતા જામનગરમાં ડૉ. પ્રાણજીવનદાસ મહેતાના સુકાનીપદ નીચે ઉપચારિકા-નર્સો કેળવવાનું કાર્ય " અહીં હાથ ધરાયું છે.

આખા કાઠિયાવાડની આડત્રીસ લાખની વસ્તી વચ્ચે આ અને આવો ઉપચારિકા વર્ગ એક જ છે. ડૉ. મ્હેતાના મનોરથ મહાન છે. સેંકડો બહેનો આ વર્ગમાં જોડાઈ લાભ લઈ શકે તે અર્થે બધી સગવડ થતી આવે અને એ બધી બહેનો તૈયાર થઈ કાઠિયાવાડની સેવામાં ગુંથાઈ જાય એવી અભિલાષા સેવાઈ રહી છે.

એ સમય બહુ દૂર નથી. સૌરાષ્ટ્રના રાજસ્થાનો અને ધનવાનો જેમ જેમ સહકાર આપતાં જશે તેમ તેમ આ સંસ્થા વિશેષ વિકાસ પામશે.

સાધનવાળી કે સાધન વગરની, સધવા કે વિધવા, પરાધીન કે સ્વાધીન આજના યુગે પોતાની સ્વતંત્ર આજીવિકા મેળવી પોતાનું જીવન સુધારી શકે એ આ સંસ્થાનો એક લાભ.

કાઠિયાવાડના દર્દનું પ્રમાણ કાઢવામાં આવે; બધી નાની મોટી હૉસ્પીટલોમાં નર્સની જરૂરીયાતનો વિચાર કરવામાં આવે તો સહેજે સમજાય તેવું છે કે આવી સેંકડો બહેનોની સૌરાષ્ટ્રને જરૂર છે; અને એ જરૂર રહેવાની.

કાઠિયાવાડમાં તૈયાર થતી બહેનો એ કાર્યમાં જ્યારે જોડાય ત્યારે ઓછે ખર્ચે એમની સેવાનો લાભ સહેલાઈથી મળી શકે એ આ સંસ્થાનો ખાસ લાભ.

આ સંસ્થાનો અભ્યાસક્રમ ત્રણ વર્ષનો છે. દર વર્ષે બે વખત પરીક્ષા લેવાય છે. પરીક્ષાના પ્રશ્નપત્રો મુંબઈથી આવે છે. મુંબઈથી નીમાયેલ, રાજકોટના ડૉક્ટરો પરીક્ષા લેવા આવે છે.

### પહેલા વર્ષ માટે

(૧) Anatomy અને Physiology (૨) તથા Elementary Nursing અને Bandaging નો અભ્યાસ ક્રમ છે. ઉચ્ચ અભ્યાસના, ક્રમમાં (૧) Medical Nursing તથા (૨) Surgical Nursing અને (૩) midwifery છે.

પહેલે વર્ષે મુંબઇની હોસ્પીટલોના સેન્ટરો સિવાય બીજા સેન્ટરો કરતા જામનગરમાં વધારે વિદ્યાર્થીઓએ પરીક્ષા આપી હતી. બધા સેન્ટરોની પહેલા વર્ષની પરીક્ષામાં ૧૬૯ વિદ્યાર્થીઓ આખા ઇલ્લાકામાં બેઠા હતા વડોદરામાં ૧૯, અમદાવાદમાં ૧૩, પુનામાં ૧૯ જ્યારે જામનગરમાં ૩૧ ની સંખ્યા હતી. ૧૯૩૫ ના માર્ચમાં પહેલી પરીક્ષા થઇ. જામનગરમાં ૩૧ માંથી ૨૧ પાસ થયા. બે વિદ્યાર્થીઓ એક ભાઇ અને એક બહેન માન સહિત પાસ થયાં.

દર વર્ષે દશ નવા વિદ્યાર્થીઓ લેવાનું ધોરણ આ સંસ્થાએ ચાલુ કર્યું છે. સસ્થાનું સઘળું ખર્ચ નવાનગર રાજ્ય ભોગવે છે.

આ લેખ લખતી વખતે આ સંસ્થામાં કુલે ૬૨ વિદ્યાર્થીઓ છે. બહેનો ૩૨ વર્ષ આખરે હતી. નવી ૧૩ બહેનોને દાખલ કરવામાં આવી છે. વર્ગમા નર્સિંગ હોમથી અલગ ૧૭ ભાઇઓ શિક્ષણ લઇ રહેલા છે. કાઠિયાવાડના બે રાજ્યોએ પોતાને ત્યાંથી આ વર્ગમાં જોડાનાર ત્રણ બહેનો માટે શિષ્યવૃત્તિઓ આપવા સહકાર આપ્યો છે.

આ વર્ગમાં દાખલ થવા ઇચ્છનાર બહેનોની લાયકાતમાં ગુજરાતી ૭ ધોરણનો અભ્યાસ છે. અંગ્રેજી જ્ઞાન થોડું ઝાઝું હોય તો ઉત્તમ. ઉમરનું પ્રમાણ ૧૮ થી ૪૦ વર્ષનું છે. બહેનોને રહેવા માટે સ્વચ્છ, સગવડવાળું 'હોમ' છે. પોશાક હોસ્પીટલ તરફથી મફત મળે છે. શિક્ષણની કાંઇ ફી લેવામાં આવતી નથી. વધારામાં બહેનોને નિર્વાહ માટે માસિક રૂ. પંદરની શિષ્યવૃત્તિ મળે છે.

શિક્ષણ ગુજરાતી ભાષામા અપાય છે. પાસ થયે બોમ્બે પ્રેસીડન્સી નર્સિંગ એસોસીએશન તરફથી ડીપ્લોમા મળે છે. વર્ગની શરૂઆત જાન્યુઆરીથી થાય છે. જામસાહેબના રાજનગરને અને એમના રાજ્ય અમલને આ સંસ્થા ગૌરવ આપનારી છે.

## રશિયા અને હિન્દની સ્ત્રીઓ

રશિયન સ્ત્રી ને હિંદી સ્ત્રીના જીવનમાં ઘણું સામ્ય છે. જે રશિયન સ્ત્રીનું જીવન જુના જમાનામાં હતું તે આજ હિંદી સ્ત્રીનું છે. જે જંજીરો જુની રશિયન સ્ત્રીના પગમા ખખડતી, ને આજે દંતકથાની વાતો જેવી બની ગઇ છે તે જંજીરો આજે હિંદી સ્ત્રીના સૌથી મોટા ભાગના પગમાં ખખડી રહી છે અને સાચા સ્ત્રીત્વનું વિકટ હાસ્ય કરી રહી છે. જે રીતે રશિયન સ્ત્રીત્વ જાગ્યું તે જ રીતે હિંદી સ્ત્રીત્વ કાં ન જાગે ? જે સાચું સ્વતંત્ર મનુષ્યત્વ રશિયન સ્ત્રીએ મેળવ્યું તેવું જ મનુષ્યત્વ હિંદી સ્ત્રી કાં ન મેળવે ? જે રીત રશિયન સ્ત્રીને કામ લાગી તેજ રીત હિંદના નારી સમુદાયને પણ કામમાં ન લાગે ?

—શ્રીમતી કમળાદેવી ચટ્ટોપાધ્યાય

# ગોળમેજી પરિષદ

ભરનાર : શ્રી. 'નિરંજન'

**સ્થળ** : સુશીલાનું ઘર.
**સમય** : બપોરે બે–ત્રણ વાગ્યાનો.

[ સુશીલા પોતાના ઘરમા બેઠી બેઠી ગૂંથે છે.
[ સખીઓ કાન્તા અને શાન્તા મળવા આવે છે.]

**કાન્તા** : કેમ સુશીલાબ્હેન, શું કરોછો ?

**સુશીલા** : આવો, આવો કાન્તાબ્હેન, મારા ભાઇને મ ટે આ શાલ ગૂંથું છું. શાન્તાબ્હેન તમેય આજ તો ભૂલાં પડ્યાં ?

**શાન્તા** : સુશીલાબ્હેન, તમે મેટ્રીકની પરીક્ષામાં પાસ થયાં તે માટે અમે તમને અભિનંદન આપવા આવ્યાં છીએ

**સુશીલા** : તમારી લાગણી માટે આભાર માનું છું. પણ એમાં મેં કાંઇ મોટો વાઘ નથી માર્યો. ઘણીય છોકરીઓ મેટ્રીક તો શું પણ હવે તો બી.એ. ને એમ.એ. પણ થાયછે.

**કાન્તા** : વાઘ માર્યો એમ તો કહેવાય જ ને ? આપણી નાતમાં છોકરીઓ મેટ્રીક સુધી તો શું પણ અંગ્રેજી ય કયાં ભણે છે ?

**શાન્તા** : સાચી વાત છે, સુશીલાબ્હેન. આ જુઓને અમારો જ દાખલો. હજી પૂરી ત્રણ ચોપડી અંગ્રેજી ન્હોતી કરી ત્યાં માબાપને પરણાવવાની ઉતાવળ આવી ગઇ અને ઝૂંસરીમા જોડી દીધાં.

**સુશીલા** : એ ખરું, માબાપોએ એવી ઉતાવળ ન કરવી જોઇએ. હજી આપણું શરીર કે બુદ્ધિ પૂરેપૂરાં ખીલ્યાં ન હોય ત્યાં માબાપો પરણાવી દે પછી હંમેશનાં માંદલા રહીએ અને દુઃખી થઇએ એમાં કાંઇ નવાઇ છે ?

**કાન્તા** : તે એમ દીકરીને બહુ મોટી થવા દે તો વ્હેલા વ્હેલા લ્હાવો કેમ કરીને લેવાય ?

**શાન્તા** : લ્હાવા શાના લ્હાળા કહો, લ્હાળા પરણાવતી વખત તો જાણે હેત ઉભરાઇ જતાં હોય અને પછી થાય વ્હેવાઇ–વ્હેવાણના ઝઘડા. એમાં વચ્ચે મરો થાય આપણો. તમે નશીબદાર છો કે હજી પરણ્યાં નથી. પરણશો ત્યારે ખબર પડશે કે સાસુ–નણદીનાં હેત કેવાં હોય છે.

**કાન્તા** : ઠીક, ઠીક. મૂક હવે એ બધી પંચાય. તું તો જ્યાં જાય ત્યાં તારૂં રામાયણ ચાલે. આજના આનંદના દિવસે કયાં સુશીલાબ્હેનને એ બધું સંભળાવે છે ? જે વાત કરવા આવી છે તે તો કરતી નથી !

**શાન્તા** : હા રે હા, આ બધી કથામાં એ તો હું ભૂલી જ ગઇ. સુશીલા બ્હેન, તમે પાસ થયાં તેની ખુશાલીમાં બધી બ્હેનપણીઓને તમારે પાર્ટી આપવી પડશે.

**સુશીલા** : પાર્ટી ? પાર્ટી શાની ?
[ સુશીલાનું મોઢું ઉતરી જાય છે ]

**કાન્તા** : લ્યો, એમ ઉડાવવા માંગશો તે કાંઇ ચાલશે ? તમે પાસ થાઓ તે અમને મીઠું મોઢુંય નહિ કરાવો ?

**સુશીલા** : પણ બ્હેન, અત્યારે આ મિષ્ટાન્ન ઉડાવવાનો વખત છે ? બાપુજી અને આપણા બીજાં અનેક ભાઇ–બ્હેનો સ્વતંત્રતા મેળવવા રીબાતાં હોય અને આપણે મોજ ઉડાવીએ એ શોભે ?

**શાન્તા** : બધુંય શોભે. એમ તો સ્વરાજ મળતાં વર્ષો વહી જશે–તેથી આપણે શું ખાવું પીવું ને આનંદ ન કરવો ?

## આંતરરાષ્ટ્રીય મહિલા કાર્યકરો



ઇન્ટર. નેશનલ સફ્રેજ એલાયન્સ બોર્ડની એમસ્ટર્ડામમાં મળેલી બેઠકમાં હાજર રહેલા પ્રતિનિધિ બહેનો.